


અનુવાદક શ્રીયુત શાન્તિલાલ હીરાલાલ વરીઆ

# શ્રી સમર્થ રામદાસ



આમ્હાં તુમ્હાંસ ભવવારીધીમાજી તારૂં,
જે વાચીતાં પરીસતાં મગ હોય તારૂં;
"દાસ બોધ" રચના ઘડલી જયાલા,
વન્દૂં નિરંતર તયા ગુરૂ રામદાસા....



શ્રી વીઠોબા, પંઢરપુર, જી સોલાપુર



શ્રી. સ. ભાઉસાહેબ મહારાજ ઉમદીકર, હિંચગેરી,
જીલ્લા વિજાપુર, સમાધિ શકે ૧૮૩૫ માઘ શુ. ૩.

## —: પ્રસ્તાવના :—

॥ શ્રી સદ્‌ગુરુ પ્રસન્ન ॥

શ્રી ભક્તવિજય ગ્રંથનો અનુવાદ તૈયાર થયા પછી આ ગ્રંથની પ્રસ્તાવના રૂપે બે શબ્દો મારે લખવા એવું સૂચન શ્રી શાન્તિલાલ વરીઆએ મને કર્યું. આ મૂળ ગ્રંથ મરાઠી ભાષામા મહીપતિ નામે પ્રખ્યાત સંતપુરુષે વર્ષો પહેલાં રચ્યો હતો. ગ્રંથ જૂનો છે; છતાં પણ તેની રચના એવી છે કે ચાલુ સમયના સુશિક્ષિત મરાઠી વાંચકોને પણ એમાંની રસાળ અને મીઠી વાણીથી વિલક્ષણ મોહની લાગે છે.

જેને પાંચ વર્ષ પહેલાં મરાઠી ભાષાની ગંધ ન હતી, એવા એક ગુજરાતી ગૃહસ્થના હાથે આ ગ્રંથનો ગુજરાતી ભાષામાં અવતાર થયો એ એક આશ્ચર્યકારક ઘટના છે. પરમેશ્વરી શક્તિની સહાય હોવા સિવાય આટલા મોટા ગ્રંથનો એના હાથે અવતાર થવો અશક્ય છે. એટલા માટેજ હું એમ કહું છું કે આ એક પરમેશ્વરી કાર્ય છે, માનવીનું નથી. કોઇ એકનો હાથ પકડીને પરમેશ્વરે જ આ કાર્ય કરાવ્યું છે.

આ ગ્રંથનું મોટાપણું શોભે એવી રીતે કોઇ અધિકારી માણસે વાસ્તવિક રીતે આ ગ્રંથનો ઉપોદ્‌ઘાત લખવો ઘટે છે. મારા જેવા સામાન્ય માણસે બે શબ્દો લખવા એટલે સૂર્ય સામે આગિઓ જાય તેવો પ્રકાર છે. પરંતુ શ્રી વરીઆની ઇચ્છા ભંગ ન થાય તે કારણથી મેં પ્રસ્તાવના લખવાનું કબુલ કર્યું છે.

આ ગ્રંથમાં શું છે? મહીપતિએ શ્રી પાંડુરંગની આજ્ઞા પ્રમાણે ભક્તોનાં ચરિત્રો આ ગ્રંથમાં વર્ણવ્યાં છે. ઉત્તર હિંદુસ્તાનમા ગ્વાલિયરમાં શ્રી નાભાજી નામના ભક્તે આ ચરિત્રો તે દેશની ભાષામાં લખ્યા હતાં અને દેવની ઇચ્છાથી હું મહારાષ્ટ્રની ભાષામાં લખું છું એમ મહીપતિએ કહ્યું હતું.

હિંદુસ્તાનની વસ્તી વિવિધ ભાષા બોલતા પ્રદેશોમાં પથરાયલી છે. પણ દેશના ગમે તે ભાગમાં જાઓ, અથવા ગમે તે ભાષા બોલાતી વસ્તીમાં જાઓ તો દેવ ઉપર અને ધર્મ ઉપર અત્યંત શ્રદ્ધા

રાખવાવાળા મળી આવશે. પોતાને હાથે દેવસેવા થાય એવું સર્વ ભાવિક લોકોના મનમાં હોય છેજ. શ્રી પાંડુરંગે કહ્યું છે કે મારા ગુણાનુવાદ જ્યાં પ્રેમથી ગવાય છે તે ઠેકાણે હું હંમેશાં હાજર છું. પરમેશ્વરની વિવિધ પ્રકારે જે લોક સેવા કરે છે તેનેજ ભક્ત કહેવામાં આવે છે અને તેવાજ સર્વ ભક્તોનાં ચરિત્રો મહીપતિએ તેના ગ્રંથમાં વર્ણવ્યાં છે.

✓ પરમેશ્વરની ભક્તિની છેવટની સ્થિતિ એટલે હું પોતે જ પરમેશ્વર છું એવું ભક્તને લાગે તે. ઇશ્વર મારાથી ભિન્ન નથી એવું લાગવું તે સ્થિતિ. સર્વ વસ્તુમાં પરમેશ્વર છે માટે જ સર્વ પદાર્થ વસ્તુ એ મારું સ્વરૂપ છે. તેમાં ભિન્ન ભાવ નથી એનો પ્રત્યક્ષ અનુભવ છેવટની સ્થિતિમાં થાય છે.

હું જ પરમેશ્વર છું એવું સમજવા પછી દેવસેવા પહેલાંની જેમ જ તેવા ભાવથી ચાલુ રાખવી એ અઘરું છે. 'ભક્તવિજય ગ્રંથ'માં એવા સંતોનાં ચરિત્ર છે કે જેમણે દેવસેવામા કદી ભિન્ન ભાવ આવવા દીધો નથી. પૂર્ણ અવસ્થાએ પહોચ્યા છતા પણ જેણે પરમેશ્વરની ભક્તિ પહેલા કરતાં અધિક પ્રેમથી ચાલુ રાખી હતી એવા સંતોના ચરિત્રો આ ગ્રંથમાં છે.

ચાલુ જમાનામાં આપણાં જીવન વધુ પડતી કાળજીથી, ચિંતાથી અને બંધનથી અતિશય દુઃખી થયેલા છે. ઘરઘરમાં, આડોશી પાડોશીમાં, પ્રાંત પ્રાંતમા, દેશ દેશમાં એક બીજા માટે વૈમનસ્યની ભરતી આવી છે. કળિયુગ માટેનું જે વર્ણન આપણાં પુરાણમાં લખ્યું છે તેનો આજે આપણે પ્રત્યક્ષ અનુભવ કરીએ છીએ. પૈસા વિના માણસને ચાલતું નથી અને લક્ષ્મી–ધન–મેળવવા માટે માણસો દોડધામ કરે છે અને ધન મેળવવા સારા–ખોટાનો કે ન્યાય–અન્યાયનો વિચાર પણ કરતા નથી.

આવી અવનત અવસ્થામાં પણ દેવની સેવા કરવી એવો વિચાર કરનારા માણસો છે. અર્થાત દેવની સેવા એટલા માટે કરવી કે જેથી આપણો ઉદ્ધાર થાય. દેવ તરફ માણસો વળે છે તે પણ એવા સંજોગોમાં જ. જ્યારે માણસ કઠણ પરિસ્થિતિમાં આવી પડે અને હિંમત હારી જાય ત્યારે છેવટે દેવ તરફ વળે છે તેવો એક પ્રકાર છે. બીજો પ્રકાર પૂર્વજન્મના સંસ્કારને લીધે કુદરતી રીતે જન્મ લેતાંની સાથે જ પરમેશ્વર તરફના વલણવાળો હોય છે. સત્પુરુષોની સંગતથી વિચારશુદ્ધિ થવાને લીધે દેવ તરફ વળે તે ત્રીજા પ્રકારના માણસો છે. આપણા સર્વ પૌરાણિક ધર્મશાસ્ત્રોમાં અને શુભ

ગ્રંથોમાં લખી રાખ્યું છે કે જો સંસારરૂપી સાગર તરી જવો હોય તો પરમેશ્વરનો આશ્રય લેવો. હવે પરમેશ્વરની પ્રાપ્તિ કેવી રીતે થાય, તેની માહિતી મેળવવા દરેકે ગુરુ કરવાની આવશ્યકતા છે. ગુરુ વિના તરવાનો ઉપાય નથી અને તે દરેક સાધક જાણે છે. પણ દરેકને સારો અધિકારી ગુરુ તરત મળવો કઠણ છે. પૂર્વ તૈયારી અને પૂર્વ અભ્યાસ થયા વિના જે પ્રમાણે પરીક્ષામાં વિદ્યાર્થી પાસ થઈ શકતો નથી તેજ પ્રમાણે આપણી યોગ્ય તૈયારી ન હોય ત્યાં સુધી ગુરુ પ્રગટ થતા નથી.

કળિયુગમાં બનાવટી સોનું, બનાવટી રેશમ એમ બનાવટી ગુરુનો પણ ગફ્ફો ફાટયો છે. અગ્નિપરીક્ષામાંથી નીકળેલો ગુરુ હોય તો જ તે તેના શિષ્યનો ઉદ્ધાર કરી શકશે; નહીં તો શિષ્યોને માથે ગુરુનો ઉદ્ધાર કરવાનું કાર્ય આવી પડશે.

આવી પરિસ્થિતિમાં સામાન્ય માણસે શું કરવું જોઈએ? સત્સંગ કરવો જોઈએ. સારા ગ્રંથોનું વાંચન કરવું, નિત્યનિયમ પ્રમાણે દેવસ્મરણ કરવું. એ પ્રમાણે સતત કાર્ય કરવાથી મનની ચંચળતા જતાં સ્થિરતા આવતી જશે. જુદી જુદી તરેહના અનુભવથી મનની ખાત્રી થશે કે સંસારમાં ચાલી રહેલો ઉલટો પ્રકાર માયાજાળથી ભરેલો છે. જુદી જુદી આપત્તિઓ દિનપ્રતિદિન ઉત્પન્ન થાય છે. તેથી જૂના જમાનાના માણસોમાં ઉત્તમ પ્રકારનાં માણસો થઈ ગયાં તેઓનાં જીવન કેવાં હતાં તેનો અભ્યાસ કરવો. પરમેશ્વર પ્રાપ્તિ કરતાં તેઓએ કરેલા ભગીરથ પ્રયત્નો સમજવા. આપત્તિના સમયે પણ પરમેશ્વરની સેવા કેવી નિર્ભયતાથી નિરપેક્ષ રીતે તે સંતોએ કરી હતી તેનું મનન કરવું જોઈએ.

દુનિયામાં પૈસાની મદદથી સર્વ સુખ ખરેખર મળે છે કે? સર્વ શ્રીમંત લોકો એમ છાતી ઠોકીને કહી શકશે ખરા કે અમે આનંદ ભોગવીએ છીએ, અમારે કંઈ પણ દુઃખ નથી? એનો ઉત્તર હંમેશાં નકારમાંજ મળશે. દરરોજના કાર્યમાં ઇંદ્રિયસુખ પ્રાપ્ત કરવા માટે પૈસાની જરૂર પડે છે તે વાત ખરી છે, પણ તે સુખનો ઉપભોગ પૂરો થતાં મનની શાંતિ મળતી નથી. મનમાં પાછો ક્ષોભ આવી ઊભો રહેશે. પારકું દ્રવ્ય જોઈને પણ દુઃખ થાય છે. વાસ્તવિક કારણ એ છે કે ખરો આનંદ શું છે તેની કોઈને કલ્પના નથી.

સર્વ સામાન્ય વ્યવહારમાં કંઇ નુકશાન થયું, અથવા કોઇ અંગત મનુષ્યનું મરણ થયું તો શોકથી વ્યગ્ર થઇ આપણે રડીએ છીએ અને આંખમાંથી આંસુ વહે છે. તેથી ખેદ ઉત્પન્ન થાય છે. ભક્તવિજય ગ્રંથમાં પ્રત્યેક અધ્યાયમાં ઊંડા ઉતરી વાંચન કરતાં અશ્રુપાત ન થાય એવો એક પણ પ્રસંગ નહીં હોય. તે પ્રસંગે આપણે રડીએ છીએ. પરંતુ આ પ્રકારના રડવાથી દુઃખ કેમ થતું નથી! એ અશ્રુ સુખનાં છે. આ અશ્રુપાત થતાં આપણા કળવામાં આવશે કે આવો અપૂર્વ આનંદ આપણને કદી પણ મળ્યો નથી. ભક્તવિજય ગ્રંથ વાંચતાં વાંચતાં પ્રેમાળ ભક્તિને લીધે સર્વ અંગને સુખ મળે છે. નેત્રમાંથી અશ્રુપાત થાય છે બાહ્ય આવરણ અટકે છે અને મન સ્વસ્થાનમાં સ્વસ્થ બેસે છે. આનંદ, આનંદ એમ કહીને આપણે શોધ કરતા ફરીએ છીએ તે જ આ ખરો આનંદ છે.

યોગશાસ્ત્રના અભ્યાસથી સાધકોને સમાધિ લાગે છે અને સર્વ બાહ્ય વૃત્તિનો લોપ થાય છે. પરંતુ સમાધિ ઉતર્યા પછી જે સમયે સાધક રોજની પ્રવૃત્તિમાં જાય છે ત્યારે તેને દુનિયાનો સંકલ્પ વિકલ્પ તત્કાળ લાગુ પડી જાય છે. સારો અથવા ખોટો સંકલ્પ કે વિકલ્પ થાય તે પ્રમાણે દુઃખ અને સુખનો ભાસ કરનારાં ફળ તેને મળવાનાં શરૂ થાય છે. આ કારણથી મનની સ્થિરતા ફક્ત અલ્પ સમય માટે જ રહે છે. માટેજ જે સાધનાથી મન હંમેશ માટે શાંત સ્થિતિમાં રહે તેવો માર્ગ સાધકે શોધવાનો રહ્યો છે. હઠયોગ, સમાધિ એ સર્વ કોઈ સજ્જન સાધકોને શક્ય નથી એવું કંઇ નથી પણ જે કાર્યથી પૈસાનો વ્યય થતો નથી, શારીરિક કષ્ટ થતું નથી, મન આપોઆપ શાંત થાય છે અને ખરા સુખનો અનુભવ પ્રાપ્ત થાય છે તેજ આ "ભક્તિમાર્ગ" છે.

પાપ, પુણ્ય, સુઃખ, દુઃખ, ગરીબી, શ્રીમંતાઇ એ સર્વ હે ભગવાન, તારોજ ખેલ છે. "મારો જન્મ થયા પછી મારા હાથથી જે જે કંઈ કર્મ થાય છે, તે વ્યક્તિગત રીતે મારું નથી. એ મારું છે એવી પણ મારી ભાવના નથી. હે ભગવંત, એ સર્વ તારું છે. હું માત્ર યોગ્ય નીતિથી મારું કર્તવ્ય કરું છું." આવી ભાવનાથી દુનિયાનો વ્યવહાર કરતા જઇએ તો તે તે કર્મોથી નિર્માણ થનારાં સુઃખ દુઃખ રૂપી ફળ મને વળગી શકશે નહીં. કારણ ખરેખરો જે 'હું' છે તે બીજોજ બ્રહ્મસ્વરૂપ પરમેશ્વર છે. તેને કંઇજ સુઃખ દુઃખ થતું નથી. પરમેશ્વરનો ખ્યાલ રાખીને જો આપણે

એકનિષ્ઠાથી કાર્ય કરીશું તો પરમેશ્વર અપ્રગટ કે ગુપ્ત રહી શકશે જ નહીં. જે જે સર્વ વસ્તુમાં તે ભરેલો છે તે જ આપણામાં શું નથી કે ? વિચાર કરો. તો પછી આપણે તેનું અહર્નિશ એક સરખું ધ્યાન ધરીશું તો જે આપણો અંતરયામી, સર્વસાક્ષી છે તે અંદરથી બહાર આવીને સાકાર રૂપ ધારણ કર્યા સિવાય રહેશે જ નહીં. તેની લીલા પ્રત્યક્ષ શરૂ થશે. માત્ર તેના ઉપર સંપૂર્ણપણે શ્રદ્ધા રાખવી જોઇએ.

અનેક વખતે આપણે એવું જોઇએ છીએ કે દુરાચારી લોક જ ઐહિક વૈભવમાં આળોટે છે અને સજ્જનોને અન્ન માટે ફાંફાં મારવાં પડે છે. તે સમયે પરમેશ્વર ઉપરની શ્રદ્ધા અને ભક્તિમાં ફાટફૂટ પડવાનો સંભવ આવી પડે છે અને કહેવાઇ જાય છે કે આવો અન્યાય કેમ ? ભક્તવિજય ગ્રંથમાં ઘણાખરા સંતોને ઘેર ધનધાન્યની વિપુલતા ન હતી. સારા વિશ્વનું દારિદ્ર ત્યાં હતું. પરંતુ પરમેશ્વરની ભક્તિમાં તેમને હાથે જરા પણ ઉણપ આવી નહીં. ઉલટું પ્રત્યેક કઠણ પ્રસંગે તેમનું મનોધૈર્ય અને ઇશ્વર પ્રત્યે નિષ્ઠા વધતી જતી હતી. વિના કારણ પરમેશ્વર પોતાના ભક્તોની કસોટી કરી જુએ છે કે આ ખરો ભક્ત છે કે નહીં. જુદી જુદી તરેહની વાસનાની જાળમાં કે લોભમાં આ ભક્ત સપડાય છે કે નહીં ? એની ધીરજ ખૂટે છે કે કેમ ? એ સર્વ પ્રકારે પરમેશ્વર પરીક્ષા કરે છે. જે દુર્જનોને સુખભોગ મળે છે તેવાની કદી જ કસોટી કરતા નથી. કારણ કે પરમેશ્વર પ્રાપ્તિનો વિચાર તેઓના મનમાં કદી આવશે જ નહીં. એટલે પરમેશ્વરના મનમાં પણ આવા લોકોનો ઝટપટ ઉદ્ધાર થાય તેવું આવતું નથી. આથી તેઓ પોતાની વાસનાથી નિર્માણ થનારાં સુખદુઃખના ખેલમાં જ રાચે છે. ધીરેધીરે ભોગ ભોગવતાં ભોગવતાં અનેક જન્મ લેવા પડે છે ત્યારે જ તેમનું પ્રારબ્ધ ખૂટે છે.

પણ પરમેશ્વરના ભક્તોની આ સ્થિતિ નથી. તેમનો ઝટપટ ઉદ્ધાર થવો જોઇએ એવી પરમેશ્વરને કાળજી રહે છે. તેથી પાછળના અનંત જન્મોનાં પ્રારબ્ધ કર્મ એકદમ જલદી જલદી પૂરાં કરવાની દેવને જ ઉતાવળ થાય છે તેથી ભક્તનાં સર્વ તરેહનાં સુખદુઃખ ખરચાવી નાખે છે. તે કારણથી જ તેઓની પરમેશ્વર ઉપરની શ્રદ્ધાની કસોટી થાય છે. આવડી કપરી કસોટી શા માટે ? જો પરમેશ્વર દયાળુ છે તો એકાદ ખાટકીને શોભે એવી પદ્ધતિથી તે ભક્તોનો અંત આવતો દેખાય તેવું કેમ કરે છે ? અરે મિત્રો, એમ કરવાનું કારણ એ છે કે જે સમયે પરમેશ્વર પોતાના

રૂપનો સાક્ષાત્કાર સાધકને કરાવે છે, એટલે કે જે બ્રહ્માંડમાં છે તે દરેકમાં પણ છે તેનો સાક્ષાત્કાર સાધકને આપે છે તે પરમ ઉચ્ચ ક્ષણથી જ તે સાધક સાધક અવસ્થામાં ન રહેતાં પ્રત્યક્ષ પરમેશ્વર જ થાય છે. જે શકિતથી આ સૃષ્ટિનો ખેલ ચાલે છે તે સર્વ શકિત આવા ભકતની ચરણરજમાં જ રહે છે. આવાં અનંત વિશ્વનું નિર્માણ કરવાની અથવા તેનો પ્રલય કરવાની શકિત તેને સાધ્ય થાય છે. હવે વિચાર કરો જોઇએ, આવી શકિત પ્રાપ્ત થયા પછી પણ આ ભકતોના અંતઃકરણમાં જો વાસનાનો ખેલ જ નજીક હોય તો પોતાની ઈચ્છા માત્રથી જ તે અનંત સૃષ્ટિનો નાશ કરનાર કેમ થાય નહીં? કારણ શકિત પરમેશ્વરી છે વાસના માત્ર માનવીની જ રહી; જ્યારે વાસના માનવી છે તો તેનો ખેલ પણ સર્વ સામાન્ય માણસ પ્રમાણે જ થાય એમાં કંઈ નવીન નથી. પછી અન્યાયનો ન્યાય અને ન્યાયને ઠેકાણે અન્યાય, સજ્જનને શિક્ષા અને દુષ્ટને રાજયોગ એ પ્રમાણે નાના પ્રકારના ઉત્પાત તેના હાથથી થયા કરશે. આવો અનુભવ આપણને રોજના વ્યવહારમાં નજરે નથી પડતો કે શું? જે લોકોના અંતઃકરણમાં દુષ્ટ પ્રવૃત્તિ ભરેલી છે તેઓના હાથમાં સત્તા સોંપી દેવી ભયાનક છે કારણ કે તેઓથી અન્યાય થવાનો ચાલુ જ રહેશે.

દુનિયામાં અસુર એટલે રાક્ષસ અને સુર એટલે દેવ એવી બે મનોવૃત્તિ વચ્ચે હંમેશાં ઝગડો ચાલુ રહે છે. એટલા માટે જ પરમેશ્વર પોતાના ભકતોના અંતઃકરણમાં અસુરવૃત્તિનો લવલેશ અંશ રહે નહીં તે રીતે જ કસોટી કરી જુએ છે. ભકતોનો વાસનામય દેહ બળી ગયો કે પછી પરમેશ્વરી શકિતનું દાન તેને મળે છે; અને તેને જુદો છે તેવું ન ગણતાં તે સર્વ આણી માત્રમાં વ્યાપક છે તેવું કરી દે છે. તે કીડી થઇને સાકર ખાઇ શકશે કે ગધેડો થઇ ને માર ખાઇ શકશે. પરમેશ્વરની કસોટીમાંથી પસાર થયેલા ભકતને હાથે કદી અન્યાય થશે નહીં.

પરમેશ્વરી શકિતની સાધના કરતાં કરતાં વચલી અવસ્થામાં કંઇક મર્યાદિત પ્રમાણમાં ભકતોને શકિત પ્રાપ્ત થાય છે. અર્થાત તેમની પરીક્ષા કરવા થોડી શકિત પરમેશ્વર તેને આપે છે; અને તે શકિતથી પ્રાપ્ત થતા સુખદુઃખમાં ભકત ગુંચવાય છે કે કેમ તે ઇશ્વર જુએ છે. થોડી શકિત મળ્યા પછી કેટલાક સાધકોને સાધન કાર્ય છોડતાં અને ઐહિક વૈભવ મેળવતા જોવામાં આવે છે. એટલું જ નહીં પણ એકાદ માણસ બીજા સાધુની સેવા કરતો હશે તેને પોતાની સેવામાં લાગુ પાડવાની તેની પ્રવૃત્તિ

ચાલુ થશે. આવા સમયે બીજા સાધુ ઉપર પોતાની શક્તિનો ચમત્કાર પણ આવા લોકો કરે છે.

સર્વ સામાન્ય માણસોથી આ સર્વ પ્રકાર કળી શકાય તેમ નથી. તેથી આવા સમયે ખરો કોણ અને ખોટો કોણ એ ભેદનું સમજવું અઘરું પડે છે. આ કારણથી ગુરુ કરતા પહેલાં માણસે ગુરુની પણ કસોટી કરવી જોઇએ. નહીં તો ગુરુને શિષ્ય-બન્નેનું સાર્થક થશે નહીં.

"લોભી ગુરુ ને લાલચુ ચેલા દોનું નરકમેં ઠેલંઠેલા."

તેથી આવા પ્રસંગે સાધકે જ્યાં જ્યાં ભગવત્ પ્રેમ દેખાય ત્યાંત્યાં સાવધતાથી જવું અને કીડી જેમ સાકર શોધે તેમ પરમેશ્વર રૂપી સાકરની કણી ભેગી કરવી તે ઉત્તમ છે. એટલા માટે જ પહેલાં થઇ ગયેલા સંતોનાં ચરિત્રોનો ચિકિત્સાથી અભ્યાસ કરવો, વાંચવાં અને મનન કરવું. એક વખત નહીં, બે વખત નહીં પણ અનેક વખત તે પ્રમાણે જ કર્યા કરવું. તેનું પરિણામ એ આવશે કે સાધક-પોતે જ સંત રૂપ થઈ જશે. ખરેખરા સંતનું રૂપ અને ક્રિયા પ્રાપ્ત થશે આસુરી વૃત્તિનો નાશ થશે કહ્યું છે કે "જ્યા ભાવ ત્યાં દેવ." તમે જેવી ઈચ્છા કરશો તેવાં ફળ મળશે. તમે સંતચરિત્રનો અભ્યાસ હાથ ધરશો તો પછી તમને સંતરૂપ પ્રાપ્ત થયા વિના રહેશે જ નહીં. ઇશ્વર બીજી કોઇ જગ્યાએ મળી શકશે કે? નહીં. જે ઠેકાણે સંત તે જ ઠેકાણે દેવ છે એ નિશ્ચિત સમજો તમે સંત થયા કે તમારામાં વસેલો દેવ જાગૃત થવો જ જોઇએ. સર્વ સાધકોને સમજાય તેવો સરળ માર્ગ શ્રી. તુકારામ મહારાજે કહી રાખ્યો છે. તેમણે લખેલા સંદેશાના છેવટના બાર અભંગ વડે સાધકોને છૂટથી થોડામાં જ સર્વ સાધનમાર્ગ કહી દીધો છે તે નીચે પ્રમાણે છે.

★

## શ્રી તુકારામ મહારાજકૃત બાર અભંગ

(૧)

જન્માચે તે મૂળ પાહીલે શોધૂન, દુઃખાસી કારણ જન્મ ઘ્યાવા,
પાપ પુણ્ય કરૂની જન્મા યેતો પ્રાણી, નરદેહા યેઉની હાની કેલી.
રજ, તમ, સત્ત્વ આહે જ્યાચે અંગી, યાચ ગુણે જગી વાયાં ગેલા,
તમ મ્હણજે કાય નરકચી કેવળ, રજ તો સબળ માયા જાળ
તુકા મ્હણે યેથેં સત્ત્વાચે સામર્થ્ય, કરાવા પરમાર્થ અહરનીશી.

અર્થ : સર્વ જન્મનું મૂળ-સાર-જો આપણે શોધી જોઇએ તો એવું સમજાશે કે જન્મ એ કેવળ દુઃખનું જ કારણ છે. પૂર્વ જન્મમાં જે પ્રમાણે પાપપુણ્ય કર્યાં હશે તે પ્રમાણે દરેક પ્રાણી માત્રનો નવો જન્મ થાય છે. આ શ્રેષ્ઠ એવો મનુષ્ય જન્મ પ્રાપ્ત થયો છતાં માણસ પોતાને હાથે જ પોતાનું નુકશાન કરે છે. પ્રાણી માત્રના અંગમાં રજ, તમ, અને સત્ત્વ એવા ત્રણ ગુણનો ખેલ એક સરખો ચાલી રહ્યો છે. તેથી મનુષ્ય જન્મ મળ્યા છતા ફોગટ ફેરા પડે છે. તમોગુણ એટલે પ્રત્યક્ષ નર્કપુરી છે, રજો ગુણ એટલે પ્રબળ માયાજાળ, એવા આ બે ગુણ કરતાં સત્ત્વગુણનું સામર્થ્ય વધારે છે. અને તેથી જ શ્રી તુકારામ મહારાજ કહેતા કે રાત્રી દીવસ પરમાર્થ કરવો—નામસ્મરણ કરવું

(૨)

**અહરનીશી સદા પરમાર્થ કરાવા, પાય ન ઠેવાવા આડમાર્ગી**
**આડમાર્ગી કોણી જન જે જાતીલ, ત્યાંતુની કાઢીલ તોચી જ્ઞાની.**
**તોચી જ્ઞાની ખરા તારી દુજીયાંસી, વેળો વેળી ત્યાંસી શરણ જાવે.**
**આપણ તરેલ નવ્હે તે નવલ, કુળે ઉધ્ધરીલ સર્વાંચી તે,**
**શરણ ગેલીયાને કાય હોતે ફળ, તુકા મ્હણે કુળ ઉદ્ધરીલે.**

અર્થ : રોજ પરમાર્થ કરવો. કોઈપણ ખરાબ રસ્તે આપણો પગ નાખવો નહીં. કદાચ ખરાબ રસ્તે આપણો પગ પડયો તો ત્યાંથી તરત કાઢીને સન્માર્ગે ચાલવું. તેમ કરે તેજ જ્ઞાની પુરૂષ કહેવાય. જે બીજાને સન્માર્ગ ઉપર લાવી તેનો ઉદ્ધાર કરે તેજ પુરુષને શરણે આપણે વારંવાર જવું. શરણે જવાથી શું થાય ? તો શ્રી તુકારામ મહારાજ કહે છે કે આપણા કુળનો ઉદ્ધાર તેથી જ થશે.

(૩)

**ઉદ્ધરીલે કુળ આપણ તરલા, તોચી એક ઝાલા ત્રૈલોક્યાંત**
**ત્રૈલોક્યાંત ઝાલે દૈતચી નિમાલે, ઐસે સાધીયેલે સાધન બરવે**
**બરવે સાધન સુખશાંતી મના, કોધ નાહીં જાણા તીળ ભરી**
**તીળ ભરી નાહીં ચિત્તાસી તો મળ, તુકામ્હણે જળ ગંગેચે તે**

(૪)

**જૈસી ગંગા વાહે તૈસે ત્યાચે મન, ભગવંત જાણ ત્યાચે જવળી,**
**ત્યાચે જવળી દેવ ભકિત ભાવે ઉભા, સ્વાનંદાચા ગાભા તયા દીસે;**

તયા ક્રિસે રૂપ અંગુષ્ટ પ્રમાણ, અનુભવી ખૂણ જાણુતી હે,
જાણુતી હે ખૂણ સ્વાત્માનુભવી, તુકા મ્હણે પદવી જ્યાચી ત્યાલા.

અર્થ : જે આપણને તારે છે અને આપણા કુળનો ઉદ્ધાર કરે છે તે મનુષ્ય ત્રિલોકમા શ્રેષ્ઠ છે, જે સાધનથી મનુષ્ય ત્રિલોકમાં કીર્તિ—નામના મેળવે છે, જે સાધનથી હું-તુંનો દ્વૈતભાવ નષ્ટ થાય છે તે સાધન ખરેખર શ્રેષ્ઠ છે. આવા શ્રેષ્ઠ સાધનથી મનને સુખ શાંતિ મળે છે. આવા સાધનથી તલમાત્ર પણ ક્રોધ જે પ્રાણી કરતો નથી તેના ચિત્તમાં તલ જેટલો પણ મેલ લાગી શકતો નથી. તેથી તેનું મન ખરેખર ગંગાના પાણી પ્રમાણે નિર્મળ રહે છે.

ગંગાનું પાણી જેવું શુદ્ધ વહે છે તેનું જ તેનું મન શુદ્ધ રહે છે અને આવા શુદ્ધ મનના માણસ પાસે સાક્ષાત્ પાડુરંગનો વાસ રહે છે. આવા માણસ પ્રેમે દેવ પણ મોટા ભકિત ભાવથી રહે છે અને તેથી જ તેને સર્વ આનંદનો કંદ—મૂળનું દર્શન થાય છે. તેને અંગુઠા જેવડા આકાશમાં પરમેશ્વરની સગુણ મૂર્તિ દેખાય છે. જેને આ અનુભવ થયો છે તેને મારું બોલવું બરોબર સમજાશે—ખરૂં લાગશે. આવો ગુપ્ત ભેદ સમજ-નારા સ્વાત્માનુભવી લોકોની ખરેખર તુલના કરી શકાય નહીં. તેઓની મોટાઈ તેમને જ શોભે.

(૫)

જ્યાચી ત્યાલા પદવી ઈતરા ન સાજે, સંતાલા ઉમજે આત્મસુખ,
આત્મસુખ ઘ્યારે ઉઘડા જ્ઞાનદૃષ્ટિ, યાવીણ ચાવટી કરૂં નકા;
કરૂં નકા કાંહી સંતસંગ ધરા, પૂર્વીચા જો દોરા ઉગવલા,
ઉગવેલ પ્રારબ્ધ સંતસંગે કરૂની, પ્રત્યક્ષ પુરાણી વર્ણિયેલે.
વર્ણિયેલ્યા એકા ગુણનામ ઘોષે, જાતીલ રે દોષ તુકા મ્હણે

અર્થ : આ પ્રમાણેની મોટાઈ જેને ઘટે તેને શોભે છે બીજાને નહીં. સંતોને આ રૂપ સાક્ષાત્કારનું રહસ્ય સમજાય છે. પોતાની જ્ઞાન દૃષ્ટિ ઉઘાડીને આ રહસ્ય ઓળખો અને બીજે ફંદ કે ધડપડ કરો નહીં. બીજું કંઈ ન કરતા જે સંત મંડળી છે તેઓની સોબત કરો તેના યોગથી પૂર્વ જન્મનું પ્રારબ્ધ તે આ જન્મમા સંતસંગથી બદલાઇને ક્રિયા પલટ થશે. આનો આધાર પ્રત્યક્ષ પુરાણોમાંથી મળી આવશે. શ્રી તુકારામ મહારાજ

અનુભવ લે. એ આત્મસુખ વડે પોતાનું મૂળ જે બ્રહ્મતત્ત્વ છે તેમાં ભળી જા. જે તે છે તેમાં લીન થઇ જા.

(૮)

ભૂતીંલીન બ્હાવે સાંગાવે ન લગેચી, આતાં અહંકાગચી શાંતી કરાં
શાંતી કરા તુમ્હી મમતા નસાવી, અંતરી વસાવી ભૂત દયાં.
ભૂત દયા ઠેવા ભગ કાય ઉણેં, પ્રથમ સાધન હેચી અસે
અસોં હે સાધન જયાચે ચીત્તીં વસે, માયા જાળનાસે તુકામ્હણે.

અર્થ : સર્વ વસ્તુમાત્રમા લીન થવું. એમ થયું કે 'હું' કહેવડાવતી આકારવાળી જે અભિમાનની વસ્તુ જેને અહંકાર કહે છે તે નષ્ટ થાય છે કારણ કે જુદાપણું બાકી રહેતું નથી. એવી રીતે અહંભાવ ગયા પછી હુંપણું જાય કે પછી આ મારૂં એટલી ભાવના સહજપણે છૂટી જાય છે. અને હું મારાનો ભેદભાવ જઇને સર્વ વસ્તુ માત્ર માટે દયા ઉત્પન્ન થશે. એવી રીતે વર્ણન કરેલી સર્વ વસ્તુ માત્ર માટે અનુકંપા એજ ખરેખર પરમેશ્વર પ્રાપ્તિનું પહેલું સાધન છે. એ સાધન જેના અંતઃકરણમાં દૃઢ થયું છે તે આ લોકની માયાજાળમાંથી છૂટી જાય છે.

(૯)

માયા જાળ નાસે યા નામે કરૂની, પ્રીતી ચક્રપાણિ અસોધાવી.
અસોધાવી પ્રીતી સાધૂંચે પાયાસી, કથા કીર્તનાસી સોડૂં નયે
સોડૂંનયે પુરાણ શ્રવણ કીર્તન, મનન, નિદિધ્યાસ સાક્ષાત્કાર,
સાક્ષાત્કાર ઝાલીયા સહજ સમાધી, તુકામ્હણે ઉપાધી ગેલી ત્યાચી

અર્થ : ઉપરના અભંગમાં તુકારામ મહારાજે ભક્તિમાર્ગમાં આવતી સર્વ વાત કહી નાખી છે. પરમેશ્વરનું નામસ્મરણ કરવાથી માયાજાળનો નાશ થાય છે. માટેજ ચક્રપાણિ ઉપર આપણી પ્રીતિ રાખવી. તેજ પ્રમાણે સાધુ સંત ઉપર પણ પ્રીતિ રાખવી. કથાકીર્તન તજવાં નહીં. પુરાણ ને કીર્તન સાવધપણે બેસીને સાંભળવાં, સાંભળીને મનન કરવું. પછી એકસરખો આપણા મૂળ સ્વરૂપનો ધ્યાસ લાગે છે. એવો ધ્યાસ મેળવ્યા પછી જ સાક્ષાત્કાર થાય છે અને સાધકને સમાધિ લાગે છે. જેની એટલી તૈયારી થઇ તે માણસની સર્વ ટક ટક છૂટી એમ તુકારામ મહારાજે કહ્યું છે.

કહે છે કે ભગવંતના ગુણનો અને નામનો ઘોષ કરો, ગર્જના કરો એટલે તમારાં અનંત જન્મના દોષ નાશ પામશે.

(૬)

દોષ રે જાતીલ અનંત જન્મીચે, પાય ત્યા દેવાચે ન સોડાવે
ન સોડાવે પાય નિશ્ચય તો ધરા, આળવા સારંગધરા ભાવ બળે,
ધરૂની કેશવ આણા ભાવ બળે, પાપીયાં ન કળે કાંહી કેલ્યા,
ન કળે તો દેવ સંત સંગા વાંચુની, વાસના જાળોની શુદ્ધ કરા,
શુદ્ધ કરા મન દેહાતીત વ્હાવે, વસ્તુસી ઓળખાવે તુકા મ્હણે.

અર્થ : આ પ્રમાણે પરમેશ્વરના નામનો ગજર કરવાથી અનંત જન્મનાં પાપ, દોષ નષ્ટ થાય છે. માટે જ દેવના ચરણ તજવા નહીં. હું દેવનાં ચરણ છોડનાર નથી એવો પાકો નિશ્ચય કરીને સારંગધરને ભકિત ભાવથી યાદ કરો. કેશવને પોતાના ભકિતભાવથી પકડીને લઇ આવો. પણ મારું કહેવું પાપી લોકોને કોઇ પણ ઉપાયે સમજાશે નહીં. સંત સમાગમ કર્યા સિવાય ઇશ્વર શું વસ્તુ છે તે કળી શકાશે નહીં. પોતાના મનમાં જે જુદી જુદી તરેહની વાસના ઉત્પન્ન થાય છે તેને અગ્નિમાં નાખેલા સોના પ્રમાણે શુધ્ધ કરો. એવી રીતે વાસના શુધ્ધ થઈ એટલે ખરાબ વાસના આપોઆપ નષ્ટ થશે. પછી આ ભૌતિક પાર મનુષ્યનું પગનું પહોંચશે, અને પછી જે ખરી વસ્તુ છે–બ્રહ્મ તત્ત્વ છે–તેની ઓળખાણ થશે.

(૭)

ઓળખારે વસ્તુ સાંડારે કલ્પના, નકા આડ રાના જાઉં ઝણીં,
ઝણીં જાલ કોઠે બુડવાલ હીત, વીચારી મનાત આપુલીયા,
આપુલીયા જીવેં શીવાસી પહાવે, આત્મસુખ ધ્યાવે વેળોવેળાં,
ધ્યાવે આત્મસુખ સ્વરૂપીં મીળાવેં, ભૂતીં લીન વ્હાવે તુકા મ્હણે.

અર્થ : આ બ્રહ્મ તત્ત્વની ઓળખાણ કરી લે. બીજા સંશય રૂપી પિશાચનો ત્યાગ કર. નકામો ઉજાડે જઇ અડચણમાં પડીશ નહીં. ખરો રસ્તો તજીને વેરાન રસ્તે જો જઇશ તો તારો પોતાનો ફાયદો ગુમાવીશ. આનો મનમાં ધીરજથી સ્પષ્ટ વિચાર કરજે. આપણી અંદર રહેલા જીવને શિવ પાસે લઇ જવાથી મળનારૂં સુખ એજ આત્મસુખ. તેનો વારંવાર

અનુભવ લે. એ આત્મસુખ વડે પોતાનું મૂળ જે બ્રહ્મતત્ત્વ છે તેમાં ભળી જા. જે તે છે તેમાં લીન થઇ જા.

(૮)

ભૂતોંલીન વ્હાવે સાંગાવે ન લજેચી, આતાં અહંકારાચી શાંતી કરા
શાંતી કરા તુમ્હી મમતા નસાવી, અંતરી વસાવી ભૂત દયા.
ભૂત દયા ઠેવા મગ કાય ઉણેં, પ્રથમ સાધન હેચી અસે
અસો હે સાધન જયાચે ચીત્તીં વસે, માયા જાળનાસે તુકામ્હણે.

અર્થ : સર્વ વસ્તુમાત્રમાં લીન થવું. એમ થયું કે 'હુ' કહેવડાવતી આકારવાળી જે અભિમાનની વસ્તુ જેને અહંકાર કહે છે તે નષ્ટ થાય છે કારણ કે જુદાપણું બાકી રહેતું નથી. એવી રીતે અહંભાવ ગયા પછી હુંપણું જાય કે પછી આ મારૂં એટલી ભાવના સહજપણે છૂટી જાય છે. અને હું મારાનો ભેદભાવ જઇને સર્વ વસ્તુ માત્ર માટે દયા ઉત્પન્ન થશે. એવી રીતે વર્ણન કરેલી સર્વ વસ્તુ માત્ર માટે અનુકંપા એજ ખરેખર પરમેશ્વર પ્રાપ્તિનું પહેલું સાધન છે. એ સાધન જેના અંતઃકરણમાં દૃઢ થયું છે તે આ લોકની માયાજાળમાંથી છૂટી જાય છે.

(૯)

માયા જાળ નાસે યા નામે કરૂની, પ્રીતી ચક્રપાણિ અસોધાવી.
અસોધાવી પ્રીતી સાધૂંચે પાયાસી, કથા કીર્તનાસી સોડૂં નયે
સોડૂંનયે પુરાણ શ્રવણ કીર્તન, મનન, નિદિધ્યાસ સાક્ષાત્કાર,
સાક્ષાત્કાર ઝાલીયા સહજ સમાધી, તુકામ્હણે ઉપાધી ગેલી ત્યાચી

અર્થ : ઉપરના અભંગમાં તુકારામ મહારાજે ભક્તિમાર્ગમાં આવતી સર્વ વાત કહી નાખી છે. પરમેશ્વરનું નામસ્મરણ કરવાથી માયાજાળનો નાશ થાય છે. માટેજ ચક્રપાણિ ઉપર આપણી પ્રીતિ રાખવી. તેજ પ્રમાણે સાધુ સંત ઉપર પણ પ્રીતિ રાખવી. કથાકીર્તન તજવાં નહીં. પુરાણ ને કીર્તન સાવધપણે બેસીને સાંભળવાં, સાંભળીને મનન કરવું. પછી એકસરખો આપણા મૂળ સ્વરૂપનો ધ્યાસ લાગે છે. એવો ધ્યાસ મેળવ્યા પછી જ સાક્ષાત્કાર થાય છે અને સાધકને સમાધિ લાગે છે. જેની એટલી તૈયારી થઇ તે માણસની સર્વ ટક ટક છૂટી એમ તુકારામ મહારાજે કહ્યું છે.

(૧૦)

મેલી ત્યાચી જાણા, બ્રહ્મ તોચી ઝાલા, અંતરી નિવાલા પૂર્ણપણે
પૂર્ણપણે ઝાલા, રાહતો કેશા રીતી, ત્યાચી આતાં સ્થીતી સાંગતોમી
સાંગતોમી તુમ્હાં એકા મનોગત, રાહતો મૂર્ખવત જગા માઝ઼ે
જગાંત પીશાચ અંતરી શાણા, સદા બ્રહ્મીં જાણા નિમગ્નતો
નિમગ્ન તો સદા જૈસા મકરંદ, અંતર બાહ્ય ભેદ વેગળાલે,
વેગળાલે ભેદ કીતી ત્યા અસતી, હૃદ્ગત ત્યાચી ગતી ન કળે કવણાલા;
નકળે કવણાલા ત્યાચે હેચી વર્મ, યોગી જાણે વર્મ ખુણ ત્યાચી,
ખુણ ત્યાચી જાણે જે જૈસે અસતી, તુકા મ્હણે ભ્રાંતી દુજીયાલા.

અર્થ : જે માણસની ઉપાધિ ઉપર કહ્યા પ્રમાણે દૂર થઈ તે બ્રહ્મ જ થયો. તેના સર્વ સંકલ્પ વિકલ્પ બંધ થાય છે. એવો આ પૂર્ણ માણસ કેવી રીતે રહે છે, તેની સ્થિતિ કેવી હોય છે તે હું તમને કહું છું. તેવો મનુષ્ય જગતમાં મૂર્ખા પ્રમાણે રહે છે. સર્વને દુનિયામાં તે પિશાચ જેવો દેખાય છે. પણ તે અંદરથી શાણો હોય છે. અને હંમેશાં તે બ્રહ્મ તત્ત્વમાંજ મગ્ન રહે છે. એકાદ ભમરો પોતાના નાદમાં મસ્ત રહે છે તેવી તેની સ્થિતિ રહે છે. અંદરની અને બહારની સ્થિતિ જુદી હોય છે, તેમાં શો ફરક છે એનો અર્થ સામાન્ય માણસથી સમજાશે નહીં. ફક્ત જે યોગીજન તેના જેવો જ હશે તેનાથી જ તેની ગુહ્ય વાત કળી શકાશે. બીજા લોકો ભ્રમમાં ફસાશે.

(૧૧)

દુજીયાલા ભ્રાંતિ ભાવિકાંલા શાંતી, સાધુ ચીતી વૃત્તિ લીન ઝાલી,
લીન ઝાલી વૃત્તિ બ્રહ્મ તેં મીળાલે, જળાંત આટલે લવણ જૈસે:
લવણ જૈસે પુન્હા જળાચે બાહેરિ, યેત નાહીં ખરે ત્યાંતુનીયા;
ત્યા સારિખે તુમ્હી જાણા સાધુ વૃત્તિ, પુન્હાં ન મીળતી માયાજાળી,
માયાજાળ ત્યાંના પુન્હારે બાધેના, સત્ય સત્ય જાણ તુકા મ્હણે.

અર્થ : બીજા લોકોને આવા પૂર્ણ પુરુષ સામે જોઇને સંશય આવશે. પણ ભાવિક સજ્જનને અંતઃકરણમાં માત્ર શાંતિ મળશે અને ખુદ પોતે

સાધુત્વ કે બ્રહ્મ તત્ત્વમાં મગ્ન થશે. પાણીમાં નાખેલું મીઠું જેમ પાણીના સર્વ કણમાં મળી જાય છે, તેથી તે પાણીમાંથી પહેલાંના રૂપમાં બહાર આવતું નથી. તેવી જ રીતે પૂર્ણ બ્રહ્મ તત્ત્વમાં લીન રહે છે તેને માયા જાળ બાધા કરી શકતી નથી. તમે આ બરાબર સમજો કે આવા સાધકનો પૂનર્જન્મ નથી.

(૧૨)

સ્વર્ગલોકીંહુની આલે હે અભંગ, ધાડીયેલે સાંગ તુમ્હાંલાગી,
નીત્યનેમ વાંચીતી પઠતાં પ્રતાપે, જળતીલે પાપે જન્માંતરીચી;
તયા માગે પુઢે રક્ષી નારાયણ, માંડીલ્યા નિર્વાણ ઉડી ઘાલી,
બુદ્ધીચા પાલટ નાસેલ કુમતી, હોઇલ સદ્‌ભક્તી યેણે પંથે;
સદ્‌ભકિત ઝાલીયા સહજ સાક્ષાત્કાર, હોઇલ ઉદ્ધાર પૂર્વજાંચા,
સાધ્વતીલ યેણે ઇહ પરલોક, સત્ય સત્ય ભાક માઝી તુમ્હાં,
પરોપકારા સાઠી સાંગીતલે દેવા, પ્રાસાદીક મેવા ગ્રહણ કરા,
યેણે ભવ વ્યથા જાઇલ તુમચી, સખ્યા વીઠ્ઠલાચી આણ મજ.
ટાળ આણી કંથા ધાડીલી નિશાણી, ધ્યારે ઓળખોની સજ્જનહો,
માઝે દંડવત તુમ્હાં સર્વે લોકાં, દેહા સહિત તુકા વૈકુંઠાસી.

અર્થ : ઉપરના અભંગ જે નિત્ય નિયમથી વાંચશે તે સાધકનાં જન્મ જન્માંતરના પાતક નષ્ટ થશે. અધિકાર પ્રાપ્ત થયેલા સાધકની આગળ અને પાછળ સાક્ષાત શ્રી. નારાયણ ઊભા રહીને સંકટ સમયે દોડીને તેનું રક્ષણ કરશે. ખરાબ બુદ્ધિ નષ્ટ થઇને સદ્‌બુદ્ધિ આવશે. સદ્‌ભક્તિ વધશે. કેવળ પરોપકાર માટે જ કહુ છું કે આ પ્રસાદરૂપ અભંગ ગ્રહણ કરો તેના યોગથી તમારો ભવતાપ નષ્ટ થશે. આની પ્રતિતી માટે મારા મંજીરા અને ગોદડી મોકલી છે તેને ઓળખજો. તમે સર્વ લોકોને મારા નમસ્કાર. હું સદેહે વૈકુંઠ ગયો છું અને આ અભંગ ત્યાં ગયા પછી મોકલ્યા છે.

ઉપર લખેલા તુકારામ મહારાજના બાર અભંગનો મુદ્દાસર અહીં ઉતારો કર્યો છે. તેમાં તુકારામે સાધકોને માટે સ્પષ્ટ માર્ગદર્શન કર્યું છે. આ બાર અભંગનું ચિંતન કરનારને આ અભંગની શક્તિનો અનુભવ આવ્યા સિવાય રહેશે નહીં.

અત્યાર સુધીનું કરેલું સર્વ વિવેચન એ સાધકોના સાધનમાં ઉપયોગી થાય, આત્મ નિરીક્ષણ માટે ઉપયોગી બને માટે કર્યું છે.

'ભક્તવિજય ગ્રંથ' વાચતાં મનની થનારી અવસ્થા પહેલા કેટલાક ફકરામા લખી છે ભક્ત વિજયના પહેલા પારાયણ વખતે આવેલા અનુભવ અને બીજા પારાયણ વખતે થતો અનુભવ જુદો જ હશે પ્રત્યેક પારાયણ વખતે જુદા જુદા અનુભવ થાય છે પ્રત્યેક પારાયણ કરતાં મન અને શરીર આનંદથી પુલકિત થયા વિના રહેશે નહી. ભક્તવિજય ગ્રંથના પારાયણથી સાધકની ભૂમિકા અત્યંત શુદ્ધ થઇ ઉચ્ચ અનુભવ માટે તે તૈયાર થશે એ ગ્રંથના પારાયણ કરીને જે આનંદ મળશે તેનો ઉપભોગ તે પોતે જ કરી શકશે.

પ્રત્યેક અધ્યાયમા સંતજનોએ ભગવંતની સ્તુતિ કરી છે તે મોટી ટાઈપમા લખી છે તેનો ઉદ્દેશ ભાવિક જનોના લક્ષમા આવશે. એક એક અધ્યાય વાચતાં, પહેલા કરતા બીજામા સરસ કોની ભક્તિ છે એ કેવી રીતે નક્કી થાય? ભક્ત મોટો કહેવો કે દેવ મોટો છે એમ કહેવુ? ભગવંતે કરેલી અદ્‌ભુત લીલા વાચતા વાચતા ખરેખર અંતઃકરણ ભરાઇ આવે છે. જાતે આવી સામે બેસી જનાબાઇનાં દળણાં દળતા, એકનાથ મહારાજને ત્યાં પૈઠણમા બાર વરસ સુધી કાવડ ભરી પાણી લાવતા, કબીરના સેલાં વણી આપતા, દામાજીને યવન બાદશાહના તાબામાંથી છોડવવા માટે અંત્યજ મહાર વેષ ધરીને દોડતા ગયા, સાવતા માટે જગા માગતાં સાંવતા માળીએ છાતી ચીરીને તેમાં બેસાડયા, ચોખામેળાનો પ્રસંગ પડતાં છાતી રાપીથી ચીરીને કર્મઠ બ્રાહ્મણોને જનોઇ બતાવી તેઓનુ અભિમાન ખંડન કર્યું. આ બધું સરસ નિરસ નહીં, પણ સર્વ આનંદ જ આનંદ છે.

ભક્તોની શક્તિ ભક્તિમા છે અને ભગવંતની શક્તિ ભક્ત છે ભક્ત ભગવંતની ભક્તિ કરે છે અને ભગવંત પણ ભક્તની ભક્તિ કરે છે. ભક્ત વિના ભગવંત નહી અને ભગવાન વિના ભક્ત નહી. એવી સગુણ ઉપાસનાની રીત છે. જે સમયે ભક્ત ભગવંત રૂપ થાય છે તે સમયે દ્વૈતભાવનો લય થાય છે. આ મહાર, આ ચમાર, આ બ્રાહ્મણ, આ મુસલમાન, આ મરાઠા, આ વાણીઓ એ સર્વ ભેદ નિષ્કપટ, સરળ, ભોળા ભાવનાળા મનમાં પરમેશ્વરનું ભજન કરતા આવતો નથી તેને એક બીજામા ભેદભાવ થતો નથી ભગવંતના ભજનમા ટાળ=મંજીરા, મૃદંગ વગાડી હાથમાં

પતાકા લઈને એક બીજામાં એક બીજાની "જ્યોત" જુએ છે. શ્રી વિઠોબા સમક્ષ રાતદિવસ ભજન કરતાં કરતાં ભક્ત મંડળી નાચે છે. દેવનાં ગુણગાન ગાતાં ગાતાં દેહભાન ભૂલે છે. પગ નીચે પોતાનું બાળક કચરાઈ જાય છે તે મનમાં સુદ્ધાં આવતું નથી. પૃથ્વીના મૂલ્ય જેટલી કિંમતનું રત્નજડીત કંકણ પડેલું જુએ છે, પેટમાં ખાવા માટે અન્ન નથી, છતાં પણ તે કંકણ ઉપાડી લેવાનો લોભ ભક્ત કે તેની પત્નીને થતો નથી. અરે! તારું પેટ લુખી રોટલી ખાતાં દુખશે એમ કહી ઘીથી ભરેલી વાડકી લઇ તે રોટલી લઈ જનાર કૂતરા પાછળ ભક્ત જ જઈ શકે. પિતૃને જમાડતા પહેલાં ભૂખ્યા મહારોને ઉત્તમ અન્ન જમાડી સંતુષ્ટ કરવાનું કામ પરમેશ્વરનો સંત જ કરી શકે, આ ભાગવત ધર્મ છે.

આ ગ્રંથનું ગુજરાતીમાં રૂપાંતર કરતાં કરતાં તેના કર્તાને અનેક અનુભવ થયા છે. તેમાં ચાલુ જમાનાના તથા કહેવાતા વિજ્ઞાન યુગના માણસોને વિશ્વાસ આવશે નહીં, તેથી તે ગુપ્તજ રાખવાની કર્તાની ઇચ્છા હોવાથી તે બદલ વિશેષ પ્રવચન કર્યું નથી.

પ્રસ્તુત આ ભક્તવિજય ગ્રંથ ઘણો મોટો છે. હાલની મોંઘવારીને લીધે આ ગ્રંથ છપાતાં ઘણો ખર્ચ થશે અને તેની સોએક નકલ પણ ખરીદનાર ભાવિકજનો ગુજરાતમાંથી નીકળશે કે કેમ તેની કર્તાને શંકા થયા કરે છે. પરંતુ આ ઇશ્વરી કાર્ય છે અને ગ્રંથનું ગુજરાતીમાં ભાષાંતર કર એવી પરમેશ્વરની સ્પષ્ટ સ્વરૂપમાં આજ્ઞા થવાથી આ ગ્રંથનો અવતાર થયો છે. મહારાષ્ટ્રમાના બે મહાન સંતોનો આશીર્વાદ પ્રસ્તુત ગુજરાતી રૂપાંતર કરવા માટે મળ્યો છે. તેઓના ફોટા આ ગ્રંથમાં સામેલ કર્યા છે. આ ગ્રંથનું વાંચન, મનન કરીને અમારા સજ્જન બાંધવોને સદાનંદ પ્રાપ્તિનો માર્ગ સુલભ થાય એવી ઇચ્છા છે. સંતોના શબ્દોની પ્રાર્થના કરીને આ લંબાવેલા બે શબ્દો પૂરા કરું છું.

( પ્રાર્થના )

આકલ્પ આયુષ્ય વ્હાવે તયા કુળા માઝીયા સકળા હરીચ્યા દાસા;
કલ્પનેચી બાધા નહો કોણે કાળી, હી સંત મંડળી સુખી અસો;
અહંકારાચા વારા ન લાગો રાજસા, માઝ્યા વિષ્ણુદાસાં ભાવીકાંસી
નામા મ્હણે તયા અસાવે કલ્યાણ, જ્યા સુખી નિધાન પાંડુરંગ

વચન ઐકા કમળાપતિ, માઝી રંકાચી વીનંતી,
કર જોડીતો કથાકાળી, આપણ અસાવે જવાળી

ધ્યાવી ધ્યાવી માઝી ભાક, જરીકાં માગણે અધિક
તુક્યા બંધુ મ્હણે દેવા, શબ્દ ઇતુકાચી રાખાવા
માગણેં તેં એક, તુજ પ્રતી આહે, દેશીંતરી પાહે પાંડુરંગા,
યા સંતાંસી નીરવીં હેંચી મજ દેઇ, - આણીક તુજ કાંહી ન માગેદેવા
તુકા મ્હણે આતાં ઉદાર તું હોઈ, મજઠેવીં પાયીં સંતાચીયા,

જ્ઞાનદેવ તુકારામ, જ્ઞાનદેવ તુકારામ, પુંડલીક વરદા
હરિવિઠ્ઠલ; શ્રી ગુરૂદેવ દત્ત; વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ.

* * *

આતા વિશ્વાત્મકેં દેવેં, યેણે વાગ્યજ્ઞે તોષાવે,
તોષે નીમજ દ્યાવે, પસાય દાન હેં

જે ખળાંચી વ્યંકટી સાંડો, ત્યા સત્કર્મી રતી વાઢો,
ભુતા પરસ્પરે જડો, મૈત્ર જીવાચે

દુરીતાંચે તીમીર જાવો, વિશ્વ સ્વધર્મ સૂર્યે પાહો,
જોં જે વાંછીલ તો તે લાહો, પ્રાણીજાત

વર્ષતે સકળ મંગળી, ઇશ્વરનિષ્ઠાંચી માંદીયાળી.
અનવરત ભૂતળીં ભેટો તયા ભૂતાં.

ચલા કલ્પતરૂચે અરવ, ચેતના ચીંતામણીચે ગાંવ,
બોલતે જે અર્ણવ, પીયુષાચે.

ચંદ્રમે જે અલાંછન, માર્તંડ જે તાપહીન,
તે સર્વાંહી સદાસજ્જન સોયરે હોતુ

કીંબહુના, સર્વ સૂખીં પૂર્ણ હોવોની તીન્હીલોકીં,
ભજી જો આદી પુરુષીં અખંડીત.

જ્ઞાનદેવ તુકારામ-શ્રી સદ્‌ગુરુનાથ ભાઉસાહેબ મહારાજકી જય; શ્રી સદ્‌ગુરૂનાથ કોહારે બાબાકી જય; શ્રી સદ્‌ગુરૂનાથ ગુલવણી મહારાજકી જય ॥
સબ સંતનકી જય-બાલ ગોપાલકી જય

॥ શ્રી ગુરૂદેવ દત્તદત્તદત્ત ॥

**સ. ગ. આપ્ટે**

૨૧-૧૨-૫૭
નારાયણ બાગ-તુલસી પાઇપ રોડ-માટુંગા
(W. R.)



માતુશ્રી સૌ મદાબેન હીરાલાલ વશીઆ ( વય વર્ષ ૭૮ )

# =: સંસ્કાર :=

મારા પરમ પૂજ્ય પિતાશ્રી હીરાલાલ જાદવજી વરીઆએ સ્વરચિત ભક્તિ ગીતોની પુસ્તીકા છપાવી છે. સ્થળ સંકોચને લીધે તેમનાં બે પુષ્પો અત્રે આપ્યાં છે. મારા પરમ પૂજ્ય માતુશ્રી કે જેમનું ઋણ આ જન્મમાં અદા કરી શકયો નથી તેમનો ફોટો આ ગ્રંથમાં સામેલ કર્યો છે.

( રાસ )

હરિ ૐ હરિ ૐ નમું હું જાપ, આવો ભવસાગર તારવા.
માયાના બંધન પર મૂકોને કાપ, જનમ મરણથી ઉગારવા.
ઘણે દૂર વસ્યા છો ક્ષીરના સાગરે,
ત્રિગુણી માયાથી, પરાને પાર રે,
હૃદયકમળે જગી કરો પ્રકાશ, આવો ભવસાગર તારવા.
અષ્ટ પાંખડીએ, અષ્ટ રૂપ વિરાજે,
ભૂમિ, જળ, અગ્નિ વાયુ, આકાશ છાજે,
મધ્યે સચ્ચિદાનંદ, બ્રહ્મવિલાસ, આવો ભવસાગર તારવા.
આત્માની જ્યોતિનો દીપ પ્રકટાવો,
સોહં ! સોહં ! ધ્યાન અંતર જગાવો,
અનહત્ બ્રહ્મનાદ કાને સંભળાય, આવો ભવસાગર તારવા.
મૂલાધાર ચક્રેથી વૃત્તિ ચઢાવો,
સુરતા સુષુમણાને ભ્રુમધ્યે લાવો,
દિવ્ય પ્રકાશે બ્રહ્મ દરશન થાય, આવો ભવસાગર તારવા.
સ્થિર થઈ વૃત્તિને ડોલવા ન દેશો,
ઝળહળ જ્યોતમાં પરબ્રહ્મ જોશો,
અખંડાનંદનો અનુભવ થાય, આવો બ્રહ્મસાગર તારવા.



# 'બ્રહ્માનંદ ૐ ધ્વનિ'

સામ્ય અવસ્થામાંથી, ૐ ધ્વનિ આવ્યો;
સચ્ચિદાનંદ નિરાકાર —. પ્રેમ જ્યોત અંતર જગાડી......૧

ક્ષીર સાગર વિષે, નિરખ્યા નારાયણ;
તેજ પુંજ દિવ્ય પ્રકાશ — પ્રેમ જ્યોત......સામ્ય.–૨

ઝળહળ જ્યોતિમાં શ્યામ, સુંદર સ્વરૂપે;
નિરાકાર રૂપે સાકાર — પ્રેમ જ્યોત......સામ્ય.–૩

શેષનાગ શય્યામાં, સુંદીર સોહે;
શ્રીય ચરણ સેવંતાં સાર — પ્રેમ જ્યોત......સામ્ય.–૪

સાકાર સુંદીર, શ્યામ પધાર્યા;
વૈજનાથ મંડપ મોઝાર — પ્રેમ જ્યોત......સામ્ય.–૫

કમલાસને, દેવરાજ બિરાજે;
દર્શને આવે નરનાર — પ્રેમ જ્યોત......સામ્ય –૬

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ઇંદ્રાદિ દેવતા;
સ્તુતિ કરી બેઠા આસન — પ્રેમ જ્યોત......સામ્ય –૭

અષ્ટ સિદ્ધિ નવ નિધિ આદિ શક્તિઓ;
આવી ઉભી કર જોડ — પ્રેમ જ્યોત......સામ્ય.-૮

નારદ મુની જંત્ર, વીણા વગાડે;
સિદ્ધ ગણ ગંધર્વ ગાય — પ્રેમ જ્યોત......સામ્ય.–૯

દેવનાં દુંદુભી વાગે સુરતાલ સાથે;
અપ્સરાઓ નૃત્ય કરી ગાય — પ્રેમ જ્યોત......સામ્ય –૧૦

સ્વાહા ! ૐ સ્વાહા !ની ગુંજતી રૂચાઓ;
ધૃત દ્રવ્ય આહુતી અર્પાય — પ્રેમ જ્યોત......સામ્ય.–૧૧

નટવરસિંહ યજમાન, પ્રેમે પૂજે;
ચરણે નમે કર જોડ — પ્રેમ જ્યોત......સામ્ય.–૧૨

કરૂણા સાગરે કરી, અનહદ કરૂણા;
જ્યોતીમાં જ્યોતી સમાય — પ્રેમ જ્યોત......સામ્ય.–૧૩

લી. હી. જા. વરીઆ

# પ્રારંભિક મંગલા ચરણ સ્તુતિ

## "હરિ ૐ ધ્વનિનો હાર્દિક ગુંજારવ"

(શીશા મોર બોલે છે લીલી નાઘેરમાં — એ રાગ)

ૐ ધ્વનિ ગુંજે છે, અંતરના ચોકમાં;
અંતરના ચોકમાં, હૃદયના ગોખમાં......ૐ ધ્વનિ

નાભિ કમળથી, સોહંતાર ઉલટયો;
જઇ પહોંચ્યો, અક્ષર ધામ, મારા જીવન આધાર......ૐ ધ્વનિ

વૈજનાથ મંડપમાં, યજ્ઞ આરંભ છે;
પ્રેમે પધારો, વિશ્વનાથ, મારા જીવન......ૐ ધ્વનિ

અષ્ટ કમળ દળ, દિવ્ય સિંહાસન;
આવી બિરાજો, દેવરાજ — મારા જીવન......ૐ ધ્વનિ

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ઇંદ્રાદિ દેવતા;
વિધવિધ પ્રકૃતિ, રૂપે આવો — મારા જીવન......ૐ ધ્વનિ

તેત્રીશ કોટી દેવ, દેવી અને શક્તિઓ;
દર્શને હાજર હજુર, મારા જીવન......ૐ ધ્વનિ

સુષુમણા નાડીની સીધી સડકમાં;
જઇએ ત્રીવેણીને ઘાટ, મારા જીવન......ૐ ધ્વનિ

શાન્તિ ૐ શાન્તિ ચક્ર, ઓળંગી જાતાં;
જળહળ જ્યોતિનું તેજ ભાળ્યું, મારા જીવન......ૐ ધ્વનિ

સહસ્ર કમળ દળે, વિશ્નુના વાસમાં;
ભેટયા શ્રી અખંડાનંદ, મારા જીવન......ૐ ધ્વનિ

પુષ્પમાળ ધુપદીપ, થાળે ભરાવું;
ભાવભરી આરતી, ઉતારૂં, મારા જીવન......ૐ ધ્વનિ

વૈમાને લઈ ચાલો, દિવ્ય પ્રદેશમાં;
સેવકની છેલ્લી છે આશ, મારા જીવન......ૐ ધ્વનિ.

લી. સે. હીરાલાલ જાદવજી વરીઆ
વેથળા (જી. પંચમહાલ)

## અનુવાદકના બે બોલ.

## ॥ શ્રી સદ્‌ગુરુ શરણમ્ ॥

"ચમત્કાર સિવાય નમસ્કાર નહીં." એ પ્રમાણે છેલ્લાં કેટલાંક વર્ષોથી અહમદનગર જિલ્લાના શીરડી ગામમાં સંત સાંઈબાબા થઇ ગયા, તે જીવંત હતા ત્યારે તેમણે ચમત્કારો કર્યા હતા અને તેમના ગયા પછી પણ અનુભવ આપે છે, તે સાભળી પાંચેક વર્ષ પહેલાં શીરડી જવાનું મન થયું. બે ત્રણ વખત જવાના પ્રયત્નો નિષ્ફળ જવાથી ઘરમાંથી કહે છે કે એતો તમને જ્યારે બોલાવશે ત્યારે જ જઇ શકશો. એમ કરતાં કરતાં તે પળ આવી. રામનવમીની આગળનો દિવસ હતો. હુ તૈયાર થઈ દાદર સ્ટેશને ગયો અને ત્યા ટિકિટ લઇ ઊભો હતો, તેટલામાં એક હાફકોટ અને લેંઘો પહેરેલો માણસ આવીને પુછે છે કે તમારે શીરડી જવું છે? મેં હા કહી એટલે મને કોપરગામ સ્ટેશન સુધી સંભાળીને લઇ ગયો. રામનવમીનો શીરડીમાં ઘણો મોટો મેળો ભરાય છે, તેથી કોપરગામ સ્ટેશન ઉપર ઘણી ભીડ હતી અને અમે છૂટા પડી ગયા. સવારના પાંચ વાગે ઘણું અંધારૂં હતું. હું એક નાના ફાટક આગળથી નીકળી એસ. ટી. બસો અને માણસોની કતારથી આગળ જઈ એક બસ ઊભી હતી તેમાં જઇ બેઠો. એટલામાં તે બસ ભરાઇ ગઈ અને પહેલી અમારી જ બસ ઉપડવાનું હોર્ન થયું. તેટલામાં અંધારામાં તે માણસ બસની બહાર મારી સામે આવી ઊભો રહી પૂછે છે કે "જગા મળી કે? હવે શીરડીમાં મળીશું." એમ કહી સત્વર જતો રહ્યો! પછી તે શીરડીમાં મળ્યો નહીં. ત્યારે જ ખ્યાલ આવ્યો કે મારી તળમળને લીધે સગુણ સ્વરૂપ લઇ બાબા પોતે મને અજાણ્યે રસ્તે સુગમતાથી લઈ ગયા. ત્યારપછી હું કેટલીયે વખત શીરડી ગયો છું અને કેટલાયે અનુભવ થયા છે જે અહીં લખવાની આવશ્યકતા નથી. તેમનું ચિત્ર આ ગ્રંથમાં સામેલ કરવાની તક લીધી છે.

તે અરસામાં "નામજપનું મહાત્મ્ય" નામે શ્રી રામનનું લખેલું પુસ્તક મારા હાથમાં અચાનક આવ્યું. કયા સંજોગોમાં તે અત્યારે યાદ



શ્રી સ. વામનરાવ દત્તાત્રેય ગુળવણી ૨૦ નારાયણ પે, પુના

નથી. તેમાંથી નામજપનો પ્રભાવ વાંચી તેમ કરવાનું શરૂ કર્યું. જે નામ પ્રિય લાગ્યું તેનો દિનરાત જપ કરતાં અમુક લાખની સંખ્યા થઈ ગઈ. આ પ્રમાણે ચાલુ હતું ત્યારે એક દિવસે લોકલ ગાડીમાં જતાં બાજુમાં બેઠેલા એક અજાણ્યા માણસે કહ્યું કે તમને આધ્યાત્મિક વાંચનનો રસ હોય તો પછી મારી પાસે તો ઘણાં પુસ્તકો છે, તે હું તમને વાંચવા આપીશ. મારી સંમતિથી તે ગૃહસ્થ મારી ઓફિસમાં આવીને મને અનેક પુસ્તકો પ્રેમથી આપી જતા. તેમાં પૉલ બ્રુન્ટનનું પુસ્તક "ગુપ્ત ભારત કી ખોજ" શંકરાચાર્યે કરેલા "મંત્ર સમુહનું પુસ્તક" રામદાસ સ્વામી કૃત "દાસબોધ" નવનાથ ભક્તિ, ભક્તવિજય ગ્રંથ, નર્મદા મહાત્મ્ય; હિંદુસ્થાનમાં તીર્થ પ્રવાસનાં પુસ્તકોના ત્રણ વિભાગ, તથા થીઓસોફીકલ સોસાયટીએ પ્રસિદ્ધ કરેલાં કેટલાંક પુસ્તકો ચિત્રકૂટ તરફના એક સંતનું ચરિત્ર "આધવનાથ સંજીવની" વગેરેનું વાંચન કર્યું, કેટલુંક ભ્રમણ પણ કર્યું. નાસિક, ત્ર્યંબકેશ્વર, સપ્તશૃંગી, નૃસિંહ સરસ્વતીની વાડી (સાંગલી), કોલ્હાપુરની મહાલક્ષ્મી માતા, અંબરનાથ મહાદેવ,, અંબાજી, કનકેશ્વર મહાદેવ, પાલીના સિદ્ધિ વિનાયક, નાગાવના અયાચક સંસારી બ્રાહ્મણ ગણપતરાવ લોંઢેની મુલાકાત, કડાવના રિટાયર્ડ તલાટી-અખંડ ગણપતિ પૂજકનો ભક્તિભાવ જોયો, બીજા તીર્થસ્થળો જોયાં; જેવાં કે ઘૃષ્ણેશ્વર જ્યોતિર્લિંગ. દૌલતાબાદના કિલ્લા ઉપર જનાર્દન સ્વામીની સમાધિ, હરિહર (ખંભાત) શેષશાયી શુકદેવજી, વ્યાસ, ગંગનાથ, કુબેરભંડારી વગેરે ચાણોદ કર્નાળીમાં, રામદાસ સ્વામી તથા નિત્યાનંદ સ્વામી ગણેશપુરીમાં અને શ્રી રણછોડજી ડાકોરમાં જોયા. હાજી મલંગ કલ્યાણ પાસે જાગૃતસ્થાન જોયું. કેટલાક સંતોનાં દર્શન કર્યાં–સ્વામી હંસદેવ, તપસીબાબા પંજાબી આબુનિવાસી શ્રધ્ધાનંદ સ્વામી, વિદ્યાનંદ મહારાજ ગીતા મંદિરોવાળા, ગોદડીઆ મહારાજ, નારાયણ સ્વામી, ઈંદોરના નાના મહારાજ અને સંધ્યાપુરી મહંત વગેરે હિંદુ સંતો તથા બાદશાહ બાબા, ખડા મસ્તાન ગની બાબા, કલુમીયાં ગોરેગામમાં, કાશ્મીર બાબા વગેરે યવન સંતોનો સમાગમ થયો. એમ અનુભવ લેતા ઉપરના થરના સંતોનો સમાગમ થયો, તેમાં દ્વારકાપીઠ-પુરીના શંકરાચાર્ય. બેરીસ્ટરી ત્યજી દીધેલા શ્રી કોકારે બાબા (વીલેપારલે), અને શ્રી ગુલવણી મહારાજ (પુના)નો આશીર્વાદ લીધો. તેમાં શ્રી સદ્‌ગુરુ ગુલવણી મહારાજનું માર્ગદર્શન "કાહી કરૂં નકો, સ્વસ્થ બસા" એનો ઉલ્લેખ આ સ્થાને કરી તેમનું ઋણ અદા કરૂં છું. સ્વસ્થ બસા એટલે સ્વસ્થાનમાં ધ્યાન કર–ચંચળવૃત્તિ તથા ભ્રમણ ત્યજીને અંદર છે તેને ઓળખ. આ બાબતમાં કોઈએ કહ્યું છે કે :—

ભક્તી મુવા ભેદી વિના કોણ બતાવે માર્ગ ।
ચલતે ચલતે થક ગયે, પાવ કોસ પર ઘાટ ॥

તે પ્રમાણે પામેજ છે અને બીજે કયા શોધે છે તેની યાદ આપી આ સમયે એક પ્રાચીન કડી પણ યાદ આવે છે,

જાણવું હતું તે જાણીયું હવે નથી જાણવું કંઈ ।
પોતે પોતામાં ભળ્યો, જેમ પાલો પાણી માંય ॥

એમ ઘડાતા ઘડાતા, લોકલ ગાડીમા મળેલા મિત્રની સોબત ચાલુજ હોવાથી તેમના થકી પણ કેટલાક અનુભવ થયા રેવણનાથની ચોથી ગાદીએ આવેલા ભાઉસાહેબ મહારાજ તેમના કુટુંબના ગુરુ હતા તે પોતે ગણપતિ ઉપાસક છે અને ગૃહસ્થી છે તથા સરકારી નોકરી કરે છે તેમના સત્સંગ દરમ્યાન થયેલા કેટલાક મુખ્ય અનુભવો લખ્યા સિવાય રહેવાતું નથી જેવાકે પિતાજીની ગંભીર માંદગીમાથી બચવા માટે ભાઉસાહેબ મહારાજના ફોટા સામે અમુક પ્રતિજ્ઞા લેવાથી અકાળ મૃત્યુમાથી તેમનો બચાવ, પુત્રીના લગ્ન સંબંધી મુશ્કેલીઓમાથી સરળતાથી કાર્ય થવું, ભાઉસાહેબના નામની ઉપાસનાથી સાળાના છોકરાના છોકરાનુ રતવામાથી બચવુ, પત્નીનો જીવ લેણ માંદગીમાથી બચાવ, મારો પોતાનો વિન્ટ માંદગીમાથી બચાવ તથા પિતાજીની બીજી વખતની સીતેર વર્ષની ઉમરે ટાયફોઇડ તાવની માંદગીમાથી તેમને મળેલો આરામ, નાની બેનનુ સુવાવડમા સખ્ત દાઝી જવું અને તે સાથે ગાંડપણ થવાથી કોઈપણ પરદેશી દવાના ઉપચાર સિવાય મન ૭ અઠવાડીઆમા તદ્દન આરામ થવો વગેરે પ્રસંગો લખતા મારુ હૈયુ ઉપકારના ભારથી ફાટુ ફાટુ થઈ જાય છે આ ભૌતિક અનુભવો સાથે સાથે મેં જે ગ્રંથો વચાવ્યા તેમાથી તેમને ઈશ્વરે પ્રેરણા કરવાથી ભક્તવિજય ગ્રંથ પસંદ કરી તેને ગુર્જર ભાષામા લખવાની મને પ્રેરણા કરી તે કાર્ય તા. ૨૮-૨-૧૯૫૭ને મહાશિવરાત્રીને દિવસે શરૂ કર્યું અને શ્રાવણ સુદિ ૧૫, વિ. સં. ૨૦૧૩મા પૂરું કર્યું તે ગ્રંથ પહેલા સંસ્કૃત ભાષામા લખાયો હતો પછી નાભાજીએ (બ્રહ્માનો અવતાર હતા) તે હિંદી ભાષામા ગ્વાલિયરમા લખ્યો મરાઠીમા દક્ષિણના સંત મહીપતિએ લખ્યો ત્યારપછી તેને ગુર્જર ભાષામા લખવાની પ્રેરણા કરવાથી અલ્પ જ્ઞાનીએ તે કાર્ય કર્યું, તેથી તેમા અનેક ત્રુટીઓ આજના સાહિત્યકારોની નજરે પડશે પણ હંસવૃત્તિ રાખી તેમાનો ભક્તોના ઈશ્વર પ્રત્યેનો ભાવ સમજી ત્રુટીઓ માટે ક્ષમા કરશે

આ ગ્રંથનો ઉપોદ્‌ઘાત મારા લોકલ ગાડીમાં મળેલા મિત્ર લખ્યો છે તેમાં આ ગ્રથનો સાર આવવાથી અને વધુ વિવેચન કરવાની જરૂર નથી પણ એટલું લખ્યા સિવાય રહી શકાતું નથી કે ભકતોની કથા અને તેઓએ કરેલા ચમતકારો સાધકને બાધકરૂપ થાય તે રીતે વિચાર કરવાનો નથી. સંતોએ કરેલી ભક્તિ તેજ ઇશ્વરને મેળવવાનો શ્રેષ્ઠ માર્ગ છે. ભકતોનું કર્તવ્ય ઇશ્વરનું ધ્યાન ધરીને તદાકાર થઇ જવું એજ હોવાથી સૃષ્ટિનિયમથી વિરૂદ્ધ એવા જે તે જ વિષયમા ચમત્કાર તે પ્રત્યક્ષ સંતોએ પોતે કર્યા છે એમ કહેવું બરાબર નથી. પણ એમ જાણવું કે સૃષ્ટિમાં જે એક ગૂઢ શક્તિ છે તેની સાથે સંતનું તાદાત્મ્ય થતા જ તે શક્તિને લીધે તે ચમતકારો આપોઆપ થાય છે. સતો માટે કહેવાય છે કે :—

પોતે મહંતપણું કરતા નથી, પણ સર્વત્ર ચમત્કાર થાય છે કારણકે પોતે પુણ્ય માર્ગે ચાલે છે. તેથી જ્ઞાનને સિદ્ધિથી ગ્રહણ લાગે છે એવું સર્વ કહે છે પણ સંતો માટે અને ભકતો માટે તો કૃપાળુ ગોવિંદજ તે ચમતકારો કરે છે. આ ન્યાયે ભક્તિનું મહાત્મ્ય વધારવાને તે ગૂઢ શક્તિથી સૃષ્ટિ નિયમથી વિરૂદ્ધ ચમત્કાર થાય છે, પણ સંતોનું કર્તવ્ય ચમત્કાર કરીને દુનિયાના જનોનો ઉદ્ધાર કરવાનો નથી. પણ પોતાના વર્તનથી અને ઇશ્વર ભક્તિથી સર્વજગતમા ઇશ્વર પ્રેમનો ડંકો વગાડવો એ જ છે. આ કસોટીમાથી જે સતો પાર પડયા છે તેમના ચરિત્રો આ ગ્રંથમાં વર્ણવ્યાં છે. માટે સંતોના ચરિત્રો તેઓના ગ્રથો અને તેઓના વિચારનો અભ્યાસ ચાલુ રાખવો એ ઇશ્વરપ્રાપ્તિના સાધનો પૈકી એક મહત્વનું સાધન છે અને તેથી જ આ ગ્રંથ મારે ગુજરાતમા ભાવ ઉત્પન્ન થાય એજ અભિલાષાથી આ કાર્ય કર્યું છે તે ફળીભૂત થાય એવી ઇશ્વિરચરણમાં પ્રાર્થના છે.

મારા મિત્રની પ્રેરણાથી આ કાર્ય કર્યું છે, તેથી તેને માટે બે લીટી ન લખું તો હુ કૃતઘ્ની કહેવાઉં.

"જીવલગ મિત્ર શંભુ તુજ પ્રેરણા ભારી.
ન ભૂતો ન ભવિષ્યતિ સત્ય મિત્ર તુજ સમો,
ન ભૂલાય ઉપકાર તુજ ન સમજાય મતિ તુજ,
પણ વસે સર્વદા મુજ અંતર દૃષ્ટિ સમક્ષ તું."

આ ગ્રંથમાં જે ફોટા આપ્યા છે તે ઉપર લખેલા પ્રસંગમાં આવેલા મિત્રના કુળગુરૂ તથા અન્ય સતો જેમની પ્રત્યક્ષ અને પરોક્ષ કૃપા છે અને જેમણે આ ગ્રથ છપાવવા માટે આશીર્વાદ આપ્યા છે તેમના છે.

::શુભંભવતુ::

## —: પ્રાર્થના :—

ચિત્તમાં ધરી છે વાસના, સિદ્ધિ અપાવે નારાયણા.
હું તો અપંગ અનાથ, તુંજ સંભાળજે નારાયણા.
ધરી છે હામ કહેવડાવવા દાસ, ઉંવરે યશ આવશે કે
આ જીવને ગઈ દિવસ એજ ચિંતા, કોઈ નથી મારે સખા,
સગુણ તારૂં ધ્યાન ન પડે દ્રષ્ટિએ, વિચાર કોને પૂછુ હવે,
તેથી 'શાંતિ' ધરે શાંતિ અંતરે, જે કરવું હોય તે ભલે કરે પાંડુરંગા
દેહ સંચિત લીધે થવાનું હોય તેજ થાય, માટે તુજ સ્મરણમાં મારૂં
ચિત્ત રહેવા દેજે દેવા.

આટલીજ ભિક્ષા માગું જીવ ભાવથી, કરીશ નહીં નિરાશ મને,
સુખ ને દુઃખ એ દેહનું પ્રારબ્ધ, માટે તારો પ્રેમ બોધ મનમા વસો,
સંત ભકતો કહે તું ઈચ્છાનો દેનારો, મારી આશા પૂરજે અનંતા,
પરિહાર આપુ કેટલો હું, તું અંતર જયોત છે દેવા
સર્વ કાળ સાક્ષી ભૂત, મનોગત સર્વની જાણે તુંજ
તારા જેવો મહાન સત્તાધારી ત્રિભુવનમાં કોઈ દીસે નહીં
હું દીન છું શરણાંગત તાહરો, તું લાજ રાખજે શ્રીહરિ.
વૈકુંઠ કૈલાસથી અધિક દીસે મૃત્યુ લોક,
પાપ-પુણ્ય પાકે અહીં, યજ્ઞ યાગ પણ થાય.
કર્મભૂમિમાં કર્યાં સુકૃત તે સ્વર્ગ ભૂમિમાં ખરચાય,
પછી પાછાં મોકલ્યાં કર્મ ભૂમિ આ પૃથ્વી ઉપરે
મૃત્યુ લોક અતિ પાવન, જોડે શ્રી હરિ ચરણે મન.
મૃત્યુ લોક અતિ પાવન, મેળવે અંતે વૈકુંઠ સદન,
મૃત્યુ લોકે જન્મ લેતાં, સર્વ લાભે શ્રી હરિ કીર્તન.
મૃત્યુ લોકનો જય હો.
॥ શ્રી રામ કૃષ્ણ હરિ ॥

શા૦ હી૦ વરીઆ
માટુંગા. (સી. આર.)
૨૪/૧૨/૫૧



જીંદગીમાં પહેલીવાર આ ક્ષેત્રની
સાથે મારો પરીચય કરાવનાર
શ્રી સાઈબાબા ને ચરણે
(શીરડી) જી. અહમદનગર



આ ગ્રંથના પ્રેરક
શ્રી "શંભુ બાપુ",
માટુંગા.

# [ આભાર અને અર્પણ ]

પ્રકાશક આભાર માને છે :—

શ્રી 'શંભુ' ઉર્ફે સદાશિવ ગણપતરાવ આપ્ટેનો કે જેમણે આ ગ્રંથ લખવા માટે પ્રેરણા આપી અને તેના પ્રકાશન માટે આદિથી અંત સુધી માર્ગદર્શન કર્યું તેમજ તેમાં આવતી દરેક અડચણોમાંથી કાર્ય પૂર્ણ કરવા માટે દોરી સંચાલન કર્યું. મૂળ લેખક શ્રી મહીપતિએ ગ્રંથ લખ્યો ત્યારે જાણવા મળ્યું છે તે પ્રમાણે તેણે ત્રણ વખત પોતાનું ઘર યાચકોને બોલાવી લુટાવી દીધું હતું. આ ગ્રંથના લેખકને પણ આગળથી કહેવામાં આવ્યું હતું કે ગ્રંથ પૂરો છપાતા પહેલાં અડચણોનો અને તે પણ ગંભીર અડચણોનો સામનો કરવો પડશે. થયુ પણ તેમજ. ગ્રંથ છાપતાં લંબાણું થયું. ગયા ચોમાસામાં કૌટુંબીક ત્રાસ શરૂ થયો. પ્રેસમાં પણ કેટલીક મુશ્કેલીઓ ઉભી થઈ. ત્યારે લેખકનું "ઘર" લુટાવાની તૈયારી કરતું હતું. એટલે કે પ્રકાશકને જીવલેણ માંદગી શરૂ થઈ. જાન્યુઆરી ૧૯૫૯ના પહેલા અઠવાડીઆમાં સ્વપ્નુ આવ્યું, તેમાં પાડો મારવા માટે પાછળ દોડયો. કાકાના ઘરમાં દોડી જતા સ્વપ્નું જતું રહ્યું. જાન્યુઆરીના તે અઠવાડીએ અકાળ મૃત્યુ આવતું હોય તેવો પ્રકાશકને આ રીતે અનુભવ કરાવ્યો. આ કટોકટીના સમયથી લગભગ ત્રણ મહીના સુધી અખંડ પ્રેરણા આપી નામસ્મરણ કરાવી કુયોગ ટાળનાર સત્પુરૂષને અનેક નમસ્કાર કરી વાચકવૃંદને જણાવું છું કે આ ગ્રંથ ઉપર જે સુત્ર લખ્યું છે કે ॥ "न मे भक्त प्रणश्यति" ॥ તેનો સાચો અનુભવ જેમણે આ કળિકાળમાં કરાવ્યો તે સંતને વારંવાર નમસ્કાર છે. જેમણે આ પામરને ભક્તિ માર્ગના પ્રથમ પગથીયે મૂકી આ ભવપાર જવાની સરળ ચાવી બતાવી તેમને મારા વારંવાર નમસ્કાર છે. અસ્તુ—

(૨) ભાઈશ્રી રણછોડભાઈ સબુરભાઈ પ્રજાપતિએ (કોડંબાના રહીશ, હાલ નડિયાદ) "શ્રી શાંતિલીલામૃત" લખી ગુરુપૂજન કર્યું. તેની પ્રત અમને મોકલી, તેનાથી પ્રેરાઈ આ ગ્રંથ છપાવવા માટે તેમની સલાહ લીધી. પ્રેમાળ ભાઇએ નિસ્વાર્થ ભાવથી અને સેવાવૃત્તિથી છપામણીના ભાવતાલથી માંડી મૂળ લખાણ તેમજ બધાજ પ્રૂફો વાંચી કાળજીપૂર્વક સુધારી પોતાના સમયનો ઘણોજ ભોગ આપ્યો છે અને તનતોડ મહેનત કરી છે. તેમની મદદ અમૂલ્ય છે. ઇશ્વર તેમની મહેનત વૃથા જવા દેશે નહીં. એવું મારું અંતઃકરણ બોલે છે. તેમનો આભાર માનું તેટલો ઓછો છે.

(૩) કાગળની તંગી હોવા છતાં તે આપનાર મુંબઇના શ્રી. કાન્તિલાલભાઇ મહેતા C/o. ઇસ્ટ એન્ડ વેસ્ટ ટ્રેડીંગ કું.નો આભાર માનું છું.

(૪) આ ગ્રંથમાંના દસ બ્લોક વિના મુલ્યે પ્રેમથી બનાવી આપનાર શ્રી. કામથ પ્રો. ઓમ્બે પ્રોસેસ સ્ટુડીઓનો આભાર માનું છું.

(૫) શ્રી. પરમાનંદભાઇ પ્રોપાઇટર, જનરલ પ્રીન્ટર્સ એન્ડ પબ્લીશર્સ, ખટાવવાડી ગીરગામ, મુંબઈ નં. ૪, કે જેમણે પ્રેમથી આ ગ્રંથમાના બધા બ્લોકની બધી જ નકલો આર્ટ કાગળ સાથે વિના મુલ્યે છાપી આપી છે તે માટે તેમનો પણ આભાર માનું છું.

અંતમા આ ગ્રંથ છાપી આ સ્વરૂપમા બહાર પાડનાર નડીઆદના આશ્રમ પ્રેસના કર્મચારીઓનો તથા તેમની સાથે જેમણે આ ભગવત્ કાર્ય કરવામાં સહાનુભુતિ બતાવી છે તેમનો આભાર માનું છું.

(૭) **વાચકવૃંદને મારી વિનંતી**—આ ગ્રંથમાં કેટલીક ભૂલો તથા અશુદ્ધિઓ રહી ગઇ છે. પણ ચિકિત્સક બની ભૂલચૂક શોધવાથી 'ભાવ' ઉત્પન્ન થશે નહીં. ગ્રંથનો સાર સમજવા માટે શુદ્ધ ભાવ ધરશો તોજ ખરો 'આનંદ' અનુભવશો, વાદ અને વિવાદનો અર્થ નથી અને તેને પહોંચી શકાતું નથી તેથી વાદ અને વિવાદને "પ્રેમભાવ" મેળવવા માટે બાજુએ મૂકવો. આથી બાઇ મીરાને જેવો પ્રેમ અનુભવ થયો હતો તેવો પોતે અનુભવશો, એવી વિનંતી આ અભણ અજ્ઞાન દીનજનની છે.

## અર્પણ

અનુવાદક તથા પ્રકાશક તેમના પોતાના કર્મમાર્ગના ફળરૂપે પ્રગટ થયેલો આ પવિત્ર ગ્રંથ સન્મિત્ર શ્રી "શંભુ" આપ્ટેને ઘણાજ માન સાથે અને સ્નેહપૂર્વક અર્પણ કરે છે. તમે જે કંઇ અમારા કલ્યાણ માટે કર્યું છે તે કેવળ નિઃસ્વાર્થપણે અને વિશ્વપ્રેમના પ્રતિક રૂપે કર્યું છે. બીજા એવા કેટલાકને માટે તેવું કાર્ય કરી રહ્યા છો અને તે રીતે તમે જે માનવ ધર્મ શીખવી રહ્યા છો તે અમૂલ્ય છે. આ ગ્રંથને તેના ખર્ચ કરતાં પણ જરા ઓછી કિંમતે જનકલ્યાણ માટે મુકયો છે.

પ્રકાશક : **સૌ. ગંગાબેન શાન્તિલાલ વરીઆ**
૭૧. શાન્તિનિકેતન વિન્સેંટ રોડ
માટુંગા (સી. આર.) મુંબઇ નં ૧૯

તા. ક. :– આ ગ્રંથ ઉપરને સરનામે જ મળી શકશે.

## —: અનુક્રમણિકા :—

## અધ્યાય ૬ ઠો. પાન ૬૫

**કબીર ચરિત્રઃ** કબીર અને કમાલ ચોરી કરે છે. જ્ઞાનેન્દ્રિયમાં કાનની શ્રેષ્ઠતા. પતિ પત્નીનું ઐકય-સંતોષ. કમાલની તીર્થયાત્રા...કમાલનો વૈરાગ્ય. અનુતાપ સિવાય તીર્થયાત્રા વ્યર્થ છે. કોને શું આપવું યોગ્ય છે? નામ વેચવું અયોગ્ય – કીર્તન કરવા માટે પૈસા લેવા તે, કબીર કમાલની ચોરી. સત્સંગનો આનંદ. ચોરી કરવામાં પણ વૈરાગ્ય અને પ્રમાણિકતા. કબીરપુત્ર કમાલની દેહ ઉપર અનાસકિત. દ્રવ્ય તારે છે-દ્રવ્ય મારે છે. મૃત્યુ પછી પણ કમાલે સંતોને અદ્દભુત આદરમાન કર્યું. સંતચરિત્ર અને પંઢરપુરની ઉપમા.

## અધ્યાય ૭ મો. પાન ૭૫

**કબીર ચરિત્રઃ** કબીર અને નિપટ નિરંજન, કબીર અને રામાનંદ સ્વામી. કબીર અને નીંદક. ભકતવિજય ક્ષીરસાગરરૂપ છે. કબીર અને નીપટ નિરંજન. નામ સ્મરણ કેવી રીતે કરવું. યોગ્ય વ્યકિત સિવાય વ્યવહારનીતિનું સમાધાન થતું નથી. ભકતને કષ્ટથી ભય થતો નથી. કબીર અને રામાનંદ–સદ્દગુરુ કર્યા સિવાય જીવવું વ્યર્થ છે. એકનિષ્ઠતા. શ્રી સદ્દગુરૂ મેળવવાની તળમળ. સદ્દગુરુદર્શનનો આનંદ. કમેટી. કબીર અને નિંદક-સજ્જનની કીર્તિ દુર્જનને મન અસહ્ય. દુર્જનોનું સજ્જન આગળ કંઇ ચાલતું નથી. કથા સાંભળનારની લાયકાત. કથા કેવી રીતે સાંભળવી.

## અધ્યાય ૮ મો. પાન ૮૪

**જ્ઞાનેશ્વરના પિતા વિઠ્ઠલપંતનું ચરિત્ર :** ભકત કથાની શ્રેષ્ઠતા. શાસ્ત્રાભ્યાસથી વૈરાગ્ય ઉત્પન્ન થાય ત્યારેજ તેનો ઉપયોગ થાય. પંઢરીક્ષેત્રનો મહિમા. સુઃખદુઃખમાં સમાન રહેવું. નિંદા કે સ્તુતિ સમાન ગણવી. કથા પ્રેમથી સાંભળવી.

## અધ્યાય ૯ મો. પાન ૯૫

(૧) નિવૃત્તિનાથ વગેરેનું શુદ્ધિકરણ. (૨) સાક્ષાત પિતૃભોજન (૩) જ્ઞાનેશ્વર અને વિસોબા ચાટી (ખેચર) ભકત કથાની શ્રેષ્ઠતા. નિવૃત્તિનાથનો નિર્ગુણમત. જ્ઞાનેશ્વરનો વિધિપૂર્વક વર્તવાનો મત. સોપાનનો ભકિત શ્રેષ્ઠતાનો મત. સમત્વનું ભજન. કાર્ય કર્યા વિનાની નામના વ્યર્થ. આત્માની વ્યાપકતા. સંતકૃપાનું અલૌકિક સામર્થ્ય. જ્ઞાનેશ્વરી લખવાનું

### અધ્યાય ૧૪ મો. પાન ૧૫૨.

નામદેવના ઉદ્યાપનનું વર્ણન: નિષ્કામ-અનન્ય ભક્ત દેવને વહાલો છે. (આ અધ્યાય રોજ વાંચવો) ભક્તકથા-સમાલોચના. ન કહેવા જેવી વાત. દોષ નાશના ઉપાયો. સમદષ્ટિનાં ઉદાહરણ. અંતરંગ ભક્તોનાં લક્ષણ. તેઓને ત્યાં દેવનો અખંડ નિવાસ. બ્રાહ્મણનાં કર્તવ્ય કર્મ. સ્વધર્મત્યાગથી હાનિ. ચાર પ્રકારનાં સ્નાન. ખરૂં સ્નાન અને જળસ્નાન એમાં ફરક. ચિત્તશુદ્ધિનો ઉપાય. દેવની ભક્તો ઉપર અત્યંત પ્રીતિ અને પરસ્પર વ્યવહાર. દેવ સગુણ કેમ થાય છે?

### અધ્યાય ૧૫ મો. પાન ૧૬૬.

નામદેવના ઉદ્યાપનનું વર્ણન (ચાલુ): બ્રાહ્મણોને સાક્ષાત્ દર્શન. પ્રેમથી વાંચનારને માટેજ ભક્તવિજય ગ્રંથ છે. આત્મસુખ અનુભવથી સમજી શકાય છે. ભક્તોને લીધે દેવનું નામરૂપ થયું છે. દેવ સમદષ્ટિ, સર્વવ્યાપક, નિઃસંગ પણ ભાવના ભૂખ્યા અને ભક્તોને મુક્ત કરનાર છે. વિઠ્ઠલનું ધ્યાન. સંત અને બ્રાહ્મણાદિક સર્વત્રમાં વિઠ્ઠલરૂપનો અનુભવ. બ્રાહ્મણોનો પશ્ચાતાપ અને સતત સત્સંગ, સંતસેવા, વિઠ્ઠલ ધ્યાન વગેરે માગવું. વિઠ્ઠલે બ્રાહ્મણો જ્ઞાનેશ્વરને સોપ્યા અને ગુહ્યજ્ઞાનનો ઉપદેશ કરવા કહ્યું. તીર્થાવળીનું મહત્વ.

### અધ્યાય ૧૬મો. પાન ૧૭૮

(૧) કૂર્મદાસની કથા: (૨) સાંવતા માળીનું ચરિત્ર: ભક્તકથાની શ્રેષ્ઠતા. કૂર્મદાસની કથા; અસંભવિત બીના. રસિક જ અંતરગત ભેદ જાણી શકે છે. સંતોનું અશક્ય, દેવભક્તનું ઐક્ય, પોતે જ પોતાનો બંધન કર્તા થાય છે. દેવલાભ કેવી રીતે થાય?

### અધ્યાય ૧૭ મો. પાન ૧૯૦

(૧) રાંકા કુંભાર અને (૨) ગોરા કુંભારની કથા: ભક્તવિજયને વસંત ઋતુની ઉપમા. કામનીક નૈવેદ્ય નમુનો. રાંકાના વૈરાગ્યનો નમુનો. ગોરા કુંભારનું અખંડ ભજન. ભક્ત ઉપર નિંદાની અસર થતી નથી. ભક્તોનો સત્કાર્ય વિષે દૃઢ નિશ્ચય. અભક્તોને ભક્તનું કાર્ય ગમતું નથી. દેવની કૃપા થતાં યોગ્ય હોય તે જ અનાયાસે આવી મળે છે. દેવને માથે ભાર નાખી સ્વસ્થ બેસવું,'

### અધ્યાય ૧૮ મો. પાન ૨૦૩

**(૧) નામદેવે ગુરુ કર્યા તે કથા : (૨) પરિસા ભાગવતની કથા:** ભક્તવિજય ઉપર સૂર્યનું દૃષ્ટાંત. માનઅપમાન કહેવાની રીત; કાચું કોણ છે, સદ્‌ગુરુની આવશ્યકતા. દેવે પણ સદ્‌ગુરુ કર્યા હતા. ચરણસેવનનો મહિમા. નંદ ભાષામાં શિવનું ધ્યાન. વિઠ્ઠલ અને સદ્‌ગુરુ એક જ. દાંભિક આચાર. શાણા ભેદ જાણે છે. વ્યવહાર નીતિ. સંતોના ચરણમાં સર્વ સિદ્ધિ આવી પડે છે. ભક્તવિજયની શ્રેષ્ટતા.

### અધ્યાય ૧૯ મો, પાન ૨૧૫

**જગમિત્ર નાગાજી ચરિત્ર:** ભક્તવિજય ઉપર પંઢરપુરનું રૂપક. લોકોની શ્રદ્ધા જગાડવાનો ઉપાય. સજ્જનની પ્રતિષ્ઠાથી નિંદકને સંતાપ. ભક્તોને સંકટમાંથી દેવ બચાવે છે. દેવ ભક્તને યોગ્યક્ષેમ લઇ જાય છે. જગમિત્રની નિસ્પૃહતા. એક દુર્જનથી સર્વનાશ. દેવભક્ત સાથે દેવ છે; પણ બીજાને માયા ભ્રાંતિથી બીજા રૂપે દેખાય છે. સંકટમાં કોઇ કોઇનું નથી. ભક્તવિજય કેવી રીતે સાંભળવો.

### અધ્યાય ૨૦ મો. પાન ૨૨૨

**(૧) જોગા પરમાનંદ (૨) નરહરિ સોની (૩) નામદેવની રોટલી લઇ જતો કુતરો (૪) નામદેવ અને એકાદશી કરનાર બ્રાહ્મણ.** ભક્તકથાની મહત્તા. જોગા પરમાનંદની સાધના. નરદેહનું સાર્થક. કોને શું યોગ્ય અપાય. આભૂષણથી દેહભાવ વધે છે. જોગાનો પશ્ચાતાપ. ભક્તની સહજ ક્રિયા તેજ દેવભજન, એકવિધ ભક્તિ, વ્યવહાર, ભક્તોની સમદૃષ્ટિ. એકાદશીનું મહત્ત્વ. નિશ્ચય વિનાનું વ્રત વ્યર્થ. ભક્તોનો નિશ્ચય. ભક્ત પાપપુણ્ય રહિત.

### અધ્યાય ૨૧ મો. પાન ૨૩૭

**નામદેવ અને જનાબાઇનું ચરિત્ર :** શ્રી વિઠ્ઠલ સ્તુતિ. દેવ ભક્તોને સંસારમાં વિશેષ સુખ આપતો નથી. ભક્તોને કષ્ટ તો દેવને કષ્ટ. દેવ ભાવ ભૂખ્યો. જનાબાઇનું સંતગીત. ખરૂં દળવું. દેવના મનની ઇચ્છા ભક્ત જ સમજે. જનાબાઇનાં પદનું મહત્ત્વ. સંતોનું કવિત્વ લખવાની દેવની અનુજ્ઞા.

### અધ્યાય ૨૨મો. પાન ૨૫૨

**મત્સ્યેંદ્રનાથ, ગોરખનાથ અને ચાંગદેવનાં ચરિત્રો :** ભક્તકથાનું મહત્વ. સંતો પાસે જવા છતાં યોગ્યતા વિના જ્ઞાન નહીં મળે. સંતાન વિનાનું

જીવન વ્યર્થ. પરબુદ્ધિ ભયાનક. પ્રારબ્ધ વિના કંઈ બનતું નથી. બીન અધિકારીને ઉપદેશ કરવો નહી. કામક્રોધ અને રિદ્ધિસિદ્ધિ પરમાર્થ ઘાતક. જનાબાઇની ગુરુપરંપરા. મૃત્યુ લોકનું મહત્ત્વ. સદ્‌ગુરુ શરણે ગયા વિનાનું જીવન વ્યર્થ. ચાંગદેવનો પ્રતાપ. ગુરુકૃપા વિના સ્ત્રી પુરૂષ જાતિ ભેદભાવ જતો નથી.

### અધ્યાય ૨૩ મો. પાન ૨૬૪

**(૧) ચોખામેળા ચરિત્ર (૨) નામદેવનું કીર્તન (૩) જીવા અને તત્ત્વાનું ચરિત્રઃ** ભક્ત કથાની શ્રેષ્ઠતા. પ્રેમ હોય તો ગમે તેટલું અંતર હોય તો પણ દેવ સમીપજ છે. પ્રેમ ન હોય તો પાસે હોય પણ દેખાય નહી. દેવને મન સર્વ જાત સરખી. કીર્તનમાં દેવ દેવપણું ભૂલી નાચે છે. કીર્તનમાં દેવ હોય તો આનંદ લાગે. સદ્‌ગુરુવચનમાં વિશ્વાસ મૂકતાં સર્વ સારૂં થાય.

### અધ્યાય ૨૪ મો. પાન ૨૭૨

**કબીરશિષ્ય પદ્મનાભ અને શાહુકારની કથા (૨) કબીર અને તુળસીદાસ :** વિઠ્ઠલસ્તુતિ. કબીરની સ્થિતિ. નામસ્મરણ વિના સર્વ વ્યર્થ. નામમહિમા. રામનામ ઇતિહાસ. પરોપકાર વિનાનું જીવન વ્યર્થ.

### અધ્યાય ૨૫ મો. પાન ૨૮૧

**રોહીદાસ ચમારનું ચરિત્રઃ** ગમે તે જાતિ હોય, પણ પરોપકારથી ઇશ્વરપ્રાપ્તિ. ચર્મ વિના કોઈ પદાર્થ નથી પણ આત્મારામની પવિત્ર કસોટી મહિમા વધારે છે.

### અધ્યાય ૨૬ મો. પાન ૨૮૪

**પીપાજી રાજાનું ચરિત્રઃ** સંતનું આગમન એ અનેક પુણ્યનું ફળ. સંતકૃપા વિના આત્મજ્ઞાન શક્ય નથી. કોઈ સૌખ્ય આપી શકતું નથી. સાધુસંત સમદ્રષ્ટિથી શીખવે, પણ ફળ તેની ભાવના પ્રમાણે મળે છે. ઇશ્વર સર્વત્ર વ્યાપક છે. રામનામ મહિમા. અંતકાળે નામસ્મરણથી મુક્તિ. સંતચરિત્રને ગંગાની ઉપમા.

### અધ્યાય ૨૭ મો. પાન ૨૯૦

**નરસિંહ મહેતાની કથાઃ** શ્રી વિઠ્ઠલસ્તુતિ. શરીર લોભ રાખી સાધન કરે તે વ્યર્થ જાય. વચન માગવાની ચતુરાઇ. રાસલીલા. ભક્તવિજય ભાગ છે.

અધ્યાય ૨૮ મો. પાન ૨૯૯

**નરસિંહ મહેતાના પુત્રનું લગ્નઃ** શ્રી વિઠ્ઠલસ્તુતિ. અવતાર વર્ણન. વ્યવહાર નીતિ. સત્સંગતિ તારક. ભકતવિજય તુળસીવન સમ છે.

અધ્યાય ૨૯ મો. પાન ૩૦૯

**નરસિંહ મહેતાની હુંડીઃ** શ્રી વિઠ્ઠલસ્તુતિ. નરસિંહ મહેતાનો વૈરાગ્ય. અભકતોથી જ ભકતકસોટી અને મહિમા. ભકત ઉદાસ, અનાસકત અને નિરિચ્છ છે. ભકતવિજય ક્ષીરસાગર છે.

અધ્યાય ૩૦ મો. પાન ૩૧૯

**નરસિંહ મહેતાની પુત્રીનું મામેરૂં:** નરસિંહ મહેતાને દેવે હાર પહેરાવ્યો. સંસારમાં રહેવા છતાં ભકત અલિપ્ત રહે છે. દેવ પ્રાપ્તિ ગમે તેને થતી નથી. ભાવ તેવા દેવ.

અધ્યાય ૩૧ મો. પાન ૩૨૫

**બોડાણા ભકત રણછોડજીને ડાકોર લાવ્યા તે કથાઃ** શ્રી વિઠ્ઠલસ્તુતિ. બોડાણાની ભકિત. દેવ જેની પાસે છે તે ગરીબ દુર્બળ કયાથી?

અધ્યાય ૩૨ મો. પાન ૩૩૦

**કલ્યાણ બ્રાહ્મણ અને નિરાધાર બ્રહ્મચારીની કથા :** મથુરાંની મૂર્તિ હરદ્વાર આવી. નસીબ કોઈને છોડતું નથી. ભૂતદયા રાખનાર અને ઈશ્વર પ્રાપ્તિ. કોઇ કોઈનું નથી. ચારે દિશાનાં મુખ્ય તીર્થક્ષેત્રો.

અધ્યાય ૩૩ મો. પાન ૩૩૬

**સુરદાસ ચરિત્રઃ** વિલક્ષણ માગણી. એક કરતાં એક શ્રેષ્ઠ હોય છે માટે ગર્વ કરવો નહીં. દેવને કીર્તન ઘણું ગમે છે.

અધ્યાય ૩૪ મો. પાન ૩૪૧

**સેના ન્હાવીની કથાઃ** હલકો ધંધો. ધંધો અથવા જાતિ ગમે તે હોય પણ દેવને શરણે જતાં તેનાં પાપ નષ્ટ થાય છે. ભકતને માટે દેવ હલકું કામ પણ કરે છે. દેવ વ્યાપક છે તે કરે છે છતાં અકર્તા છે. તે ભક્તનાં કાર્ય માટે સગુણરૂપ થાય છે. સત્સંગતનું મહત્ત્વ.

અધ્યાય ૩૫ મો. પાન ૩૪૬

**(૧) સાત્વિક રાજાનું ચરિત્ર (૨) કર્માબાઈ ચરિત્ર :** વિપરીત પ્રારબ્ધથી બુધ્ધિ ભ્રષ્ટ થાય છે. હાથથી થતાં પાપ કર્મો. ઈશ્વર ભકિત

માટે એકાદ કામ કરતાં માણસોને જીવ ઉપર આવે છે. સંસારમાં કદી જરા પણ સુખ નથી. ભક્તો શા માટે મૃત્યુલોકમાં અવતાર લે છે? દેવને કર્મનું બંધન નથી.

### અધ્યાય ૩૬ મો. પાન ૩૫૨.

**(૧) જન જસવંત શાહુકાર અને (૨) સ્ત્રદાગ મનમોહનનાં ચરિત્ર:** કથા ઉત્તમ ક્યારે કહેવાય? જગતમાં સર્વે સુખનાં સોબતી છે. અંતે કોઇ પોતાનું નથી એ સમજીને સાવધ રહેવું અને હરિભજન કરવું. દુર્જનને સજ્જન ગમતો નથી. દુર્જન સંગે ક્ષણભર રહેવું નહીં. ભક્તોને અન્ન વસ્ત્રાદિક આપવાથી દેવ સંતુષ્ટ થાય છે. કંઇપણ જાતે કર્યા સિવાય બડબડાટ (બોધ) કરવો નકામો. નવાની નિંદા અને જુનાનાં વખાણ એ લોકોનો સ્વભાવ છે.

### અધ્યાય ૩૭ મો. પાન ૩૬૧.

**(૧) રસિક મુરાર સ્વામીની કથા: (૨) ઉન્મત્ત હાથીને જ્ઞાન થયું તેની કથા :** શ્રીવિઠ્ઠલસ્તુતિ. ગુરુ કૃપાનું રહસ્ય સત્શિષ્યજ સમજી શકે છે. સદ્ગુરુનો સંદેશો લાવનાર માણસને જોઈ આનંદિત રસિક મુરાર. ગુરુ આજ્ઞા પાલનની તત્પરતા. સજ્જનનો ઉપદેશ દુર્જનને માન્ય નથી. સદ્ગુરુ સેવામાં દેહ પડે તે ભાગ્યવાન. ધૈર્યશીલ, અનાશક્ત સદ્ગુરુ પણ દેહલોભી અને નાલાયક શિષ્ય. ઈશ્વર સર્વવ્યાપક છે એવી દૃઢ શ્રદ્ધાવાળા ભક્તને તાબે સર્વ વિશ્વ છે. હાથીની સંતસેવા. સત્સંગનો મહિમા.

### અધ્યાય ૩૮ મો. પાન ૩૭૧.

**મીરાંબાઇની કથા:** ભક્ત વિજયને પૂર્ણચન્દ્રની સાથે સરખામણી. મીરાંબાઈનું મન બાળપણથી ભક્તિમાં વીંધાયું. શ્રદ્ધાવાનને કળિયુગમાં પણ ઈશ્વર પ્રત્યક્ષ થાય છે. મીરાંબાઇનો નિત્ય ભક્તિ ક્રમ. ચિત્તશુદ્ધિ થયા પછી નિંદા સ્તુતિની પરવા નહીં. શરીર ગમે તે કાળે પડશે માટે ઇશ્વરભક્તિ કરતાં પડે તે ઉત્તમ. મીરાંબાઇની વિદેહ સ્થિતિ.

### અધ્યાય ૩૯ મો. પાન ૩૮૦.

**કાન્હોપાત્રા ચરિત્ર** દેવ અનન્ય ભક્તોને તારે છે. તે જાતિ કુળ જોતો નથી. સજ્જન ઉપર દુર્જનને અખંડ વૈરભાવ. કાન્હોપાત્રાની છેવટની પ્રાર્થના.

### અધ્યાય ૪૦ મો. પાન ૩૮૫.

**દામાજી પંતનું ચરિત્ર :** શ્રી વિઠ્ઠલસ્તુતિ. યાચકને સંતુષ્ટ કરે તો ઇશ્વર સતુષ્ટ થાય છે. અનેકના જીવ બચતા હોય તો એક પ્રાણ આપે તે જ ધર્મ. દામાજીની સમદ્રષ્ટિ. ઉપકાર કરીને અભિમાન કરવું નહીં. ઈશ્વર ભક્તોને માટે પોતાને નીચ કહેવડાવે છે અને હલકું કામ પણ કરે છે.

### અધ્યાય ૪૧ મો. પાન ૩૯૬.

**શાંત બ્રાહ્મણી બાદશાહ ઉર્ફે મૃત્યુંજય ચરિત્ર :** શ્રી વિઠ્ઠલસ્તુતિ. શાંત બ્રાહ્મણીના વૈરાગ્યનું કારણ. દઢ નિશ્ચયવાળા માણસને દ્રષ્ટાંતથી પણ આગળનો માર્ગ સમજાય છે. પોતાની શ્રદ્ધા જાળવવી. પારકી સલાહથી વિકલ્પ થાય છે. સાધુની નિંદા દેવ સહન કરતા નથી.

### અધ્યાય ૪૨ મો. પાન ૪૦૩.

**ભાનુદાસ ચરિત્ર :** શ્રી વિઠ્ઠલસ્તુતિ. ભાવ તેવા દેવ. સત્યાચરણનો નિશ્ચય. સત્યાચરણથી જ ફાયદો થાય છે. એક વખત પણ અસત્ય જણાશે તો પછી કોઈ વિશ્વાસ કરશે નહીં, માટે રાતદિન સત્યાચરણ કરવું. ભાનુદાસનું કીર્તન, તેનું પરિણામ, તેની વૃત્તિ.

### અધ્યાય ૪૩ મો. પાન ૪૧૨.

**વિદ્યાનગરનો રામરાજા પંઢરપુરની વિઠ્ઠલમૂર્તિ લઈ જાય છે તે** ભાનુદાસ પાછી લાવે છે તે કથા. જે જેવા દૈવતની પૂજા કરે તે અંતકાળ પછી તે દૈવતના લોકમાં જાય છે, પણ ભક્તકથા સાંભળનારને મોક્ષ થાય છે. રામરાજાએ દેવને વચનબંધ કર્યા. ભાનુદાસનો આત્મવિશ્વાસ અને પ્રતિજ્ઞા. રામરાજાએ વચનભંગ કર્યો. ભાનુદાસની અનુપમ શ્રદ્ધા. દેવની ભક્તવત્સલતા.

### અધ્યાય ૪૪ મો. પાન ૪૨૮

**બહિરંભટનું ચરિત્ર :** ભક્તકથાની શ્રેષ્ઠતા. બહિરંભટના વૈરાગ્યનું કારણ. ખરો વૈરાગ્ય. હિંદુ કે મુસલમાન, કેવી રીતે, નાગનાથે વિલક્ષણ ચમત્કારથી સંશય દૂર કરીને કૃપા કરી.

### અધ્યાય ૪૫ મો. પાન ૪૩૪

**એકનાથ ચરિત્રઃ** કદી કોઇ સાધન ન થાય તો ભક્તકથા સાંભળવાથી સર્વ સાધના તથા તેનું ફળ મળે છે. એકનાથને બાળપણમાં વૈરાગ્ય લાભ. જનાર્દન સ્વામીની સેવા. સરવાળામાં ભૂલ. પાણી પણ ન પીવાનું કારણ.

યોગ્ય સંધિ-પાઇની ભૂલ કાઢતા જે લક્ષ દીધુ તેવુ જ દેવ તરફ લક્ષ આપ સ્વામીને ચરણે જમાખર્ચ રજુ શ્રી સદ્ગુરુની પૂર્ણ કૃપા પછી પણ અધિક સેવા ચાલુ, દત્તાત્રેય દર્શનની દુર્લભતા સદ્ગુરુ ભક્તિ જ શ્રેય-તે મળતા દત્તકૃપા સહેલી છે જનાર્દન અને એકનાથ એક જ છે ગૃહસ્થાશ્રમ કેવી રીતે ઉત્તમ પાળવો સર્વથી ઉત્તમ સાધન સદ્ગુરુની આજ્ઞા પૂર્ણ પાળવી તે, દરેક કામ કરતા પણ તેવી જ તન્મયતા રાખવી નાસ્તિક લક્ષણ અધિકાર જોયા વિના શિષ્ય કરવો નહી

## અધ્યાય ૪૬ મો પાન ૪૪૮.

**શ્રી એકનાથ ચરિત્ર (ચાલુ)** શીખવ્યા બ્રાહ્મણ પિતૃ ભોજન જ્ઞાનદેવ સમાધિદર્શન ભક્તકથાની શ્રેષ્ઠતા પરીક્ષાની રીત શીખડાનુ રામ આગી માત્રમા જનાર્દનભાવનાથી મહારને જમણ જનાર્દન ગુરુચરણના ભાવથી જ પિતૃઓ પ્રગટ થયા મહારાને જનાર્દનભાવથી જમાડવાનુ પુણ્ય જેનુ ધ્યાન ધરવુ તેમા તદ્રૂપ થવુ

## અધ્યાય ૪૭ મો પાન ૪૬૦

**શ્રી રામદાસ સ્વામી ચરિત્ર** ભક્તકથાનો મહિમા સાવધાનનો અર્થ રામદાસ લગ્ન કરતા કેમ નાસી ગયા ? કનક અને કાંતાથી થતો અનર્થ જાણી રામદાસ સાવધ નામમહિમા ઉપર વિશ્વાસ ખરો ભક્ત સર્વદા નિર્ભય સાધનમાર્ગ સંસારીની સોબત અતિ પતન કરનારી સમર્થની એકવિધ ભક્તિ ભક્તની ઇચ્છા પ્રમાણે દેવ વર્તે છે શ્રી વિઠ્ઠલ અને શ્રીરામ એક જ-અદ્વૈત બોધ એકવિધ ભક્તને મળવા સામેથી દેવ આવે છે. સમર્થની સ્થિતિ

## અધ્યાય ૪૮ મો પાન ૪૭૦

**સંત તુકારામ ચરિત્ર** શિવાજીનુ કીર્તનમા આવવુ શિવાજીની ભેટ મૃતપ્રેત સજીવન કરવુ શ્રી વિઠ્ઠલસ્તુતિ તુકારામને વૈરાગ્ય ઉત્પન્ન થવાનુ કારણ સાધના કરિયર કરવાની દેવની આજ્ઞા અને શરૂઆત નવા કવિને લોકો નિંદે પણ અનુભવ પડે વંદે પ્રખર વૈરાગ્ય શિવાજીને બોધ કીર્તનમાથી ઉઠવુ નહીં શિવાજીનો નિશ્ચય ભજનમા વિઘ્ન તે સંતને મૃત્યુ સમાન રાજાનુ અન્ન ખાવાથી પુણ્યક્ષય થાય, સંચિતાનુસાર જ સર્વ મળે છે દેવનુ નામ એજ અમૃત સંજીવની ખરો નામઘોષ

## અધ્યાય ૪૯ મો. પાન ૪૮૫.

**શ્રી તુકારામ ચરિત્ર :** (ચાલુ) પત્નીને ઉપદેશ. ઘર લુટાવી દેવું. શ્રી વિઠ્ઠલના સગુણ સ્વરૂપનું દર્શન. ઇશપ્રાપ્તિ કોને થાય છે. ભકતની તળમળથી દેવ કળિયુગમાં પણ સગુણ રૂપ લઇ દોડતા આવે છે. પત્નીને ઉપદેશ–પણ તે નિમિત્તે સર્વને આચરણમાં મૂકવા માટે કરેલો ઉપદેશ. પ્રેમ આગળ બળ નિરૂપયોગી.

## અધ્યાય ૫૦ મો. પાન ૪૯૯.

**શ્રી તુકારામ ચરિત્ર** (ચાલુ) શ્રી વિઠ્ઠલ પ્રાર્થના. સર્વ ત્યાગથી સર્વ શ્રેષ્ઠ મોક્ષ લાભ. બાહ્ય ઠાઠમાઠથી નહીં પણ કેવળ શુદ્ધ ભકિતભાવથી દેવ વશ થાય છે. બ્રહ્મરસ આગળ સર્વ બીજા રસ તુચ્છ. સંત સર્વત્ર સમદષ્ટિ રાખે છે. તુકારામની નિરૂપમ શાંતિ. વાચિક, માનસિક, કાયિક તપ. શ્રી વિઠ્ઠલ ઉપર લખેલો કરુણ પત્ર. ગ્રંથ કેવી રીતે સાંભળવો.

## અધ્યાય ૫૧ મો પાન ૫૧૧.

**શ્રી તુકારામ ચરિત્ર** ( ચાલુ )

## અધ્યાય ૫૨ મો. પાન ૫૨૮.

**શ્રી તુકારામ ચરિત્ર** (ચાલુ). તુકારામને વિઠ્ઠલ ભેટ. તુકારામે ચીંચવડના ગણપતિ જમાડયા. તુકારામને ગુરુપદેશ. દેવની સત્તાથી જ તેના ગુણનું વર્ણન. દેવ ભાવનો ભૂખ્યો. સંશયવાળા માણસને કોઇથી લાભ થાય નહીં. તુકારામને દેવે પૂછયું " તું કોણ ?" અહંકાર મનુષ્યનો ઘાતક છે. અભંગ પોથી પાણીમાં ડુબાવી, તુકારામ સ્તુતિ, બાળરૂપે કૃષ્ણ દર્શન, પોથી કોરી ને કોરી પાણી બહાર આવી. તુકારામની વિઠ્ઠલસ્તુતિ.

## અધ્યાય ૫૩ મો. પાન ૫૪૩.

**માણકોજી બોધલાનું ચરિત્ર :** શ્રી વિઠ્ઠલસ્તુતિ. ભૂતદયા કરવાનું કારણ અને પરિણામ. જ્ઞાનનું અભિમાન ઘાતક-કેવળ પ્રેમ તારક. ઇશ્વર રૂઠે પછી કોઇ કાર્ય સિદ્ધ થાય નહીં. દેવ તો ભાવના ભૂખ્યા. સત્કાર્યમાં દ્રવ્ય વાપરવું, નહીં તો કૃપણતાથી તે દ્રવ્ય નાશ ખોટે જ રસ્તે થશે.

## અધ્યાય ૫૪ મો. પાન ૫૫૭.

**બોધલાનું ચરિત્ર** (ચાલુ). હાંસી કણબણની કથા. કીર્તનમાંથી પ્રેતનું સજીવન કરવું. શ્રી વિઠ્ઠલસ્તુતિ. તુંજ મારૂં સર્વસ્વ. પરાધિનતામાં સાધન

કરવું કઠણ. સંતો અધિકાર જોઇ ઉપદેશ કરે છે. જમીનમાં બીજ રોપવાથી નિર્જીવ ભૂમિ અન્ન આપે છે તો પછી સજીવ સંતોને જમાડે તો તે કેમ શ્રેય નહીં કરે ? નિરાભિમાની ભજનથી બોધલો બ્રહ્મરૂપ થયો.

### અધ્યાય ૫૫ મો. પાન ૫૭૦.

(૧) ગણેશનાથની કથા (૨) કેશવસ્વામીની કથા (૩) ગોમાઈ કથા (૪) લતીબશાહ ચરિત્ર : પહેલાં સુખ ભોગવે, પરિણામે દુઃખ થાય માટે ચેતીને ચાલવું.

### અધ્યાય ૫૬ મો. પાન ૫૮૩.

(૧) સંતોબા પવાર (૨) નીળોબા કથા (૩) ઉદ્ધવ ચિદ્ઘન ચરિત્ર : શ્રી વિઠ્ઠલસ્તુતિ. પતિવ્રતા પતિથી દૂર થતી નથી. વિઠોબાએ સંતોબાને દર્શન આપ્યાં. નિળોબાને ત્યાં વિઠોબાએ જાતે કામ કર્યું.

### અધ્યાય ૫૭ મો. પાન ૫૯૭.

વિસોબા શરાફ ચરિત્ર : શ્રી વિઠ્ઠલસ્તુતિ. વિસોબાની સમદૃષ્ટિ. સત્ય ભાષણ પરિણામ. કળિયુગ ઉત્તમ-પણ સાત્વિકો માટે જ-અભાવિકને નુકસાન.

સર્વ અધ્યાયની અનુક્રમણિકા. સંતોનાં નામ. દેવ અને ભક્ત એક જ ભક્તવિજયની ફળશ્રુતિ. કળિયુગમાં જીભ અને ઇંદ્રિયથી જ ઇશ્વરલાભ અશક્ય, પણ ભક્તકથા હંમેશ કરવાથી તે દૂર થઇ ઇશ્વરપ્રાપ્તિ થાય. ગ્રંથ સમાપ્ત,

॥ ૐ શાન્તિ : શાન્તિ : શાન્તિ : ॥



# ॥ श्रीराम ॥

## ભક્તવિજય ગ્રંથ.

### મંગળાચરણ

સજયતિ સિન્ધુરવદનોદેવો યત્પાદપંકજ સ્મરણમ્॥
વાસર મણિરિવ તમસાં શશીં નાશયતિ વિઘ્નાનામ્॥

યાકુન્દે ન્દુતુષાર હાર ધવલા યા શુભ્ર વસ્ત્રા વૃતા ॥
યા વીણા વર દણ્ડમણ્ડીત કરા યા શ્વેત પદ્માસના ॥
યા બ્રહ્મા ચ્યુતશંકર પ્રભૃતિભિર્દેવૈઃ સદા વન્દિતા ।
સા માં પાતુ સરસ્વતી ભગવતી નિઃશેષ જાડ્યા પહા ॥

મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમ્ ।
યત્કૃપા તમહં વંદે પરમાનન્દ માધવમ્ ॥

નારાયણં નમસ્કૃત્ય નરંચૈવ નરોત્તમમ્ ।
દેવીં સરસ્વતીં વ્યાસં તતો જય મુદીરયેત્ ॥

વસુદેવ સુતં દેવં કંસ ચાણુર મર્દનં ।
દેવકી પરમાનન્દં કૃષ્ણં વંદે જગદ્‌ગુરુમ્॥

ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુ ગુરુર્દેવો મહેશ્વરઃ ।
ગુરુ સાક્ષાત્પરં બ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમઃ ॥

નિશ્ચયાચે બળ તુકા મ્હણે તેચી ફળ
વિશ્વવ્યાપી માયા તીણે આકુવીલે છાયા

સત્ય ગેલે ભોવ્યા વારી
અવિદ્યેચી ચાલી ચોરી

આપુલેચી મન, કરવી આપણાં બંધન
તુકા મ્હણે દેવા, તુમ્હી કોડી હી ઉગવા.

બૌદ્ધિક, ભૌતિક, આધ્યાત્મિક, સારી કોડી છોડવનાર વિઠ્ઠલ જ સમર્થ છે એવો દઢ વિશ્વાસ રાખો.

॥ જય જય રામકૃષ્ણ હરિ ॥

*

## —: ભ ક્ત યુ ગ :—

શ્રી ભગવાને ક્ષીરસાગરમાં બુદ્ધ રૂપે વાસ કર્યો. પછી કળિયુગમાં થતો ધર્મનો લોપ તેમની નજરે પડયો. તે અટકાવવા દેવોને આજ્ઞા કરી કે તેઓએ જુદે જુદે સ્થળે ભરત ખંડમાં અવતાર લેવો અને લોકોને ધર્મનો માર્ગ બતાવી સારે રસ્તે લઇ જવા. તે પ્રમાણે ભક્તોએ હિંદુસ્તાનમાં પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ એમ સર્વ ઠેકાણે અવતાર લીધો. તે સમયે શ્રી ભગવાને સગુણ સ્વરૂપ લઈને ભક્તોને સહાય કરી, ધર્મની વૃધ્ધિ કરી. ભક્ત અને અભક્ત બંનેને તાર્યા. તે ભક્તયુગમા કે કળિયુગમા ભક્તોને ભગવાન સાક્ષાત્ક્ષણ ઘડીમાં મળી શકે છે અને મળ્યા છે.

### ભક્તો કેવા હોવા જોઈએ?

ભક્ત હોયે ભાવિક ને ભોળા,
જેને મન નહિ વિકલ્પ જાળાં;
કળિયુગમાં હરિ મન ઇચ્છા કરે,
કે જો સંકટ મુજ ભક્તને પડે;
(તો) જઇ ચડું ત્યાં સત્વર ગતિ,
હરું દુઃખ ને વધારૂં કીર્તિ.

એવા ભક્તો :—

નરસિંહ મહેતા, મીરાંબાઇ, તુલસીદાસ, નામદેવ, કબીર; જ્ઞાનેશ્વર, મત્સ્યેંદ્રનાથ, ગોરખનાથ, બોડાણો, સુરદાસ, એકનાથ, સમર્થ રામદાસ, તુકારામ, ગોરા કુંભાર, રાંકાં (વાંકા) કુંભાર, જયદેવ સ્વામી, નરહરી સોનાર, રોહીદાસ, ચમાર, પીપાજી, સેનો નહાવી, લતીબશાહ વગેરે અનેક ભારત ભૂમિને ઉજ્વળ કરી ગયા.



॥ શ્રી રામ ॥

## અધ્યાય ૧ લો.

### વંદન અને શ્રી હરિની ભક્તોને અવતાર લેવાની આજ્ઞા.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥ શ્રી રૂક્મિણી પાંડુરંગાભ્યાં નમઃ ॥ જયજય બી ॥ નદીના કિનારે વિહાર કરનારા. જય જય વિઠ્ઠલ, ભક્તવત્સલ કૃપાસાગર, સર્વવ્યાપી થઇ સર્વોપર રહેનારનો જય હો, ગણપતિ સરસ્વતી એમ અનેક રૂપે તું પ્રગટ થયો માટે શારદા વિનાયક કહેવાયો. ગ્રંથના આરંભમાં તને નમસ્કાર કરું છું. સદ્દગુરુ તુકારામને નમસ્કાર કરું છું, કે જેણે સંસારનો ભ્રમ દૂર કર્યો, જેણે મને નામ આપીને તેમાં પ્રેમભાવ મૂકી મારું ભવબંધન દૂર કર્યું. હવે સંત-સજ્જનોને નમન કરું છું. આ સંતો શ્રી હરિને જીવથી પણ વધારે પ્રિય છે. હવે મહા કવિઓને નમસ્કાર કરું છું, જેવાકે વ્યાસમુનિ, ભાર્ગવ મુનિ, વાલ્મીકિ મુનિ, શુકદેવજી, નારદજી, ઉશના કવિ, જૈમિનિ વગેર સર્વ કવિઓને નમસ્કાર કરું છું. એવા સંતોએ કળિયુગમાં અવતાર લઇને જડ, મૂઢ અને અજ્ઞાનીને ભવ-સાગરમાંથી પાર ઉતાર્યા. તેમના "ભક્તવિજય" ગ્રંથનો આરંભ કરું છું. તે પૂરો કરવાની સિદ્ધિ આપનારો તું સમર્થ છે. જેવી રીતે દુર્બળ માણસે કામ શરૂ કર્યું હોય ત્યારે શ્રીમંત માણસ તેને મદદ કરીને કાર્ય પૂરું કરાવે છે, તેવી રીતે સંત સજ્જનો, આ કાર્ય પૂરું કરવાનું તમારા આશ્રયે છે. જેવી રીતે આંખો વિનાના અંધને કોઇ કૃપા કરીને તીર્થાટન કરાવે, તેવી રીતે કૃપાળુ સંતો મારા ઉપર કૃપા કરીને મારી ઈચ્છા પૂરી કરજો. હું મંદમતિ છું. હું અજ્ઞાની છું. ગ્રંથ પુરાણનો અભ્યાસ પણ કર્યો નથી, સંસ્કૃત ભાષાનું પણ જ્ઞાન નથી, પણ અહીં એક એવો પ્રકાર છે કે જેમ મને ભક્તચરિત્ર ગમે છે, તેમ મહાદેવજીએ ભવિષ્ય પુરાણમાં પણ એમજ કહ્યું છે કે ભક્તકથા શ્રી હરિને ઘણી ગમે છે. તેથી જ મારા ચિત્તને આ વાત ગમી છે. મેં એટલી મોટી હિંમત કરી છે કે જેમ ટિટોડી સમુદ્રનું શોષણ કરવા તૈયાર થઇ હતી તેમ, જે શ્રી હરિનું વર્ણન કરતાં શ્રુતિએ પણ છેવટે મૌન ધારણ કર્યું, શેષ નાગે પણ શ્રી હરિનું એટલું બધું વર્ણન કર્યું કે તેમ કરતાં કરતાં તેની જીભ ચિરાઇ ગઇ તેથી તેણે થાકીને પોતાના શરીરની શ્રી હરિ માટે શય્યા બનાવી.

જે શ્રી હરિને બ્રહ્મા, ઇન્દ્ર અને શંકર પણ ઓળખી શક્યા નથી તો હું પામર મનુષ્ય તેના ગુણનું વર્ણન રીતે કરી શકું ? જેમ બાળક ન મળી શકે તેવી ચીજ લેવા માટે હઠ કરે છે, તે પૂરી કરવા તેની માતા તૈયાર થાય છે તેમ હે દીન દયાળ, તું મારી હઠ પૂરી કરજે. જેવી રીતે બાળક ધ્રુવજીએ પિતાના ખોળામાં બેસવા હઠ કરી, ત્યારે તેં તેને મોક્ષપદ ( અચળ પદ ) આપ્યું, જેમ વાડકી દૂધ માગતાં ઉપમન્યુને ક્ષીરસાગર આપ્યો તેવો તું ઉદાર છે, તેથી તું મારી આશા પૂરી કરજે ને તારુ દીન દયાળ નામ યથાર્થ છે. સત્યયુગ, દ્વાપર ને ત્રેતાયુગમાં જે જે ભક્તો જન્મ્યા હતા તે સર્વેએ કળિયુગની પ્રજાના તારણ માટે ફરીથી જન્મ લીધો. તઓનાં ચરિત્રનું વર્ણન કરવા માટે મને ઘણો આનંદ થાય છે. તો હે શ્રોતાજનો, હવે ધ્યાનપૂર્વક ભક્તચરિત્ર સાંભળજો. મારામાં કંઇ વ્યાકરણ ચતુરાઈ નથી, કે મેં કંઈ અધ્યાત્મ ગ્રંથોનો અભ્યાસ કર્યો નથી, તેમજ હું કંઇ સંસ્કૃત શાસ્ત્રો ભણ્યો નથી; તે સર્વ રૂક્મિણીપતિ જાણે છે. એક સમયે એકનાથ મહારાજના ઉપર શ્રી વિષ્ણુ ભગવાનની કૃપા થઇ તેથી તેમણે રામાયણનું આખ્યાન કર્યું. તેવી કંઈ મારા ઉપર ઇશ્વરકૃપા થઇ નથી. તે છતા પણ હું સંતકથા કહેવા નીકળ્યો છું. આપણા દેશમાં નામદેવ, મુકતેશ્વર વગેરે અનેક સંતોએ શ્રી વિષ્ણુ ભક્તિ કરી. તેમના જેવી કંઇ મારી વાણી શકિતશાળી નથી. શ્રી ભાગવતની ટીકા વામનજીએ કરી, તેમ શ્રીધરજીએ શ્રી હરિવિજય કથા કરી. તેમના જેવી ભકત કથા કરવાની મારી યોગ્યતા નથી. શ્રી રામદાસે દાસબોધ કહ્યો. કૈવલ્યદાસે ગીતા કહી. તેમના જેવી પ્રભુપ્રસાદરૂપી મારી વાણી નથી. ગણેશનાથને કેશવસ્વામીએ રસાળ ભાષામાં હરિકથા કહી, તેમજ કબીર ભકતે હિંદી ભાષામાં સાહેબની બંદગી કહી, એવા પ્રેમાળ સંતોએ જે સ્તુતિ કરી તે સાંભળતાં અજ્ઞાનીને જ્ઞાન પ્રગટ થાય છે, એ નવાઈ પમાડે તેવો પ્રકાર છે. એવી રીતે પૈઠણમાં પાડાના મોંએથી જ્ઞાનેશ્વરે વેદપાઠ બોલાવ્યા એવા સંતોને આ ગ્રંથની શરૂઆતમાં નમન કરું છું. જેમ ગંગા નદીમાં કોઈ વહેળાનું પાણી મળતાં તે પવિત્ર થઇ જાય છે, જેમ લોઢાને પારસમણિ સાથે ઘસતાં તેનું સોનું બને છે ને પછી તે શ્રીમંતના આભૂષણો માટે વપરાય છે, જેમ રાજકુંવરનાં વખાણ મુખ્ય માણસો યોગ્ય ગણે છે તેમ ભકતજનોનાં ચરિત્રનું વર્ણન કરતાં સંત સજ્જનોને સંતોષ થાય છે. જેવી રીતે કોઈ નદી પ્રખ્યાત ન હોય પણ જ્યારે તે સમુદ્રને મળે છે ત્યારે તે પવિત્ર મનાય છે. જેમ કલ્પવૃક્ષની છાયામાં બેસી પછી દરિદ્રતા જતી રહે છે, તેમ હું મંદ બુદ્ધિનો છું છતાં પણ ભકતોનાં ગુણનું વર્ણન કરવા માટે તો રૂક્મિણીપતિ મને સહાય કરશે. એવો તે ભકતભૂષણ

કૃપાળુ છે. મેં જે ગોત્રમાં જન્મ લીધો છે તે વસિષ્ઠ ગુરુને દંડવત્ પ્રણામ કરું છું. તેની કૃપાથી ગ્રંથસિદ્ધિ થશે. હવે માતા પિતાને નમન કરું છું, જે સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ છે. જેમની કૃપાથી મને આ નરદેહ મળ્યો છે તે માતાપિતાને નમસ્કાર કરું છું. અમારા ઉભય પક્ષના કુળદેવતા શ્રી વિષ્ણુને તથા સર્વ દેવોને નમસ્કાર કરું છું. તેઓ સર્વ મારા ઉપર પ્રસન્ન થાઓ. જેવી રીતે સમુદ્રનું પૂજન કરવાથી સમસ્ત નદીઓ પ્રસન્ન થાય છે, જેવી રીતે ચંદ્રદર્શનથી સર્વ નક્ષત્રોનું દર્શન થાય છે, જેમ પૃથ્વીની પ્રદક્ષિણા કરવાથી સમસ્ત તીર્થ-ક્ષેત્ર તેમાં આવી જાય છે, જેવી રીતે ગરૂડપૂજન કરવાથી સર્વદેવતા પ્રસન્ન થાય છે. તે દેવોના દેવ હે વિઠ્ઠલ, તારા ઉપર જ મારો સર્વ આધાર છે તે શ્રી ચક્રપાણિ મને એવી બુદ્ધિ આપો કે જેમ કવિની પેઠે મારી વાણી થઇ જાય કે જેથી સંતચરિત્ર સત્વર લખી શકાય, કે પ્રેમથી સતચરિત્ર ગાઇ શકાય અને મેં આ ગ્રંથનું ભાષાંતર કર્યું છે એવો સંશય પણ મનમાં આવે નહિ. તેમ થવું તે માત્ર શ્રી પંઢરીનાથની કૃપાને આધારે છે.

શ્રી નાભાજીના નામથી બ્રહ્માએ અવતાર લીધો. તેઓ ગ્વાલિયરમાં થઇ ગયા. તેમણે સંતોની કથાનો ગ્રંથ લખ્યો. બંગાળ દેશમાં ઉદ્ધવ ચિદ્ઘન થયા. તેમણે પણ ભક્તવિજય ગ્રંથ લખ્યો. તે સમયે શ્રી પંઢરીનાથે વરદાન આપ્યું કે આ ગ્રંથ વિસ્તારમાં લખાશે, જેમ બાળકની ભાષા માતાઓ કૌતુકથી સાંભળે છે. તેવી રીતે આ ગ્રંથ પ્રાકૃત ભાષામાં લખાવાથી સર્વજનો તેનો અંગીકાર કરશે. જેમ ગંગામાં વહેળા મળતાં ગંગારૂપ બને છે, તેમ આ ગ્રંથની વાણી સરતાં સરતાં જ્ઞાનરૂપ થઇ જશે. જેમ કસ્તુરીમાં માટી ભળી ગઇ હોય તો તે પણ કસ્તુરીના ભાવથી વેચાય છે, તેમ મારી માતૃભાષાનું પુસ્તક પણ સર્વમાન્ય થશે. જેમ દૂધમાં થોડું પાણી ભળતાં તે દૂધ સમાન થાય છે, તેમ શ્રી હરિની કૃપાથી વચન સરશે. તેથી હે મહીપતિ, તને નમન કરીને આગળ વિસ્તારવા માટે ઇશ્વરને પ્રાર્થના કરું છું.

હવે એક ચિત્તથી સંતકથાની ઉત્પત્તિ સાંભળો. શ્રી કૃષ્ણ ભગવાનનો અવતાર પૂર્ણ થતાં કળિયુગમાં યત્ત દાન અને ધર્મનો લોપ થવા લાગ્યો. વિપ્રોએ આચાર ધર્મ તજ્યો, ક્ષત્રિઓએ વિચાર તજ્યો, બ્રાહ્મણોએ યોગ્ય સમયે સન્યાસ ગ્રહણ કરવાનું બંધ કર્યું. પુત્રો પિતાના વચનની અવગણના કરવા લાગ્યા. શિષ્યો ગુરુસેવા કરવાનું ચૂકયા, પતિદેવો પત્નીના કહેવાથી શ્વસુરગૃહે જઇ રહેવા લાગ્યા. તીર્થસ્થળોમાં જવાનું બંધ થયું, શાલીગ્રામની પૂજા ત્યજી દઇ મામુલી દેવોનું પૂજન કરવા માંડયું. તુલસીરુદ્રાક્ષની માળા ત્યજીને કાચની

માળા લીધી, ધનિક લોકાએ દાન ધર્મ કરવું બંધ કર્યું, સશક્ત માણસોએ જપ તપ કાર્ય બંધ કર્યાં, રાજા પ્રજા વચ્ચે વૈમનસ્ય ઊભું થયું, કુળવાન સ્ત્રીઓએ પારકી નોકરી કરવા માંડી, કન્યાવિક્રય શરૂ થયો. આવાં પાપથી મુસલમાનો ગૌહત્યા કરવા લાગ્યા, અસત્ય બોલવાનું પ્રમાણ વધી ગયું સંત સાધુઓની નિંદા થવા લાગી, ખોટું તે સાચું દેખાવા લાગ્યું, ખોટી સાક્ષીઓ પુરાવા લાગી, ગાયત્રીપૂજા બંધ થઇ, સાબર મંત્રો શરૂ થયા. વિશ્વાસઘાત થવા લાગ્યા. આવાં પાપથી દેવમાંથી દૈવત જતું રહ્યું ને તેને લીધે મુસલમાનોએ મૂર્તિઓ તોડવા માંડી. તીર્થસ્થળોમાંથી કરવેરા લેવાનું શરૂ થયું. એ પ્રમાણે કળિયુગમાં ઘોર અત્યાચારો શરૂ થયા ને કહ્યું કે :—

અસત્ય એટલું પાપ નહીં,
સત્ય એટલું સુકૃત નહીં.

એ પ્રમાણે કળિયુગે સત્યનો લોપ કર્યો, અને અનેક દુર્ગુણોને જન્મ આપ્યો. જેમ રાહુ આવતાં ગ્રહણ થાય છે ને આકાશમાં અંધારૂં થઇ જાય છે, તે પ્રમાણે કળિયુગ આવતાં સત્ય ને ધર્મનું અંધારૂં થઈ ગયું. જેમ મરણ આવવાનું હોય તે પહેલાં શરીરમાં રોગનું ઘર થાય છે, જેમ રાત્રી થતાં સ્મશાનમાં પિશાચ જાગૃત થાય છે. જેમ કમનસીબ માણસને જોતાં જ દુઃખો તેને ઘેરી વળે છે, ગુરુની કૃપા દૂર થતાં અજ્ઞાન ફેલાય છે, જેમ યૌવન આવતાં અહંકાર ઉત્પન્ન થાય છે. જેમ નિંદાખોર માણસ સભામાં આવી બેસે કે આપોઆપ નિંદા કરવાનું પ્રકરણ ઊભું થાય છે, તેમ કળિયુગ આવતાં અપાર પાપ ઉત્પન્ન થયાં. ઋષિમુનિયો બદરીકાશ્રમ ચાલ્યા ગયા, અને બ્રાહ્મણો પોતાનો આચારવિચાર પૂજા પાઠ પઠન સર્વનો ત્યાગ કરવા લાગ્યા, તેનો સમય આવવાથી ધરતી કંપાયમાન થઈ. આ સમયે શ્રી હરિ વૈકુંઠમાં પોતાના ભક્તોને પાસે બેસાડીને પૃથ્વી ઉપર ફેલાતાં પાપનું નિવારણ કરવાનો વિચાર કરતા હતા. શ્રી હરિ કહેવા લાગ્યા કે મૃત્યુલોકમાં યજ્ઞ-યાગ બંધ પડ્યા છે. બ્રાહ્મણો દુરાચારી થયા છે, અજ્ઞાનીને કાઇ માર્ગ દેખાડી આપતું નથી, તેથી તેઓ દુઃખના દરીઆમાં ડૂબવા લાગ્યા છે, તો હવે તેઓના ઉદ્ધાર માટે શું કરવું જોઇએ? તે સમયે ભક્તજનો શ્રી હરિ સામે બે હાથ જોડીને ઊભા રહ્યા. શ્રી વિષ્ણુએ કહ્યું કે કંઈ યોગ્ય કાર્ય કરવા સારૂ અમને આજ્ઞા કરો. તે સમયે શ્રી હરિએ કહ્યું કે સત્યયુગ, ત્રેતા ને દ્વાપરયુગમાં તો મેં જાતે અવતાર ધારણ કર્યો હતો, ને દુષ્ટ દૈત્યોનો સંહાર કર્યો હતો, ને પૃથ્વીનિર્વૈર કરી હતી. હવે

હું તો શાંત થઇને ક્ષીરસાગરમાં રહ્યો છું માટે તમે સર્વે મૃત્યુલોકમાં અવતાર ધારણ કરો ને જ્યાં જ્યાં મારાં સ્થાનો છે ત્યાંથી જનઉદ્ધારનુ કાર્ય શરૂ કરો. શ્રી ઉધ્ધવજીને કહે છે કે તમે પંઢરપુર ડિંડીર વનમાં અવતાર લઇ દક્ષિણ દેશમાં મારી ભકિત ફેલાવો. શ્રી અક્રુરજી, તમે ગોકુળ, મથુરાં વૃંદાવન પ્રદેશમાં અવતાર લઈ ઉપદેશ શરૂ કરો. શ્રી દારૂક ભકત, તમે પશ્ચિમ દેશમાં રામદાસ થઇ ભજન કરીને જનઉદ્ધાર શરુ કરો. શ્રી વ્યાસમુનિ, તમે પૂર્વ દેશમાં જગન્નાથ ક્ષેત્રમાં અવતાર લઇને મારાં અદ્ભુત ચરિત્ર જનસમુહને સંભળાવો. શ્રી વાલ્મિકિ ઋષિ, તમે હસ્તિનાપુરમાં જન્મ લઇને મારી કથા જનસમાજને સંભળાવો. મેં જ્યારે રામાવતાર લીધો હતો ત્યારે તમો સર્વે વાનરરૂપમાં હતા, ને તે સમયે રાવણને મારીને ઇંદ્ર તથા બીજા સર્વ દેવોને બંધનમુક્ત કર્યા હતા. તેમ જ કૃષ્ણાવતારમા તમો સર્વે ગોવાળ થયા હતા, પ્રેમીઓ યાદવો થયા હતા ને કંસનું નિકંદન કરી તેના ત્રાસમાંથી સર્વેને મુકત કર્યા હતા. ગૌબ્રાહ્મણનું રક્ષણ કર્યું હતું. હવે હુ શાંત થયો છું ને સ્વસ્થ થઇ રહ્યો છું તમારા સિવાય મારું કીર્તન જનસમુહને કોણ સંભળાવશે ? તમારા થકી હું સગુણરૂપ થયો છુ નહીં તો મને કોણ યાદ કરવાનું હતું ? ભકતો સિવાય બીજું કોઇ મને પ્રાણસમ પ્રિય નથી. શ્રી હરિના આવા વચન્ સાભળી સર્વ ભકતોએ જય જયકાર કર્યો ને કહેવા લાગ્યા કે તું દીનદયાળ પરમેશ્વર છે, એવું અમને ખરેખરૂં દેખાય છે. જેવી રીતે સૂર્યમાથી કિરણો નીકળે છે, જેમ માટીમાથી સોનું નીકળે છે. તેવા અમે ભકતો પણ શ્રી હરિ તારા વડે જ પવિત્ર છીએ જેમ પાણીથી વૃક્ષ જીવે છે, જેમ આકાશમાં તારાગણ છે, તેમ અમે ભકતો પણ શ્રી હરિને લીધે જ શ્રીમત છીએ. જેમ અનેક તાતણાથી વસ્ત્ર તૈયાર થાય છે, જેમ ઉત્તમ પ્રકાશ અનેક દીવાને લીધે મળે છે, તેમ અમે ભકતજન પણ શ્રી હરિને લીધે જ પવિત્ર છીએ. જેમ પાણીને લીધે જ જળચર પ્રાણી જીવે છે, જેમ ફુલોમાના મધને લીધેજ ભ્રમર જીવે છે તેમ અમે ભકતજનો શ્રી હરિને લીધે જ મોટા થએલ છીએ. સોનામાથી કંકણ ને આકાશમાં જેમ પવન તેમ અમો ભકતજનો શ્રી હરિને લીધે જ સગુણ થયા છીએ. જેમ મદારીના હાથમાની દોરીથી પુતળી નાચે છે, તેમ શ્રી રઘુવીરે અમારા હાથે લંકાગઢ જીત્યો. પાવામાથી મધુર અવાજ નીકળે છે પણ તે વગાડનાર વગાડે ત્યારે જ નીકળે છે તેમ કૃષ્ણાવતારમાં પણ થયું છે અમે બધા ગોવાળોને હાથે મોટા કામો પણ તારી જ ઇચ્છાથી થયા, બ્રહ્મા વગેરે અનેક દેવતાઓ અને અનેક બ્રહ્માંડો બનાવવાં ને તોડવાં તે શ્રી હરિની ઇચ્છા સિવાય થતું નથી માટે

હે શ્રી પતિ, તું જે આજ્ઞા કરશે તે પ્રમાણે અમે તરત જ કરીશું, ને તારી કૃપાથી પૃથ્વી ઉપર માણસોને અમે ભક્તિમાર્ગ બતાવીશું.

આ પ્રમાણે સાંભળીને શ્રી હરિએ ઉધ્ધવને કહ્યું કે તું દરજીકુળમાં નામદેવ નામે અવતાર લે. પંઢરપુર ક્ષેત્રમાં જન્મ લેવા માટે તને આદેશ છે. શ્રી રામકૃષ્ણનો અવતાર લઈ મેં જે ચરિત્રો કર્યાં છે તે સર્વે તું માણસોને સંભળાવજે, આ કામ તને સોંપવામાં આવે છે.

કળિયુગમાં શ્રી હરિનું નામ સર્વને તારનારૂં છે. પછી શ્રી હરિ શુકદેવજીને કહે છે કે તમે અવીંધ કુળમાં જન્મ લો ને કબીર ભક્તને નામે પ્રગટ થાઓ. તમારે યોનીથી જન્મ લેવો પડે નહીં તેવી વ્યવસ્થા હું કરીશ. પણ નિમિત્ત માત્ર થવા ત્યાં પ્રગટ થઇ મારો નામમહિમા ફેલાવો. ત્યારપછી વાલ્મીકિ ઋષિને કહ્યું કે તમે કાશીનગરીમાં બ્રાહ્મણ કુળમાં જન્મ લઇ તુલસીદાસ સંત થાઓ. મારો ભક્તપ્રેમ સર્વશ્રેષ્ઠ છે તે તમે કળિયુગમાં જાહેર કરો. જે શતકોટી રામાયણ તમે લખ્યાં તેને પ્રાકૃત ભાષામાં ફરીથી તૈયાર કરી ભક્તજનો પાસે તેનો પ્રચાર કરાવો.

દારૂકને શ્રી હરિ કહે છે કે તું ડાકોરમાં બોડાણો ભક્ત થઇ અવતાર લે ને તારી ભક્તિથી હું દ્વારકાંથી ડાકોર દોડતો આવીશ. શિવજીને શ્રી હરિ કહે છે કે તમે જુનાગઢમાં નરસિંહ મહેતાને નામે અવતાર લો અને સર્વજનોને ભક્તિમાર્ગ બતાવો. તમે આગળ જાઓ ને પાછળથી હું જ્ઞાનેશ્વર થઇને આવું છું. તે વખતે ગીતાનો મર્મ હું સમજાવીશ. બ્રહ્મા પોતે સોપાન દેવ થશે ને સદાશિવ પોતે નિવૃત્તિનાથ થશે, આદિમાયા પોતે મુક્તાબાઈ થશે. એ પ્રમાણે અવતાર ધારણ કરીને ભૂમંડળમાં આવીશું. સર્વ ભક્તમંડળને શ્રી હરિએ આ પ્રમાણે આજ્ઞા કરી એટલે સર્વેએ જય જયકાર કર્યો. દેવોએ પુષ્પવૃષ્ટિ કરી અને આનંદનો જયઘોષ કર્યો. આ દિવસને ધન્ય છે કે જ્યારે શ્રી હરિએ સર્વ ભક્તો ઉપર કૃપા કરી અને મૃત્યુલોકમાં ઉદ્ધાર કરવા માટે અવતાર લેવાનું નક્કી કર્યું. માટે વૈકુંઠ અને કૈલાસ કરતાં પણ મૃત્યુલોક ધન્ય થયો છે કે જ્યાં પાપ-પુણ્ય, યજ્ઞ-યાગ, હવન વગેરે માટેની કર્મભૂમિ છે. જે જે સુકૃતથી સ્વર્ગલોક મળે છે તે ફળ પૂરું થતાં પાછું મૃત્યુલોકમાં આવવું પડે છે, માટે તે ભૂમિ સ્વર્ગ કરતાં ઉત્તમ છે.

મૃત્યુ લોકે જન્મતાં હરિચરણ મળે સર્વદા,
મૃત્યુ લોકે જન્મતાં વૈકુંઠવાસ થાયે સર્વદા,
મૃત્યુ લોકે જન્મતાં હરિકીર્તન થાયે સર્વદા,
મૃત્યુ લોકે જન્મતાં સફળ થાય સહુ (મન) કામના.

તેથી સર્વ દેવો ઇન્દ્રપુરીમાં ગયા ને ત્યાંથી કર્મભૂમિ પૃથ્વી ઉપર અવતાર લેવાની તૈયારી કરવા લાગ્યા. આ કળિયુગના સમયમાં જનઉદ્ધારનું કાર્ય કરવા માટે હવે ભક્તોનો અવતાર થશે. તેઓનાં ચરિત્રો ધ્યાનથી સાંભળી પવિત્ર થશો. હવે ભક્તો નીચ કુળમાં જન્મ લેશે, ને પોતાનાં ચરિત્રથી ને નામમહિમાથી શ્રી હરિને પોતાના કરી બતાવશે. આગળના અધ્યાયમાં શ્રી જયદેવચરિત્ર કે જે અતિ પાવન છે તે એકચિત્તથી સાંભળજો. મહીપતિ કહે છે કે મારો સમાગમ હંમેશાં સંતોમાં જ રહેજો

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ
પ્રસન્ન થશે માટે પ્રેમાળ ભક્તોનાં ચરિત્ર સાંભળજો.

= શુભં ભવતુ =

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૨ જો.

## જયદેવ સ્વામીનું ચરિત્ર.

શ્રી ગણેશાય નમઃ ।। શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ।। શ્રી હરિ કહે છે કે હે વ્યાસ મુનિ, તમે જે પુરાણો લખ્યાં છે તે ગંભીર વાણીથી લખાયેલાં છે તેથી કળિયુગના અજ્ઞાન માણસોથી તે સમજી શકાય તેમ નથી. તેથી તમે શ્રી જયદેવ નામે અવતાર લઇને જનઉદ્ધારનું કાર્ય કરો. આ પ્રમાણે કહેલું સાંભળી શ્રી વ્યાસે સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને પછી જગન્નાથ ક્ષેત્ર તરફ પ્રયાણ કર્યું, ત્યાં તુંદુબીલ્વ નામે ગામમાં એક બ્રાહ્મણ કુટુંબમાં અવતાર લીધો. ચારે વર્ણમાં ઉત્તમ અને મુખ્ય વર્ણ બ્રાહ્મણની છે ત્યાં પરાશરનંદને (વ્યાસ) પોતાની લીલાથી અવતાર લીધો. દિવસે દિવસે મોટાં થતાં માબાપે તેમને યજ્ઞોપવિત દાન દીધું. તે અભ્યાસ કરતા ન હતા છતાં તેમણે સર્વશાસ્ત્રોમાં નિપુણતા મેળવી. જેમ તારાઓથી ચંદ્ર ઢંકાતો નથી, કે પક્ષીઓમાં ગરૂડ ઢાંકયો રહેતો નથી તેમ જયદેવ મોટા થવા લાગ્યો. જેમ દેવોમાં ઇંદ્ર શ્રેષ્ઠ છે જેમ તપ કરનારાઓમા શંકર શ્રેષ્ઠ છે, જેમ યાદવોમાં શ્રી રૂક્મિણીરમણ શ્રેષ્ઠ છે, જેમ સુવર્ણ વગેરે ધાતુઓમાં રત્ન છે જેમ લશ્કરમાં પ્રતાપી શૂરવીર છે, જેમ આકાશમાં દિનકર છે, જેમ સરોવરમાં સમુદ્ર છે, જેમ અજ્ઞાનીઓમાં નિપુણ શ્રોતા છે, જેમ હરિકીર્તનમાં કીર્તનકાર છે, જેમ પક્ષીઓમાં રાજહંસ છે, એ સર્વને દૂરથી જ શાણા માણસો ઓળખી શકે છે. જેમ રંકમાં જેવો રાજા લાગે તેમ બ્રાહ્મણ વંશમા નિપુણ વક્તા લાગતો હતો.

કહ્યું છે કે સઘળાં સાધન કરવામાં શુદ્ધભાવ મુખ્ય છે. શ્રુતિશાસ્ત્ર પુરાણ વગેરે સર્વ શોધી જોતાં કળિયુગમા હરિકીર્તન કરવાનું મુખ્ય સાધન કહ્યું છે. માટે સર્વ શ્રોતાજનો હરિકીર્તનમાં લક્ષ રાખજો. શ્રી હરિ ઉદ્ધવજીને કહે છે કે કળિયુગમાં મારું ભજન ઉત્તમ છે અને તેથી જ જયદેવ કવિએ "ગીત ગોવિંદ" ગ્રંથ રચ્યો. પદ્મ પુરાણની આ કથા છે તેમાં રાધાવિલાસનું વર્ણન છે. કૃષ્ણાવતારમાં શ્રી જગન્નિવાસે ગોકુળમાં જે ક્રીડા કરી તેનું વર્ણન

છે. પહેલાં શ્રી હરિનો ગુણ જાણી તેના ઉપર શ્રી જયદેવે પદ્યરચના કરી. જેમકે પહેલાં સુવર્ણ કંકણ બનાવી ઉપર રત્નો જડયાં. તેવી રીતે રત્નજડિત ગ્રથ તે "ગીત ગોવિંદ" આ ગ્રંથ અનેક લોકોએ હસ્તલેખિત પ્રતોમાં તૈયાર કરી લીધો ને ઘેર ઘેર હરિલીલાની કથા થવા લાગી. જેમ એક જ સુગધી પુષ્પ એક સ્થળે હોય ત્યાંથી સર્વત્ર સુગંધ ફેલાવે. તેમ આ એક જ ગ્રંથે પૃથ્વી ઉપર સુવાસ ફેલાવી. તે સમયે જગન્નાથમાં સાત્વિક નામે એક રાજા હતો. તેણે પણ જયદેવ સ્વામીની જેમ એક ગ્રથ રચ્યો હતો. તે ગ્રંથની નકલો કરાવી રાજા પૃથ્વી ઉપર વહેંચાવા લાગ્યો, ને કહેવા લાગ્યો કે આ ગ્રંથનો આધાર લઇને સર્વ પઠનપાઠન થવું જોઇએ. આવું કહેવું સાંભળી સર્વ પંડિતો કોપાયમાન થયા. તે સર્વે જગન્નાથમાં મળ્યા અને રાજાને કહેવા લાગ્યા કે તેં જે ગ્રંથ રચ્યો છે તે તારા મનથી શ્રેષ્ઠ ગ્રંથ છે અને તું કહે છે કે તે ગ્રથ જયદેવ સ્વામીના ગ્રથની સમાન છે. પણ જે શાણા માણસો હોય છે તે પોતાના મુખથી પોતાની કીર્તિનાં વખાણ કરતા નથી. તું સર્વ લોકાને કહે છે કે મારા જ ગ્રંથનું પઠન-પાઠન કરો.

**વિદ્યા અને હરિકીર્તન, ગુરુમંત્ર અને બ્રહ્મજ્ઞાન,**
**પુષ્પહાર અને મહારત્ન, વેચવા જતાં કિંમત ઘટે.**
**કસ્તુરી અને મલયાગીરીચંદન, કેસર અને જવાંદી,×**
**ઉત્તમ કવિતા ચતુર પણ, સ્વમુખે વર્ણવતાં મૂર્ખત્વ દીસે.**

કન્યા અને મોતી, પુસ્તક અને કમતી વસ્ત્ર, કૃષ્ણાગરૂ અને મલયાનિલ વેચવા જતા તેની કિંમત ઘટે છે. તેથી બ્રાહ્મણો કહેવા લાગ્યા કે હે રાજન્, તમારા ગ્રંથની મહત્તા શ્રી જગન્નાથ કબુલ રાખશે નહીં, કારણ કે તમને વૃથા અહંકાર થયો છે ત્યારે રાજાએ કહ્યુ કે બને ગ્રથો સત્વર લઈ આવો, ને શ્રી જગન્નાથજી સામે આખી રાત્રીભર રહેવા દો. જેમ જયદેવે હરિના ગુણગાન કર્યા છે તેમ મેં પણ કર્યું છે. માટે જે ગ્રંથ શ્રી હરિને માન્ય નહી હોય તેને બહાર ફેંકી દેશે. એ પ્રમાણે ગ્રથો મૂકીને શ્રી જગન્નાથજીના મંદિરને તાળુ વાસીને રાજા પોતાને મહેલ ગયો બીજે દિવસે સવારમાં પ્રાતઃકાળે જ્યારે પૂજારી આવ્યા ત્યારે કાકડ આરતીના સમયે ઘણા વિપ્રો ત્યાં ભેગા થયાં મંદિરનાં દ્વાર ઉઘાડી પૂજારીઓ અંદર ગયા ત્યારે જોયું કે શ્રી જયદેવનો ગ્રંથ

×એક જાતનું ઔષધ

ઉત્તમ માનીને પુરુષોત્તમે પોતાની પાસે રાખ્યો હતો, ને રાજાનો ગ્રંથ અમાન્ય ગણીને દૂર રાખ્યો હતો. આવું જોઈ રાજા પોતે નીચું જોઈ ગયો અને બ્રાહ્મણોએ જય જયકાર કર્યો પછી તેઓ રાજાને કહેવા લાગ્યા કે વેદશાસ્ત્રની સરખામણીમાં કોકશાસ્ત્ર રાખે તે કેમ બને ! તેવું આજે બન્યું છે તે શ્રી હરિનો ન્યાય છે. જેમ રાજહંસ આગળ કાગડો ને પંડિત આગળ ભરવૈયો કેવી રીતે સરખામણી કરી શકે ! જેવી રીતે બાવળ ને ચંદન અને સજ્જન ને દુર્જન તેમ ગીત ગોવિંદ સામે તારો ગ્રંથ નિર્માલ્ય છે. આવું સાંભળી રાજા લજ્જાયમાન થયો અને શ્રી જગન્નાથજી સામે જઈને બે હાથ જોડી ઊભો રહ્યો, ને કહેવા લાગ્યો કે હે હરિ, આજે તારું મોટાપણું સમજાયું. તારું નામ પતિતપાવન છે પણ તે મારા માટે તો અસત્ય ઠર્યું છે, કારણ કે તેં એકને પોતાનો કહી બીજાની અવગણના કરી છે. હે નારાયણ, તું સર્વઘટમાં સમસમાન રીતે વ્યાપક છે. ભક્ત અને અભક્ત બંને જણ તારી સત્તાથી જ કાર્ય કરે છે. સૂર્યકિરણનું પ્રતિબિંબ સર્વ ઘટમાં સરખી રીતે પડે છે. જેમ ગાય અથવા વાઘને પાણી સરખો સંતોષ આપે છે, તેવો તું યદુનાયક સર્વઘટમાં સરખી રીતે વ્યાપક છે. જેમ આકાશને મન તીડ અથવા ગરૂડ સમાન છે તે પ્રમાણે તું જગદીશ સર્વઘટમાં સમસમાન છે. જેમ માતાને મનમાં શાણો અને અજ્ઞાન બંને બાળક સરખાં છે. તેવો તું પતિતપાવન સર્વઘટમાં સરખો છે. જેમ ચાંદની રાજા અને રંકને સરખી શીતળતા આપે છે, તેવો તું રૂક્મિણીરમણ સર્વઘટમાં સરખો છે. જયદેવની વાણીમાં તું જગન્નાથ સમાયો છે તો પછી મારા દેહને ચલાવનાર કોણ બીજો છે તે મને કહે. એવું છતાં હે જગન્નાથ, તેં મારો ગ્રંથ દૂર કર્યો તો હવે હું મારા પ્રાણ તને આપીશ એમ રાજા કહેવા લાગ્યો. એવાં કરુણ વચન સાંભળીને નારાયણ પ્રસન્ન થયા. રાજાના ગ્રંથમાંથી ચોવીસ શ્લોકો લઈને જયદેવના ગ્રંથમાં સામેલ કર્યા. એમ કર્યાથી રાજાના મનનું સમાધાન થયું.

હવે જગન્નાથપુરીમાં એક અગ્નિહોત્રી બ્રાહ્મણ રહેતો હતો. તેને ઘેર એક પદ્માવતી નામે સુંદર કન્યાનો જન્મ થયો. તેનું રૂપ ગુણ, લાવણ્ય સર્વ પદ્માક્ષી જેવાં એટલે કે લક્ષ્મી જેવાં હોવાથી બ્રાહ્મણે પદ્માવતી નામ રાખ્યું હતું. બ્રાહ્મણ મનમાં વિચાર કરે છે કે આ કન્યા અતિ સ્વરૂપવાન ને ગુણિયલ હોવાથી તેને મનોભાવે શ્રી જગન્નાથજીને અર્પણ કરવી. તે પદ્માક્ષી કન્યાને જોઈને ઘણા ઉત્તમ બ્રાહ્મણોએ તેના હાથની માગણી કરી. પણ તે બ્રાહ્મણ સર્વને કહેતો કે તેણે તો મનોભાવે તે કન્યાને શ્રી કૃષ્ણાર્પણ કરી છે. તે કન્યા

દિવસે દિવસે મોટી થવા લાગી. એક દિવસ શ્રી જગન્નાથજીએ તે વિપ્રને સ્વપ્નમાં દર્શન આપ્યા ને કહ્યું કે તેં મને તારી કન્યા અર્પણ કરી છે, પણ હું કળિયુગમાં બૌદ્ધરૂપ ધરી શેષશાયી થયો છું. જે જયદેવ કવિ છે તે મારોજ પૂર્ણ અંશ છે માટે અલંકાર સહિત તારી કન્યાનું દાન તું તેને આપ. આવું સ્વપ્નું જોઈ બ્રાહ્મણને ચિત્તમા હર્ષ થયો. તેણે જયદેવ સ્વામીને બોલાવી લગ્ન કરવાનો નિશ્ચય કર્યો બ્રાહ્મણે ગોરને બોલાવી વર કન્યાના ગ્રહો જોયા. સર્વ ઘટીતાર્થ યોગ્ય જોતાં છત્રીસે ગુણ આવ્યા. એટલે તાત્કાળ સર્વ સાહિત્ય આભૂષણ વગેરે તૈયાર કરાવ્યાં. ગણપતિપ્રતિષ્ઠા કરી બ્રાહ્મણોને બોલાવી ભોજન સામગ્રી લાવી દેવ સમક્ષ વિધિસર લગ્ન કર્યું. બ્રહ્મભોજન કરાવ્યું. અંતઃપટ ધરી મંગલાષ્ટક ગાવા લાગ્યા :—

કેશવા માધવા નારાયણા ગોવિંદા ગોપાળા દેવાધિદેવા,
મધુસૂદના માધવા વધૂવરનું રક્ષણ કરજે.
કૃષ્ણ વિષ્ણુ વામન રામ, ભક્ત કૈવારિયા, ગુણ ધામા,
બલિ બંધના ત્રિવિક્રમા વધૂવરનું રક્ષણ કરજે.
ગોકુળપાલકા, દ્વારકાવાસી પંઢરીશા હર્ષીકેશા,
જગત્પાલકા સદ્‌ગુણરાશી વધૂવરનું રક્ષણ કરજે.
વૈકુંઠવાસિયા, રૂક્મિણીરમણા, ક્ષીરસાગરી શેષશયના
ભક્તપાલકા, ગુણનિધાના, વરવધૂનું રક્ષણ કરજે.

એ પ્રમાણે અષ્ટક બોલીને લગ્નવિધિ સમાપ્ત કરીને બ્રાહ્મણોએ જય જયકાર કર્યો. ઘણાં વાજીંત્રો વાગતાં હતાં. ચાર દિવસ સુધી જાનને રાખીને પ્રીતિભોજન કર્યું. આ પછી જગન્નાથપુરીમાં જયદેવ સ્વામીએ નિવાસ કર્યો. રોજ રોજ સપ્રેમ હરિકીર્તન કરે છે. ત્યાં એક વાણીઓ શાહુકાર હતો. તેનો પ્રેમભાવ જોઇને જયદેવ સ્વામીએ તેને ઉપદેશ આપ્યો :

અવિશ્વાસુ અને કૃપણ પરનિંદા કરતા ફરે,
પરદ્રવ્યની ઇચ્છા કરે, એવો શિષ્ય કદિ કરવો નહીં.
દુરાચારી અને દુષ્ટ, પિતૃદ્રોહી અને ચંડાળ,
પરસ્ત્રીની ઇચ્છા જે કરે, તેવો શિષ્ય કદી કરવો નહીં.

અતિવાચાળ બહુભાષી. હરિકીર્તન જેને પ્રિય નહીં,
બ્રહ્મજ્ઞાનની વાતો કરે, અનુભવ જેને જરી નહીં.
.......................એવો શિષ્ય કદી કરવો નહીં.
જેને વેદ વચનમાં વિશ્વાસ નહીં, જે સંત વચન પાળે નહીં,
જેને કોઈ ઉપર દયા નહીં, તેને શિષ્ય કદી કરવો નહીં.

પણ આ શાહુકાર તેવો ન હતો. તે પરમ ભાવિક અને અતિ ઉદાર હતો-ગુરુસેવા કરવામાં તત્પર હતો. ગુરુસેવા પોતે કાયા, વાચા ને મનથી કરતો. તે શાહુકારે જયદેવ સ્વામીને વિનંતી કરી કે હે સ્વામી, તમે મારે ઘેર પધારો. તેની ઇચ્છા પ્રમાણે રથમા બેસી જયદેવ તેને ઘેર ગયા. ત્યા તે શાહુકાર આનંદથી તેમનો રાતદિવસ સેવા કરવા લાગ્યો.

શ્રી હરિનું ગુણ કિર્તન, આત્મચર્ચા બ્રહ્મજ્ઞાન,
સત્સમાગમ વિના, પ્રાપ્ત નવ થાયે કદી.
ક્ષમા શાંતિ દયા પૂર્ણ, નિષ્કામ બુદ્ધિ યજ્ઞ દાન,
સત્સમાગમ વિના પ્રાપ્ત નવ થાયે કદી.
ઔદાર્ય ધૈર્ય નિષ્ઠા જ્ઞાન, પ્રાણાયામ વજ્રાસન,
સત્સમાગમ વિના પ્રાપ્ત નવ થાયે કદી.

તે શાહુકારના ગામમાં જયદેવે રાત દિવસ ઘણા ઉલ્લાસથી કીર્તન ભજન કરીને જડ, અજ્ઞાન, દુરાચારી લોકોને ભક્તિ માર્ગે ચઢાવ્યા. એક મહીના પછી જયદેવે શાહુકાર પાસે જગન્નાથ જવાની ઇચ્છા બતાવી. જયદેવને પછી તે શાહુકાર કહે છે કે હે પ્રભુ, મારે માથે અભય કર મૂકો. સેવક ઉપર હંમેશાં આવી જ કૃપા રાખજો પછી સોનાના બાજઠ ઉપર જયદેવને બેસાડી પૂજા કરી ને શાહુકાર મનમાં વિચાર કરે છે કે હવે ગુરુના મનમાં રત્ન, સોનું, રૂપુ વગેરે દ્રવ્ય માટી સમાન છે, પણ ગુરુપત્ની માટે કંઈક દ્રવ્ય આપવું જોઇએ. એવો વિચાર કરીને ગુરુ જાણે નહીં તેવી રીતે તેમને માટે રથ તૈયાર કર્યો હતો. તેમાં આસન નીચે રત્ન આભૂષણો વસ્ત્રો મૂક્યાં, ને પછી તે રથ સાથે ગુરુને વિદાય કર્યા. સાથે નોકરો મોકલ્યા હતા. તેમને શાહુકારે ખાનગીમાં કહ્યું હતું કે ગુરુજી ના જાણે તેવી રીતે ગુરુપત્ની માટે મેં જે વસ્ત્ર આભૂષણ વગેરે આસન નીચે મૂક્યાં છે તે બરાબર સંભાળપૂર્વક આપીને

પાછા આવજો, ને ગુરુપત્નીને મારા નમસ્કાર કહેજો. એમ વળાવીને શાહુકાર પાછો આવ્યો. ગુરુના રથ પાછળ ચાલનારા બે ચોરોએ આ વાત સાંભળી હતી તેથી તે રથ પાછળ જવા લાગ્યા. શાહુકારે સેવકોને રથ સાથે મોકલ્યા હતા. તેમણે જયદેવ સ્વામીને કહ્યું કે તેમને ઘેર જરૂરી કામ છે માટે તેમને પાછા વળવાની રજા આપો. જયદેવ સ્વામીએ વિચાર્યું કે દાસ, દાસી જન, જનાવર ને સ્ત્રી એવા જે પરાધીન હોય તેઓના ઉપર દયા રાખવી જોઈએ. તેવું વિચારી તે બંને નોકરોને પાછા જવાની રજા આપી હવે આગળ જતાં જંગલ આવ્યું એટલે રથ એકલો પડયો, ત્યારે તે બે ચોરોએ જયદેવ સ્વામી પાસે જઇ નમસ્કાર કર્યા. જેમ બગલું નદી કિનારે ધ્યાન ધરે ને પછી માછલાં પકડે તેવું કર્યું. જયદેવને ખાત્રી થઇ ગઇ કે આ લોકો ચોર છે, કારણ કે કુટીલ, કપટી દુરાચારી, ઠગ, ચોર, જાર, અભાવિક, નિંદક, ખલ, (દુષ્ટ) એવાઓને સજ્જન દૂરથી જ ઓળખી જાય છે. તેથી જયદેવે તેમને પૂછ્યું કે તમારી શું ઈચ્છા છે? જે ઈચ્છા હોય તે કહો, હું તે પૂરી કરીશ. તેઓએ કહ્યું કે શાહુકારે જે કંઇ તમને દક્ષિણામાં આપ્યું છે તે સર્વ વસ્ત્ર, અલંકાર આભૂષણો તમારી ગાદી નીચે છે તે બધુંય અમને આપી દો :

દ્રવ્યથી ઘણો થાય અનર્થ।
દ્રવ્યથી કરાવે પ્રાણઘાત॥

એમ વિચારી જયદેવે સર્વ તે ચોરોને આપી દીધું, રથ પણ આપી દીધો ને પોતે પગપાળા ચાલી નીકળ્યા. આ જોઇ ચોરોને ઘણી નવાઈ લાગી. તેમને લાગ્યું કે જયદેવ આગળ જઇ શાહુકારને વાત કરશે, તો આપણને પકડી રાજા પાસે સજા કરાવશે. માટે તેનો પ્રાણઘાત કરીએ, પછી કંઇ ભય નહીં. આ પ્રમાણે સંતલસ કરીને તેઓ દોડતા દોડતા જયદેવ સ્વામી પાસે ગયા ને તેમના હાથપગ કાપી નાખ્યા.-પણ બ્રાહ્મણ જાણી પ્રાણઘાત કર્યો નહી, ને ખાડામાં નાખી દીધા. પછી ચોર રથ લઇને નગરમાં ગયા. અહીં જયદેવ સ્વામી અંતરમાં શ્રીધરનું પ્રેમભાવથી સ્મરણ કરવા લાગ્યા. તેમણે પ્રેમથી ભજન કરવા માંડ્યું :

વિચારો જ્ઞાનદ્રષ્ટિથી, ઘાત તો દેહનો દીસે,
આત્મારામ અલિપ્ત છે, સુખઃદુઃખ તેથી વેગળાં.
સકળ રોગ તણું ઘર દેહ છે, કામ ક્રોધનું મૂળ,
સત્વ, રજ, તમ વિકાર સહુ, દેહ થકી ઉપજે સહી.

આ કારણથી જયદેવે દેહાતીત થઇ અંતરમાં શ્રી ભગવાનની આરાધના શરૂ કરી. તે ક્ષીરસાગર નિવાસીના ધ્યાનમાં જયદેવ સ્વામી મગ્ન થઇ ગયા. હવે બન્યું એવું કે ક્રૌંચ દેશના રાજા તે દિવસે વનમાં મૃગયા રમવા નીકળ્યા હતા. તે રાત પડતાં વનમાં આમતેમ રસ્તો શોધતા હતા. તેવામાં તેમને દૂરથી પ્રકાશ દેખાયો. તેથી તે દિશામાં રાજા ઉતાવળે ગયા. ત્યાં જઇને જોયું તો એક પરમ તેજસ્વી દેદીપ્યમાન વિષ્ણુભક્તને રામ કૃષ્ણ ગોવિંદ એમ નામ સ્મરણ કરતા જોયા. તેમને જોઈ રાજાએ સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. ધ્યાન પૂર્વક જોતાં રાજાએ જોયું કે તેમના હાથપગ કાપી નાખેલા હતા. રાજા ઘણો ભયભીત થયો. પછી તે જયદેવને પૂછે છે કે હે સ્વામી તમારી આવી દશા કોણે કરી? ત્યારે જયદેવ કહે છે કે હું જન્મથી જ આ પ્રમાણે છું રાજાએ વિચાર્યું કે આ સાચો વિષ્ણુભક્ત છે તેથી તેમને પાલખીમાં બેસાડી પોતાના નગર વિષે લઇ ગયો. ત્યાં સોનાના આસન ઉપર બેસાડી તેમની પૂજા કરી. પછી વિનંતી કરી કે તમે જ્ઞાનનો ઉપદેશ કરો. રાજા ઉપર જયદેવ સ્વામીએ કૃપા કરી જ્ઞાનોપદેશ દીધો. પછી રાજાએ તેમને પોતાના સિંહાસન ઉપર બેસાડયા ને પોતે તથા સર્વ સભાજનો સાથે તેમની નિત્ય સેવા કરવા લાગ્યો. રાજા કહે છે કે આજથી આપણો ભાગ્યોદય થયો જાણજો. કે આપણને હવે રોજ રોજ સંતદર્શન થશે ને હરિકીર્તન કથા પણ ચાલુ રહેશે. જે લાભ અમૂલ્ય છે તે આપણને દરરોજ મળશે. એમ કેટલાક દિવસ પછી રાજાએ સ્વામીને પૂછ્યું કે અમારા લાયક કંઇ કામકાજ બતાવો :

**જયદેવ કહે હે રાજન, સંતસેવા શરૂ કરો,**
**આથી બીજું અધિક સાધન, સૃષ્ટિમાં એકે નથી.**
**જે સંત સજ્જન દ્વારે આવે, તેને કરાવો ઇચ્છાભોજન,**
**જે સંત માગે વસ્ત્ર દ્રવ્ય આભૂષણ, ઇચ્છા તેની પૂર્ણ કરો.**
**જે આવી નિત્ય સેવા કરે, તેની ઉપર શ્રી હરિ કૃપા થશે,**
**શ્રી હરિને પ્રિય છે સંત સેવક, લક્ષ્મીથી પણ અધિક જે.**

રાજા પૂછે છે કે હે સ્વામી, સંતો કેવી રીતે ઓળખાય? હું અજ્ઞાન છું તેથી મારાથી તેઓ ઓળખી શકાશે નહીં. ત્યારે જયદેવ સ્વામી કહે છે કે કપાળમાં ત્રિપુંડ તથા અંગ ઉપર દ્વાદશ તિલક ને કંઠમાં તુળસીમાળા ધારણ કરી હોય તેને સંત જાણવો. તારે એવા વૈષ્ણવજનની નિત્ય સેવા કરવી. રાજા કહે કે અવશ્ય સંતોની સેવા કરીશ. જે કોઇ સંત આવશે તેને અન્ન, વસ્ત્ર,

આભૂષણથી જરૂર સંતોષ પમાડીશ. એમ કહી ગુરુ આજ્ઞાનું રાજાએ પાલન કરવા માંડ્યું ને તે રાજાની કીર્તિ દેશેદેશ ફેલાઇ. જેમ વૃક્ષની છાયા દેખતાંજ પથિક તે તરફ જાય છે, જેમ ચારો જોઈ પશુપક્ષી તે તરફ ઉલ્લાસથી જાય છે. તેમ આ દાતાની કીર્તિ સાંભળી તેને ત્યાં યાચકજનો દોડતા આવવા લાગ્યા. જેમ સાકર જોઇને પિપીલીકા અતિ ઉલ્લાસથી દોડીને ત્યાં જાય છે, જેમ વનમાંથી ગાયને આવતી જોઇ વાછરડું સત્વર દોડતું જાય છે. જેમ મહાન પર્વત જોઇને મેઘ આનંદથી વરસાદ વરસાવે છે, ને તે મેઘગર્જના સાંભળી મોર આનંદથી નાચે છે. જેમ રણમેદાનમાં યુદ્ધ થતું જોઈ પ્રતાપી શૂરવીર દોડતો ત્યાં જાય છે, તેવી રીતે આ રાજાનો ભક્તિભાવ જોવા માટે સંત સજ્જન આવે છે. તેઓ પહેલાં જયદેવ સ્વામીને નમન કરીને પછી રાજાનાં દર્શને જાય છે. રાજા સંતજનોને જોઇને તેમને પગે લાગતો. ચાર મહિના મહેલમાં રાખીને હમેશાં ઈચ્છાભોજન કરાવતો. વૈષ્ણવો જે કંઇ માગતા તે સર્વ રાજા તેમને આપતો, વસ્ત્ર, આભૂષણ, દ્રવ્ય વગેરે જે માગે તે રાજા આપતો. હવે જે ચોરોએ જયદેવના હાથ પગ તોડી નાખ્યા હતા તેઓએ આ રાજાની કીર્તિ સાંભળી. તે વિચારવા લાગ્યાં કે આપણે સંત બનીને આપણી જાતે રાજા પાસે જઇએ તો આપણને અપિરિમિત ધન મળે જયદેવ સ્વામી ત્યાં રાજા પાસે છે તેની ચોરોને ખબર નથી. તેઓ તો પોતાની કપટ યુક્તિ પ્રમાણે સંતવેષ ધારણ કર્યો. ગોપીચંદન લઈ શરીરે દ્વાદશ તિલક કર્યાં. ગળામાં તુળસીમાળાનો ભારો નાખ્યો કે જેથી ભપકો વધારે લાગે. સાચા મુનિશ્વરો કરતાં પણ ચોરોએ વધુ ઢોંગ કર્યો. જેવી રીતે બગલાં પણ ધ્યાન ધરે ત્યારે સુંદર દેખાય છે, જેમ કેળના વન પાછળ વાઘ ઉભો હોય તે પણ લીલો દેખાય છે, જેમ પિત્તળ પણ સોના જેવા ચળકાટવાળું દૂરથી દેખાય છે, જેમ કેસરી રંગમાં પતંગી રંગ વધારે ભભકાદાર દેખાય છે, જેમ હરિદાસ કીર્તન કરે તેના કરતાં લાવણી ગાનારનું ગાવું વધારે આકર્ષક લાગે છે, જેમ રૂપીઆ કરતાં તાપમાં પડેલું છીપ વધારે ચળકાટ આપે છે, તે પ્રમાણે દૂરથી જોતાં તે તસ્કર–સંતો ઘણા મહાન લાગ્યા, પણ તેમના અંતરમાં તો કપટ ભરેલું હતું. તે બીજું કોઇ જાણતું નહતું. નગરમાં બંને જણા આવીને રાજાના દર્શને ઝટપટ જવા લાગ્યા. હાથમાં માળા લઇને વિરક્તપણાનો ઢોંગ કરતા હતા. રાજમંદિરમાં જઇને સામી નજર કરીને જુએ છે તો ત્યાં ઓચિંતા, જયદેવ સ્વામીને સિંહાસન ઉપર બેઠેલા જોયા. બંને ચોરોના અંતરમાં એકદમ ચિંતા રૂપી અગ્નિ ભભૂકી ઊઠયો. તેઓએ એક બીજા સામું જોઈ નેત્ર સંકેત કરી કહેવા લાગ્યા કે, આપણે તો હવે અગ્નિ કૂંડમાં આવીને જાતેજ પડયા છીએ.

જેના હાથ પગ તોડયા હતા તે જયદેવ કવિ અહીં જ છે. આપણા કપટનું ફળ આપણને તત્કાળ મળે તેવું દેખાય છે. હોલો અને હોલી ઝાડ ઉપર બેઠાં હતાં. તેને મારવા માટે પારધિ ગયો, ત્યાં તેને મોટો સાપ કરડયો ને મરી ગયો. તેવી રીતે આપણને પણ આપણા પાપે હવે મરવાનો વખત આવ્યો છે તે બંને જણ આગળ આવ્યા એટલે તેમની નજર મળતાં જ જયદેવ સ્વામી ઓળખી ગયા. પરસ્પર ઓળખી ગયાનો સંકેત પણ તત્કાળ થઈ ગયો પણ જયદેવના મનમાં જરાપણ વેરભાવના થઇ નહીં.

નિર્વૈર થઇને સર્વભૂતી, જયદેવ વર્તે સહજ સ્થિતિ,
જેને અંગે ક્ષમા શાંતિ, મૂર્તિમંત વાસ કરતાં દીસે:
શત્રુને જુએ મિત્ર સમાન, પરાયા દોષગુણ જુએ નહીં.
બ્રહ્મરૂપ જુએ સર્વજનને, એજ લક્ષણ સંતનું.
પોતાની સંપત્તિ અને ધન, ચોરે લીધાં સાંભળી,
ચિત્તમાં જેને સમાધાન, એજ લક્ષણ સંતનું.
પોતાનું અને પારકું બાળ, રડતાં જોઇને તત્કાળ,
બંનેનું રૂદન સરખું ગણે, એજ લક્ષણ સંતનું;
રાયે દીધાં વસ્ત્રાભૂષણ, કે રંકે દીધું ભાજીપાન,
બંનેથી સંતોષ સમાન, એજ લક્ષણ સંતનું.

હવે જયદેવ સ્વામીએ શત્રુઓને પાસે આવતા જોઇને સિંહાસન ઉપરથી સત્વર કૂદકો મારીને તેમની સામા ગયા. ચોરો પણ સત્વર આવીને જયદેવના ચરણે પડયા. આ જોઈ જયદેવે તેઓને આલિંગન આપ્યું. જયદેવ સેવકોને કહે છે કે નગરમાં સંતો આવ્યાની ખબર રાજાને આપી આવ. તેઓનું સન્માન કરવાનું છે એમ કહેજે. આવાં વચન સાંભળીને સેવકે રાજાને ખબર આપી એટલે રાજાએ તેજ ક્ષણે આવીને તે સંતોને નમન કર્યું. પછી જુદા જુદા ઉપચારથી પૂજા કરી, અને પછી ભોજન કરાવ્યું. પછી તેઓને વિનંતી કરી કહે છે કે તમારી ઇચ્છા હોય તેટલો સમય તમે મારે મંદિર રહેજો. આ સાંભળી તે સંતોએ અવશ્ય રહીશું એમ કહ્યું. રાત્રીના સમયે બંને જણ પરસ્પર વાત કરે છે કે આપણને જે સુખ સગવડ મળી છે તે જરાપણ ગમતી નથી; કારણ છેવટે આપણી શી ગતિ થશે તે કહી શકાતું નથી. જેમ નિર્દય મુસલમાન રાજા માણસને પકડીને ખૂબ ખવડાવી પોષણ કરે છે

પણ છેવટે તેને કાપી નાખી તેઓના કુળધર્મ પ્રમાણે કરે છે. તેવી દુર્દશા આપણી થાય તેવું લાગે છે. જેવી રીતે નલિકાયંત્ર ઉપર પોપટ આવી બેસે કે જાણે પાંજરામાં પુરાયો હોય તેમ પકડાઈ જાય છે તેવી રીતે આપણી દશા થઇ છે. જેમ માછલું મત્સ ઉપર લોટની કણક જોઈ ભૂલ કરે અને તે ગળતાં ગળામાં કાંટા ભરાઇ જાય તેવું આપણને થયું છે એમ લાગે છે. આ પ્રમાણે વેષધારી સાધુઓ રાત્રીદિવસ ચિંતા કર્યા કરે છે, તેથી જેમ ક્ષયરોગ લાગુ પડયો હોય તેવી રીતે તેમનાં શરીર કૃશ થવા લાગ્યાં. ત્યારે કોઇ એક દિવસે રાજા જયદેવને પૂછે છે કે હે સ્વામી, તમારા ચરણમાં મારી એક વિનંતી છે. બીજા સંતો રાજમંદિરે આવે છે ત્યારે તમે દૂરથી નમસ્કાર કરો છો, જ્યારે આ બે સંતોને તમે જમીન ઉપર પડીને દંડવત્ પ્રણામ શા માટે કર્યા ? તેમની અનેક રીતે હું પણ રોજ સેવા કરું છું, પણ તેમનાં શરીર દિવસે દિવસે કૃશ થતાં જાય છે. ત્યારે જયદેવ સ્વામી કહે છે કે હે નૃપનાથ :—

સંતોને વિષય ભોગ ગમતા નથી,

વિરક્તોને તો માયા મમતા વિષતુલ્ય લાગે છે.

બીજા વૈષ્ણજનો આવે છે પણ આ બે તો સર્વથી વિરક્ત છે. તારું ભાગ્ય ઉત્તમ જાણ કે આવા સંતો તારે ત્યાં રહ્યા છે. હવે જો તેઓ જવાની વાત કરે તો તેઓને જવાની રજા આપજે. તેમની ઇચ્છા પ્રમાણે જેટલું દ્રવ્ય માગે તેટલું તેમને આપજે. રાજાએ સ્વામીને નમસ્કાર કરીને કહ્યું કે તે પ્રમાણે અવશ્ય કરીશ. પછી થોડા દિવસમાં વેષધારી સાધુઓએ જવાની રજા માગી. તે કહેવા લાગ્યા કે અમે તીર્થવાસી છીએ તેથી હવે સ્વસ્થળે જઇશું. રાજા તેમને પૂછે છે કે તમારી શું ઇચ્છા છે તે મને કહો. રાજાએ એવું કહેતાં; વેષધારીઓ કહે છે કે અમને બે રથ ભરીને સત્વરે દ્રવ્ય આપો. રાજા કહે છે કે સ્વામીની આજ્ઞા પ્રમાણે તમે જે માગ્યું છે તે આપીશ. પછી વસ્ત્ર, અલંકાર, આભૂષણ, દ્રવ્ય વગેરેથી બે રથ ભરીને સાથે સેવક આપ્યા. પછી ઘણા નમ્રભાવે. બે હાથ જોડી નમન કરી વળાવ્યા. વેષધારી પણ જયદેવને મળીને પોતાને રસ્તે ચાલતા થયા. જ્યારે અરણ્યમાં દૂર રસ્તે ગયા ત્યારે સેવકોએ વેષધારીને પ્રશ્ન પૂછયો કે અમારા રાજમંદિરમાં અનેક મોટા સાધુસંતો આવે છે પણ સ્વામીની સર્વ કરતાં તમારા ઉપર વિશેષ કૃપા જોઈ. તે પ્રમાણે શા કારણથી થયું, તે શંકા અમારા મનમાં છે. માટે તે શંકા દૂર કરવાની અમો તમોને વિનંતી કરીએ છીએ. આ સાંભળી વેષધારી સંતો સેવકોને કહે છે કે પૂર્વાશ્રમમાં અમે ને તમારા સ્વામી એક

દુષ્ટધર્મી રાજાની નોકરી કરતા હતા. સ્વામીનું નામ જયદેવ પ્રધાન છે ને અમે સેવકજન હતા. કંઇ અપરાધથી રાજા પ્રધાન ઉપર ગુસ્સે થયા. ક્રોધ કરીને અમને રાજાએ આજ્ઞા કરી કે પ્રધાનને અરણ્યમાં દૂર લઈ જઇ તેનો સત્વર શિરચ્છેદ કરો. એવી આજ્ઞા થતાં; અમે પ્રધાનને અરણ્યમાં લઇ જઈ તેનો પ્રાણ ન લેતાં તેના હાથ પગ કાપી નાખ્યા. પછી તેને ખાડામાં નાખી દીધો ને પછી પાછા નગરમાં ગયા. તે દિવસથી અમે પણ રાજસેવાનો ત્યાગ કર્યો ને પછી તીર્થાટન કરતાં કરતાં તમારા નગરમાં આવી ચઢયા. રાજમંદિરમાં આવતાં જ પરસ્પર એક બીજાને ઓળખી શકયા. જયદેવને જીવતદાન કર્યું હતું તેથી તે અમારા ઉપકાર નીચે દબાયેલો હતો. અમે તેનો જીવ બચાવ્યો હતો તેથી તે સાષ્ટાંગ નમસ્કાર કરવા સામો આવ્યો. પછી ઉપદેશ કરીને અમારી સેવા કરાવી. એવું વેષધારીનું બોલવું સાભળી ધરતી થર થર કંપવા લાગી.

"અસત્ય જેવું ઘોર પાપ સૃષ્ટિમાં એકે નથી." પૃથ્વીમાં ફાટ પડી ને તે બંને વેષધારી તેમાં પડી નાશ પામ્યા, આ જોઇ સેવકોને મોટો ચમત્કાર લાગ્યો કહેવા લાગ્યા કે ભારે અનર્થ થઇ ગયો. હવે શું કરવું ? રાજા શિક્ષા કરશે તેવો મનમાં ભય ઉત્પન્ન થયો. સેવકજનોએ વિચાર્યું કે સત્ય વર્તમાન કહેવા જોઇએ. પછી તેઓ નગરમાં આવ્યા. આવીને જયદેવ સ્વામીની પાસે જઇ સર્વ વર્તમાન કહી સભળાવ્યા. તેથી જયદેવનાં નેત્રકમળમાથી અશ્રુપાત વહેવા લાગ્યો. તે કહેવા લાગ્યા કે :—

હે કૃષ્ણા, પતિતપાવના, ભકતવત્સલા, રૂક્મિણીરમણા, જગજીવના, મારા શત્રુને અધોગતિમાં કેમ નાખ્યા ? વિરોધી ભકત તારો રાવણ. તેને તેં આપી સાયુજ્ય-મુકિત અને મનમોહના મારા શત્રુને અધોગતિમાં કેમ નાખ્યા ! શીશુપાળે સો અન્યાય કર્યા તો પણ તેના ઉપર કૃપા કરી, અને મારા શત્રુને હે દયાળુ. સત્વર અધોગતિમાં કેમ લઇ ગયા ? હે કંસને હણનારા, પુતનાને પણ મોક્ષ આપ્યો. ત્યારે હે મધુસુદન, મારા શત્રુને અધોગતિમાં કેમ નાખ્યા ! આવાં કરુણ વચન સાંભળી જગજીવનને સંતોષ થયો, શ્યામઘન તત્કાળ આવી જયદેવને ભેટયા. ચતુર્ભૂજ સ્વરૂપ સાથે નારાયણે પ્રસન્ન થઇને સગુણ દર્શન આપ્યાં. તે સમયે જયદેવના કરચરણ ફૂટયા અને પુષ્પક વિમાન બોલાવી તેમાં વેષધારીને બેસાડી વૈકુંઠમાં લઈ ગયા. એવો ભકતમહિમા ઘણો મોટો છે કે જે બ્રહ્માદિકથી પણ કહિ શકાયો નથી. રૂક્મિણીપતિ

જયદેવને કહે છે કે તારી ભકિતને ધન્ય ધન્ય છે. ક્ષમા, દયા, અને શાંતિ તારા અંગમાં મૂર્તિમંત રીતે વસે છે.

જેને મનમાં શત્રુમિત્ર સરખાં,
તેને આધીન છું હું હૃષીકેશી.

આ પ્રમાણે કહી વૈકુંઠવાસી અદૃશ્ય થઇ ગયા જયદેવને નવા હાથપગ આવેલા જોઈ રાજાને મનમાં ઘણો ચમત્કાર લાગ્યો. એટલે એ હાથ જોડીને તેમ થવાનું કારણ પૂછ્યું. એટલે પહેલાં જે વૃત્તાંત બન્યો હતો તે સર્વ જયદેવે રાજાને કહી સંભળાવ્યો. તે સાંભળી વૈષ્ણવોએ શ્રી રામનામનો જય જયકાર કર્યો. રાજાએ શિબિકા મોકલી જયદેવની પત્ની પદ્માવતીને તેડી મંગાવી. જે પતિવ્રતા લાવણ્યવાળી સાક્ષાત્ શ્રી લક્ષ્મીનો અવતાર હતી. રાજાએ પદ્માવતી ગુરુપત્નીને વસ્ત્ર, આભૂષણ, અલંકાર, મુક્તાહાર વગેરે અર્પણ કરીને નમસ્કાર કર્યા. પછી રાજા મહેલમાં એકાંતમાં રાણીને કહે છે કે પદ્માવતી જયદેવની પત્ની આપણી ગુરુમાતા છે, માટે તારે જાતે રાત્રિદિવસ તેમની સેવા કરવી. તેવાં પતિનાં વચન સાંભળીને રાણીએ તે પ્રમાણે અવશ્ય કરીશ તેમ કહ્યું. રાજાએ પણ મનમાં વિચાર કરીને સેવકોને દૂર કરી પોતે જાતે જ જયદેવની સેવા કરવા લાગ્યો. કોઈ એક દિવસે રાજરાણી તથા દરબારની સ્ત્રીઓ ભેગી મળી બેઠી હતી, તેમાં મુખ્ય સ્થાને પદ્માવતી સદ્ગુણી શોભતી હતી. જેમ સરિતાઓમાં શ્રેષ્ઠ ભાગીરથી છે, જેમ પતિવ્રતા સતીઓમાં સાવિત્રી શ્રેષ્ઠ છે, જેમ સઘળા મન્ત્રોમાં ગાયત્રી શ્રેષ્ઠ છે, જેમ સુગંધી દ્રવ્યોમાં કસ્તુરી શ્રેષ્ઠ છે, જેમ અલંકારમાં મંગળસુત્ર શ્રેષ્ઠ છે, તેવી રીતે પદ્માવતી સતી મુખ્ય આસને બેસીને શોભા આપતી હતી. એટલામાં દૂતે ઓચિંતા આવીને સમાચાર આપ્યા કે રાજાની રાણીના ભાઈ નામે સુજાણનું અવસાન થયું છે ને તેની પત્ની તેના પતિનું ધ્યાન ધરીને સતી થવા માટે જાય છે. આ સાંભળી સર્વ સ્ત્રીઓ સ્તબ્ધ થઇ ગઈ અને કહેવા લાગી કે આ નવાઇ જેવું કરી બતાવે છે. તે સમયે પદ્માવતી શાંતિથી બેઠી હતી. તે જોઇને પણ સર્વ સ્ત્રીઓને નવાઇ લાગી. તે સમયે રાજરાણી બે હાથ જોડીને કહેવા લાગી કે પોતાના પતિનું ધ્યાન ધરીને પતિવ્રતા સતી થવા માટે જાય છે તે સાંભળી તમારા ચિત્તમાં કેમ નવાઈ લાગતી નથી? માયા મમતા તજીને તે પતિવ્રતા સતી થાય છે તેને તે જ પતિ સાત જન્મ સુધી મળશે. આવું કહેવું સાંભળી; પદ્માવતી કહે છે કે એમ સતી થવાને શા માટે નીકળવું જોઇએ? પતિ તો આગળ જતો રહ્યો છે તે ક્યારે

દુષ્ટધર્મા રાજાની નોકરી કરતા હતા. સ્વામીનું નામ જયદેવ પ્રધાન છે ને અમે સેવકજન હતા. કંઇ અપરાધથી રાજા પ્રધાન ઉપર ગુસ્સે થયા. ક્રોધ કરીને અમને રાજાએ આજ્ઞા કરી કે પ્રધાનને અરણ્યમાં દૂર લઈ જઇ તેનો સત્વર શિરચ્છેદ કરો. એવી આજ્ઞા થતાં; અમે પ્રધાનને અરણ્યમાં લઇ જઈ તેનો પ્રાણ ન લેતાં તેના હાથ પગ કાપી નાખ્યા. પછી તેને ખાડામાં નાખી દીધો ને પછી પાછા નગરમાં ગયા. તે દિવસથી અમે પણ રાજસેવાનો ત્યાગ કર્યો ને પછી તીર્થાટન કરતાં કરતાં તમારા નગરમાં આવી ચઢયા. રાજમંદિરમાં આવતાં જ પરસ્પર એક બીજાને ઓળખી શકયા. જયદેવને જીવતદાન કર્યું હતું તેથી તે અમારા ઉપકાર નીચે દબાયેલો હતો. અમે તેનો જીવ બચાવ્યો હતો તેથી તે સાષ્ટાંગ નમસ્કાર કરવા સામો આવ્યો. પછી ઉપદેશ કરીને અમારી સેવા કરાવી. એવું વેશધારીનું બોલવું સાભળી ધરતી થર થર કંપવા લાગી.

"અસત્ય જેવું ઘોર પાપ સૃષ્ટિમાં એકે નથી." પૃથ્વીમાં ફાટ પડી ને તે બંને વેશધારી તેમાં પડી નાશ પામ્યા, આ જોઇ સેવકોને મોટો ચમત્કાર લાગ્યો કહેવા લાગ્યા કે ભારે અનર્થ થઇ ગયો. હવે શું કરવું ? રાજા શિક્ષા કરશે તેવો મનમાં ભય ઉત્પન્ન થયો. સેવકજનોએ વિચાર્યું કે સત્ય વર્તમાન કહેવા જોઇએ. પછી તેઓ નગરમાં આવ્યા. આવીને જયદેવ સ્વામીની પાસે જઇ સર્વ વર્તમાન કહી સભળાવ્યા. તેથી જયદેવનાં નેત્રકમળમાથી અશ્રુપાત વહેવા લાગ્યો. તે કહેવા લાગ્યા કે :—

હે કૃષ્ણ, પતિતપાવના, ભકતવત્સલા, રૂક્મિણીરમણ, જગજીવના, મારા શત્રુને અધોગતિમાં કેમ નાખ્યા ? વિરોધી ભકત તારો રાવણ, તેને તેં આપી સાયુજ્ય–મુકિત અને મનમોહના મારા શત્રુને અધોગતિમાં કેમ નાખ્યા ? શીશુપાળે સો અન્યાય કર્યા તો પણ તેના ઉપર કૃપા કરી, અને મારા શત્રુને હે દયાળુ, સત્વર અધોગતિમાં કેમ લઇ ગયા ? હે કંસને હણનારા, પુતનાને પણ મોક્ષ આપ્યો. જ્યારે હે મધુસુદન, મારા શત્રુને અધોગતિમાં કેમ નાખ્યા ? આવાં કરુણ વચન સાંભળી જગજીવનને સંતોષ થયો, શ્યામઘન તત્કાળ આવી જયદેવને ભેટયા. ચતુર્ભૂજ સ્વરૂપ સાથે નારાયણે પ્રસન્ન થઇને સગુણ દર્શન આપ્યાં. તે સમયે **જયદેવના કરચરણ ફુટયા** અને પુષ્પક વિમાન બોલાવી તેમાં વેશધારીને બેસાડી વૈકુંઠમાં લઈ ગયા. એવો ભકતમહિમા ઘણો મોટો છે કે જે બ્રહ્માદિકથી પણ કળિ શકાયો નથી. રૂક્મિણીપતિ

જયદેવને કહે છે કે તારી ભકિતને ધન્ય ધન્ય છે. ક્ષમા, દયા, અને શાંતિ તારા અંગમાં મૂર્તિમંત રીતે વસે છે.

જેને મનમાં શત્રુમિત્ર સરખાં,
તેને આધીન છું હું હૃષીકેશી.

આ પ્રમાણે કહી વૈકુંઠવાસી અદશ્ય થઇ ગયા જયદેવને નવા હાથપગ આવેલા જોઈ રાજાને મનમાં ઘણો ચમત્કાર લાગ્યો. એટલે એ હાથ જોડીને તેમ થવાનું કારણ પુછ્યું. એટલે પહેલાં જે વૃત્તાંત બન્યો હતો તે સર્વ જયદેવે રાજાને કહી સંભળાવ્યો. તે સાંભળી વૈષ્ણવોએ શ્રી રામનામનો જય જયકાર કર્યો. રાજાએ શિબિકા મોકલી જયદેવની પત્ની પદ્માવતીને તેડી મંગાવી. જે પતિવ્રતા લાવણ્યવાળી સાક્ષાત્ શ્રી લક્ષ્મીનો અવતાર હતી રાજાએ પદ્માવતી ગુરુપત્નીને વસ્ત્ર, આભૂષણ, અલંકાર, મુક્તાહાર વગેરે અર્પણ કરીને નમસ્કાર કર્યા. પછી રાજા મહેલમાં એકાંતમાં રાણીને કહે છે કે પદ્માવતી જયદેવની પત્ની આપણી ગુરુમાતા છે, માટે તારે જાતે રાત્રિદિવસ તેમની સેવા કરવી. તેવાં પતિનાં વચન સાંભળીને રાણીએ તે પ્રમાણે અવશ્ય કરીશ તેમ કહ્યું. રાજાએ પણ મનમાં વિચાર કરીને સેવકોને દૂર કરી પોતે જાતે જ જયદેવની સેવા કરવા લાગ્યો. કોઈ એક દિવસે રાજરાણી તથા દરબારની સ્ત્રીઓ ભેગી મળી બેઠી હતી, તેમાં મુખ્ય સ્થાને પદ્માવતી સદ્ગુણી શોભતી હતી જેમ સરિતાઓમાં શ્રેષ્ઠ ભાગીરથી છે, જેમ પતિવ્રતા સતીઓમાં સાવિત્રી શ્રેષ્ઠ છે, જેમ સઘળા મંત્રોમાં ગાયત્રી શ્રેષ્ઠ છે, જેમ સુગંધી દ્રવ્યોમાં કસ્તુરી શ્રેષ્ઠ છે, જેમ અલંકારમા મંગળસુત્ર શ્રેષ્ઠ છે, તેવી રીતે પદ્માવતી સતી મુખ્ય આસને બેસીને શોભા આપતી હતી. એટલામાં દૂતે ઓચિંતા આવીને સમાચાર આપ્યા કે રાજાની રાણીના ભાઇ નામે સુજાણનું અવસાન થયું છે ને તેની પત્ની તેના પતિનું ધ્યાન ધરીને સતી થવા માટે જાય છે. આ સાંભળી સર્વ સ્ત્રીઓ સ્તબ્ધ થઇ ગઇ અને કહેવા લાગી કે આ નવાઇ જેવું કરી બતાવે છે તે સમયે પદ્માવતી શાંતિથી બેઠી હતી. તે જોઇને પણ સર્વ સ્ત્રીઓને નવાઇ લાગી તે સમયે રાજરાણી બે હાથ જોડીને કહેવા લાગી કે પોતાના પતિનું ધ્યાન ધરીને પતિવ્રતા સતી થવા માટે જાય છે તે સાભળી તમારા ચિત્તમાં કેમ નવાઇ લાગતી નથી? માયા મમતા તજીને તે પતિવ્રતા સતી થાય છે તેને તે જ પતિ સાત જન્મ સુધી મળશે. આવું કહેલું સાંભળી; પદ્માવતી કહે છે કે એમ સતી થવાને શા માટે નીકળવું જોઇએ? પતિ તો આગળ જતો રહ્યો છે તે કયારે

મળશે તે કહી શકાય નહીં. પતિનું અવસાન સાંભળીને પતિવ્રતાએ તત્કાળ પ્રાણ તજી દેવો જોઇએ. જેવી રીતે સૂર્યનો અસ્ત થતાં કિરણો આપોઆપ અદૃશ્ય થાય છે તેવું થવું જોઇએ. પદ્માવતીનું આવું કહેવું સાંભળી રાજરાણીને મનમાં અચંબો થયો. મનમાં કહેવા લાગી કે આ તો અનુભવ વિનાની વાત કરે છે ને તેનું કહેવું અસત્ય લાગે છે.

**અનુભવ વિનાનું બ્રહ્મજ્ઞાન, શરીર જેવું પ્રાણવિહીન,**
**ઇશ્વરકૃપા વિનાનું બોલવું, એ સર્વ વૃથા દેખાય છે.**

જેમ ઘરધણી વિનાનું ઘર સુનું દેખાય છે, જેમ નાક વિનાનું મોં નકામું દેખાય છે, જેમ મહત્વ વિનાનો કારભાર નકામો દેખાય છે, જેમ વંધ્યા સ્ત્રી સુશોભિત હોય છતાં નકામી છે, જેમ ધનલોભીનો પ્રેમ નકામો છે, જેમ વૃક્ષ વિનાનું ગામ દૂરથી જોતાં પણ સારૂં લાગતું નથી, જેમ પોતાના ભક્તો વિના દેવ પણ શોભતા નથી, જેમ સેના વિનાનો રાજા શોભતો નથી તેમ—

**શુદ્ધ ભાવ વિનાની ભક્તિ, સાધના, વૃથા છે, નિષ્ફળ છે.**

જ્યારે પદ્માવતીએ ઉપરની વાત કહી, ત્યારે રાણીને તે અસત્ય લાગી. એટલે પ્રધાનને બોલાવીને તેને પોતાનો વિચાર જણાવ્યો. રાણી કહે છે કે મારૂં એક કામ કરતાં જૂઠું બોલવાનું છે. એક વખતે જયદેવ સ્વામીના અવસાનની ખોટી ખબર નગરમાં ફેલાવવાની છે. કોઇ એક સમયે રાજા વનક્રીડા માટે અરણ્યમાં ગયા. સાથે શિબિકામાં બેસાડીને જયદેવ સ્વામીને પણ લઈ ગયા. તે દિવસે પ્રધાને નગરમાં માણસ મોકલી કહેવડાવ્યું કે વનમાં જયદેવ સ્વામીનો વાઘે ઘાત કર્યો. પછી રક્તમાં ભીંજવેલાં વસ્ત્રો પ્રધાને મોકલ્યાં. સમાચાર સાંભળતાં જ રાજરાણીએ રડવા માંડ્યું. તેના અંતરમાં કપટ હતું. તે રડતાં રડતાં પદ્માવતી સતી પાસે દોડી આવી અને કહેવા લાગી કે બાઈ, ઘણો અનર્થ થયો છે. જયદેવ સ્વામીને વાઘે મારી નાખ્યા છે. પદ્માવતીએ રાણીને પૂછ્યું કે આ બીના સત્ય છે? ત્યારે તેણે ત્રણ વખત કહ્યું કે બીના ખરી છે, એટલે કે તદ્દન સત્ય બીના છે. જયદેવ સ્વામી માર્યા ગયા છે, આટલું સાંભળતાં જ પદ્માવતીએ તત્કાળ પ્રાણ ત્યજી દીધા. જેવી રીતે સૂર્યાસ્ત થતાં સર્વ કિરણોનો લોપ થાય છે, જેમ દીપક બુઝાતાં પ્રકાશનો તત્કાળ લોપ થાય છે, જેમ પૂર્ણિમા પછી ચંદ્રની કળા તૂટતી જાય છે, જેમ પુષ્પને તોડી નાખતાં સુવાસ જતી રહે છે તેવી રીતે જયદેવનું અવસાન સાંભળીને પદ્માવતીએ

તત્કાળ પ્રાણ તજ્યા. અરણ્યમાથી સાંજે રાજા નગરમાં આવ્યા ત્યારે અનર્થ થયેલો જાણ્યો. પછી પ્રધાનને પૂછતાં સર્વ વાત રાજાની જાણમાં આવી. રાજા કહે છે કે રાણીને મારી નાંખવાથી સ્ત્રીહત્યાનું પાપ બેસે છે, માટે અગ્નિમાં દેહ નાખીને પ્રાણત્યાગ કરવો. પછી નગરની બહાર મહાન અગ્નિ પ્રગટ કરાવ્યો. રાજા પછી જયદેવ સ્વામીને અંતિમ નમસ્કાર કરવા માટે ગયા. ત્યાં જઇ કહે છે કે સ્વામી, અમારાથી મહાન અનર્થ થયો છે. જયદેવ સ્વામી અંતર્જ્ઞાની હોવાથી સર્વ વર્તમાન પોતે જાણી ગયા હતા. તેથી તેમણે રાજાને આશ્વાસન આપ્યું ને કહ્યું કે તેણે પ્રાણત્યાગ કરવો નહીં. પદ્માવતીનું પ્રેત રાખ્યું હતું ત્યા જયદેવ સ્વામી ગયા. હાથમાં ટાલ વીણા લઇને "રાધાવિલાસ" શરૂ કર્યો. તે કવિતાની ચોવીસ કડીઓ જગતમાં પ્રસિદ્ધ છે. તે કવિત જયદેવે તે ક્ષણે ગાયું. પછી નામ ગાતાં ગાતાં હરિરંગમાં નાચવા લાગ્યા :

કેશવા નારાયણા મુકુંદા, ભકતવત્સલા આનંદકંદા,
ગોકુળપાલકા જગદ્ધંધા, પાવ આતાં સત્વર.
ગજેંદ્રાચી ઐકોની કરૂણા, સત્વર પાવલાસી જગજીવના,
પ્રહ્લાદરક્ષકા મનમોહના, પાવ આતાં સત્વર.
દ્રૌપદીલજ્જાનિવારણા, પાંડવરક્ષીકા મધુસૂદના,
ગોપીજનમાનસ રંજના, પાવ આતાં સત્વર.
અનાથનાથા રૂક્મિણીવરા, ભીમાતીરવાસી દિગંબરા,
પતિતપાવના જગદુદ્ધારા, પાવ આતાં સત્વર.

આ પ્રમાણે કરૂણા સાંભળતાં જ નારાયણ સત્વર આવ્યા. શ્રી નારાયણે પ્રગટ થઇને જયદેવને આલિંગન આપી ને વરદાન આપ્યું કે તારી અષ્ટપદી જે અખંડ ગાશે અથવા પ્રેમથી સાંભળશે તેની સામે લક્ષ્મીપતિ સદા આવીને ઊભા રહેશે. એવું વરદાન આપીને જગજીવને પદ્માવતીને સ્પર્શ કરી સાવધ કરી. પદ્માવતી સજીવ થઈ બેઠી થઈ ત્યારે સર્વત્ર જય જયકાર થયો. વિમાનમાં બેસીને દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી અને સર્વને સંતોષ થયો. વૈષ્ણવોએ પ્રેમથી જય જયકાર કર્યો. જયદેવ સ્વામીને રાજાએ પ્રેમથી ભાવપૂર્વક નમસ્કાર કર્યા. આ જયદેવ સ્વામીનું ચરિત્ર અતિ ઉત્તમ છે. જે ભાવિકજન તે ગાશે અથવા સાંભળશે તેને સંકટ પડતાં સ્મરણ માત્રમાં જ રૂક્મિણીરમણ તેને સહાય કરશે.

જે પોતે વ્યાસ મુનિનો અવતાર હતા, જેમને મન શત્રુ અને મિત્ર એક સરખા હતા તે જયદેવ સ્વામીનું ચરિત્ર અતિ પાવન છે, ને તે બુદ્ધિ પ્રમાણે લખ્યું છે. ગ્વાલિયર શહેરમાં અતિ ઉત્તમ નાભાજી નામે નાગર બ્રાહ્મણ હતા. વૈષ્ણવોમાં જે શ્રેષ્ઠ હતા ને પોતે બ્રહ્માનો અવતાર હતા. તેમણે અતી અદ્ભુત એવાં ભક્તોનાં ચરિત્ર વર્ણવ્યાં છે. તેમનાં પદ વાંચીને મહીપતિએ મહારાષ્ટ્રની ભાષામાં આ ગ્રંથ લખ્યો છે. જેમ મદારી દોરીથી ઢીંગલીને નાચ નચાવે છે, તેવી રીતે મારા મુખથી જયદેવે આખ્યાન બોલાવ્યું છે. શ્રી ભીમાતીરવાસી રૂક્મિણીરમણે પુંડલીક ભક્તને વરદાન આપ્યું હતું તે ભક્તની વાર્તા ધાનારા જગજીવન આ ગ્રંથના વક્તા છે. આગળના અધ્યાયમાં ઘણા મોટા વૈષ્ણવ ભક્ત સંત તુલસીદાસની કથા શ્રીનિવાસ બોલાવશે તે ભાવિક ભક્તો શાંતિથી સાંભળજો. કમર ઉપર બંને હાથ મૂકીને ચક્રપાણિ પંઢરપુરમાં અઠાવીસ યુગથી ઊભા છે. મહીપતિને તેમનું વરદાન મળ્યું છે તેથી તે સંતના ગુણકીર્તન ગાય છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ
સંતોષ પામે છે તેવો આ બીજો અધ્યાય રસાળ છે
તે ભાવિક પ્રેમાળ ભક્તોએ સાંભળ્યો છે.

= શુભં ભવ

॥ શ્રી કૃષ્ણાર્પણ

# અધ્યાય ૩ જો.
## શ્રી તુલસીદાસ સ્વામીનું ચરિત્ર.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥ જય જય ભક્ત વત્સલા આનંદકંદા પરમપુરુષા સચ્ચિદાનંદા જગદુદ્ધારા જગદ્વંદ્યા શ્યામસુંદરા ગોવિંદા ॥ જય ભીમાતટાનિકટવાસિયા, પુંડરીકવરદા યાદવરાયા ॥ તું કમર ઉપર હાથ રાખીને ભક્તોને આવવાની રાહ જોતો ઊભો છે. પાતકી, ચોર, જાર, બ્રહ્મદ્વેષી ગૌહત્યારા, એવા અનેક જનનો ક્ષણ માત્રમાં દર્શન માત્રથી તું ઉદ્ધાર કરે છે. ગજેંદ્ર (હાથી) અજ્ઞાન પશુ હતો પણ તેણે સંકટમાં પડતાં જ તારું સ્મરણ કર્યું. તેથી તેનાં કરુણ વચન સાંભળીને તેં સુદર્શન ચક્ર મોકલી મગરને શિક્ષા કરી. પછી ગજેંદ્રને મુક્ત કરી દર્શન આપ્યાં, ને તેને વિમાનમાં બેસાડ્યો. તે સમયે મગરે તારી હાસી કરી. મગરે તને કહ્યું કે તારું નામ તો પતિતપાવન છે અને તું મારો તિરસ્કાર કરીને ગજેંદ્ર એકલાને સાથે વૈકુંઠમાં લઈ જાય છે. તો પછી તારું પતિતપાવન નામ છે તે ચક્રપાણિ તું છોડી દે. એવું મગરનું કહેવું સાંભળીને તેને પણ વિમાનમા સાથે બેસાડયો. એ રીતે ભક્તને અભક્ત બંનેને પતિતપાવન વૈકુંઠમાં લઇ ગયા. આવા તારા અનેક સદ્‌ગુણોનું વર્ણન કરતાં શેષનાગને થાક લાગ્યો. તારા ગુણોની કથાનું તાત્પર્ય એ જ અમૃત છે કે જે ઈન્દ્રાદિક દેવોને પણ મળી શકતું નથી. પણ પ્રેમાળ ભક્તો અનન્યભાવે કથાસારઅમૃત સર્વને આપે છે. જેવી રીતે કોમળ હૃદયવાળી માતા બાળકોને પોતાની બાજુમા બેસાડી મનમાં મોહ લાવી તેઓને કોળિયા કરીને ખવડાવે છે, તેવી રીતે તું જગજ્જીવન મનમોહન ગોવિંદ પોતાના ભક્તજન ઉપર કથામૃત વરસાવી તેના કોળિયા કરી તેઓને ખવડાવે છે. એવા નિજભક્તોને તું પોતાની પાસે કથામૃત જમવા માટે બેસાડે છે. તે સમયે હું યાચક દીન અન્નની ઈચ્છાથી આવ્યો છુ. કથામૃતરૂપી જમણ જમતાં નિજ ભક્તોને તૃપ્તિ થયા પછી તેઓનું જે ઉચ્છિષ્ટ રહે તે હે જગન્નાથ, મને આપજે. દીનદયાળ રૂક્મિણીપતિ તારી અદ્‌ભુત કીર્તિ સાંભળીને મહીપતિ પણ તારી વાટ જોતો બેઠો છે. માટે તને યોગ્ય હોય તેવી રીતે દર્શન આપજે.

જે પોતે વ્યાસ મુનિનો અવતાર હતા, જેમને મન શત્રુ અને મિત્ર એક સરખા હતા તે જયદેવ સ્વામીનું ચરિત્ર અતિ પાવન છે, ને તે બુદ્ધિ પ્રમાણે લખ્યું છે. ગ્વાલિયર દેશમાં અતિ ઉત્તમ નાભાજી નામે નાગર બ્રાહ્મણ હતા. વૈષ્ણવોમાં જે શ્રેષ્ઠ હતા ને પોતે બ્રહ્માનો અવતાર હતા. તેમણે અતી અદ્‌ભુત એવાં ભકતોનાં ચરિત્ર વર્ણવ્યાં છે. તેમનાં પદ વાંચીને મહીપતિએ મહારાષ્ટ્રની ભાષામાં આ ગ્રંથ લખ્યો છે. જેમ મદારી દોરીથી ઢીંગલીને નાચ નચાવે છે, તેવી રીતે મારા મુખથી જયદેવે આખ્યાન બોલાવ્યું છે. શ્રી ભીમાતીરવાસી રૂક્મિણીરમણે પુંડલીક ભકતને વરદાન આપ્યું હતું તે ભકતની વા'રે ધાનારા જગજીવન આ ગ્રંથના વકતા છે. આગળના અધ્યાયમાં ઘણા મોટા વૈષ્ણવ ભક્ત સંત તુલસીદાસની કથા શ્રીનિવાસ બોલાવશે તે ભાવિક ભકતો શાંતિથી સાંભળજો. કમર ઉપર બંને હાથ મૂકીને ચક્રપાણિ પંઢરપુરમાં અઠ્ઠાવીસ યુગથી ઊભા છે. મહીપતિને તેમનું વરદાન મળ્યું છે તેથી તે સંતનાં ગુણકીર્તન ગાય છે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ
સંતોષ પામે છે તેવો આ બીજો અધ્યાય રસાળ છે
તે ભાવિક પ્રેમાળ ભકતોએ સાંભળ્યો છે.

= શુભં ભવતુ =

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૩ જો.

## શ્રી તુલસીદાસ સ્વામીનું ચરિત્ર.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥ જય જય ભક્ત વત્સલા આનંદકંદા પરમપુરુષા સચ્ચિદાનંદા જગદુદ્ધારા જગદંદા શ્યામસુંદરા ગોવિંદા ॥ જય ભીમાતટાનેકટવાસિયા, પુંડરીકવરદા યાદવરાયા ॥ તું કમર ઉપર હાથ રાખીને ભકતોને આવવાની રાહ જોતો ઊભો છે. પાતકી, ચોર, જાર, બ્રહ્મદ્વેષી ગૌહત્યારા, એવા અનેક જનનો ક્ષણ માત્રમાં દર્શન માત્રથી તું ઉદ્ધાર કરે છે. ગજેંદ્ર (હાથી) અજ્ઞાન પશુ હતો પણ તેણે સંકટમાં પડતાં જ તારું સ્મરણ કર્યું. તેથી તેનાં કરુણ વચન સાંભળીને તેં સુદર્શન ચક્ર મોકલી મગરને શિક્ષા કરી. પછી ગજેન્દ્રને મુકત કરી દર્શન આપ્યાં, ને તેને વિમાનમાં બેસાડયો. તે સમયે મગરે તારી હાંસી કરી. મગરે તને કહ્યું કે તારું નામ તો પતિતપાવન છે અને તું મારો તિરસ્કાર કરીને ગજેંદ્ર એકલાને સાથે વૈકુંઠમાં લઈ જાય છે. તો પછી તારું પતિતપાવન નામ છે તે ચક્રપાણિ તું છોડી દે. એવું મગરનું કહેવું સાંભળીને તેને પણ વિમાનમાં સાથે બેસાડયો. એ રીતે ભક્તને અભક્ત બંનેને પતિતપાવન વૈકુંઠમાં લઇ ગયા. આવા તારા અનેક સદ્‌ગુણોનું વર્ણન કરતાં શેષનાગને થાક લાગ્યો. તારા ગુણોની કથાનું તાત્પર્ય એ જ અમૃત છે કે જે ઈન્દ્રાદિક દેવોને પણ મળી શકતું નથી. પણ પ્રેમાળ ભકતો અનન્યભાવે કથાસારઅમૃત સર્વને આપે છે. જેવી રીતે કોમળ હૃદયવાળી માતા બાળકોને પોતાની બાજુમાં બેસાડી મનમાં મોહ લાવી તેઓને કોળિયા કરીને ખવડાવે છે, તેવી રીતે તું જગજ્જીવન મનમોહન ગોવિંદ પોતાના ભકતજન ઉપર કથામૃત વરસાવી તેના કોળિયા કરી તેઓને ખવડાવે છે. એવા નિજભકતોને તું પોતાની પાસે કથામૃત જમવા માટે બેસાડે છે. તે સમયે હું યાચક દીન અન્નની ઇચ્છાથી આવ્યો છુ. કથામૃતરૂપી જમણ જમતાં નિજ ભકતોને તૃપ્તિ થયા પછી તેઓનું જે ઉચ્છિષ્ટ રહે તે હે જગન્નાથ, મને આપજે. દીનદયાળ રૂક્મિણીપતિ તારી અદ્‌ભુત કીર્તિ સાભળીને મહીપતિ પણ તારી વાટ જોતો બેઠો છે. માટે તેને યોગ્ય હોય તેવી રીતે દર્શન આપજે.

કળિયુગમાં અતિપ્રેમાળ ભક્તો થઈ ગયા તેઓના ચરિત્રો અતિ રસાળ છે હે ગોવિંદ, ધનતીવ તુ બોલાવીશ તેવી રીતે તેઓના ચરિત્રનુ વર્ણન કરીશ

હવે શ્રોતાજનો સાભળજો એક સમયે ક્ષીરસાગરમા શ્રીનારાયણ શેષ શય્યા ઉપર પોઢયા હતા, તેટલામા ભક્તજનો ત્યા આવી પહોચ્યા ઉધ્ધવ, અક્રૂર, વાલ્મિકી, ધ્રુવ, પ્રહ્લાદ અને શુકદેવજીએ નજીક આવીને યદુનાયકને વદન કર્યું. તે સમયે વાલ્મિકી ઋષિને જગદુદ્ધારક કહેવા લાગ્યા કે કળિયુગમા પૃથ્વીવિષે દુર્ઘટ દોષ થવા લાગ્યા છે તેથી તમે મૃત્યુલોકમા અવતાર ધારણ કરી જનઉદ્ધારનુ કાર્ય કરો માત્ર નામ કીર્તન, ભવિષ્ય જે કઈ રામાયણમા કહ્યુ છે તે સર્વ સસ્કૃત ભાષામા છે જે કળિયુગના અજ્ઞાની જનો સમજી શકશે નહી. તેથી મૃત્યુલોકમા અવતાર ધરીને અનેક જનોને ભજનમા લગાડો આવા વચન સાભળીને વાલ્મિકી ઋષિએ નારાયણને નમન કર્યું પછી ઉત્તર દેશમા હસ્તિનાપુરમા કનોજી બ્રાહ્મણને ઘેર નિર્જલીનાથી વાલ્મિકી ઋષિએ અવતાર ધારણ કર્યો આત્મારામ નામે એક બ્રાહ્મણ ધર્મશીલ ને પુણ્યપાવન રાજા અકબરની સેવા કરતો હતો તેના ઘરમા વાલ્મિકીએ અવતાર લીધો તેના પિતાએ તેનુ જાતકર્મ, નામકર્મ કરીને તુલસીદાસ નામ પાડ્યુ અને તેને પ્રેમથી લાડ કરતા હતા દિવસે દિવસે તે મોટા થયા તેને બાર વર્ષ બ્રહ્મચારી રાખી તેના માતાપિતાએ તેને (મુજદાન) જનોઇ ધારણ કરાવી તેને સ્નાન, સધ્યા વેદાધ્યન વગેરે શાસ્ત્રયુક્ત જ્ઞાન આપ્યુ પછી યોગ્ય કન્યા જોઇ તેનુ લગ્ન પણ કર્યું. બાળપણ જતા તારુણ્ય દશા આવી તેથી તેની પત્નીમા વિશેષ પ્રીતિ થતા તેનો વિયોગ સહન કરી શકતો નહોતો પોતે સુદર તરેહ તરેહના વસ્ત્રો, અલકાર, આભૂષણ મુક્તાહાર નિરત્નો ધારણ કરતો અને કેસર, કસ્તુરી, ચદન, પુષ્પ ઈલાયચી, લવીગ, જાયફળ વગેરેનુ સેવન કરી નિત્ય ભોગવિલાસમા રહેતો તેથી તેની પત્ની દૂર થતા તેનાથી વિયોગાનળ સહન થતો નહી. તુલસીદાસની પત્નીનુ નામ "મમતા" દેવી હતુ તે પતિવ્રતા પતિની અનન્યભાવે સેવા કરતી હતી કોઇ એક સમયે અકબર રાજાની સવારી જતી હતી ને તુલસીદાસ પણ સત્વર તેમની સાથે ગયો. આજ સમયે મમતાદેવીને પિયેરથી માણસ સદેશો લઇને આવ્યો કે તેમની માતાને દારુણ વ્યથા થઇ છે માટે તેને છેવટની મળવા માટે બોલાવે છે, તેમને મળીને પાછા આવજો. આવા વચન સાભળીને મમતાદેવી ઘણો શોક કરવા લાગી માતાની ગભીર માદગી સાભળી મમતાદેવી ગભરાઇ ગઇ પછી સદેશો લાવનાર મમતા દેવીને કહે છે કે તે અસત્ય બોલ્યો છે ઘણા દિવસ થઈ ગયા છતા તેને

# શ્રી સંત તુલસીદાસ



રામ રામ રમતે રહો, ધીરજ ધરો મન ધીર,
કોઈ દીન કાજ સુધારશે, કૃપાસિંધુ રઘુવીર,
જો આજ દુ ખ દેતહે, ઓહી સુખ દેઇગે શામ,
તુલમી ચિંતા મત કરો, નિશ્ચલ ભજલે રામ

તુલસીદાસ પિયેર જવા દેતા નથી તે કારણથી અસત્ય વચન કહ્યાં છે એવું જાણશો ત્યારે મમતાદેવી કહે છે કે તેના પતિ સવારીમાં ગયા છે તેટલા સમયમાં તે જઈને માતાજીને મળી આવશે. પછી સાસુ સસરાની રજા લઈને મમતાઇ પિયેર ગઈ. આ તરફ તુલસીદાસ તેજ દિવસે સાયંકાળે પાછા આવ્યા. માતાજીને પૂછવાથી સઘળા વૃત્તાંત જાણવા મળ્યા. પછી પોતે મનમાં કહે છે કે હે સ્ત્રી, તું મને તજીને આજે કેમ જતી રહી છે ? તુલસીદાસને રાત્રે સૂતાં નિદ્રા આવી નહીં, એટલે પોતે સત્વર ઘર બહાર નીકળી પડ્યા અને રાત્રીના સમયે પાંચ ગાઉ ચાલીને પોતાના શ્વસુરગૃહે આવી પહોચ્યા. રાત્રીના બે પહોર થઇ ચૂક્યા હતા, ને ઘરનાં બારણું બંધ હતાં. તુલસીદાસ ઘરની સામે ઊભે જોઇ રહ્યા. તેટલામાં એક મહાન સર્પ દ્વારના કોરામાંથી નીચે લટકતો નજરે પડ્યો. તેનો આધાર લઇને તુલસીદાસ તત્કાળ મેડા ઉપર ચઢી ગયા. ઘરમાં પ્રવેશતાં જ સેવકજનો જાગૃત થઈ ગયા અને જુએ છે તો તુલસીદાસ નજરે પડ્યા. તે ક્ષણે લાવણ્યમયી મમતાદેવી પણ જાગૃત થઇ હતી. પોતાના પતિને નજરે જોઇને ઘણો અચંબો પામી. તુલસીદાસ કહે છે કે હે લાવણ્યમૂર્તિ, તું મને તજી દઈને કેમ ચાલી આવી ? તારે લીધે પાંચ ગાઉ રસ્તે ચાલીને હું અહીં આવ્યો છું. પત્ની કહે છે કે યમુના નદીમાં બે કાંઠે પૂર આવ્યું છે અને મંદિરનાં દ્વાર બંધ હતાં તે છતાં અહીં ઉપર કેની રીતે આવ્યા. તે મારાથી કળી શકાતું નથી. તુલસીદાસ કહે છે કે તારી મારા ઉપર ઘણી પ્રીતિ છે, તેથી કોરામાંથી દોરડું લટકતું રાખ્યું હતું તે પકડીને ઉપર આવ્યો છું. પતિવ્રતા તે સાંભળી કહે છે કે અસત્ય વચન શા માટે કહો છો ? મેં કદી કોરામાંથી દોરડું લટકતું રાખ્યું જ નથી. સત્ય શું ને અસત્ય શું તે સમજાતું નથી; માટે નજરે જોવું જોઇશે. પછી સેવકજનો સાથે દીવો લઇ આવીને જુએ છે તો તે સમયે ઘણો મોટો સર્પ ત્યાં લટકતો જોવામાં આવ્યો. સઘળાંને નવાઇ લાગી, ને અચંબો પણ થયો. પછી પતિનો હાથ પકડીને પત્ની ઘરની અંદર લઈ ગઇ. કહે છે કે પ્રાણનાથ, આ સમયે મારાં વચન ધ્યાનપૂર્વક સાંભળો. તમે શાણા ને ચતુર કહેવાઓ છો પણ તમારામાં વિવેક નથી. રાતદિવસ અજ્ઞાનરૂપી કેફમાં હો છો. માબાપ, બંધુ, સ્વજન, સર્વ સંપત્તિ ને ધન એ સર્વ તજીને મોડી રાત્રીના સમયે મારી ઇચ્છા કરીને શા માટે આવ્યા ? જો કદી મહાન સર્પ તમને કરડ્યો હોત તો તમારો પ્રાણ જતો રહેત. પ્રાણનાથ, આ સંસાર નાશવંત છે, તે હજુ તમે કળી શક્યા નથી. મારા દેહનો મોહ ધરીને તમે વિષયલંપટ થઇને રાત્રીના સમયે દોડતા આવ્યા. પણ તમને ખબર નથી કે સ્ત્રીએની સંગતમાં ઘણા નાશ પામ્યા છે. અહલ્યા સુંદર જોઇને ઇંદ્રને મોહ થયો, પણ

## શ્રી સંત કબીર



કહત કબીરા સુનભાઈ સાધુ
બાર બાર નહીં આના
અપના હીત કછુ કરલે પ્યારે,
આખર અકેલા જાના.

તુલસીદાસ પિયેર જવા દેતા નથી તે કારણથી અસત્ય વચન કહ્યાં છે એવું જાણશો ત્યારે મમતાદેવી કહે છે કે તેના પતિ સવારીમાં ગયા છે તેટલા સમયમાં તે જઈને માતાજીને મળી આવશે. પછી સાસુ સસરાની રજા લઈને મમતાઇ પિયેર ગઈ આ તરફ તુલસીદાસ તે જ દિવસે સાયંકાળે પાછા આવ્યા. માતાજીને પૂછવાથી સઘળા વૃત્તાંત જાણવા મળ્યા. પછી પોતે મનમાં કહે છે કે 'હે સ્ત્રી, તું મને તજીને આજે કેમ જતી રહી છે ? તુલસીદાસને રાત્રે સૂતાં નિદ્રા આવી નહીં, એટલે પોતે સત્વર ઘર બહાર નીકળી પડ્યા અને રાત્રીના સમયે પાંચ ગાઉ ચાલીને પોતાના શ્વસુરગૃહે આવી પહોચ્યા. રાત્રીના બે પહોર થઇ ચૂક્યા હતા, ને ઘરનાં બારણાં બંધ હતાં. તુલસીદાસ ઘરની સામે ઊંચે જોઇ રહ્યા. તેટલામાં એક મહાન સર્પ દ્વારના કરામાંથી નીચે લટકતો નજરે પડયો. તેનો આધાર લઇને તુલસીદાસ તત્કાળ મેડા ઉપર ચઢી ગયા. ઘરમાં પ્રવેશતાં જ સેવકજનો જાગૃત થઈ ગયા અને જુએ છે તો તુલસીદાસ નજરે પડ્યા. તે ક્ષણે લાવણ્યમયી મમતાદેવી પણ જાગૃત થઇ હતી. પોતાના પતિને નજરે જોઇને ઘણો અચંબો પામી. તુલસીદાસ કહે છે કે હે લાવણ્યમૂર્તિ, તું મને તજી દઈને કેમ ચાલી આવી ? તારે લીધે પાંચ ગાઉ રસ્તે ચાલીને હું અહીં આવ્યો છું. પત્ની કહે છે કે યમુના નદીમાં બે કાંઠે પૂર આવ્યું છે અને મંદિરનાં દ્વાર બંધ હતાં તે છતાં અહીં ઉપર કેવી રીતે આવ્યા. તે મારાથી કળી શકાતું નથી. તુલસીદાસ કહે છે કે તારી મારા ઉપર ઘણી પ્રીતિ છે, તેથી કરામાંથી દોરડું લટકતું રાખ્યું હતું તે પકડીને ઉપર આવ્યો છું. પતિવ્રતા તે સાંભળી કહે છે કે અસત્ય વચન શા માટે કહો છો ? મેં કદી કરામાંથી દોરડું લટકતું રાખ્યું જ નથી. સત્ય શું ને અસત્ય શું તે સમજાતું નથી, માટે નજરે જોવું જોઇશે. પછી સેવકજનો સાથે દીવો લઇ આવીને જુએ છે તો તે સમયે ઘણો મોટો સર્પ ત્યાં લટકતો જોવામાં આવ્યો. સઘળાંને નવાઇ લાગી, ને અચંબો પણ થયો. પછી પતિનો હાથ પકડીને પત્ની ઘરની અંદર લઈ ગઇ. કહે છે કે પ્રાણનાથ, આ સમયે મારાં વચન ધ્યાનપૂર્વક સાંભળો. તમે શાણા ને ચતુર કહેવાઓ છો પણ તમારામાં વિવેક નથી. રાતદિવસ અજ્ઞાનરૂપી કેફમાં છો છો. માબાપ, બંધુ, સ્વજન, સર્વ સંપત્તિ ને ધન એ સર્વ તજીને મોડી રાત્રીના સમયે મારી ઇચ્છા કરીને શા માટે આવ્યા ? જો કદી મહાન સર્પ તમને કરડયો હોત તો તમારો પ્રાણ જતો રહેત. પ્રાણનાથ, આ સંસાર નાશવંત છે, તે હજુ તમે કળી શકયા નથી. મારા દેહનો મોહ ધરીને તમે વિષયલંપટ થઇને રાત્રીના સમયે દોડતા આવ્યા. પણ તમને ખબર નથી કે સ્ત્રીએની સંગતમાં ઘણા નાશ પામ્યા છે. અહલ્યા સુંદર જોઇને ઇંદ્રને મોહ થયો, પણ

સ્ત્રીની સંગતમાં તેનો નાશ થયો. સીતાનો મોહ થવાથી રાજા રાવણનો નાશ થયો એ પ્રમાણે સ્ત્રીઓના મોહમાં ઘણા જનો નાશ પામ્યા છે :

**દીવાની ઝગમગ જ્યોત જોઈ, પતંગીઆં ઘણાં પામે મરણ,**
**તેવી રીતે સ્ત્રીસંગમાં, નાશ ઘણા જન પામીયા.**
**હૃદયે ન ઓળખ્યા આત્મારામ, ભ્રાંત વિષયમાં ધરીને કામ,**
**શ્રીરામ સઘળાંના વિશ્રામ, તેને અધમ જાણે નહીં.**
**પુત્ર, દારા, સંપત્તિ, ધન, જનને ગમે પ્રાણથી અધિક,**
**તેવી જ રીતે શ્રીહરિચરણ, ગમે તો સાર્થક થાય આ જન્મ.**

મમતાદેવીનાં આ વચન સાંભળીને તુલસીદાસને ઘણો પશ્ચાતાપ થઈ મોહ દૂર થયો. તે કહેવા લાગ્યા કે માતા, તારું કહેવું સત્ય છે એમ કહી પત્નીને તેણે નમસ્કાર કર્યા જેમ બાળક એરનો સળગતો કોલસો લેવા જાય ત્યારે તેની માતા તેને સત્વર અટકાવે છે. તેવી રીતે તેં આજે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. એવું કહીને ત્યાંથી સત્વર ચાલી નીકળ્યા. ગયા જન્મમાં પોતે કોણ હતા, તે સર્વ યાદ આવ્યું. કહેવા લાગ્યા કે હું વાલ્મિકી ઋષિ આ મૃત્યુ લોકમાં અવતાર લઈને આવ્યો છું અને શ્રી રામચરિત્ર મુખથી ગાઈને જન સમુદાયને ભક્તિમાર્ગમાં લઈ જવા છે. વિષયસુખ નાશવંત છે. હું જન્મ લઈને તેમાં ગુંચવાઈ ગયો હતો. આવો પશ્ચાતાપ મનમાં કરીને પોતે કાશીમાં ગયા. ત્યાં ભાગીરથીમાં સ્નાન કરીને તીવ્ર અનુષ્ઠાન કરવા માંડ્યું. અન્ન, ફળ ખાવાનું તજી દીધું. જમીન ઉપર પડેલાં પાન ખાવા લાગ્યા. પ્રાતઃકાળમાં સ્નાન કરીને શ્રીરામનું સ્મરણ કરવા લાગ્યા. મનમાં એવી ઇચ્છા કરી કે અયોધ્યાવાસી જાનકીજીવનનું મારે દર્શન કરવું છે. શૌચકાર્ય માટે અરણ્યમાં જતા, ત્યાં વધેલું પાણી એક વૃક્ષના થડમાં નાખતા. એ પ્રમાણે અનુષ્ઠાન કરતાં બાર બાર વર્ષ થઈ ગયાં. દિવસરાતભર નામસ્મરણ ચાલું જ હતું, ને તેમાં ક્ષણ માત્ર પણ ખંડન થતું નહીં. એક દિવસને સમયે તુલસીદાસ શૌચ માટે અરણ્યમાં ગયા ને તે જ સ્થળે વધેલું પાણી નાખ્યું, એટલે એક મહા-ભયાનક પિશાચ ત્યાં ઓચિંતો નજરે પડ્યો. તે સન્મુખ આવીને બે હાથ જોડીને ઊભો રહ્યો. તુલસીદાસને તે કહે છે કે હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તેથી કંઈ વરદાન માગીશ તો તે હું આપીશ. તુલસીદાસ પૂછે છે કે, તું કોણ છે તે મને કહે. તું શાથી મારા ઉપર પ્રસન્ન થયો છે તે હું સમજી શકતો

નથી. તે કહે છે કે હું પિશાચ છું, ને અહીં ઘણા દિવસથી રહું છું. વાવ, કૂવો, નદી કે સમુદ્રનું પાણી પીવાનો અમને ગમે તેટલી તરસ લાગે તોપણ અધિકાર નથી. બાર વરસ સુધી તેં મને (અશુદ્ધ) પાણી પીવડાવ્યું છે, તેથી તું મને કંઇ પણ આજ્ઞા કરીશ તે કામ હું કરી આપીશ. તુલસીદાસ મનમાં વિસ્મય પામ્યા અને કહેવા લાગ્યા કે શ્રી રામદર્શનની ઇચ્છા મનમાં કરી બાર બાર વર્ષ અનુષ્ઠાન કર્યું ત્યારે તેના ફળમાં મારા ઉપર ભૂત પ્રસન્ન થયું. હોંશથી આંબાનું ઝાડ રોપ્યું ત્યારે તે વૃક્ષ ઊગી કડવાં ફળ લાગ્યાં, તેવી રીતે મેં અનુષ્ઠાન કર્યું, ત્યારે ભૂત પ્રસન્ન થયું. કામધેનુ નંદિનીનાં દર્શનની ઇચ્છા કરી, ત્યારે સામે ભૂંડ આવીને ઊભું રહ્યું. તેવી રીતે શ્રી રામદર્શન ન થતાં સામે ભૂત આવીને ઊભું રહ્યું. મીઠાં ફળ (તરબુચ) ના વેલા રોપ્યા, તો ત્યાં તુંબડીનાં ફળ લાગ્યાં, તેવું મને અનુષ્ઠાન કરતાં ભૂત મળ્યું. સુંદર રાજહંસને આવતો જોવા જતાં. અકસ્માત કાગડો જોવા મળ્યો, તેમ શ્રીરંગ ન મળતાં ભૂત પ્રસન્ન થયું. સત્સંગ કરવા જતાં નિંદાખોર સામે આવીને ઊભો રહ્યો, તેવી રીતે જાનકીજીવનની ભેટ થવાને બદલે ભૂત પ્રસન્ન થયું. અધ્યાત્મવિદ્યા શીખવાનો મનમાં વિચાર કર્યો, ત્યાં કોકશાસ્ત્ર કાને સાંભળવા મળ્યું, તેવી રીતે ચાપપાણિ ન મળતાં ભૂત પ્રસન્ન થયું. મેં કલ્પતરુની છાયાની ઇચ્છા કરી, ત્યારે સિંદીનું વન મળ્યું, તેવી રીતે રઘુનંદન ન મળતાં ભૂત પ્રસન્ન થયું. મનમાં સિદ્ધાંત જ્ઞાનની ઈચ્છા કરી. તો પાખંડમાર્ગ કાને સાંભળી, તેવી રીતે ચાપપાણિ ન મળતાં ભૂત પ્રસન્ન થયું. મુક્તાફળના હારની ઇચ્છા કરવા જતાં, આગળ માટીનો ઢગલો મળ્યો, તેવી રીતે જાનકીવર ન મળતાં ભૂત પ્રસન્ન થયું. ક્ષીરસાગરની ઈચ્છા કરતાં અકસ્માત ખાબોચિયાનું પાણી નજરે પડયું, તેવી રીતે રાવણમર્દન ન મળતાં ભૂત પ્રસન્ન થયું. આવાં તુલસીદાસનાં વચન સાંભળી ભૂત કહે છે કે તું વિચક્ષણ ચતુર દેખાય છે. પણ મારે યોગ્ય જે હોય તે મારી પાસેથી માગતાં સંકોચ કરીશ નહીં.

**જેનાથી આપણું કાર્ય થાય,**
**તેને નાનો કે મોટો ગણવો નહીં.**

જેમ ટંકણખારની અવગણના કરતાં મૂસમાં સોનું ચોખ્ખું થાય નહીં. જેમ સૂક્ષ્મ દોરા ન વાપરતાં પુષ્પહાર ગુંથાય નહીં, જેમ સોય વિના અંગરખું સીવાય નહીં, જેમ સિંદી ને અપવિત્ર માની તેનાં પાનની બનાવેલી સાવરણી નાખી દેવાય નહીં. તેવી રીતે શાણા માણસો કાર્યસાધન માટે હલકી ચીજોનો ઉપયોગ કરે છે, ત્યારે તુલસીદાસ ભૂતને કહે છે કે, તું મારા ઉપર

પ્રસન્ન થયો હોય તો મારે શ્રીરામના દર્શન સિવાય બીજી કોઇ મોટી ઇચ્છા નથી રામનામ કાને પડતા જ પિશાચ દૂર ખમવા લાગ્યો પછી કહે છે કે "એ' નામ મુખથી બોલતા અમારો નાશ થઇ જાય છે તમે જેને મળવાની મનમાં ઇચ્છા રાખો છો તેમના સેવક મારુતિના દર્શન હુ તમને અવશ્ય કરાવીશ તુલસીદાસ પછી પૂછે છે કે, વાયુસુત હનુમાન ક્યા છે? તેમના દર્શન મને સત્વર કરાવ, તે મારી ઈચ્છા પૂરી કરશે. પિશાચ કહે છે કે, તુ જ્યા પુરાણ શ્રવણ કરવા માટે નિત્ય જાય છે ત્યા એક વૃદ્ધ બ્રાહ્મણ આવે છે તે જ મારુતિ છે તે કયો બ્રાહ્મણ એમ તુ પૂછીશ તો તેની ઓળખાણ પણ હુ તને આપુ છુ તે બ્રાહ્મણ સર્વથી પહેલો આવે છે ને સર્વથી છેવટે જાય છે હાથમાં લાકડી ને માથે ડોથીમ ટોપી, જીર્ણવસ્ત્ર ને લગોટી પહેરે છે તેવુ રૂપ જોતા, તે વાનરશ્રેષ્ઠ હનુમાન છે એમ જાણજે આવા વચન કહીને પિશાચ અદશ્ય થઇ ગયો તુલસીદાસ આશ્રમમા પાછા આવ્યા બીજે દિવસે સ્નાન કરીને નિત્યનિયમ કર્યા પછી જ્યા પુરાણકથા થતી હતી, ત્યા સત્વર ગયા તો ત્યા વૃદ્ધ બ્રાહ્મણને બેઠેલા જોયા પિશાચે જે નિશાની આપી હતી, તે જ ચિહ્નો નજરે પડ્યા પુરાણકથા સમાપ્ત થતા જ સર્વ શ્રોતાઓ ઊઠીને ચાલતા થયા તે સર્વ ગયા પછી તે વૃદ્ધ બ્રાહ્મણ મૌન ધારણ કરી ત્યાથી ઊઠીને ચાલવા લાગ્યા તરત જ તુલસીદાસ પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યા નગરની બહાર જતા જ હનુમાન વેગથી ચાલવા લાગ્યા તે સમયે એકાત જોઇને તુલસીદાસે તે બ્રાહ્મણના ચરણ પકડયા, ને કહ્યુ કે હે સમર્થ સ્વામી, મારા ઉપર કૃપા કરો, બ્રાહ્મણ પૂછે છે કે, તુ કોણ છે ને મારા ચરણનો સ્પર્શ શા માટે કરે છે? હુ તો અનાથ ગરીબ દીન છુ, ને મારા ચરણોમા પડવાથી તને શુ મળશે? ત્યારે તુલસીદાસ તેમને કહે છે કે, તમે તો શ્રીરામ ભકત હનુમત છો એમ કહીને ફરીથી સત્વર ચરણે પડ્યા હનુમાન મનમા વિચાર કરે છે કે આ તો વાલ્મિકી મુનિનો અવતાર છે, એટલે તે જ ક્ષણે તેને આલિંગન આપ્યુ, ને પ્રેમથી ભેટયા તુલસીદાસને હનુમત કહે છે કે હુ તારા ઉપર પ્રસન્ન થયો છુ ત્યારે તુલસીદાસ કહે છે કે, મારા ઉપર કૃપા કરી મારા મનની ઇચ્છા શ્રી રામ દર્શનની છે, તે પૂર્ણ કરો. હનુમાને કહ્યુ અવશ્ય તારી ઇચ્છા પૂરી થશે એમ કહી અદશ્ય થઈ ગયા

હનુમાનજી શ્રીરામને કહે છે કે મારુ એક વચન સાભળો વાલ્મિકીએ તુલસીદાસ ભકત થઈને, પૃથ્વી ઉપર અવતાર લીધો છે તેમને તમારા સગુણ રૂપનાં સાક્ષાત્ દર્શન કરવા છે ને મારી પણ એવી ઇચ્છા છે કે તમે તેમને

પ્રત્યક્ષ દર્શન આપો, ને તેના મનોરથ પૂર્ણ કરો મારુતિના વચન સાભળી, શ્રી રઘુનદને કહ્યુ કે, અવશ્ય તે પ્રમાણે કરીશ, પછી સઘળા વાનરોને બોલાવી સૈન્યરૂપ ધારણ કરાવી, પોતે રાજાનુ રૂપ લઇને તુલસીદાસના આશ્રમ પાસેથી નીકળ્યા પણ તુલસીદાસે તેમને ઓળખ્યા નહી. તેમને લાગ્યુ કે કોઇ રાજા હશે, ને તેથી તેમને નમસ્કાર પણ કર્યા નહી ત્યારપછી હનુમાનજી તુલસીદાસના આશ્રમમા આવ્યા, ને કહ્યુ કે તારી ઈચ્છા શ્રીરામે પૂરી કરી. ત્યારે તે કહે છે કે હે વાયુસુત, મને કાદડપાણિના દર્શન થયા નથી. ત્યારે મારુતિ કહે છે કે, હમણા તારા આશ્રમ પાસેથી કોણ ગયુ ? તુલસીદાસ કહે છે કે આશ્રમ પાસેથી તો મુસનમાન સુબો જતો હતો, ને મને રઘુનાથના દર્શન થયા નહી. તેથી મારી ઇચ્છા પૂર્ણ થઇ નથી હનુમત તે સમયે કહે છે કે- જેમ કામધેનુ પાસે આવે તેને બકરી જાણીને દૂર કરે, જેમ રસ્તામા પારસ મણિ મળે, તેને પથ્થર ગણી દૂર કરે, જેમ કલ્પતરુના વનમા જઇ તેને સિદીવન ગણે, કે જેમ મહાપર્વને દિવસે ઘેર બ્રાહ્મણ આવે તેને સ્મારી જાણી અવ ગણના કરે જેમ મોતીના હારને કાચનો હાર જાણે, જેમ રાજહસનુ ટોળુ કાગડાના ટોળા જેવુ દેખાય, જેમ વાસણ લઇને લક્ષ્મી નિર્ધનને ઘેર જાય, ત્યારે તેને દાસી જાણી ત્યાગ કરે, તેમ તને રઘુનદન જાતે દર્શન આપવા આવ્યા ત્યારે તે નમસ્કાર પણ કર્યા નહી ત્યારે તુલસીદાસ કહે છે કે હે મારુતિ મારે તેવા રૂપમા શ્રીરામના દર્શન કરવા નથી મારે તો અયોધ્યાપતિ જાનકીજીવન હાથમા કોદડ, ધનુષ્ય ધારણ કરેલુ હોય, કે વાલ્મિકી ઋષિએ જેમનુ વર્ણન કર્યુ હતુ તે શ્રીરામના દર્શન કરવાની ઈચ્છા છે તેવા દર્શન મને કૃપા કરીને કરાવો હુ અનેક સ્વરૂપને માનતો નથી. મારે તો શ્રીરામ ના જ દર્શન કરવા છે આ સાભળી મારુતિ હસ્યા. ને કહ્યુ કે, તારો મનોરથ શ્રી રઘુનદન પૂરો કરશે. એમ કહીને પોતે અદશ્ય થઇ ગયા પછી મારુતિએ શ્રી રામમૂર્તિ ધ્યાનમા લાવીને પ્રેમથી તેમનુ સ્તવન શરૂ કર્યું.

જય અયોધ્યાવાસી સીતારમણા,
ધનુષ્યધારી રાવણકુળ હન્તા.
પતિતપાવના દીનેદ્ધારણા,
માનવમર્દના શ્રીરામ, શ્રીરામ, શ્રીરામ.

આ સમયે શ્રીરામે પ્રગટ થઇને હનુમાનજીને પૂછવા માડ્યુ કે કેમ આજે ઘણી સ્તુતિ કરવા માડી છે? શી ઈચ્છા પૂર્ણ કરવા માટે આટની બધી

સ્તુતિ કરે છે, ને પ્રીતિથી સ્તવન કરે છે ? ત્યારે હનુમાનજી કહે છે કે – હે ભક્તકામકલ્પદ્રુમા, સગુણરૂપા, મેઘશ્યામા, તુલસીદાસને સગુણ દર્શન આપો તેવાં વચન સાંભળી શ્રી રઘુનંદન કહે છે કે કળિયુગમાં તેને સાક્ષાત્ દર્શન કેવી રીતે થાય ? ત્યારે હનુમંત કહે છે કે તમારી આજ્ઞાથી જ વાલ્મિકી ઋષિએ અવતાર લીધો છે, ને તે જ આ તુલસીદાસ છે. માટે તેને દર્શન આપો કે જેથી મારું વચન ભંગ થાય નહિ. શ્રીહરિ પ્રસન્ન થયા, ને પછી શ્રીરામ, લક્ષ્મણ, જાનકી ને આગળ હનુમંત વીર એ પ્રમાણે સજ્જ થઈને દર્શન આપવા નીકળ્યા. હનુમાનજીએ આગળ જઈને તુલસીદાસને ખબર આપી, કે જે તારી મનોઇચ્છા પૂરી કરવાનો સમય આવ્યો છે. તેનું સાંભળી તુલસીદાસના હરખનો પાર રહ્યો નહીં. તેણે સામેથી જ અયોધ્યાપતિ રામને આવતાં જોયા. તેના સુખનો પાર નથી. તેમનો દેદિપ્યમાન મુગટ જોયો. પિતાંબરધારી ઘનશ્યામનાં દર્શન કર્યાં. હાથમાં ધનુષ્યબાણ હતાં. આ સગુણ દર્શન થતાં જ તુલસીદાસે અનન્યભાવે દંડવત્ પ્રણામ કર્યા. શ્રી રઘુવીરે કૃપા કરી તેને આલિંગન આપ્યું. આ જોઈ હનુમાનજી કહે છે કે તું ખરેખર મોટો નસીબવાન છે કે તને તારી નરી આંખે શ્રી રામસ્વરૂપનાં દર્શન થયાં. શ્રીરામ કહે છે કે હવે ગતજન્મમાં વાલ્મિકી રૂપે જે રામકથા વર્ણવી હતી તે હવે સકળ જગમાં ફરીથી કહી બતાવો. કળિયુગમાં યોગ, યાગ, વેદાધ્યયન વગેરે સર્વ બંધ પડયાં છે તેથી "નામમહિમા" પ્રગટ કરી લોકોને ભક્તિમાર્ગે લઈ જાઓ. પછી હનુમાનજીએ શ્રીરામની પ્રાર્થના કરીને કહ્યું કે આને માથે વરદહસ્ત મૂકી અભય વરદાન આપો, કે જેથી તે તેનું કાર્ય શરૂ કરે. શ્રીરામે તે પ્રમાણે તેને વરદાન આપ્યું ને પછી અદશ્ય થઇ ગયા.

હવે તુલસીદાસે પ્રેમે કરીને શ્રી રામગુણ ગાવાનું શરૂ કર્યું. કાશીપુરીમાં સઘળા લોકો તેનું હરિકીર્તન સાંભળતા. પછી કોઈ શાહુકાર ભક્તે તેને માટે એક મઠ બાંધી આપો. તે મઠમાં અનેક લોકો અન્ન, વસ્ત્ર, આભૂષણ, પાત્ર વગેરે લઈને આવતા. કેટલાંયે કનકપાત્રો, સોનું, રૂપું વગેરે ત્યાં ભેગું થવા લાગ્યું. પણ તુલસીદાસને તે કોઈ ચીજમાં મોહ હતો નહીં. રોજ મઠમાં બ્રાહ્મણોને ભોજન કરાવી, કીર્તન સંભળાવવામાં આવતું હતું. ઘણા ભાવિક લોકો નામસ્મરણ કરવા માટે ત્યાં આવતા હતા.

કોઈ જન કંઈ લાવતા, તો કોઈ કંઈ ત્યાંથી લઈ જતા,
પણ તુલસીદાસ અલિપ્ત છે, જેને હર્ષ શોક કંઈ નથી.

જેવી રીતે આકાશમાં ત્રણ કાળ જુદા થાય છે,
તોય તે સંગદોષમાં આકાશ કદી ન લેપાય.

જ્યારે તુલસીદાસ તો —

સ્વપ્ન, સુષુપ્તિ કે જાગ્રૃત અવસ્થામાં
અહર્નિશ શ્રી રામરટન કરતા રહે.

એક સમયે બે ચોરોએ વિચાર કર્યો કે આ તુલસીદાસના મઠનાં દ્વાર હમેશાં ઉઘાડાં રહે છે, ને ભકતજનો ઘણું દ્રવ્ય મૂકી જાય છે, તો આપણે ત્યાં જઇ ધન, સુવર્ણ, પાત્ર વગેરે ચોરી લાવીએ તો આપણું દારિદ્ર દૂર થાય. એમ વિચાર કરી જ્યારે હરિકીર્તન પૂરૂં થયું ને પછી સર્વ મઠવાસી સૂઈ ગયા ત્યારે તે બે ચોર મઠમાં દાખલ થયા. તેમણે સુવર્ણપાત્ર વગેરેની બે ગાંસડી બાંધી લઈ ચાલવા માંડ્યું. જ્યારે તેઓ મઠદ્વાર પાસે આવ્યા ત્યારે બે ધનુર્ધારી હાથમાં ધનુષ્ય બાણ લઇ તે દ્વારનું રક્ષણ કરતા જોયા. તેથી વિસ્મય પામી તેઓ દક્ષિણ દ્વાર તરફ ગયા, ત્યાં પણ કિરિટકુંડળથી દેદિપ્યમાન બે ધનુર્ધારીને જોઇ લજ્જાયમાન થયા. હવે બંને ચોર વિચાર કરે છે કે જ્યારે આ બે ધનુર્ધારી અહીંથી જતા રહેશે ત્યારે આપણે સત્વર ચોરીનો માલ લઈને જતા રહીશું. તેમ વિચારી ચારેક ઘડી તેઓ ત્યાં બેસી રહ્યા. પછી ફરીથી દરવાજા પાસે જતાં તે જ બે ધનુર્ધારીને જોયા. તે વખતે તેમણે કાન સુધી ધનુષ્યની પણછ ખેંચી હતી ને બાણ ચઢાવેલું હતું તે જોઈ ભયભીત થઈ ગયા. સુવર્ણપાત્ર વગેરે ચોરીનો માલ નીચે મૂકી દીધો. તે પછી દરવાજે જવા માંડ્યું. તો પણ તે ધનુર્ધારી તેમને જવા દેતા નથી. એટલે તે ચોરોએ બાકી રહેલી રાત્રી ચિંતામાં ગાળી. જ્યારે સવાર થયું, ત્યારે કાકડ આરતીના સમયે બધા ભકતો ઊઠયા તુલસીદાસ પણ ત્યાં આવ્યા. તેમને જોઈને ચોરોએ તેમના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા, અને ગદ્‌ગદ્ કંઠે તેમની માફી માગતાં કહેવા લાગ્યા, કે અમે ચોર છીએ અને ચોરી કરવા આવ્યા હતા, પણ દરવાજા પાસે બે ધનુર્ધારીએ અમને રોકી રાખ્યા. તેઓ દ્વારની ચોકી કરે છે ને અમને જવા દેતા નથી. અમે અમારો ગુનો કબુલ કરીએ છીએ. સુવર્ણપાત્ર તથા ધનનાં બે પોટલાં સામે દેખાય છે, તે અમે બાંધીને લઈ જતા હતા. તે અપરાધ ક્ષમા કરો. તમે દયાળુ છો, તમે રામભકત છો, રાત્રે દરવાજા ખુલ્લા મૂકો છો, તેથી અમને ચોરી કરવાની દાનત થઇ. તે અપરાધની ક્ષમા માગીએ છીએ. તુલસીદાસે શિષ્યોને પૂછ્યું કે આપણે ત્યાં

દ્વારરક્ષક કોણે મૂકયા છે? મને પૂછ્યા વિના આવું કોણે કર્યું છે? મારા મનમાં તો કોઈ કંઇ મૂકી જાય અથવા લઈ જાય તે સર્વ સરખું જ છે. મારે શ્રીરામને પ્રીતિથી ભજવા છે. શિષ્યોએ કહ્યું કે અમને ગુરુચરણની આણ છે. અમે કોઈ દ્વારરક્ષક મૂકયા જ નથી. હે સ્વામી, અમને તે વાતની ખબર નથી. ત્યારે ચોરો કહે છે કે આ દ્વારરક્ષકોએ કિરિટકુંડળ પહેર્યાં છે પિતાંબર પણ પહેર્યું છે. વર્ણ તેમનો શ્યામ છે અને હજુ પણ દરવાજે ખેડેલા દેખાય છે. સર્વ આશ્ચર્ય પામી દરવાજા સામું જૂએ છે, પણ તેઓને કંઇ દેખાતું નથી. ત્યારે તુલસીદાસની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં ને અશ્રુધારા વહેવા લાગી, અને કહેવા લાગ્યા કે હે રામ, લક્ષ્મણ, તમે દ્વાર રક્ષક થયા છો. તમારાં દર્શન ઘણાં ઘણાં તીર્થાટન કરવા છતાં મળવાં દુર્લભ છે. તે અયોધ્યાપતિ રઘુનાથને મારે લીધે દ્વારપાળ બનવું પડ્યું.

એક પત્ની એક બાણ જેનો નિશ્ચય એક વચન,
તે રાવણહંતા રઘુનંદન દ્વારપાળ કેમ થયા?
ચરણરજ લાગતાં જેની અહલ્યાઉદ્ધાર થયો,
તે મોક્ષદાતા અતિ ઉદાર દ્વારપાળ કેમ થયા?
જય જય રઘુવીરા, પરમપુરૂષ અતિ ઉદારા,
નીલગ્રીવ તે શંભુ ને પ્રિયકર, વિશ્વોદ્ધારા રામકૃષ્ણા.
તું લક્ષ્મીકાંત અતિ ઉદાર, ઉપમન્યુ માગતાં ક્ષીર,
તેને ક્ષીરસાગર આપી કૃપા કરી શ્રીરામ.
ખોળામાં બેસવા ન દેતાં, ધ્રુવબાળને આવી રીસ,
તેને અક્ષરપદ આપ્યું, રમાકાંતે પ્રેમ કરી.
વિભીષણ તારો પ્રિયકર, તેને સુવર્ણનગરી આપી,
મારો ચોર સુવર્ણ પાત્ર લેતો, તે મારે તું કૃપણ કેમ થયો?

પછી તુલસીદાસ ચોરોને કહે છે કે તમારે જે કંઇ જોઇએ તે સર્વ લઇ જાઓ. મનમાં જરાપણ સંકોચ કરશો નહિ. આ સાંભળી ચોર પગે પડ્યા અને કહેવા લાગ્યા કે અમે પતિત અને દુર્જન છીએ. અમને અભયદાન આપો. તમારી સોબતથી શ્રીરામદર્શન થયાં એ અમારૂં અહોભાગ્ય છે,

માટે અમે હવે પાવન થયા છીએ. અમારી દુર્બુદ્ધિ નાશ પામી છે જેમ સૂર્યનો ઉદય થતાં અંધકાર દૂર થાય છે, તેમ તમારા સત્સંગથી સર્વ મળ દૂર થયો છે. તુલસીદાસ કહે છે કે તમારું ભાગ્ય ઘણું મોટું છે કે કંઇ પણ તપ કે યત્ન કર્યા વિના શ્રીરામે તમને દર્શન આપ્યાં. આતો જંગલમાં ભાજી ચીણતાં અમૃતવેલ મળી. જાણે ગામમાં માટી વેચતાં પારસમણિ મળ્યો, કે કાંઇ માગતાં અમૃત મળ્યું; કે દિવો કરતાં સૂર્ય મળ્યો, કે કોકશાસ્ત્ર જોતાં વેદ મળ્યા, કે કાચની માળા જોતાં મણિની માળા મળી; કે બાવળ જોતાં મલયાગિરિ ચંદન મળ્યું, કે જમપુરી જતા વૈકુંઠપુરી મળી, એમ ચોરી કરવા જતાં શ્રી રામદર્શનનો લાભ થયો. તે પછી તે ચોરો તેજ આશ્રમમાં ભકત થઇને રહ્યા

**શ્રી ભાગવતમાં કૃષ્ણ કહે છે, ઉધ્ધવ, તું સાંભળ ગુહ્યાર્થ,**
**મારી પ્રાપ્તિની ઇચ્છા હોય જેને, તેણે સંત સમાગમ કરવો સદા.**

એ પ્રમાણે ચોર, જાર, દુર્જન સર્વને તે આશ્રમમાં નામસ્મરણ, કીર્તન સ્મરણથી નવા અનુભવો થઇ મોક્ષ મળવા લાગ્યોઃ

× × ×

એક દિવસે તુલસીદાસના આશ્રમમાં બ્રાહ્મણપંકિત જમવા બેઠી હતી. તે વખતે ઘીસાકરયુકતમિષ્ટાન્ન પીરસ્યાં હતાં. પછી હાથમાં જળ લઇને સંકલ્પ કરતાં વિપ્રો બ્રહ્માર્પણ કરવા લાગ્યા. ત્યારે દરવાજા પાસે એક બ્રાહ્મણ સીતારામ કહીને ઊભો રહ્યો. પછી તે કહેવા લાગ્યો કે હું બ્રહ્મહત્યાગ છું. મને કંઇ ભિક્ષા આપો. આ સાંભળી સર્વ વિપ્રો બેસી રહ્યા. પણ તુલસીદાસે તેને આલિંગન આપી હાથ પકડી તેડી લાવી પોતાની પંક્તિમાં બેસાડયો. પછી કૃપામૂર્તિ તુલસીદાસ કહેવા લાગ્યા કે જે વખતે તમે 'સીતારામ' બોલ્યા કે તરત જ તમારા સઘળા દોષ બળીને ભસ્મ થઈ ગયા. માટે હવે તમે જમવાનુ શરૂ કરો. તે સાંભળી ખટ્શાસ્ત્ર જાણનારા વિપ્રો ત્યાં હતા તે પૂછવા લાગ્યા કે બ્રહ્મહત્યારાને અમારી પંકિતમા કયા શાસ્ત્રના આધારે બેસાડયો છે? ત્યારે તુલસીદાસે કહ્યું કે આધાર એક મોટો છે ને તે રામનામનો છે. તે નામ આગળ બ્રહ્મહત્યા કેવી રીતે ટકી શકે? શ્રી ભાગવત ગ્રંથમાં શ્રી કૃષ્ણે ઉધ્ધવને ગુહ્યાર્થમાં કહ્યું છે કે :

**નામમહિમા અતિ અદ્દભુત, કળિયુગમાં સૌ જાણજો,**
**સ્નાનસંધ્યા કરતાં પહેલાં, લેવું કેશવ નારાયણ નામ,**
**બ્રહ્મકર્મમાં ખામી હોય, તે વિષ્ણુસ્મરણે પૂરણ થાય.**

પિતૃશ્રાદ્ધ સર્વ વિધિથી કર્યું હોય ને છેવટે બ્રહ્માર્પણ કર્યું હોય પણ હરિનામ ન લીધું હોય તો તે કર્મ પૂરું થયું કહેવાય નહીં લગ્નપત્રિકા વિધિસર લખ્યા પછી છત્રીસ નાડી ગુણ જોયા પછી પણ છેવટે લક્ષ્મીકાંતનું સ્મરણ કર્યા વિના અર્થ સરે નહીં અંતકાળે પૂજાવિધિ કરે પણ છેવટે રામ-નામનો ઉચ્ચાર કરવો જોઈએ પાર્વતીપતિ કૈલાસનાથ પણ પ્રેમથી રામનામ જપે છે મહાપાપી ગણિકા પણ પોપટને રામનામ ભણાવે છે તેથી તેના મહાન પાપ નામરૂપી અગ્નિથી તૃણવત્ બળીને ભસ્મ થાય કે અજામિલ પાપી બ્રાહ્મણ હતો, પણ તેના અંતકાળ વખતે નારાયણનું નામ લેતા પાપ બળી ગયા ને તેને મુક્તિ મળી હતી. ( અહીં નારાયણ તેના નાના પુત્રનું નામ હતું ને યમદૂતની બીક લાગતા 'નારાયણ" એમ બૂમ પાડી હતી ) આવા દ્રષ્ટાંતો તુલસીદાસે આપ્યા પણ બ્રાહ્મણો બહુ ડાહ્યા હતા તેથી તેમણે તે પ્રમાણ કબુલ રાખ્યું નહીં તે કહેવા લાગ્યા કે આવા દ્રષ્ટાંતોથી મનનું સમાધાન થાય નહીં માટે કંઈક પ્રત્યક્ષ બતાવો તે જ ખાત્રી થાય તુલસીદાસ કહે છે કે તમારે કેવી ખાત્રી મારી પાસેથી જોઈએ છે? ત્યારે બ્રાહ્મણો કહેવા લાગ્યા કે કૈલાસ પતિને જે પ્રસાદ ધરાવો છો તે નંદિને ધરાવો ને તે પ્રસાદ પથ્થરનો નંદિ ખાય તો જ અમારી ખાત્રી થાય, અને ત્યારે જ તે બ્રહ્મહત્યારો અમારી પંક્તિમાં બેસીને જમી શકે જૂના દ્રષ્ટાંતો હવે અમે કબુલ રાખતા નથી. કંઈ પ્રત્યક્ષ નજરે જોવા મળે તો જ ખાત્રી થાય જેમ સાકર મીઠી છે એમ કહેવાથી તેનું ગળપણ સમજી શકાતું નથી તેમ નામમહિમા મોંએ કહો છો તે પણ મનાતું નથી. જેમ નાણું પારખવાને માટે સાધન રાખ્યું હોય, જેમ સોના મહોર અગ્નિમાં નાખી તપાસે તેમ પ્રત્યક્ષ દાખલો બતાવો. સંત તુલસીદાસને ઘણો આનંદ થયો ને પ્રેમભાવ ઉભરાયો તે અન્નનું પાન હાથમાં લઈને મહાદેવના મંદિરના મહાદ્વાર આગળ આવી ઊભા રહ્યા પછી બે હાથ જોડી નમન કરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા પછી પોતે સ્તુતિ શરૂ કરી –

જય જય ચંદ્રમૌલી સત્વરી, નીલકંઠ ખટવાંગધારી,
મૂડાનીવન ત્રિપુરારી, વચન અવધારી દીનાચે
મહાવિષ અતિ દારૂણ, તુમ્હેં કેસે જૈં પ્રાશની,
સર્વાંગાચે જાહલે દહન, નામ સ્મરણ તૈં કેસે
રામહી અક્ષરે દોની જપતા, શીતળ જાહલાસી વિશ્વનાથા,
હે સત્ય અસેલ તરી આતાં, નૈવેદ્ય ભક્ષિતા હોય નંદી.

એસી એકાનીયાં વાણી નવલ વર્તલે તયે ક્ષણી,
પાષાણ નંદી મત્વર ઉઠાની, શ્વાસ રાઙની ફુંપત.
નૈવેદ્ય ભક્ષુની સાકળ, મગ આદલી પત્રાવળ,
કૌતુક પાહતી સકળ, ધન્ય કાળ સુદીન તો.

એ પ્રમાણે તુલસીદાસની પ્રાર્થના સાંભળી નંદિ ફૂંક મારી ઊભા થઇ નૈવેદ્ય ભક્ષણ કરવા લાગ્યા તે કૌતુક સર્વ વિપ્રોએ પ્રત્યક્ષ જોયું, અને પછી નંદિ પાછા સ્વસ્થાને બેસી ગયા ભક્તમહિમા એવો અદ્દભુત છે, તેનો અંત શાસ્ત્રોથી શોધી શકાશે નહી પછી બધા વિપ્રોએ રામનામનો જય જયકાર કર્યો. તુલસીદાસને નમસ્કાર કર્યા અને કહ્યું કે તમને ધન્ય છે તમે સાક્ષાત્ વાલ્મિકીનો અવતાર છો એ હવે સમજાયું વિપ્રો કહેવા લાગ્યા કે જેમ તારાઓમા ચંદ્ર શ્રેષ્ઠ છે, પક્ષીઓમા ગરુડ છે દેવોમા વિષ્ણુ છે તપ કરનારાઓમા શંકર છે, ઋષિઓમા વ્યાસ મુનિ છે, સ્ત્રીઓમા માતા રુક્મિણી છે, ધનુર્ધારીઓમા શ્રીરામ છે, સાગરમા ક્ષીરસાગર છે, સિદ્ધોમા દત્તાત્રેય છે તેમ બ્રાહ્મણોમા તમે શ્રેષ્ઠ છો જેમ નક્ષત્રોમા સૂર્ય છે, કવિઓમા ઉશના કવિ છે, પર્વતોમા મેરુ છે, તેમ તમે સર્વ વિપ્રોમા શ્રેષ્ઠ છો તે પ્રમાણે સ્તવન કરીને તે બ્રહ્મહત્યારા બ્રાહ્મણને સાથે લઇને એક પંક્તિએ બેસીને જમ્યા અને તે પ્રસંગ પછી સર્વ જન નામસ્મરણ કરવા લાગ્યા

એમ ઘણો સમય ચાલ્યો ગયો એક દિવસે જેતપાળ નામે શાહુકાર મરણ પામ્યો તેની સ્ત્રી પતિવ્રતા હતી તે માયા મમતા તજીને પતિનું ધ્યાન ધરતી સતી થવા માટે તયાર થઈ ગંગા નદીને કિનારે મહાઅગ્નિ પ્રગટાવ્યો તે સ્ત્રી સુવાસિની પ્રમાણે વસ્ત્ર, આભૂષણ પહેરી તુલસીદાસના આશ્રમ પાસે થઇને ચાલી જતી હતી આશ્રમ આવતા તે એકલી જ તુલસીદાસને પ્રણામ કરવા માટે ગઇ તે સમયે તુલસીદાસ નામસ્મરણ કરતા હતા જ્યારે તેણીએ પ્રણામ કર્યાં ત્યારે તુલસીદાસે આશીર્વાદ આપ્યો કે હે સૌભાગ્યવતી, તું અષ્ટપુત્રની માતા થજે. તે સાંભળી સતી કહે છે કે હે વિષ્ણુભક્ત મારો પતિ મૃત્યુ પામ્યો છે ને હું સતી થવા માટે જાઉં છું માટે તમારો આશીર્વાદ ખોટો કેમ રીતે નહી થાય, તેની મારા મનમા શંકા થાય છે. ત્યારે તુલસીદાસ કહે છે કે મે વગર વિચાર્યે આશીર્વાદ આપ્યો છે પણ તે મારો રામ પૂર્ણ કરશે આવા વચન સાંભળીને તે સતી તેના પતિના પ્રેત પાસે ગઈ કે તે જ સમયે તેનો પતિ બેઠો થયો આ જોઇ સર્વને ઘણો સંતોષ થયો ને રામનામનો જય જયકાર

કર્યો. પછી પતિનો હાથ પકડી સતી તુલસીદાસના આશ્રમમાં આવી અને બંનેએ તેમને નમન કર્યું તે વારવાર નમન કરવા લાગી ને કહેવા લાગી કે વૈષ્ણવજન તમને ધન્ય છે તુલસીદાસના એ પ્રસગો-પથ્થરના નદિને નૈવેદ્ય જમાડ્યુ અને શાહુકારનુ પ્રેત સજીવન કર્યુ તે સાભળીને રાજાએ તુલસીદાસને બોલાવવા વાસ્તે પ્રધાનને મોકલ્યો. તેણે કહ્યુ કે રાજાએ મને આભળેલી વાત નજરે જોવાની ઇચ્છા કરી છે તેથી રથમા બેસાડીને તુલસીદાસને માન સહિત તેડી મગાવ્યા છે પ્રધાન વગેરે તેડવા આવેલા માણસો રાત્રે તુલસીદાસના આશ્રમમા આવ્યા પછી તેમણે કહ્યુ કે તુલસીદાસ, તમે પ્રેમાળ વિષ્ણુભક્ત છો. તમારી કીર્તિ સાભળી રાજાએ તમારા દર્શનની ઇચ્છાથી તેડાવ્યા છે આવા વચન સાભળી તુલસીદાસ મન સાથે વિચાર કરે છે કે તે શહેરના માણસોને નામસ્મરણમા જોડવાનો આ સારો સમય છે

> નિરાશ જન જે વૈષ્ણવવીર ને ફરે દેશવિદેશ
> તેના જનનો ઉદ્ધાર કરવા. હરિઆજ્ઞા વિશેષ
> દુરાચારી અજ્ઞાન જન, અવિદ્યાના ભંડાર
> તેવા જનનો ઉધ્ધાર કરવા, હરિઆજ્ઞા વિશેષ

રાજાએ આમંત્રણ આપ્યુ તેનો સ્વીકાર કરી તુલસીદાસ તરત શ્રીરામનુ નામ લઇને નીકળી પડ્યા તે હસ્તિનાપુર આવી રાજાની સામે ઊભા રહ્યા રાજાએ તેમને સાષ્ટાગ દડવત્ પ્રણામ કરી સિહાસન ઉપર બેસાડી પૂજા કરી પછી કહ્યુ કે તમારો મહિમા ઘણો સાભળ્યો છે ને તમને બીજા ઇશ્વર કહેવામા આવે છે પથ્થરના નદિને પ્રસાદ જમાડ્યો અને પ્રેતને સજીવન કર્યું તે ઘણો મોટો મહિમા કહેવાય ત્યારે તુલસીદાસ કહે છે કે એ બધુ શ્રીરામે કર્યું છે હું તો અનાથ છુ તેથી શ્રીરામચરણમા ચિત્ત રાખીને બેઠો છુ રાજાએ કહ્યુ કે જો એમજ છે તો તુ મને શ્રીરામના દર્શન કરાવ નહીં તો તને અહીંથી જવા દેવામા આવશે નહીં એમ કહી રાજા પોતાના મહેલમા ગયો જતા જતા કહેતો ગયો કે જો તુ મને અનુભવ કરાવીશ તો જ હું તને ખરો વૈષ્ણવ જાણીશ પછી નોકરોને આજ્ઞા કરી કે તુલસીદાસને સિહાસન ઉપરથી નીચે ઉતરવા દેવા નહીં આ પ્રમાણે રાજાની આજ્ઞા થઈ હવે તુલસીદાસે શ્રીહનુમાનજીનુ સ્તવન શરૂ કર્યું કે તરત જ તે આવ્યા ને ભકતને ભેટ્યા તુલસીદાસે કહ્યુ કે હે મારુતિ, મહાન સકટ આવી પડ્યુ છે તેથી તમને યાદ કર્યા છે માટે આ સકટ ટાળીને

રામનામનો મહિમા વધારો. હનુમાનજી સર્વ વાત સમજી ગયા. તેમણે તરત જ વાનર સૈન્ય બોલાવ્યું. જેમ એકાએક વાદળાં આવી આકાશ ભરાઈ જાય તેમ વાનરોનાં ટોળાંથી આકાશ ભરાઇ ગયું. તેઓએ આવીને હનુમાનજીને નમન કરી પૂછ્યું કે શી આજ્ઞા છે? હનુમાનજીએ કહ્યું કે આપણો વાનરોનો સ્વાભાવિક જે ગુણ છે તે આ શહેરના રાજાને પ્રત્યક્ષ બતાવવા માટે તમને બોલાવ્યા છે. તેવી આજ્ઞા મળતાં જ વાનરોએ તે નગરમાં ખળભળાટ મચાવ્યો. કોઇનાં માળિયાં તોડયાં, કોઇ વૃક્ષ તોડી માણસો ઉપર નાખવા લાગ્યા. કોઇએ માણસોનાં નાક કાન કાપી નાખ્યાં. એમ આખા હસ્તિનાપુરમાં અને ઉપર આકાશમાં ધમકાર કરી મૂકયો. જે માણસો શ્રીરામ ભજનથી વિમુખ હતા તેઓને ઉંચકીને ખાળકૂંડીમાં નાખવા માંડયા. રાજાના મહેલમાં જ્યાં રાજરાણીઓ હતી ત્યાં ઝાડોપેશાબ કરવા લાગ્યા. ચોર, જાર, કુટીલ માણસોને પકડીને રાજદરબારમાં ઊંધે માથે લટકાવવા લાગ્યા. જે વેપારી અન્નદાન કરતા નહોતા તેમના અન્નભંડાર ઉઘાડી ગરીબોને અન્ન વહેંચવા લાગ્યા. જેઓને પહેરવા વસ્ત્ર નહોતાં તેઓને દુકાનોમાંથી વસ્ત્રો લઇ આપવા લાગ્યા. જે જૂઠું બોલે તેને મારવા લાગ્યા. આ સમાચાર સેવક જનોએ જઇને રાજાને કહ્યા. તેમણે જણાવ્યું કે વાનરસૈન્યે નગરમાં ભારે ત્રાસ વર્તાવ્યો છે. હવે નગરનો નાશ થશે. ત્યારે કોઇ સજ્જને કહ્યું કે સંત તુલસીદાસને આ બાબત પૂછી જુઓ. સંતને ત્રાસ આપવો જોઇએ નહીં. આ સાંભળી રાજા પણ વિચાર કરવા લાગ્યો કે વાત ખરી છે. આ એક મોટો ચમત્કાર નજરે પડયો છે. તેથી અકબર રાજા તુલસીદાસ પાસે ગયા અને બે હાથ જોડી વિનંતી કરી પૂછવા લાગ્યા કે હે વિષ્ણુભક્ત, મેં અજ્ઞાનપણે તમને દુઃખ દીધું છે. જેમ સતી દ્રૌપદીને દુઃખ દેવા જતાં દુર્યોધન અપમાન પામ્યો હતો તેવી મારી દશા આજે થઈ છે. ત્યારે તુલસીદાસે કહ્યું કે તમને શ્રીરામ દર્શનની ઇચ્છા હતી તેથી આ તેમનું વાનરસૈન્ય આગળથી આવવા માંડયું છે. જેમ સૂર્ય ઉગતા પહેલાં હજારો કિરણો દેખાય છે, તેમ શ્રીરામ આવતા પહેલાંનો આ વાનર સૈન્યનો દેખાવ છે.

**"શ્રવણ પહેલાં થાય ઉત્કંઠા કે મનન પહેલાં શ્રવણભક્તિ,"**
**"પણ નિદિધ્યાસ કર્યા વિના, સાક્ષાત્કાર કેમ થાય રાજન્?"**

માટે હે રાજન્, સાંભળ, અઢાર પદ્મ વાનરસૈન્ય આવ્યા પછી જ શ્રીરામ આવશે. જો તારા મનમાં બીક ન હોય તો ત્યાં સુધી રાહ જો

અને પછી તને શ્રીરામદર્શન થશે. અકબરશાહ કહેવા લાગ્યા કે હે વિષ્ણુ ભક્ત, તારાં ચરણુ મારે મસ્તકે મૂકું છું. મને રામમહિમાની ખબર નહોતી. આટલા વાનરથી જ પ્રલયકાળ નજીક આવતો દેખાય છે, તો પછી આગળ ઉપર તો શું થશે ? માટે કૃપા કરો. મારે મન તો રામદર્શન થઈ ગયાં. રાજાનાં કરુણુ વચન સાંભળી વાનરસૈન્ય અદૃશ્ય થઈ ગયું ત્યારે સર્વ લોકોએ શ્રીરામનામનો જય જયકાર કર્યો. અને નામસ્મરણુ કરવું શરૂ કર્યું. આ સ્થળે સંત તુલસીદાસ આઠ વર્ષ સુધી રહ્યા અને સર્વને શ્રીરામ નામમહિમા ચરિત્ર સંભળાવ્યું. દિલ્હીમાં એ પ્રમાણે પ્રચાર કરીને તુલસીદાસે રાજા પાસે જવાની રજા માગી. ત્યાંથી તેઓ ગોકુળ, મથુરા, યમુના સ્નાન કરી વૃંદાવનમાં સારંગપાણિ વિષ્ણુનાં દર્શન કર્યાં અને એક મહિનો ત્યાં રહી હરિરંગમાં નાચ્યા. ત્યારપછી ગોકુળ મથુરામાં નામ સ્મરણનો મહિમા વધવા લાગ્યો અને અનેક વૈષ્ણુજન હરિકીર્તન કરવા લાગ્યા.

ત્યાં એક પ્રિયાદાસ નામે નાગર બ્રાહ્મણ રહેતો હતો. તે પરમ વૈષ્ણવ જન હતો. તેનામાં ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય સર્વ હતાં. તેણે સંસ્કૃતમાં "સંતચરિત્ર" નામે ગ્રંથ લખ્યો હતો. તુલસીદાસને આ ગ્રંથ વિષે ખબર પડી તેથી તે પ્રિયાદાસને મળ્યા અને કહ્યું કે તમારો ગ્રંથ મેં જોયો નથી તેમજ તેમાંનાં સંતચરિત્ર મેં વાંચ્યાં નથી, તેથી મહેરબાની કરીને મને તે ગ્રંથ બતાવો. ત્યારે પ્રિયાદાસે વિચાર્યું કે પોતે ચારે યુગના સંતોનાં વર્ણુન કર્યાં છે, પણુ તેમાં સંત તુલસીદાસનું ચરિત્ર લખ્યું નથી. કળિયુગના સંતોનાં ચરિત્રો પણુ તે ગ્રંથમાં છે, પણુ કળિયુગના વૈષ્ણવભક્ત તુલસીદાસનું ચરિત્ર તેમાં લખવાનું રહી ગયું છે તેથી તે ચિંતાતુર થઈ ગયા. આમ કેમ થયું તે સમજાયું નહીં. હવે એવું બન્યું કે પ્રિયાદાસને ખબર ન પડે તેવી રીતે તેના ગ્રંથમાં શ્રીરામે પોતાના હાથે તુલસીદાસનું ચરિત્ર લખી રાખ્યું હતું. પછી જ્યારે તે ગ્રંથ વાંચવાનું શરૂ કર્યું, ત્યારે નગરના સર્વ વૈષ્ણવો હાજર હતા. તે બધા આશ્રમના સભામંડપમાં બેઠા હતા. કેટલાક પંડિતો પણુ ત્યાં આવ્યા હતા. પ્રેમી ભક્ત પ્રિયાદાસે તે ગ્રંથ વાંચવો શરૂ કર્યો. તે ગ્રંથ જેમ જેમ વંચાતો ગયો તેમ તેમ તુલસીદાસ પ્રેમ રંગથી રંગાતા ગયા અને કહેવા લાગ્યા કે આ તો તમારે મુખે શ્રીહરિ બોલે છે. એટલું સાંભળતાં પ્રિયાદાસ કહે છે કે આ ગ્રંથમાં તુલસીદાસનું સર્વ વૃત્તાંત લખેલું દેખાય છે, પણુ તે મેં લખ્યું નથી. માટે નક્કી શ્રીહરિ જ તે લખી ગયા હશે શ્રીહરિના હસ્તાક્ષર જોવા માટે સૌ વૈષ્ણવ જનો ત્યાં આવ્યા. શ્રુતિ-

શાસ્ત્રો અને અઢાર પુરાણથી પણ અધિક આ ગ્રંથ ગણાયો. કહેવાય છે કે જે કોઇ આ ગ્રંથ પ્રેમથી રોજ વાંચશે તેને શ્રીહરિનાં દર્શન થશે, તેમ નિશ્ચયપૂર્વક જાણશો. શ્રીરામને જે પ્રિય છે તે વાલ્મિકીના અવતાર તુલસીદાસ છે, જેનું ચરિત્ર શ્રીરામે પોતાના હાથે લખ્યું તે મૂળ સંસ્કૃત ગ્રંથ પ્રિયાદાસે લખ્યો. તે ઉપરથી નાભાજીએ (બ્રહ્માના અવતાર હતા) ગ્વાલિયરની ભાષામાં લખ્યો. તે પછી મહારાષ્ટ્રની ભાષામાં સંતચરિત્રકાર મહીપતિએ લખ્યો. ત્યારપછી તેને ગુર્જર ભાષામાં લખવાનો પ્રયત્ન થયો છે. જે કોઈ સદ્‌ભાવે ભક્તવિજયગ્રંથ વાંચશે તે શ્રીરામરૂપ થશે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રીજગન્નાથ પ્રસન્ન થાય છે

પ્રેમાળ ભાવિક ભક્તોએ આ ત્રીજો અધ્યાય સાંભળ્યો.

= શુભં ભવતુ =

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૪ થો.

## : સંત નામદેવ ચરિત્ર :

શ્રી ગણેશાય નમઃ. શ્રીગોપીજનવલ્લભાય નમઃ. જય જય વિશ્વવ્યાપક જગઉદ્ધારા, જયકૃષ્ણ શ્યામસુંદરા નીલગ્રીવ ( શંકર ) માનસપ્રિયકરા, સર્વેશ્વરા ગોવિંદા, જય ગોકુળવાસી ગોરક્ષકા, જય યશોદાપાલકપુત્રા, જય કંસ નાશ કરનારા, જય વિશ્વરક્ષકા ઇંદ્રિયોના સ્વામી, જય દ્વારકાંવાસી, સારંગધરા, જય સમુદ્રતનયાપતિ, જય રાધિકા મનરંજના, જય સાયુજ્ય મુકિત આપનારા વિશ્વેશ્વરા વિશ્વ પતિ, જગજીવના, પુતનાનો અંત લાવનારા, કાલીયા નાગનું મર્દન કરનારા, ભવભંજના શ્રીહરિ, જય પુંડલિક વરદા રૂક્ષ્મણીરમણ દ્રૌપદીની લજ્જા રાખનારા, ભક્તવત્સલા કરૂણાઘના, વિજયી રાજા રઘુપતિ, જય ભક્તવત્સલા રઘુપતિ પંઢરીનાથા, વિશ્વવ્યાપક લક્ષ્મીકાંતા, તું સહાય થા. અનંતા, હે અનંતા, હે અનંતા, અનંતા, અનંતા, મને આ ગ્રંથ લખવા માટે સહાય કરજે.

એક સમયને વિષે શ્રીનારાયણ ક્ષીરસાગરમાં શેષશય્યા ઉપર બિરાજમાન થયા છે. તે વખતે તેમણે ઉધ્ધવજી અને શુકદેવજીને બોલાવીને કહ્યું કે તમારે મૃત્યુલોકમાં અવતાર લેવાનો સમય આવ્યો છે. ત્યારે તેઓએ કહ્યું કે હે પ્રભુ, અમારે હવે ગર્ભવાસમાં જવું નથી. ત્યારે હૃષિકેશ બોલ્યા કે હું તમને અયોની જન્મ આપીશ. એવું વચન આપીને તેઓને મોટા છિપલામાં મૂકીને વરસાદની ધારા સાથે પૃથ્વી ઉપર ઉતાર્યા એક ઉત્તરમાં ગંગાજીમાં પડ્યા અને બીજા દક્ષિણમાં ભીમા નદીમાં પડ્યા પછી પ્રવાહમાં વહેતાં વહેતાં શુકદેવજી રામ રામ કહેવા લાગ્યા. ત્યારે ઉધ્ધવજી વિઠ્ઠલ વિઠ્ઠલ કહેવા લાગ્યા. તે ભીમા નદીના પ્રવાહમાં વહેતા વહેતા જતા હતા, ત્યારે દામાજી નામે એક દરજી કે જે પરમ વૈષ્ણવ હતો,

ભાવિક હતો, પુણ્યશાળી હતો અને જેનામાં ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય પૂર્ણપણે દેખાતાં હતાં, તે ચંદ્રભાગા નદીમાં સ્નાન કરતો હતો. પાંડુરંગની સેવા કરી નિત્યનિયમ પ્રમાણે ભોજન કરી પોતાનું કામ કરતો હતો. તેની સ્ત્રીનું નામ ગોણાઈ હતું. તે પણ પતિવ્રતા અને પરમ ભક્તિવાળી હતી. બંને પંઢરપુરમાં રહેતાં હતાં અને જગન્નાથનું ભજન કરતાં હતાં. ગોણાઈ દામાજીને એક દિવસ કહે છે કે આપણને કંઈ સંતાન નથી તો તમે પાંડુરંગ પાસે જઈને એક પુત્ર માગો. ત્યારે દામાજી કહે છે કે ગોણાઇ તું હજુ અજ્ઞાન છે. આપણે હવે વૃદ્ધ થયાં છીએ તો દેવ ક્યાંથી સંતાન આપે? જેમ કીડીએ અન્ન ખાઇ અને ખોખું રાખ્યું હોય તેને જમીનમાં ઓરવાથી અન્ન ઊગે નહીં, તેમ હવે વૃદ્ધ થતાં સંતાન માગતાં તને શરમ આવતી નથી? વર્ષાઋતુ જતી રહી અને પછી વરસાદની આશા કરે તે ક્યાંથી આવે? તારી પુત્રની ઇચ્છા પણ આવી જ કહેવાય. જેમ આંબાના વૃક્ષને શ્રાવણ મહિને ફળ આવે નહીં તેવી તારી સંતાનની ઇચ્છા છે. જેમ દિવામાં વાટ બળી જતાં અંધકાર થાય છે, તેવી રીતે વૃદ્ધત્વ આવ્યા પછી સંતાન કેમ માગી શકાય? ત્યારે ગોણાઇ કહે છે કે પતિદેવ, ભલે મારી બુદ્ધિને દોષ લાગ્યો હોય, પણ નક્કી જાણજો કે સર્વોપરિ સત્તા વિઠ્ઠલની છે. તમે જે કહો છો તેની મને સમજ પડે છે, પણ રામાવતાર વખતે શ્રીરામે પાણીમાં પથ્થર તાર્યા હતા અને સેતુ બાંધ્યો હતો તે ન બનવાની વાત તેમણે કરી બતાવી હતી. તો પછી હું વૃદ્ધાને પુત્ર સંતાન આપતાં શ્રી વિઠ્ઠલને શું સંકટ પડવાનું છે? જ્યારે ઇંદ્રે ગાયનાં વાછરડાંનું હરણ કર્યું હતું, ત્યારે શ્રીહરિએ તેટલાં જ બીજાં વાછરડાં પેદા કર્યાં હતાં તો આ વૃદ્ધાને પુત્ર આપતાં તેને શું સંકટ પડવાનું છે? પછી દામાજી હરજી કહે છે કે ભલે, તો હું મંદિરમાં જઇને જે તારી ઇચ્છા છે તે દેવને જણાવીશ. પછી મહા દ્વાર આગળ જઇને દામાજીએ દેવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પછી કહેવા લાગ્યા કે વિઠ્ઠલા, મારી પત્નીએ કહેવડાવ્યું છે કે એક પુત્ર આપો. માટે શ્રીહરિ તમે પ્રસન્ન થઇ તેની ઇચ્છા પૂર્ણ કરો. એ પ્રમાણે સ્તુતિ કરતાં કરતાં દામાજીને નિદ્રા આવી ગઈ. તેને સ્વપ્નમાં જગજીવને કહ્યું કે તને પુત્રદાન કર્યું છે. સવારમાં ભીમા નદીને કિનારે જજે. ત્યાં સ્નાન કરતાં તને પુત્રરત્ન મળશે. તેને ઘેર લઇ જઇ પાલન કરજે. તે મારા ઉધ્ધવનો અવતાર છે. તે સારી દુનિયામાં તારી કીર્તિ વધારશે. તે મારો પરમ ભક્ત વિશ્વનો ઉદ્ધાર કરવા જન્મ્યો છે. એટલામાં સ્વપ્નું જતું રહ્યું. પછી તેણે ઘેર જઇ પોતાની સ્ત્રીને આ વાત કહી. પછી બીજે દિવસે પોતે ભીમા નદીમાં સ્નાન કરતા

હતા તે વખતે છિપલામાં એક બાળક તરતો તરતો આવતો જોયો. તે લાવણ્યવાળો બાળક તરતના જન્મેલા બાળક જેવો જોઇને ઉતાવળે ઉતાવળે ઘેર લઇ જઇને ગોણાઇને આપ્યો. તે સમયે ગોણાઇને પાનો ચઢયો અને તે બાળકને સ્તનપાન કરાવ્યું. આ ચમત્કાર જોઇ બંનેને ઘણું આશ્ચર્ય થયું. આ તો પ્રેમનો પાનો ચઢયો રે પ્રભુ તારા પ્રેમનો પાનો ચઢયો રે! પુરુષોત્તમ નામસ્મરણથી પ્રસન્ન થયા, માટે તેનું નામ "નામદેવ" પાડયું. દિવસે દિવસે તે મોટો થવા લાગ્યો. એક દિવસે દામાજીને તેમના ગામથી દૂર નગરમાં હાટ ભરાયું હતું, ત્યાં જવાનો પ્રસંગ આવ્યો અને તે ત્યાં ગયા. તે દિવસે ગોણાઇએ નૈવેદ્ય લઇને નામદેવને દેવળમાં મોકલ્યો. નામદેવને તેની માએ કહ્યું કે જા, વિઠ્ઠલની પૂજા કરી નૈવેદ્ય ધરાવીને પાછો આવ. પછી નામદેવ મંદિરમાં ગયો. દેવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, પૂજા કરવા સ્નાન કર્યું, અને પછી દેવને સ્નાન કરાવ્યું, પીતાંબર પહેરાવ્યું, ચંદન પુષ્પથી પૂજા કરી, ધૂપ કર્યો અને દીવો પ્રગટાવ્યો, અને ત્યાર પછી નૈવેદ્યની થાળી લાવીને સામે મૂકી. પછી હાથ જોડીને દેવને કહે છે કે વિઠ્ઠલા, હવે તુ ભોજન કર. નામદેવના મનમાં શ્રીહરિને ભોજન કરાવવાનો ભાવ હતો. રોજ દેવ નૈવેદ્ય જમે છે એમ તેના મનમાં હતું. તેના ચિત્તમાં કંઈ પણ સંદેહ હતો નહીં. તે કહેવા લાગ્યો જય જય કૃપાવંતા, આજે પૂજા કરતાં મોડું થયું તેથી તમને ગુસ્સો આવ્યો છે કે શું? તમારા ભક્ત દામાશેટીના હાથે તમે ભોજન કરતા હતા, પણ આજે તો તે હાટમાં ગયા છે અને મને નૈવેદ્ય લઇને તેમણેજ મોકલ્યો છે, તે હું ખાત્રીથી કહું છું. વિઠ્ઠલા, જો તું આજે નૈવેદ્ય નહીં જમે તો મારી માતા મારા ઉપર કોપાયમાન થશે. હે જગન્નાથ, મારો શો અન્યાય થયો છે કે તમે જમતા નથી. તેના મનમાં એવો જરાપણ ખ્યાલ નથી કે આ તો પથ્થરની મૂર્તિ છે તે કંઇ જમતી હશે? એ તો નૈવેદ્ય બતાવીને ઘેર લઈ જવાનું હોય, ને પછી પોતે જમવાનું હોય. પણ નામદેવ તો દેવભાવથી તેમને જમાડવા માટે કાલાવાલા કરતો હતો. તે છતાં તે જમ્યા નહીં. એટલે ડુસકે ડુસકે રડવા લાગ્યો અને કહેવા લાગ્યો, દેવ, કેમ જમતા નથી?

**નામદેવનો શુદ્ધ ભાવ જોઈ દેવાધિદેવ પ્રસન્ન થયા**
**નામદેવને દર્શન આપ્યાં ને તેને ભેટીને શાંત પાડયો.**
**પછી જે નૈવેદ્ય નામદેવ લાવ્યો હતો તે પ્રેમથી દેવ જમ્યા.**
**પછી તેને આશીર્વાદ આપ્યો એટલે તે પોતાને ઘેર ગયો.**

તેની માએ પૂછ્યું કે નૈવેદ્ય કોને આપ્યું ? ત્યારે નામદેવે કહ્યું કે વિઠ્ઠલ નૈવેદ્ય જમી ગયા. બીજે દિવસે દામાશેટી હાટમાંથી ઘેર આવ્યા ત્યારે ગોણાઈએ નૈવેદ્યની બધી વાત કહી સંભળાવી. દામાશેટી નવાઈ પામ્યા કે આવું કેવી રીતે થયું ! પછી નામદેવને બોલાવીને પૂછે છે કે વિઠ્ઠલ કેવી રીતે નૈવેદ્ય જમ્યા; તે તું મને દેવળમાં લઇ જઇને બતાવ. તેજ વખતે પૂજા સામગ્રી નૈવેદ્ય લઇને બંને બાપ દિકરો મંદિરમાં ગયા. જગદ્‌ગુરુને નમસ્કાર કરીને પૂજા શરૂ કરી. ધૂપ દીપ કર્યા પછી મૂર્તિ સામે નૈવેદ્ય મૂકીને નામદેવ કહે છે કે હે ગરુડધ્વજ, હવે નૈવેદ્ય ગ્રહણ કરો. ત્યારે વિઠ્ઠલ કહે છે કે તારી સાથે દામાશેટી આવ્યા છે તેમની નજરે હું પડીશ નહીં. માત્ર તને જ દર્શન આપીશ. તેથી હું હમણાં નૈવેદ્ય જમી શકીશ નહીં. ત્યારે નામદેવ કહે છે કે હે દેવ, તું કપટી છે. મારા પિતાને દર્શન આપવાનું તું ના કહે છે તે મને તારું કપટીપણું લાગે છે. આવી જ તારી કપટલીલા છે કે શું ? તે સાંભળી શ્રીહરિ હસવા લાગ્યા. પછી દામાશેટીને દર્શન આપ્યાં અને તે બંનેના જોતાંજ નૈવેદ્ય ગ્રહણ કર્યું. દામાશેટી નામદેવને કહે છે કે તું ખરેખર કુળઉધ્ધારક મારા કુળમાં જન્મ્યો, કે જેથી તેં મને શ્રીહરિનાં સગુણ દર્શન કરાવ્યાં. પછી દેવને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને નામદેવનો હાથ પકડી દામાશેટી ઘેર ગયા. ગોણાઇને બધો વૃત્તાંત કહી સંભળાવ્યો ને કહ્યું કે આપણે ત્યાંનું નૈવેદ્ય વૈકુંઠનાથ જમ્યા. હવે નામદેવને આપણો ગણીશ નહીં. તે તો શ્રીહરિનો ભક્ત છે. ગોણાઈ કહે છે કે વાત સાચી છે. તેણે મારી કુખે જન્મ લીધો નથી. મેં પુત્ર માગ્યો તેથી તે અયોનિ સંભવ પુત્ર શ્રીહરિએ મને આપ્યો છે એમ કહીને મનનું સમાધાન કર્યું. પછી સારી કન્યા જોઈ નામદેવનું લગ્ન કર્યું. વખત જતાં નામદેવને ત્યાં પુત્રનો જન્મ થયો. તેનું નામ પાડવાની વિધિ કરવાની હતી, ત્યારે શ્રીહરિ જાતે આવ્યા હતા. તે સમયે ગોણાઇએ પૂજા કરીને પૂછ્યું કે નામદેવના પુત્રનું નામ શું રાખીશું ? ત્યારે જગજ્જીવને કહ્યું કે તેને "નારાયણ" નામથી બોલાવો. તે પ્રસંગે બાળકને પ્રેમથી લાડ કરીને સગાં વહાલાં ભેગાં કરીને બ્રાહ્મણ પાસે પૂજાવિધિ કરાવી. જગજ્જીવને પ્રેમથી નામદેવને પહેરણ આપ્યું અને તેની પત્ની રાજાઇને સાડી ચોળી આપ્યાં. બાળકને પણ બંડી ચડ્ડી આપીને પછી નિજ મંદિરમાં પધાર્યા.

આ પ્રસંગ પછી થોડા સમયે ગોણાઇ નામદેવને કહે છે કે હવે અમે તો વૃદ્ધ થયાં છીએ અને તું ગત્રીદિવસ હરિ

ચિંતન કરતો બેસી રહે છે, હરિનામમાં તારું ચિત્ત જોડાઈ ગયું છે, તને જરી દેહભાન પણ રહેતું નથી. હૃદયમાં પંઢરીનાથને જુએ છે અને ત્યાં તને તેણે કેદ કર્યો છે, પણ સમજ કે સંસાર માંડ્યા પછી ઘણી વસ્તુની જરૂર પડે છે, તું અમારો એકનો એક જ પુત્ર છે, અને તે પણ વિદેહ સ્થિતિમાં રહે છે તો હવે મારે ઘરસંસારનો ભાર કેવી રીતે વહેવો ? તારા જેવા ઘણાયે વૈષ્ણવો છે અને તે ઘર સારી રીતે ચલાવે છે. પણ તું તો અમારા તરફ કંઈ ધ્યાન જ આપતો નથી. સંસારમાં સ્ત્રી બાળકને માટે અન્નવસ્ત્ર જોઇએ. તે આપણે ત્યાં ઘણા થોડા પ્રમાણમાં છે. તેથી દુરાચારી લોકો આપણી હાંસી કરે છે. આ કેવી પરિસ્થિતિ છે! પોતાની માતાનો આવો કલ્પાંત સાંભળી નામદેવને ઘણું દુઃખ થયું. તે મંદિરના મહાદ્વાર આગળ ગયો અને વિઠ્ઠલને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પછી સ્તુતિ કરતો કહેવા લાગ્યો કે હે પંઢરીનાથ, તેં મને કયાં સંસારમાં નાખ્યો? હે મુરારિ, મને આ દુઃખરૂપ ભવસાગરમાં શા માટે મોકલ્યો ! એવી નામદેવની કરુણા સાંભળી શ્રીહરિ પધાર્યા અને તેને ભેટીને પૂછ્યું કે નામ્યા, તેં મને કેમ યાદ કર્યો ? એમ કહી તેનાં આંસુ લુછ્યાં. નામદેવ કહે છે કે ગોણાઈ માતાજીને સંસારમાં જોઈતી ચીજો જોઇએ છે ને હું તો તારાં ચરણની ઇચ્છા કરું છું. માટે હવે તું કૃપારૂપી પડછાયો કરી આ સંસારતાપમાથી બચાવ.

**શ્રીહરિ કહે નામદેવ તું જ્યાં સુધી મારી સાથે રહેશે,**
**ત્યાં સુધી માયા મોહ તને કદી સ્પર્શ કરશે નહીં.**

**તારે ખ્યાલ રાખવો કે તું મારો અંશ છે ને હું સ્વરૂપ તારૂં છું,**
**જેમ સમુદ્રમાંથી નીકળતું લવણ જ્ઞાન દૃષ્ટિએ અભિન્ન દેખાય છે.**

જેમ સૂર્ય અને તેનાં કિરણો જુદાં નથી, તેમ તું ને હું જુદા નથી. આપણે બંને એકત્ર છીએ. જેમ દીપક ને પ્રકાશજ્યોતિ એક છતાં ભિન્ન દેખાય છે, તેવી તારી ને મારી પ્રીતિ છે; હે નામદેવ, તું નિશ્ચય જાણજે. જેમ ગળપણ અને સાકર બંને જુદાં નથી અને તે બંને ભિન્ન કહી શકાતાં નથી, તેવી જ નામદેવ તારી ને મારી પ્રીતિ છે; એ નિશ્ચય જાણજે. જેમ રત્ન અને તેનો પ્રકાશ ભિન્ન નથી, છતાં તેને જુદા ગણે છે. જેમ મોતી અને તેનું પાણી (તેજ) એ ભિન્ન કહેવાય નહીં, તેમ તું પ્રેમાળ ભક્ત પણ મારાથી અભિન્ન છે. જેમ તીર્થ અને ગંગાજળ જુદાં નથી એટલે કે મૂર્તિ ઉપર ગંગાજળનું

સિંચન થાય છે તેમ હું ધનનીલ પણ તારાથી જુદો નથી. જેમ સોનું અને અલંકાર જુદા નથી, તેમ તારો ને મારો વિચાર પણ એકજ હોય છે. તે કહેવું સાંભળી મંદિરમાં આપોઆપ ઘંટનાદ થયા. અને તે ઘંટનાદમાં નામદેવ લીન થઇ ગયો. તે પ્રમાણે હે સજ્જનો, મારામાં એટલે શ્રીહરિમાં લીન થઈ જઈ દ્વૈત ભાવનું ખંડન કરો. નામદેવ કહે છે કે હે હૃષિકેશી, આવું જ્ઞાન મને શા માટે આપો છો. ?

મુખે વદતાં તુજ નામ, સંસારદુઃખ પામે નાશ,
હૃદયે નીરખ્યું તુજ સ્વરૂપ પછી હોય ક્યાંથી ભવતાપ!
જન્મો જન્મ માગું એજ પ્રભુ નામસ્મરણે દેજે પ્રેમદર્શન,
હે માબાપ, તું જ્યાંસુધી મારી પાસે છે ત્યાં સુધી સંસારનો
તાપ મને સંતાપ આપી શકશે નહીં તું દેવ ને, હું ભકત,
પછી સુખે કરીશ તારૂં કીર્તન, જે મોક્ષ સુખને તું મોટું
કહે છે તે તો મારા મનથી તુચ્છ દેખાય છે.
સુણી હસ્યા પ્રીતે શ્રીહરિ, દીધી આશીષ ફરી ફરી,
જઈ નિજ મંદિર જુગનાથ, કહે રૂક્ષ્મિણી સાંભળ વાત.
નામદેવને કહ્યું આત્મજ્ઞાન, તેના મનનું સમાધાન નવ થાય;
માગે તે સગુણ દર્શન સાથ, તેને બોલાવી ચાંપ્યો હૃદિયા સાથ.
હરિ કહે, કહે નામદેવ તું વાત, ઘરમાં તારા, છે કંઇ ન્યુન,
ત્યારે નામો કહે હે રામ, તુજ કૃપા થકી શું રહે ન્યુન!
તારે રહેવા વૈકુંઠભુવન મારે રહેવા ઝુંપડી ઘર;
અષ્ટ સિદ્ધિ તુજ ઘર દાસી, મારે ઘેર વસે મુશક સિદ્ધિ.
અમૂલ્ય વસ્ત્ર તારે અખૂટ, મારે બાલુડાંને નહીં વસ્ત્ર.
તું ક્ષીરસાગરે શેષે પહોઢે, મારે તૃણ આસનનો પણ તોટો;
તારૂં ભોજન કનક પાત્રે, મારે પાન માટે પણ ફાંફાં,
તારે સોના રૂપાનો ભંડાર, મારે રામ નામનો આધાર.
એવાં સુણી નામાનાં વચન, મધુસુદન થયા સ્મિત વદન;
ઘેર નામદેવની નારી તેને ઘરની ચિંતા છે ભારી.

સાસુને પૂછે છે વહુરાણી, મારા પતિની શું છે કમાણી?
વસ્ત્ર જીર્ણ થઈ ગયાં છે ફાટી, ભૂખ્યું પેટ વિના અન્ન પાણી.
મુને મોકલી માવડીએ મારી, સેવા ભક્તિ કરવા જેની
તેણે કરવા માંડી ફજેતી, સંસાર મારો જાળી તોડી.
તેને મન થાય વિકલ્પ ને ચિંતા કરે તે વારે વારે;
પંઢરીનાથ પ્રસન્ન થાય ત્યારે, અનાથ નાથને દયા ઘણી આવે.
બન્યો કેશવ શેઠ દયાળુ, નિજ ભક્તોની પ્રીતિ મોટી;
કાપે સંકટ કોટી કોટી, લાવે સોનામહોર ભરી ગુણી.
ગરૂડ બન્યો છે મોટો પોઠી, તેણે ઉપાડી મહોરની ગુણી;
લઈ આવ્યો નામાને ગ્રામ, પૂછે નામદેવ ઘર ઠામ.
લોકો હાંસીનાં કહે વચન, નામીયા ઘેર નવ મળે અન્ન;
ઉપરથી આવે ઘર પૂછતો જન, તેને બતાવે વૃંદાવન
સમીપ દીસે નામાસદન, પ્રકાશમાન પતાકાનું વન.
વિઠ્ઠલ કહે નામાની નારી, આવે તુજ ઘર કૃષ્ણ મુરારી;
પરોણો જોઇ થઈ ચિંતા ભારી, કરી મશ્કરી દુશ્મને ભારી.
તે કહે હે સજ્જન સાર, ઘરધણી ગયા છે ઘર બહાર;
આવ્યા તે વારે જાઓ પાછા, પણ મુરારી કહે સાંભળ નારી,
એમ હું નહીં જાઉં બારો બારી, મળવા આવ્યો મિત્ર દુલારી.
રાજાઈ જઇ પડોશણને કહે છે, દુઃખ ચિંતા ઉપજી મન મારે,
હવે કરવી કેમ આની સરભરા, ઘરમાં પાશેર નથી કોદરા.
પાડોશણનો પેર ઘણો ભારે, કહે સાધુ આવે ઘેર વારે વારે,
તુજ પતિ લઇ તાળ વીણા કરે, નાચી કુદી સરભરા એની.
તજી લોક લજ્જા ને અભિમાન, તજી દેખા દેખીને મતભેદ
હૃદયે ભાવે ધ્યાન ધરે યદુનાથ, ભજે શ્રીહરિ નામો દાસ.
શ્રીહરિ સાંભળી રાજાઇની વાત, દ્વારે પ્રહાર કરી કહે વાત.
રાજાઇ સુણો તમે મુજ વાત, મારે છે અગત્યનું કાજ,
ત્યારે રાજાઇ પૂછે રહી દ્વાર પાસ, કહો નામ, ગામ ને શું છે કામ!

મુરારી કહે નામ મુજ કેશવ શેઠ, નામદેવ નાથ મારો છે શેઠ,
પ્રીતિ મુજથી કરે છે ઘણી, તેથી ભેટવા આવ્યો દૂર દૂરથી.
સાંભળ્યું મિત્ર ઘેર નથી અન્ન, સાથે લાવ્યો છું હેમનું ધન,
રાજાઇ આવી તરતજ બહાર, આસન આપ્યું બેસવા તે વાર.
માફી માગી કહે રાજાઇ, ન ઓળખે કહ્યું જાઓ તમે ભાઇ,
લક્ષ્મીનો પ્રતાપ જોઇ જુગજીવન, હસ્યા આનંદ આણી મન.
નમ્ર વચન થયાં દ્રવ્ય જોઇ, માટે ખાલી હાથે ન જાઇએ કયાંઇ,
ભેટસામગ્રી વિના કોઇ ગૂઠે, લગ્ન પ્રસંગે કદી નહીં જવું.
દ્રવ્ય નજરાણું જો નવ મળે, તો રાજદ્વારે કદી નહીં જવું,
બેનદીકરીને ઘેર કે ગામ, ખાલી હાથે કદી નહીં જવું.
સગાંસહોદરને વિષમ કાળે, ખાલી હાથે કદી નવ મળીએ,
તીર્થધામે કે દર્શનસ્થાને, ખાલી હાથે કદી નવ જઇએ.
સાધુ ગુરૂનાં દર્શને જઇએ, તો તુલસીદળ સાથે લઇ જઇએ,
જ્યારે સુદામો આવ્યો મને મળવા, મુઠી ભરી પૌંઆ ચીંદરીએ લાવ્યો.
જેવી આશ કરી આવે કોઇ જન, તેમ વર્તવું મારે તે દન.
માટે પ્રેમે પ્રસાદ પહેલાં ધરી, પછી મુજ પ્રેમનો પ્યાલો પીવો,
નામદેવ મન કંઇ નથી ઇચ્છા, તે કરે મુજ નિષ્કામ સેવા.
પછી કહે રાજાઇને મુરારી, મુજ મિત્રને હવે ત્રાસ ન દઇશ,
લઇ સુવર્ણમહોરની ગુણી, શોભા વધાર નિજ મંદિરની.
કહેજો નામાને કે મિત્ર તમારો, કામ ઘણું તે સત્વરસિધાવ્યો,
આ સાંભળી રાજાઇ થઇ શરમીંદી, પછી માફી માગી અધોક્ષજ તણી.
ઘરધણીને તમારે મિત્રાઇ, તે નવ જાણી અપેક્ષા કરી.
રાજાઇ કહે વૈકુંઠ નાથ પ્રાત, પ્રસાદ જમીને કરો આભારી,
કેશવ શેઠ કહે, મારે વ્રત એક, કદી નવ જમવું નામયા વીણ શેઠ.
એવું વદી ચાલીયા વનમાળી, કહ્યું વૃત્તાંત સર્વ રૂક્મિણી પાસ જઇ,
રાજાઇને મન ઘણું થયું સમાધાન, દેવે દીધું અઢળક ધન ધાન.
ગુણીમાંથી લીધી સોનામહોર, લેવા માટે ઘરસામગ્રી સર્વ,

જઈ હાટે વાણીઆને કહે, ઘર માટે સામગ્રી સર્વ આપ.
એમ સર્વ સામગ્રીની વરધી આપી, આવી રાજાઇ નિજ ઘેર,
વાણીઓ મનમાં વીસ્મે થાય, એને થયા સાહ્ય શ્રી જદુરાય.
વસ્ત્રઆભૂષણ ભાત ભાતનાં, સાથે ઘી ઘઉં ચોખાને કરીઆણાં,
રાજાઇને મન હરખ ન માય, આવે ગોણાઇ કહેવા મન થાય.

હવે નામદેવની માને કંઈ અનાજ મેળવવાની ચિંતા થઈ તેથી તે ઘર બહાર ગઈ હતી. ઘેર શું બન્યું છે તેની તેને કંઇજ ખબર નહોતી. ગામમાંથી થોડું અનાજ મેળવી મન સાથે વિચાર કરે છે કે નામદેવ રીસાઇને જતો રહ્યો છે. તે મંદિરમાં જઈ બેઠો હશે એટલે ત્યાં જઇ તેને સમજાવી ઘેર લઈ આવું. છેવટે છે માનો જીવ ને! તેવા વિચાર કરતાં કરતા તે મંદિરના મહા દ્વાર પાસે આવીને પછી ગરૂડને નમન કર્યું. અંદર મંડપમાં જઇને જુએ છે તો વિઠ્ઠલે નામદેવને પોતાની પાસે બેસાડેલો જોયો. તે કહેવા લાગી કે હે જગજ્જેષ્ઠી, જરા આ તરફ તું જો તો ખરો. તેં તો નામિયાની સાથે પ્રીતિ કરીને તેનો સંસાર તોડી નાખ્યો છે. તારી સોબતને લીધે તો આણે ઘરધંધો છોડી દીધો છે. અને સંસારીનું દુઃખ ભોગવે છે. તેણે વિષયસુખ, માયા મમતા સર્વ ત્યજ્યાં છે ને તારા ચરણ દૃઢ રીતે પકડયા છે. તેથી તેના સંસારમાં ઉણપ આવી છે અને દુર્જન લોકો અમારી હાંસી કરે છે.

તજીને દેહ બુદ્ધિનું ભાન, સદા રાખે મનમાં સમાધાન,
જોડયો તેં તેને આત્મજ્ઞાનથી, સંસાર બુદ્ધિ મનમાં જરી નથી.
તારી સંગતે જે જે લાગે, તે સર્વને તું કરે છે તુજ જેવા.
જે કોઈ બેસે આવી તુજ સંગાતે, તે સર્વ થાય તુજ જેવા.
પણ તેના સજ્જન વિરલા હોય કોઈ, સંસારમાં નવ પડે નજરે.

આ પ્રમાણે સ્તુતિ પૂરી કરીને ગોણાઇ નામદેવનો હાથ પકડી લઈ જવા માટે આગળ આવી. તેના મનમાં થતું હતું કે ઘેર બિચારી વહુ દુઃખી થતી હશે. તે વિઠ્ઠલને કહેવા લાગી કે વિઠ્ઠલા, હું તને છોડવાની નથી. મેં તો મોટી આશા રાખી તને મોટો કર્યો અને તું તેને લઇને મને નિરાશ કરવા માગે છે. મારા સંસારમાં ઉણપ લાવવા માગે છે અને પાછો

ઉદાર કહેવડાવે છે. તારી કીર્તિ તો ઘણી છે; પણ તેં કોને કંઈ એમને એમ આપ્યું છે? પહેલાં તેં સુદામાના પૌંઆ લીધા અને પછી જ તેને સોનામહેલ વગેરે ઐશ્વર્ય આપ્યું. રાવણના ભાઈ વિભીષણને તેં ફોડ્યો અને વિભીષણે રાવણને મારવામાં મદદ કરી, ત્યારે જ તેં તેને લંકાપુરીનો રાજા બનાવ્યો. જ્યારે રસોઈ પુરી થતાં ઋષિઓ જમવા આવ્યા અને દ્રૌપદી સંકટમાં આવી પડી, ત્યારે પણ તેં પહેલાં તેની ભાજી ખાધી; પછી જ ઋષિઓને સંતોષ થાય તેવું કર્યું. માટે તું કંઇ ઉદાર નથી. તારા તો ઘણા અવગુણો છે. તું તારા માટે પહેલું કંઇક લઇ લે છે અને પછી જ બદલામાં આપે છે. તારા અવગુણો લખતાં લખતાં શેષનાગ પણ થાકીને સુઈ ગયા ત્યારે તેના ઉપર તું પોઢી ગયો. આ તો તારા દેવપણા સામે મેં જ હિંમત કરી છે કારણ કે તેં મારો દીકરો તારી પાસે રાખ્યો છે. એ પ્રમાણે ગોણાઇનું કહેવું સાંભળીને સારંગધર હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે તું મારા ઉપર નકામી ગુસ્સો કરે છે. મારા પગે તારો વિદેહી પુત્ર નામદેવ નકામો વળગી રહ્યો છે. જેમ પોતાનો પૈસો ખોટો હોય અને પરાયા સાથે ઝગડો કરવો તેવું તું કરે છે. નામદેવ તારો પુત્ર છે તેથી તેના અવગુણ તને દેખાતા નથી અને વળી મારા માટે અપશબ્દ બોલે છે. જો તારી નામદેવ ઉપર મમતા હોય તો તેને તું એમને એમ લઈ જા; પણ મારા ઉપર ખોટું નિમિત્ત શા માટે મૂકે છે? એવી ખોટી બડબડ કરીશ નહીં. જ્યારે ફળ પાકે છે ત્યારે ડીંટામાંથી નરમ થાય છે અને પવન લાગતાં આપોઆપ નીચે પડે છે. તેવી જ રીતે મારો કંઈ ગુનો નથી. નામદેવ એની મેળે જ મારી પાસે આવ્યો છે.

હું અજન્મા, નાશરહિત, અદ્વૈત પૂરો, સત્વરજતમગુણથી અલગ હતો: નામદેવની પ્રીતિથી સાકાર સગુણ થયો; ન હતું આકાશ વાયુ નીરઃ ન હતો અગ્નિ, પૃથ્વી, તેજ; ન હતા બ્રહ્મા વિષ્ણુ મહાદેવ. નિરાકાર જેવો હું હતો, તેનો જીવલગ સોબતી નામદેવ થયો. તે નામદેવ સાથે મારે ઘણી પ્રીતિ છે; તેથી તું હવે મને ગાળ કેવી રીતે દઈ શકીશ તે મારાથી સમજાતું નથી. જેમ વૃક્ષને ફળ આવ્યાં તે માળી તોડી ગયો અને તેમાંથી જે ફળો ઝાડ ઉપર રહી ગયાં તે પણ પોતપોતાના કર્મ પ્રમાણે સમય આવતાં તૂટી પડ્યાં. તેવો હું વૃક્ષરૂપ જગતના આકારરૂપ છું અને તે ઝાડનું પ્રેમરૂપી અમૃતફળ તે નામદેવ છે. તે પ્રેમી ફળ તું તોડી લઈ જાય છે તેથી મારા મનમાં ઘણી અસ્વસ્થતા થઇ છે. ત્યારે ગોણાઇ કહે છે કે હે જગશ્રેષ્ટ, તેં તો બહુ મોટી વાત કરી; પણ તેં તો મારા પેટમાં પથ્થર મારીને મારી જ

વસ્તુ પડાવી લેવાની વાત કરી. જેમ કણબી જમીનમાં બીજ વાવી કષ્ટ ઉઠાવી અન્ન પકવે અને રાજા આવીને તે અન્નનો માલીક થઇ બેસે, તેમ મેં પણ નામદેવને કષ્ટથી મોટો કર્યો છે અને હવે તું તેનો પાલક થઈ જવા માગે છે. એવાં ગોણાઇનાં વચન સાંભળીને જગજીવન હસવા લાગ્યા. પછી કહે છે કે હવે તો તને મારી મોટાઈ બરાબર સમજાવવી પડશે, નહીં તો તું જ અપકીર્તિ કરીશ. ગોણાઇને ધનનીલ કહેવા લાગ્યા કે તારાં સુકૃત ઘણાં છે તેથી જ તારા પેટે શ્રીહરિએ ભક્તને અવતાર આપ્યો છે. જેમ બ્રહ્મદેવની પત્ની સાવિત્રીને પેટે નારદજીએ જન્મ લીધો, તેમ તું અને દામાશેઠી ભાગ્યશાળી છો કે જેથી નામદેવ ભક્ત તમારે ત્યાં અવતર્યો છે. જેમ દૈત્ય વંશમાં હિરણ્યકશ્યપની પત્ની કયાધુને પેટે પ્રહલાદ ભક્તનો જન્મ થયો, તેમ તારે ત્યાં વિષ્ણુભક્ત જન્મ્યો છે. ઉદ્ધવ ભક્ત કે જે વૈષ્ણવોમાં શ્રેષ્ઠ છે તેમણે જ નામદેવ રૂપે તારે ત્યાં અવતાર લીધો છે તે નક્કી જાણજે. જેમ સિદ્ધોમાં અનસૂયાનંદન શ્રી દત્તાત્રેય શ્રેષ્ઠ છે, તેમ તું પણ નામદેવ પુત્રરત્ન મેળવી ભાગ્યશાળી થઈ છે. જેમ ઉત્તાનપાદ રાજાની પટરાણી સુનીતિને ધ્રુવ નામે પુત્રરત્ન પ્રાપ્ત થયો કે જેણે શ્રીહરિને વશ કર્યા, જેમ માતા અંજનિની કુખે વાનર વંશમાં શ્રી રામભક્ત હનુમાન જન્મ્યા તેમ ઉત્તમ ગુણવાળો નામદેવ ભક્ત તારે ત્યાં જન્મ્યો છે. ધન્ય ગોણાઇ! તારું ભજન કે તારે પેટે વૈષ્ણવભક્તે અવતાર લીધો. તારા ભાગ્યનું શું વર્ણન કરું? તેં નામદેવ ભક્તને સ્તનપાન કરાવ્યું. તેં નામદેવને જન્મ આપીને ખરેખરી વિશ્રાંતિ મેળવી છે. તારા ભાગ્યની મોટાઈ તો મારાથી પણ વર્ણવી શકાય તેમ નથી. નામદેવ ઉપરના તારા અસીમ પ્રેમને લીધે તેને જમાડયા પછી જ તું ભોજન કરે છે. તારા સુકૃતો એટલાં બધાં છે કે જે તું જ જાણે છે. તું અતિ સ્નેહાળ માતા છે. સૃષ્ટિમાં જે સર્વશ્રેષ્ઠ છે, અજીત છે, પૂર્ણ છે તેવો હું જગન્નાથ પણ તારા ગુણનું વર્ણન કરું છું; એવું તારું અહોભાગ્ય છે. તને ધન્ય છે કે નામદેવ જેવો તારે પુત્ર છે. પછી ગોણાઈ કહે છે કે એ બધી વાત ખરી હશે; પણ તું મને મારો નામદેવ આપી દે. હે જગજીવના, મનમોહના, વિશ્વવ્યાપી, ભલે નામદેવનો ભજનપ્રેમ તારા ઉપર છે તેવોને તેવો જ રહે; પણ તેને તું મને સોંપી દે. આ સાંભળી જગજ્જેઠી ઊંચે દૃષ્ટિ કરીને જોવા લાગ્યા કે આથી તો નામદેવને ફરી પાછો સંસારમાં નાખી કષ્ટ આપવાનો પ્રકાર થશે. જગજીવન જે વિચાર કરે છે, તે ગોણાઇ સમજી ગઈ, તેનો તર્ક કરી શકી. જ્ઞાની પુરુષો કહે છે કે તર્કજ્ઞાન સર્વશ્રેષ્ઠ છે. ચૌદ વિદ્યાનો અભ્યાસ કરતાં અને સઘળી ચતુરાઈ હાથમાં આવતાં પણ જો તર્કજ્ઞાન નહીં હોય તો સર્વ વ્યર્થ

જાણવું. જેમ રાજ્યસભામાં પંડિતાઇ કરવા જતાં, ન્યાયનીતિ વિચારવી જોઇએ, જેમ સભામાં ઉત્તર આપવા તર્કજ્ઞાનની જરૂર છે, તેમ શરીર સંબંધી કામમાં કે દુનિયામાં, વ્યવહારમાં પણ તર્કજ્ઞાનની જરૂર છે. કોઇને પુસ્તક વાંચીને પછી સમજાવતાં પણ તર્કજ્ઞાનની જરૂર છે. કોઇનું ભલું કરવું હોય, આપણી ગુપ્ત વાત એકાંતમાં કરતા હોઇએ ત્યારે, સુપાત્ર જોઇને દાન કરતી વખતે, રોગી જોઇને દવા આપતાં, સભામાં જઇ કીર્તન કરતાં પણ તર્કજ્ઞાનની જરૂર છે. હવે ગોણાઇની વાતના અનુસંધાનમાં જગજીવન શાંતિથી ઊભા રહ્યા. તે સમયે રૂક્મિણીએ ગોણાઇને હાક મારી પાસે બોલાવી. સત્યભામા, કાલિંદી સતી એમ સર્વેએ પ્રીતિથી ગોણાઇને બોલાવી. ત્યારે ગોણાઈ કહે છે કે તમે સર્વ મારું કહેવું સાંભળો. દીનદયાળ, જગજીવન તમારા પતિ છે; જેનું વર્ણન શ્રુતિ અને શાસ્ત્રો કરે છે. આવા મહાન હોવા છતાં મારા પુત્રની સાથે પ્રીતિ કરીને તેની વિદેહ સ્થિતિ કેમ કરી નાખી, તે સમજાતું નથી. મારે તો વૃદ્ધાવસ્થાનો એકનો એક જ બાળક છે, તેના ઉપર મારા કુટુંબનો સર્વ આધાર છે તેને સર્વકાળ તેમના ભજનમાં તલ્લીન બનાવનાર આ ઘનનીલ નાટકી છે; તે તમે સર્વ જાણો છો. શુકસનકાદિક મોટા સંત, સાધુ, યોગેશ્વરો જેનું ધ્યાન ધરે છે અને સર્વકાળ યાદ કરે છે તેવું હોવા છતાં તેણે મારું ઘર ભાંગ્યું છે. અમે તો દુર્બળ અનાથ છીએ. ઘરમાં અન્ન નથી, પહેરવાને વસ્ત્ર નથી, છતાં મારા નામદેવને તેમના ધ્યાનમાં નાખ્યો છે; તેનું કારણ શું છે તેની જો તમને ખબર હોય તો મને જણાવો. દેવ તો ઘણાય જોયા છે કે જે સમય પ્રમાણે ભોજન કરે છે અને ભજન કરાવે છે; પણ આ તમારો પતિ તો એવો અગોચર છે કે કોઈ પણ તેને સમજી શક્યું નથી. જો કે તે અમારો કુળદેવ કહેવડાવે છે તેથી અમે તેને રોજ નૈવેદ્ય અને નમસ્કાર કરીએ છીએ, તે છતાં પણ અમારી સાથે કપટ કરીને અમને નકામો જુએ છે. મેં તો એનાં આવાં કરતૂકને લીધે ઘણી ભીડ વેઠી છે અને તેથી જ એનું મોટાપણું રહ્યું છે. પણ હવે જો મર્યાદા તૂટશે તો પછી હું બજારમાં જઈ ઉઘાડેચોક એની લબાડી જાહેર કરીશ. એ જેને જેને દર્શન આપે છે તેની એવી જ દશા કરી નાખે છે. મારા એકના એક પુત્રને પણ દર્શન આપી ધ્યાનમગ્ન કરી દીધો છે. હવે તેને શું ઠપકો આપવો ? બાઇ, તમે હવે સર્વેએ મારો વૃત્તાંત સાંભળ્યો છે; તેથી તમે ઘનનીલને પ્રાર્થના કરી કહો કે તે જલદીથી મારી વ્યાકુળતા દૂર કરે. તમે બધી રાણીઓ મળીને ચક્રપાણિને અહીંથી તમારે સ્વધામ લઇ જાઓ. તેના મનમાં શું છે તે પૂછી

જુઓ. આ પછી ગોણાઇ નામદેવ પાસે જઈને કહે છે કે તું અહીં કેમ બેસી રહ્યો છે? હવે તો હું તારો હાથ પકડીને ખેંચી લઈ જઇશ. તારો હષિકેશ તને જોઇ રહેશે અને હું તને બળ કરીને લઇ જઇશ. નામદેવ, તું સંસારચોર થયો છે અને જગમોહન તું અમારો વેરી થયો છે, તું પ્રપંચી ઇટ ઉપર ઊભો ઊભો બધાનો નાશ કરી રહ્યો છે. અરે! ઓ નાટકીઆ, જગદુદ્ધારા, પુંડલીકે તને આશરો આપ્યો છે, નહીં તો તું અહીં ક્યાંથી હોય? તેણે તને આશરો આપ્યો તેથી તું તારે ઘેર પણ જતો નથી. આ તારો મોટો પ્રપંચ છે, પણ હું નામદેવને લીધા વિના ઘેર જવાની જ નથી જો તું નામદેવને ઘેર નહીં આવવા દઉં તો હું આખા પંઢરપુરને ખાઇ જઈશ. અરે! ઓ શાણા, રૂપલાવણ્યવાળા તું જવાબ કેમ નથી આપતો? યાદવરાય, તું મૌન કેમ બેસી રહ્યો છે? હે મારૂ ઘર ભાગનાર વિઠ્ઠલા, તું ઉત્તર આપ વળી ગોણાઇ કહેવા લાગી કે હે જગજીવના, વિશ્વવ્યાપકા, ભક્તભૂષણા, મારી વાત તારા મનમાં કેમ ઉતરતી નથી? હે કરૂણાઘન, મારો નામદેવ મને પાછો સોંપી દે અને તારી કીર્તિ દુનિયાભરમાં વધશે આવા વચન સાંભળી શ્રીપતિ કહે છે કે હે ગોણાઇ, સાંભળ, તું તારા પુત્રને અહીંથી લઇ જઈ જકે છે. મારા ઉપર નકામો બદલો શા માટે મૂકે છે? પછી વિઠ્ઠલ નામદેવનો હાથ પકડીને ગોણાઇને કહે છે કે આ તારા પુત્રને લઇને હમણાં જ તું તારે ઘેર જઈ શકે છે. આ નામદેવે માયા, મમતા તજવાથી મારે માથે આળ આવ્યું. તારે ઘેર એને લઇ જા અને નકામા બોલ બોલીશ નહીં. એમ કહીને શ્રીપતિએ નામદેવને ગોણાઇના હાથમાં આપ્યો. ગોણાઇબાઈ તરત જ નામદેવનો હાથ પકડીને પોતાના ઘર તરફ જવા લાગી. રસ્તે ચાલતાં ગોણાઇ માતા નામદેવને કહે છે; "તું સંસાર તજીને પંઢરીરાયા પાસે કેમ જતો રહ્યો હતો ?" તે સાંભળી નામદેવની આંખમાં પ્રેમાશ્રુ ઊભરાઈ આવ્યાં અને તે નીચું જોઈ ચાલવા લાગ્યો ગોણાઇ ત્યાંથી નામદેવને પોતાને ઘેર જલદી જલદી લઈ આવી. ઘેર આવીને જુએ છે તો નામદેવની પત્ની રાજાઇ રસોઇ કરતી હતી ઘરમાં જાત જાતનાં અન્ન હતાં અને સારૂં સારૂં જમવાનુ તૈયાર થતું હતું. રાજાઈ કહેવા લાગી કે આ મદદ જગજીવને કરી છે તેનો તો હરખ માતો નથી વાસણકુસણ, રાચરચીલું, ધનધાન્ય, વસ્ત્ર આભૂષણ સર્વથી ઘર ભરાઈ ગયું છે. આ જોઇ નામદેવની શું સ્થિતિ થઇ તો સાંભળો:–

અનુતાપ થયો છે ચિત્તમાં નામદેવના,
જેમ મૃગ જાળમાં ફસાઇ બને છે ઘાબરો.
દ્રવ્ય જોઈ નામદેવની ગતિ થઇ મૃગ જેવી;
જેમ પવન લાગતાં દીપક તેજહીન દેખાય છે.
તેમ વૈભવ જોતાં નામદેવનું મન ઉદ્વિગ્ન થાય છે.

જેમ સુંદરને અસુંદર મળે, કંટાળે ચિત્ત તે સમે,
તેમ વૈભવ જોઈને વૈષ્ણવ ભકતને, આવે કંટાળો ઘણો.

જેમ ગ્રહણ લાગતાં સૂર્યને, તેજહીન બની જાય સત્વર;
તેમ માયા વૈભવ દેખીને, મ્લાન વદન વૈષ્ણવનું થયું.

જેમ મેઘ દક્ષિણ પવનથી, દશેદિશ ફેલાઇ જાય છે,
તેમ નામદેવના હૃદયમાં, ખિન્નતા ઊભરાય છે.
જેમ પરાજય સાંભળી, રાજા ખિન્નમન થઈ જાય છે,
તેમ વૈભવ જોઇને, વૈષ્ણવ ભકત મન કંટાળતા.
જેમ શ્રી શુકદેવ બેઠા અનુષ્ઠાને, જોઈ રંભાને કંટાળતા,
તેમ નામદેવ સંપત્તિ જોઇને, ઉદ્વિગ્ન મનમાં અતિ થતા.

પછી નામદેવ તેની માતાને પૂછે છે કે આ ધનસંપત્તિ ક્યાંથી આવી? ગોણાઇ કહે છે કે બેટા, મને આ વાતની કંઈ ખબર નથી. તે સાંભળી નામદેવની પત્ની રાજાઈ કહે છે કે ઘણું જ મોડું થયું છે; માટે જલદી જલદી સ્નાન કરીને જમવા બેસી જાઓ. નામદેવ મનમાં વિસ્મય પામીને વિચાર કરે છે કે રાજાઈ આજે આટલી બધી નમ્ર થઇને કેમ વાત કરે છે. ખરેખર, આ ધન, ધાન્ય, ઘરમાં જોઇને તેના મનમાં શાંતિ થઈ લાગે છે :

જો દ્રવ્ય નહીં હોય ગાંઠે, તો બંધુ તેને વેરી ગણે.
દુર્જનો તેની હાંસી કરે, એ માયા તણો પ્રભાવ છે.

પૈસા ન કમાય પુત્ર તો, પિતા પણ કંટાળે તે થકી,
કહે પેટ પથ્થર પાકયો, ને કુળ મોટું લજાવ્યું.

પાડોશી પણ કહે વેઠ રોજની, કયાંથી પડી પાડોશમાં,
જે સ્રીના પતિ કમાય નહીં કોડી, તો પણ તિરસ્કારાય છે.

તેવા મનુષ્યનો પુત્ર પણ કહે પિતા મુવા દેવું કરી,
એમ મિત્રો હોય ઘણા સુખમાં, પણ વિષમ કાળે તજે જેમ શત્રુ.

એવું છે છતાં હે દીનબંધુ, રૂક્મિણીપતિ તારી સાથે મેં પ્રીતિ કરી છે માટે તું તે નીભાવજે. નામદેવ પછી તેની પત્નીને પૂછે છે કે આ દ્રવ્યથી ભરેલી ગુણી તને કેવી રીતે મળી ? પણ રાજાઈ કંઈ બોલતી નથી. તે મનમાં વિચાર કરે છે કે જો આને વાત કરીશ તો હમણાં જ બધું ધન દોલત, રાચરચીલું વહેંચી દેશે અને પાછાં પહેલાં હતાં તેવાં થઈ જઈશું. એમ વિચારી તે બિચારી પ્રત્યુત્તર આપતી નથી. તે વખતે જનાબાઈ નામની તેમની કામ કરનારી દોડી આવી, નામદેવને પગે લાગી અને કહેવા લાગી કે સર્વવૃત્તાંત હું તમને કહું છું. પછી જનાબાઈ કહે છે કે રાજાબાઈને અન્ન, વસ્ત્ર વિના મનમાં ઘણું કષ્ટ થયું, તેની શ્રીવિઠ્ઠલને ખબર પડી, તેથી તેમણે કેશવશેઠનું રૂપ લઈને ઉતાવળે ઉતાવળે અહીં આવીને ધનથી ભરેલી ગુણી આપી. કાનડી લિંગાયત વેપારીનું રૂપ લઈને વૈકુંઠવાસી પોતે આવ્યા હતા. બારણું ઠોકીને કહે છે કે હું તમારે ત્યાં મહેમાન થઈને આવ્યો છું. રાજાઈએ તેમનું નામ ઠેકાણું પૂછ્યું ત્યારે કરુણાઘને શું કહ્યું તે સાંભળો. મધુર શબ્દોથી રાજીવનેત્ર કહે છે કે નામદેવ મારો પરમ મિત્ર છે અને મારું પોતાનું નામ ઘનશ્યામગાત્ર એટલે વિઠ્ઠલ છે. મારા સાંભળવામાં આવ્યું કે નામદેવના ઘરમાં અન્નવસ્ત્ર નથી તેથી એક ગુણી ભરીને સોનામહોર લાવ્યો છું. તેથી તમારું કામ સરશે અને તેટલું પૂરું થતાં વળી પાછો બીજી સોનામહોરની ગુણી આપી જઈશ. મારા મિત્ર નામદેવને આજ દિવસથી કોઈ દુઃખ દેશો નહીં. એમ કહીને ગુણી મૂકીને થોડીવાર ઉપર જ રૂક્મિણીપતિ ગયા છે. તે સાંભળી નામદેવની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે કહેવા લાગ્યા કે :

હે કૃષ્ણા પતિતપાવના, ભકતવત્સલા, ભકતભૂષણા,
કરૂણાસિંધો જગજીવના, મનમોહના શ્રી વિઠ્ઠલા.
તું અજ, અજીત, અવ્યય, માયાતીત, દુઃખરહિત
અનાથનાથ કરુણાલય, મારા માટે તેં કેમ કષ્ટ સહ્યું ?
યોગ સાધક ને હઠયોગી, કદી ન પડે તેમની દૃષ્ટે,
આજ તું વણિક કેશવશેઠી, મારે કારણ કેમ થયો ?
દીનદયાળ કરૂણસાગર તું, તુજ કારણ મેં કષ્ટ સહ્યું નથી,
તેમ છતાં ક્ષણવાર ન લાગી, પગપાળો તું કેમ આવ્યો દોડી ?

સકામ ભકત તુજ આ સંસારમાં ઘણા,
તેમને તું સત્વર ધન સંપત્તિ દેતો નથી.
મેં કંઇ ન માગ્યું તુજ પાસ રૂક્મિણીપતિ,
તો પણ પ્રેમ ધરી તું કેમ આવ્યો દોડી ?
જેમ સંસારમાં વરસે મેઘ, ન થાય કંઇ તેનો ઉપયોગ,
તેમ સુવર્ણ મહોર શ્રીરંગે આપી મને.
તેનો મુજ કારણ કદી ઉપયોગ ન થાય,
રિદ્ધિસિદ્ધિ રાજ્ય સંપત્તિ, સલોકતાદિ ચારી મુકિત.
તજી પાય આડવી ચીત્તી, તારા શ્રીપતિ નિશદિન,
તીર્થ વ્રત યોગ સાધન, જપ તપ અને અનુષ્ઠાન,
કંઇ નહીં એમાંનું તુજનામ વિણ, ગાઉં સપ્રેમ નિશદિન.

એ પ્રમાણે સ્તવન કરીને ગામમાંથી બ્રાહ્મણોને બોલાવ્યા અને બધાંને ઘરમાંથી બહાર બેસાડી સર્વ દ્રવ્ય, સામગ્રી, રાચરચીલું વહેંચી દીધું. પછી ઉપાધિરહિત થઇને નામદેવ સદ્‌ભાવથી પુરુષોત્તમનું ચિંતન કરવા લાગ્યા. જેને પ્રભુ પ્રત્યે પ્રેમ થાય છે તે હંમેશાં બ્રહ્મમગ્ન રહે છે. આ સંતચરિત્ર ગ્રંથ તેજ જૂનું પંઢરીક્ષેત્ર છે. શુદ્ધ સાત્વિકજન તેને જોઈ શકે છે. જેમ શરીરમાં જ્વર હોય ત્યારે પકવાન ભાવે નહીં, તેમ જેને સ્રીધન વહાલું હોય તેને આ નામદેવચરિત્ર ગમશે નહીં. જે નિષ્કામ ભક્ત હશે તેને આ ગ્રંથ રૂચિકર થશે. કાગડાને તો માંસ જ ગમે. તેને ક્ષીરસાગર ક્યાંથી ગમે? તેવી રીતે અભકતને પણ આ ગ્રંથ અરૂચિકર લાગશે. જેમ હંસને સત્ત્વગુણી દૂધ પ્રિય છે, તેવા સત્ત્વગુણી જનને માટે આ ગ્રંથ અમૃત તુલ્ય છે. જેના હૃદયમાં પ્રેમ છે તેને કદી વિકલ્પ થશે નહીં.

હવે આવતા અધ્યાયમાં શુકદેવજીનો અવતાર કબીર ભકતની કથા થશે. તેમનું ચરિત્ર ઘણું રસાળ છે. તે પ્રેમી વાંચકને સંતોષ આપશે. તેમનું ચરિત્ર યુકિત પ્રયુકિતવાળું જે પ્રમાણે હતું તેવું જ વર્ણન થશે. તેમ શ્રી મહીપતિ કહે છે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રીજગન્નાથ પ્રસન્ન થાય છે
પ્રેમાળ ભાવિક ભકતોએ આ ચોથો અધ્યાય સાંભળ્યો

= શુભં ભવતુ =

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

# અધ્યાય ૫ મો.

## શ્રી કબીર ભક્તચરિત્ર

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

હે શ્રોતાજનો, સાંભળો. આજની કથા સુરસથી ભરપૂર અને ઘણી પવિત્ર છે. સંતકથાને અમૃતથી પણ વધુ મીઠી કહીએ, તો તે ઉપમા અધૂરી કહેવાય. તેને પવિત્રતામાં મોટી કહીએ તોપણ ગંગાથી શ્રેષ્ટ કહેવાય. વિસ્તાર જોતાં ઉપમા જુદીજ હોય, ગાંભીર્યપણે જોતાં સમુદ્રથી પણ વધારે ગંભીર છે. કલ્પતરુની સરખામણી કરતાં પણ તે અતિ ઉદાર છે. રાજા પણ તેની આગળ રંક લાગે છે. ઠંડક જોતાં તે ચંદ્રમાથી પણ શ્રેષ્ટ છે. તેમનું મૂલ્ય આંકીએ તો રત્નોનું તેજ પણ ઝાંખું લાગે. માન આદર જોઇએ તો દેવ પણ તેમના મુખે સંતકથા ગાય છે. દુર્લભ ગણીએ તો પણ ઇંદ્રાદિક દેવો સંતોની શોધમાં રહે છે. એ પ્રમાણે ભકતકથા પવિત્ર જાણજો અને આદર ભાવથી તે સાંભળજો.

આગળના અધ્યાયની કથા ટૂંકમાં જોતાં ભીમરથી નદીમાં છીપમાં વહેતા જતાં નામદેવ ભકત ગોણાઇને પ્રાપ્ત થયા. બીજા અતિ વેગથી છીપમાં બેસી ગંગા નદીના વહેતા વહેણમાં આગળ જતા હતા, તે મણિકર્ણિકાના ઘાટ પાસે આવી પહોંચ્યા. તે શુકદેવજી પોતે અવતાર લઇને આવ્યા હતા. તેમણે માતાના ઉદરમાંથી અવતાર લીધો ન હતો. તે અયોનિસંભવ બાળકના રૂપમાં મુખથી રામનામ લેતા છીપમાં પડી રહ્યા હતા. તમાલ મોમીન નામે કપડાં વણનારો નદી ઉપર સુતર ધોવા માટે આવ્યો હતો, તેને કાને આ ધ્વનિ પડયો. તેથી તે ત્યાં ઊભો રહ્યો. છીપ ઉઘાડી જોતાં તેમાં બાળકને જોયો. તેથી પાણીમાં જઇને તરતજ છીપ ઉપાડી બાળકને લઇ લીધો અને મનમાં સંતોષ પામ્યો. કંઇ પણ મહેનત કર્યા વિના ઓચિંતું દ્રવ્ય મળે, પાણીનું ખાબોચિયું જોવા જતાં ક્ષીરસાગર મળે, કાચમણિ પરોવતાં સાચું મોતી જડે, છીપ લેવા જતાં તેમાંથી રત્ન મળે, જમપુરી જતાં વૈકુંઠપુરી પહોંચાય, વસ્તીમાં ઝૂંપડી જોઇ અંદર જતાં

સોનાનું મંદિર નજરે પડે, ડફગાન સાંભળવા જતાં હરિકીર્તન સાંભળવાનું મળે, ભવાઇ જોવા જતાં સામવેદનાં દર્શન થાય. સિંદી (ખજૂરી)નું ઝાડ રોપતાં અકસ્માત કલ્પતરુ ઉગે, રસ્તે જતાં ચોર જારતી સોબત થઈ જાય પણ અંતે સદ્દગુરુ મળે, તેમ સંસારવ્યવહાર કરતાં કરતાં તમાલ મોમીનને ગંગા નદીમાંથી બાળક મળ્યું. તે કળિયુગમાં જનકલ્યાણ અર્થે અવતરેલા શુકદેવજી હતા. ખોળામાં લઇને તમાલ મોમીન પ્રેમથી પોતાને ઘેર લઇ ગયા. પોતાના ચિત્તમાં ઘણો આનંદ થયો. તે પોતાની પત્નીને કહે છે કે, " ગંગાજીમાંથી આપણને બત્રીસ લક્ષણો સ્વરૂપવાન બાળક મળ્યો છે. માટે તું તેનું પાલન કરજે. " એમ કહીને પોતાની પત્નીને બાળક સોંપ્યો કે તરતજ તેણીને પાનો ફૂટયો. તેણીએ તે બાળકને સ્તનપાન કરાવ્યું અને છાતી સરસો ચાંપ્યો. આ બાળક અવીંધ કુળમાં વૈષ્ણવ વીર થયો. તેથી તેનું તેનું નામ કબીર રાખ્યું. તેનાં માબાપ કબીરનું સારૂં જતન કરતાં હતાં. બાળકને નામસ્મરણ કરતો જોઇ બધાંને ખૂબ નવાઈ લાગી. લોકો કહેવા લાગ્યા કે તમાલ મોમીનનું પુણ્ય ઘણું છે. તપસ્વીઓમાં શ્રેષ્ટ એવો વૈષ્ણવ ભક્ત આને ઘેર કયાંથી આવ્યો ? વળી કહેવા લાગ્યા કે એતો તેના નસીબથી આવ્યો અને તેમને પણ ફાવતું આવ્યું હતું.

જ્યારે નસીબ સાનુકૂળ બને, ત્યારે વિદ્યા કે સામર્થ્યની જરૂર પડે નહીં. દુષ્ટો પણ જન્મે નીચ યોનીમાં, પણ પૂજાય તે નસીબ યોગે. તેમ આનું ભાગ્ય અધિક છે કે જેને પેરે વિષ્ણુભકત આવ્યો. અરે, કંઈ પૂર્વ જન્મનું પુણ્ય હશે એટલે એને ત્યાં કબીર આવ્યા. એમ કરતાં દિવસે દિવસે કબીર મોટા થયા અને તેમનાં લગ્ન પણ થઇ ગયાં. કબીરનાં માબાપ તેને દુનિયાદારીની બાબતો શીખવતાં હતાં. પણ તેના મનમાં પ્રપંચવૃત્તિ ઉતરતી ન હતી :

**ન સમજે પોતાનું કે પરાયું, સમ વિષમ પણ સમજે નહીં,**
**બ્રહ્માદિક રંક ને રાય, પણ સર્વ સરખા તેને મન વસે**

**સામે દ્રવ્ય પડેલું જોઇને, પણ લેવા ન થાય ઇચ્છા જેને,**
**કદી ચોર આવે ધન ચોરવા, તો પણ રક્ષણ તેનું કરે નહીં.**

આવી વૃત્તિ રાખીને કબીર ભજન કરતા હતા. આથી પાપી જનો તેમની નિંદા કરતા હતા. તેમના સંસારમાં પણ તેમની આવી વૃત્તિથી ઉણપ આવવા લાગી. જેમ અગ્નિને પાણી સાથે રાખો તો પણ તે બંનેને

મિત્રના થવાનો સંભવ નથી, તેમ વેશ્યાને પતિવ્રતા, કંજુસને ઉદાર, નિંદાખોરને હોશિયાર માણસ સાથે પરસ્પર વેર ચાલતું જ આવ્યું છે એ પ્રમાણે માખી અને મીઠાઈનો મેળ ખાય નહીં, ચમારીને પંડિત સાથે, રાહુને ચંદ્ર સાથે, પતંગિયાને દીવાની જ્યોત સાથે અને સમુદ્રને અગસ્ત્ય મુનિ સાથે, એમ એકબીજા વચ્ચે પ્રીતિ થાય જ નહીં જેમ શ્રી કૃષ્ણચરિત્ર વાંચવાનું શિશુપાળને ગમે નહીં, જેમ શ્રીરામનો પ્રતાપ સાંભળી રાવણને અસંતોષ થાય, એમ પરસ્પર અખંડ વેર ચાલતું આવ્યું છે તેવી રીતે પ્રપંચ અને પરમાર્થ વચ્ચે પણ વેર છે

હવે કબીર ભક્ત રોજ હરિભજન કર્યા કરે છે તેથી તે સંસાર કામમાં બરાબર ધ્યાન આપતા નથી એટલે વ્યવહારમાં વધુ ઉણપ આવવા લાગી નાલાયક માણસો તેની નિંદા અને મશ્કરી કરવા લાગ્યા પણ કબીરે તો હૃદયમાં શ્રીરામને પકડી રાખ્યા છે, એવી તેની વિદેહ સ્થિતિમાં દુનિયાદારીમાં કેવી રીતે પાર પડવું તે સમજાતું ન હતું આવું જોઈ શાળ તૈયાર કરી તેની માતા તેની સાથે કપડાં વણવા બેઠી, પણ કબીરને દેહભાન નથી તે તો રામભજનમાં જ તલ્લીન રહેતા

> ધ્યાનમાં લાવી શ્રીરામમૂર્તિ, નેત્ર પાત્ર બંધ કરી,
> નામરૂપમાં વૃત્તિ કરી, દેહાકૃતિનું વિસ્મરણ કર્યું

આ વખતે તેની મા પાસે આવી, તેને સાવધ કરતી અને કહેતી કે કબીરા, તને આ વખતે શું થયું છે ? માતા મારશે એ બીકથી સત્વર ભાન ઉપર આવી કબીરે હાથેક કપડું વણ્યું વળી પાછું દેહભાન જતું રહ્યું હૃદયમાં શ્રીરામમૂર્તિ દેખાઈ અને અયોધ્યાપતિને જોઈ રહ્યો શ્રીરામ વિચાર કરે છે કે આ તો મારા ધ્યાનમાં છે અને શેતું વણાતું નથી, તે જોઈને તેની મા તેને મારશે આવો વિચાર કરી પોતે જ તેનું શેતું વણવા બેસી ગયા જે ક્ષીરસાગરવિલાસી, બ્રહ્માંડનાયક, વૈકુંઠવાસી છે, તે કબીરની શાળ ઉપર શેતું વણવા બેઠા યોગીઓ વજ્રાસને બેસી જેનું ધ્યાન ધરે છે ત્યાં પણ શ્રીપતિ જતા નથી, તે કબીર ભક્તને ઘેર જઈ તેનું શેતું વણે છે! જે શ્રુતિશાસ્ત્રનો અભ્યાસ કરે છે કે જે તીર્થાટન કરે છે, તેમાંથી કોઈને પણ જે મળતા નથી, તે દ્વારકાવાસી ભક્તભૂષણ કબીરના શેલાં વણે છે! સનકાદિક મુનિ જેનું અહર્નિશ ધ્યાન ધરે છે તે હરિ કબીરની શાળ ઉપર શેતું વણવા બેઠા છે! જેના ચરણ હૃદય ઉપર રાખી સમુદ્રતનયા તેની સેવા કરે છે, જે શંકર ભગવાનને અતિ પ્રિય છે તે કબીરના શેલાં વણવા બેઠા છે

જ્યારે જ્યારે કબીરની વિદેહ સ્થિતિ થાય કે તરત જ શ્રીહરિ તેનુ શેનુ વણવાનુ કામ ચાલુ રાખતા અને કબીર દેહભાન ઉપર આવે ત્યારે કબીર પોતે શેનુ વણતા એમ દેહભાનમા કબીર વણે અને તેની વિદેહી અવસ્થામા શ્રીહરિ વણે એવી રીતે શેનુ તૈયાર થયુ જેમ ગગા-સરસ્વતીના નીરમા ભેદ નહીં તેમ શ્રીહરિને કબીરમા ભેદભાવ નહોતો આ વખતે શ્રીહરિ અને કબીરે વણેનુ વસ્ત્ર ગડી કરીને કબીરે તેની માતાને આપ્યુ મા કબીરને કહે છે કે હવે આને હાટમા જઇને વેચજે અને જે કઈ દ્રવ્ય મળે તે સત્વર લઇ પાછો આવજે કબીર કહે જરૂર જઇશ પછી કબીર શેનુ લઇને હાટમા જઇને બેસે પછી આખ બધ કરી હૃદયમા શ્રીરામ મૂર્તિનુ ધ્યાન ધરીને મુખથી રામભજન ગાવા લાગ્યો એટલામા તેની વિદેહી સ્થિતિ થઇ ગઈ શેનુ વેચવાનુ છે તેનુ તેના મનમા વિસ્મરણ થઇ ગયુ હૃદયમા હરિમૂર્તિનું ધ્યાન ધરીને મુખથી રામનામ પ્રેમથી ગાય છે ત્યા બજારમા બીજા વેપારી પણ આવી ગયા છે કબીરનુ વસ્ત્ર દૂરથી જોતા અમૂલ્ય દેખાય છે તેથી તેનુ કોઈ ઘરાક થતુ નથી જે શેનુ દેવોના દેવ શ્રીવૈકુઠનાથે વણ્યુ છે, તેનુ મૂલ્ય થાય કેવી રીતે ? વસ્ત્ર લેવા આવનારને પાચની કિંમતનુ ગણતા દસનુ લાગે અને દસની કિંમત કહેતા વીસનુ લાગે અને પચીસની કિંમત આપનારને પચાસનુ લાગે, સો રૂપિયા આપી શકનારને બસો રૂપિયાનુ લાગે, અને કોઈ પાચસોથી હજાર રૂપિયા આપનાર વેપારી આવે તેને હજાર ઉપરની કિંમતનુ શેનુ લાગે એવુ અમૂલ્ય શેનુ લાગવાથી લોકો તેને દૂરથી જ જોઇને જતા રહેતા કારણ કે કિંમત પૂછવા જતા પહેલા પાસે તેટના પૈસાની સગવડ ન હોય કોઈ શાહુકારને તો તે શેનુ લાખ રૂપિયાની કિંમતનુ નજરે દેખાયુ તે કહેવા લાગ્યો કે કબીર ભક્ત આવુ કિંમતી શેનુ વણે છે ? લોકો કહે કે પાસે એટના પૈસા હોય નહીં, અને કબીરનુ શેનુ વેચાતુ લેવાય નહીં, માટે નકામા તેની પાસે શા માટે જવુ ? એમ કોઇ પણ ઘરાક કબીરની પાસે ગયુ નહીં કારણ કે દરેકને તે પોતાની શક્તિની બહારનુ દેખાયુ જે કોઇ જેવુ વસ્ત્ર લેવાનો વિચાર કરે તેને તેવુ દેખાય, જેવી રીતે જીવ આત્મામા ચૈતન્ય વસે છે તે દરેકમા જુદુ જુદુ દેખાય છે મોગરી, કાદા, શેરડી એ પ્રમાણે જેવુ બી વાવે તેવુ તેનુ જીવન થાય જેનો જેવો ગુણ તેવુ તેને જમીનમાથી પાણી મળે છે જેમ અનેક વાજિત્ર મોટેથી વાગતા હોય ને દરેકનો જુદો જુદો અવાજ આકાશમા સભળાય તેવી જ રીતે કબીરે વણેના શેનાની કિંમત માટે થયુ દરેકને તેનુ ભિન્ન ભિન્નરૂપ દેખાયુ જેમ સુવર્ણ એકરૂપ છે પણ તેના અલકાર કરવાથી તે ભિન્નરૂપે

દેખાય છે. જેટલાં કાષ્ટ નાખે તેટલા પ્રમાણમાં અગ્નિ પ્રગટે છે, જેમ નાઇ અરિસો જેને આપે તેનું રૂપ તેમાં દેખાય, ખરું જોતાં અરિસો તો એકજ છે. તેવી રીતે કબીરનું વસ્ત્ર જોતાં દરેકને વધુને વધુ કિંમતનું લાગ્યું; તેથી કોઈ ઘરાક તેની પાસે ગયું નહીં. આથી કબીરને તો શ્રીરામભજન કરવાની ઠીક તક મળી ગઇ. સૂર્ય આથમતાં હાટમાંથી ઘરાકી ઓછી થવા લાગી ત્યારે તેણે આંખ ઉઘાડી જોયું તો બધા ઘરાક જતા રહ્યા હતા અને શેલું તો વેચાયું નહીં. હવે ઘેર જતાં માતા મારશે એવો વિચાર કરતાં કરતાં વિષ્ણુભક્ત કબીર શેલું લઇને ઘર તરફ જાય છે, ત્યાં રસ્તામાં એક હવડ ઘર પાસે આવી ચઢ્યા. તે જોઈ અંદર જઇને એકાંતમાં બેસી ગયા. પછી શ્રીરામમૂર્તિ અંતરમાં ધરી રામભજન શરૂ કર્યું. જેમ સાસુની બીકથી વહુ લપાઇને બેસે તેવું માતાની બીકથી કબીરે કર્યું. જેમ ધ્રુવને તેની અપર માતાએ લાત મારી; તેથી તે રિસાઇને જંગલમાં ગયો, તેમ સંસારની જેને કાળજી નથી, તેવો કબીરભક્ત હવડ ઘરમાં જઇ બેઠો. જેમ સઘળાં કર્મ તજી સન્યાસી થઈ પરમહંસ થાય છે, તેમ સંસારમાંથી ઉદાસ થઇ કબીર હવડ ઘરમાં જઇને બેઠો. વિષ્ણુભક્ત કબીર જ્યાં બેઠો છે ત્યાં તેની શ્રદ્ધાની પરીક્ષા કરવાનો જગજીવને વિચાર કર્યો. પોતે એક વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇને ફાટેલું જીર્ણ વસ્ત્ર પહેરી ત્યાં ગયા. તે સમયે ઠંડી ખૂબ લાગવા માંડી. પોષ મહિના જેવી ઠંડીમાં કબીરના ઉદારપણાની પરીક્ષા લેવા કાંપતા કાંપતા વૃદ્ધ બ્રાહ્મણ થઇને જ્યાં કબીર ભજન કરતા હતા ત્યાં ગયા. જેમ હરિશ્ચંદ્ર રાજાને છળવા માટે વિશ્વામિત્રે કર્યું હતું, જેમ શ્રીદયાળની પાસે શંકર ગયા હતા, તેમ ભિક્ષુક બ્રાહ્મણ થઇને વનમાળી કબીર પાસે ગયા. જેમ અંબરીષનું સત્ય જોવા દુર્વાસા મુનિ ગયા, જેમ બળીને છળવા વામનજી ગયા, તેવી રીતે બ્રાહ્મણરૂપમાં જઇને દીન થઇને કબીરને કહેવા માંડયું; "હું ઘરડો ને દીન છું, મારી પાસે વસ્ત્ર નથી તેથી ઠંડી ઘણી લાગે છે. કંઈ વસ્ત્ર હોય તો મને સત્વર આપ." એમ કહીને વૈકુંઠનાથ ઊભા રહ્યા. કબીરે મનમાં વિચાર્યું કે આ માણસને નકારતાં સત્વની હાની થશે. તેથી અર્ધું શેલું ફાડીને કબીરે બ્રાહ્મણને આપી દીધું. પછી ફરીથી સપ્રેમ ભજન કરવા માંડયું. તે અર્ધું વસ્ત્ર ઓઢીને ભગવાન બહાર આવ્યા. પછી વિચાર કરે છે કે હવે બાકીનું વસ્ત્ર પણ માગી જોઉં. પછી પોતે મલંગ વેષધારી ફકીર થયા. માથે જટા વધારી છે, હાથમાં લાલ મણકાની માળા છે, આંખો પણ રાતી કરી છે. જેમ સોનું ચોકખું છે કે મેલું તે તપાસવા કસોટીથી તપાસવું પડે છે, જેમ ખોટું નાણું

અવાજ કરવાથી પરખાય છે, જેમ અમૂલ્ય હીરાની ઘણથી પરીક્ષા થાય છે, તેમ કબીરનું મન પારખવા પોતે મલંગ વેષે ગયા, અને મોટેથી હસીને સામે ઊભા રહ્યા. પછી કબીરને કહે છે કે ખુદા તો નિરાકાર છે તેને તજીને તું રામનું નામ શા માટે લે છે? તે સાંભળી કબીર કહે છે કે બન્ને નિરાકાર છે તેમજ બન્ને સાકાર છે અને બન્ને અભિન્ન છે. ઘી ઠરેલું હોય કે પીગળેલું હોય પણ તેમાંથી ઘીપણું જતું નથી. જેમ અલંકાર બનાવતાં સુવર્ણ પોતાનું તેજ સજી દેતું નથી.

તેવા અવ્યક્ત જે અવિનાશ, ધરી આકાર આવ્યા મુજ પાસ,
જાણે ભકતનું કરવા કાજ, જગન્નાથ ધર્યો સગુણ સાજ.

પછી ફકીરે કહ્યું કે મને કંઇક વસ્ત્ર આપ. તેથી કબીરે બાકી રહેલું અર્ધું વસ્ત્ર તેને આપી દીધું અને પોતે ઉપાધિરહિત થયા. તત્કાળ ફકીર તે વસ્ત્ર લઇને જતો રહ્યો. જેમ વરસાદ પડી રહ્યા પછી આકાશ સ્વચ્છ દેખાય છે તેમ થયું. જેમ મહોર ગાળતાં ચોખ્ખું સોનું દેખાય, જેમ મલયગિરિથી નાગ જતા રહે, જેમ રાહુથી ચંદ્ર છૂટો પડે તેમ ઉપાધિ રહિત થઇને કબીર ભજનમાં બેઠા. જેમ ગંગા નદીમાં પૂર ઉતર્યા પછી નિર્મળ નીર દેખાય, જેમ મંદરાચળને સમુદ્રમાંથી બહાર કહાડયા પછી ખળખળાટ બંધ થાય, તેમ શેલાનો ગ્રાહક ન મળવાથી તેને વેચવાની ચિંતા દૂર થઈ. સાથે સાથે શેલું બે જણને વહેંચી આપ્યું તેથી તેને સાચવવાની પણ ચિંતા રહી નહીં; તેથી આનંદિત થઇને શ્રીરામભજન કરવા માંડયું. હવે જગજ્જીવને વધુ પરીક્ષા કરવા માંડી. પોતે બ્રાહ્મણનો વેષ ધરીને કબીરને ઘેર ગયા. તેની માતાને બોલાવી સર્વ વૃતાંત કહ્યો. તેમણે કહ્યું કે બજારમાં ગ્રાહક આવે અને શેલાની કિંમત પૂછે તો પણ તે કહેતો નહોતો; પણ મૌન ધારણ કરી બેસી રહેતો હતો. હાટમાં ઘરાક તો પુષ્કળ આવ્યાં હતાં; પણ કોઇને જવાબ સુદ્ધાં આપ્યો નહીં. માત્ર સીતાપતિનું ભજન ચાલું રાખ્યું હતું. પછી જ્યારે બજાર બંધ થયું ત્યારે અર્ધું શેલું ફાડી એક બ્રાહ્મણને આપ્યું અને બાકી રહ્યું તે એક ફકીરને બોલાવીને આપી દીધું. ત્યાંથી નીકળી એક હવડ ઘરમાં જઇને બેઠો બેઠો ભજન કરે છે. આ બધું મેં દૂરથી મારી નજરે જોયું, તેથી તમને કહેવા માટે આવ્યો છું. મારા મનમાં પૂર્ણ ભાવ છે કે તમારું સારૂં થાય તેથી જ કહેવા આવ્યો છું. પણ મા, તું જાણજે કે કબીરનું મન સંસારમાં છે જ નહીં. આ સાંભળતાં જ તેની માતાને ક્રોધ આવ્યો અને તે કહેવા લાગી કે જ્યારે કબીર ઘેર આવશે ત્યારે

મારા હાથથી જ હું તેને શિક્ષા કરીશ. તે સાંભળી વિપ્ર વેશે ભગવાન આવ્યા હતા તે કહેવા લાગ્યા કે કબીર તો જલદી ઘેર આવવાનો જ નથી. જેમ વીંછી કોઈને કરડયા પછી એક ઠેકાણે સંતાઈને બેસી રહે છે, તેવી રીતે કબીર પણ સંતાઈને બેઠો બેઠો રામભજન કરે છે. માટે તમે મારી સાથે જ ચાલો તો હું તેને બતાવું. એમ કહી તે વૃદ્ધ માતાનો હાથ પકડી શ્રીપતિ પોતે કબીર સંતાઈને ભજન કરતા બેઠો હતો ત્યાં લઈ ગયા. ત્યાં આગળ રામનામનો ધ્વનિ નીકળતો હતો. જેમ નારદે અનુગ્રહ કરતી વખતે વાલ્મિકી ઋષિને બેસાડ્યા હતા, જેમ અશોક વનમાં સીતાજી સપ્રેમ રામનામ જપતાં બેઠાં હતાં, જેમ રાવણે જટાયુને માર્યો તે વખતે તે રામનામ જપતો હતો, તેમ કબીર પણ ધ્યાનમાં શ્રીરામમૂર્તિ લાવીને મુખે રામનામ જ ગાતો હતો, તે વખતે તેની વિદેહ સ્થિતિ હતી.

તજીને માન અપમાન, તજીને લૌકિક અભિમાન,
તજીને ઇંદ્રિય વિષય ધ્યાન, કરે કીર્તન નિજ મુખે.

દૂરથી વૈકુંઠનાથે મકાન બતાવ્યું તેમાં કબીરની માતા ગયાં અને પોતે બહારથી ભક્તનું કૌતુક જોવા લાગ્યા. માએ કબીરને કહ્યું કે શેનું ક્યાં છે તે મને બતાવ, નહી તો હું તને આજે શિક્ષા કરીશ. તો પણ તેણે કશો જવાબ આપ્યો નહીં અને શ્રીરામભજનમાં મન સ્થિર રાખીને જ બેઠો. માતા અને પેલો બ્રાહ્મણ ત્યાં આવ્યાં છે, તેની કબીરને ખબર નથી. નામ-રૂપમાં તેનું ચિત્ત જોડાઈ ગયું છે, તેથી તે દેહાતીત થયો છે. આ જોઈ માને ઘણો ક્રોધ થયો અને પોતાના પુત્રને કહેવા લાગી કે અરે કબીર, તું અહીં બેસીને ભજન કર્યા કરશે કે? તે સાંભળી વૈકુંઠનાથ કે જે બ્રાહ્મણના રૂપમાં ત્યાં જ હતા તેમણે કહ્યું કે તું અપશબ્દ બોલીશ; તોપણ તેને તેની અસર થવાની નથી. માટે હાથમાં સોટી લઈને તારા પુત્રને શિક્ષા જ કર. તે સાંભળી કબીરની માતાએ કહ્યું કે અહીં કંઈ સોટી દેખાતી નથી. આમતેમ જોઈ તે બ્રાહ્મણે સોટી લાવી આપી, તે લઈને તેની માતાએ ક્રોધથી કબીરની પીઠ ઉપર ઘા કર્યો. આ પ્રસંગે કબીરને દેહભાન ન હતું અને માત્ર રામભજનમાં જ વિદેહી અવસ્થામાં હતા; તેથી તે વખતે એક કૌતુક થયું. ભક્તની પરીક્ષા કરવા જતાં જેમ કબીરની પીઠ ઉપર સોટી વાગવા લાગી તેમ બહાર ઊભેલા બ્રાહ્મણરૂપમાં શ્રીહરિને તે વાગવા લાગી અને પોતે કંપવા લાગ્યા. તેથી તે એકદમ કબીરની માતા પાસે જઈ કહેવા લાગ્યા કે જે સોટી તું કબીરને મારે છે તેના સોળ મારી પીઠ ઉપર

પડયા માટે હવે મારવું બંધ કર. જેમ વૃક્ષ ઉપર કુહાડીનો ઘા કરતાં તે ધ્રૂજે છે તેમ ભકત કબીરને શિક્ષા થતાં જગજીવનને થયું. જેમ કોઈ દુર્જન બાળકને મારે ત્યારે તે માતાને દુઃખ થાય છે, તેમ ભક્ત કબીરને માર પડતાં શ્રીહરિને દુઃખ થયું. જેમ સૈન્ય બધું મરી જાય ત્યારે રાજાની વ્યાકુળ સ્થિતિ થાય છે, તેમ પ્રેમાળ ભકતને કોઈ દુઃખ આપે તો દીનદયાળ કંપે છે. જેમ હરણના બચ્ચાંને પારધિ પકડે ત્યારે હરણીને જે વ્યથા થાય છે, તેમ પોતાના ભક્તોને કોઈ અભક્ત દુઃખ આપે તો હૃષિકેશ ગભરાય છે. જેમ અગસ્ત્યઋષિને જોઈ દરિયો ભયથી કંપે છે તેમ માતાએ કબીરને માર્યો ત્યારે વૈકુંઠવાસી ગભરાયા. પછી રૂક્મિણીકાંત કહેવા લાગ્યા કે, હું બળિ રાજાને છળવા ગયો ત્યારે મારે પણ તેને ત્યાં દ્વારપાળ બનવું પડયું હતું. તેવી રીતે આજે મારું કપટ જ મને ભારે પડયું અને તેનું ફળ પણ મારે જ ભોગવવું પડયું. મારા કોઈ ભાવિક ભકતને હજુ સુધી માર પડયો નથી. હવે મારાથી મોટો આ કબીર ભકત છે તે આ વખતે સાબિત થયું છે. પછી શ્રીહરિએ વિચાર્યું કે હવે આને સગુણ દર્શન આપવું જોઈશે. બ્રાહ્મણરૂપે તેને છેતર્યો છે તેથી તેને હું કોણ છું તેની ખબર પડી નથી. પછી તરત જ બ્રાહ્મણવેષ દૂર કરીને હાથમાં ધનુષ્યબાણ સાથે તેજસ્વી મુગટવાળા, આકર્ણ નયનવાળા, કાનમાં કુંડળ, વિશાળ હૃદય ને પાતળી કમર, કંઠે કૌસ્તુભમણિ, ગળે વૈજયંતિમાળા, પીળું પિતાંબર પહેરેલા, પગમાં નૂપુર ને આંબળાવાળા તોડા પહેરેલા; એવા સીતાજી સાથે જાનકીવર પ્રગટ થયા. કબીરે આંખ ઉઘાડીને જોયું તો કરોડ સૂર્યના તેજ સમાન, સ્વરૂપ જોઈને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પછી વૈકુંઠવાસીએ કહ્યું કે, તું મારી કઠોર પરીક્ષામાંથી પાસ થયો છે. હવે હું તને કદી વિસરનાર નથી. જેમ બાળકની માતા તેની પરીક્ષા કરતાં અમૂલ્ય જ્ઞાન આપે છે, જેમ અમૂલ્ય હીરાની પરીક્ષા કરીને તેને ભંડારમાં જ રખાય છે; તેવી રીતે તને પણ મેં કસોટી ઉપર ચઢાવ્યો; હવે મારા હૃદયમાંજ રાખીશ અને સદા તારા ઉપર કૃપા કરીશ. એમ કહીને કબીરની માતાને પણ દર્શન આપી તેને ભેટયા. પછી કહ્યું કે તને ધન્ય છે કે તું કબીરની માતા થઈ છું. પછી જગજીવન કબીરને પણ ભેટયા. આ જોઈ તેની માતાએ કહ્યું કે બેટા કબીર, તને ધન્ય છે કે તારે લીધે મને પણ પણ શ્રીરામનાં દર્શન થયાં. માતા કબીરનો હાથ પકડીને ઘેર જવા તૈયાર થઈ, ત્યારે જગજીવને કહ્યું કે હવે તને મારા હૃદયમાં રાખીશ એમ કહી ને અદૃશ્ય થઈ ગયા. અહો! આ સંતવિજય ગ્રંથ છે તે જ માનસરોવર છે. ભાગ્યશાળી શ્રોતા હોય તેને જ આનો લાભ મળે છે. જે રાજહંસને મોતીનો ચારો ચરવો હોય તે

માનસરોવરમાં જાય છે તેવી રીતે જે ભક્તને એવો લાભ લેવો હોય તે આ સંતચરિત્ર ગ્રંથ વાંચશે. જે અભક્ત છે તે દ્વેષવાળા કાગડાના જેવો છે. તેને વિશ્વાસ નથી તેથી તેને પથ્થરના કાંકરા ગમે છે; તેને મોતી ગમતાં નથી. તેવી જ રીતે અભક્તને ભક્તિ ઉપજતી નથી. તેના મનમાં વિકલ્પ થયા કરે છે. હવે સજ્જનો, મારાં વચનો સાંભળો. જેમ બાળક બોબડું વચન બોલે તો પણ તે સાંભળતાં તેની માતાને આનંદ થાય છે, જેમ આંધળો કાન ઉપર લક્ષ રાખીને ચાલે છે તેમ હું બોલું છું તે વાણી કૃપા કરીને સાંભળજો અને મને તથા મારી બુદ્ધિને ઉજાળજો. આ ગ્રંથ મહીપતિએ લખ્યો હતો.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથને આનંદ થાય છે પ્રેમાળ ભક્તો આ પાંચમો અધ્યાય અતિ મીઠો છે તે તમે પણ સાંભળયો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૬ ઠ્ઠો.

# શ્રી ભક્ત કમાલચરિત્ર

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

આજનો દિવસ દિવાળી દશેરાના તહેવાર જેવો છે. સર્વે ઇંદ્રિયોના સુખને માટે ભક્તચરિત્ર સાંભળવાનું મળે તે શ્રોતાજનોનું પૂર્ણ સુભાગ્ય લાગે છે. ચંદ્રમા બધાને સરખી શીતળતા આપે છે; પણ ચકોર પક્ષીને જ વધારે તૃપ્તિ આપે છે. તેમ ભક્તકથા યુકિતથી વાંચતાં શ્રોતાજન જ સુભાગ્ય પ્રાપ્ત કરે છે. લગ્નપ્રસંગે અનેક સ્ત્રીઓ ભેગી થાય છે; પણ તેમાં વરની માનું 'માન' સૌથી વધારે હોય છે. જેમ આકાશમાં સૂર્ય ઊગતા પહેલાં જ કમળ અર્ધું ખીલી જાય છે; જેમ આકાશમાં વાદળાં જોતાં જ ચાતક પક્ષીને અર્ધી તૃષાની તૃપ્તિ થઈ જાય છે, જેમ ભમરાઓ ફૂલમાંથી મધ આગળથી જ પીએ છે, જેમ પુણ્યવાંચન પહેલાં ગણપતિનું પૂજન થાય છે, જેમ શંકર ભગવાને ચૌદ રત્ન વહેંચતાં પહેલાં વિષ્ણુપૂજન કર્યું હતું, તેવી રીતે ભક્તોની કથામાંથી ઉત્પન્ન થયેલી મીઠાશ સારા માણસો એકા હોય તો વધારે મીઠી લાગે છે અને સાંભળતા પહેલાં જ તૃપ્તિ થાય છે.

**શ્રવણ કર્યા પછી થાય મનન, મનન કરતાં નિદિધ્યાસન વધે,**
**પછી સાક્ષાત્કાર થતાં સત્વર, સાધક અનુભવસંપન્ન થાય છે.**

એ પ્રમાણે જોતાં જ્ઞાનેન્દ્રિયોમાં શ્રવણેન્દ્રિય મોટી છે. તેથી તેને કાનનું આભૂષણ કરવા યોગ્ય છે. તેમ ભક્તકથા અમૂલ્ય રત્ન છે. તેને સોનાના પતરાથી મઢવી જોઇએ. સગુણ સાકાર કુંડળ કરીને શ્રોતાને કાને લટકાવવી જોઇએ. જે સિદ્ધાંત જ્ઞાનથી અમૂલ્ય ગણાય તે જ્ઞાન પ્રકાશથી તપે છે. પછી સંતોષ પામીને રૂક્મિણીપતિ અક્ષય વરદાન આપે છે. તેથી મારા મનમાં એવી જ ઇચ્છા છે કે હરિભક્તોના ગુણની કથા હું વર્ણવીશ. હવે પ્રેમી ભક્તો આગળની કથા ઘણી રસાળ છે તે સાંભળો.

શ્રી વિઠ્ઠલને ભેટીને કબીર પોતાને ઘેર આવ્યા. પહેલાં તો તેની માતા ગુસ્સે થતી હતી. તે વખતે તેની અજ્ઞાન દશા હતી; પણ શ્રીરામદર્શન

થતાં તેના મનનું સમાધાન થયું. માટે "ઈશકૃપા થતાં સર્વ અરિષ્ટો દૂર થાય છે." જેમ કોઈના ઉપર રાજાની કૃપાદષ્ટિ થાય ત્યારે રાજાના પ્રધાનો પણ તેને માન આપે છે. જે વહુ સાસુને ગમે છે તેની કોઇ નિંદા કરતુ નથી. તેવી જ રીતે શ્રી ગુરુકૃપા જેની ઉપર થાય. તેનો જન્મમરણનો ફેરો ટળી જાય છે.

ઈશકૃપા તવ જાનીયે, દે માનવ અવતાર,
ગુરુકૃપા તવ જાનીયે, ઉતારે ભવપાર.

જ્યારે સરસ્વતી પ્રસન્ન થાય છે ત્યારે નિંદાખોર વાદ કરી શકતા નથી. જેણે અમૃતસ્વાદ લીધો છે, તેને કોઇ રોગ લાગુ પડતો નથી. જેને ગણપતિ સહાય કરે છે તેને કોઇ વિઘ્ન નડતું નથી. તે પ્રમાણે અયોધ્યાધીશની કૃપા થતાં કબીર ઉપર તેની માતા ગુસ્સે થતી નથી. તેને પણ દિવ્ય જ્ઞાન થયું અને તે હરિભજન કરવા લાગી. એમ અંતરમાં ઉદાસ રહીને, સંસારમાં લોકાચાર કરીને હંમેશાં નામસ્મરણમાં રહી, તેઓ પ્રેમ ભક્તિ કરવા લાગ્યાં. કદી ઘરમાં અન્નવસ્ત્ર ન હોય તોપણ મનમાં કંઈ ચિંતા કરતાં નથી. કબીરની સ્ત્રી પણ સતી અનસુયા જેવી સતી હતી જેમ દિવો અને પ્રકાશજ્યોતિ હંમેશાં અભિન્નપણે રહે છે; જેમ અક્ષર અને અર્થ એ એક જ છે, તેમાં ભિન્નપણું નથી; જેમ વિજળી અને મેઘ બન્ને સાથે જ આનંદે છે તેવી રીતે કબીર અને તેની પત્ની એકબીજા સાથે સમભાવથી રહે છે. જેમ ગળપણ અને સાકર જુદાં નથી, જેમ ચંદ્રની કળા વધે કે ઘટે પણ તેની શીતળતા તેવી જ રહે છે, તેમ કબીર પણ સંસારમાં આવીને સુખ અને દુઃખને એક સરખાં માને છે. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યની પુતળી જેવી કબીરપત્ની ગર્ભવતી થઇ અને નવ માસ પછી તેણે પુત્રનો જન્મ આપ્યો. તે જન્મતાં જ વૈરાગ્યશીલ અને શુદ્ધપણે નિર્મળ હતો. તે ઉદાર, જ્ઞાની અને દૃઢ નિશ્ચયવાળો હતો. તેના ચિત્તમાં તળમળ નહોતી. બાર દિવસ પછી તેનું નામ 'કમાલ' પાડયું. તે મોટો થતાં કબીરનું ભજન સાંભળી; તે જ પ્રમાણે ભજન કરવા લાગ્યો. જ્યારે તે સાત વર્ષનો થયો ત્યારે તેના પિતાને કહેવા લાગ્યો કે મને દ્વારકા જવાની ઇચ્છા થઈ છે, માટે જવાની આજ્ઞા આપો. પુત્રનું વચન સાંભળી કબીરે કહ્યુ કે તું ખુશીથી તારા મનની ઇચ્છા પૂરી કરીને જલદી પાછો આવજે. નાની ઉંમરમાં જ તીર્થાટન કરવાનું મન જોઈને કબીરને આનંદ થયો. જેમ એક રાજકુંવર પૃથ્વી જીતવાની વાત કરે ત્યારે તેના પિતાને (રાજાને) આનંદ થાય; તેવું

કબીરને થયું. જેમ ચંદ્રમાની કળા જોઈ સાગરમાં ભરતી આવે તેમ કમાલને તીર્થાટન કરવા જતો જોઈ કબીરનું મન આનંદથી ઊભરાયું. જેમ ગણપતિનું નૃત્ય જોઇ શંકર ડોલે, જેમ સરસ્વતીનું ગાન સાંભળી બ્રહ્માને સંતોષ થાય તેમ વૈરાગ્યશીલ પુત્રને જાત્રાએ જતો જોઇ કબીરને તથા તેની પત્નીને આનંદ થયો.

કબીર કહે કમાલ કું દો બાતાં શીખ,
કર સાહેબકી બંદગી, ભૂખે કો અન્ન દે.

કમાલ માતાપિતાને નમસ્કાર કરીને ચાલી નીકળ્યો. રસ્તે ચાલતાં ચાલતાં નામસ્મરણ કરતો હતો. તેના ચિત્તમાં લૌકિક સ્થિતિથી કંઇ લજ્જા આવતી ન હતી. તેને વસ્ત્ર, આભૂષણનો શોખ ન હતો. તેને ખાવાપીવા માટે પણ જે મળે તે ચાલે તેમ હતું. શ્રીરામભજન સિવાય બીજો કોઇ ઢોંગ તેને આવડતો ન હતો. આ કબીર ભકતનો પુત્ર કમાલ છે, એમ જાણીને ગામના લોકો તેને લેવા માટે સામેથી આવતા. જેમ બ્રહ્મદેવનો પુત્ર નારદ હંમેશાં કીર્તનમાં જ રંગાયેલો રહેતો તેમ કમાલ પણ રાતદિવસ રામભજનમાં જ મશગૂલ રહેતો. લોકો તેને જોઈને સન્માન કરી ગામમાં લઇ જતા. ત્યાં એક રાતવાસો રહીને હરિકીર્તન કરતો. એમ કરતાં કરતાં તે દ્વારકા જઇ પહોંચ્યો. ત્યાં ગોમતી તીર્થ જોયું અને મનમાં અનુતાપ થયો, (પશ્ચાતાપ થયો) પશ્ચાતાપ વિનાનું તીર્થાટન નકામું છે. જેને (પુત્ર) સંતાન ન હોય તેણે વતનમાં કંઇ વસાવેલું નકામું છે, જેમ દ્રવ્ય લીધા વિના બજારમાં જવું નકામું છે. તેમ જો ચિત્તમાં પ્રેમભાવ ન હોય તો કીર્તન કરવું નકામું છે. જેમ મીઠા વિનાનું અન્ન ભાવતું નથી, જેમ ગાયત્રી મંત્ર આવડે નહી તેને બ્રાહ્મણ ન કહેવાય, જેમ અલંકાર અનેક પહેર્યાં હોય; પણ મંગળસૂત્ર ન પહેર્યું હોય તો સર્વ નકામું છે, તર્કજ્ઞાન ન હોય તો ચોસઠ કળા પણ નકામી છે, જેના હૃદયમાં પ્રાણી માત્ર માટે દયા નથી તે જો જ્ઞાનની વાત કરે તો તે નકામી છે, જેમ ઇશ્વરની કૃપા ન હોય તો લખાણ કરેલું સર્વ વ્યર્થ છે તેમ અનુતાપ વિનાનું તીર્થાટન ફળ આપતું નથી. કામ, ક્રોધ, મદ, મત્સર એ આ દેહના દુર્ઘટ દોષ છે. અનુતાપ વિનાનું તીર્થસ્નાન કરવું તે પણ નકામું છે.

એક સમયે કબીરપુત્ર ગોમતીને કિનારે નમસ્કાર કરીને ઉભો છે. પછી વંદન કરીને પ્રેમથી ગોમતીજળમાં વસ્ત્ર સહિત સ્નાન કરવા લાગ્યો

અને કહેવા લાગ્યો કે હે ગંગે, મારા દોષ દૂર કરજે. પછી સ્નાન કરી રહ્યા પછી ગોપીચંદનનાં દ્વાદશ તિલક કર્યાં, ગળામાં તુળસીમાળા ધારણ કરી અને ધ્યાનમાં દ્વારકાનાથની માનસપૂજા કરી. પછી પ્રેમથી દેવળમાં દર્શન માટે જવા લાગ્યો. મહાદ્વારમાં આવી દંડવત્ પ્રણામ કર્યા. પછી અંદર ગભારમાં જઈ ચરણસ્પર્શ કરી વંદન કર્યાં. પછી નેત્ર ઉઘાડી સપ્રેમ શ્રીકૃષ્ણમૂર્તિ ધ્યાનમાં લાવી મુખે નામકીર્તન કરવા લાગ્યો. અને મંગળ આરતી કરી. એમ કરતાં તે ત્યાં ચાર મહીના રહ્યો. તે રોજ હરિ ગુણગાન ગાતો અને પ્રેમ કરીને કવિતા રચતો. જ્ઞાનચર્ચા પણ કરતો હતો. સવાર, બપોર અને સાંજ એમ ત્રિકાળ દેવદર્શન કરતો હતો. હવે તે ત્યાંથી પાછો પોતાને ગામ જવા તૈયાર થયો. પ્રેમથી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી શ્રી રણછોડરાયને કહ્યું કે હે દેવ, એટલું માગું છું કે મને ફરીથી દર્શન દેજો. એમ કહી તે ચિત્રકૂટ નગરને રસ્તે ગયો. તે નગરમાં એક વિષ્ણુદાસ શાહુકાર રહેતો હતો. તે પરમ ભાવિક ને ઉદાર હતો. તેણે આવીને કમાલને નમસ્કાર કર્યા. અતિ ઉત્સુકતાથી તેને પોતાને ઘેર લઈ ગયો. પગ ધોઇ પૂજા કરીને ભોજન પીરસ્યું. જમી રહીને રાત્રે હરિકીર્તન કરવા માંડયું. ગામના સર્વ માણસો કીર્તનમાં આવ્યા. કમાલને મોંથી પ્રેમયુક્ત ભજન સાંભળીને લોકો સ્તબ્ધ થઇ ગયા! શાહુકારે મનમાં વિચાર્યું કે હવે આ ભક્તને શું આપવું? ધન આપતાં તે લેશે નહીં. પછી તેના ભંડારમાં એક અમૂલ્ય હીરો હતો. તેનો પ્રકાશ એટલો બધો હતો કે ઘરમાં દિવાની જરૂર પડે નહીં, તે હીરો લઇને કમાલના પગ આગળ ભેટ મૂકી. કમાલે તરત જ કહ્યું કે કબીર મારા ઉપર ગુસ્સે થશે. મારા મનમાં હીરા અને માટી સરખાં જ છે. માટે મને આગ્રહ કરીને તું શા માટે આપે છે? બ્રાહ્મણોને દ્રવ્ય આપજે અને રાજાને હીરા અને રત્ન આપજે. વળી પ્રાણી માત્રને અન્નદાન આપજે. ભાંડ, ભવૈયાને અંગ ઉપરનો ઉતાર, જુનાં વસ્ત્ર આપજે અને પવિત્ર અનુષ્ટાન કરનારને શોધું સાહિત્ય આપજે. હું તો ઉદાસી વૈષ્ણવ છું અને સદા સંતોષી છું. મને કંઈ પણ લેવાની ઇચ્છા થતી નથી. તે છતાં તું બળથી હીરો શા માટે આપે છે? જેમ તૃપ્ત માણસને પક્વાન નકામાં છે; પણ તે ક્ષુધાર્થીને જરૂરનાં છે તો તેમને કેમ આપતો નથી? સાગરમાં મોટા મેઘ વરસે તો ત્યાં તેની કંઇ જરૂર નથી; તેમ તું મને હીરો આપે તે નકામો છે. જ્યારે કમાલ ભક્તે ઉપર પ્રમાણે કહ્યું ત્યારે શાહુકારે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં અને તે જ વખતે કમાલને ખબર પડે નહીં તેવી રીતે કૌપીનને છેડે હીરો બાંધી દીધો. ત્યાંથી

નીકળીને કમાલ કાશી જઈ પહોંચ્યો, ત્યાં તેના પિતાને પગે પડ્યો. તે સમયે પેલો હીરો કૌપીને બાંધેલો નજરે પડ્યો એટલે તેણે કબીરના પગ આગળ મૂકીને બધી વાત કહી. આ સાંભળી કબીરને મૂર્છા આવી ગઈ. મનમાં ઘણું દુઃખ થયું અને મોટેથી રુદન કરવા લાગ્યા. તે વખતે તેની પત્નીએ રડવાનું કારણ પૂછીને પતિના ચરણ પકડ્યા. તે પૂછવા લાગી કે આજે શાથી આટલું કષ્ટ થયું ? એવું તે શું વિપરીત જોઇને તમને અનુતાપ થયો ? કબીર કમાલ તરફ જોઇ કહે છે કે આ પુત્રને લીધે આજે આપણો વંશ ડૂબ્યો છે. આપણા પુત્રે નામ વેચીને હીરો લીધો છે, માટે આજે દુઃખસાગરમાં પડ્યો છું. કમાલ તો રસ્તામાં કસ્તુરી પાથરી, છેડે રાખ બાંધીને આવ્યો છે. નિપુણ માણસ શાસ્ત્ર જાણનારને ત્યજીને ધોબીના કૂંડનું પાણી લાવ્યો, તીર્થવાસીને મંદિરમાં ત્યજીને ચોરને સાથે લાવ્યો. વિષ્ણુપૂજા ત્યજીને મસાણમાં વૈતાળ સાધન કર્યું, વેદશાસ્ત્ર આપીને કોકશાસ્ત્ર લાવ્યો; ચંદન આપીને હીંગ લાવ્યો, તપોધનની સોબત ત્યજીને કુટીલતી સંગત કરી, ઉચ્ચૈઃશ્રવા અશ્વ આપીને ગધેડો લઇ આવ્યો, જેમ સુધારસ આપી ઝાશ લાવે, તેમ હે સ્ત્રી, આપણા પુત્રે વિપરીત કામ કર્યું છે. અરે, એણે રામનામ વેચ્યું અને હીરો ખરીદ્યો; તેથી મને દુઃખ થયું અને મૂર્છા આવી. આ પ્રમાણે પિતાનાં વચન સાંભળી કમાલ તરત જ પાછો ઘર બહાર નીકળી ગયો. તે પાછો શાહુકારને ત્યાં ગયો અને તેને હીરો પાછો આપી આવીને પિતાને વંદન કર્યાં. તે વૃત્તાંત તેના માતા પિતાને કહ્યો એટલે ઉભયને ઘણો આનંદ થયો. જેમ વિરક્ત શિષ્યને જોઈને સદ્દગુરુને સંતોષ થાય, જેમ આરોગ્યવાળું બાળક જોઈ તેની માતા સંતોષ પામે, જેમ લવકુશનો પ્રતાપ સાંભળી; શ્રીરામ મનમાં સંતોષ પામે, તેમ ઉપાધિરહિત થયેલા કમાલને જોઈને; તેના પિતાએ તેને આલિંગન આપ્યું. પછી શ્રીરામને પગે લાગીને ભજનમાં લીન થયા.

એક સમયે દક્ષિણમાંથી એક સંતમંડળી તીર્થ કરવા માટે નીકળી હતી. તે રાતના સમયે કબીરને ઘેર આવી પહોંચી. એક પહોર રાત્રી ગયા પછી, સાધુજનોને ઘેર આવેલા જોઇ કબીર તથા તેની પત્નીએ સામે આવી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. તેમને ઓસરીમાં વસ્ત્ર પાથરી બેસાડ્યા. કમાલે સંતોને પ્રાર્થના કરી કહ્યું કે આ વસ્ત્ર ઉપર બેસો. સંતોને જોઇ ત્રણેને ઘણો આનંદ થયો. જેમ સનકાદિકને જોઇ ઇન્દ્રને આનંદ થાય, જેમ ઘણો વખત વરસાદ પડ્યો ન હોય અને પછી પડે તો પ્રજાજનને અપાર

આનંદ અને સુખ થાય, તેમ કબીરને થયું. જેમ રોગીને અમૃત, ચાતકને ચાંદની, જેમ દિવામાં દિવેટ તેજસ્વી દેખાય છે, તેમ કીર્તન સાંભળીને પ્રેમાળ ભકતનું મસ્તક ડોલે છે. જેમ અશોકવાટિકામાં સીતાજીનાં દર્શનથી હનુમાનજીને આનંદ થયો, તેમ સંતોને જોઈ કબીરને આનંદ થયો. પછી ઘરમાં જઇ તેની પત્નીને કહે છે કે સંતોને ભોજન કરાવવું જોઇએ. આ વૈષ્ણવભકતો તીર્થાટન કરતા કરતા આપણે ઘેર આવ્યા છે અને અહીં ઉપવાસી રહે તો આપણા સત્વને હાની પહોંચે. ઘરમાં એક દાણો અન્ન નથી, તેથી મહાન સંકટ ઊભું થયું છે. તે સમયે કબીરપત્ની કહે છે કે હવે કંઇ ઉપાય જડતો નથી. પાડોશી પાસે ઉછીનું અન્ન લેવા જતાં તે આપતાં નથી. બજારમાંથી વેચાતું લેવા માટે આપણી પાસે દ્રવ્ય નથી. માટે હવે કમાલને સાથે લઇને ચોરી કરવા જાઓ. જે વાણીઆના ઘરમાં બધી જ સામગ્રી હોય તેના ઘરમાંથી ચોરી કરી અન્ન લઈ આવો. પછી રસોઇ કરી સંતોને ભોજન કરાવીએ. કબીરે કહ્યું તેમ કરીશું પણ સત્વને હાની પહોંચવા દઈશું નહીં. પછી તરવાર કોદાળી સાથે લઇ બને બાપ દીકરો ચોરી કરવા નીકળ્યા. જલદી જલદી બજારમાં જઈ એક વાણિયાની દુકાનની ભીંતમાં બાકોરું પાડયું. પોતાના પુત્રને અંદર ચોરી કરવા મોકલી કબીર બહાર ઊભા રહ્યા. બે પ્રહર રાત્રી ગઈ હતી. તેથી વાણિયાને ઉંઘ આવી ગઇ હતી. કબીર બહારથી પુત્રને કહે છે કે જલદી કામ પતાવી આવતો રહે. કમાલે દુકાનમાં વસ્ત્ર આભૂષણ વગેરે જોયું અને તેના મનમાં કંટાળો આવ્યો. પછી મગ, ચોખાની કણકી, ગોળ, દાળ, ઘી, સાકર, લઇ બહાર ઊભેલા કબીરને આપી પાછો અંદર ગયો. પછી હળદર, જીરૂ, હીંગ, મીઠું વિગેરે "સંતોને માટે જોઇએ તેટલું જ" લીધું. જેમ ગંગાનું જળ જોઇ તરસ્યો માણસ તરસ જેટલું જ પીએ છે, જેમ થાળીમાં ઘણું અન્ન પીરસ્યું હોય પણ ભૂખ્યો માણસ ભૂખ જેટલું જ ખાય છે, જેમ ભિક્ષા લેનાર કોળિયા ગણીને માગતો નથી, જેમ કીર્તન સાંભળીને વૈષ્ણવ ભકત તેમાંના દોષ ત્યજીને સદ્‌ગુણ ગ્રહણ કરે છે, જેમ રાજહંસ પાણી અને દૂધ ભેગાં હોય તેમાંથી દૂધ જ પીએ છે, તેમ દ્રવ્ય, વસ્ત્ર, આભૂષણ ત્યજીને કમાલે માત્ર જોઈતું જ અન્ન અને બીજી સામગ્રી લીધી. બહાર નીકળતાં વિચાર થયો કે વાણિયો સૂઈ રહ્યો છે તેને કહીને જવું કે જેથી ચોરી ગણાય નહીં. જેમ દુશ્મન નિરાંતે સૂતો હોય અને તેને અકસ્માત મારી નાખે કે અજાણ્યાની નિંદા કરે તો તે નક્કી ઘોર નરકમાં પડે છે. લડાઇમાંથી નાસી જતાં કે છાનામાના ચોરી કરતાં કે કોઇના ઘરને અગ્નિ લગાડતાં

ઘોર નર્કમાં જવાય છે. તો આપણે તો વૈષ્ણવભક્ત છીએ અને પાપ પુણ્ય સમજીએ છીએ. તેથી વાણિયાને સચેત કર્યા વિના ચોરીનો માલ લઈ જઈએ તે અયોગ્ય કહેવાય. તેથી વાણિયાને થાપટ મારી જાગૃત કર્યો અને કહ્યું કે સાવધ થઈ જા. અમે એ આવ્યા છીએ અને તારી દુકાન ફોડી સામગ્રી લઈ જઈએ છીએ તે જાણજે. તે સાંભળી વાણિયો બેઠો થયો અને કમાલે નાસવા માંડ્યું. ભીંતના બાકોરામાંથી બહાર નીકળતાં ડૂંટી સુધીનું કમાલનું શરીર બહાર છે અને બાકીનું અંદર દુકાનમાં છે. આવી સ્થિતિમાં શાહુકારે તેના પગ પકડી લીધા. જેમ હરણ જાળમાં ફસાય, જેમ માન સરોવર જતાં રાજહંસ રસ્તામાં પકડાઇ જાય, જેમ કૌરવોના ચક્રવ્યૂહમાં સુભદ્રાનો પુત્ર ફસાઈ જાય, જેમ બગીચામાં ફરતી કોયલને પારધી પકડે તેની રીતે કમાલને વાણિયાએ પકડ્યો. તે વખતે કમાલે તેના પિતા કબીરને કહયું કે જેમ રામના કામ માટે હનુમાને દ્રોણાચળ ઉપાડ્યો હતો; પણ રસ્તામાં ભરતે તેને વીંધીને નીચે પાડ્યો હતો તેવું આપણને થયું છે. હવે વાણિયો બૂમ પાડશે અને બજાર ભેગું થશે તો ગામલોકમાં આપણે ચોરની ગણત્રીમાં આવીશું, માટે મારું માથું કાપીને લઇ જાઓ. મનમાં માયા મમતા રાખશો નહીં; નહીં તો તમારા સત્વને હાની પહોંચશે. ચોરીની વાત સાંભળતાં જ સંતો જતા રહેશે. જેમ જારિણીની વાત સાંભળતાં પતિવ્રતા જતી રહે, જેમ અજ્ઞાની આવતાં પંડિત જતા રહે તેવી રીતે —

સદ્‌ગુરુની નિંદા કાને સાંભળી.
સજ્ઞાની ઊઠી જાય સર્વ કાળ.

તે પ્રમાણે ચોરીની વાત સાંભળતાં જ સંતો જતા રહેશે. માટે હે વિષ્ણુભક્ત, શાંતિસાગર, સદ્‌ગુણથી ભરેલી તમે માયા મમતા ત્યજી દો. પુત્રનાં વચન સાંભળી કબીરને સંતોષ થયો. પોતે સ્વહસ્તે કમાલનું માથું કાપી લીધું અને સામગ્રી પણ સાથે લઈને પોતાને ઘેર જઈ બધી વાત પોતાની પત્નીને કહી. કબીરની ધીરજ જોઈ પત્ની સ્તબ્ધ થઇ ગઈ! આ દૃષ્ટાંત જોઇ મહીપતિ કહે છે કે હે શ્રોતાજનો, જેમ શ્રીયાળને મંદિર મહાદેવજીએ આવીને; માણસનું માંસ માગ્યું ત્યારે તેણે પોતાના પુત્રને મારીને માંસ આપ્યું. તેવો જ આ કબીર કમાલનો પ્રકાર છે. પણ અહીં તો મહાદેવજીએ શ્રીયાળ પાસે માંસ માગીને તેની પરીક્ષા કરી, ત્યારે કબીરે તો કોઇના કહ્યા સિવાય, સંતોએ ભોજન માગ્યા વિના,

પુત્રનો વધ કર્યો તેથી ઉપર કહેલી ઉપમા પણ ઝાંખી પડી જાય છે. જેમ પૃથ્વી જેવું ધન કોણ છે કે આકાશ જેટલું વિશાળ કોણ છે? અશ્વત્થ જેવું પૂજ્ય વૃક્ષ બીજું કયું છે? ગરુડથી મોટું પક્ષી કયું છે? ગંગાથી મોટી નદી કઈ છે? સાગરથી મોટું સરોવર કયું છે? કલ્પતરુથી મોટું વૃક્ષ કયું છે? કામધેનુથી મોટી ગાય કઈ છે? અનસૂયાથી મોટી માતા ત્રિભુવનમાં મળશે નહીં. ચંદ્ર જેવું પ્રકાશમાન બીજું નક્ષત્ર આકાશમાં દેખાશે નહીં; દૈત્યવંશમાં બળિરાજા જેવો બીજો કોઈ મોટો દાતા થયો નથી વાલ્મિકી ઋષિ જેવા બુદ્ધિશાળી ભવિષ્યવેત્તા કવિ બીજા કોઇ થયા નથી. મારુતિથી મોટો બીજો કોઈ વાનર નથી. એમ ત્રિભુવનમાં જે ઉપમા આપી શકાય તેવી કબીરને આપવા જેવી ઉપમા જડશે નહીં. સામગ્રી ઘરમાં મૂકી, કમાલનું માથું પત્નીને આપ્યું. તેણીએ મોહ માયા સર્વ દાટી દીધી હતી; પણ તે માતા હતી તેથી તેની આંખમાં અશ્રુ આવ્યાં અને કહેવા લાગી:-

**કમાલ માતા કહે પુત્ર તું ખરેખર પરમાર્થી થયો,**
**સંતકારણે વણ માગ્યે દેહ દઇ દીધો.**
**સંસારમાં આવી તેં સાચે જ શ્રીરામ ભજ્યા,**
**કર્મ એવું શુભ તેં કર્યું કે ઉદ્ધાર થયો નિજ વંશનો.**

એ પ્રમાણે કહીને કબીર પત્નીએ ધૈર્ય રાખી મનને સમજાવી લીધું અને રસોઇનો સામાન લઇ બધી જ રસોઇ બનાવી દીધી. પછી સંતોને જમાડતાં કહે છે કે આજનો દિવસ ધન્ય છે કે સંતચરણ સેવાનો લાભ મળ્યો. ઘાસનું આસન કરી તે ઉપર સંતોને બેસાડી કબીર તેમની સેવા કરવા લાગ્યા. એમ કરતાં સવાર થયું અને સૂર્ય ઉગ્યો. સાધુજનો ઝટપટ ઊઠયા. પ્રાતઃસ્મરણ કરી સ્નાન કરવા નદી ઉપર ગયા. આ તરફ વાણિયાએ બૂમરાણ કરી મૂક્યું. તે સાંભળી આજુબાજુથી ગામલોકો દોડી આવ્યા ચોરની નજીક જઇને જુએ છે તો તેનું માથું કાપીને કોઇ લઈ ગયેલું જોયું. એટલે ચોરોને કેવી રીતે ઓળખી શકાય? લોકો વાણિયાને કહે છે કે તું નસીબદાર છે આ ચોરને મારીને બીજો ચોર જતો રહ્યો. તને સર્વેશ્વરની સહાય છે. નહીં તો આજે તારે માથે મોટું વિઘ્ન આવવાનું હતું. માટે જો પાસે દ્રવ્ય હોય તો કદી એકલા સૂઇ જવું નહીં. દ્રવ્ય પાસે હંમેશાં મોટો ભય રહે છે. જો દ્રવ્યની આશા કરશો તો સગો ભાઇ પણ વેરી થશે. દ્રવ્ય તારે છે અને દ્રવ્ય મારે પણ છે. રાજદરબારમાંથી છૂટવા મ?

જમીનગીરીમાં દ્રવ્યની જરૂર પડે છે. આ જોયુંને કે દ્રવ્યને લીધે એક ચોરે બીજા ચોરનું માથું કાપ્યું લાગે છે. તારું કંઈ સુકૃત હશે તેથી તું બચી ગયો છે. કોઈ કહે કે કદાચ તે ચોર નહીં હોય, પણ સજ્જન પણ હોય કારણ કે તેણે દ્રવ્ય, વસ્ત્ર, આભૂષણ વગેરેમાંથી કંઈ લીધું નથી. માત્ર થોડી અન્ન સામગ્રી જ લીધી છે તે એક નવાઈ લાગે છે; એ પ્રમાણે માણસો જુદું જુદું બોલે છે. શાહુકારે સત્વર રાજદરબારમાં જઈ ખબર આપી કે બે ચોર આવીને થોડી અન્નસામગ્રી ચોરી ગયા અને જતાં જતાં એકનું માથું કાપીને બીજો લઈ ગયો છે. આ સાંભળી સર્વ દરબારી હસી પડ્યા. રાજા ગુસ્સે થયા અને કહેવા લાગ્યા કે ચોરને ફાંસીએ લટકાવો. તેવો હુકમ થતાં સેવકોએ જઈને ગામના દરવાજા આગળ કમાલના શરીરને શૂળી ઉપર લટકાવ્યું. મરેલા મુડદાને સજા કરવી એ બુદ્ધિમંદતાનું લક્ષણ અને પરદેશમાં જઈ કજીઓ કરવો એ અજ્ઞાનીનું લક્ષણ કહેવાય. આ તરફ ગંગા નીરે જઈ સંતોએ સ્નાન કર્યું. દેવતાને અર્ઘ્ય આપ્યું અને જલદી જલદી કબીરને આશ્રમે પાછા આવ્યા. પછી કબીરને મળીને જવાની તૈયારી કરી. તેમને નમસ્કાર કરીને વળાવવા માટે કબીર ચાલવા લાગ્યા. સંતોને દંડવત્ પ્રણામ કરી કબીરપત્ની રુદન કરવા લાગી કે હવે સંતચરણ સેવાનો લાભ ક્યારે મળશે ? એમ નમ્રવચન કહીને કબીર તથા તેની પત્ની સંતોને વળાવવા જાય છે. શહેર બહાર જતાં દરવાજા સામે નવાઈ જેવું દૃશ્ય નજરે પડ્યું. શૂળી ઉપર માથા વિનાનું શબ લટકાવ્યું હતું, તે પ્રેત સામે સંતોએ દૂરથી જોયું. તે વખતે નવાઈ જેવો બનાવ બન્યો. કમાલના પ્રેતે બને હાથ જોડીને સંતોને નમસ્કાર કર્યા. આવું વિપરીત જોઈને ત્યાં ઊભેલા લોકોને ઘણી નવાઈ લાગી! માથા વિનાનું પ્રેત બે હાથ જોડી નમસ્કાર કરે છે તે ખરેખર જ નવાઈ કહેવાય! આથી સંતો કબીરને પૂછે છે કે આ પ્રેત અમને નમસ્કાર કરે છે પણ માથા વિના આ પ્રેતમાં પ્રાણ કેવી રીતે રહ્યો હશે? જેમ વૃક્ષ કાપી નાખ્યા પછી ડાળીઓ કરમાઈ જાય છે, જેમ તાર તૂટ્યા પછી વીણા કેવી રીતે વાગે? તેમ માથું કાપ્યા પછી પ્રેતમાં ચેતન કેવી રીતે રહ્યું. ત્યારે બે હાથ જોડી કબીર કહે છે કે જેમ ભીષ્મ શરશય્યા ઉપર પડતાં પ્રાણ રાખી રહ્યા હતા, જેમ અભિમન્યુ લડાઈમાં હણાયા છતાં ધૈર્યથી પ્રાણ ટકાવી શક્યો હતો અને જ્યારે અર્જુન મળ્યા ત્યારે દુઃખ જણાવી પ્રાણ તજ્યા હતા. જટાયુને રાવણે માર્યો ત્યારે શ્રીરામને સંદેશો કહેવા પ્રાણ ટકાવી રાખ્યો હતો; તેવો આ ચોર પણ વૈષ્ણવજન હતો અને તમારા ચરણની સેવા કરવાની હોંશવાળો હતો. તેથી

એક વખત નમસ્કાર કરવાની આશાએ પ્રાણ ટકાવી રાખ્યો હતો. તેનો તે મનોરથ પૂર્ણ થયો. તેણે તમારાં દર્શન કરીને આ નાશવંત દેહ નાખી દીધો. હવે તે અક્ષયપદને પામ્યો છે. આવાં વચન સાંભળી સંતોએ પૂછ્યું કે એવો તસ્કર તે કોણ હતો ? ત્યારે કબીર ભક્તે રાત્રે બનેલું વૃત્તાંત સંતોને કહી સંભળાવ્યું. આ સાંભળી સંતો કહેવા લાગ્યા કે અમે ભોજન માગ્યું ન હોત તો કમાલ જેવો સુપુત્ર મરણ પામત નહીં. ત્યારે કબીર કહે છે કે આ સંસાર નાશવંત છે. જેટલા આકાર દેખાય છે તે સર્વ નાશ પામનાર છે. જો મારા હાથે કમાલ મરાયો નહોત તોપણ તે કંઇ અમર રહેવાનો હતો ? તેણે તો સંતસેવા કરતાં દેહ આપ્યો. તેથી તે ભાગ્યશાળી થઇ ગયો. આવાં વચન સાંભળી સંતોને મનમાં કૃપા ઉત્પન્ન થઈ. પછી કબીરની પત્નીને તેઓએ કહ્યું કે ઘેર જઈ જલદીથી કમાલનું માથું લાવીને અમને બતાવો. આ સાંભળી માતા ઘેર જઈ કમાલનું માથું લઈ આવી અને તે સંતોને અર્પણ કર્યું. તે જોઇ સંતો ગદ્‌ગદિત થયા અને શૂળી ઉપરથી ધડને નીચે ઉતરાવ્યું. પછી તે ધડ સાથે માથું લગાડી દીધું. તે સમયે જે કૌતુક થયું તે ત્યાં હાજર રહેલાં સઘળાં નરનારીએ નજરે જોયું. સંતોએ કમાલના માથા ઉપર હાથ મૂકતાં જ કબીરપુત્ર સાવધ થઇને ઊઠયો અને સંતોને નમસ્કાર કર્યા. આ ચમત્કાર જોતાં કાશીનાં માણસો ભેગાં થયાં અને કબીરને સૌ પગે લાગ્યાં. કહેવા લાગ્યા કે આ કબીર ખરેખરા જ્ઞાની વૈષ્ણવજન છે કે જે જડ જીવોને તારનાર છે. પછી સંતોએ તેમને વરદાન આપ્યું અને તીર્થાટન માટે આગળ ચાલી નીકળ્યા.

આગળના અધ્યાયમાં અતિ પવિત્ર કબીરકથા ચાલુ રહેશે. આ કથાને જ પંઢરીક્ષેત્રનું સુંદર દેવળ જાણવું, કદી પણ ન થાકનાર ઘનનીલ ઇંટ ઉપર અક્ષય ઊભા છે. સંત સાધુ વૈષ્ણવજન પ્રેમે સત્કીર્તન કરે છે. તેનું દર્શન કરવા માટે હું પતિત અજ્ઞાન આવ્યો છું. સ્પષ્ટ કવિત્વરૂપી ફૂલ તુલસીદળ લઇને સદ્‌ભાવથી મહીપતિ ચરણે લાગે છે અને પ્રેમભાવ યાચે છે.

'સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથને આનંદ થાય છે. પ્રેમાળ ભકતો આ છઠ્ઠો અધ્યાય અતિ મીઠો છે, તે તમે પણ સાંભળજો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

## અધ્યાય ૭ મો.

## કબીર અને નીપટ નિરંજન; કબીર અને રામનંદ; કબીર અને નીંદક.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

આ સંતચરિત્ર ગ્રંથ ક્ષીરસાગરરૂપ છે. જુદાં જુદાં દ્રષ્ટાંત તે જળચર પ્રાણી છે કે જે સાગરજળમાં પ્રેમથી દોડે છે. જે આનંદે છે તે દરીઆનાં ઉછળતાં મોજાં જેવાં છે. જ્ઞાન એજ આકાશ એમ જ્ઞાની જુએ છે. જેવી રીતે મેઘ દોડતો આવે છે, તેવી રીતે ભાવિકજનો ગ્રંથસાર સાંભળવા આવે છે અને કથારસ પીએ છે. સંસારદુઃખથી જે સંતપ્તજન હોય છે તેના ઉપર આ ગ્રંથ વડે પ્રેમવર્ષા થાય છે અને તે સ્વાનંદરૂપી જળ પીએ છે. શ્રી પાંડુરંગની કૃપા પૂર્ણિમાના ચંદ્ર જેવી છે, તે ઉદય પામતાં આ સંસારરૂપી સાગર કે જેની પાર જવું દુર્લભ છે, તેને પ્રેમરૂપી નાવથી પાર ઉતારે છે. તેમાં કીર્તન પ્રસંગ પુણ્યકારક છે. જે આ ગ્રંથસાગરમાં સ્નાન કરશે, તેના દારુણ ભવરોગ નિશ્ચય જશે; એમ જાણજો. આગળના અધ્યાયમાં કબીરપુત્ર કમાલને સંતોએ જીવતદાન આપ્યું. ત્યારપછીનું ચરિત્ર પવિત્ર શ્રોતાજનો સાંભળજો:

એક દિવસ રાત્રિના સમયે કબીર ભક્ત બજારમાં થઈને જતો હતો. જતાં જતાં મનમાં પ્રેમથી શ્રીરામનું ભજન કરતો હતો. અંતરમાં શ્રીરામ રૂપનું ધ્યાન હતું. પ્રેમમય ગાન હતું. મોહ, મમતા, માન, અભિમાન નિરાશા વગેરે મનથી દૂર કરીને, અહંતા, મારાતારાપણું દૂર કરીને શ્રીહરિનું ચિંતન કરતો હતો. તે વખતે એક વાણિયણ ઓટલા ઉપર બેસીને ઘંટી વડે અનાજ દળતી હતી. તેને દળતાં જોઇને કબીર ભક્તનું હૃદય પીગળી ગયું. તેણે ત્યાં ઊભા રહી રડવાનું શરૂ કર્યું. તે સાંભળી આજુબાજુનાં નરનારી હસવા લાગ્યાં. તેઓને નવાઈ લાગી, તેમાંથી એક માણસે કબીરને રડવાનું કારણ પૂછ્યું. બીજાએ પૂછ્યું કે તમને કોણે દુઃખ દીધું તેનું નામ કહો. એમ ઘણાંએ પૂછ્યું; પણ કબીર તેનો જવાબ આપતા નથી. અંતે

કહેવા લાગ્યા કે મારા દુઃખનો ઉપાય તમારા કોઈથી થઈ શકશે નહીં. જેમ દુઃખીઓ પાસે જઈ દુઃખ કહેતાં દુઃખનો વધારો થાય છે; જેમ કોઈ સર્પને મિત્ર બનાવે તેથી તેને જરા પણ સુખ મળતું નથી, જેમ દારૂ પીધેલા માણસને ચતુર માણસ વિવેક વિચાર પૂછતો નથી, જેમ તર્કજ્ઞાની રોગનું ઔષધ લેતો નથી, જેમ ગમે તેટલી તૃષા લાગી હોય પણ ચાતક નદીનું પાણી પીતું નથી, જેમ ચંદ્ર ઉદય થયા વિના ચકોર પક્ષીને શાંતિ વળતી નથી, જેમ ખલ અજ્ઞાની શ્રોતાઓ આગળ ચતુર વક્તા પ્રેમથી બોલતા નથી, જેમ બનાવટી મોતીનો ચારો રાજહંસ ચરતા નથી, જેમ દુષ્ટને જોઈને બ્રાહ્મણો આશીર્વાદ આપતા નથી, જેમ નિંદાખોર આગળ જ્ઞાની વાત કરતા નથી, તેવી જ રીતે માયાના લોભી અજ્ઞાની માણસો કબીરને રડવાનું કારણ પૂછતાં; તેમને ઉત્તર આપતા નથી અને વધુને વધુ પોતે રડે છે. આથી લોકો કહેવા લાગ્યા, કબીર ગાંડો થઈ ગયો છે. તેટલામાં નીપટ નિરંજન સાધુ તે જગ્યાએ ઓચિંતા આવી ચઢ્યા. તે કબીરને પૂછવા લાગ્યા કે શોક કરવાનું કારણ શું છે તે કહી શકશો? કબીરે આંખો ઉઘાડીને જોયું તો જ્ઞાનસાગરને સામે ઊભેલા જોયા. મનમાં ધીરજ ધરીને કબીર વિચાર કરે છે કે આ કોઈ શાણો દેખાય છે માટે તેને કહેવાથી કંઈ સાર નીકળશે તેવો વિચાર કર્યા પછી તે બોલવા લાગ્યા, સારા વૈદને દુઃખ કહેવામાં રોગીનું મન ઉલ્લાસ પામે છે. જેમ કન્યાને પોતાની માતા પાસે સાસરીનું દુઃખ કહેતાં મન હલકું થાય છે, જેમ મનમાં સંશય હોય તો સારો શિષ્ય ગુરુને પૂછે જ, તેમ કબીરે નીપટ નિરંજનને કહેવા માંડ્યું કે હે કૃપાવંત, તમે મારા ચિત્તના અનુતાપનું કારણ પૂછો છો તો કૃપા કરી સાંભળો. સામે ઘંટીનાં પડ ફરતાં હતાં, તેમાં દાણાનો લોટ થતો હતો, તેવી જ મારી ગતિ થઈ છે. ભવચક્રમાં પડ્યો છું, તેનું ભાન થવાથી ભય ઉત્પન્ન થયો અને પછી બીક લાગવાથી રડવા માંડ્યું. તમારા સિવાય આ દુઃખમાંથી મારું કોણ રક્ષણ કરશે? તે સાંભળી નીપટ નિરંજન કહે છે કે નકામો શોક શા માટે કરે છે? ઘંટીનું પડ ફરતું જોઈને તને શોક થયો; પણ વિષ્ણુભક્ત આ બાબતનો તારો શોક દૂર કરશે. આધાર છોડી દઈને ફરનારા દાણાની જેમ ફરતાં કાળચક્રમાં લોટ થઈ જવાય એ સત્ય છે પણ–

ખૂંટી સાથે જે કણ વળગી રહ્યો, તે કાળચક્રે દળાયો નહીં,
તેવી રામભજને જેની પ્રીતિ, તેને કાળચક્ર દળી શકે નહીં.

તું તો સત્વધીર, વૈરાગ્યશીલ, શાંતિ ક્ષમાના પર્વત જેવો, છતાં સ્વપ્નમાં ભય જોઈને નકામી ચિંતા શા માટે કરે છે? આ પ્રમાણે

સાંભળીને કબીર સાવધ થયો. પછી બન્ને એકબીજાને પ્રેમભાવથી ભેટયા, નમસ્કાર કર્યા અને પછી છૂટા પડયા. કબીર ત્યાંથી પોતાને આશ્રમે આવ્યા. એ પછી રોજ નવી નવી કવિતાઓ બનાવી રોજ આનંદથી હરિગુણ ગાવા લાગ્યા.

એક સમયે કબીરને મનમાં વિચાર આવ્યો કે સદ્‌ગુરુ કર્યા વિનાનો માણસ આ સંસારમાં પ્રેત જેવો ગણાય છે. જેમ સ્ત્રી વિનાનો સંસાર નકામો, બાળક વિનાનું ઘર નકામું, સૌભાગ્ય વિના સ્ત્રીનું અલંકાર પહેરવું નકામું, ફળ વિનાનું વૃક્ષ નકામું, પરાક્રમ વિનાનું રાજાનું ગાદીએ બેસવું નકામું, મીઠા વિનાનું જમણ નકામું, આયુષ્ય વિનાની જુવાની નકામી, દ્રવ્ય વિનાનો શાહુકાર નકામો, મોટાઈ વિનાનો કારભાર નકામો, મેઘ વિનાની વર્ષાઋતુ નકામી, પાણી વિનાનું સરોવર નકામું, તીર્થ વિના પર્વ-કાળ નકામો, અનાજ વિનાનાં કણસલાં નકામાં, ઘરના મુખ્ય માણસ વિનાનો ઘરસંસાર નકામો, પ્રેમભાવ વિનાનું ગાયન નકામું, મર્યાદા વિનાની મૈત્રી નકામી, ભૂતદયા વિનાનું જ્ઞાન નકામું, તીવ્ર વૈરાગ્ય વિનાનો સન્યાસ નકામો, દ્રવ્ય વિના ભોગ વિલાસ નકામો, નિયમ પાળ્યા વિનાનું વ્રત નકામું, તેવી રીતે સદ્‌ગુરુ વિનાનો આ નરદેહ નકામો છે અને વ્યર્થ ફોગટ ફેરા સમાન છે.

તે સમયે કાશીમાં રામાનંદ સ્વામી રહેતા હતા. કબીરે સદ્‌ભાવથી તેમને શરણે જવાનો મનમાં નિશ્ચય કર્યો. જેમ સ્વયંવર વખતે અનેક રાજાઓને જોઈને પછી સીતાજી શ્રીરામને મનથી વર્યાં, જેમ રૂક્ષ્મણીએ શ્રીકૃષ્ણનું ધ્યાન ધરીને તેમને વરવાની ઇચ્છા કરી, તેમ રામાનંદ સ્વામીની ચરણરજ બનવાની કબીરે ઇચ્છા કરી. એક દિવસે વહેલા ઊઠીને એકાંત જોઈ રામાનંદ સ્વામીને આશ્રમે જઇ કબીરે તેમને પ્રણામ કર્યા. પછી દૂર ઊભા રહીને રામાનંદ સ્વામીને વિનંતિ કરી કે હે સ્વામી, મારા ઉપર કૃપા કરીને મને કૃતાર્થ કરો. કબીરનું એવું વચન સાંભળી સ્વામીએ કાનમાં આંગળી નાંખી અને પોતાના આશ્રમના અંદરના ભાગમાં જઇને બેઠા. કબીર આશ્રમ બહાર ઊભા રહીને થાકી ગયા ત્યારે તેમણે મીઠા શબ્દોથી ફરીથી વિનંતિ કરી કે હું દીન, અનાથ તમારા દ્વારે ઊભો રહીને થાકી ગયો છું. મારા ઉપર કૃપા કરીને ઉપકાર કરો. ત્યારે સ્વામી અંદરથી જ કહે છે કે તું મુસલમાન કુળમાં જન્મ્યો છે, તેથી તને શિષ્ય તરીકે સ્વીકાર કરવાનો મને અધિકાર નથી. જમીન જોઇને

બીજ વાવવું જોઇએ; સત્પાત્ર જોઇને દાન કરવું જોઈએ, વરની યોગ્યતા જોઇ કન્યા આપવી જોઈએ, એ સર્વજનો જાણે છે. ત્યારે કબીરે કહ્યું કે મારો તો નિશ્ચય જ છે કે તમને મારા ગુરુ માની કાયા, વાચા, અને મનથી સેવા કરવી. જેમ ચંદ્રનું હિત ચકોર ઉપર હોય છે અને તેની અનન્ય પ્રીતિ હોય કે નહીં તે છતાં ઇશ્વર તેના ઉપર અમૃત વૃષ્ટિ કરે છે. જેમ સૂર્ય ઉગ્યા સિવાય કમળ ઉપર અનન્ય પ્રીતિ કરતો નથી તે છતાં પણ કમળ બીજા ઉપર પ્રીતિ કરી કદી વિકસતું નથી. જેમ એકલવ્ય કોળી માટીનું પુતળું કરી તેને દ્રોણગુરુ માની ધનુર્વિદ્યા શીખ્યો અને તેને વિદ્યા ફળીભૂત થઈ; તેમ મેં પણ તમારા ચરણ પકડવાનો નિશ્ચય કર્યો છે. એમ કહી ફરીથી દંડવત્ પ્રણામ કર્યા. પછી તે પોતાને ઘેર જઈ વિચાર કરવા લાગ્યા કે ગમે તેમ કરીને સ્વામીજીના મોંમાથી રામનામ સાંભળી ચરણરજ લેવી. એટલે ગુરુ કર્યા સમાન થશે. માટે તેવો કોઈ ઉપાય યોજવો. પછી રસ્તા વચ્ચે એક ખાડો ખોદી તેમા પોતે બેઠા. તે રસ્તેથી રામાનંદ સ્વામી રોજ પ્રાતઃકાળે ઉઠી ગંગા નદીમાં સ્નાન કરવા જતા હતા. જેમ સરોવરનું કમળ રાત્રીએ બિડાઈ જાય અને પછી ખીલવા માટે સૂર્ય ઉગવાની રાહ જુએ છે, જેમ ચાતક પક્ષીને તરસ લાગે ત્યારે તે વરસાદની જોવી રાહ જુએ છે, તેવી રીતે ભકત કબીરે ખાડામા બેસીને ગુરુની રાહ જોવા માંડી. જેમ પૂર્ણિમાની ચાંદની જોવા ચકોર પક્ષી રાહ જુએ છે, જેમ ભૂખ્યું બાળક માતાની રાહ જુએ છે, જેમ દુકાળ પડતાં પ્રજા વરસાદની રાહ જુએ છે, તેમ કબીર રામાનંદ સ્વામીની રાહ જોવા લાગ્યા. રાત્રી ચાર ઘડી બાકી હતી તે સમયે રામાનંદ સ્વામી ઊઠીને ઉતાવળે ગંગાસ્નાન કરવા નીકળ્યા ઉતાવળે જતાં રસ્તામાં ખાડામાં કબીર બેઠા હતા તેમને સ્વામીનો પગ વાગ્યો, એટલે તે રામ રામ બોલ્યા અને કોને પગ વાગ્યો હતો તે જોવા લાગ્યા. તે વખતે ભક્ત કબીર ઊભા થયા અને કહ્યું કે સ્વામી, તમે મારા ઉપર અપાર કૃપા કરી છે. મારા કપાળ ઉપર તમારો સહેજ ચરણસ્પર્શ થયો અને તમે રામ રામ મંત્ર સંભળાવ્યો; એ મારું મોટું ભાગ્ય છે. હવે ત્રિભુવનમાં મારા જેવો ભાગ્યશાળી બીજા કોઇને હું જોતો નથી.

અનંત જન્મ સુકૃત કર્યાં હશે,
તેનું ફળ આજ સદ્‌ગુરુકૃપા દીસે;
આજે મુજ જન્મમરણ ટળ્યાં,
સદ્‌ગુરુ ચરણરજ શીરે લાગતાં.

જ્યારે નસીબ મદદગાર થાય છે ત્યારે રેતીમાંથી રત્ન મળે છે અને ખારૂં જળ હોય તે સરોવરમાં મીઠું જળ થાય છે. પછી તો રામાનંદ સ્વામી સમક્ષ કબીર ભક્ત આનંદથી નાચવા લાગ્યા. તેમને ઘણો જ આનંદ થયો અને સંપૂર્ણ આનંદસ્વરૂપ થઇ ગયા. જેમ ભૂખ્યા માણસને અન્ન મળે તે મિષ્ટાન્ન જેવું લાગે, જેમ ઝાડ સુકાઈ જતું હોય ત્યારે વરસાદ આવીને પાણી પીવડાવે, જેમ મરવાની અણી ઉપર આવેલાને ઇંદ્રદેવ આવી અમૃત પાન કરાવે, જેમ ગરીબને દ્રવ્ય મળે, જેમ રોગીને દિવ્ય ઔષધ મળે, જેમ સાધકને સત્સંગ મળે, તો તેનો આનંદસાગર ઉભરાય છે, તેમ કબીરને થયું. જેમ સાસરે રહેલી દીકરીને તેની માતા મળે, જેમ ગરીબને કામધેનું મળે, જેમ જીત મેળવ્યા પછી રાજા સિંહાસન ઉપર બેસે અને તેને જેવો આનંદ થાય તેમ કબીરને થયું. જેમ ગોદાવરી મળવાથી ગૌતમ ઋષિને આનંદ થયો, જેમ વ્યાસ મુનિને નારદજી જોઈ આનંદ થયો તેમ કબીરને ગુરુ મળ્યાનો મનમાં આનંદ થયો અને ગુરુ મેળવ્યાનું સમાધાન થયું. રામાનંદ સ્વામી પણ મનમાં આનંદથી હસવા લાગ્યા અને સાથે સાથે અચંબો પણ પામ્યા. પછી પોતે નદીમાં સ્નાન કરવા ગયા. તેમને પણ ખાત્રી થઇ કે કબીરના જેવો નિશ્ચય બીજા કોઈનો નહીં હોય. છતાં સ્વામીએ મનમાં વિચાર્યું કે આને કસોટી ઉપર ચઢાવવો જોઈએ. માટે તેને કંઈ કષ્ટ આપીશ. જેમ સોનાની કણી હોય તેને ગરમ કરી પરીક્ષા કરવી, હીરાને એરણ ઉપર મૂકી ઘણ મારી જોવો, મોહરાને સુતરમાં વીંટી અગ્નિમાં પરીક્ષા કરવી, જેમ વિશ્વામિત્રે રાજા હરિશ્ચંદ્રને છેતરીને પરીક્ષા કરી, જેમ શંકર ભગવાને શ્રીયાળની સાધુરૂપે પરીક્ષા કરી, જેમ બાણથી ઘવાયેલા કર્ણ પાસે કૃષ્ણ દાન લેવા માટે ગયા, તેવી રીતે બહારથી ખોટો ક્રોધ કરી કબીરના મનની પરીક્ષા કરવાનો સ્વામીનો વિચાર થયો: એક દિવસે કબીર આનંદથી ગાતા ગાતા બજારમાં થઈને જતા હતા. તે સમયે તેમની આંખમાંથી હર્ષનાં આંસુ વહેતાં હતાં, અને પ્રેમાનંદથી તે નાચતા નાચતા જતા હતા. તે બોલતા હતા કે મારા સદ્‌ગુરુ રામાનંદ સ્વામીનાં ચરણકમળને મારા હૃદયમાં રાખતાં મને અતિ આનંદ થાય છે. એ સાંભળી દૂરથી રામાનંદ સ્વામી આવતા હતા તેમણે ક્રોધથી કબીરને મારવા માટે પગમાંથી પાવડી કાઢીને કહ્યું કે તું મારો શિષ્ય ક્યાંથી? તું જૂઠું બોલે છે. મેં તને ક્યારે ઉપદેશ આપ્યો છે, તેનો સાક્ષી કોણ છે? એમ કહીને છૂટી પાવડી કબીરના માથામાં મારી. જેમ માતા બાળક ઉપર બહારનો ક્રોધ કરે છે, જેમ વારંવાર માતા દિકરીને ગુસ્સે થઈને શીખામણ

આપે છે, જેમ ગુરુ પોતાના શિષ્યને વધારે વિદ્યા આવડે તે માટે શિક્ષા કરે છે, જેમ રોગ દૂર કરવા ખેડૂત પશુને બળ કરીને ડામ દે છે, જેમ સોનાને પણ અગ્નિમાં તપાવીને પરીક્ષા કરે છે, તેમ કબીરનો નિશ્ચય તપાસવા સ્વામીએ તેના માથામાં પાદુકાનો પ્રહાર કર્યો. તેથી કબીરના માથામાંથી ધડધડ લોહી વહેવા લાગ્યું. પણ કબીરને સંતોષ થયો હતો, તે બોલ્યા કે સારું થયું. જ્યારે મને ઉપદેશ આપ્યો ત્યારે કોઇ સાક્ષી નહોતો એમ કહી, ગુરુ ગુસ્સે થયા છે; પણ હવે તો સઘળા ભેગા થયેલા લોકોના દેખતાં ગુરુએ કૃપા કરી મારા મસ્તકે પાદુકા મૂકી છે તે સઘળા લોકોને જાહેર થયું છે. પૃથ્વી, પાણી, તેજ, આકાશ, વાયુ અને નારાયણ એટલા સાક્ષી તો મને ઉપદેશ આપ્યો ત્યારે તો હતા જ. તે વખતથી મેં તમારી ચરણ સેવા શરૂ કરી છે. આવાં કબીરનાં વચન સાંભળી સ્વામીને ઘણો આનંદ થયો અને સંતોષ થયો. પોતે ઉતાવળે જઇને કબીરના કપાળ ઉપર પાવડી વાગી હતી ત્યાં હાથ મૂકયો અને કહ્યું કે તારો નિશ્ચય જોઇ હું પ્રસન્ન થયો છું. તેં મારી પરીક્ષામાં સફળતા મેળવી છે. હવે તું "રામ કૃષ્ણ" મંત્ર જપીને રોજ ભજન કરજે. એમ સદ્‌ગુરુએ કહ્યું ત્યારે કબીરને અત્યાનંદ થયો અને તે વિધવિધ પ્રકારથી શ્રીરામ ગુણગાન ગાવા લાગ્યો :

તજીને દુરાશા લૌકિક માન, તજીને ઇંદ્રિય વિષયોનું ધ્યાન,
તજીને જ્ઞાનનું માન અપમાન, કરે કબીર દિનરાત કીર્તન.

કાશીનાં સર્વ માણસો કબીરને ધન્યવાદ આપવા લાગ્યાં. કબીરની આબરૂ વધી તે દુર્જનોથી સહન થયું નહીં. સજ્જનોની કીર્તિ સાંભળીને દુર્જનોને લજ્જા આવી. જેમ સૂર્યોદય થતાં ઘુવડ લજ્જિત થાય છે, જેમ ચંદ્રનું અજવાળું થતાં ચોર લજ્જિત થઈ સંતાય છે, જેમ દાનેશ્વરની કીર્તિ સાંભળી કંજુસનો જીવ બળી જાય છે, જેમ પતિવ્રતાની આબરૂ સાંભળી જારિણીને સંતાપ થાય છે, જેમ વેદાંતજ્ઞાન સાંભળી પાખંડીને ત્રાસ થાય છે તેવી રીતે કબીરની પ્રતિષ્ઠા થતાં નિંદક તેનો વિનાશ ઇચ્છવા લાગ્યા. એક વખત એકાંતમાં કેટલાક નિંદકો ભેગા થઈ વિચાર કરે છે કે-સંત સેવા કરતાં કબીર બહુ ચઢી ગયો છે. તેણે પોતાને હાથે પુત્રને કાપી નાખ્યો પણ સંતોએ તેને જીવતો કરી આપ્યો તે દિવસથી સઘળા લોકો તેને નમે છે. હવે કબીરને ખબર ન પડે તેવી રીતે સમસ્ત હિંદુસ્તાનના સંતોને તેડાવીએ, તે બધા એક જ દિવસે આવે તે પ્રમાણે કરીએ. અને સંતોને એક જ દિવસે આવેલા જોઇ કબીરથી તેઓની વ્યવસ્થા થઈ શકે

નહીં. તેથી તે ગભરાઈને નાસી જશે. આટલો મોટો સંતમેળો થતાં તેનાથી કંઇ સારવાર થશે નહીં. અને સંતો તેને શ્રાપ આપશે. આપણે બીજું કંઈ કરવું પડશે નહીં. જેવી રીતે નારદજી એક બાજુએ રહી દેવો અને દૈત્યોને લડાવીને પોતે કૌતુક જૂએ છે, જેમ શકુનિ પાંડવકૌરવમાં કળિયુગ મૂકીને દૂરથી તેઓનો કલહ જૂએ છે, તેવી રીતે નિંદકોએ અપાર સંતો બોલાવી કબીરનું અપમાન કરાવવાનો વિચાર કર્યો. પછી કબીરના નામથી સંતો ઉપર પત્ર લખવા માંડયા. તે પત્રો હરદ્વાર, મથુરા, ગોકુળ, વૃંદાવન, દ્વારકા પટ્ટણ એમ દરેક સ્થળે લખ્યા. તેમાં એક જ સ્થળે, એક મહિના પછી એક જ દિવસે આવવાનું લખ્યું. ત્યારપછી એક બીજા સાથે ખાનગીમાં વાત કરવા લાગ્યા કે આ બાબતની કબીરને ખબર પડવી જોઇએ નહીં. જ્યારે એક જ દિવસે લાખો સંતો આવશે ત્યારે કયો ઉદાર શાહુકાર તેને માટે પૂરતું અનાજ મેળવી આપશે? એમ કબીરની કફોડી દશા કરવાનો ઘાટ ઘડાયો. જેમ દુર્યોધને પાંડવોને શાપ આપવા માટે દુર્વાસા ઋષિને મોકલ્યા હતા તે પ્રમાણે મનમાં દુર્બુદ્ધિ લાવીને અગણિત સંતોને પત્ર લખી આમંત્રણ અપાયાં હતાં. હવે કબીર ભક્તનો પત્ર મળતાં સંતોએ તેને મસ્તકે મૂકી નમન કર્યું. અને આમંત્રણ સ્વીકારી તે જ તીથીએ પૂર્વ, પશ્ચિમ ને દક્ષિણ દિશાએથી સંતોનાં ટોળે ટોળાં કાશીમાં કબીર રહેતો હતો ત્યાં આવવા લાગ્યાં. કબીર પણ તેઓને નમન કરી પ્રેમથી આવકાર આપતો હતો. અસંખ્ય વૈષ્ણવોનો મેળો જોઈને સંતોને ઘણો આનંદ અને સંતોષ પણ થયો. તેઓ કહેવા લાગ્યા કે આજનો દિવસ ઘણો ઉત્તમ છે કે સંતોનાં દર્શનનો લાભ મેળવવા ભાગ્યશાળી થયા. તે સમયે જે દુર્જનોએ પત્રો લખ્યા હતા તે તાળી દઈ હસતા હતા, અને કહેતા હતા કે હવે જ કબીરને માથે સંકટ આવ્યું છે, અને તેનું બરાબર અપમાન થશે. આ સંકટ જોતાં જ અયોધ્યાવાસી જાનકીપતિ કહેવા લાગ્યા કે મારા ભક્તને હલકો પાડવાનું કાવતરુ હું કદી સહન કરીશ નહીં. કબીરને તો સંસાર પ્રપંચમાં આસક્તિ નથી તેથી તે તો અગણિત સંતો આવે છે, તેઓના દર્શનનો લાભ લીધા કરશે. મારે હવે તેને સહાય કરવા જવું જ જોઈએ. તેની પૂરેપૂરી સંભાળ લેવી જ પડશે; દરેક તીર્થક્ષેત્રમાંથી વૈષ્ણવો ગંગા નીરે આવી રહ્યા છે તેમને જોઈને કબીરનું સંકટ જગજીવન સમજી શકયા. પછી પોતે જેટલા સંતો આવ્યા હતા તેટલાં કબીરનાં રૂપ લઈને દરેકને ભેટયા અને તે અનંત રૂપ લઇ દરેકની સેવા કરવા લાગ્યા. દુષ્ટ લોકો તો આ જોઇ ઘણી જ નવાઇ પામ્યા અને અનંત કબીર મેળામાં જોઈ

વિસ્મય પામ્યા ઈશ્વરની આવી અકળ માયા છે કાશીના નરનારી આ જુએ છે ત્યા અનત કબીર સતોની સેવા કરે છે અને સમાચાર પૂછે છે કોઈ ઠેકાણે કબીર સતોના પગ ધોઈ પૂજા કરે છે, તો કોઇ ઠેકાણે પાદુકા ઉપાડી લે છે એ પ્રમાણે નાટકી માયાવાળા હરિ કબીર રૂપે કોઈ સતો આગળ ભજન કરે છે, કોઇને જમાડે છે, કોઇને પાન આપે છે, કોઇને સુવાની વ્યવસ્થા કરે છે અને ત્યા પાસે બેસે છે કોઇને મધુર વચનથી રાજી કરે છે કોઇને ભાગ પીવડાવે છે કોઇને હુકા ભરી આપે છે કોઈને કહે છે - કૃપા કરીને મારા આશ્રમમા આવો કોઈને ગોપીચદન લગાવે છે, કોઇને તુળસીની માળા પહેરાવે છે, કોઇને કપાળે કસ્તુરી લગાડે છે, કોઇને આભૂષણ આપે છે કોઈને એકાતમા બેસાડી આત્મજ્ઞાનની ચર્ચા કરે છે કોઇની પાદુકા લઈ માથે મૂકે છે કોઇને તૃણાસન આપી શયન કરાવે છે કોઇને અફીણ ગાજો આપે છે કેટલેક સ્થળે સખ્યાબધ સતોને બેસાડીને જમાડે છે કોઈને પાણી પીવડાવે છે, કોઈને પખાથી પવન નાખે છે, કોઈને શયન કરાવી પગચપી કરે છે, કોઈ પુસ્તક વાચતા હોય ત્યા બેસી સાભળે છે કોઈને સ્નાન કરાવે છે, કોઈને વિનતી કરે છે કે મારા લાયક કામકાજ કહો કોઈને ફરાળ કરાવે છે, કોઈને ચમ્મર ઢોળે છે એમ રૂક્મિણીવર કબીર રૂપે સૌ સતોની સેવા કરે છે

જેમ સૂર્ય એકજ પણ અનેક કિરણોથી સર્વને પોષે
તેમ ચક્રપાણિ એકલો પણ અનંત કબીર રૂપે તોષે

એક સમયે બાળપણમા શ્રીકૃષ્ણને હાથે પકડીને એક ગોવાળણી યશોદામાતા પાસે ફરિયાદ કરવા તેડી લાવતા હતા, ત્યારે તેને કૃષ્ણના અનેક રૂપ દેખાયા હતા અને ઝખવાણી પડી હતી એક વખતે કૌરવો જમવા બેઠા હતા અને દ્રૌપદી પીરસતી હતી, ત્યારે તેઓએ મશ્કરી કરવા માડી તે સમયે દ્રૌપદીએ શ્રીકૃષ્ણને મનમા યાદ કરતા દરેક કૌરવ પાસે એક એક દ્રૌપદી રૂપે પોતે પ્રગટ થયા અને પછી દુર્યોધનનુ અપમાન કર્યું, તેવી રીતે કબીરની નિર્મળ ભકિતથી પ્રસન્ન થઈ કબીરના અસખ્ય રૂપ લઇને સત સેવામા જરા પણ ખામી આવવા દીધી નહીં અને તે કૌતક કાશીમા અનેક નરનારીઓએ જોયુ ત્રણ રાત્રી સુધી આ સત મેળો કાશીમા રહ્યો, તે દરમિયાન વૈકુંઠનાથે તેઓની સારી સેવા કરી બધા સતોને મહરતે વસ્ત્ર આભૂષણ આપ્યા અને વળી જેને જેવી ઈચ્છા હતી તે પ્રમાણે આપી સતોને પમાડી વિદાય કર્યાં ત્યાર પછી પોતે અદ્રશ્ય થયા આ

પ્રસંગ પછી તરત જ દુર્જન રાણી કબીરને આશ્રમે ગઈ. તેઓ કહેવા લાગ્યા કે તમે સાચા વૈષ્ણવ છો. અમે તો ઘણું કપટ કર્યું, પણ શ્રીરઘુવીરે તમને સહાય કરી તે અમે નજરો નજર જોયું છે. તેમણે તમારી કીર્તિ વધારી આપી. દિવાનું તેજ ઘણું છે તે કંઈ પતંગિયાથી બુઝાય નહીં. જેમ લાખાગૃહમાં પાંડવોને પૂર્યા; પણ કૌરવો તેમને બાળી શક્યા નહી, વડવાનળથી સમુદ્ર બળે નહીં; એવું કહીને સર્વે દુર્જનોએ કબીરને દંડવત પ્રણામ કર્યા અને તેમની પ્રત્યેનો દ્વેષભાવ દૂર કર્યો. ત્યાર પછી પ્રેમથી કબીર સાથે રહી શ્રીહરિનાં ગુણગાન ગાવા લાગ્યા.

આગળના અધ્યાયમાં રૂક્મિણીવર જે ભક્તભૂષણ કૃપા સાગર છે તે જ્ઞાનેશ્વર રૂપે પૃથ્વી ઉપર અવતાર લેશે. તેમની કથા નવરસ ઉત્પન્ન કરનારી છે. જે આર્ત હશે તેમના પાત્રમાં પીરસાશે. સદ્‌ભાગી પ્રેમાળજનો જે પ્રેમ ભૂખ્યા હશે, તે પ્રેમથી તેનું સેવન કરશે.

વિકલ્પ મક્ષીકા ઉડાવી દૂર,
કથાસાર ચાખે ભક્ત ચતૂર.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રીજગન્નાથ પ્રસન્ન થાય છે.
પ્રેમાળ ભાવિક ભક્તોએ આ સાતમો રસાળ અધ્યાય સાંભળ્યો.

= શુભં ભવતુ =

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૮ મો.

# જ્ઞાનેશ્વરના પિતા શ્રી વિઠ્ઠલપંતનું ચરિત્ર.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

આજનો દિવસ શુભ દિન છે કે જે દિવસે સંતચરિત્ર ગ્રંથનાં દર્શન થયાં. શ્રોતા અને વક્તા બંનેને પ્રેમ–સુધારસ પ્રાપ્ત થયો. ભક્ત કથાને સુધારસ કહેવો એ દૃષ્ટાંત પણ કેટલું સુંદર લાગે છે! જેમ ઇંદ્રે અમૃત ગ્રહણ કર્યું, પછી મોક્ષપદ બીજા કોને મળે? પણ જેણે સંત કથારસ ચાખ્યો છે તેને અક્ષયપદ મળ્યું છે, એમ જાણજો. ભક્તકથા સાંભળતા જન્મ મરણનો ફેરો ટળી જાય છે. ગંગાજળની ઉપમા આપો તો પણ ભક્ત કથારસની બરાબરી કરી શકે નહીં. જે ત્રિવેણીમાં જઈ કરવત મૂકાવે તેને મોક્ષ મળે છે એવું કહેવાય છે, પણ હરિ કથામાં તેવું નથી. તે તો માત્ર સાંભળવાથી જ શ્રોતા પાવન થાય છે. માટે જ સર્વ ચતુર પુરુષોને કથારસ શ્રવણ કરવાનું ગમે છે. પ્રેમાળ ભક્તોનાં ચરિત્રો સૂર્યથી અતિ તેજસ્વી છે, ચંદ્રથી અતિ શીતળ છે, આકાશથી અતિ નિર્મળ છે તે જાણજો. હવે બધા એક ધ્યાનથી સાંભળો :

એક સમયે બ્રહ્મા તથા શંકર ભગવાન શ્રીહરિનાં દર્શન માટે ક્ષીરસાગરમાં ગયા. ત્યારે શ્રીહરિએ કહ્યું કે આપણે પૃથ્વી ઉપર અવતાર લેવાનો સમય આવ્યો છે. ત્યાં નિવૃત્તિ, સોપાન અને જ્ઞાનદેવ એ નામથી દુનિયામાં લીલા કરી અજ્ઞાનીજનોનો ઉદ્ધાર કરીએ. આપણે ત્રણે જણ એક સ્થળે જન્મ લઇએ. આદિમાયા મુક્તાબાઈ આપણી બેન થઇ અવતાર લેશે. હવે દક્ષિણ ગંગા નદીને કિનારે પવિત્ર ગામ આપેગામ છે ત્યાં ગોવિંદ પંત કુલકર્ણી વિષ્ણુ ભક્ત રહેતા હતા. તેની પત્નીનું નામ નીરાબાઈ હતું. તે પરમ ભાવિક અને પતિવ્રતા હતી. તે ગર્ભવતી હોવાથી તેને પુત્ર પ્રાપ્તિની તીવ્ર ઇચ્છા હતી. તેને ઉદરે મૂર્તિમંત વૈરાગ્ય સ્વરૂપ આત્મા હતો. તે નવવિધ ભક્તિથી ભરેલો હતો. તેનો ત્યાં જન્મ થયો. તે ભક્તિ જ્ઞાન

વૈરાગ્યના પુતળા જેવાનો જન્મ થયો જોઈ તેનાં માતાપિતાને ઘણો આનંદ થયો. પુત્ર બાર દિવસનો થયો ત્યારે તેનું નામ "વિઠોબા" રાખ્યું. તે આઠ વર્ષનો થયો ત્યારે તેને જનોઈ દાન દીધું. પછી તેણે વેદશાસ્ત્રનો અભ્યાસ કર્યો. પિંગળ કાવ્ય, વ્યાકરણ વગેરેનો અભ્યાસ પણ કર્યો. પછી તેણે મનથી તીર્થાટન કરવાનો વિચાર કર્યો. મનમાં ભક્તિભાવ ધરીને માતા પિતાને પૂછે છે કે હવે મને આજ્ઞા આપો તો હું પુષ્કર તીર્થ જઈ આવું. આવાં પુત્રનાં વચન સાંભળી, તેનાં માતાપિતાના મનમાં સમાધાન થયું. વિઠોબા નમન કરીને ત્યાંથી પુષ્કર તીર્થ જવા નીકળ્યો. **જ્યાં સુધી ચિત્તમાં વૈરાગ્ય ઉપન્યો નથી, ત્યાં સુધી સર્વ શાસ્ત્ર અભ્યાસ મિથ્યા જાણજો.** મોટા કાન હોય પણ બહેરો હોય તો કાન શું કામના ? મોરને અંગે ઘણી આંખો દેખાય છે પણ તેનાથી જોઈ શકાય નહિ તેથી તે શા કામની ? બકરીને ગળે આંચળ હોય છે પણ તેમાંથી દૂધ નીકળે નહીં તેથી તે શા કામના ? કંજુસને ત્યાં ઘણું ધન દાટેલું છે પણ ઉપયોગમાં આવે નહીં તેથી તે શા કામનું ? તેવી રીતે ભવૈયાનું ગાવું પણ નકામું છે; વિધવાનું તારુણ્ય નકામું છે; નાક વિનાનું મોં નકામું છે. ઉપયોગી કામ ન થાય તેવો કારભાર નકામો છે. પુરુષત્વ વિનાનો માણસ નકામો છે. શાસ્ત્રોનો અભ્યાસ કરે પણ ચિત્તમાં તે ધર્યો નહી તો તે વિદ્યા નકામી છે. તે જેમ નદી કિનારે બગલુ ધ્યાન ધરે પણ ચિત્ત માછલીમાં હોય તેમ તે નકામું છે. આ પ્રમાણે સમજીને જ વિઠોબાને મનમાં અનુતાપ થયો અને તેથી તે તીર્થાટન કરવા નીકળી પડયો. માયા મમતાનો ત્યાગ કરીને હરિ ભજનમાં લીન થઈને જતો હતો. પહેલાં વિઠોબા દ્વારકાં ગયો, ત્યાં ગોમતીસ્નાન કર્યું, પછી શ્રીકૃષ્ણ મૂર્તિનાં ( રણછોડરાય દ્વારકાધીશમાં ) દર્શન કરી પ્રેમથી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પછી ભગવાને મત્સ્યાવતાર લઈ શંખાસુરને મારીને ઉધ્ધાર કર્યો હતો તે સ્થળે ગયા. ત્યાંથી દ્વારકાં પાસે પીંડારક ગામે ગયા, જ્યાં "સર્વ યાદવોનો નાશ થશે." એવો શાપ ઋષિએ આપ્યો હતો. ત્યાંથી આગળ મંગળહુડા ગયા. દ્વારકાંનો કળશ જોઈ, આગળ ચાલતાં સુદામાપુરી ( હાલનું પોરબંદર ) જોઈ, ત્યાંથી મુળમાધવ સ્થળ જોયું કે જ્યાં ભીમક રાજાએ તેમની પુત્રી રૂક્મિણીનાં લગ્ન કર્યાં હતાં. માલુકા તીર્થમાં શ્રીકૃષ્ણે દેહત્યાગ કર્યો હતો ત્યાં જઈને વંદન કર્યાં, પછી પ્રભાસપાટણ જઈ સોમનાથ મહાદેવની પૂજા કરી ત્યાંથી આગળ જતાં મુચકુંદની ગુફા જોઈ, આગળ જતાં કાળયવનને ભસ્મ કર્યો હતો તે સ્થળ જોયું. ત્યાંથી ધવલપુર આવીને વિશ્રાંતિ સ્થાન જોયું. તે સિવાય

રસ્તામાં આવતાં મોટાં તીર્થો કે જે પુરાણુ પ્રસિદ્ધ છે. ત્યાં સર્વ સ્થળે જઈ નમસ્કાર કર્યા. ત્યાંથી વળતાં નાસિક જિલ્લામાં સપ્તશૃંગી માતાને વંદન કરી અરૂણાવરૂણામાં સ્નાન કરી પ્રાચીન ગોદાવરી તીર્થમાં નાસિક ગયા. ત્યાંથી આનંદ પામી કપાલેશ્વરનાં દર્શન કરી ત્ર્યંબકેશ્વરનાં દર્શન કર્યાં. કુશાવર્તમાં સ્નાન કર્યું, ગંગા દ્વારે દર્શન કર્યાં. અને ત્યાંથી બ્રહ્મગિરિ ઉપર જઈ પૂજા કરી, અંતરમાં અત્યંત આનંદિત થયા. ત્યાંથી તીર્થાટન કરતાં કરતાં કોલાબા જિલ્લાના કરજત તાલુકામાં ભીમાશંકર જઈ સ્નાન કરી જ્યોતિર્લિંગનાં દર્શન કર્યાં, અને અનુતાપ કરતાં અંતર શુદ્ધિ થઈ આ પ્રમાણે રોજ રોજ તીર્થાટન કરતાં કરતાં હરિકીર્તન ચાલુ જ હતું. ત્યાંથી આગળ જતાં પુના જિલ્લામાં "આળંદી" ગયા ત્યાં ચક્રતીર્થમાં સ્નાન કર્યું પછી પૂજા કરવા બેઠા તે સમય સીધો પંત નામે બ્રાહ્મણ સ્નાન કરવા આવ્યો હતો. તેમણે વિઠોબા બ્રહ્મચારીને જોયો. તેને દંડવત પ્રણામ કરીને તેનું નામ પૂછ્યું. વળી તેના ગામનું નામ પૂછ્યું. તે સાંભળી બ્રહ્મચારી કહે છે કે ગંગાતીરે આપેગામથી આવું છું. ત્યાં મારાં વૃદ્ધ માતા પિતા રહે છે. હું દ્વારકાં જાત્રા કરવા ગયો હતો, ત્યાથી તીર્થાટન કરતો અહીં આવ્યો છું. સિધો પંત કહેવા લાગ્યા કે આજનો દિવસ ધન્ય છે કે બ્રહ્મચારીનાં દર્શન થયાં. હવે મારે ઘેર આવીને તેને પવિત્ર કરો. એમ કહીને સિધો પંત તેને પોતાને ઘેર લઇ ગયા. ભોજન, પંચામૃત, જમાડી સુવા માટે વ્યવસ્થા કરી આપી. રાત્રીના સમયે શ્રી પંઢરીનાથે સિધો પંતને સ્વપ્નું આપ્યું અને કહ્યું કે અલંકાર સહિત તારી પુત્રીનું આ બ્રહ્મચારીને કન્યાદાન આપ. એવું સ્વપ્ન જોઇ તેના મનનું સમાધાન થયું. સ્નાન સંધ્યાથી પરવારીને સવારમાં સિધો પંતે બ્રહ્મચારીને સ્વપ્નની વાત કહી. ત્યારે તે કહે છે કે તમારી વાત ખરી છે પણ પંઢરીનાથે મને ક્યાં સંસારી થવાની આજ્ઞા કરી છે? ત્યારે સિધો પંતે કહ્યું કે આજની રાત્રી અહીં રહો અને જો મારું સ્વપ્નું સત્ય હશે તો તમને પણ આજ્ઞા કરશે, તે નક્કી જાણજો. તુલસીક્યારા પાસે આસન કરીને તે બ્રહ્મચારીએ ત્યાં નિંદ્રા લીધી. તે સમયે તેને પણ સ્વપ્નું આવ્યું. વિશ્વવ્યાપક પંઢરીનાથ તે બ્રહ્મચારીને કહે છે કે ચારે મૂર્તિમંત અવતાર આ પંતની કન્યાની કુખે જન્મ લેશે. માટે મારી આજ્ઞા છે કે તારે તેની સાથે લગ્ન કરવાં. આ દષ્ટાંત જોઇને તરત જ તે બ્રહ્મચારી જાગૃત થઈ બેઠો થયો. સિધો પંતને વાત કરતાં તેણે તપાસ કરી તો બ્રહ્મચારી છત્રીસ ગુણવાળો જણાયો તેથી લગ્નતિથિ નક્કી કરી સર્વ સાહિત્ય તૈયાર કરી લગ્ન મંડપ રચી દેવતી

સ્થાપના કરી. મંગળ કાર્યનો પ્રારંભ કર્યો. નાના તરેહનાં પકવાન રસોઇ બનાવડાવી બ્રહ્મભોજન કરાવ્યું : લગ્ન પહેલાંનું વરનું પૂજન થયું. પછી બ્રાહ્મણોએ મંગલાષ્ટક બોલવાનું શરૂ કર્યું :—

જય જય મુકુંદ મુરારી, પુરાણ પુરૂષ મધુ કૈટભ અરી,
ભકત ભૂષણ-નાના પટી, વધૂવરનું રક્ષણ કરો:
જય જય શંખાસુર મર્દના, જય જય કૂર્મરૂપા સમુદ્ર મંથના.
વરાહવેષા હિરણાક્ષ્ય ભંજના, વધૂવરનું રક્ષણ કરો.
જયજય નૃસિંહ પ્રહલાદ્ રક્ષકા, જય વામન રૂપકા બળીછળકા,
જય પરશુરરા સહસ્ત્રબાહુ અંતકા, વધૂવરનું રક્ષણ કરો.
જય કલંકી રૂપા મ્લેચ્છ મર્દના, ધર્મ સ્થાપકા જગજીવના,
જંય પુંડલિક વરદા રૂક્મિણીરમણા. વધૂવરનું રક્ષણ કરો.

આ પ્રમાણે મંગલાષ્ટક ગાયા પછી બ્રાહ્મણો 'સાવધાન' કહેતા હતા. વિધ વિધ જાતનાં વાજિંત્ર વાગતાં હતાં. પછી વિઠોબાએ તે કન્યાનું પાણિગ્રહણ કર્યું. ચાર દિવસ જમણવાર કર્યાં. વિઠોબા રામો પંતને કહે છે કે મારે પંઢરપુરમાં શ્રીપાંડુરંગનાં દર્શન કરવા માટે ઇચ્છા થઈ છે. તો અષાઢી એકાદશીએ ત્યાં જવું છે., પછી તે તેની પત્નીને લઇને જાત્રા કરવા માટે ચાલ્યો. ચંદ્રભાગામાં જઇને સ્નાન કર્યું ને પુંડલીકને નમન કર્યું. તે ક્ષેત્રનો મહિમા જાણ્યો. પંઢરપુર કરતાં કોઇ તીર્થ મોટું નથી. ચંદ્રથી મોટું કોઇ નક્ષત્ર નથી, ગગન જેવું કોઇ ઉજ્વળ નથી, સોના જેવી ઉત્તમ બીજી ધાતુ નથી. વિષ્ણુથી મોટી બીજી કોઇ ભક્તિ નથી. કૌસ્તુભમણિ જેવું તેજ બીજા કોઇ રત્નમાં નથી. નંદિથી મોટો કોઈ વૃષભ નથી. શંકરથી મોટો કોઇ તપસ્વી નથી. ત્રણે ભુવન શોધતાં ગીતાથી મોટું શાસ્ત્ર નથી. "રામ કૃષ્ણ" નામથી બીજો કોઇ મંત્ર મહાન નથી. ભાગવત ધર્મ જેવો બીજો એકે ધર્મ નથી. તેમજ પંઢરપુર જેવું મહાન તીર્થ બીજા કોઇ ઠેકાણે નથી. એ તીર્થક્ષેત્ર નજરે જોતાં પર્વત જેવું મહાન પાપ પણ બળીને ભસ્મ થઈ જાય છે. તે મોક્ષ આપનારી સપ્તપુરી છે :—

અયોધ્યા, મથુરા, માયા, કાશી, કાંચી, અવંતીકા, દ્વારકાં, તેથી પણ અધિક મોટું પંઢરપુરપુરી છે. કારણ કે ત્યાં અભિમાનનો નાશ થાય છે.

ત્યાં પોતાપણું રહેતું નથી. બીજાં તીર્થોમાં સ્નાન કરતાં અભિમાન વધે છે. પણ પંઢરપુર તો દૂરથી જોતાં જ દુષ્ટનું દુષ્ટત્વ દૂર થાય છે. આ પ્રમાણે પંઢરપુર માહત્મ્યનું વર્ણન કરતાં ગ્રંથ વધી જશે. તે ક્ષેત્રમાં સીધો પંત દીકરી અને જમાઈને લઈને આવ્યા. ત્યાં તાલ, વીણા, મૃદંગ વાજીંત્રો વાગી રહ્યાં છે. વૈષ્ણવજનો પ્રેમરંગમાં આવી નૃત્ય કરી રહ્યા છે. આ કૌતક જોઈને કૈલાસપતિ પણ આનંદિત થઈ ડોલે છે. તે ક્ષેત્રની પ્રદક્ષિણા કરી, મંદિરના દ્વાર આગળ તેઓ આવ્યા, ત્યાં મહાદ્વાર આગળ ગરૂડમૂર્તિને નમન કરી આગળ જઈ વિઠ્ઠલ મૂર્તિને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. સીધો પંતે કન્યા તથા જમાઈને સાથે લઈને ભગવાનના ચરણમાં નમન કર્યું. અને ચરણ સ્પર્શ કર્યાં. ત્યાં ઉત્સવ કરીને પછી કન્યા અને જમાઈ સાથે પાછા આળંદી આવ્યા. વિઠોબા કહે છે કે હવે હું રામેશ્વર જાઉં છું, અને ત્યાંથી સત્વર પાછો આવીશ. તેની ઇચ્છા જાણી સીધો પંતે રજા આપી કહ્યું કે જાત્રા કરી જલદી પાછા અહીં આવજો. વિઠોબાએ પાંડુરંગ મૂર્તિને નમન કરી ત્યાંથી સત્વર નીકળ્યા. પછી રસ્તામાં અનુક્રમે જે જે તીર્થસ્થળ આવ્યાં તે પુરાણ પ્રસિદ્ધ સ્થળોના દર્શન કરતા હરિકીર્તન કરતા ચાલ્યા જાય છે. પહેલાં "નિવૃત્તિ સંગમ" જોયો કે જેનાં દર્શનથી સર્વ પાપનો નાશ થાય છે. તે તીર્થનો મહિમા ઘણો મોટો છે. રસ્તે જતાં ધ્યાન છે વિઠ્ઠલ મૂર્તિનું અને મુખે રામનામ ચાલુ છે. પ્રેમથી હરિ કીર્તન કરતાં અનેક તીર્થો જોયાં. જેવાં કે અહોબળ નરસિંહ, વાસુદેવ, ગિરિરાજ પર્વત, વ્યંકટેશ, અરૂણાચળ વગેરે સ્થળો જોઈ ચિદંબર પ્રભુને નમસ્કાર કર્યા. આગળ જતાં જ્યારે હનુમાનજી સીતાની શોધ માટે નીકળ્યા હતા ત્યારે જે પર્વત ઉપરથી ઉડ્યા હતા તે પણ નજરે જોયો. ત્યાંથી જનાર્દનનાં દર્શન કરી રામેશ્વર પહોંચ્યા. પોતાને દર્શનની ઇચ્છા હતી તે પૂર્ણ કરી. પાછા વળતાં કોલ્હાપુરમાં મહાલક્ષ્મી માતાનાં દર્શન કર્યાં. પંચગંગામાં સ્નાન કર્યું. ત્યાંથી કૃષ્ણાને કિનારે માહુલી સંગમમાં સ્નાન કરી અંતે આળંદી પાછા આવી સિધો પંતને પ્રણામ કર્યા. તેમણે જમાઈને ભેટીને આવકાર આપ્યો. ચાર રાત્રી ત્યાં રહી વિઠોબા સસરાજીને કહે છે કે હવે મને મારાં માતા પિતાનાં દર્શનની ઇચ્છા થઈ છે, જો આજ્ઞા આપો તો હું ત્યાં જાઉં, સિધો પંતે કહ્યું કે જરૂર જાઓ. સાથે તમારી પત્નીને પણ લેતા જાઓ. હું પણ તમને વળાવવા માટે સાથે આવું છું. ત્યાં તમારાં માતા પિતાને મળીશ. પછી કન્યા જમાઈને લઈને સિધો પંત આપેગામ આવ્યા ને ગોવિંદપંત વેવાઈને ભેટ્યા. વિઠોબા પણ માતાપિતાને પગે લાગતાં તેમણે

તેને આશીર્વાદ આપ્યા. સિધો પંતે સર્વવાત કહી ત્યારે વિઠોબાની માતા નીરાબાઇને પણ મનમાં ઘણો સંતોષ થયો. જેમ સીતાને લઇને શ્રીરામ અયોધ્યા ગયા ત્યારે દશરથ અને કૌશલ્યાને જેવો આનંદ થયો હતો તેવો વિઠોબા અને તેની પત્નીને ઘેર આવેલાં જોઇ તેનાં માતાપિતાને આનંદ થયો. જેવી રીતે અર્જુન દ્રૌપદીને સ્વયંવરમાં મચ્છવેધ કરી જીતી લાવ્યો, ત્યારે કુંતા માતાને હર્ષ થયો હતો તેવો વિઠોબાનાં માતા પિતાને હર્ષ થયો, સિધો પંતે દીકરી જમાઇને વસ્ત્ર, આભૂષણ આપી પછી આળંદી જવાની રજા માગી. તે ત્યાથી પછી આળંદી આવ્યો. ત્યાર પછી સમય જતાં વિઠોબાનાં માતાપિતા દેહ તજી વૈકુંઠવાસી થયાં.

વિઠ્ઠલને કોઇ દિવસ સંસારની ચિંતા થતી ન હતી. જેમ સવાર, બપોર અને સાંજ દરેકને માટે સરખી રીતે આવે છે, જેમ અનેક સરિતાનાં નીર આવે છે છતાં પણ સમુદ્રનું પાણી વધતું દેખાતું નથી, જેમ ઉનાળામાં વરાળ થઇ ઘણું પાણી ઉડી જતાં પણ સમુદ્રમાં પાણી ઓછું થતું દેખાતું નથી, તેમ સુઃખ અને દુઃખ એમ બન્ને સમયે વિઠોબાને મનમાં કંઈ પણ અસર થતી ન હતી. એટલે કે દરેક સમયે શાંતિ રહેતી હતી. આ વાત જ્યારે સિધો પંતે જાણી ત્યારે તેને જમાઇનો સંસાર કેમ ચાલશે તે વિચારે ઘણો ખેદ થયો. તેથી સામાચાર લઇ સલાહ આપવા માટે આપે ગામ જમાઇને ત્યાં આવ્યા. પછી કહેવા લાગ્યા કે વિઠોબા તમે તો વિરક્ત ઉદાસી છો; પણ સંસારમાં સર્વ વસ્તુની જરૂર પડે છે. રોજ રોજની ચીજો વિના ચાલે નહીં; માટે મારા ઉપર કૃપા કરીને આળંદી ચાલો. તમારું પૂરું તો શ્રીહરિ કરશે, પણ લોકવ્યવહારમાં ખરાબ લાગે, માટે મારી સાથે ચાલો. તેની દીકરીએ 'હા' કહેવાથી તેમના સસરા સાથે વિઠોબા આળંદી આવીને રહ્યા. ત્યાં તીર્થ ક્ષેત્ર જાણીને તેમને ઘણો આનંદ થયો. નિત્ય હરિકીર્તન કરે છે અને સંતદર્શન પણ થાય છે. દરેક અષાઢી અને કાર્તિકી એકાદશીએ પંઢરપુર વિઠ્ઠલનાં દર્શને જાય છે. એમ ઘણો સમય વીતી ગયો. તે દરમ્યાન તેમને કંઈ સંતાન થયું નહીં. તેથી વિઠોબા એક દિવસે તેની પત્નીને કહે છે કે હવે મારું ચિત્ત ઉદાસ થયું છે. તેથી કાશીમાં જઇને સન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા થઇ છે. તે માટે તારે અને સંમતિ આપવી જોઇએ. તેની પત્ની કંઈ જવાબ આપતી નથી. તેના મનમાં ઘણી ચિંતા થવાથી તે તેના પિતા પાસે ગઇ અને તેમને વિઠોબાની સર્વ વાત કહી. સિધો પંત કહે છે કે શ્રુતિનું વચન છે કે પેટે પુત્ર સંતાન ન હોય તો સન્યાસ લેવો નહીં. માટે તું તારી સંમતિ તેને કદી આપીશ નહીં. તે

પ્રમાણે પિતાએ સલાહ આપી. વિઠોબાની પત્ની રખુમાબાઇએ આ બાબતમાં દૃઢ નિશ્ચય કર્યો કે કદી પણ તે તેના પતિને સન્યાસ ગ્રહણ માટે સંમતિ આપશે નહીં. એ પ્રમાણે પણ કેટલોક સમય ગયો. એક દિવસને વિષે વિઠોબા તેની પત્નીને કહે છે કે તેને ગંગાસ્નાન કરવા માટે કાશીપુરી જવાની ઇચ્છા થઈ છે, તો તે માટે તું સંમતિ આપ. તે વખતે વગર વિચાર્યે તેની પત્નીએ હા કહી. એટલે પોતાના મનનું સમાધાન કરીને વિઠોબા આનંદ પામ્યો. જેમ મદારી પાસેથી નાગ છૂટે અને જંગલમાં જઈ દરમાં ભરાઈ જાય, જેમ પાંજરામાંથી પંખી ઊડી જાય અને ઝાડ ઉપર બેસી છૂટકારો ભોગવે, જેમ કુટિલની સભામાંથી સાધુ પુરુષનો છૂટકારો થાય, જેમ જારિણીની સોબતમાંથી પતિવ્રતાનો છૂટકારો થાય, જેમ વાઘના પંજામાંથી હરણીનો છૂટકારો થાય, જેમ નિંદકના ગામમાંથી સંત મુક્ત થઇ તીર્થક્ષેત્રમાં જતો રહે, જેમ રંભાના મોહમાંથી શુક મુનિ દૂર થાય, જેમ અગસ્ત્ય ઋષિના ઉદરમાંથી સમુદ્રનો છૂટકારો થાય, એ પ્રમાણે પોતાની સ્ત્રીના મનનું સમાધાન કરીને વિઠોબા કાશીપુરીમાં ગયા. ત્રિવેણી સંગમમાં સ્નાન કર્યું. પછી મનમાં વૈરાગ્ય લાવી માધવપૂજા કરી. પ્રયાગમાં જઇ માઘસ્નાન કર્યું. પછી પુષ્કરરાજ તીર્થમાં ગયા. તે સ્થળે સંત સાધુ વૈષ્ણવજનની અખંડ આવજા રહે છે. ત્યાં રહી ગીતા પાઠનું શ્રવણ કર્યું. તે વખતે સન્યાસયોગ ઉપર પ્રવચન સાંભળ્યું. – આ સંસાર તરી શકાય નહી તેવો છે – આ માયામાંથી છૂટવું અતિ દુર્ગમ છે–માટે જન્મ મરણનો ફેરો ટળે તે પ્રમાણે કાર્ય કરવું જોઇએ – આવું શ્રવણ કરી મનન કરતો કરતો પોતે શ્રીરામાશ્રમ સન્યાસીની પાસે ગયો અને ચરણે નમ્યો. પછી વિનંતી કરી કે મને સન્યાસદીક્ષા આપો. શ્રીરામાશ્રમે તેની પુર્વાશ્રમની હકીકત પૂછી, ત્યારે એમ પણ પૂછ્યું કે તારે સ્ત્રી, પુત્ર, બંધુ વગેરે કંઇ પણ પરિવાર છે કે નહીં ? ત્યારે વિઠોબા કહે છે કે સ્ત્રી, પુત્રનું બંધન નથી. અને તેથી જ પશ્ચાતાપ થવાથી તમારે શરણે આવ્યો છું. આવો વિરકત સંત જાણીને રામાશ્રમે તેને મંત્ર આપી દીક્ષા દીધી. વિઠ્ઠલે કાશીમાં જઇ ચતુર્થાશ્રમ લીધો છે, તે વાત ધીરે ધીરે આળંદી પહોંચી. સિધોપંતને કાને પણ આ વાત આવી. વિઠોબાની પત્ની રખુમાબાઇએ આ વાત જાણી ત્યારે તેને ઘણી ચિંતા થઇ અને તે રૂદન કરવા લાગી, કે હે પ્રાણનાથ, મને આ સંસાર વનમાં એકલી કેમ તજી દીધી ? જેમ પાંડવ વિયોગે દ્રૌપદી સતીને કષ્ટ થયું; જેમ નળ વિયોગે દમયંતી રાણીને દુઃખ પડ્યું, જેમ હરિશ્ચંદ્ર વિયોગે તારામતી રાણીને દુઃખ સહન કરવું પડ્યું, જેમ સત્યવાનનું

મરણુ થતાં સાવિત્રીએ પ્રાણુત્યાગની ઇચ્છા કરી, જેમ જયદેવ કવિના મૃત્યુની વાત સાંભળી પદ્માવતી મૂર્છા પામી, તેમ વિઠોબાની પત્ની આક્રંદ કરવા લાગી. તેનાં માતા પિતા તેને સાંત્વન આપે છે. પછી તે ધૈર્ય ધારણુ કરી જીંદગીનું સાર્થક કરવા પીપળાની પૂજા કરવા લાગી. ઘણો સમય એ પ્રમાણે અનુષ્ઠાન કરવાથી દોષની મુક્તિ થઇ. એક દિવસે જે સન્યાસીએ તેના પતિને દીક્ષા આપી હતી તે આળંદી આવ્યા. રખુમાઇએ તેમને નમસ્કાર કર્યા. આ વખતે તે સન્યાસી પીપળાના ઓતરા ઉપર બેઠા હતા. જ્યારે રખુમાઇએ નમસ્કાર કર્યા ત્યારે તેમણે "અષ્ટ પુત્રા સૌભાગ્યવતી" એવો પ્રેમથી આશીર્વાદ આપ્યો. આ સાંભળી રખુમાઈને ઘણું આશ્ચર્ય થયું. તેથી તે હસવા લાગી. શ્રીપાદ ગુરુએ તેને પૂછ્યું કે માતા, તને આ મશ્કરી લાગે છે? ત્યારે તેણીએ કહ્યું કે તમે મને સૌભાગ્યવતી, પુત્રવતી એવો આશીર્વાદ આપ્યો, પણ મારા પતિ વિના તે આશીર્વાદ કેવી રીતે ફળશે, તે વિચારે મને હસવું આવ્યું. મારા પતિએ મારાથી કંટાળીને સન્યાસ લીધો છે અને તમે આશીર્વાદ એવો આપો કે મારા મનમાં વિકલ્પ ઉત્પન્ન થયો, જેમ અગ્નિકુંડમાં બીજ રોપે કે ખડક ઉપર વર્ષા થાય તે વ્યર્થ જાય તેવો મને આશીર્વાદ આપતાં કંઇ વિચાર પણ ના કર્યો. જેમ આંધળા સામે દર્પણ કે બહેરા સામે સંગીત, કે રોગીને પકવાન પીરસતાં વિચાર કરવો જોઇએ. ઇંધન વિના અગ્નિ પ્રગટાવવો, કે તેલ વિના દીપક પ્રગટાવવો, કે કંજુસ પાસે ધનની માગણી કરવી તે સઘળું વ્યર્થ છે. જેમ વર્ષા થયા વિના જમીનમાં બીજ રોપવું નકામું છે, જેમ આયુષ્ય ન હોય તે મનુષ્યને હેમ ગર્ભમાત્રા આપવી નકામી છે, જો વધૂને ચંદ્રબળ પહોંચતું ન હોય તો લગ્નતિથિ આપેલી નકામી છે. તે પ્રમાણે મારી કર્મગતિનો વિચાર કર્યા વિના મને આશીર્વાદ આપ્યો તે અસત્ય હશે કે મશ્કરી હશે, એવો વિચાર રખુમાઈના મનમાં થયો. આવાં વચન સાંભળી શ્રીપાદ ગુરુને આશ્ચર્ય થયું! તે કહેવા લાગ્યા કે જેણે તારા પતિને સન્યાસ આપ્યો હશે તેને પ્રાયશ્ચિત કરવું પડશે; તરુણ સ્ત્રી જો કદી સંતાન વિનાની હોય તેને ત્યજીને જો કોઈ સન્યાસ ગ્રહણ કરે તો ગુરુ અને શિષ્ય બન્નેને શાસ્ત્રમાં શિક્ષાને પાત્ર કહ્યા છે. પછી તે સન્યાસીની ઓળખાણ પૂછતાં પૂછતાં શ્રીપાદને માલમ પડ્યું કે તેમણે પોતે જ વિઠોબાને સન્યાસ આપ્યો છે. કહે છે કે કોઇનું દુઃખ તપાસવા જતાં પોતે જ તેના દુઃખનું નિમિત્ત હતો એમ જણાયું. કલંક ચંદ્રમાં જ છે અને તે તારાઓને હસે છે. ખારાપણું સાગરમાં જ છે અને તે ગંગાને હસે છે. પોતાનું મોં કડવું હોય અને પકવાન સારું નથી એમ કહેવું

ખોટું છે. જે જન્માંધ છે, તે સૂર્યને જોયા વિના જ દોષ દે છે. જેમ પોતાનું નાક વાંકું હોય અને અરીસા ઉપર ગુસ્સો કરે તે નકામું છે. જેમ દિવા નીચે અંધારું છે. છતાં બીજાને પ્રકાશ મળે તેમ મેં (શ્રીપાદ ગુરુએ) પોતે અયોગ્ય કામ કર્યું, અને બીજાને નકામો દોષ દઉં છું, હવે આ દોષથી મારાં તમામ સુકૃત નાશ પામશે. પછી શ્રીપાદ ગુરુ રખુમાબાઈને પૂછે છે કે તારાં માતાપિતા કોઈ છે? તે સાંભળી તે બે હાથ જોડીને નમ્ર વચને કહેવા લાગી કે મારાં માતા, પિતા, ભાઈ, બહેન સર્વ છે; પણ હું મારા પતિ વિયોગે અનાથ છું. પછી તે ગુરુએ તેનાં માતાપિતાને બોલાવી લાવવા કહ્યું, રખુમાબાઈ જલદી જલદી ઘેર જઈ સિધો પંતને બોલાવી લાવી. તેમણે સાધુને જોઈને નમસ્કાર કર્યા. પછી તેમની ચરણ પૂજા કરી ફૂલ અર્પણ કરી ભોજન કરાવ્યું. ત્યાર પછી બે હાથ જોડી સામે ઊભા રહીને પૂછે છે કે આપ ક્યાંથી પધાર્યા છો અને આગળ ક્યા જવું છે તે અમને કહો. શ્રીપાદ ગુરુ કહે છે કે અમારો આશ્રમ કાશીપુરીમાં છે. હેત ધરીને રામેશ્વરનાં દર્શન કરવાની ઇચ્છાથી નીકળ્યો છું. ત્યાં આજે તમારી પુત્રીએ સર્વ વૃત્તાંત કહ્યું, તેથી પાછું કાશીપુરી જવાનું નક્કી કર્યું છે; શ્રીપાદ કહે છે કે આનો દોષ શાસ્ત્રની દૃષ્ટિએ મારા ઉપર લાગે છે, તેથી મારાં સુકૃત નાશ પામે, માટે આપણે રખુમાબાઈને સાથે લઈને પાછા કાશીપુરી જઈએ. આ સાંભળી સિધો પંત પગે લાગ્યો અને કહે છે કે તમે પરમ દયાળુ છો. શિઘ્ર જવાની તૈયારી કરું છું. પછી સિધો પંત તેની દીકરીને લઈને શ્રીપાદ ગુરુ સાથે કાશીપુરીમાં તેમના આશ્રમે ગયા. ત્યાં ગુરુએ ચૈતન્ય સન્યાસીને બોલાવી તેને પૂછ્યું કે પૂર્વાશ્રમમાં તારે પત્ની હતી કે નહીં? જો અમારી સામે તું અસત્ય બોલીશ તો તું બચી શકીશ નહીં; પણ તું સત્ય કહીશ તો અભય થઈશ? ચૈતન્યે આ સાંભળી ગુરુને ઉત્તર આપ્યો; પરંતુ તેની સ્થિતિ અપરાધી બાળકને તેની માતા ક્રોધથી ભૂલ વિષે પૂછે તેવી થઈ. જેમ પ્રજાએ ગુનો કર્યો હોય અને રાજા પૂછે ત્યારે તે ભયભીત થાય, તેવી તેની સ્થિતિ થઈ. જેમ રોગી પથ્ય પાળે નહીં અને પછી વૈદ્ય ગુસ્સે થઈ પૂછે ત્યારે દરદી, જેમ ભયભીત થઈ બોલે, તેવી ચૈતન્યની સ્થિતિ થઈ. જેમ નાની વહુને ઘર કામ કરતાં કંઈક ભૂલ પડે અને સાસુને ખબર પડતાં તે જેવી ભયભીત થાય; તેવું સન્યાસીને થયું. યતીશ્વર શાપ આપશે તે વિચારથી ભયભીત થઈ સદ્‌ગુરુને કહે છે કે ખરેખર, તરુણ સ્ત્રી સંતાન વિનાની હતી, અને તેને ત્યજીને મેં સન્યાસ લીધો છે. એટલે તરત જ રખુમાબાઈને બોલાવીને ગુરુજી ચૈતન્યને આજ્ઞા કરે છે કે તારા

સન્યાસ દૂર કરીને આ તારી પત્નીનો અંગીકાર કર, અને સ્વદેશ જઇને સ્વધર્મ પાળી સંસારમાં રહે. જો શાસ્ત્ર વિરૂદ્ધ કર્મ થયું હોય એમ તું માનતો હોય અને મતમાં વિકલ્પ થતો હોય, તો પણ આ મારી આજ્ઞા છે એમ જાણજે. અને હષિકેશ તને જરૂર સહાય થશે. એવો ગુરુનો અંતરનો આશીર્વાદ મેળવી, સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, પોતાની પત્નીનો હાથ પકડીને તે સ્વદેશ ગયો. કન્યા જમાઈને સાથે લઇને સિધો પંત આળંદી આવ્યા. જેમ અગસ્ત્ય ઋષિની આજ્ઞા માનીને વિંધ્યાચળ પર્વત પૃથ્વી ઉપર સૂઇ ગયો, તેમ સદ્ગુરુ વચન માન્ય કરી વિઠોબા સિધો પંત સાથે આળંદી આવ્યો. સિધો પંત દીકરી જમાઇ સાથે આવ્યા તેના વર્તમાન ગામમાં લોકો જાણતાં તેઓ મશ્કરી કરવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે સન્યાસ ગ્રહણ કર્યા પછી સંસારી-ગૃહસ્થી કેમ થવાય? કોઈ કહે આ તો દોષિત કર્મ છે; તેથી તેનું ઘણું વિપરીત પરિણામ આવશે. બીજો કહે કે તે તો વિષયલંપટ છે. વળી ત્રીજો કહે કે તે કૃપણ છે, તો કેટલાક કહે એનું કોઈએ મેં જોવું નહી. પહેલાં અમૃતપાન કરી પછી મદિરાપાન કરે, તેમ સન્યાસ ત્યજી સંસારી થયો. જેમ વેદાંત ભણી રહીને કોકશાસ્ત્ર ભણવાનું શરૂ કરે, તેમ વૈરાગ્ય ત્યજીને સંસારના દુઃખમાં પાછો આવ્યો, જેમ વિષ્ણુ પૂજન ત્યજીને વૈતાળ સાધવાનું શરૂ કરે, જેમ તીર્થક્ષેત્રમાં રહેવાનું ત્યજીને કુગ્રામમાં રહેવાનું શરૂ કરે, જેમ બ્રાહ્મણની સોબત ત્યજીને મહારની સોબત કરે, તેમ તેણે વૈરાગ્ય લાભ ત્યજી સંસાર તાપ વહોર્યો છે. આ પ્રમાણે સઘળા લોકો તેની નિંદા કરવા લાગ્યા; પણ ચૈતન્ય (હવે પાછો વિઠ્ઠલપંત) ના મનમાં સમાધાન છે. જેમ પર્વત ઉપર અતિ વૃષ્ટિ થાય તો પણ તે તણાઇ જતો નથી, જેમ સાપના ભયથી ગરૂડ ઉડી જતો નથી, જેમ કૂતરું ભસે તેથી હાથીને કંઇ અસર થતી નથી, જેમ સમુદ્રગર્જનાથી અગસ્ત્ય મુનિને કંઇ ભય થતો નથી, જેમ આગીઆનું તેજ જોઈ સૂર્યને કંઈ ચિંતા થતી નથી તેમ :—

જનનિંદા થોડ બંધ થતી પણ વિઠ્ઠલપંતના પેટમાંનું પાણી પણ હાલતું નહીં, પોતે શાંતિ અનુભવતા અને કામક્રોધ વિનાનું ઉત્તમ જીવન ગાળતા હતા.

તેવે સમયે બ્રાહ્મણ જ્ઞાતિએ તેમને ન્યાત બહાર મૂકયા. તેથી સગાંવહાલાંએ તેમનો ત્યાગ કર્યો. આથી વિઠ્ઠલપંત અને રખુમાબાઈ વનમાં ગયાં

## અધ્યાય ૯ મો.

# નિવૃત્તિનાથ વગેરેનું શુદ્ધિકરણ.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

જે જે માણસો ભક્તચરિત્ર સાંભળશે, તે શ્રીહરિનો પ્રેમ મેળવવાના અધિકારી થશે.

સાંભળો સંતકથાના અક્ષરો, કર્ણદ્વારથી હૃદયે પહોંચતાં,
શાંતિ, ક્ષમા, અંગે સંચરે. વૈરાગ્ય પૂર્ણ પ્રગટે તહીં.
કર્ણે સાંભળતાં સંતકથા, ભૂત દયા ઉપજે અંતરે,
વિકલ્પ જાય દૂર ઉડી તેનાં જ્ઞાન દૃષ્ટિ ઉઘડે સહી.

જે ભાગ્યશાળીના ઘરમાં ભક્તવિજય ગ્રંથ હોય છે, તેનાં વિઘ્નો દૂર નાસી જાય છે. તેનું રક્ષણ શ્રીહરિ સુદર્શન ચક્ર લઈને કરે છે અને અનેક દુઃખોમાં સહાયકારી થાય છે. જે અખંડ ભક્તકથા વાંચે છે કે સાંભળે છે, તેને શ્રી રૂક્મિણીકાંતનાં દર્શન થાય છે. તે શ્રોતાના મનોરથ તત્કાળ પૂર્ણ કરે છે. આગળના અધ્યાયમાં શ્રોતાઓએ સાવધાન થઈને સાંભળ્યું કે નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાનદેવ અને આદિમાયા મુક્તાબાઈએ જન્મ લીધો. પરંતુ અજ્ઞાન લોકો તેમની નિંદા કરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે નીચ કુળમાં જન્મેલા બાળકોનું મુખ જોવું નહીં. બ્રાહ્મણોના કર્મને કલંક લાગ્યું છે. દિવસે દિવસે તે બાળકો મોટાં થવા લાગ્યાં. માતા પિતાની ચિંતા વધવા લાગી. રખુમાબાઇ વિઠ્ઠલપંતને પોતાના મનની ચિંતા કહે છે કે બ્રાહ્મણોને પૂછીને બાળકોને યજ્ઞોપવિત ધારણ કરાવવું જોઈએ. આથી એક દિવસ વિઠ્ઠલપંતે બ્રહ્મસભા બોલાવી અને તેમની સમક્ષ બે હાથ જોડી વિનંતી કરે છે કે મારો અપરાધ ક્ષમા કરો, મારી ગરીબની વિનંતી સાંભળો. ધર્મશાસ્ત્રો વિચારીને ન્યાય કરો. અમે સર્વે પ્રાયશ્ચિત કરવા તૈયાર છીએ. એમ કહી સર્વે વિપ્રોને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. તે સમયે

ત્યાં કામઠાંની ઝૂંપડી બાંધીને રહેવા લાગ્યાં. ઉદર નિર્વાહ માટે ભિક્ષા લેવા જતા અને જે અન્ન મળે તેમાં સંતોષ માનતા.

રાત્રી દિવસ નામસ્મરણ, નહીં ખંડન ક્ષણ માત્ર,
ગીતા ભાગવત શ્રવણ મનન, અખંડ ચિત્ત સમાધાન.

એમ વનમાં રહેતાં રહેતાં બાર વર્ષ પસાર થઈ ગયાં. પણ તે દરમિયાન તેમને ત્યાં ત્રણ પુત્ર અને એક પુત્રી, એમ ચાર સંતાનનો જન્મ થયો. એ સંતાન એવાં પ્રતાપી થયાં કે જેમના નામસ્મરણથી સકળ જડ, મૂઢજન પાવન થાય. પહેલા અવતર્યા શંકર ભગવાન અને તેમનું નામ રાખ્યું નિવૃત્તિનાથ. ત્યાર પછી શ્રી વિષ્ણુ ભગવાન પોતે અવતર્યા અને તેમનું નામ જ્ઞાનદેવ. ત્રીજો બ્રહ્માએ અવતાર લીધો અને તેમનું નામ સોપાનદેવ રાખ્યું. પછી આદિમાયા જન્મ્યાં તેમનું નામ મુક્તાબાઈ રાખ્યું. તે બાળકોને જોઈ રખુમાબાઈના મનનું સમાધાન થયું.

આગળના અધ્યાયમાં સુરસકથા સાદરથી સભાગ્ય શ્રોતાઓને પીરસવામાં આવશે. જેમ ચકોર પક્ષી ચંદ્રમાના અજવાળાને સેવતાં એકાગ્ર ચિત્ત થાય છે. તેવી જ રીતે શ્રોતાજનો આવની કથા એકચિત્તથી શ્રવણ કરજો.

અહો ! ભક્તકથા વર્ણન ન થઈ શકે તેટલી ગહન છે. પણ તેનું રૂક્મિણીરમણની કૃપાથી જ વર્ણન કરી શકાય છે. જેમ મૃદંગમાંથી ધ્વનિ નીકળે છે, પણ તે વગાડનાર સિવાય નીકળતો નથી. તેવું ચામડાથી મઢેલું આ મોં છે, પણ તેમાંથી ગ્રંથરૂપીવાણી શ્રી રાજીવનેત્રની કૃપાથી બહાર આવે છે. મહીપતિ તો નિમિત્ત માત્ર છે. તે જ્ઞાન તો સંતો જ સમજી શકે છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથને આનંદ
થાય છે. પ્રેમાળ ભક્તો આ આઠમો અધ્યાય અતિ મીઠો છે,
તે તમે પણ સાંભળો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

## અધ્યાય ૯ મો.

## નિવૃત્તિનાથ વગેરેનું શુદ્ધિકરણ.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

જે જે માણસો ભક્તચરિત્ર સાંભળશે, તે શ્રીહરિનો પ્રેમ મેળવવાના અધિકારી થશે.

સાંભળો સંતકથાના અક્ષરો, કર્ણદ્વારથી હૃદયે પહોંચતાં,
શાંતિ, ક્ષમા, અંગે સંચરે. વૈરાગ્ય પૂર્ણ પ્રગટે તહીં.
કર્ણે સાંભળતાં સંતકથા, ભૂત દયા ઉપજે અંતરે,
વિકલ્પ જાય દૂર ઉડી તેનાં જ્ઞાન દષ્ટિ ઉઘડે સહી.

જે ભાગ્યશાળીના ઘરમાં ભક્તવિજય ગ્રંથ હોય છે, તેનાં વિઘ્નો દૂર નાસી જાય છે. તેનું રક્ષણ શ્રીહરિ સુદર્શન ચક્ર લઈને કરે છે અને અનેક દુઃખોમાં સહાયકારી થાય છે. જે અખંડ ભક્તકથા વાંચે છે કે સાંભળે છે, તેને શ્રી રૂક્મિણીકાંતનાં દર્શન થાય છે. તે શ્રોતાના મનોરથ તત્કાળ પૂર્ણ કરે છે. આગળના અધ્યાયમાં શ્રોતાઓએ સાવધાન થઈને સાંભળ્યું કે નિવૃતિનાથ, જ્ઞાનદેવ, સોપાનદેવ અને આદિમાયા મુક્તાબાઈએ જન્મ લીધો. પરંતુ અજ્ઞાન લોકો તેમની નિંદા કરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે નીચ કુળમાં જન્મેલા બાળકોનું મુખ જોવું નહીં. બ્રાહ્મણોના કર્મને કલંક લાગ્યું છે. દિવસે દિવસે તે બાળકો મોટાં થવા લાગ્યાં. માતા પિતાની ચિંતા વધવા લાગી. રખુમાબાઇ વિઠ્ઠલપંતને પોતાના મનની ચિંતા કહે છે કે બ્રાહ્મણોને પૂછીને બાળકોને યજ્ઞોપવિત ધારણ કરાવવું જોઈએ. આથી એક દિવસ વિઠ્ઠલપંતે બ્રહ્મસભા બોલાવી અને તેમની સમક્ષ બે હાથ જોડી વિનંતી કરે છે કે મારો અપરાધ ક્ષમા કરો, મારી ગરીબની વિનંતી સાંભળો. ધર્મશાસ્ત્રો વિચારીને ન્યાય કરો. અમે સર્વે પ્રાયશ્ચિત કરવા તૈયાર છીએ. એમ કહી સર્વે વિપ્રોને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. તે સમયે

મોટા પુત્ર નિવૃત્તિનાથે કહ્યું કે હે વિપ્રો, તમારા દર્શનથી જ અમે મુક્ત થયા છીએ. અમારા છએ જણનું પ્રાયશ્ચિત હવે જલદી કરો. શાસ્ત્રજ્ઞ પંડિતો અને ઋગ્ક બ્રાહ્મણો ગ્રંથો જોવા લાગ્યા. તેઓ કહે છે કે "મૃત્યુ" એજ પ્રાયશ્ચિત છે. તે સિવાય બીજો કોઈ ઉપાય નથી." પછી બ્રાહ્મણો કહેવા લાગ્યા કે કરવતથી શરીર કપાવો અથવા ગોરાંજન (યોગક્રિયા) કરો. આ સિવાય તમારે માટે બીજું પ્રાયશ્ચિત શાસ્ત્રમાં લખ્યું નથી. આવું સાંભળી વિઠ્ઠલપંતને મનમાં ઘણો અનુતાપ થયો. તે બ્રાહ્મણોને નમસ્કાર કરીને ત્યાંથી ઉતાવળે ચાલી ગયો. તેણે પત્ની, પુત્રો અને પુત્રીને પાછળ મૂકીને વન તરફ જવા માંડયું. પણ પાછા વળીને જોયું નહીં. બ્રાહ્મણોએ મનમાં વિચાર્યું કે વિઠ્ઠલપંતે અનુતાપ તીર્થમાં નાહીને પાપો બાળીને ભસ્મ કર્યાં પણ-અનુતાપથી પ્રાયશ્ચિત બને છે તેવું શાસ્ત્રમાં લખ્યું નથી. સદ્‌ગુરુ કૃપાથી ત્વરિત પવિત્ર થઇ શકાય કે? આ પછી નિવૃત્તિનાથે બ્રાહ્મણોને પૂછ્યું કે હવે અમારી શું ગતિ થશે? શાસ્ત્રમાં અમારા માટે શું દંડ લખ્યો છે! ત્યારે બ્રાહ્મણો કહે છે કે પૈઠણ (ઔરંગાબાદ પાસે) જઈને ત્યાંના વિપ્રો પાસેથી શુદ્ધિપત્ર લખાવી લાવો, તો જ તમને જ્ઞાતિમાં લઇ શકાય. ત્યારે નિવૃત્તિનાથ પૂછે છે કે ત્યાં જઇને મારે શું કહેવું? વર્ણ, જાતિ, કુળ એ કંઇ કહેવાનું રહ્યું નથી. અમે વૈશ્ય નથી, ક્ષત્રિય નથી, વિપ્ર નથી; પરંતુ અવિનાશી જુનું પુરાતન નિજબોધ, નિઘંટ સ્વરૂપ અમારું છે. નથી પૃથ્વી, પાણી, તેજ, આકાશ, હવા કે નથી મૂળ માયા. વિરાટ સ્વરૂપ નામ પણ અમારા માટે નથી. અમે નથી દેવ, ગણ, યક્ષ કે કિન્નર; અમે નથી ઋષિ, નથી રાક્ષસ, નથી સગુણ કે નિર્ગુણ. માટે હે જ્ઞાનના ભંડારો, તે પૈઠણના બ્રાહ્મણોને અમારે શું કહેવું? આ સમયે જ્ઞાનદેવ કહેવા લાગ્યા કે શાસ્ત્રની વિરૂદ્ધ જે કોઇ જાય તેને પાપ લાગે છે, એવું શાસ્ત્ર કહે છે.

**કદી જીવન્મુકત થયો જ્ઞાની, શાસ્ત્રોકત ધર્મ તજવો નહીં,**
**સાધુજનોએ પોતે પાળી, બીજાને દાખલો બેસાડવો સહી.**

શાસ્ત્ર આજ્ઞા વિરૂદ્ધ જે કોઇ આચરણ કરે, તેને પરમ દૂષણ લાગે છે. જેનો જે સ્વધર્મ છે, તે તેણે ચાલુ જ રાખવો; એમ વેદનારાયણે કહ્યું છે. જ્ઞાનદેવ કહે છે કે હે નિવૃત્તિનાથ, એવી ધર્મશાસ્ત્રની રીત છે. માટે મુજબ આચરણ કરવું જોઇએ.

આ ઉપરથી સોપાનદેવ કહે છે કે જાતિ અને કુળના પ્રમાણને કરવું છે? સાચી ભક્તિ સિવાય શ્રીહરિચરણની પ્રાપ્તિ થતી નથી. દુર્વાસ

શ્રી સંત જ્ઞાનેશ્વર મહારાજ



દુરીતાંચેં તિમિર જાવો, વિશ્વ સ્વધર્મ સૂર્યેં પાહો,
ને જેં વાંછીલ તો તેં લાહો—પ્રાણીમાત્ર.

## શ્રી સંત નામદેવ મહારાજ



સચ્ચિદાનંદઘન જેથેં હારપલેં મન,
ત્યાહુની ચરણુ ગોડ તુઝેં;
નામા મ્હણે તુઝી પાઉલેં સુકુમાર,
તેં માઝેં માહેર વિટેવરી.

વસિષ્ઠમુનિ, ગૌતમમુનિ, વ્યાસ, વાલ્મિકી, અગસ્ત્ય, પાંડવો એ ઉત્તમ કુળમાં જન્મ્યા હતા, એવું કયા શાસ્ત્રમાં લખ્યું છે? કહ્યું છે કે :—

ઉત્તમ કુળમાં જન્મ ધરી, શ્રુતિઅભ્યાસ કર્યો નહીં,
ભકિત વિણ વ્યર્થ જન્મ ગુમાવ્યો શાસ્ત્રવંદન કર્યું નહીં.

પણ ભગવંતની પાછળ ભકિત જાય છે, તેથી ઉત્તમ તો તે જ જ્ઞાતિ છે. એ પ્રમાણે સોપાનદેવ અને જ્ઞાનદેવે ચર્ચા કર્યા પછી બ્રાહ્મણોને નમસ્કાર કરીને ત્યાંથી નીકળી પડયા. ગોદાવરી તટ ઉપર આવેલી તીર્થયાત્રા કરી પછી બ્રહ્મપુરી પૈઠણમાં જઇ બ્રાહ્મણોને નમસ્કાર કર્યા. ત્યાં કહેવાતા શ્રેષ્ઠ બ્રાહ્મણોની સભા ભરી, જે બીના બની હતી તે કહી સંભળાવી. આ સાંભળી આ ભારેખમ બ્રાહ્મણો કહેવા લાગ્યા કે આ તો ભ્રષ્ટ લોકો છે. વળી આળંદીના બ્રાહ્મણોએ પત્ર આપ્યો હતો, તે વાંચીને બધી હકીકત જાણી લીધી. હવે તેઓ કહેવા લાગ્યા કે સંન્યાસીના પુત્રો, માટે કોઇ પ્રાયશ્ચિત શાસ્ત્રમાં લખ્યું નથી. જેમ શુદ્રને ગંગાસ્નાન કરાવતાં તેને કોઇ શુદ્ધ બ્રાહ્મણ કહેશે નહીં; ખાપરને પારસમણિ લગાડતાં તેનું કદી સુવર્ણ થશે નહીં, જેમ શેકેલાં બીજમાં ગમે તેટલું પાણી છાંટો પણ તેમાંથી અંકુર ફૂટશે નહીં. જેનું આયુષ્ય ખૂટયું હોય તેને ઔષધ શું મદદ કરી શકે? તેવી રીતે પ્રાયશ્ચિત વિના તીર્થવ્રત નકામાં છે અને કદી શુદ્ધિ થઈ શકે તેમ નથી. પણ એક છેવટનો ઉપાય શાસ્ત્રમાં લખ્યો છે. તે એમ કે પ્રાયશ્ચિત કરવું :—

શ્રીહરિને શરણે જઇ સર્વે જન કરો ભજન,
વંદો સમસમાન લેખી ગર્દભ, હાથી, શુકર, શ્વાન.

કુક્કર અને મહાર જાતિ બંનેને એક જ ભાવથી નમન કરીને બ્રહ્મ ભાવના ધરીને પ્રેમથી નમન કરવું. આવાં વિપ્રોનાં વચન સાંભળી નિવૃત્તિનાથને સંતોષ થયો. જ્ઞાનદેવ અને સોપાનદેવને પરમ આનંદ થયો. તેઓ કહેવા લાગ્યા કે અમારા મનમાં જેવું હતું તેવું જ ધર્મના પુસ્તકમાંથી મળ્યું છે. મુકતાબાઈ પણ કહે છે કે તેમના મનમાં પણ જેવું હતું તે પ્રમાણે શાસ્ત્રવચન નીકળ્યું છે. આવાં તેમનાં નામ સાંભળીને બ્રાહ્મણોને ઘણું આશ્ચર્ય થયું. તેઓ કહેવા લાગ્યા કે જ્ઞાનદેવ તમને અમારે શું કહેવું? અંગે શુદ્ધિકરણ સિવાય તમને મોટા કેવી રીતે કહેવાય? જે ગાયને આંચળમાં દૂધ ન હોય તેને લાંબાં શીંગડાં હોય તો તે શા કામનાં? આંખ

વિનાનાં નયન શા કામનાં ? માન વિનાની જવાબદારી શા કામની ? અંગે
પુરૂષાર્થ ન હોય તો શરીર વધારેલું શા કામનું ? ભૂતદયા વિના બ્રહ્મજ્ઞાન
શા કામનું ? પ્રેમ વિનાનું ગાયન શા કામનું ? મીઠા વિનાનું રાંધેલું અન્ન
શા કામનું ? શૌર્ય અને ધૈર્ય ન હોય તો લડાઇમાં ગયેલા શા કામના ?
જગતમાં નિષ્કામ થયા વિના, વિરક્ત તેને કેમ કહેવાય ?

પછી તે બ્રાહ્મણો પરસ્પર વાતો કરવા લાગ્યા કે નામનું કંઇ કામ
નથી. ત્યારે એક કહે સામેથી પાડા ઉપર પખાલ લઇને માણસ આવે છે.
તે પાડાનું નામ 'જ્ઞાન' છે તેથી શું ? ત્યારે જ્ઞાનદેવ વિપ્રનું એવું બોલવું
સાંભળી, હાથ જોડીને કહે છે કે મારું વચન સાંભળો. મારામાં અને પાડામા
કંઇ પણ ફરક નથી. સર્વ દેહમાં આત્મા વ્યાપક છે. દરેક પ્રાણી માત્રમાં
એક સરખો આત્મા રહેલો છે. ખુલ્લી જગામાં પાણીથી હજારો ઘડા ભરેલા
હોય તો તે દરેકમાં સૂર્યનાં કિરણ દેખાશે, તેવી જ રીતે ચક્રપાણિ સર્વ-
વ્યાપક છે, તે દરેક પ્રાણી માત્રમા એક સરખો આત્મારૂપે રહેલો છે. જેમ
અનેક જાતની વનસ્પતિ હોય છે, તે દરેક તેના મૂળ વડે જમીનમાંથી એક જ
જળ પીવે છે, તેવા જ રમાનાયક સર્વ પ્રાણી માત્રમાં સરખા રહેલા છે
જેમ એક જ તંતુથી વણાયેલાં વસ્ત્રો જુદાં જુદાં દેખાય છે તેવા જ
ચક્રપાણિ એકલા છે છતાં જુદાં જુદાં પ્રાણી માત્રમાં સરખી રીતે
વિચરે છે. જેમ સોનું એક જ ધાતુ છે પણ તેના જુદા જુદા અલંકારો
બનવાથી ભિન્ન સ્વરૂપે દેખાય છે. તેવાજ વ્યાપક 'શ્રીધર' ભૂત માત્રમાં
સરખા છે. ત્યારે બ્રાહ્મણો કહેવા લાગ્યા કે આ તો નકામું તેનું વાચાળ-
પણું બતાવે છે. તેમ કહી એક દોરડું લઇ ક્રોધ કરી પાડાને મારવા માંડયુ.
તે સમયે જ્ઞાનેશ્વર થર થર કંપવા લાગ્યા અને તેમના બરડા ઉપર સોળ
ઉઠેલા જોવામાં આવ્યા. આટલું જોવા છતાં બ્રાહ્મણો કહેવા લાગ્યા કે
પાડામાં અને તમારામાં ભેદ તો દેખાતો નથી; પણ તમે પાડાને મુખે વેદો-
ચ્ચાર કરાવો. તેવાં બ્રાહ્મણોનાં વચન સાંભળી અભેદ ભક્તે શું કર્યું ? તે
પાડા પાસે ગયા અને તેના માથા ઉપર હાથ મૂક્યો. પછી આજ્ઞા કરી કે
સત્વર ઋગ્વેદની ઋચાઓ બોલવા માંડો કે જેથી આ ભૂદેવોને સંતોષ થાય
એ પ્રમાણે કહેતાંની સાથે જ અતિ ચમત્કારિક બનાવ જોયો. તે પાડાએ
શાસ્ત્રોક્તરીતે શ્રુતિઓ બોલવા માંડી. પાડાએ તે પછી ચારેય વેદ મોંએથી
કહી સંભળાવી; બ્રાહ્મણોને સંતોષ પમાડયા. આવું કૌતુક મૃત્યુલોકમા કોઇએ
જોયું નહતું. જેમ રોગીના પેટમાં અમૃત જાય એટલે વ્યાધિ આપોઆપ
દૂર થાય છે, જેમ કામધેનુની કૃપાદૃષ્ટિ થતાં દારિદ્ર દુઃખ નાશ પામે છે,

જેમ આંધને સૂર્યદેવ પ્રસન્ન થાય તો દેખાવા માંડે, જેમ મુગાને સરસ્વતી પ્રસન્ન થતાં બોલવા માંડે, જેમ ગણપતિ પ્રસન્ન થતાં ચૌદ વિદ્યા આવડે, જેમ મહાદેવજી પ્રસન્ન થતાં અષ્ટાંગ યોગ સાધન થાય, તેમ જ્ઞાનદેવના વરદ હસ્તે પાડો વેદની ઋચાઓ બોલ્યો. સઘળા બ્રાહ્મણો આશ્ચર્ય પામી મનમાં પશ્ચાતાપ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે અમે આટલા વેદ ભણ્યા, ઉપનિષદો અને બીજા આદિ ગ્રંથો વાંચ્યા; પણ જ્ઞાનેશ્વર જેટલું સામર્થ્ય ઇશ્વરે અમને આપ્યું નહીં. કોઇએ જોયેલું કે સાંભળેલું નહીં, તે આજે સાક્ષાત્ નજરે જોયું અને કાને સાંભળ્યું. સૃષ્ટિમાં કદી ન થયેલી કરણી કરી બતાવી. જે કાર્ય બ્રહ્મા પણ ન કરી શકે તેવું કરી બતાવ્યું, માટે નક્કી આ ત્રણે દેવોનો અવતાર છે અને મુક્તાબાઈ આદિમાયાનો જન્મ છે. આમને માટે કોઈ પણ પ્રાયશ્ચિતનો સવાલ ઊભો થતો નથી. ગંગા નદીને અશુદ્ધતા નથી અને તેનાથી પણ અધિક તેમનાં અમે વખાણ કરીએ છીએ. અમે તેમની સાથે યોગ્ય રીતે વર્ત્યા નથી. વસ્તીમાં ધન અને માનની ઇચ્છા કરી વ્યર્થ જન્મ ગુમાવીએ છીએ. આ બાળકો જેવા પરાક્રમી બ્રાહ્મણો આખી સૃષ્ટિમાં કદી મળશે નહીં. આ પ્રમાણે પૈઠણના સર્વ બ્રાહ્મણો કહેવા લાગ્યા. ધન્ય એનાં માતાપિતાને ! અનેનાં સુકૃત હતાં કે જેમને ત્યાં આ (દેવોએ) બાળકોએ જન્મ લીધો. આ પ્રમાણે પોતાની ચિત્તશુદ્ધિ કરી બ્રાહ્મણો શાંત થયા. તે સાંભળી જ્ઞાનદેવ કહે છે કે હે વિપ્રો, આ તમારું જ સામર્થ્ય છે. અમે તો ખરેખર અજ્ઞાન છીએ. આ તો તમારા ચરણનો જ પ્રતાપ છે. આ બાળકોથી પૈઠણના સર્વજન પ્રેમભાવથી આકર્ષાયા અને કહેવા લાગ્યા કે ધન્ય છે વૈષ્ણભક્તને કે જે સંસારમાં રહીને હમેશાં વિરક્ત રહે છે ! તેઓ રોજ ગંગાસ્નાન કરી, વેદાંત કથન અને પુરાણ શ્રવણ કરી રાત્રે હરિકીર્તન કરવા લાગ્યા. અદ્ભુત ચમત્કાર જોઇને બધા તેમને માનવા લાગ્યા. એ પ્રમાણે પૈઠણના લોકોને ઘણા દિવસ સુધી નવા નવા અનુભવ થવા લાગ્યા.

એક દિવસે જેને ઘેર નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઈ રહેતાં હતાં, તેણે પિતૃશ્રાદ્ધ કરવાનું નક્કી કર્યું. તેણે બ્રાહ્મણોને આમંત્રણ આપ્યું. ત્યારે વળી પાછા બ્રાહ્મણો કહેવા લાગ્યા કે તારે ત્યાં સંન્યાસીના છોકરાં રહે છે, તેથી અમે તો તારે ઘેર જમવા માટે આવીશું નહીં. આવાં વચન સાંભળીને તે બ્રાહ્મણ ઘણો ચિંતાગ્રસ્ત થયો. પછી પોતાને ઘેર આવીને ખિન્ન મનથી બેઠો. ત્યારે જ્ઞાનદેવ પૂછે છે કે તમે શા કારણથી ચિંતા કરો છો ? એ સાંભળી તે વિપ્ર કહે છે કે આજે તેના પિતાનું શ્રાદ્ધ છે, પણ

બ્રાહ્મણો જમવા આવવાનું ના કહે છે. તેથી મારા મનમાં ચિંતા થઇ છે અને નિરાશ થઇને બેઠો છું. જ્ઞાનદેવ કહે છે કે તમારે જરાપણ ચિંતા કરવી નહીં. તમારા પિતૃઓ સાક્ષાત્ આવીને ભોજન કરશે. માટે સ્વસ્થ ચિત્તે રસોઈની તૈયારી કરો. આવી વાત સાંભળી તે વિપ્રને આશ્ચર્ય થયું! પછી પોતે સ્નાનસંધ્યા કરીને પવિત્ર થયો. જાત જાતનાં પકવાન પાત્રોમાં પીરસીને તૈયારી કરી. તે સમયે જ્ઞાનેશ્વરે હાથમાં અક્ષત લઈ પિતૃનું આવાહન કર્યું. તેથી પિતૃઓ આવ્યા અને તેમની પાદપૂજા કરી મુખ્ય આસને બેસાડયા. વસ્ત્ર, આભૂષણ, અલંકાર, તુલસીપત્ર, ફૂલના હાર, દ્વાદશ તિલક, યજ્ઞોપવિત વગેરેથી તુષ્ટ કર્યા અને સોનામહોરની દક્ષિણા આપી. એ પ્રમાણે પૂજા કરી ધૂપ, દીપ, અર્પણ કર્યાં. આ જોઇ બીજા બ્રાહ્મણો કે જે તપાસ રાખતા હતા, તેમને નવાઇ લાગી. "પિતૃ સ્વરૂપી જનાર્દન" એનો સંકલ્પ કરતાં પ્રેમભાવથી પિતૃઓ ભોજન કરવા લાગ્યા. રૂચી પડે તે પ્રમાણે જમતાં સઘળી પિતૃમંડળી તૃપ્ત થઇ. તેમને કરશુધ્ધિ માટે પાણી આપ્યું. તાંબુલ દક્ષિણા આપી પછી "સ્વસ્થાને વાસ" કહેતાં સર્વ પિતૃઓ અદશ્ય થયા. આ દશ્ય નજરે જોનાર બ્રાહ્મણોએ પૈઠણમાં ઘેર ઘેર સમાચાર કહી સંભળાવ્યા. જ્ઞાનેશ્વરે સાક્ષાત્ પિતૃઓને બોલાવી જમાડયા. આવું કૌતક મૃત્યુ લોકમાં જોયું કે સાંભળ્યું નથી. અભિમાન કરી કર્મકાંડી બ્રાહ્મણોએ આ વિપ્રનું આમંત્રણ સ્વીકાર્યું નહીં, તો પિતૃઓ આવીને દક્ષિણા લઈ ગયા. જેમ શંકર ભગવાને નૈવેદ્ય આરોગ્યું અને પોઠીઓ એમને એમ બેસી રહ્યો, તેવું આજે આપણને થયું; એમ વિપ્રો કહેવા લાગ્યા. જેમ સૂર્યપ્રતિમાને સૂર્ય જાતે આવીને લઇ ગયા અને જ્યોતિષિ આશામાં બેસી રહ્યો; તેવું થયું. જેમ યજ્ઞ માટે મૂકેલો બળિ ક્ષેત્રપાળ જાતે જ લઇ ગયો અને પૂજારી ત્યાં તળમળ કરતા બેસી રહ્યા, પણ તેમનું કંઇ વળ્યું નહીં. જેમ ઇંદ્રાદિ દેવો આવીને હોમ દ્રવ્ય લઈ ગયા અને અગ્નિદેવ તે વિના રહી ગયા તેવું તે વિપ્રોને થયું. જેમ પિશાચ આવીને છાંડેલું અન્ન લઇ જાય, જેમ પંચાક્ષરી મંત્રથી લાભ થાય નહીં અને વિચાર કરતાં ભૂખ્યા જ રહેવું પડે, તેમ સોનામહોર, પકવાન, દક્ષિણા વગેરે સર્વ પિતૃઓ જાતે જ લઇ ગયા. આપણે અભિમાન કર્યું તેથી સર્વસ્વ ગુમાવ્યું. "ધન્ય નિવૃતિનાથ! ધન્ય જ્ઞાનેશ્વર! ધન્ય સોપાનદેવ! ધન્ય આદિમાયાના અવતારરૂપ મુક્તાબાઈ! વળી કહેવા લાગ્યા કે આ ત્રણેય સાક્ષાત્ દેવ છે, તેમને માટે તો પ્રાયશ્ચિત જેવું હોય જ નહીં. એ તો જગદ્‌ગુરુ દેહાતિત, જીવન્મુકત છે." એ પ્રમાણે પત્ર લખીને તે વિપ્રોએ સોપાનદેવના હાથમાં મૂકયો. જેમ લોહદંડને પારસ-

મણિ લાગતાં તે કાયમનો સોનાનો થાય છે; તેમ તે પાડો પણ હમેશાં વેદાંતજ્ઞાન બોલતો હતો. શ્રીહરિએ ધ્રુવને અચળપદ આપ્યું, એટલે તે કદીએ સ્થાનભ્રષ્ટ થાય નહીં. તે પ્રમાણે જ્ઞાનેશ્વરે પાડાને અક્ષયજ્ઞાન આપ્યું. જેમ ક્ષીરસાગરમાં ઉપમન્યુને બેસાડ્યો એટલે તે હમેશાં ક્ષીરપાન કરતો રહે, તે પ્રમાણે જ્ઞાનેશ્વરે પાડાના મુખથી પૈઠણમાં અખંડ વેદજ્ઞાન સંભળાવ્યું. જેમ યોગી વજ્રાસને બેસી અખંડ પૂર્ણાનંદ સ્થિતિનો આનંદ લે છે તેમ તે પાડો પણ વેદાંતજ્ઞાનમાં મસ્ત રહેતો. એ જાણીને નિવૃત્તિનાથ અને જ્ઞાનેશ્વર વિચાર કરે છે કે આ પાડાથી જ્ઞાનમાર્ગ વધી જશે તો કર્મમાર્ગ ઓછો થઇ જશે કારણ કે શ્રુતિનો ગુપ્ત મર્મ પાડો સ્પષ્ટ રીતે લોકોને કહે છે, તેથી કર્મમાર્ગની ભ્રાંતિ દૂર થઈ જશે. તો પછી યજ્ઞમાર્ગ એકલો જ રહેશે. એમ વિચાર કરી બ્રાહ્મણોને નમસ્કાર કરી નિવૃત્તિનાથ પાસે પાડો મંગાવી લીધો. પછી પાડાને સાથે લઈને ત્રણે ભાઇઓ તથા મુક્તાબાઈ પૈઠણથી ચાલી નીકળ્યાં. તેમને વળાવવા માટે જે બ્રાહ્મણો આવ્યા હતા તેમની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. પ્રેમથી તેમને વળાવતાં સર્વે ગદ્ગદિત થયા અને પરસ્પર કહેવા લાગ્યા કે જ્ઞાનેશ્વર સાથે ઉત્તમ સમય ગાળવા મળ્યો હતો. અર્ધા ગાઉ સુધી નરનારી વળાવવા ગયાં, તેમને પછી જ્ઞાનેશ્વરે વિનંતી કરીને કહ્યું કે હવે તમો સર્વ પોતાને ઘેર પાછા જાઓ. પછી તેમને નમસ્કાર કરીને સર્વ પાછાં વળ્યાં. ત્યાંથી નિવૃત્તિ, સોપાન, જ્ઞાનેશ્વર અને બેન મુક્તાબાઈ આનંદથી માર્ગે ચાલતાં જતાં હતાં અને પ્રેમથી હરિગુણગાન ગાતાં હતાં. તેઓ નવી નવી કવિતાઓ રચી નવરસ ઉત્પન્ન કરતાં કરતાં મહાલય ક્ષેત્રમાં આવ્યાં. ત્યાં પ્રવરાતીર્થમાં સ્નાન કરી મોહનીરાજને ભેટયાં અને ત્યાં થોડો સમય નિવાસ કર્યો. તે સ્થળે તેમણે ગીતા ઉપર ટીકા કરી જ્ઞાનેશ્વરી ગ્રંથ લખ્યો અને જડ, મૂઢ, અજ્ઞાની માટે સીધો સાદો માર્ગ કરી આપ્યો. પહેલેથી જ સોનું ઉજ્વળ છે અને તેના ઉપર રત્ન જડાવ તો ઘણું સુંદર લાગે છે. જેમ અન્નમાંથી પક્વાન્ન બનાવે ત્યારે જીભને વધુ સ્વાદિષ્ટ લાગે છે, જેમ સુવર્ણમાંથી અલંકાર બનાવી સુંદર શરીરે ધારણ કરવાથી વધુ સુંદર લાગે છે, જેમ સુક્ષ્મબીજ હોય પણ તેને રોપવાથી વૃક્ષ થઈ ફળફૂલ લાગી સુંદર દેખાય છે, જેમ કલ્પતરુનો મહિમા ગુપ્ત હતો પણ કલ્પનાથી તેને સુશોભિત કર્યો, જેમ પૂર્ણિમાના ચંદ્રથી અમૃત વરસે અને તે ચકોર પક્ષીને આનંદ આપે, તેમ ગીતાનો ગૂઢ અર્થ સરળ કરી તેના ઉપર માતૃભાષામાં લખાણ કરી સજ્ઞાન, પ્રેમાળ ભાવિક જનોને સીધો જ્ઞાનમાર્ગ બતાવ્યો. ત્યારે સદ્‌ગુરુ નિવૃત્તિનાથ જ્ઞાનદેવને

પ્રેમથી કહે છે કે હવે તમે તમારી બુદ્ધિથી જ્ઞાનામૃતનો અનુભવ કરાવો જ્ઞાનદેવ કહે જરૂર તેમ કરીશ પછી સદ્‌ગુરુને ચરણે મસ્તક નમાવી બુદ્ધિથી વિચાર કરીને "અમૃતાનુભવ" ગ્રંથ લખ્યો ઇંદ્રનું અભિમાન દૂર કરવા શ્રીકૃષ્ણ ભગવાને ગાયોના જેટલા વાછરડાનું ઇંદ્રે હરણ કર્યું હતું, તેટલા બીજા ઉત્પન્ન કર્યા તેમ પાખંડી માણસો અહંકાર કરી શું પણ બતાવે છે તેને માટે આ 'અમૃતાનુભવ' ગ્રંથ છે ત્યાંથી મદાળસા પતિ અને અદિશક્તિને પ્રેમથી નમસ્કાર કરીને સ્વદેશ જવાનું નક્કી કરી ચારે જણે ચાલવા માંડયું રસ્તે જતા જતા પ્રેમથી નામસ્મરણ કરતા હતા રાત્રે જે ગામ રસ્તામાં આવે ત્યાં રહેતા અને હરિકીર્તન કરતા હતા માયા, મમતા માનાપમાન, દેહનું અભિમાન વગેરે ત્યજીને બ્રાહ્મણથી માંડીને કીડી સુધી સર્વને સમાન દૃષ્ટિએ જોતા જોતા ચાલતા જાય છે જતા જતા એક દિવસ આળંદીની પાદરે પાડો વેદ બોલતા બોલતા શાંત થઇ ગયો–દેહ મૂકી દીધો તેની સમાધિ બનાવી અને સંત દયાળુ કૃપાનિધિ જ્ઞાનેશ્વરે તેને મોક્ષ આપો અભય વરદાન આપી, સમાધિની પૂજા કરી તેનું નામ 'મ્હસોબા' રાખ્યું હજુ પણ તે સ્થળ આળંદીમાં છે ત્યાંથી બધા આળંદી ગામમાં ગયા મુક્તાબાઈ નિવૃત્તિનાથને કહે છે કે જન્મભૂમિના દર્શન થતા ઘણો આનંદ થાય છે ભૂમિને પ્રેમથી વંદન કરી, સાષ્ટાંગ પ્રણામ કર્યા પૈઠણમાં જે બીના બની હતી તે બધી જ્ઞાનેશ્વરના આળંદી આવતા પહેલા, સર્વને જાણવા મળી હતી સોપાનદેવે પૈઠણના વિપ્રોનો પત્ર આળંદીના બ્રાહ્મણોને આપ્યો, તે વાંચી સર્વ વિસ્મય પામ્યા તેમાં લખ્યું હતું કે આ ત્રણે ય દેવના અવતાર છે પૈઠણના પત્રને સર્વેએ માન્ય રાખ્યો જેમ બૃહસ્પતિની આજ્ઞા ઇન્દ્રાદિ દેવ માન્ય રાખે છે જેમ વ્યાસમુનિનું પુરાણ પંડિતો માન્ય રાખે છે, જેમ સારો શિષ્ય ગુરુઆજ્ઞા માની અભ્યાસ કરે છે, જેમ પવન જે દિશામાં દોડે છે તેજ દિશામાં વરસાદ પડે છે, અને મનને જેવી ટેવ પડી હોય તે પ્રમાણે ઇંદ્રિયો વર્તે છે, જેમ જે દિશામાં સૂર્ય હોય તે દિશા તરફ જ સૂરજમુખીનું ફૂલ ફરે છે, જેમ નદીમાં પૂરનું પાણી ચપળતાથી દોડી જાય છે, જે દિશામાં પવન જાય, તે તરફ ધજા ફરકે છે, જેવું ગાયન તેવું વાદન હોય છે તે પ્રમાણે પૈઠણના શાસ્ત્રીઓનું વચન બધા દેશના બ્રાહ્મણો માન્ય રાખે છે ત્રણે દેવોએ અવતાર લીધો છે, એ સત્ય માની પ્રેમથી હરિકીર્તન કરવા માંડયું આળંદીના સઘળા માણસો કહેવા લાગ્યા કે અમારા કલ્યાણ માટે આ સદ્‌ગુરુએ અવતાર લીધો છે

હવે આળંદીમાં એક વિસોબા ચાટી નામનો બ્રાહ્મણ રહેતો હતો તે

બહુ કુટિલ હતો. તે આ ચારે ભાઈબહેનની રાત્રીદિવસ નિંદા કર્યા કરતો હતો. તે કહેતો હતો કે આ સંન્યાસીનાં છોકરાં છે માટે તેઓનું મોં જોવું નહીં. એ પ્રમાણે તે રોજ નિંદા કર્યા કરતો હતો. તેની વૃત્તિ પતંગીઆ જેવી હતી, એટલે તે દીવો બુઝાવવા જાય તેવો તેનો સ્વભાવ હતો. જેમ સૂર્યને જોઇ આગીઆને અદેખાઇ થાય; જેમ ધર્મરાજની કીર્તિ સાંભળી દુર્યોધનને મનમાં સંતાપ થાય, જેમ રામપ્રતાપની વાત સાંભળી રાવણને સંતાપ થાય, જેમ પ્રાકૃત ગ્રંથને જોઈ સંસ્કૃતના પંડિતોને અદેખાઈ થાય, જેમ પ્રહ્લાદભક્તને જોઇ હિરણ્યકશ્યપને અદેખાઇ થાય, જેમ પૂર્ણ ચંદ્રને જોઈ ચોરો તેની નિંદા કરે, જેમ સહદેવની જ્યોતિષવિદ્યા જોઈ બીજા જ્યોતિષિઓને અદેખાઈ થાય, તેમ વિસોબા ચાટી હંમેશાં ક્રોધથી આ બાળકો સામે જોતો. કોઈ વખતે તેઓ નજરે પડે કે તરત જ મનમાં કષ્ટ પામે અને કહેવા લાગે કે આ સંન્યાસીનાં છોકરાં છે, તેમનું મોં પણ જોવું નહીં. જ્યારે જ્યારે નજરે પડે ત્યારે તે આવું જ બોલતો. એક વખતે દશેરા અને દિવાળીનું પર્વ આવ્યું. નિવૃત્તિનાથે મુક્તાબાઈને કહ્યું કે ઉત્તમ માલપુડા બનાવી, અમને ભોજન કરાવો. મુક્તાએને કહ્યું કે અવશ્ય બનાવીએ. એમ કહીને સીધું – સાહિત્ય મંગાવ્યું. માલપુડા બનાવવા માટે માટીનો તવો લેવા માટે તે કુંભાર ફળિયામાં જતી હતી, તે વખતે રસ્તામાં તેને વિસોબા જોઇ ગયો. બીકથી મુક્તાબાઈ રસ્તાની એક બાજુએ સંતાઈ જતી હતી; પણ વિસોબાએ તરત જ દોડીને તેની પાસે જઈ પૂછ્યું કે કયાં જાય છે તે જલદી કહે. તેનું કહેવું સાંભળી મુક્તાબાઈ થરથર ધ્રૂજવા લાગી. જેમ હાથીને જોઈ કમળ કંપે, જેમ બાજ પક્ષીને જોઈ કોકિલા કંપે, જેમ હરણ દૂરથી વાઘને જોતાં કંપે, જેમ વાઘને જોઈ ગાય કંપે, તેવો અપાર ભય પામી મુક્તાબાઇ કહે છે કે નિવૃત્તિનાથે માલપુડા બનાવવાનું કહ્યું છે, તેથી કુંભારને ત્યાં તવો લેવા જાઉં છું. તે સાંભળી વિસોબા મિજાજ કરીને મુક્તાબાઇને મારવા લાગ્યો. પછી કુંભારને ત્યાં જઇને કહે છે કે જો તવો આપો છો તો મારું દ્રવ્ય તારી પાસે લેણું છે તે આજે જ માગીશ. આ સાંભળી કુંભાર ચિંતાતુર થઇ ગયો. પાસે દ્રવ્ય ન હોય અને પારકા પાસે લેવાથી લાચાર થવાય છે. શરીરમાં મહારોગ ઉત્પન્ન થાય તો દૈવકોપ સમજવો. ગૃહસ્થાશ્રમમાં દરિદ્રતા આવે કે વૃદ્ધપણે પુત્રશોક થાય, પૂજવા લાયક સ્થળે બેસી લોકો નિંદા કરે તો દૈવક્ષોભ જાણવો. આખો સમય અભ્યાસ કરે; પણ પરીક્ષા વખતે જવાબ આપતાં આવડે નહીં અને મનમાં ઘણા

વિયોગ આવે તો દેવ કોપાયમાન થયા છે એમ સમજવું વેરીને આપણો જો માલમ પડે અને તે પ્રમાણે બીજા લોકો ઓને તેથી ચિત્તમાં સંતાપ થાય તો ઈશ્વરીકોપ જાણવો અન્ન વિના બાળબચ્ચાં પ્રવાસમાં ટળવળે, ઘરમાં સ્ત્રી કકળાટ કરે તો ઈશ્વરીકોપ જાણવો, વૃદ્ધપણે અંગશિથિલ થાય ત્યારે સ્ત્રી કકળાટ કરે અને પુત્ર મારમાર કરે નહીં તો ઈશ્વરીકોપ જાણવો હવે વધુ શાણપણ શું કરવું? જેનાં કર્મ તે ભોગવે વિસોબાનું કહેવું સાંભળી કુંભાર ઊભો જ રહ્યો પછી મુક્તાબાઈ આવી અને કુંભાર પાસે તવો માગે છે કુંભાર કહે છે કે વાસણ પાકાં કરવા માટે બળતણ નથી, તેથી જ્યાં વાસણ પાકે ત્યારે આવીને લઈ જજે હમણાં તવો તૈયાર નથી આવું સાંભળી આદિમાયા મુક્તાબાઈ આશ્રમમાં પાછાં આવ્યાં અને ચિંતાતુર થઈને કરુણ સ્વરે રડવા લાગ્યાં તે જ વખતે જ્ઞાનેશ્વર સ્નાન કરીને આશ્રમે આવ્યા તેમણે ઓચિંતો કરુણ સ્વર સાંભળી મુક્તાબાઈ પાસે જઈ તેના મોં ઉપર હાથ ફેરવી માયાથી પૂછ્યું કે શા કારણથી તને કષ્ટ થયું તે મને જલદી કહે મુક્તાબાઈ કહે છે કે માલપુડા કરવા માટે તવો લેવા કુંભારને ત્યાં જતી હતી, ત્યાં રસ્તામાં વિસોબાએ મને માર માર્યો અને કુંભારને કહ્યું કે મને તવો આપવો નહીં તેથી હું અહીં આવી શોક કરી રહી છું નિવૃત્તિનાથે આજ્ઞા કરી છે કે આજે મારે સ્વહસ્તે માલપુડા કરીને બધાને જમાડવા તેથી વધુ ચિંતા થાય છે કે હવે તવા વિના માલપુડા કેવી રીતે બનાવાશે? આ વાતચીત વિસોબા ખડકીમાં રહી દૂરથી સાંભળતો હતો તે બધી ચર્ચા જોવા બહાર જ ઊભો હતો પછી જ્ઞાનદેવ કહે છે કે મુક્તાબાઈ તું વ્યર્થ શોક કરે છે તેનો એવો સ્વભાવ પડ્યો છે આપણે તેમાં શું કરીએ? પછી પ્રાણાયામ કરીને જ્ઞાનેશ્વરે પંચાગ્નિ પ્રગટ કર્યો તેમના મોંમાંથી જ્વાળા નીકળવા લાગી અને આંખો રાતી થઈ ગઈ જેમ તપ્ત થયેલું સોનું દેખાય તેમ તેમની પીઠ રાતી થઈ ગઈ વિસોબા આ મૈતર પોતાની નજરે બહારથી જોતો હતો પછી મુક્તાબાઈને જ્ઞાનેશ્વર કહે છે કે મારી પીઠ ઉપર માલપુડા બનાવ તેથી મુક્તાબાઈએ જલદી જલદી સામગ્રી ભેગી કરી સુંદર માલપુડા બનાવવા માંડ્યા એક ક્ષણવારમાં માલપુડા તૈયાર થઈ ગયા પછી જ્ઞાનદેવે પંચાગ્નિ શાંત કરવાથી અગ્નિ શાંત થયો સ્વાનંદથાળીમાં માલપુડા અને સપ્રેમ ભક્તિથી દૂધ પીરસ્યું શાંતિ સુખરૂપી સાકર જે ઘણી મીઠી લાગે છે તે પીરસી, તેમાં સ્વાનુભવના માલપુડા ચોળીને ચારે ભાઈઓ જમવા બેઠા – નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર સોપાનદેવ અને ચોથી બેન મુક્તાબાઈ 'શ્રીહરિ' જમે છે એમ કહીને

બધાંએ કોળીઆ લઇ જમવા માંડયું. વિસોબા બહાર ઊભો રહીને કૌતુક જુએ છે. તેના મનમાં હવે ઘણો પશ્ચાતાપ થાય છે અને કહેવા લાગ્યો કે આ તો ઇશ્વરી મૂર્તિઓ છે. મેં તેમને નકામો ત્રાસ આપ્યો અને તેમ કરતાં મનમાં જરા પણ વિચાર ન આવ્યો. જેમ રત્નની ખાણ મળવા છતાં તેને કાચની જાણી. મનમાં વિકલ્પ લાવી ચિંતામણિ ગુમાવ્યો. કલ્પતરુનું વૃક્ષ ઓળખ્યું નહી અને તેને બાવળનું ધારી કુહાડાથી ઘા કર્યો. જેમ આંધળા સામે અમૂલ્ય હીરા મૂકે તો તે તેને પથ્થરના કાંકરા જ સમજે. કુપીમાં ગંગાજળ ભરવાથી મૂર્ખને તે દારૂ છે એમ લાગે, જેમ ધનનો ઢગલો નજરે પડે ત્યારે મૂર્ખને તે ખરાબ અન્નનો ઢગલો છે એવું દેખાય. જેમ શ્રીકૃષ્ણ પરબ્રહ્મનો અવતાર હતા; પણ દુર્યોધન તેમને બનેવી જ જાણતો હતો. તે પ્રમાણે મેં મનમાં વિકલ્પ કરીને તેમની નિંદા કરી. એવો મનમાં પશ્ચાતાપ લાવીને વિચાર કર્યો કે તેમને શરણે જવું અને બળથી તેમના ઉચ્છિષ્ટ અન્નનો પ્રસાદ લઇ પોતાનું હિત સુધારવું. એવો વિચાર કરી તે દોડતો દોડતો જ્યાં ચારે ભાંડુ જમતાં હતાં ત્યાં આવ્યો. તે વખતે જ્ઞાનદેવે પોતાની થાળી સંતાડી દીધી, પણ વિસોબાએ બળ કરી ઝડપ મારી એક કોળીઓ લઇ લીધો અને તરત જ પોતાના મુખમાં મૂકી દીધો. ત્યારે જ્ઞાનેશ્વર કહે છે કે કેમ તું ખેચર (પ્રાણી) ના જેવું આચરણ કરે છે. બાજુએ હઠી જા. આ વાણી સાંભળી, તેણે તેને ઉપદેશ માની લીધો.

**પરા પશ્યન્તી મધ્યમે હુની વૈખરી પરત. સરતસે,**
**ચહું વાચાતીત જે અસે તેથી મીળાલા સમરસે.**

વાણી મૂળાધારથી પ્રગટ થઇ કંઠમાંથી (વૈખરીથી) બહાર આવે છે. વિસોબાને તેથી આગળ બ્રહ્માંડમાં નાદ અને બિંદુનો યોગ થાય ત્યાં સુધીનું જ્ઞાન આપ્યું. અવિદ્યાનું કાજળ તરત જ ખસી ગયું અને ઘંટાનાદ નીકળ્યો. તે જ સ્થળે તે લીન થઇ ગયો. તે સ્વ સ્વરૂપમાં સમરસ થઈ ગયો અને અભિન્ન થઈ ગયો. પછી બે હાથ જોડીને ઊભો રહ્યો. જ્ઞાનદેવે તેનું મન જાણીને તેના મસ્તક ઉપર અભયકર મૂકી, અભય વરદાન આપ્યું. જેમ વાલ્મિકીએ નારદજીનાં દર્શન થતાં જ તામસગુણ ત્યજી દીધો, તેમ વિસોબાને જ્ઞાનદેવનાં દર્શન થતાં જ સાત્વિકગુણ ઉત્પન્ન થયો. જ્ઞાનદેવે "સર પરતા ખેચરા" એમ કહ્યું હતું, તેથી તે દિવસથી તેનું નામ વિસોબા ખેચર કહેવાયું.

આગળના અધ્યાયમાં સુરસકથા શ્રોતાઓને આદરપૂર્વક કહેવામાં આવશે. તે સાંભળતાં સઘળા દોષ ઉદાસ થઇને જતા રહેશે. જેમ સૂર્ય ઊગતાં અંધકાર જતો રહે છે, તેમ ભક્તવિજય સાંભળતાં અજ્ઞાન-માયા પણ દૂર થાય છે. જેમ લોખંડને પારસમણિ લાગતાં તેનું રૂપ બદલાતાં વાર લાગતી નથી, તેમ ભક્તકથા શ્રવણ કરતાં સંસારભાન જતું રહેશે. ભક્તોનાં ચરિત્ર અવર્ણનીય છે; પણ તે શ્રી રૂક્મિણીરમણની કૃપાથી કહી શકાય છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથને આનંદ થાય છે. પ્રેમાળ ભક્તો આ નવમો અધ્યાય અતિ મીઠો છે, તે તમે પણ સાંભળજો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૫૦ મો.

# જ્ઞાનદેવ અને નામદેવ તીર્થાટન કરવા જાય છે. નામદેવ ગાયને જીવતદાન આપે છે.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી રૂક્મિણીકાંતાય નમઃ ॥

આજે શુભ દિવસ ઊગ્યો છે કે જેથી ભક્તવિજય કાને સાંભળવા મળશે. આ આનંદ કઇભથી વર્ણવી શકાય તેવો નથી. તે હું મારા મુખથી કેવી રીતે કહી શકું ! આંગણામાં કલ્પતરુ રોપ્યું અને તેને ચિંતામણિ ફળ લાગ્યાં છે. જેમ આકાશમાંથી વર્ષા થાય અને આખી પૃથ્વી તૃપ્ત થઇ જાય. જેમ બારે સૂર્ય એકી સાથે શીતળ થઇ પછી ઉદય થતાં જેવો આનંદ આપે, જેમ બધી નદીઓનું જળ અમૃત થઈ વહેવા લાગે અને પૃથ્વી ઉપરના જનસમુહને તૃપ્ત કરે, જેમ હીરા, રત્ન, ચિંતામણિની ખાણ મળી આવે અને તેનો લાભ ભાગ્યશાળીઓને મળે, જેમ રેતીની ખાણ ક્ષણ માત્રમાં હીરા રત્નની થતાં લાભ મળે; જેમ સામાન્ય કંકર ચિંતામણિ થઈ જાય, જેમ સંકલ્પવિકલ્પનું દુઃખ એકદમ દૂર થઇ જાય, તેવી જ રીતે ભક્તવિજયનું પ્રેમામૃત શ્રોતાઓને મળે તે અમૃતથી પણ વિશેષ છે કારણ કે જે અમર દેવો અમૃતપાન કરે છે તેમને પણ પ્રેમામૃતની ઇચ્છા થાય છે. દેવ અમૃતપાન કરે છે પણ તે કલ્પાંતે નાશ પામે છે. જ્યારે પ્રેમામૃતનું સેવન કરનારા ચિરંજીવ (અક્ષય) થાય છે. માટે હે પ્રેમળ ભક્તો, ધ્યાન ધરીને ભક્તચરિત્રો સાંભળજો કે જેના શ્રવણથી સર્વદોષ ક્ષણમાત્રમાં નાશ પામે છે :

એક દિવસે જ્ઞાનદેવ પંઢરપુર ગયા, ત્યાં તેમને નામદેવને મળવાની ઇચ્છા થઈ. વિઠોબાના મંદિરમાં દાખલ થતાં જ દૂરથી નામદેવને જોયા. સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને નામદેવ જ્ઞાનદેવને ભેટ્યા. યથોપચારે પૂજા કરી, નામદેર કહેવા લાગ્યા કે કે આજનો દિવસ ધન્ય છે કે જ્ઞાનીઓના

રાજા કૃપા કરીને જાતે મંદિરમાં પધાર્યા છે અને તેથી જાણે પૂર્વજન્મના પુણ્યથી પાંડુરંગ ભેટયા એવો આનંદ ઉદ્‌ભવ્યો છે. આ તો સંસારકર્મમાં મોહથી જે અજ્ઞાની જીવો ભરાઇ પડયા છે તેમનો ઉદ્ધાર કરવા શ્રીહરિએ અવતાર લીધો છે; એમ કહીને ફરી ફરીને નામદેવ નમસ્કાર કરીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. જ્ઞાનદેવ નામદેવને કહે છે કે તારું ભાગ્ય ઘણું મોટું છે કે હૃષિકેશ પાસે અખંડ રહેવાનું તને મળે છે. તારાથી વધુ ભાગ્યશાળી કોઇ નથી. તારી પ્રેમસુખથી ભરેલી મીઠી વાત તેને ગમી છે. તારી આશા તૃષ્ણા નષ્ટ થઈ છે. તું જે કુળમાં જન્મ્યો છે તે પવિત્ર છે. કંઈક મનની ગુપ્તવાત જો તું સાંભળે તો મારે તને કહેવી છે, એમ કહીને નામદેવનો હાથ પકડી મંદિરના અંદરના ભાગમાં લઈ ગયા.

**કદિ કોઇ કહે કે તે જીવનમુક્ત થઇ પવિત્ર થયો છે;**
**પણ તેણે ગુરુ, દેવ, તીર્થ ભજન, તજવાં નહીં કદી.**

પૃથ્વી ઉપર તીર્થ ઘણાં છે, તે મારે તારી સાથે ફરીને જોવાં છે. મનમાં તને મળવાની ઇચ્છા થઈ, તેથી આ કામ માટે આવ્યો છું. માટે મારા મનની ઇચ્છા પૂર્ણ થશે કે કેમ તે મને કહે. આ સાંભળી નામદેવ મનમાં ઘણો ઉદ્વિગ્ન થયો. તે કહેવા લાગ્યો કે આ પંઢરીક્ષેત્ર મૂકીને તીર્થાટન કરવા કયાં જવું ? સુધારસ ત્યજીને ઘેર ઘેરથી માગીને કાંજી શા માટે પીવી ? જેમ અમૂલ્ય કસ્તુરી ત્યજીને પદરે ' રાખ ' શા માટે લેવી ! કલ્પવૃક્ષની છાયા ત્યજીને સીંદરીના (ખજૂરીના) વનમાં શા માટે જવું ? પક્વાવળીમાં પકવાન ત્યજીને ગલિત પત્રો શા માટે ખાવાં ? રાજહંસને ત્યજીને કાગડાને શા માટે પોતાને ઘેર લઈ જવો ! પોતાને પદરેથી હીરા રત્નો નાખી દઈ તેમાં રેતી શા માટે ભરવી ? સામવેદ મંત્ર ગાવાનું ત્યજીને તમાશાનું ગાયું શા માટે સાંભળવું ? કામધેનુ ત્યજીને બકરી શા માટે રાખવી ? એવો નિશ્ચય મનમાં કરીને પછી જ્ઞાનદેવને કહે છે કે હું મારે સ્વાધીન નથી, એમ કહી ચરણવંદન કર્યાં. જેણે મને પાળીપોષીને મોટો કર્યો, તેનો હું કાયા, વાચાથી ઋણી છું. જે પ્રાણવલ્લભ રૂક્મિણીના, જે પુંડલીકને વરદાન આપનારા, તેને હું સર્વભાવે આધીન છું. માટે તમે તેમને પૂછો. જો તેઓ મને આજ્ઞા આપશે, તો હું તેમનું વચન પાળીશ. જ્ઞાનદેવ ના... કહે છે કે તારો હેતુ મને સમજાઇ ગયો. ચતુર માણસો સર્વ જાણે છે, અને તે ઉદાર હોય છે. તે ભક્તિ અને જ્ઞાનનું સ્થાન છે. પછી જ્ઞા... નામદેવને આલિંગન આપી હાથ પકડી કહે છે કે આપણે મંદિરના અંદ...

રના ભાગમાં જઇ બંને આજ્ઞા માગીએ. તે વખતે નામદેવને લઇ જ્ઞાનદેવ મહાદ્વારે પહોંચ્યા અને ગરૂડગામીને પ્રેમભાવે દંડવત્ પ્રણામ કર્યા. પછી અંદરના ભાગમાં જઇ ઈંટ ઉપર ઊભેલા વિઠોબાને આલિંગન આપી સદ્ભાવે ચરણસ્પર્શ કર્યો. મનની ગુપ્તવાત દેવને કહી સંભળાવી. વચન સાંભળીને વિઠોબા હસવા લાગ્યા. જ્ઞાનદેવને વિઠોબા કહે છે કે તું જ્ઞાનસ્વરૂપ પોતે જ છે; સ્ફટીક જેવો નિર્મળ છે. સર્વ પ્રકારની આસક્તિથી મુકત છે. તું સાક્ષાત્ આત્મરૂપ છે. તારે તીર્થાટન શા માટે કરવું પડે? ચંદ્રથી શીતળ ઉપચાર બીજો શો હોઈ શકે? ક્ષીરસાગરને પરોણાગત કરવાની શી જરૂર છે? ચંદ્રને વિંઝણાથી પવન નાખી શીતળતા આપવાની શી જરૂર છે? શીતળતા માટે ચંદનથી બીજો ઉપચાર કયો હોય? ગણપતિને અભ્યાસ કરવાનું હોય નહીં? સરસ્વતી પાસે ચોસઠ કળા છે તેને શું શીખવાનું હોય? તેમ જ્ઞાનદેવ તારે માટે તીર્થાટનની શી જરૂર છે? નકામો વિચાર કરીને ફોગટની ચાલવાની મહેનત શા માટે કરવી? ત્યારે જ્ઞાનદેવ કહે છે વિઠોબા તમે કહો છો તે તદ્દન સત્ય છે. તમે યથાર્થ કહ્યું છે પણ [નામ]દેવ જેવો પ્રેમાળ ભકત બીજો મળે નહીં, તેથી મારે તેની સોબત કરવી [છે]. એની સોબતનું સુખ લઇને દેહ ધર્યાનું સાર્થક કરવું છે. એમ કહીને [જ્ઞા]નદેવે પ્રેમથી વિઠોબાને ચરણે શીર નમાવ્યું. પછી પંઢરીનાથ હસીને [ના]મદેવ સામું જોઈ કહેવા લાગ્યા :—

જ્ઞાનદેવ પરબ્રહ્મ મૂર્તિમંત છે,
પણ તારી સોબતની ઇચ્છા રાખે છે.

માટે તેમની સાથે તીર્થયાત્રા માટે જઇને જલદી જલદી પાછો [આ]વજે. જેનો જેવો હેતભાવ ચિત્તમાં હોય તેનું સાર્થક કરાવજે. પણ [તી]ર્થયાત્રા કરતાં, ચાલતાં, બેસતાં, ઊઠતાં, સૂતાં એમ દરેક વખતે મને તું [વિ]સારીશ નહીં. નામદેવ જીવનારાઓનો જીવ છે તે સર્વનો મારા ઉપર [વિ]શેષ ભાવ છે; એમ કહીને જગજેઠી વિઠોબા ગદ્ ગદ્ કંઠે થઈ ગયા. [પ]છી જ્ઞાનદેવ સામું જોઇ કહેવા લાગ્યા, "તું સર્વજ્ઞ સુખમૂર્તિ છે; પણ [મા]રે તારી પાસે માગવાનું છે અને તે એજ કે તારા ચિત્તમાં મારી યાદ

નામદેવથી બીજું કોઇ પણ મને વધુ પ્રિય નથી પછી શ્રીપતિએ નામદેવનો હાથ પકડી જ્ઞાનદેવના હાથમાં આપ્યો અને કહ્યું કે રાત્રિદિવસ એને એકલો મૂકશો નહીં. મારા કંઠમાંનુ ઉત્તમ રત્ન તું માગીને લઈ જાય છે. આ ભલો ભોળો નામદેવ તને સોપું છું. તેને આગળ પાછળ સંભાળજે. એણે જન્મ લીધા પછી હજુ સુધી મેં એને મારાથી દૂર કર્યો નથી પરંતુ તારે તેની જરૂર છે તેથી જ આજે તારી સાથે મોકલું છું. એમ કહેતા કહેતા રમાકાંત ગદ્ગદ્ કંઠે થઇ ગયા ! અને આંખોમાથી અશ્રુ ઊભરાઇ આવ્યા પછી જ્ઞાનદેવ વિઠોબાના ચરણમાં મસ્તક નમાવી નામદેવનો હાથ પકડી ઝડપથી ચાલી નીકળ્યા. ત્યાથી બન્ને જણુ ચદ્રભાગા નદીને કિનારે આવ્યા તેમણે સ્નાન કર્યું અને પુંડલીકની પ્રદક્ષિણા કરી નમસ્કાર કરીને નદીને પેલે પાર ગયા. નામદેવને વળાવીને સારંગધર મંદિરમા આવ્યા તે સમો કનકપાત્ર લઇને રૂક્મિણી ચરણપ્રક્ષાલન માટે આવ્યા. શ્રીપતિનું મુખ જોતા આંખોમા અશ્રુ ઊભરાતા હતા, તે જોઇ જગન્માતાને વિસ્મય થયું. ચરણમા મસ્તક નમાવી પૂછવા લાગ્યા કે આજે આપને અસ્વસ્થ જોઇને મારા અંતરમાં નવાઈ લાગે છે. રૂક્મિણીના વચન સાભળી જગજીવન શુ કહે છે તે સાંભળો. નામદેવના વિયોગરૂપી બાણુથી આજે મારું હૃદય વિંધાઇ ગયું છે. તેની મને ઘણી પ્રીતિ હતી. તેથી મનમા ઉદ્વેગ થયો છે. બીજા કોઈ પણ સુખથી મારી બુદ્ધિ સ્થિર થતી નથી. નામદેવથી બીજો કોઈ ઇષ્ટ મિત્ર કે સગોવહાલો મારે કોઇ નથી તો પછી તેના વિયોગે મારા પ્રાણ કેવી રીતે રાખી શકીશ તે ચિંતા મને થાય છે. હું કૃપણનું ધન પ્રેમાળ ભક્ત નામદેવ છે જ્ઞાનદેવ યાચક થઇને આવ્યા અને મારા ધનનુ દાન લઈ ગયા નામદેવ મારા વૃદ્ધપણાનું બાળક છે. મને તે હમેશા વહાલુ છે જ્ઞાનદેવ આવીને તેને બળથી તીર્થાટન માટે લઈ ગયા. હુ જગદાકાર વૃક્ષ છું. નામદેવ મારા મૂળનું જળસીંચન છે અર્થાત જીવન છે. જ્ઞાનદેવ જળ દેવતા બનીને તેને ખેંચી લઇ ગયા. મારા સુકાઇ જતા વૃક્ષનો નામદેવ આનંદરૂપી મેઘ છે. જ્ઞાનદેવ પવનરૂપે આવીને તે મેઘને દૂર લઈ ગયા તે સાભળી, રૂક્મિણી કહે છે કે જેના મુખથી તમારા નામનું ઉચ્ચારણ થાય છે તેને શોક, દુઃખ, મોહ, બંધનકર્તા નથી તે સાંભળી જગજીવન કહે છે કે તું સત્ય વચન બોલે છે, પણ ભક્તો સિવાય એક ક્ષણુ પણુ મ રહેવાય નહીં. હું અવ્યક્ત નિરાકાર છું, પણ ભક્તોને લીધે સગુ (મૂર્તિરૂપ) થયો છું. મારા ભક્તોને વસવા માટે વૈકુંઠ બનાવ્યુ છે. મ ભાગ્યને વધારનાર મારા ભક્તોનો અધિકાર હું જાણું છું. તેમના –

તળમળતા પણ હું એકલો જ જાણું છું. મારા સગુણપણાની માહિતી ભકત સિવાય બીજા કોઇને જાણુ પડતી નથી. એમ ગદ્દગદ્દ કંઠે વૈકુંઠરાણા રૂક્મિણીને કહે છે. ભકતો સર્વ અહંતા દૂર કરીને મારામાં એકત્ર થાય છે. જેમ દીપક અને પ્રકાશ જુદા નથી, સૂર્ય અને કિરણો જુદાં નથી, સોનું અને ચળકાટ જુદાં નથી, તેમ આત્મજ્ઞાની ભકતરાજની ચરણરજ નામદેવ છે. તે એટલો બધો પવિત્ર છે. તેનો વિયોગ આજે થયો છે; તેથી મને દુઃખ થાય છે. એમ કહેતાં તરત જ દેવને મૂર્છા આવી અને જમીન ઉપર ઢળી પડયા. જગન્માતા રૂક્મિણી આ જોઇ વ્યાકુળ થયાં. પછી ધીરજ ધરીને દેવને સાવધ કરવા લાગ્યાં. ભકતજનોને કહે છે કે નામદેવના જવાથી નિસાસા નાંખીને દેવને એકાએક મૂર્છા આવી. માટે તમે જલદી કંઇ ઉપચાર કરો અને પાસે જઇને કંઇ પ્રશ્ન કરો. પછી પાલવથી પવન નાખવા લાગ્યાં. ભકતો પૂછવા લાગ્યા કે હે કૃપાસાગર, આજે વ્યાકુળ કેમ છો ? તમે તો જગદુદ્ધારક છો, છતાં તમને આ ક્ષોભ કેમ થયો ? આ પ્રમાણે ભકતોનાં વચન સાંભળી પ્રાણને ધૈર્ય બળથી સંભાળીને જગજીવન સાવધ થયા. પછી ગદ્દગદ્દ કંઠે બોલવા લાગ્યા, મને નામદેવ સિવાય કંઇ ગમતું નથી. મનમાં થાય છે કે તેને મારા હૃદય સાથે આલિંગન આપું. મને કોઇ દિવસ નામદેવે સંકટમાં મૂકયો નથી. તેથી હું અખંડ રીતે ભકતનુ કામ કરી શકું છું, એમ કહેતાં લાજ આવે છે. નામ્યાને ધર્મ, અર્થ, કામ, મોક્ષ એમાંનું કંઈ આપ્યું નથી. તેણે આખો જન્મ મારી જ સેવા કરી, મને કરજમાં મૂકી દીધો છે અને પછી તે જતો રહ્યો છે. કામ, ક્રોધ, મદ, મત્સર, એવા દુર્ઘટ વેરીને મારીને પોતાના પરાક્રમે તેણે સંસાર જીત્યો છે. લોભ, દંભ દૂર કર્યા છે અને માયા, મોહ, વેર તજ્યાં છે. નાના દૈવતની વાતો તેના ચિત્તમાં આવે જ નહીં.

**મારા વિના નમન બીજા દેવને, નામદેવ કદી કરે નહીં,**
**તેના જીવને વિશ્રાંતિ મુજમાં સર્વદા, એકક્ષણ બીજું કંઇ દીસે નહીં.**

રસ્તે ચાલતાં તેને થાક લાગ્યો હશે. તેને ભૂખ તરસ લાગતી હશે, તેની સંભાળ કોણ રાખતું હશે ? આ બધા માટે મને તેની મોટી ચિંતા થાય છે. આવું સારંગધરનું કહેવું સાંભળી ભકતજનોએ જય જયકાર કર્યો. પ્રેમથી બધા ભકતોએ તેમના ચરણમાં નમસ્કાર કર્યા અને તેમને આનંદ થયો. ત્યાંથી બધા ભકતો આનંદમાં નાચતા નાચતા ગરૂડસ્થાન

આગળ આવ્યા અને ફરી પાછા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. આ પ્રમાણે પ્રેમભાવ જોઈને જગજ્જીવનને થોડી શાંતિ થઈ.

આ બાજુ નામદેવ જ્ઞાનદેવ સાથે જાય છે, ત્યારે તે વળી વળીને પાછું જુએ છે અને નિસાસા નાખી કહે છે કે હે દેવ, તેં મને તજી દીધો અને પાસે રાખ્યો નહીં કે મારી સાથે આવ્યા નહીં. એમ કહેતા નામદેવને મૂર્છા આવી. જેમ માતાના વિયોગે બાળક આક્રંદ કરીને રડે છે, જેમ હરણીનું બચ્ચું ટોળાથી છૂટું પડી ગયું હોય અને તેની માતાને શોધવા દશે દિશાએ ભટકે છે, જેમ ભૂખ્યો માણસ અનાજ વિના ટળવળે છે, જેમ તરસ્યો માણસ પાણી વિના તરફડે છે, જેમ ચાતકને તરસ લાગે ત્યારે તે મેઘની રાહ જુએ છે, જેમ અમાસની રાત્રે ચકોર પક્ષી ચંદ્રમાની શોધ કરે છે, જેમ સુકા સરોવરમાં માછલી પાણી વિના તરફડે છે, જેમ કાચબીનાં બચ્ચાંને ભૂખ લાગે ત્યારે કાચબીને ન જોતાં ટળવળે છે, તેવી રીતે પાંડુરંગ વિના નામદેવનું મન વિહ્‌વળ થઈ ગયું છે. તે કહે છે કે આ વન વગડાની વાટે ચિંતાગ્રસ્ત થયો છું, ત્યાં મારો જીવલગ મિત્ર કોઈ નથી હે ચક્રપાણિ, તું જ મારો બાપ અને તું જ મારી મા છે. ઇષ્ટ મિત્ર અને ભાઈ પણ તું જ છે. તું દોડતો મારી પાસે આવ. હે પંઢરીનાથ, તું જ મારો કુળદેવતા છે. શ્રી વિઠ્ઠલા, તું અનાથનો નાથ છે, તું જ મારો મોક્ષ સાધન છે, તું અંતરસાક્ષી ચૈતન્યઘન છે. તું સાચું વચન આપે છે કે જૂઠું તે તું જ જાણે છે. હે વિઠ્ઠલ, કૃપાસાગર, જગશ્રેષ્ઠ, તારા વિના નામદેવને કષ્ટ થાય છે, તેના ઉપર કૃપાદૃષ્ટિ કરીને હૃદયસંપુટમાં રાખજે. આવા નામદેવનાં કરુણ વચન સાંભળી શ્રી જ્ઞાનેશ્વર તેને કહે છે કે પ્રેમનો ઠાકોર તો તારી પાસે જ છે, તે છતાં કેમ દુઃખી થાય છે? તારા હૃદયમાં જ જગશ્રેષ્ઠ રહે છે, પછી નકામું કષ્ટ શા માટે માને છે? હે ભક્તરાજ, તું વિચારીને જો :—

તારો આનંદ – તારો વિઠ્ઠલ – તો તારા હૃદયમાં જ છે. સગુણરૂપ સાક્ષાત્ તેજપુંજ દેવ, તું જ સર્વનો આધાર છે. મૃગની દુંટીમાં કસ્તુરી છે તેની તેને ખબર નથી, તેથી તે નકામો વનમાં શોધતો ફરે છે, તેવી રીતે તું આત્માસ્વરૂપ છે છતાં તેનો વિયોગ થયો છે; એમ માની દુઃખી થાય છે. જેમ કમનસીબના ઘરમાં અગણિત દ્રવ્ય ભરવામાં આવે; પણ તેણે તે દ્રવ્ય જોયું નથી, તેથી તે ઉપવાસ કરે છે. આવું જ નામદેવ તને પણ થયું છે આવાં જ્ઞાનદેવનાં વચન સાંભળીને નામદેવ કહે છે કે દેહ ઉપર અને પર

સાથે રાખીને જે વિઠ્ઠલ ઊભા છે, તે જ પરબ્રહ્મ સાક્ષાત્ સગુણ છે, તે જ મને બતાવો. કમરે પિતાંબર પહેર્યું છે, કમરે બંને હાથ મૂકયા છે, તે જ ભકતોની વા'રે ધાનારા, જગતને તારનારા, જગજેઠીને મને બતાવો. જેનું સનકાદિક રોજ ધ્યાન ધરે છે, જે નીલગ્રીવ મહાદેવજીને પ્રિય છે, તે રૂક્મિણીકાંત જગજીવન મને બતાવો. જેની સામે નારદ અને તુંબરુ પ્રેમથી રાત્રીદિવસ ગાનકીર્તન કરે છે, જેણે પુંડલીકને વરદાન આપ્યું છે, તે જ મને હમણાં બતાવો. હું તો યોગયુકિત સાધન વિનાનો છું. મારો વિશ્રામ જગજીવન છે, માટે હે જ્ઞાનદેવ, હું તમને જો નહીં જોઉં તો હવે મારો પ્રાણ રહેશે નહી. ત્યારે જ્ઞાનદેવ કહે છે, "હે પ્રેમાળ ભકત, તેના વિના આ દુનિયામાં એક પણ જગ્યા ખાલી નથી."

ખાલી જગ્યા ખોળીએ કણી મૂકવા કાજ,
તોએ જગકર્તા વિના ઠાલું ન મળે ઠામ.

માટે હવે જુદાપણું ત્યજીને તારા હૃદયમાં રહેલો છે તેને ઓળખ. તે સાંભળી નામદેવ કહે છે કે ચાતકને ગમે તેટલી તરસ લાગે પણ નદીનું પાણી પીતું નથી. તે તો આકાશમાંથી મેઘની વર્ષાધારનું જ પ્રેમથી સેવન કરશે. તેમ સકળ વિશ્વમાં ચક્રપાણિ ભરેલો છે તે વાત મને ખોટી લાગે છે. જેમ પતિવ્રતા પોતાના પતિ સિવાય કોઈની વાત માનતી નથી. તેમ મારું મન વિઠ્ઠલ સિવાય કોઈને માનતું જ નથી. પછી જ્ઞાનદેવ કહે છે કે જે અવિનાશી છે, જેની જ્ઞાનીજનો ઉપાસના કરે છે, તે તો તારા હૃદયમાં જ સ્થિત છે. ત્યારે નામદેવ કહે છે કે મને તો સગુણ રૂપમાં જ આનંદ થાય છે. તે નજરે જોતાં જ આંખોને આનંદ આપે છે. તે કાનથી જ કીર્તન સંભળાવે છે. આવો નામદેવનો નિર્ધાર જોઈને જ્ઞાનદેવ કહે છે કે તારા શુદ્ધ ભાવને ધન્ય ધન્ય છે! એવો જ ભાવ નિત્યાનિત્ય ચાલુ રહેજો. આ પ્રમાણે બંને એક બીજાનાં અનુભવની કસોટીએ ચઢાવે છે. તેથી અનિવાર્ય સુખ થાય છે અને તે આનંદ પેટમાં સમાતો નથી એટલે ઊભરાય છે.

એક સમયે જ્ઞાનદેવ કહે છે કે હે નામદેવ, તેં ભકિતમાર્ગથી હૃષિકેશને તારે સ્વાધીન કર્યા છે, માટે ભકિતમાર્ગ મને વિસ્તારથી સંભળાવ. ભજન કેવી રીતે કરવું, શ્રવણ, મનન કેવી રીતે કરવું, નિદિધ્યાસન કેવું હોય, વૃતિધારણા કેવી હોય, વિશ્રાંતિ કોને કહેવાય, તે બધું સવિસ્તર મને કહે. ઘણા દિવસથી મનમાં થતું હતું કે નામદેવને આ બધું પૂછી જોઉં. તને જે અનુભવ મળ્યો છે, તેનો સાધન-ઉપાય મને કહી સંભળાવ. આ પ્રમાણે

નામદેવને જ્ઞાનદેવ એ હાથ જોડી પૂછે છે. આવાં વચન સાંભળીને નામદેવે જ્ઞાનદેવને ચરણે મસ્તક મૂકયું. તેનો કંઠ ગદ્‌ગદ્ થઇ ગયો. પછી કહેવા લાગ્યો કે મને સાથે લઇ જવામાં મોટી ઉપાધિ છે. એમ જાણીને મને વિઠ્ઠલે તમારે સ્વાધીન કર્યો અને પોતે મારો હાથ પકડીને તમારા હાથમાં આપ્યો. એવો હું અજ્ઞાની છું અને તમે મને અધ્યાત્મ જ્ઞાન વિષે પૂછો છો. જેમ કલ્પતરુ યાચક થઇને કૃપણને ઘેર જાય, જેમ હિમાલયને ઉકળાટ થાય અને કહે કે મને પવન નાખો, જેમ સૂર્ય કહે કે મારા ઘરમાં દીવો કરી લાવો, જેમ આકાશ કહે કે મને રહેવા માટે વિસ્તીર્ણ જગા આપો, જેમ રાજા પાસે પૃથ્વી આવીને જમીનનું ઇનામ માગે, જેમ દરીઆને મન થાય કે ખાબોચિયામાં જઈને સ્નાન કરું, જેમ કામધેનુ સાધારણ ગાય પાસે જઈ દૂધ પીવાની ઇચ્છા કરે; તેવી રીતે તમે નાનાપણું બતાવીને મને અધ્યાત્મજ્ઞાનની વાત પૂછો છો. એમ કહીને નામદેવે ફરીથી જ્ઞાનદેવના ચરણમાં નમસ્કાર કર્યા. ત્યારે જ્ઞાનદેવ તેને કહે છે કે કંઇ પણ મનમાં શંકા રાખ્યા વિના દ્વૈતભાવ ત્યજી દઇને બુદ્ધિથી અનુભવની વાત કહેવાનું શરૂ કરો. નામદેવ તારા સરળ બોલ તો સમુદ્રથી પણ વિશાળ છે, સ્વસ્વરૂપનો આનંદ એજ તેમાંનું જળ છે અને રોજ તેમાંથી નવી શીતળતા મળે છે. માટે તારો અનુભવ જલદી કહે. મારા કર્ણને તારાં વચનો સાંભળવાની ભૂખ લાગી છે, માટે વેદાંતજ્ઞાનની માહિતી એક અમૃત છે અને તેનો સત્વર વરસાદ કર. તું તો વિશ્રાંતિને પણ વિશ્રાંતિ આપનાર છે અને તેને લીધે જ મેં તારી સોબત કરી છે. નામદેવ તું તો "અંતરંગ" ભક્ત છે. તું તો અંદરથી રંગાએલો છે, તેથી જ તેં શ્રીરંગને સ્વાધીન કર્યા છે. એક પ્રેમરસ વિના બીજું નકામું જ્ઞાન શા માટે જોઈએ? જેમ નાનાં મોટાં નક્ષત્ર અહોનિશ ફર્યા કરે છે; પણ ધ્રુવ એ નાનું નક્ષત્ર છે છતાં અફળ અક્ષય સ્થાને બેઠું છે. તેવી જ રીતે જ્ઞાનદેવ તારું જ્ઞાન થોડું છે એવું કદી કહેવું નહીં. કદી અગ્નિનો પ્રકાશ વધુ દેખાય; તો પણ ઘરમાં તેનો નિર્મળ પ્રકાશ મળશે નહીં. તેની દીવાના તેજ જેટલી બરાબરી થઈ શકશે નહીં. સિંહનું શરીર કદમાં નાનું દેખાય છે, પણ તેની નજર આગળ મોટું પ્રાણી જઈ શકતું નથી. તેમજ નામદેવ તારું જ્ઞાન, શૌર્ય અને તેજમાં ઘણું મોટું છે. જેમ ઔષધિ ઘણી ભારે કિંમતની લાવીએ; તો પણ તે અમૃતની બરોબરી કરી શકશે નહિ. તેવી રીતે નામદેવ તારા જ્ઞાનની બરોબરી વિદ્વાન માણસો કરી શકશે નહીં. કપાસનું ફૂલ વાસ વિનાનું હોય છે, પણ રાજાથી ગરીબપર્યંત તેમાંથી બનેલાં વસ્ત્ર પહેરે છે. તેવું નામદેવ તારું

જ્ઞાન વિશ્વોદ્ધારક દેખાય છે. તે સાંભળવા માટે મારું મન પ્રેમપૂર્વક ઉત્કંઠા ધરાવે છે, માટે હવે મૌન ત્યજીને જલદીથી મારી ઈચ્છા પૂરી કર. એવું જ્ઞાનદેવે કહ્યું, ત્યારે નામદેવ જવાબ આપે છે કે મારો અનુભવ ચાલે છે. હે સ્વામી, તે આદરથી પીરસું છું. —

**ભજન :**

અંગે અસાવે વૈરાગ્ય બળ, સર્વી ભૂતીં દયા અઢળ,
હું તું પણાની ખળખળ, પ્રપંચ તળમળ નસાવી;
ઐસી સ્થિતિ હોતાંચી જાણ, તયાસી મ્હણાવે શુદ્ધ ભજન,
અંગે જરી હેં નસેલ ચિહ્ન, તરી વ્યર્થ સાધન કાસયા.

**નમન :**

બાહ્યાત્કારે કેલે નમન, અંતરી આઠવીલે દોષ ગુણ,
જેવી મક્ષિકા સહીત પકવાન, અતિ આદરે જેવીલા;
ઉત્તમ મધ્યમ નાઠવે જાણ, તેંચી જાણાવે અખંડ નમન,
અંતરીં સ્વાનંદાચે જીવન, નાહીં ખંડન તયાસી.

**ધ્યાન :**

વિશ્વીં વિશ્વંભર વ્યાપલા જાણ, નિશ્ચળ બોધે સ્થિરાવે મન,
ત્યાચીં નાંવે મ્હણીજે ધ્યાન. આનંદઘન સાગર અક્ષયી.

**શ્રવણ :**

આતાં કૈસે કરાવે શ્રવણ. સ્વમીંનીં પુસીલે મજ કારણ,
જેવીંનાદ લુબ્ધ હોઉની હરીણ જાય વિસરૂન દેહભાન;
તયા રીતીં તલ્લીન મન, કરૂની ઐકાવેં હરિકીર્તન,
શ્રવણ ભક્તિ યાજ કારણ, મ્હણતી સજ્ઞાન અનુભવી.

**મનન :**

વ્યવહારી ઠેવૂં નિયા ચિત્ત, કૃપણ જૈસા દ્રવ્ય સાંચીત,
ત્યાચ રીતી વિચારી સ્વહિત, મનન નિશ્ચિત યા નાંવ.

## નિદિધ્યાસ :

આતાં નિદિધ્યાસ તો કૈસા રીતી, જેવી પર પુરૂષી લાવુન પ્રીતી',
જારિણી મંદિર રાહાટતી, લૌકીક સ્થિતિ સારીખ્યા.
ચાતક વસે ભૂમંડળી, પરીત્યાચેં લક્ષ મેઘમંડળી.
કમળીણી રાહીલ્યા સરોવરીં, પરી ભાસ્કરાવરી મન ત્યાંચે.
કીં ધેનુ ચરત અસતાં ડોંગરી. પરી ચિત્ત ઠેવીલે વત્સાવરી,
કીં મન ઠેવુંની દ્રવ્યાવરી, કૃપણ બાજારી હીંડત સે.
નાતરી ચિત્ત ઠેવુંની ચોરીવર, સોનાર ઘડીતી અલંકાર,
કીં દૂર અસોને ચકોર, રોહિણીવર લક્ષિતી.
કીં કુંભ ઘેઉની શીરાવરી, મોકળ્યા હાથે ચાલીતી નારી,
લક્ષ ઠેવુંની દુડીયે વરી, લોકાચાર બોલત.
કીં ચિત્ત ઠેવુંની પુષ્પાંવર, ભ્રમર આકાશીં દેત ગુંજાર.
તેવીં બાહ્યાત્કારે કરૂની સંસાર, અંતરી શ્રીધર અસાવા.
સર્વભાવે વિઠ્ઠલ ચિત્તીં, રૂપ પહાવે સર્વીં ભૂતીં,
રજ તમ ટાકુની નિશ્ચિતિં, સપ્રેમ ચિન્તીં અસાવે.
અસંગ હોઉની એકટ, સત્વ, શીલ. જ્ઞાની, સુભટ,
સપ્રેમ ભકિત એકનિષ્ટ, તેચી શ્રેષ્ટ મ્હણાવે.
એકાંતી બેસોની નિત્યને માને, કરાવે શ્રીહરિચેં કીર્તન,
યા વીરહીત કેલીં જીં સાધને, તીં બંધને જાણાવી.

### નામદેવ કહે છે કે :—

કાયા, વાચા અને મનથી મેં આપને મારો અનુભવ કહ્યો છે. તે પણ પંઢરીરાયે રૂક્મિણીપતિ શ્રી વિઠ્ઠલે બોલાવ્યો તે પ્રમાણે કહી સંભળાવ્યો આવાં વચન સાંભળી, શ્રી જ્ઞાનદેવ મનમાં ઘણા વિસ્મય પામ્યા. કહે છે કે વિષ્ણુભકત ઘણા થયા અને ભવિષ્યમાં પણ થશે, પણ નામદેવના બોલ અઘટિત છે એવું કોઈ પણ ભકત કહી શકશે નહીં. આજે ખરેખર, મારા ઉપર અમૃતની વર્ષા થઈ છે. આ અપારસુખ વિશ્રાંતિ કોઈને કલ્પાંતે પણ મળી શકશે નહીં, માટે સંતજનોએ મનમાં વિચાર કરીને ચિતમાં નામદેવનું

કહેવું દેખાવવું. શાસ્ત્રો વાંચનારા ઘણા હશે. ઘણું જાણનારા બુદ્ધિમાન પણ હશે, કર્મકાંડી વિદ્યાવાળા પણ હશે, લોકોમાં સર્વશ્રેષ્ઠ ગણાઈ પૂજાતા પણ ઘણા હશે, ઘણા કવિત્વ જાણનારા, કળા જાણનારા પણ હશે, ઘણા ચાલાક ભાષણ કરનારા પણ હશે, ઘણા પઠન કરનારા, સાધન કરનારા પણ હશે; પણ નામદેવ જેવો કોઈ નથી. કોઇ આત્મજ્ઞાની યોગ જાણનાર હશે, કોઈ જીવન્મુક્ત હશે, કોઈ એકનિષ્ઠા રાખી ધ્યાન ધરનાર હશે; પણ નામદેવ જેવો કોઇ થશે નહીં. કોઈ યોગી વજ્રાસને બેઠા હશે, કોઈ વિરકત પણે વસતીમાં રહેતા હશે, પણ નામદેવ જેવો ત્રણે ભૂવનમાં નજરે પડશે નહીં. નામદેવની ભક્તિની કળા બીજા કોઇથી કળી શકાય તેવી નથી. તેણે જ પંઢરીરાયને ઈંટ ઉપર ઊભા રાખ્યા છે. તેણે જ રૂક્મિણીરમણને વશ કર્યા છે. આ પ્રમાણે રોજ રોજ સંવાદ કરતા કરતા સ્વરૂપના આનંદમાં નિમગ્ન થઇને નામદેવ તથા જ્ઞાનદેવ તીર્થયાત્રા કરતા કરતા હસ્તિનાપુરમાં આવ્યા. નામદેવ પ્રેમથી શ્રીહરિનાં ગુણગાન ગાતા હતા. નગરની નજીક આવતાં મોટો જનમેળો ભેગો થયો. નામદેવના અદ્દભુત પ્રેમની વાત લોકો જાણતા હતા. તેથી તેઓ નામદેવને પ્રણામ કરવા લાગ્યા. તે સમયે ટાળ, વીણા, મૃદંગ લઇને કીર્તન કરતાં કરતાં નામદેવ નાચતા હતા. નામદેવનું કીર્તન સાંભળી અસંખ્ય લોકો ધ્વજા પતાકા લઇને આવી પહોંચ્યા અને મોટો સમારંભ શરૂ થયો; ગરૂડના ચિત્રવાળી ધજાઓ, નિશાન ભેરી વગેરે વાજીંત્રો જોરથી વાગવા લાગ્યાં. હસ્તિનાપુરમાં આનંદ આનંદ થઈ રહયો. લોકો વિઠ્ઠલ નામનો જયજયકાર કરવા લાગ્યા. તે નગરમાં મુસલમાન રાજા રાજ્ય કરતો હતો. તેણે એવું સાંભળ્યું કે પંઢરપુરથી નામદેવ ભકત તીર્થ કરતો કરતો આ નગરમાં આવ્યો છે. તેની ભક્તિથી આખા શહેરના લોકો આનંદિત થયા છે, તેવું સાંભળી રાજાના અંતરમાં ક્રોધ થયો. જેમ ચંદ્રનો ઉદય થતાં ચોરલોકોના મનમાં ક્ષોભ થાય, જેમ સૂર્યોદય થતાં નિશાચરોને સંતાપ થાય, જેમ વેદાંતજ્ઞાનીને સાંભળીને પાખંડીને અપમાન લાગે, તેમ રાજાના મનમાં ઘણો દ્વેષ થયો. પછી પોતે કહેવા લાગ્યો, કે હું હવે સત્વરે નામદેવની કથા સાંભળવા જાઉં છું અને તે કોઈ સાબિતી, ચમત્કાર નહીં બતાવી શકે તો તેને ઢોંગી છે એમ કહેવડાવીશ. પાપી રાજા આવો વિચાર કરી કીર્તન થતું હતું ત્યાં આવ્યો. જેમ બ્રાહ્મણોની સભામાં અછૂત આવે, જેમ પાકશાળામાં અન્ન સ્પર્શવા કૂતરો આવે, જેમ જુવાનીમાં ક્ષયરોગ આવે, તેવોજ તે દુર્બુદ્ધિવાળો ઓચિંતો કીર્તન સ્થળે આવ્યો. તે વખતે નામદેવ શ્રીહરિના ગુણ પ્રેમથી ગાતો હતો. ટાળ, વીણા અને મૃદંગના

સુરવરથી આકાશ સુધી આનંદ છવાઈ રહયો હતો. તે ઉપરાંત તાળીઓના અવાજથી પ્રેમરંગ ઊભરાઇ રહયો હતો. તે સમયે તે અવિંધરાજાએ કીર્તન રંગ પાસે ગૌહત્યા કરી અને પછી નામદેવને કહે છે કે હે પાખંડી, તું શું ગાયન કરે છે ? જો તું આ ગાયને સજીવન કરીશ તો જ તારું હરિકીર્તન સાચું માનીશ, નહીં તો મારા હાથે જ તારો વધ કરીશ. રાજાનું આ પ્રકારનું બોલવું સાંભળી બધાં માણસોને ચિંતા થઇ. ભજનમાં વિક્ષેપ થયો- પ્રેમરંગ ઉતરવા લાગ્યો. જેમ પકવાન પીરસી જમવા જાય ત્યાં માખી પડે અથવા અકસ્માત તે પાત્રમાં વિષ પડે તેવું થયું. જેમ પુસ્તક વાંચવાની શરૂઆત કરતાં જ દીવામાં પતંગિયું પડી દીવો બુઝાવી નાખે, જેમ દરિદ્રીને ધન મળતાં રાક્ષસ આવીને લઈ જાય, જેમ સુસ્વરથી સંગીત શરૂ કરતાં વચમાં ગળામાં કફ આવી ભરાય. જેમ અખૂટ અનાજ ખેતરોમાં પાકવા આવતાં ઓચિંતુ તીડનું ટોળું આવી સઘળા અનાજનો નાશ કરે જેમ ઘરમાં મંગળ કાર્ય શરૂ કરતાં ઓચિંતુ નુકશાન થાય, જેમ ચકોર ચંદ્રને જોવા લાગે એટલામાં વચમાં રાહુ આવે, જેમ અગસ્ત્ય સમુદ્રનું પાણી પીવા જતાં બિચારાં માછલાં તરફડવા લાગે; એવી રીતનો વિક્ષેપ શ્રોતાઓને રાજાના કાર્યથી થયો. પણ તે સમયે કોઈનું કંઇ ચાલ્યું નહીં. રાજા પૂછવા લાગ્યો કે તું કેટલા વખતમાં ગાયને સજીવન કરીશ તેનો મને ચોક્કસ સમય આપ અને પછી તારા હરિને બોલાવજે. આ સાંભળી નામદેવ કહે છે કે હે રાજા, આજથી ચાર દિવસમાં આ ગાય જીવતી થશે. પછી રાજા પોતાને મહેલે ગયો. હવે નામદેવે અંતરમાં શ્રીહરિનું ધ્યાન ધરીને અતિ કરુણાથી સ્તુતિ કરવા માંડી :

**સ્તુતિ :**

જય જય દીનદયાળ, પતિતપાવન, ભકતવત્સલ કરુણાસાગર.
અંતરસાક્ષી ગુણનિધાન, ભકતભૂષણ ગોવિંદ.
જય વિધિજનક ક્ષીરસાગરનિવાસી, સગુણ સ્વરૂપ હૃષિકેશી,
પુંડલીકવરદા પંઢરીશા, જય અવિનાશી જગદ્ગુરુ.
જય રાઘવેશા રાવણાંતકા, નંદ આનંદ કંસ ચાણુરમર્દના.
કૌરવ અભિમાન નીર્દાળકા, પાંડવરક્ષકા શ્રીકૃષ્ણા.
જય ગુણસાગર આનંદસાગર, દ્રૌપદી લજ્જાનિવારણા,
રૂક્મિણીકાંતા કમલલોચના, ભકતભૂષણા પાંડરંગા.

એ પ્રમાણે નામદેવ ભકતે પ્રેમથી વિઠ્ઠલની આરાધના કરવા માંડી કીર્તન કરતાં કરતાં ગદ્‌ગદ્ કંઠે થવાથી આંખમાં આંસુધારા વહેવા લાગી જે જે લોકો ભજન સાંભળવા આવ્યા હતા તે સર્વ રૂદન કરવા લાગતા. આ પ્રમાણે એકઠા થયેલા સર્વજનો એક દિવસ અને રાત્રી ત્યાં બેસી રહ્યા બીજે દિવસે સવારમાં સૌ સૌને ઘેર ગયા. જેમ દુષ્કાળના વખતે દાંભિક દાતાને યાચક પાસે મોકલવાથી યાચકો જતા રહે છે. જેમ ઇંદ્રિયોની શકિત જતી રહેવાથી માણસ વિલાસ ત્યજે છે, જેમ ખોટ આવતાં ઇજારો રાખનાર દેશ ત્યજી વિદેશ જતો રહે છે, જેમ શરદઋતુ આવતાં વરસાદ બંધ થઇ જાય છે, જેમ સૂર્યનાં કિરણ લાગતાં કાચો રંગ ઉડી જાય છે, જેમ રાજા લડાઇમાં માર્યો જતાં સેના નાસી જાય છે, જેમ આયુષ્ય પૂરૂં થતાં શરીર તજવું પડે છે, જેમ દરિદ્રતા આવતાં છોકરાં મોસાળ મોકલી દેવાય છે, જેમ વૃદ્ધાવસ્થા આવતાં ઇંદ્રિયો શિથિલ થાય છે, તે પ્રમાણે નામદેવનું કીર્તન જે લોકો સાંભળવા આવ્યા હતા તે આવું મહાન સંકટ આવી પડતાં જતા રહ્યા. નામદેવ ગાયનું મસ્તક ખોળામાં મૂકી રુદન કરે છે અને શ્રીહરિને યાદ કરે છે :

**નામો કહે પંઢરીનાથ શ્રીહરિ વેગે વહેલો આવ તું,**
**માતા રૂક્મિણી પવન ઢાળે તેથી લાગે થઇ આવતાં વાર.**
**કે બીજા કોઇ પ્રેમી ભકતનું ભજન શ્રવણ કરવા બેઠો તું,**
**કે કોઇ યોગી ધ્યાન ધરે ત્યાં તું ગુંચાઇ બેઠો છું.**
**અરે કોઇ બીજાનું સંકટ હરતાં, વાર તને ત્યાં લાગી શું?**
**કે સગુણ ઉપાસક પૂજા કોઇની, સ્વીકાર કરી ત્યાં બેઠો તું?**
**કે અમૃતપાન કરવા માટે, ઇંદ્રિ તને લઇ ગયા કે શું?**
**કે પંઢરપુરના યાત્રીઓને દર્શન દેતાં વાર લાગી શું?**
**એવાં એવાં કારણથી કંઈ, વાર તને ઘણી લાગી શું?**
**ભાત ભાતના અલંકારથી, કરે પૂજા શ્રીમંતો તમારી,**
**તે પૂજામાં તલ્લીન થઇને, મને ભૂલી ગયો કે શું?**

એ પ્રમાણે ચાર રાત્રીદિવસ અખંડ રીતે નામદેવે પ્રભુને બોલાવ્યા જ કર્યું. રડી રડીને આંસુથી જમીન ભીંજાઇ ગઈ. તે કહેવા લાગ્યા કે :

**દેવ સત્વર આવ તું કે કાળે ગ્રાસ્યો તુજ નામિયો,**
**જેમ માછલી જળ વીણ તરફડે તેમ તરફડે તુજ નામિયો.**

આવો કરુણ સ્વર કાને પડતાં જ ચક્રપાણિ ત્યાં પ્રગટ થયા. નામદેવના હૃદય મંદિરમાં દેખાયા. તત્કાળ ગાયને સજીવન કરી અને નામદેવને કહે છે કે સાવધ થઈ જા. તે સાંભળી નામદેવે શ્રીહરિના ચરણ દૃઢ પકડ્યા અને શું બોલ્યા તે સાંભળજો. હે દેવા, દયાળા, નારાયણા તું કયા કામમાં ગુંચાયો હતો, ચાર ચાર દિવસ સુધી આવ્યો નહીં અને મારો અંત કાઢ્યો. શ્રીહરિ કહે છે કે નામદેવ, તેં લાંબા સમયની મુદત રાજાને કહી, જો તેં એમ કહ્યું હોત કે હમણાં ગાય સજીવન થશે તો તેજ સમયે દોડતો આવીને તારી પાસે રહી કાર્ય કરી આપત, માટે જાણજે કે :—

તારો સંકલ્પ તને ફળ્યો.

માટે મને શા માટે નકામો બદલો આપે છે? હું તારે આધીન છું અને તારી પ્રીતિ જેવી હોય તેવી રીતે મારે વર્તવું પડે છે. ભક્તના મુખમાંથી જે વચન બહાર પડે તે વચન મને માન્ય છે. વાલ્મિકી ઋષિએ જે પ્રમાણે રામાયણમાં ભવિષ્યકથા કહી હતી, તે જ પ્રમાણે મારે રામાવતાર લઈ તે સર્વ કાર્ય કરવાં પડ્યાં. જેમ :—

**આરસીમાં જોનારને તેની આકૃતિ સામી દીસે,**
**તેવી જ રીતે મને જે જેવી રીતે ભજે, તેનું તે ફળ આપવું પડે.**
**જેમ સંજેમરમરનું જેવું લિંગ, તે ઉપર તેવો દીસે રંગ,**
**તેમ ભકત આધીન હું શ્રીરંગ, જે ભાવે ભજે તેવો હું બનું.**

આ પ્રમાણે નામદેવનું સમાધાન કરીને ચક્રપાણિ અદૃશ્ય થઈ ગયા. નામદેવ નેત્ર ઉઘાડીને જુએ છે તો ગાય સજીવ થઈને તેની સામે ઊભી છે. આ કૌતુક લોકોની નજરે પડતાં જ રાજાને કાને વાત પહોંચાડી. રાજા આવી પહોંચ્યો અને જે ગાયનું માથું કાપી નાખ્યું હતું, તેને સજીવન થએલી જોતાં જ નામદેવના ચરણમાં પડી નમસ્કાર કર્યા. સઘળા લોકોમાં આનંદ થઈ રહ્યો. તેઓ કહેવા લાગ્યા કે ધન્ય છે નામદેવને કે જેના પ્રેમનું વર્ણન બ્રહ્મા પણ કરી શકતા નથી. ભકતમંડળે આથી જયજયકાર કરી તાળીઓ પાડી. નામદેવે ઊભા થઈને શ્રીહરિનાં ઓવારણાં લીધાં, આરતી

ઉતારી અને સઘળે જય જયકાર થયો. લોકો કહેવા લાગ્યા કે ધન્ય છે આ વૈષ્ણવવીરને કે જેણે સારંગધરને વશ કર્યા.

આગળની કથામાં શ્રોતાજનોનાં ચિત્ત કથારંગમાં તરબોળ થશે જેમ સાગરની અંદર ગંગા મળી જઇને પ્રેમથી એકરૂપ થાય છે, જેમ માન સરોવરનાં રાજહંસ દૂધમાથી પાણી જુદુ કરી દૂધ પીએ છે. તેવી રીતે સંશયરૂપી પાણી દૂધ કરીને પ્રેમરૂપી દૂધ (અમૃત) નું પાન કરજો. તમે જો લક્ષ દઇને કથા સાંભળશો તો કથાનો રંગ અદ્દભુત લાગશે પછી પાંડુરંગ પ્રસન્ન થઈને ભકતોના સંસારનાં દુઃખનો નાશ કરશે. જે દીન દયાળ રૂક્મિણીકાંત આગળ ગ્રંથ લખાવશે, તે મહીપતિ લહીઓ થઇને લખશે અને તેનો સંદેશો શ્રોતાઓને જણાવશે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રીજગન્નાથ પ્રસન્ન થાય છે
પ્રેમાળ ભાવિક ભકતોએ આ દસમો રસાળ અધ્યાય સાંભળ્યો

= શુભં ભવતુ =

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૧૧ મો.

# નામદેવની યાત્રા (ચાલુ)

## કબીર અને વાણીઆની કથા.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

હે શ્રોતાજનો, હવે સાવધાન થઈને સાંભળો તમોને જે અમૃતપાન મળ્યું છે તે ભકતકથા અદ્દભુત અને ગહન છે; તેનો પ્રાકૃત ભાષામાં વિકાસ થાય છે. જેમ બ્રાહ્મણના ઘરમાં પકવાન બનાવ્યાં હોય તે સઘળી જ્ઞાતિના માણસોને ઉપયોગી થઈ પડે છે, જેમ સોનાના અલંકાર, સર્વ અંગને સુંદરતા અને શોભા આપવા માટે કામમાં આવે છે, જેમ કપાસના ફૂલમાંથી (રૂમાંથી) કપડું વણવામાં આવે છે અને તે પહેરવાથી સર્વની ઠંડીનું નિવારણ થાય છે, જેમ માંખણને ખૂબ તપાવવાથી સત્વ-ઘી-ઉત્પન્ન થાય છે, જેમ વીંટીમાં રત્ન જડવાથી તે લેનારને તરતજ કામમાં આવે છે, જેમ અમૃતબીજ જમીનમાં રોપવાથી કરોડગણું ફળ આપે છે, જેમ પથ્થર ફોડીને દેવળ બનાવીએ અને તેમાં શંકર પધરાવીએ, તે સર્વના દર્શનને માટે છે. તેવી જ રીતે આ ભકતવિજય ગ્રંથ પણ સ્પષ્ટ છે અને તે એકાએક પ્રસિદ્ધ થયો છે. તમે પણ મનમાં વિકલ્પ લાવીને વિચાર કરશો કે આ ચરિત્ર ગ્રંથ કેટલોક મોટો થવાનો છે, તો હું નમ્રતાપૂર્વક પ્રેમથી કહું છું કે મારા ઉપર એટલે ગ્રંથકર્તા ઉપર નિમિત્ત મૂકીને નકામી ભકતવિજયની ઉપેક્ષા કરશો નહીં. શ્રીહરિએ તમને દોષ ત્યજીને ગુણ પારખવાની શકિત આપી છે. મહીપતિ તો મંદમતિ છે. તેને તો એટલી જ સમજણ પડે છે કે શ્રી રૂક્મિણીપતિ જ ગ્રંથ બોલે છે, અને તેવો નિશ્ચય તેના ચિત્તમાં થયો છે જેમ કઠપુતળીનો નાચ મારવાડમાં પ્રચલિત છે, તે દોરી તૂટતાં ઢીંગલી કેવી રીતે નાચે? જેમ પવન બંધ પડે પછી ઝાડ કેવી રીતે ડોલે? તેમ સુત્રધાર વિના સર્વ વ્યર્થ છે. ગત અધ્યાયમાં ગળું કાપી નાખેલી મૃત ગાયને નામદેવે સજીવન કરી તે સમયે

તે નગરનો અવિંધ રાજા આવ્યો અને નામદેવને ચરણે નમન કર્યું. સર્વત્ર આનંદ થયો. આ ચમત્કાર થયા પછી સર્વ જનોની રજા લઈને નામદેવ બીજે નગર જવા નીકળ્યા. રસ્તે ચાલતાં, અખંડ રામનામ સ્મરણ ચાલું હતું.

એરે...ઘટમાં ઘુંટાય રામનામ......
એક તારું રે......ઘટમાં ઘુંટાય રામનામ :

જે જે દેશમાં નામદેવ જતા હતા ત્યાં તે જ દેશની ભાષામાં કવિતા રચતા. તે અમૂલ્ય ભાષામાં હરિના ગુણનું વર્ણન કરતા હતા. એ પ્રમાણે જુદા જુદા દેશનાં અનેક તીર્થોમાં તેમણે ભજન કર્યું. તે વિસ્તારથી કહેતાં ગ્રંથ મોટો થઇ જાય. પછી નામદેવ સત્વર કાશીપુરીમાં–આનંદ વનમાં–આવી પહોંચ્યા. ગંગા નદીમાં સ્નાન કર્યું. વિશ્વેશ્વરનાં દર્શન કર્યાં એટલે મનમાંનો હેતુ સિદ્ધ થયો. તેથી મનમાં પરમ ઉલ્લાસ થયો, અને ત્યાં જ ચાતુર્માસ કરવાનો નિશ્ચય કર્યો. તે ત્યાં રહ્યા તે દરમ્યાન એક અદ્‌ભુત બનાવ બન્યો. તે શહેરમાં કબીરસંત રહેતા હતા. તેને ઘેર બે પ્રહર રાત્રી ગઇ ત્યારે સાધુસંતો પરોણા આવ્યા. આજુબાજુ બધાં નરનારી નિદ્રિત થઈ ગયાં છે. તે સમયે અકસ્માત વૈષ્ણવોને આવેલા જોઇ કબીરે તેની પત્નીને જાગૃત કરી. બને જણે બહાર આવી સંતોને પ્રણામ કર્યા. કબીરનું ઘર ભાંગ્યું તૂટયું છે. ઘરમાં તલમાત્ર અનાજ નથી. છોકરાં પણ ભૂખ્યાં સુઇ ગયાં છે. તેમની નીચેથી કંતાનનો ટૂકડો કાઢયો અને સંતોને તેની ઉપર બેસાડયા. પછી કબીર તેની પત્નીને પૂછે છે કે સંતો માટે કંઇ નૈવેદ્ય કરવું પડશે? પત્નીએ હા કહી. પછી તે કહે છે કે મનમાં એક ચિંતા ઉત્પન્ન થઈ છે અને તે એજ કે આપણા ઘરમાં અનાજનો દાણો નથી ગામમાં કોઇ આપણને ઉછીતું આપતું નથી, પણ પછી અંતરમાં ધૈર્ય ધરીને તે બજારના રસ્તે અનાજની શોધમા નીકળી પડી. રસ્તે જતાં અખંડ રામનામ મુખથી જપે છે અને ઉતાવળે ચાલી જાય છે. જતાં જતાં તે વિચાર કરે છે કે પ્રયત્ન કરતાં પણ જો અન્ન નહીં મળે તો પુણ્યલાભ થશે નહીં. પછી વાણીઆની દુકાનો હતી તે રસ્તે જવા લાગી. સામે નજર કરે છે ત્યાં એક વાણીઆને જાગૃત જોયો. તેથી તેની નજીક જઇને મધુર વચનથી તે વાણીઆને કહે છે કે મારે ઘેર સંતપરોણા તીર્થજાત્રા કરી પાછા વળતાં આવ્યા છે, તેમને માટે સીધુંસામગ્રી જોઈએ છે, માટે વાર ન લગાડતાં સત્વર આપ. તેની જે કિંમત થશે તે હું તને લાવી આપીશ. વાણીઓ

તેને પૂછે છે કે તું કોણ છે અને કોને ઘેરથી આવી છે? તે મધુર સ્વરે જવાબ આપે છે કે મુસલમાન કુળમાં વૈષ્ણવવીર કબીરની હું પત્ની છું, માટે ઝટ જલદી સામગ્રી આપ. સાધુસંત ભૂખ્યા છે. આ મધુરવાણી સાંભળી વાણીઓ કામાતુર થયો. જેમ અહલ્યાને જોઇ ઇંદ્રને કામ ઉત્પન્ન થયો હતો, જેમ પાર્વતીને જોઈને ભસ્માસુરે મનમાં પાપ વિચાર કર્યો હતો, જેમ જગજ્જની સીતા માતાને જોઇને રાવણે પાપદૃષ્ટિ કરી હતી, જેમ સતી દ્રૌપદીને જોઈ દુર્યોધને કુમતિ કરી હતી, તેમ પાપમતિ વાણીઓ કબીર પત્નીને કહ્યું કે જો તું મારી વાસના પૂરી કરું તો તને સામગ્રી, દ્રવ્ય, વસ્ત્ર, આભૂષણ જે માગીશ તે આપીશ. આ ધર્મસંકટની વાત સાંભળી મનમાં કંઇક સંકોચ પામવાથી, કબીરપત્ની વિચાર કરવા લાગી કે જો પાછી જઇશ તો આ સમયે બીજું કોઈ અન્ન આપવાનું નથી. આ દુર્જનની વાતની ના પાડતાં સંતોને ઉપોષણ પડશે અને ધર્મને હાની પહોંચશે. કહ્યું છે કે સમય પ્રમાણે વર્તવું; પ્રસંગ તેવો ઉત્તર આપવો, સભાનું વલણ જોઇને કીર્તન કરવું, જેવી જમીન તેવું બીજ વાવવું. હરિશ્ચંદ્ર રાજા સત્ત્વગુણી હતો જ્યાં નીચ ઘેર પાણી ભરવું પડયું હતું; તેની રાણી સતી તારામતી અત્યંત દુઃખ ભોગવી રહી હતી. જેવો પવન તે તે દિશામાં ઉપણવું, જો અંત્યજ ડુબતો હોય તો તેને પકડીને બચાવવો, દુકાળના સમયમાં કૃપણને પણ યાચકની જેમ અન્ન માગવું પડે છે. સંસારનું નાવ ચલાવવા બ્રાહ્મણો યવનની નોકરી કરે છે. માટે આ પ્રસંગે કળિ ઉત્પન્ન થયો છે, તે અઘટિત કાર્યો કરાવે છે. અધર્મને સ્વધર્મ જાણવો, એવું કળિયુગમાં થયું છે—
કળિયુગમાં તો :—

> નહીં સાચાને સન્માન, જૂઠાને આદરમાન;
> જગત આ અવળું છે રે, જગત આ અવળું છે.

પણ શાસ્ત્રવચન છે કે :—

**જે કાર્યથી શ્રીહરિ ચરણ મળે, તે અધર્મ કાર્ય પણ અવશ્ય કરો**

માતાપિતા તીર્થ છે. મોટાભાઈ તીર્થ સમાન છે. કુળગુરુ અને મહેમાનની આજ્ઞા માનવી. પણ સમય આવ્યો ત્યારે ભરતે જો માતા કૈકેયીની આજ્ઞા માની હોત તો શ્રીરામચરણ સાથે ચિત્ત કેવી રીતે ચોટત! પ્રહ્લાદે જો પિતાનું કહ્યું માન્યું હોત તો નરહરિ કેવી રીતે પ્રસન્ન થાત! બળિરાજાએ ગુરુ શુક્રાચાર્યનું વચન પાળ્યું હોત તો વામન સ્વરૂપે ભગવાન

ક્યાંથી મળત ? અને ત્રણ ડગલાં જમીનના દાનમાં શ્રીહરિ ક્યાંથી પ્રાપ્ત થાત ? ઋષિપત્નીઓએ ઋષિઓનું કહ્યું ન માનતાં અન્ન લઇ અર્પણ કરવા માટે ગઈ. જો શાસ્ત્રવચનને વળગી રહી હોત તો શ્રીહરિચરણનું અંતર પડત. તેવી જ રીતે કબીરપત્ની જો શાસ્ત્રવચન પકડીને જડપણું ગ્રહણ કરે તો સંતસાધુને ઉપવાસી રહેવું પડે તેમ હતું. તેથી તેણે વાણીઆને વચન આપીને સીધું લેવાનું કાર્ય સાધવાનો મનમાં વિચાર કર્યો. પછી અયોધ્યાવાસી જનકજીવન, ચૈતન્યઘન અંતરસાક્ષી છે તેનું નામસ્મરણ કરવાથી અરિષ્ટ દૂર થશે; એવો દૃઢ સંકલ્પ કરીને ધૈર્ય રાખી વાણીઆને કહે છે કે મને પહેલાં સામગ્રી આપ અને પછી ઘેર જઈ સંતોને જમાડીને હું નક્કી પાછી આવીશ. રાત્રી ઘણી પસાર થઈ ગઇ છે. ઘેર સાધુજન ઉપવાસી છે. માટે જો વાર થશે તો તેઓ નિદ્રાવશ થઇ જશે, આ પ્રમાણે વાણીઆને કહેતાં તેના મનમાં વિશ્વાસ આવતો નથી. જેમ દુર્યોધનની નજરે કોઇ સાત્ત્વિક માણસ નથી, જેમ આંધળાને સર્વ અંધ લાગે છે, જેમ ચોરને ચંદ્રમા મલિન દેખાય છે, જેમ રોગીને રસોઇ કડવી લાગે છે, જેમ કંજુસને ગરીબની દયા હોય નહીં, જેમ માંસાહારીને પ્રાણીની દયા હોય નહીં, જેમ ક્ષયરોગીને દિવ્ય શરીરની સ્વપ્ને પણ આશા હોય નહીં, જેમ ખળ પુરૂષ પાસે સાચો પ્રેમભાવ હોવાની આશા નકામી છે, જેમ સાધુ પુરૂષ અને નિંદકને મેળ હોય નહીં; જેમ બ્રાહ્મણનો આચાર અંત્યજનુ મન કબુલ કરે નહી, તેમ કબીરપત્નીનું કહેવું સાચું લાગ્યું નહીં. માટે તે કહે છે કે જો તું મને વચન આપે તો જ હું તારી વાત સાચી માનું. એવું દુર્બુદ્ધિનું કહેવું સાંભળી ધૈર્યબળ રાખી મનમાં વિચાર કરે છે કે જો આને હું વચન નહીં આપું તો સામગ્રી મળશે નહીં. પછી તેણીએ વચન આપ્યું અને સર્વ સામગ્રી લઈ જલદી જલદી પોતાને ઘેર આવી. પ્રેમથી સર્વ સામગ્રી તૈયાર કરી, ત્યારે સંતોએ કહ્યું કે અમે અમારે સ્વહસ્તે રસોઇ તૈયાર કરીશું. તે પછી રસોઇ માટે તેમને વાસણો આપ્યાં. તેમાં વૈષ્ણવોએ પ્રેમથી પકવાન બનાવ્યાં. પછી પાત્રમાં પીરસીને પૂજનવિધાન શરૂ કર્યું. ગંધાક્ષત, ફૂલહાર, સુગંધી, ધૂપ, દીપ, આરતી કરીને ભાવથી નમસ્કાર કર્યાં. પછી સપ્રેમભાવથી રૂચી પ્રમાણે સાધુસંતો જમીને તૃપ્ત પામ્યા. હવે કબીરપત્ની એકાંતમાં પતિને બોલાવીને કહે છે કે તમે સંતોની સેવા કરો અને હું વાણીઆને વચન આપીને આવી છું તે મારે પાળવું જોઇએ. તેની મનોકામના પૂરી કરવા માટે મને જવાની આજ્ઞા આપો. સંતો માટે સામગ્રી આ શરતે લાવવી પડી છે. જો મોડું થશે અને દિવસ ઊગી જશે તો સત્યને

હાની પહોંચશે. આ સાભળી કબીર ભકત કહે છે કે તે વાણીઆએ આપણા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. માટે હું તારી સાથે આવું છું. આજે સંતોને જમવાનું મળ્યું તે પુણ્ય તેનું જ છે, તેમાં આપણું કંઇ નથી, તને પણ સારો ઉપાય સૂઝયો કે સંતોને માટે તેમની સેવા માટે દેહનો ઉપયોગ કર્યો. હવે તને મારા ખભા ઉપર બેસાડી તેને ત્યાં મૂકવા આવું. ઘણો વરસાદ જમીન ઉપર પડયો છે અને રાત્રે ઘોર અંધારૂં છે. તને એકલી જતાં રસ્તામાં બીક લાગશે. એમ કહી પત્નીને ખભે બેસાડી કબીર ઝટપટ ચાલતો બજારમાં થઈને જવા લાગ્યો. રસ્તે જતાં બંને જણ સપ્રેમ રામભજન કરતાં હતાં. તેઓ કહેવા લાગ્યાં કે આજનો દિવસ ધન્ય છે કે સંતો આપણે ઘેર આવ્યા ! પછી વાણીઆની દુકાનના ઓટલા ઉપર તેની પત્નીને મૂકીને કબીર કહે છે કે હવે હું ઘેર જાઉં છું. સાધુસંતો ઘેર છે તે ઓચિંતા ઊઠશે અને જતા રહેશે. તેથી તેમની પાસે જઇને તેમની ચરણસેવા કરીશ તું મનમાં જરાપણ સંકોચ કરીશ નહીં અને વાણીઆના મનની ઇચ્છા પૂરી કરજે. એમ કહી કબીર ભકત પોતાને ઘેર જલદી જતો રહ્યો. તે સમયે કામાતુર થઇને કબીરપત્નીને આવવાની વાટ વાણીઓ જોતો હતો. રાત્રિએ આવીને છેતરી ગઇ; એમ દુરાચારી મનમાં વિચાર કરે છે. ત્યાં પાછળ કબીર પત્નીને ઊભેલી જોઇ. તેને જોતાં વાણીઆને મનમાં હર્ષ થયો અને વિચારવા લાગ્યો કે બાઇ છે તો સત્યવચની. પછી પોતાની બેઠક ઉપર બેસીને વાણીઓ કહે છે કે જમીન વરસાદને લીધે કાદવથી ભરેલી છે; છતાં પણ તારા પગને કાદવ લાગ્યો નથી, તેથી મને શંકા થાય છે કે તું કોઇ માણસને તારી સાથે લાવી છું. માટે હે ગુણવતી, તું સાચું કહે. સતી આ સાંભળી કહે છે કે તને વચન આપી સામગ્રી લઈને હું ઘેર ગઇ. પછી સાધુ સંતોને જમાડયા અને સંતોષ્યા. વૈષ્ણવોને સંતોષ થવાનું પુણ્ય તને જ મળ્યું. તારો અમારા ઉપર પૂરેપૂરો ઉપકાર થયો, તેનું ઋણ ચૂકવ્યું જાય તેમ નથી. હું પતિવ્રતા છું. પતિની આજ્ઞા પાળવી એ જ મારું પ્રમાણ છે. માથે સંકટ આવ્યું હતું. ઘરમાં અન્ન નહોતું, તેથી સંતો માટે અન્ન લેવા તને વચન આપ્યું. પછી કબીર મારા પતિ છે, તેમને સઘળા વૃત્તાંત કહી સંભળાવ્યા. તેથી મારા પતિ કબીર મને ખભા ઉપર બેસાડીને અહીં લઈ આવ્યા અને પોતે તરત સંતચરણુ સેવા કરવા પાછા ગયા. માટે હવે તારા મનમાં જે કંઈ સંશય હોય તે દૂર કરી તારા મનની ઇચ્છા સત્વર પૂરી કર. એવાં સતીનાં વચન સાંભળતાં જ વાણીઆને ભારે પશ્ચાતાપ થયો અને કહેવા લાગ્યો કે મેં આ નરદેહ ધારણ કરીને કંઇ જ સાર્થક

કર્યું નહીં. ચોરાશી લાખ જુદા જુદા દેહ ધરીને પછી આ નર દેહમાં આવ્યો; તો પણ વિચાર કર્યો નહી અને વિષયલંપટ થયો. કબીર વિરક્ત અને ઉદાર ભક્ત છે. તેની પત્નીને છળવાનું પાપ તે કુહાડી લઈ તુળસીવન કાપવા જેવું છે, કે કોદાળી લઇ યજ્ઞશાળા ખોદી નાખવા જેવું છે, કે પગ પ્રહારથી શિવપૂજા ભંગ કરવા જેવું છે, કે અમૃતકુંભ ઢોળી દેવા જેવું છે, કે શાલિગ્રામ તોડવા જેવું છે, કે વડ પીંપળના ઝાડ તોડવા અથવા કુહાડીથી કાપવા જેવું છે, કે ગંગાકિનારે જઇ સ્નાન કર્યા વિના રહેવા જેવું છે, કે મુખથી શ્રી ભાગવતની નિંદા કર્યા જેવું દોષદાયક કર્મ છે. કબીર ભક્તને દગાથી છેતરવા છતાં, તેની પત્નીને પરભોગ માટે આપે છે તેવો પતિ મળવો મુશ્કેલ છે. કબીરપત્ની, માતા-સદગુણ શાણી, આદિજનની જગદંબા, મને પ્રશ્ચાતાપ થાય છે. હુ તને પગે લાગું છું. હું તારો બાળક છું. મેં અજ્ઞાન-પણાથી તારા સત્યપણામાંથી ચલિત થવાનું તને કહ્યું, તે સર્વની ક્ષમા માગું છું. મારો હાથ પકડીને મને સંત કબીર પાસે લઈ જઈ તેને પગે લગાડ; એમ કહીને ફરીથી તેને પગે લાગ્યો. આવાં કરુણ વચન સાંભળી કબીર કાન્તા કહે છે કે ધન્ય છે તને વાણીઆ, તારું મન હવે માખણ જેવું નરમ થયું છે એમ મને દેખાય છે. "દુષ્ટ કર્મ કરવા પ્રયત્ન કર્યો,

**પણ પ્રશ્ચાતાપ મનમાં થયો, તો પાપ તેનાં બળી ભરમ થયાં.**

**શાસ્ત્ર વચન એમ જ કહે"** પહેલાં વિષ ભક્ષણ કર્યું, પછી અમૃત

પીવાનું મળ્યું એટલે સંકટ ચોક્કસ દૂર થયું, એમ સર્વજન કહે છે. માટે ધૈર્યવંતા સજ્જનો, સાંભળો, ખરેખરો પ્રશ્ચાતાપ જો તમને થશે તો તરતજ ભવસાગરનું દુઃખ આપોઆપ ટળી જશે. હવે હું તને કબીરસંતની મુલાકાત કરાવીશ. એ સાંભળી વાણીઆને પરમ આનંદ થયો. દાંભિક અભિમાન ત્યજીને, રજ, તમ, ગુણ ત્યજીને, મોહ ભ્રમ ત્યજીને, સાત્વિક લક્ષણ દઢતા પૂર્વક ધારણ કરવા. તે પ્રમાણે શુદ્ધ, ઉજ્જવળ થઇને દુકાન ત્યજીને તત્કાળ માયાજાળ ત્યજીને, તે વાણીઓ ત્યાંથી નીકળ્યો. કબીરપત્નીની સાથે તેમને ઘેર જતાં વાર લાગી નહીં. પછી વાણીએ અનન્યભાવે પ્રેમથી કબીરના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા, પછી તે કહેવા લાગ્યો કે હુ અજ્ઞાન બાળક છું, મેં ખરેખર અપરાધ કર્યો છે, તો ક્ષમા કરી મને અભય વરદાન આપો. કબીરસંત પૂર્ણ અંતરજ્ઞાની હતા. તેમણે વાણીઆનું પશ્ચાતાપથી ભરેલું મન ઓળખ્યું. પછી તેને કબીરે આલિંગન આપ્યું અને અભય વરદાન આપ્યુ. પોતે ભાવિક, વિશ્વાસુ, જ્ઞાની, ઉદાસ અને હમેશાં વિરક્ત રહે છે;

તેવા કબીરભક્ત પ્રેમાળ છે તે સર્વ પ્રત્યે દયાળુ છે. વાણીઆને પશ્ચાતાપ થયો અને તેને શ્રીરામભજન કરતો કરી દીધો, એ સતસંગનો મહિમા છે. શ્રુતિ અને શાસ્ત્રોથી આ સત્સંગની કથા કળી શકાશે નહીં. કબીરની આવી અદ્ભુત કીર્તિ નામદેવે સાંભળીને જ્ઞાનદેવને કહ્યું કે ચાલો આપણે મળવા માટે જઇએ. પછી નામદેવે અને જ્ઞાનદેવે કબીરને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. કબીરને મનમાં ઘણો આનંદ થયો અને તે બંનેને પ્રેમથી ભેટયા પછી તેમને બેસવા માટે તૃણાસન આપી બેસાડયા. તે બંનેની આંખો પ્રેમરસનાં અશ્રુથી છલકાતી હતી. તે સમયે જ્ઞાનદેવ નામદેવને કહે છે કે જુની વાત યાદ કરો. ક્ષીરસાગરમાં નારાયણે તમને આજ્ઞા કરી હતી કે તું સાક્ષાત ઉધ્ધવ છે અને કબીરભક્ત શુકદેવનો અવતાર છે. તમારા બંનેનો છીપમાં અવતાર થયો છે. તમે મૃત્યુલોકમા અવતાર ધર્યો છે. કળિયુગમાં ભક્તિ માર્ગનો લોપ થયો છે. માણસો પાપમાં ડૂબી ગયા છે. તેઓનો ઉદ્ધાર કરવા માટે કર્મભૂમિમાં તમે આવ્યા છો. એમ કહીને જ્ઞાનેશ્વરે તે બંનેને નમસ્કાર કર્યા. તે સમયે અંતરભેદ દૂર થવાથી પૂર્વકાળનું જ્ઞાન થયું. જ્ઞાનદેવ કબીરને કહે છે કે દક્ષિણમાં પંઢરપુર ક્ષેત્ર છે ત્યાં પુંડલીકને મળવા માટે વૈકુંઠવાસી આવે છે. સાક્ષાત્ પરબ્રહ્મ સગુણ રૂપધરી જગતને જુદા જુદા ચમત્કાર બતાવનાર જગજીવન જે નામદેવના પ્રેમજીવન છે તે ઇંટ ઉપર ઊભા છે. તેમને તમે એક દિવસ આવીને ભેટજો. તે તીર્થક્ષેત્રનાં દર્શન કરી આંખ પવિત્ર કરજો. જ્ઞાનદેવનું કહેવું સાંભળી ચરણમાં નમન કરીને કબીર ભક્ત કહે છે કે કાર્તિકી એકાદશીએ અવશ્ય દર્શન માટે આવીશ; એવું વચન આપ્યું. આ પ્રમાણે કબીર સાથે પ્રેમાલાપ કરીને નામદેવ તથા જ્ઞાનદેવ ત્યાંથી સત્વર નીકળ્યા. આગળની સુરસ કથા સજ્જનો સાદર સાંભળજો. જેમ તૃષાતુર માણસ પાણીપીવા માટે તલસે છે, જેમ ભૂખ્યો માણસ મિષ્ટાન્ન માટે તલસે છે, તેમ ભક્તકથામાં મન લગાડીને ભાવપૂર્વક ભાવિકજનો સાંભળજો.

એક પ્રેમભાવ ધર્યો હોય ચિત્તમાં તો અનંત લાભ હસ્તગત થાય.

મહીપતિ શ્રોતાઓને વિનવી કહે છે કે સુખપ્રાપ્તિ અને સ્વાનંદ આ ગ્રંથમાંથી તમને મળો.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથને આનંદ થાય છે પ્રેમાળ ભક્તો આ અગીઆરમો અધ્યાય અતિ મીઠો છે, તે તમે પણ સાંભળયો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

## અધ્યાય ૧૨ મો.

## નામદેવની યાત્રા. (ચાલુ)

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

આજે ત્રિભુવનમાં સુકાળ થયો છે કારણ કે ભકતવિજયરૂપી મેઘ આકાશમાં ચઢી આવ્યો છે. ચૈતન્યરૂપી આકાશમાં ગર્જના કરીને સ્વસ્વરૂપના આનંદરૂપી જળનો વરસાદ થયો છે. સાત્વિક સ્વભાવના જે ચાતક જેવા જીવો છે, તે તો આગળથી જ તૃપ્ત થયા છે. બીજા જે ત્રિગુણાત્મક જન છે ત્યાં અનેક જાતનું ધાન્ય ઉત્પન્ન થયું. જે કેવળ તમોગુણી પશુ સમાન છે ત્યાં જ અપાર તૃણ ઊગ્યું અને વિશાળ પૃથ્વી ઉપર પાણી પડયું, તે બીન ઉપયોગી થઇ વહી ગયું અને વહેતું વહેતું જ્ઞાનસાગરમાં પાછું આવી ગયું. ત્યાં જ્ઞાની ભાવિકજનો તલપતા હતા, (માછલાંની જેમ) તેમણે સ્વાનંદરૂપી જળ આવતાં તેમાં પ્રેમ અને આનંદપૂર્વક ડૂબકી મારી. ગયા અધ્યાયમાં કથા કહી હતી કે કબીર ભકતને નામદેવની મુલાકાત થઇ, પછી ત્યાંથી તેઓ નીકળીને બુદ્ધગયા, પ્રયાગરાજ વગેરે તીર્થોનાં દર્શન કરીને અયોધ્યા ગયા. મથુરાં, ગોકુળ અને વૃંદાવન પણ ઉતાવળે જોયા પછી, દ્વારકાં ગયા. પાછા વળતાં માર્ગમાં મારવાડ દેશમાં ગયા. આ દેશમાં જળ ઘણું ઊંડે જમીનમાં મળે છે. હવે જ્ઞાનદેવ તથા નામદેવ બંનેને ઘણી તરસ લાગી હતી, તેથી તે પાણીની શોધ કરવા લાગ્યા. એટલામાં એક જૂનો કૂવો તેમની નજરે પડયો. તે એટલો બધો ઊંડો હતો કે તેનો અંત દેખાતો ન હતો. તેમાંથી પાણી પીવા માટે શો ઉપાય કરવો ? જ્ઞાનદેવ નામદેવને કહે છે કે મને એક યુકિત આવડે છે. પછી તે યોગક્રિયાની લઘિમા શક્તિથી નાનું સ્વરૂપ કરીને કૂવામાં પ્રવેશ કર્યો અને પાણી પીને સત્વર બહાર આવ્યા. નામદેવને પણ ઘણી તરસ લાગી છે, પણ તેમને કંઇ ઉપાય સૂઝતો નથી. જ્ઞાનદેવ કહે છે કે તમે ચિંતાતુર શા માટે થાઓ છો ? હમણાં જ તમને પાણી લાવી આપું છું. લઘિમા વિદ્યા તમને આવડતી નથી; પણ પારકાપણું ન રાખતાં હું પાણી લાવી આપું તે પીને તૃષા શાંત કરો. મારા

હાથનું પાણી પીવાથી ચિત્તમાં અપમાન સમજવું નહીં. આત્મા વ્યાપક ચૈતન્ય ઘન સર્વ પ્રાણીઓમાં, સર્વના ઘટમાં એક જ છે. નામદેવ પ્રત્યુત્તર આપે છે કે વિઠ્ઠલ આત્મારૂપે સઘળાંના અંતઃકરણમાં છે, તો તે મારી ચિંતા દૂર કરી શકે છે; છતાં આ સમયે તે મારી ચિંતા દૂર કેમ કરતો નથી? ધીરજ રાખીને ક્ષણભર બેસી નજરે કૌતક જુઓ.

પછી આંખ બંધ કરીને યદુનાયક, શ્રી કૃષ્ણને અંતરમાં યાદ કરવા માંડયા. હૃદયમાં પાંડુરંગ મૂર્તિનું ધ્યાન ધરીને નામદેવ પ્રેમથી રટન કરવા લાગ્યા. તે કહેવા લાગ્યા કે આવો સત્વર રૂક્મિણીપતિ, મારા પ્રત્યે આમ કેમ કરે છે? તું જ મારી માતા છે. તું જ મારો પિતા છે. તું જ મારો ઈષ્ટમિત્ર અને બંધુ છે. તું જ મારો કુળ દેવતા છે. આજે કેમ મને અનાથ કરી મૂક્યો છે? તું જ મારું સંપતિ ધન છે. તું જ મારું સિદ્ધાંતજ્ઞાન છે. તું જ મારું યોગસાધન છે. બીજું કંઇ હું જાણતો નથી. હવે તું ઝટપટ દોડતો આવ. નહીં તો મારો અંત તારે જોવો પડશે. અનાથના નાથ કૃપાવંત, મારા જેવા દીનને તું સાંભળ. એમ કહેતાં નામદેવની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. નામદેવ કહે છે કે હે વનમાળી, હવે તું ઢીલ કરીશ નહીં. તારા વિના મારો જીવ ટળવળે છે. કાયા, વાચા, મનથી હું તારો અજ્ઞાન બાળક છું. આજે ઘણી તરસ લાગી છે, તો હું કોને શરણે જાઉં? પુંડલીકવરદા, રૂક્મણીરમણા, જન્મથી જ તું મારું પોષણ કરે છે. હે કરુણાઘન, હવે તું મને કેમ ત્યજી દે છે? આથી કોની લાજ જશે? તું અનાથનો નાથ છે; એમ વેદ પુરાણો કહે છે, પણ તારી કીર્તિ આજે ઝાંખી પડતી લાગે છે. જ્યારે મગરે હાથીને પકડ્યો હતો અને હાથીએ તને યાદ કરીને પોકાર કર્યો હતો એટલે તું હષિકેશી તરત જ તેને મદદ કરવા દોડતો ગયો હતો. તેવી રીતે મારા માટે પણ આજના દિવસે કઠણ કસોટીનો પ્રસંગ છે; તો તું અતિ વેગે આવ. દ્રૌપદીને સંકટ પડયું, ત્યારે તું સત્વર તેની મદદે ગયો હતો. તે સમયે તું કૃપાળુ થયો હતો અને હવે આજે મને કેમ વીસરી ગયો છે? મને તીર્થયાત્રાએ મોકલતી વખતે હે રૂક્મણિપતિ, તેં મને જ્ઞાનદેવને સોંપ્યો હતો; તો પછી હવે તને મારા પ્રત્યે ઉદાસવૃત્તિ કેમ થઈ? તું કૃપામૂર્તિ કેમ આવતો નથી? કૃપાળુ તું જગદીશ છે; તો પછી મને ત્રાસ કેમ પડવા દે છે? હવે તું દોડ, દોડીને અહીં આવ; નામદેવ આજે તારા વિના કલ્પાંત કરે છે અને તારા વિના ઉદાસ છે. જો તું આજે અહીં આવીશ નહીં તો, દુષ્ટ લોકો તારી

હાંસી કરશે. માટે જલદી આવીને મારા જેવા દીનનું રક્ષણ કર. પૃથ્વી ઉપરના વૈકુંઠ જેવું પંઢરપુર છે. ત્યાં પોતાના મંદિરમાં શ્રીહરિ બેઠા છે. ત્યાંથી પોતાના ભક્તોને ઘણા પ્રેમથી સંભાળે છે. કૃપાનો ઝરો તેમના હૃદયમાં છે. તે સમયે રખુમાઇને શ્રી વિઠ્ઠલ કહે છે કે એક વખત નામદેવ પાછો નજર આગળ આવે તો પછી તેને મારાથી દૂર થવા દઇશ નહીં. ત્યારે માતા રૂક્મિણી પૂછે છે કે દેવરાયા! આજે તેની માયા કેમ યાદ આવી? નામદેવને શું કષ્ટ પડયું છે કે આજે તમારું મન ઉદ્વિગ્ન દેખાય છે? તે સાંભળી જગજીવન કહે છે કે આજે મારું ડાબુ લોચન ફરકે છે. ડાબો હાથ પણ ધ્રૂજે છે. તેથી મનમાં ચિંતા થાય છે. ચિત્તમાં ઉદ્વેગ ઘણો થાય છે. કયા ભક્તને ઘણું કષ્ટ પડતું હશે; તે હજુ મારા ધ્યાનમાં આવતું નથી. શ્રીપતિ કહે છે કે પવન પણ મારા ભક્તોને વાગી શકતો નથી. પણ કોઇ ભક્તને ભૂખ તરસ લાગી છે કે કેમ તે આજે મને સમજાતું નથી. એવાં પ્રભુનાં વચન સાંભળી માતા રૂક્મિણી ધ્યાન ધરીને તપાસ કરે છે, તો અકસ્માત નામદેવનો શોકશબ્દ સંભળાયો. પછી કહેવા લાગ્યાં કે દેવાધિદેવ, તરસ્યો નામદેવ તમને હાક મારીને બોલાવી રહ્યો છે. માટે વેગે જઈને તેની સંભાળ લો. હવે ક્ષણ માત્રનો વિલંબ કરશો નહિ. એવું સાંભળતાં જ શ્રી વિઠ્ઠલ મનોવેગે મારવાડ પહોંચી ગયા અને ગડગડાટ કરીને કૂવો પાણીથી ઊભરાવી દીધો. કૂવામાંથી પાણી બહાર વહેતું જોઈ જ્ઞાનદેવને પણ આશ્ચર્યજનક કૌતુક લાગ્યું! નામદેવે વિઠ્ઠલને પ્રસન્ન કર્યા; પણ તે કેવી રીતે તે કોઈથી સમજાયું નહીં. પછી નામદેવને સાવધ કરીને જ્ઞાનદેવે તેને પ્રેમથી આલિંગન આપ્યું અને કહેવા લાગ્યા કે ચક્રપાણિ તને ખરેખર મળ્યા છે અને તે પણ કદી ન બનેલું કાર્ય કરી બતાવ્યું છે. જેમ નર વાનરે પાણીમાં પથરા તરાવ્યા, જેમ વશિષ્ટ ઋષિએ હાથમાં રાખેલી લાકડી તપાવી હતી, જેમ વિશ્વામિત્રે ત્રિશંકુ માટે નવી સૃષ્ટિ રચી હતી, તેવો જ પ્રતાપ નામદેવનો હતો. જેમ ભગીરથ રાજા પૃથ્વી ઉપર ગંગાજી લાવ્યા, જેમ ગૌતમ ઋષિ મહાદેવજીને પ્રસન્ન કરીને ગોદાવરીને પૃથ્વી ઉપર લાવ્યા, તેનાથી પણ વિશેષ પ્રતાપી કાર્યથી હસ્તિનાપુરમાં મૃત ગાય સજીવન કરી અને તૃષા લાગતાં મારવાડના ઊંડા કુવામાંથી પાતાળગંગા પ્રગટ કરી કૂવા બહાર પ્રવાહ ચલાવ્યો. એ પ્રમાણે કહીને જ્ઞાનદેવ નામદેવને દેહભાન ઉપર લાવ્યા. પછી નામદેવે જળપ્રાશન કર્યું અને જ્ઞાનદેવને કહેવા લાગ્યા કે હું જે જે કાર્ય માટે વિઠ્ઠલને હાક મારું છું તે તે સઘળું કાર્ય મારો દેવ પૂરું કરી આપે છે. તે તમાલનીલ વિઠ્ઠલને હું ક્યારે નજરે

જોઈશ ? તે ઉપરથી જ્ઞાનદેવ કહે છે કે યોગીઓ સમાધિમાં બેસે છે તેઓને જોઈને મારું ચિત્ત હંમેશાં વિશ્રાંતિ પામતું નથી, પણ તારા ઉપર ઘણી પ્રીતિ છે અને તેથી તારા સિવાય મનમાં બીજું કંઇ આવતું નથી. તું વિષ્ણુભક્ત પ્રેમમૂર્તિ છે અને તેં રૂક્મિણીપતિને વશ કર્યા છે. કેશવ પરમાત્મા તારી પાસે છે. ધન્ય છે નામદેવ, તારા કુળને ! જેવી રીતે ગાયને તેનાં વાછરડાં જોઇને સંતોષ થાય છે, તેમ તારા સદ્દગુણ જોઇને મારું મન પ્રેમથી આનંદ પામે છે. જ્યાં તારું કીર્તન થતું હોય, ત્યાંથી બીજે તીર્થયાત્રા કરવાનું મને ગમતું નથી. શ્રુતિ, સ્મૃતિ અને પુરાણ એ બધાં હરિ ગુણગાન આગળ કંઇ વિસાતમાં નથી. તારો હરિપ્રેમ જોઇને યોગીઓએ ધ્યાન ત્યજી દીધાં. ઋષિઓ અને ગંધર્વો, બ્રહ્મા અને ઇંદ્રાદિક દેવો શ્રીહરિનું પ્રેમભાવે ધ્યાન ધરે છે. તેમને પણ જે પ્રાપ્ત થયા નથી; તે શ્રીહરિને તેં તારે સ્વાધીન કર્યા છે. એમ કહીને જ્ઞાનદેવે નામદેવના ચરણે નમસ્કાર કર્યા. જે સ્થળે નામદેવને તરસ લાગી હતી; તે સ્થળે હજુ પણ તે કૂવામાંથી પાણી વહે છે અને માર્ગશીર્ષ માસમાં તે સ્થળે મારવાડ દેશમાં યાત્રા ભરાય છે. તેવાં તીર્થોનાં મહાત્મ્યનું વર્ણન કરતાં આ ગ્રંથ ઘણો મોટો થઇ જવા સંભવ છે. હવે જ્ઞાનદેવ સાથે નામદેવે આગળ પ્રયાણ શરૂ કર્યું અને જુદા જુદા દેશનાં જુદાં જુદાં તીર્થો પોતાની નજરે જોતા ચાલ્યા. બંનેએ હિમાલયમાં જઈ બદ્રિકાશ્રમ જોયો, પછી ત્યાંથી ઓઢયા જગન્નાથનાં દર્શન કર્યાં. આ સ્થળે શ્રીહરિ બુદ્ધ રૂપે આનંદથી રહે છે અને તે સ્થળે આ કળિયુગમાં પણ અદ્દભુત ચમત્કાર થયા કરે છે. પછી ૐકારેશ્વર અને અમલેશ્વરનાં દર્શન કરીને કેદારનાથ ગયા. ઉજ્જનમાં જઇ મહાકાળેશ્વરનાં દર્શન કર્યાં. સોરઠી સોમનાથ અને પરળી વૈજનાથનાં પણ અનુક્રમે દર્શન કર્યાં. પછી શ્રી શૈલપર્વતમાં મલ્લીકાર્જુન ગયા હતા અને જ્યાં પાર્વતિરમણ શંકર ભગવાને સાઠ વરસ સુધી ભક્તને મળવા માટે રાહ જોઈ હતી; તે સ્થાન જોયા પછી ઔરંગાબાદ પાસે ધૃષ્ણેશ્વર મહાદેવનાં દર્શન કરી સેવાલતીર્થ કે જેનો મહિમા ઘણો છે ત્યાં ગયા. તે સ્થળનું વર્ણન થઈ શકે તેમ નથી. પછી નાસીકથી ત્ર્યંબક જઇ કુશાવર્તમાં સ્નાન કર્યું. ત્યાં પંચવટીને નમન કર્યું. પછી ત્યાંથી સત્વર પ્રયાણ કર્યું. આગળ પશ્ચિમ સમુદ્ર જોઇને ભીમાશંકર (તા. કરજણ, જિ. કોલાબા) ગયા. ત્યાંથી રામેશ્વર ગયા અને જનાર્દનનાં દર્શન કર્યાં; એમ એક એકથી શ્રેષ્ઠ તીર્થસ્થળો પૃથ્વી ઉપર છે. તે સર્વ પુરાણ પ્રસિદ્ધ નામાંકિત તીર્થો છે. સપ્તપુરી, –મોક્ષપુરી,– નામે અયોધ્યા, મથુરા, કાંચી, કાશી, દ્વારકા, અવંતી અને જગન્નાથપુરી એ

નગરીઓ પ્રેમથી જોઈ. મોટાં મોટાં બાર પ્રખ્યાત જ્યોતિર્લિંગનાં દર્શન કર્યાં. આટલાં તીર્થો લખ્યાં અને બીજાં અનેક પૃથ્વી ઉપર છે તે આ પુસ્તકમાં ક્યાં લખવાં? જેમ ચંદ્રમાને જોતાં બીજાં નક્ષત્રો આપોઆપ નજરે પડે છે, જેમ વૃક્ષને ઉપાડી નાખતાં ડાળીઓ આપોઆપ હાથમાં આવે છે, જેમ સુધારસ પીતાંની સાથે જ બધી ઔષધિના ગુણ તેમાં આવી જાય છે, જેમ વેદાંતનું પઠન થતાં બધી શ્રુતિના અર્થો સમજાય છે, જેમ પીપળાને નમન કરતાં સઘળી વનસ્પતિનું પૂજન આવી જાય છે, જેમ શેષનાગનું દર્શન થતાં સઘળા નાગદેવો આવી જાય છે, જેમ વિષ્ણુને તુળસીથી પૂજન કરતાં ષોડશોપચારે પૂજા કરી ગણાય છે, જેમ શંકર ભગવાનનાં દર્શન કરતાં સઘળા તપશ્ચર્યા કરનારાઓનાં દર્શન થયાં ગણાય છે, જેમ ઐરાવતને જોતાં સૃષ્ટિના હાથી આવી જાય છે, જેમ ઇંદ્રને સંતોષ થતાં સર્વ દેવગણ આવી જાય છે, જેમ ગરૂડને જોતાં સઘળાં પક્ષીઓ આવી જાય છે, જેમ હિમાલય પર્વત જોતાં સર્વ પર્વત આવી જાય છે, તે પ્રમાણે મોક્ષદાયી સપ્તપુરી અને દ્વાદશ જ્યોતિર્લિંગનું મહાત્મ્ય ઘણું મોટું છે. બીજાં પૃથ્વી ઉપરનાં તીર્થો, જે અનાયાસે રસ્તામાં આવ્યાં તે સર્વ જોયાં. પછી રામેશ્વરનાં દર્શન કરી બંને જણ પાછા વળ્યા. પ્રેમાળ ભક્ત નામદેવ અને જ્ઞાનદેવ પાછા વળતાં નાગનાથ * સ્થળમાં આવ્યા. તે દિવસે માઘ વદિ ૧૪ને શિવરાત્રીનું પર્વ હતું. તે સ્થળ જોતાં જ્ઞાનદેવ અને નામદેવને ઘણો આનંદ થયો. જેમ ચૈત્ર સુદિ એકમને દિવસે શાક સંવત્સર ઘેર આવે છે, જેમ અક્ષય તૃતિયા (વૈશાખ સુદ ૩) ને દિવસે ઘેર પિતૃગણ પરોણા થઈ આવે છે, જેમ ભાદરવા સુદ ૪ (ગણપતિ ચોથ)ને દિવસે ગણપતિ ઘેર આવે છે, જેમ શ્રાવણ સુદિ પાંચમે શેષનાગ ઘેર આવે છે, જેમ મહા સુદિ સાતમે સૂર્ય મહેમાન થઇ ઘેર આવે છે, જેમ શ્રાવણ વદિ આઠમે, જન્માષ્ટમીએ શ્રીકૃષ્ણ ઘેર આવે છે અને પારણામાં પોઢી જાય છે, ત્યારે ગાય છે કે "ઉતારો આરતી શ્રીકૃષ્ણ ઘેર આવ્યા." જેમ રામનવમી, ચૈત્ર સુદ નવમીને દિવસે કૌશલ્યાસુત શ્રીરામ ઘરમાં રમતા જોવામાં આવે છે, જેમ વિજ્યાદશમી, આસો સુદિ દશમને દિવસે જગદંબા જગજ્જનનીનાં દર્શન થાય છે, જેમ અષાઢ સુદિ એકાદશીને દિવસે શ્રીવિઠ્ઠલ ઘેર પધારે છે અને

---

* મનમાડ–ઔરંગાબાદ–પરભની થઈ પરળી વૈજનાથ જવાય છે. પરભની અને પરળી વચ્ચે ચોંડી સ્ટેશને ઉતરી ૧૨ માઈલ જતાં અવઢા નાગનાથનું તીર્થ છે.

પ્રેમાળ ભક્તોને આનંદ મનાવે છે તેમજ તેઓના મનમાં સંતોષ ઊભરાય છે. જેમ કાર્તિક સુદ બારશને દિવસે શ્રીકૃષ્ણ પાછા વૃંદાવન આવે છે, જેમ શંકર ભગવાન મહા વદિ તેરશને દિવસે પ્રદોષકાળમાં ઘેર આવે છે, જેમ શ્રાવણ વદ અમાસે નંદીકેશ્વર આવે છે, તેમ નામદેવ અને જ્ઞાનેશ્વર શિવરાત્રીને જ દિવસે પુણ્યક્ષેત્ર અવઢા નાગનાથમાં આવ્યા. આ સ્થળને બીજું કૈલાસ કહેવામાં આવે છે. તે સ્થળે તેઓ પ્રેમાનંદથી જઈ પહોંચ્યા. ત્યાં તીર્થમાં સ્નાન કર્યા પછી નિત્યનિયમથી પરવારી, મહાદ્વારમાં આવી સપ્રેમ સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી દેવળના અંદરનાં સ્થાનમાં જઈ દર્શન કરીને ફરીથી નાગનાથને પ્રણામ કર્યા. પછી સ્તુતિ કરવા લાગ્યા:—

**અનાથનાથા પાર્વતીપતિ, સ્મશાનવાસી ખટ્વાંગ ધરા,**
**કૈલાસપતિ દિગંબરા, વિશ્વેશ્વરા વિશ્વપતિ –**

એ પ્રમાણે કહીને માથા ઉપર હથેળી મૂકી પ્રેમાળ ચંદ્રમૌલીને પ્રસન્ન કર્યા. ત્યાર પછી નામદેવ મહાદ્વાર આગળ આવીને કીર્તન કરવા લાગ્યા. હૃદયમાં વિઠ્ઠલમૂર્તિનું ધ્યાન ધરીને બંને આંખો બંધ કરીને શરીરનું વિસ્મરણ કરતાં વિદેહ સ્થિતિ પામ્યા. માન અપમાન ત્યજીને દાંભિક લોકાચરણ સજીને, વાસના ત્યજીને, પ્રેમથી કીર્તન કરવા લાગ્યા. ભેદાભેદ ત્યજીને, દ્વૈત ભાવને છેદીને આશાપાશ બંધ તોડીને, સ્વાનંદે પ્રીતિથી કીર્તન કરતાં કરતાં નાચવા લાગ્યા. ટાળ, વીણા, મૃદંગ વાગે છે અને સપ્રેમભાવે કીર્તન થાય છે. તે કીર્તન સાંભળવા અસંખ્ય માણસો ભેગા થયા છે. કીર્તન સાંભળી સર્વ આનંદ પામે છે. જેમ પૂર્ણિમાનો ચંદ્ર સંપૂર્ણ કળાથી શોભે છે, તે જોઈને પ્રેમ આહ્લાદથી સમુદ્રમાં ભરતી આવે છે, જેમ દીવામાં મોટી દિવેટ નાખતાં ઊંચો પ્રકાશ પડે છે, જેમ સૂર્યને અર્ઘ્ય આપતાં તે સુખ પામે છે, જેમ સુધારસ પીતાં દેહ અમર થાય છે; જેમ ઉદાર દાતા ધન વહેંચતો હોય ત્યારે માગનારને આનંદ થાય છે, જેમ પુષ્કળ વરસાદ પડતાં જંગલમાં ઘણું ઘાસ ઊગે છે અને ઊંચે સુધી વધે છે, જેમ બ્રાહ્મણને મિષ્ટાન્ન મળતાં તેને પરમ સંતોષ થાય છે, તેવી રીતે નામદેવનું કીર્તન સાંભળી શ્રોતાજનો સુખી થતા હતા. પ્રેમપૂર્વક શ્રીહરિનાં ગુણગાન સાંભળતાં આંખમાંથી અશ્રુધારા વહેવા લાગે છે, કંઠ ગદ્‌ગદ થાય છે, અંગ રોમાંચિત થાય છે અને શ્રોતાઓની સ્થિતિ ખરેખર વિદેહી થાય છે. જેમ રાજાએ પરાક્રમ ત્યજી દીધું હોય ત્યારે સેના પણ તેવી જ થાય છે, જેમ મનથી વિષયલાજ ત્યજી દે તો ઇંદ્રિયો પણ તે

પ્રમાણે જ કામ કરે છે. તેવી રીતે નામદેવે દેહાભિમાન તજ્યું અને શ્રોતાઓએ પણ તેવી દશાનો અનુભવ કર્યો. કાન વડે શ્રીહરિગુણનું શ્રવણ કરતાં સર્વ વિદેહી થઈને બેઠા. બધા શ્રીવિઠ્ઠલને ધ્યાનમાં લાવીને આનંદથી તાળી પાડતા હતા. શ્રીવિઠ્ઠલ નામની ગર્જના કરતાં મનમાં આનંદ સમાતો ન હતો. આવી રીતે આનંદ થતો હતો, તે સમયે બ્રાહ્મણો શંકરની પૂજા કરવા માટે આવ્યા. તેમણે સ્નાન કરીને સર્વાંગે ભસ્મ ધારણ કરી હતી. ગળામાં રૂદ્રાક્ષમાળા પહેરી હતી. વસ્ત્ર ભીનાં પહેર્યાં હતાં, દેવપૂજા માટે અર્ઘોદક (જળ) સાથે લીધું હતું અને ષોડશોપચાર પૂજાસામગ્રી પણ લીધી હતી. શિવજીને અભિષેક કરવા માટે તેઓ ઉતાવળે મહાદ્વાર પાસે આવ્યા. તે સ્થળે નામદેવ કીર્તન કરતા હતા અને પ્રેમપૂર્વક નાચતા હતા. ત્યાં અસંખ્ય ભક્તોનો મેળો ભરાયો હતો. અંદર જવાનો માર્ગ દેખાતો ન હતો. વારંવાર સ્નાન કર્યું હતું; પણ બ્રાહ્મણોના અંતરનો (મેલ) વિકલ્પ દૂર થયો ન હતો. તે વિપ્રો લોકોને કહેવા લાગ્યા કે દૂર ખસો, અમને સ્પર્શ કરશો નહીં.

અંતરમાં જે હોય ક્રોધી અને ખળ,
તેને સર્વત્ર દીસે અમંગળ.

તેઓની નજરે કોઇ નિર્મળ દેખાય નહીં. તેઓ સંશયરૂપી જાળમાં ફસાયેલા છે. હરિકીર્તનમાં આભડછેટ નથી, તેવું જ બ્રાહ્મણસભામાં જાણવું. શિવ વિષ્ણુનાં દર્શને જતાં કોઇને બાધ નથી. ગીતા ભાગવતને સ્પર્શ ન થાય એવું જે કહે તે અતિશય પાપી છે. વેદને દોષ દે તે પાપી છે. પણ આવું ન હોવાથી બ્રાહ્મણોએ તે વખતે ચોખ્ખાઈ કરવા માંડી. વિપ્રો એકદમ ક્રોધ કરીને એકત્રિત થયેલા લોકોને અપશબ્દ કહેવા લાગ્યા. તેઓએ કહ્યું "નકામા શા માટે અહીં ગાઓ છો ? તાળી પાડો છો અને હાક મારો છો ? આ બધું તમારા પંઢરીનાથને માન્ય હશે. અમારા નાગનાથને એવું ગમતું નથી. જેને જેવું ગમે, ત્યાં તેવું બોલવું. જેમ દૂધમાં ગોળ ભળે નહીં, તેમ ભાજીમાં સાકર નંખાય નહીં. કાનમાં અત્તર નાખવાથી કાનને કંઇ સુગંધ આવે નહીં, જેમ આંખો વડે કોઇ વાત સાંભળી શકાય નહીં, જેમ ઘુવડ સામે આરસી મૂકો તો તે ઘુવડ કંઈ જોઈ શકે નહીં, જેમ આંખ સામે મિષ્ટાન્ન ધરવાથી તે ખાઈ શકે નહીં, તેમ કૈલાસપતિ ઉમારમણને હરિકીર્તન ગમે નહીં, એવું વિપ્રો કહેવા લાગ્યા. હવે તમે પંઢરપુર જાઓ અને ત્યાં નિર્લજ્જપણે નાચ્યા કરજો. આ સાંભળી નામદેવે પ્રત્યુત્તર આપ્યો

કે જો તમે વિચાર કરીને જોશો તો માલમ પડશે કે હરિ અને હર એમાં ભિન્નભાવ નથી, જેમ તીર્થ અને ત્યાંનું જળ તેમાં ભેદભાવ નથી, જેમ ગોળ અને ગળપણ જુદાં નથી, જેમ દીપક અને પ્રકાશ જુદાં નથી, જેમ ફૂલ અને સુવાસ જુદાં નથી, જેમ સૂર્ય અને તેનાં કિરણ જુદાં નથી, જેમ મેઘ અને જળ જુદાં નથી, જેમ રત્ન અને તેની ઝળક જુદાં નથી જેમ પકવાન અને તેનો સ્વાદ જુદાં નથી, જેમ વાજીંત્ર અને સુરમાં ભેદ નથી, તેમ શિવ અને વિષ્ણુ એ બન્ને એક છે; એમ જાણકાર લોકો કહે છે. નામદેવનું કીર્તન સાંભળીને મંદિરની અંદર મહાદેવજી આનંદથી ડોલે છે. જ્યારે બહાર વિપ્રો ઉપર પ્રમાણે જવાબ સાંભળી ક્રોધે ભરાય છે અને કહે છે કે હે પામરો, અમે બ્રાહ્મણોને જ્ઞાન શીખવનારા તમે કોણ છો ? એમ કહી પોતાનું મોટાપણું બતાવવા લાગ્યા. અમે તો ઉચ્ચ વર્ણના અને શાસ્ત્રો જાણનારા છીએ. અમને નામદેવનું સિદ્ધાંતજ્ઞાન કબુલ નથી. માટે અહીંથી જલદી બહાર નીકળો. નહીં તો મારમારીને કાઢી મૂકવામાં આવશે. આવાં અભિમાનનાં વચન સાભળી કોઇએ તેમને ઉત્તર આપ્યો નહીં. શિવપૂજનનો વિલંબ થયો અને મંદિરમા જવાનો માર્ગ શ્રોતાઓથી ભરાયેલો હોવાથી એક વિપ્ર કહે છે કે નામદેવને જલદી મારમારીને બહાર કાઢો. આપણને સ્પર્શ થશે તો ફરીથી વસ્ત્ર સાથે માથાબોળ સ્નાન કરીશું. એમ કહીને એ વિપ્રો કીર્તન થતું હતું તેમાં દાખલ થયા. જેમ સત્પાત્રને દાન કરતાં કુપાત્ર મનમાં રોષે ભરાય છે, તેમ નામદેવના કીર્તન તરફ વિપ્રોને અણગમો થયો. તેઓ નામદેવને કહેવા લાગ્યા કે નકામો ગરબડ શા માટે કરે છે. અમને શિવપૂજા કરવા માટે માર્ગ મળતો નથી. તારું તો દેહભાન ગયું છે તેમ બીજા શ્રોતાજનોને પણ થયું છે. તારું સિદ્ધાંતજ્ઞાન કહીને અમારું કર્માચરણ કરવા દેતો નથી. માટે દેવળની પાછળ જઈને ઊભો ઊભો નિર્લજ થઇને તારી મેળે કીર્તન કર્યા કર. આ સાંભળી નામદેવે વિપ્રોને નમન કર્યું અને કહ્યું કે અવશ્ય અમે મંદિર પાછળ જઈને કીર્તન કરીશું. પછી પોતે દેવળમાંથી બહાર નીકળી પાછળ ગયા. તે સમયે કીર્તનરંગમાં ભંગ પડ્યો હતો. જેમ ગંગાજળ ભરેલા પાત્રમાં દારૂ પડે, જેમ દૂધમાં મીઠું પડે, જેમ ચંદન તૈયાર કર્યું હોય તેમાં લસણ પડે, જેમ કસ્તુરીમાં હીંગ પડે, તેમ વિષ્ણુદાસ નામદેવ ઊઠી ગયા પછી, કીર્તનરસમાં ભંગ પડ્યો. શ્રોતાઓના ચિત્તમાં ઘણો કલેશ થયો. જેમ પાત્રમાં પકવાન પીરસ્યું હોય અને કાગડો આવી ચાંચ મારી જાય, જેમ પ્રવાસ કરતાં ચોર લૂંટી જાય, એમ મનમાં ખેદ કરતી વિશાળ માનવમેદની દેવળમાંથી ઊઠી અને

નામદેવની પાછળ પાછળ બધા શિવાલયની પછવાડે ગયા. ત્યાં નામદેવના સત્સંગી કીર્તનરંગને આનંદ લેવા બેઠા. તે સમયે સૂર્યાસ્ત થવા આવ્યો હતો. થોડાં થોડાં કિરણો દેખાતાં હતાં. જેમ રાજા અરણ્યમાં જતાં તેનું લશ્કર દેખાતું ધીમે ધીમે બંધ થાય, જેમ પવનની દિશામાં મેઘ ખેંચાઈ જાય, તેમ નામદેવની પાછળ શ્રોતાઓ ગયા. તે વેળાએ આનંદથી હરિનામની ઘોષણા કરી તાળીઓ પાડતા જોઇ, નામદેવની આંખોમાં અશ્રુ ઊભરાઈ આવ્યાં. પછી નામદેવ સ્તુતિ કરવા લાગ્યા કે :—

**આવ વેગે પતિતપાવના, અનાથનાથા રૂક્ષ્મિણીરમણા;**
**હે જગજીવના, મને વિદેશે કેમ મોકલ્યો ?**

મારી દશા આજ હરણીએ ત્યજેલા બચ્ચા જેવી થઈ છે કે પક્ષીએ ત્યજેલા ઇંડા જેવી થઇ છે, કે માતાએ પોતાના બાળકને જંગલમાં તજ્યું હોય તેના જેવી થઇ છે, કે મેઘરાજે ચાતક તજ્યું કે ચકોરી ઉપર ચંદ્ર નારાજ થયો તેના જેવી થઇ છે, જેમ કમળ ઉપર સૂર્ય નારાજ થાય, જેમ ચૈતન્ય દેહનો ત્યાગ કરે, જેમ નેત્ર જોવાનું ત્યજી દે, જેમ વાયુ પ્રાણ ખેંચી લે; તેવું વિપરીત આજે થયું છે. અહો ! પંઢરપુર નિવાસી, તું મને કેવી રીતે વિસરી ગયો ? સમુદ્રથી વિંટાયેલી પૃથ્વી ઉપર ચાલતાં ચાલતાં સઘળાં તીર્થો નજરે જોયાં; પરંતુ તારા જેવું દૈવત કોઇ તીર્થમાં જોવા મળ્યું નહી. સમચરણ અને કટી ઉપર રાખેલું સુકુમાર સ્વરૂપ જોઇને દિગંબર પણ પોતાનું દેહભાન ભૂલી જાય છે. ત્યાં ટાળ, વીણા, મૃદંગ વાગે છે. ગરૂડ ચિહ્નવાળી ધજાઓ ફરકે છે તે નજરે જોતાં, પાંપણનો પલકાર પણ બંધ પડી જાય છે. એમ કહેતાં નામદેવ ગદ્દગદ કંઠે રૂક્ષ્મિણીકાંતનું આવાહન કરે છે. તે દરમિયાન એક નવીન ઘટના બની તે પવિત્ર ભાવિક ભકતો સાંભળો. સ્વર્ગમાંથી નવલખ પતાકાઓ વિજળીનો પ્રકાશ આપતી નીચે ઊતરી આવી અને જમીન ઉપર ઊભી રોપાઈ ગઈ. તે માત્ર નવલખ ધ્વજાઓ ન હતી, પણ નવવિધા ભક્તિનું ફળ ઊતર્યું હતું. તે નવરસ થઇને કીર્તનસ્થળે આવી ઊભી રહી. આ વખતે કોઇનું દેહભાન રહ્યું નહીં. આ દશ્ય જોતાં વિષ્ણુદાસોને ઘણો આનંદ થયો; મન ઉલ્લાસિત થયાં, વિઠ્ઠલ નામની ઘોષણા કરીને કીર્તન કરતાં કરતાં નાચવા લાગ્યા. કૃષ્ણ પક્ષની રાત્રિ હતી અને અંધકારથી ભરેલી હતી. તે વખતે ધ્વજાના તેજથી દશેદિશાઓ પ્રકાશિત થઇ ગઈ. નામદેવનું અંતર પ્રફુલ્લિત થયું અને તાળીઓના નાદથી આકાશ ભરાઇ ગયું. દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. તાળીઓ અને ચપટીઓના અવાજથી આનંદ-

પૂર્વક હાથ ઊંચા કરી કીર્તન શરૂ કર્યું. ચોસઠ કળા ત્યાં આવી સામે ઊભી રહી અને કૌતુકથી નામદેવનું ભજન સાંભળવા લાગી, ત્યારે નામદેવ મનમાં વિચાર કરે છે કે હવે પંઢરીનાથની કૃપાથી સર્વ રીતે અનુકુળ છે પણ એક જ વાતની ઉણપ છે, નાગનાથ વિમુખ છે અને તેમણે હરિકીર્તન તરફ પીઠ કરી છે તે કયા અપરાધને લીધે છે, તે મને સમજાતું નથી. જો શિવાલય સામે હોત તો ઘણી મઝા આવત, અને કથાનો રંગ ઉત્તમ રીતે પ્રગટ થાત. હે રૂક્મિણીવર, આવો કોપ મારા ઉપર કેમ કર્યો? પછી તે સ્તુતિ કરવા લાગ્યા:

જય ક્ષીરસાગરવિહારા, લક્ષ્મીકાંતા અતિ ઉદારા,
અનાથનાથા કરૂણાકરા, સત્વર આવ મુજ પાસે,
જય ગજેંદ્ર મોચ કા કરૂણાલયા, વિધિ જનકા યાદવરાયા,
નામ માત્રે નીરસોની માયા, સત્વર આવ મુજ પાસે.
ઉપમન્યુએ ચઢાવ્યું આળ, તેને આપ્યો ક્ષીરસાગર,
તેવી રીતે થઇને દીનદયાળ, સત્વર આવ મુજ પાસે,
દ્રૌપદીની લાજ રક્ષણ કરવા, ચતુર્ભુજ રૂપ તેં કરી,
તેવો કૃપાળુ થઇને આજ, સત્વર આવ મુજ પાસે.
મોગલરાયે કીર્તનમાં મારી ગાય, તે સંકટ તુજને સંભળાવતાં,
આવ્યો તું તત્કાળ, ક્ષણ માત્રમાં ધેનુ કરી જીવતી.
તૃષા લાગતાં મુજને વનમાં, ત્યાં પાતાળગંગા લાવ્યો ઝટ કરી,
હવે તું નિષ્ઠુર કેમ થયો, વિઠ્ઠલ વેગે આવ તું.
કીર્તન સામે પીઠ કરીને, શિવાલયે બેઠા ધૂર્જટી,
હવે કૃપાદૃષ્ટિ કરી મુજ પર, જગશ્રેષ્ટ તું આવ અહીં.

એ પ્રમાણે સપ્રેમ ભાવે કીર્તન કરતાં કરતાં નામદેવ વિલાપ કરે છે. તે સમયે અદ્ભુત બનાવ બન્યો. તે શંકરનું દેવળ પૂર્વાભિમુખ હતું તે પશ્ચિમ દિશામાં ફરી ગયું. સઘળા લોકો આશ્ચર્યચકિત થઈ ગયા! ધન્ય ઘડી! ધન્ય દિવસ! પ્રેમપૂર્વક ભકતમંડળે આનંદિત થઇ તાળીઓ પાડી. બધા કહેવા લાગ્યા કે આ વખતે ચંદ્રમૌલી શંકર ભગવાન ખરેખર નામદેવ ઉપર પ્રસન્ન થયા છે. નામદેવનું કીર્તન સાંભળવા દેવળ સાથે પાર્વતીપતિએ

પશ્ચિમ દિશામાં મુખ કર્યું અને નામદેવનું કીર્તન પ્રેમથી સાંભળ્યું. નામદેવની અદ્ભુત ભકિત જોઇને શ્રોતાઓની આંખમાં આનંદાશ્રુ આવ્યાં. તેઓને નામદેવ કહે છે કે આ તો દયાળુ શ્રીહરિની કૃપાથી થયું છે. 'તે શિવરાત્રીની રાત્રે ત્યાં અતિ અદ્ભુત કીર્તન થયું. જ્યારે સૂર્યોદય થયો અને પૂજા કીર્તન પૂરું થયું, ત્યારે દેવળ પાસે બ્રાહ્મણો આવ્યા અને નામદેવનું કીર્તન પ્રેમથી દેવળ સામે થતું જોયું. વિપ્રો તીર્થસ્નાન કરી સૂર્ય દેવતાને અર્ધ્ય આપવા જાય છે ત્યાં પશ્ચિમમાં જાણે સૂર્ય ઊગ્યો હોય તેવું દેખાયું. તેઓ કહેવા લાગ્યા કે આપણે દિશા ભૂલ્યા છીએ કે જાગરણથી ભ્રાંતિ થઈ છે. ખરેખર, નામદેવ ઉપર ચંદ્રમૌલી શંકર ભગવાન પ્રસન્ન થયા છે. પછી વિચાર કરીને જોવા લાગ્યા તો તીર્થસ્નાન કરવાની જગા જેમની તેમ છે, માત્ર દેવળ જ પૂર્વમાંથી પશ્ચિમ દિશામાં ફરી નામદેવની સામે સ્થિર થયું છે અને નવલક્ષ દિવ્ય પતાકાઓ પ્રકાશ આપી રહી છે. આ જોઈ બ્રાહ્મણોને ઘણું આશ્ચર્ય થયું! તેઓ કહેવા લાગ્યા કે નામદેવની ભકિતનો ભાવ બ્રહ્માથી પણ કળી શકાય તેમ નથી. પોતાના ધર્મનું અભિમાન કરીને નામદેવને કષ્ટ આપ્યું. એવો મનમાં પશ્ચાતાપ કરીને કીર્તન રંગ જામ્યો હતો ત્યાં આવ્યા. બ્રાહ્મણો નામદેવને કહેવા લાગ્યા કે ધન્ય, તું પ્રેમાળ વૈષ્ણવવીર! તું ઉદ્ધવજીનો અવતાર છે, તે હવે અમને સમજાયું. જે આંખે જોયું નથી કે કાને સાંભળ્યું નથી; તેવું કામ કરી બતાવ્યું. ધન્ય નામદેવ તારી માતાને! આ સર્વ સભાજનોને પણ તેં ભાગ્યશાળી કર્યાં. એવી તારી અદ્ભુત કીર્તિ ત્રણે જગમાં ફેલાશે. પૃથ્વી, ચંદ્ર અને સૂર્ય જે જે આકાર દેખાય છે, ત્યાં સર્વ ઠેકાણે તારું ચરિત્ર પવિત્ર ભકતો મુખથી ગાશે, કાને સાંભળશે અને ક્ષણ માત્રમાં પવિત્ર થશે. એ પ્રમાણે બોલીને વિપ્રોએ નામદેવને સદ્ભાવે પ્રણામ કર્યા. તેઓ કહેવા લાગ્યા કે નામદેવ, બ્રહ્માદિક પણ તારી ભકિતનો પાર પામશે નહીં. દુર્વાસાએ અભિમાન કરીને અંબરીષને છળભેદથી સંતાપ્યો, તે સમયે તેનું સંકટ જાણીને જગજીવને ગર્ભવાસમાં તેનું રક્ષણ કર્યું. જ્યારે પૈઠણના બ્રાહ્મણોએ જ્ઞાનેશ્વરને છળભેદથી સંતાપ્યા, ત્યારે તેં પાડાના મુખથી વેદોચ્ચાર કરાવ્યો. તેવું જ ન બને તેવું કાર્ય આજે શિવાલય ફેરવીને કરી બતાવ્યું. પછી નામદેવે નેત્ર ઉઘાડીને ગદ્ગદ્ કંઠે જોયું અને પ્રેમથી રૂક્મિણીપતિની આરતી ઉતારી સાષ્ટાંગ નમસ્કાર કરી ખીરનો પ્રસાદ વહેંચ્યો. ત્યારપછી પતાકાઓ આકાશમાં ઊડીને વૈકુંઠે ગઈ. શ્રોતાઓ ઊંચું મુખ કરીને પતાકાઓને જતી જોઇ રહયા. શિવાલયે દિશા ફેર કર્યો તે હજુ પણ તે પ્રમાણે જ છે.

ભકતાભિમાની શ્રીહરિ જાતે સંકટનું નિવારણ કરે છે. દેવોમાં શ્રેષ્ઠ રૂક્મિણી-કાંત છે અને ભકતોમાં શ્રેષ્ઠ નામદેવ છે. એની બરોબરી કરનાર ત્રણ લોકમાં કોઈ દેખાતો નથી. અમૃતની ઉપમા અપાય તેવો બીજો કોઈ નથી. સાગરની ઉપમા અપાય તેવી કોઇ સરિતા નથી.

હવે આગળના અધ્યાયમાં અદ્દભુત રસ રૂક્મિણીકાંત વર્ણવશે મહીપતિ તેનો ભકત છે અને સંતોનો શરણાગત છે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે પ્રેમાળ ભાવિક ભકતોએ આ બારમો અધ્યાય રસાળ છે તે સાંભળ્યો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૧૩ મો.

# નામદેવની યાત્રાનો અંત અને તેનાં કરેલાં પારણાંનું વર્ણન.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

શ્રોતાઓ, આજે નવીન અલૌકિક કથા સાંભળવાની છે. આજે તમને પરમામૃત મળ્યું છે તેથી તમારા જેવા ભાગ્યવંત બીજા નજરે પડતા નથી. દેવોમાં શ્રેષ્ઠ વૈકુંઠનાથ છે. તેમને ગમે છે પ્રેમળ ભક્ત. તે ભક્તચરિત્ર ઘણા અદ્ભુત છે. પોતાના ભાગ્યથી તે પ્રગટ થયા છે. સંતચરિત્ર ગાતા અને સાંભળતા, રૂક્મિણીપતિને સંતોષ થાય છે, જેમ ચંદ્રમાનો ઉદય થતા ક્ષીરસાગરને ઉલ્લાસ થાય છે, જેમ ગણપતિ ગજાનનની સ્તુતિ કરતા શંકર પાર્વતી તુષ્ટમાન થાય છે, જેમ શિષ્યને જ્ઞાન પ્રાપ્ત થતા સદ્ગુરુ પ્રેમથી ડોલે છે, જેમ પોતાના બાળકના ગુણનુ વર્ણન કરતા માતાનુ હૈયુ પ્રેમથી ઊભરાય છે, જેમ નારદના વિરક્તપણાનુ વર્ણન કરતા બ્રહ્મદેવને સંતોષ થાય છે, તેમ ભક્તચરિત્રની પ્રશંસા કરતા શ્રી જગન્નાથને સંતોષ થાય છે. પછી તે પ્રસન્ન થઈને શ્રોતા અને વક્તાને અક્ષયપદ આપે છે. માટે જ તમને સુભાગ્ય પ્રાપ્ત થયુ છે એ સર્વાગ કહ્યુ છે એમ જાણજો. વિષ્ણુપદથી મોટો લાભ બીજો કોઈ દેખાતો નથી. પાછળના અધ્યાયમા આગળ કથા કહી અવઢા નાગનાથ મહાદેવનુ દેવળ ફેરવ્યુ. તે કૌતુક જોઈને બધા વિપ્રો મનમા સ્તબ્ધ થઈ ગયા! કૈલાસપતિને નમસ્કાર કરીને નામદેવ તથા જ્ઞાનદેવ ત્યાંથી નીકળી પંઢરપુર પાછા આવતા હતા, તે સમયે જેમ સાસરે ગયેલી કન્યા પિયેર આવે, અને તેના મનમા જે ઉલ્લાસ હોય છે તેવો જ નામદેવના મનમા હતો. જેમ વાછરડુ ગાયથી છૂટું પડે અને એકાએક તેની માતા-ગાય નજરે પડતા જ તેની પાછળ દોડે છે, તેવુ જ નામદેવને થયુ. જેમ રસ્તા ઉપર બાળક રમતા હોય અને પછી મા પાસે પાછા જતા હરખથી તેનુ મન પ્રફુલ્લિત થાય છે તેમ જ નામદેવને થયુ. જેમ હરણીના બચ્ચા ની

કિનારે રમવા ગયાં હોય અને પાછાં હરણી પાસે હરખથી કૂદતાં જાય તેવું નામદેવને થયું. આ પ્રમાણે મનમાં અપાર સંતોષ થવાથી અને ઉતાવળે ચાલવા લાગ્યા. ગામ નજીક આવતાં દૂરથી વિઠોબાના મંદિરના કળશ જોયા. પંઢરપુરના દેવળનાં દર્શન થયાં કે તરત જ સાષ્ટાંગ પ્રણામ કર્યા અને ક્ષેમાલિંગન આપતાં બંનેને ઉલ્લાસ થયો. પછી ટાલ, વીણા, હાથમાં લઇને સપ્રેમ હરિકીર્તન કરવા માંડ્યું. તેમ કરતાં કરતાં મહાદ્વાર પાસે આવી પહોંચ્યા. ત્યાં જઇ ફરીથી દંડવત્ પ્રણામ કર્યાં. તે સમયે લાકડી જેમ જમીન ઉપર પડી જાય, તેવી રીતે નિશ્ચળપણે નામદેવ જમીન ઉપર પડ્યા અને દેહભાન રહ્યું નહીં. જ્ઞાનદેવ તેને સત્વર ઉઠાડીને શુદ્ધિ ઉપર લાવ્યા. પછી તેનો હાથ પકડીને આગળ ચાલ્યા. નજીકના મંડપમાં જઇને નમન કર્યું. ત્યારે સિંહાસન ઉપરથી ઉતરીને જગજ્જીવન આગળ આવ્યા અને નામદેવને છાતી સાથે ભેટીને ગદ્ગદ્ કંઠે થયા. દડાપીડા માથેથી ફેરવીને નાખી દીધી. પછી નામદેવે ગદ્ગદિત થઇને અશ્રુવહેતાં નયને જગજ્જીવનના ચરણકમળમાં મસ્તક મૂકયું અને મધુર શબ્દે કહેવા લાગ્યા કે હે જગજેઠી, હું ઘણો થાકી ગયો છું. હવે મારા ઉપર કૃપાદષ્ટિ કરો. તમારા વિના હું ઘણું કષ્ટ પામ્યો અને કયાંય અંત દેખાયો નહીં, મનમાં અજ્ઞાન દશા હતી તેથી તીર્થે તીર્થે ફર્યો, પણ પંઢરપુર જેવું સુખ કયાંય દેખાયું નહીં. મોટા મહિમા-વાળાં મહાન તીર્થો જોયાં પણ મારું મન તો ચંદ્રભાગાના તીરે જ હતું, દીનદયાળ, પાંડુરંગમાં હતું. તે જ વિઠોબા દાસનું ભવદુઃખ દૂર કરનાર છે. જે સ્થળે ગરૂડના નિશાનવાળી ધ્વજાપતાકા ન હોય ત્યાં યદુનાયક નથી એવી મારા મનમાં શંકા થયા જ કરે. તે સ્થળે દેવતાનાં દર્શન કરતાં તારી ત્યાં ખોટ છે એવું મને લાગતું. તેથી તારું રૂપ ધ્યાનમાં લાવી મનમાં સંતોષ માનતો. ઇષ્ટમિત્ર બંધુજન જે ગણે તે તું જ છે. તું જ મારો કુળદેવતા છે એમ કહીને નામદેવ શાંત રહ્યા. તે સાભળી રૂક્ષ્મણીપતિ કહે છે કે મને તારા માટે ઘણી ચિંતા રહેતી હતી. દિવસરાત નિદ્રા આવતી ન હતી. હું પણ તારી રાહ જોતો હતો. જ્યારથી નામદેવ દૂર ગયો હતો ત્યારથી પંઢરી ઉદાસ લાગતી હતી. હું તો તને ક્ષણભર પણ વિસરતો નહતો, હવે હે પ્રેમળ ભક્ત, તું મારી નજર બહાર કદી પણ જઈશ નહીં. મારું સ્વરૂપ તારી આંખ સામે રાખીને નિશ્ચળ થઇને બેસ. તારો અને મારો પ્રેમ ઘણો છે અને મને તું બહુ જ ગમે છે. જેમ મોહાશ ગોળને છોડતી નથી તેવી જ તારી નિર્મળ પ્રીતિ છે. જેમ કમળ અને સૂર્ય એક બીજા ઉપર પ્રીતિ રાખે છે, તેવી જ મારી અને તારી પ્રીતિ છે; એમ તું નામદેવ નક્કી જાણજે. જેમ ચાતક

અને મેઘ એક બીજાને વિસરતાં નથી, તેવી મારી અને તારી પ્રીતિ છે. જેમ ચંદ્ર અને સમુદ્રને પ્રીતિ છે, (તેથી ભરતી આવે છે) તેમ નામદેવ તારી સાથે મારી પ્રીતિ છે અને મારા ચિત્તમાં તું તેવી રીતે રહ્યો છે. જેમ બાળકને તેની માતા ગમે છે અને માતા તેને વિસરતી નથી, તેમ તું પણ મારા મનમાં છે. તારા માટે સ્વપ્નમાં પણ ભેદભાવ નથી. કોઈ ફેરીએ નજરે પડતાં હું પૂછતો કે મારો નામદેવ તને સુખરૂપ નજરે પડયો હતો કે ? ભૂખ તરસ લાગતાં મારા વિના તેની કોણ સંભાળ લેતું હશે ? અથવા મનની વાત તે કોને કહેતો હશે ? તે તો ખંતથી પોતાના મનમાં મને યાદ કર્યા જ કરતો હશે. તેને તો રાતદિવસનું ભાન પણ નહીં હોય. મારા સિવાય નામદેવને સુખદુઃખ કોણ પૂછતું હશે ? કોને આશ્રયે બેસીને તે ક્ષણભર પણ વિશ્રાંતિ લેતો હશે ? એ પ્રમાણે જગજેઠીએ સંતોને પોતાની વાત કહી સંભળાવી.જગજીવન કહે છે કે મારા વિના તો નામદેવને કંઠે પ્રાણ આવ્યા હશે. પછી હાથ પકડીને જગજીવને નામદેવને આલિંગન આપ્યું અને તેના મોં ઉપર હાથ ફેરવી, પોતાના હાથે તેનાં આંસુ લૂછયાં. તુળસી-પત્રની માળા સ્વહસ્તે નામદેવના ગળામાં પહેરાવી અને તેના સર્વાંગે ઘનશ્યામે કૃપાદષ્ટિ કરી જોયું. આ સમયે મળવા માટે વૈષ્ણવભક્તો એકઠા થઈ ત્યાં આવ્યા હતા. સોપાનદેવ, નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, વિસોબા ખેચર અને નરહરિ ભક્ત પણ આવ્યા હતા. બધાંએ મળી પછી વિઠ્ઠલને ચરણે નમસ્કાર કર્યા. નામદેવને આલિંગન આપ્યું અને જયજયકાર કર્યો. પછી દેવોએ વિમાનમાં બેસી આકાશમાં આવી પુષ્પવૃષ્ટિ કરી અને જય જયકાર કર્યો. ઋષિઓ, ગંધર્વો, બ્રહ્મા, ઈંદ્રાદિ દેવો આ સુખમેળો જોવા માટે ત્યાં આવ્યા. પછી પંચારતી લઈને રૂક્મિણીજી આવ્યાં. તેમણે દેવભક્તો ઉપર કૃપાદષ્ટિ કરી, નામદેવની દાઢીએ હાથ મૂકી તેનું મુખ ઊંચુ કરીને તેના ઉપર કૃપા દૃષ્ટિ કરી જોયું. આ પછી જગજીવન નામદેવને કહે છે કે એક વાત સાંભળ. તેં સર્વ તીર્થો જોયાં, જન્મ લઈને સ્વહિત કર્યું, મનનો હેતુ પૂર્ણ કર્યો. હવે યાત્રા પૂરી કર્યાનું પારણું કરવું જોઈએ. જેમ ષટરસથી ભરપૂર અન્નની રસોઈ કરી અને છેવટે ભોજન ન કરે; તેવું થવું જોઈએ નહીં.

**જેમ ઘણાં પુરાણ વાંચ્યાં અને સાંભળ્યાં,**
**તેમાં એક પણ વાર્તાનું મનન કર્યું નહીં,**
**ગયું શ્રવણ વાંચન તેનું વ્યર્થ માનજો.**

જેમ અલંકારનો ઘાટ સારો ન હોય તો તેની ખરીદી વ્યર્થ છે, શરીરના આરોગ્ય માટે દવા લીધી પણ પથ્ય પાળ્યું નહી, તો તે ઔષધ લીધું નકામું છે, તેમ સપ્તપુરી મોક્ષપુરીનાં દર્શન કર્યાં; પણ તીર્થ દર્શનનું (ઉદ્યાપન) પારણું ન કરે તો તે વ્યર્થ છે, એવું શાસ્ત્રવચન છે. તો પછી આ પંઢરીક્ષેત્ર પુણ્યક્ષેત્ર છે અને પૃથ્વી ઉપરનું વૈકુંઠ છે. તે ચરાચરમાં પ્રખ્યાત છે અને તેને ઉપમા આપીએ તેટલી ઓછી છે. તે સ્થળે ધ્વજ અને અન્ન આપતાં હું કલ્પ સુધી તૃપ્ત થઈશ, માટે આ ક્ષેત્રમાં રહેતા સમસ્ત બ્રાહ્મણોને જલદી ભોજન માટે આમંત્રણ આપો. તેમની ષોડશોપચારથી પૂજા કરી ષડરસ ભોજન કરાવો અને પછી તેમને ભાવપૂર્વક તાંબુલ દક્ષિણા આપો. એવું કહીને શ્રીપતિ નામદેવનો હાથ પકડીને અંતર મંદિરમાં સત્વર ગતિથી લઇ ગયા. પછી હસતા મોંએ સારંગધર રુક્મિણીને કહે છે કે નામદેવ મને ઘણો પ્રિય છે અને હું તેને કદી દૂર કરીશ નહી. ઘણાં તીર્થ-સ્થળોનાં દર્શન કરી આવીને હવે તે ઉદ્યાપન કરે છે. જગજીવનનાં વચન સાંભળી જગન્માતા કહે છે કે પ્રભુ, જગન્નાયક, નામદેવ તો તમારો પરમ મિત્ર છે. માયા, મમતા ત્યજીને નિજભાવથી તમને ભજે છે. એણે સર્વ કામકાજ તજ્યાં છે, તેથી કોણ ઉદ્યાપન કરશે ? તેણે તમારી સેવા કરીને તમને બાંધ્યા છે, તેણે અહંતા મમતા ત્યજી છે. અનંત જન્મો લઈ એણે પુણ્ય સંચય કર્યું છે. જેવી રીતે અપાર જળનો પ્રવાહ લઈને સરિતા સમુદ્રને

તે વખતે જવાને તૈયાર થયા. નામદેવનો હાથ પકડી સમારંભની તૈયારી માટે વનમાળી ચાલી નીકળ્યા. નિવૃત્તિનાથ અને જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને વિસોબા ખેચર, ચોખામેળા, નરહરિ સોનાર, વંકા કહિયારો અને સનકાદિક બાજુએ ચાલતાં કૌતક જોતા હતા. નામદેવની પાછળ પાછળ યદુનાયક ચાલતા હતા તેનું કારણ એ કે જગજ્જીવન પોતે નામદેવની ચરણરજ લેવા માટે ઇચ્છતાં હતા. આ સાંભળી મનમાં શંકા ઉત્પન્ન થાય છે કે દેવ ભકતના ચરણરજની કેમ ઇચ્છા કરતા હશે? તો સાંભળો. તીર્થાવળી ગ્રંથમાં જગદીશે જાતે કહ્યું છે તેનો આધાર લઇને આ પ્રમાણે લખ્યું છે. શરણાંગતને શરણ આપનાર જગજ્જીવન સ્વમુખે બોલ્યા હતા, કે કરુણાસાગર કૃપાઘન શું કરે છે તે કોઈ જાણી શકે નહીં. દીનબંધુ દીનાનાથની બિરદાવળી જગવિખ્યાત છે. માટે શ્રોતાઓ, કોઈ ગમે તેમ કહે પણ તમે મનમાં શંકા લાવશો નહીં. તે દયાળુની ઇચ્છા તો વૈષ્ણવભકત જ જાણી શકે છે. હવે બ્રાહ્મણોને આમંત્રણ આપવા જગજ્જીવન સત્વર નીકળ્યા. પોતાના દાસનું માન જાળવવા પોતે ગૃહસ્થ વ્યાપારી બ્રાહ્મણનું રૂપ ધરીને નામાભકતના યજમાન થયા. વૈષ્ણવને સાથે લઇને યાદવરાણા ક્ષેત્રપ્રદક્ષિણા કરતા બ્રાહ્મણોને જોઇ ત્યાં પહોંચી ગયા. તે અનાથનાથ રૂક્મિણીવર, દીનદયાળ, જગજ્જીવને બ્રાહ્મણોને જોઈ સદ્‌ભાવે નમસ્કાર કર્યા. પંડિતો, વૈદિક બ્રાહ્મણો વગેરે સર્વ ઉત્તમ આચરણવાળા અને નિપુણ હતા. જગજ્જીવનને બ્રાહ્મણના રૂપમાં જોઈ તેમના મનમાં વિસ્મય પામ્યા કે આ બ્રાહ્મણ કોણ છે? પોતે ગૃહસ્થનું રૂપ ધર્યું હતું, છતાં જગજ્જીવનનાં ષડગુણ* ચિહ્નો ઢાંકયાં રહેતાં નહોતાં. જેમ પિત્તળમાં સોનું ઢાંકયું રહે નહીં, જેમ સરિતામાં ગંગા, તેમ સઘળા ભકતસમુદાયમાં વૈકુંઠપતિ ઢાંક્યા રહે નહીં. જેમ હીરાકણીના સમુદાયમાં હીરો તેજસ્વી દેખાય, જેમ પકવાનમાં સુધારસ, જેમ નક્ષત્રમાં ચંદ્રમા, તેમ વૈષ્ણવોમાં સારંગધરને જોઇને વિપ્રો વિસ્મય પામ્યા અને સુખી થયા. હવે તેઓ મધુર સ્વરથી કહેવા લાગ્યા કે તમારું સ્વરૂપ જોઇને અમારા ત્રિવિધ તાપ શાંત થયા છે. (આધિભૌતિક, આધિદૈવિક, આધ્યાત્મિક) આપનું નામ કહો, ઠેકાણું કહો અને કયાંથી આવ્યા છો? આપના નિર્વાહનાં સાધન શાં છે? આપ શાનો વેપાર કરો છો? આપનું નિવાસસ્થાન કયાં છે એ સર્વ કહો. બ્રાહ્મણોનાં વચન સાંભળી ચક્રપાણિ બોલ્યા કે મારું કુળ અને ધંધો તો આ ભકતો જાણે છે. હું પોતે તો અજીત અસંગ છું—પણ અનંત જન્મથી આ ભકતોના

* ષડગુણ = ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વિજ્ઞાન.

સંગે રહું છું અમારી અને એમની ઘણી નજીકની ઓળખાણ છે તમારા ચરણના યોગનથી જે કહું છું તે સત્ય છે નામદેવનો મિત્ર છું જો તમને શંકા હોય તો આ સાથે આવેના વૈષ્ણવોને પૂછી જુઓ માટે મનમાં સંદેહ રાખ્યા વિના તમારે સૌએ ભોજન માટે આવવું પડશે મારું નિવાસ સ્થાન દેવળમાં જ છે નામ પૂછો તો અનંત છે જ્ઞાનસિધિથી પરવારીને સત્વર ભોજન માટે પધારજો આવી અમૃતવાણી સાંભળીને ભૂદેવોને મનમાં આનંદ થયો તેમણે કહ્યું કે અવશ્ય આવીશ તેથી રસોઈ તૈયાર કરાવશો આમંત્રણ આપી જગજીવન દેવળમાં પાછા આવ્યા અને રુક્મિણીને જે પ્રમાણે બન્યું હતું તે સર્વ વર્તમાન કહી સંભળાવ્યા પોતે કહે છે કે રુક્મિણી, વાત સાંભળ બ્રાહ્મણોને આમંત્રણ આપી આવ્યો, પણ તે કર્મઠ અભિમાનીઓએ મને ઓળખ્યો નહીં મારું સ્વરૂપ અને તેજ જોઈને તેમને લાગ્યું કે આ શુદ્ધ બ્રાહ્મણ છે તેમણે મારી ઉત્પત્તિ પૂછી. તે મેં સઘળું નહી સંભળાવ્યું મેં જાતે તેમની સાથે વાત કરી અને મારી સગાતે સંતો પણ હતા હું નામદેવનો જીવનગ મિત્ર છું અને સાચો પ્રેમગ્ર તેના અંતરમાં છે એમ કહ્યું ઘર પૂછતા દેવળમાં છે એમ કહ્યું અને નામ પૂછતા "અનંત" કહ્યું આવી સંકેતવાણી પણ તેઓ કોઈ સમજ્યા નહીં એમ કહી જગજીવન હાસ્યવદન થયા રુક્મિણી કહેવા લાગ્યાં સારંગધરા —

**સદા ભેદ વિપ્રોના અંતરે, વિદ્યાઅભિમાન અતિ ઉરે,**
**જગદુદ્ધારક તેને કેમ મળે, કહેવડાવે છે જાતિ કુળ પવિત્ર,**
**પણ પશ્ચાતાપ જેને ઉર નહી, થાય ચક્રપાણિનું દર્શન કેમ કરે.**

જેની આંખે કમળો છે તે ચંદ્રને પીળો જુએ છે જેમ શરીરમાં જ્વર છે, તેને અન્ન કડવું લાગે છે જેને કર્મપણાનું અભિમાન છે તેને ભક્તિ કે જ્ઞાન રૂચતા નથી સદ્‌ભાવ વિના તમારું દર્શન કોઈને થાય નહીં નિજ ભાગ્યે કરીને વૈકુંઠ જેવો વાસ અહીં પંઢરપુરમાં મળ્યો છે આજે નામદેવને માટે દેવ પોતે પૃથ્વી ઉપર આવ્યા છે એવું સ્પષ્ટ દેખાય છે વિશ્વજનનીએ એમ કહ્યું, તે સમયે નવાઈ પમાડે તેવો બનાવ બન્યો અષ્ટ સિદ્ધિ સાહિત્ય-સામગ્રી તૈયાર કરવા માટે દેવની ઇચ્છાથી ત્યાં આવી હાજર થઈ દેવળના મહાદ્વાર આગળ આવી સિદ્ધિઓએ સર્વ સામગ્રી તૈયાર કરી આપી તેમ કરતા ક્ષણવાર લાગી નહીં ચંદન, અગરબત્તી, ધૂપ કર્યો બ્રાહ્મણ ધર્મ પ્રમાણે પાણી છાંટી તુલસીપત્ર મૂકી સર્વ તૈયારી થયેલી જોઈ સર્વને નવાઈ લાગી આકાશમાંથી નવવિધ ધજાઓ ફરકાવી, સાથીઆ

પૂર્યા, ઘરો શણગારવામાં આવ્યાં. તે જોઈ લોકો કહેવા લાગ્યા કે કયા વિષ્ણુભકતે પુણ્ય કર્યું છે? નિર્ગુણને લોભાવે અને સર્વને વિસ્મય પમાડે તેવું લાગ્યું. ઘેર ઘેર રંગોળી પુરાવી અને મોતીએ ચોક પુરાવ્યા. આ દિવસે દિવાળીના જેવો ઉત્સવ જણાયો. પ્રેમાળ ભકતના પર્વે ઉદ્યાપન માટે નવાઈ પમાડે તેવો સમારંભ મંડાયો. મંગળકારી વાજિંત્રો વાગવા લાગ્યાં. આનંદના હર્ષનાદ સંભળાવા લાગ્યા. ભકતો આનંદથી જયજયકાર કરવા લાગ્યા. પછી વિપ્રોએ આવી નામદેવને મંગળ સ્નાન કરાવ્યું. વિધિસર મંત્રોચ્ચારથી પુણ્યાહવાચન શરૂ કર્યું. જેમ મેઘમાં વીજળી ચમકે તેમ સત્યભામા અને રૂક્મિણી અક્ષયપાત્ર લઈને આવ્યાં. સારંગધરે સ્વહસ્તે નામદેવને વસ્ત્ર આભૂષણ પ્રેમથી પહેરાવ્યાં. શહેરનાં નરનારીને આનંદ થયો અને કૌતક જોવા સૌ ત્યાં આવી પહોંચ્યાં. વિષ્ણુદાસો નામદેવનાં ઓવારણાં લેતા હતા. અનાથનાથ સર્વોત્તમ કરુણાસિંધુ પોતાના દાસનું કામ પોતે કરતા હતા. સઘળા લોકો એક મુખથી કહેવા લાગ્યા કે નામદેવ તારી ભકિતને ધન્ય છે! તને જે સુખની પ્રાપ્તિ થઈ છે તે ઈંદ્રને પણ થવી મુશ્કેલ છે. પછી સ્વયંપાકની તૈયારી થયેલી જાણીને બ્રાહ્મણોને બોલાવવા મોકલ્યા. દેવળના મહાદ્વારમાં વિપ્રો આવ્યા એટલે તેમને બેસવા માટે આસન આપ્યાં. વિપ્રોની પૂજા કરવા હૃષિકેશ જાતે બેઠા. તે સમયે જોવા માટે આકાશમાં દેવો જાતે આવ્યા અને એક બીજાને કહેવા લાગ્યા કે હૃષિકેશે આપણને ઠગ્યા છે. સઘળું સુખ તો વિષ્ણુભકતોને લૂંટી આપ્યું. આપણને ભલે અમૃત આપ્યું પણ અંતરનું પ્રેમામૃત તો ભકતોને જ આપે છે. જેમ પહેલાં સાલોક્ય મુકિત અને પછી સાયુજ્ય મુકિત મળે, જેમ ધારીધારીને કવિત્વ તપાસવા જતાં અંતરનો પ્રસાદ ગયો સમજવો, જેમ નિત્યકર્મ કરતાં નિમિત્ત જતું રહે છે, જેમ ઇચ્છાપૂર્વક સાધન કરતાં નિષ્કામ સાધન જાય છે, જેમ અન્ય તીર્થો જોતાં માતૃસેવા રહી જાય છે, જેમ ક્ષુદ્ર તત્ત્વોની સેવા કરતાં વિષ્ણુસેવા રહી જાય છે, જેમ આમંત્રણ આપેલા બ્રાહ્મણોને ભોજન કરાવતાં અતિથિ ભૂખ્યો રહી જાય છે, તેમ અમરપદ લેતાં ભકિત પ્રેમ રહી જાય છે. એ પ્રમાણે દેવો એકબીજા સાથે અંતરિક્ષમાં વાર્તાલાપ કરે છે. તે સમયે મહાદ્વાર આગળ સારંગધરે બ્રાહ્મણોને પૂજા કરવા માટે બેસાડયા હતા. તેઓને સુવર્ણજડિત પાટલા ઉપર બેસાડી પોતાના હાથે રૂક્મિણીપતિ ચરણ ધૂએ છે અને પિતાંબરથી જગજીવન ચરણ લૂછે છે. હૃદયમાં પ્રેમભાવથી બ્રાહ્મણોને પોતપોતાને સ્થાને બેસાડી પ્રેમથી તીર્થ લઈને વૈકુંઠપતિ સંતોષ પામે છે. અષ્ટગંધ લગાવી અને તુલસીમાળા સર્વ

વિપ્રોને કંઠે પહેરાવી, સ્વહસ્તે તેમના કપાળમાં કસ્તુરીનો લેપ કરી પૂજા કરી દશાંગ ધૂપ કરી, રત્નજ્યોતિથી ઉજ્જવળ દીપક પ્રગટાવી, પ્રેમથી ઓવારણાં લીધાં. બે હારમાં વિપ્રોને બેસાડી સુવર્ણપાત્રમાં રૂક્મિણી સતી ભોજન પીરસવા લાગ્યાં. ચાર પ્રકારનાં પકવાન અને જુદાં જુદાં દિવ્ય અન્ન પીરસ્યાં. પછી નામદેવને બોલાવી તેને હાથે સંકલ્પ મુકાવ્યો. ભક્તોએ જયજયકાર કર્યો. તેઓ કહેવા લાગ્યા કે રૂક્મિણીવર ભોજન કરો, એમ કહીને પ્રાણાહુતિ લીધી. જ્યાં ભર્તા, ભોક્તા અને કર્તા પોતે જાતે હૃષિકેશ થયા, ત્યાં કોઇ વાતની ન્યૂનતા કેવી રીતે રહે? જ્યાં સૂર્ય પ્રકાશે ત્યાં અંધકાર ક્યાંથી હોય? જ્યાં સરસ્વતીનું ગાયન સાંભળવાનું મળે ત્યાં નિદ્રા કેવી રીતે આવી શકે? જ્યાં સાગરનો વિવાહ થતો હોય ત્યાં જળની શી ખોટ હોય? જેમ ઉનાળો હોય પણ ચંદ્રને શીતળતા માટે વીંજણાની શું જરૂર હોય? જેમ પારસમણિના સ્પર્શથી લોઢાનું સુવર્ણ થયું હોય, તેને પુટ ચઢાવવાની શું જરૂર હોય? જેમ સ્વર્ગ કે ઇંદ્રપુરીમાં રહે એટલે અમરધામમાં રહે તેને વ્યાધિ ક્યાંથી થાય? જેમ જ્ઞાનેશ્વરી શુદ્ધ ગ્રંથ છે તેમાં સંશય (અશુદ્ધિ) આવે ક્યાંથી? તેવી રીતે નામદેવના વ્યવહારમાં ક્યાંય ન્યૂનતા દેખાતી નથી. રૂક્મિણીવર જાતે જ વારંવાર વિપ્રોને પૂછપરછ કરી જોઈતું કરતું પીરસાવતા હતા. તેમનાં મધુર વચન સાંભળી બ્રાહ્મણો સુખી થયા. દર કોળીએ અચ્યુતનું નામ લેતા હતા અને સુખેથી ભોજન કરતા હતા. એમ કરતાં સર્વ વિપ્રો આનંદથી ભોજન કરી રહ્યા. બ્રાહ્મણોને હસ્તપ્રક્ષાલન માટે જળ પણ જગજીવને પોતે આપ્યું. પછી સુખાસને બેસાડી ત્રયોદશ ચીજથી ભરેલાં પાનબીડાં આપ્યાં. એટલે જ્યાં મનગમતી ચીજ મળતાં આનંદ થાય, તેવું આ સ્થળે વિપ્રોને થયું. ભાગ્યવશાત્ વિષ્ણુએ સગુણ સ્વરૂપ ધારણ કર્યું અને નામદેવને મળવા આવ્યા, તેથી સર્વને આનંદ થયો. પછી બે હાથ જોડીને બ્રાહ્મણો પ્રત્યે સારંગધર વિનંતી કરી કહે છે કે મારી ઇચ્છા એવી છે કે તમારી સમક્ષ અમે ભોજન કરીએ. મારી અને નામદેવ વચ્ચે ઘણી પ્રીતિ છે, તેથી આ વિનંતી કરું છું. માટે થોડી ક્ષણ અમારા ઉપર કૃપા કરીને તમે બેસો. અમારું ભોજન થઇ રહ્યા પછી તરત જ દક્ષિણા આપીશ. તેનો સંતોષથી સ્વીકાર કરીને પોતપોતાને મંદિર જજો. શ્રીપતિ મનમાં વિચાર કરે છે કે જો પહેલાં દક્ષિણા આપું તો વિપ્રો બેસશે નહીં અને કહ્યા વિના જતા રહેશે. જેવી રીતે દાપું લીધા વિના લગ્નમાંથી સગાં જતાં નથી, જેમ યાચક દાન લીધા વિના સંતોષ પામતો નથી. એમ વિપ્રો પણ દક્ષિણા

લીધા વિના જશે નહીં. આવો મનમાં વિચાર કરીને શ્રીપતિ બ્રાહ્મણોને કહે છે કે નામદેવને લીધે તમારી સેવાનો લાભ મને મળ્યો છે. તમે વેદનું મૂળ છો અને બ્રહ્મા જેવા પૂજ્ય છો. માટે મારા ઉપર કૃપાદષ્ટિ કરી અમે જમીએ તેટલો સમય બેસો. એવી અમૃત વાણીથી વિપ્રોને સંતોષ સાથે આનંદ થયો. પછી વિપ્રો કહેવા લાગ્યા કે તમે ઘણો શ્રમ લીધો છે અને અમારો સત્કાર કરતાં કરતાં ઘણો સમય થઇ ગયો છે. તમે જ સર્વવ્યાપક થઇને આ પ્રસંગ સાચવ્યો છે. કોઇપણ ઠેકાણે કોઇ ન્યૂનતા જણાઇ નથી. આજે અ ારી નજરે નવાઇનો લાભ પ્રસંગ અનુભવ્યો. સ્વામીનો આદર નમ્રતાને મોટાપણું ઉત્તમ છે. પછી ચતુર્વેદી બ્રાહ્મણો ગદામંત્રનો ઉચ્ચાર કરવા લાગ્યા અને મંત્ર અક્ષત આપી આશીર્વાદ આપવા લાગ્યા. સર્વકાળ વિજયી થઇને અમારી સેવા કરજો અને કલ્પના અંત પર્યંત ચિરકાળ બ્રહ્માંડ ભુવનમાં તમારો વાસ થજો હષિકેશે પોતાના પિતાંબરમાં મંત્રેલા અક્ષત લઇને નામદેવના મસ્તક ઉપર નાંખ્યા અને કહ્યું કે આવો જ પ્રેમ તારા ચિતમાં સર્વકાળ રહેજો. વિપ્રોએ પછી કહ્યું કે હવે તમે વૈષ્ણવોની પંકિત કરી ભોજન કરાવો અને અમે સામે આરામથી બેસીએ છીએ. ત્યાં રૂક્મિણી સુવર્ણપાત્રમાં સર્વ પકવાન પીરસી આવ્યાં. પછી બીજાં સુવર્ણપાત્રોમાં રસોઈ લઈ સત્યભામા આવ્યાં. અપોષણ પીરસ્યું. તે સમયે નવાઈ જેવો બનાવ બન્યો. પોતાની પંકિતમાં સારંગધરે ઉદ્ધવ, અક્રૂર, નારદ, તુંબર વિગેરેને બોલાવી બેસાડયા. પછી મહાદ્વાર આગળ ઊભા રહેલા નામદેવને ત્યાંથી સત્વર બોલાવી લાવવા કહ્યું, તે તેખતે તેમને દેહભાન ન હતું. તે તો પ્રેમથી વિઠ્ઠલરૂપમાં લીન થયા હતા. તે જોઇ પંઢરીનાથ દોડીને તેમની પાસે ગયા. જેમ વાછરડાને જોઇને ગાય દોડે તેમ તેમને ભીંચકીને આલિંગન આપી સાવધ કર્યા અને સપ્રેમ ક્ષેમકુશળ કહ્યા. પછી હાથ પકડીને થાળી સામે ભોજન માટે બેસાડયા. નામદેવનું હૃદય ભરાઇ આવ્યું છે અને ડૂસકાં ખાય છે. તે વખતે જગજેઠી નામદેવના મોં ઉપર હાથ ફેરવી સ્વાનંદે તેના મુખમાં ગ્રાસ કરી જમાડે છે, પણ તે તો પરમ લક્ષથી તન્મય થઇ સ્વસ્વરૂપમાં દૃઢ થયા છે. પછી ગરૂડધ્વજ નામદેવને કહે છે કે જીવલગ મિત્ર, દ્વૈતપણું ત્યજીને વાત કર :—

**અંતરની વાત કહેતાં સ્પષ્ટ ન હોય અંતરપટ,**
**તેમ મારી સાથે એકતા, નિકટ તેવો તું નામિયા.**

જે તારુ છે તે મારુ જ છે અને મારુ છે તે તારુ જ છે નામદેવ જ્ઞાનથી સમજ કે આપણે બને એક જ છીએ મારા ઉપર જેનુ ધ્યાન છે તે મારા અંતરમાં જ છે હું જે અવ્યક્ત છું તે તારામા જ છે એમ જાણ આ તારો અદ્‌ભુત સ્નેહસમારંભ તારી નજરે જો હે પ્રેમાળ ભક્ત, જ્ઞાન દીપ તારી પાસે જ છે તને મળવાથી વૈષ્ણવભક્તો આનંદ હર્ષ પામ્યા છે તેઓની સાથે સુખેથી પારણા કરી અમૃતવચન બોલ આ નિવૃત્તિનાથ કેવળ પરમાનંદ મૂર્તિ છે અને સર્વ સુખસાધનરૂપ જ્ઞાનદેવને પણ તુ જો પેલી બાજુ સોપાનદેવ સર્વ લોકને તારનાર છે તેવા ભાગવતોનો તુ અમૃત વચનથી આદરસત્કાર કર આવા મધુર વચનથી નામદેવને આશ્વાસન આપ્યુ ત્યારે જગજીવનના પગ ઉપર નામદેવે પ્રેમથી મસ્તક મૂક્યુ તે કહેવા લાગ્યા કે જન્મોજન્મ મને આવુ જ પ્રેમદાન આપજો આવુ સાભળીને જગજીવન હસવા લાગ્યા એવા તે ભક્તવત્સલે નામદેવના મુખમા અન્નનો ગ્રાસ મૂક્યો એ પ્રમાણે દીનદયાળ દાસને સ્વહસ્તે ભોજન કરાવે છે જે હરિએ સનકાદિકને માથે હસ્ત મૂકી અભય કર્યા હતા, તે હસ્તથી વિકલ નામદેવને શાન્તિ આપે છે નામદેવને વનમાળી કહે છે કે જીવનમાથી સર્વ સંશય ત્યજી દે વિશ્રાંતિ માટે હુ તારી પાસે જ છુ સર્વકાળ હુ તારુ રક્ષણ કરીશ તીર્થયાત્રા કરતા રસ્તામા ઘણા કષ્ટ પડયા અને મારા વિયોગથી શરીર સુકાયુ છે, મોઢુ કરમાયુ છે, નેત્ર નિસ્તેજ થયા છે, ભૂખ તરસનુ ભાન રહ્યુ નથી, તુ જ્યારથી દૂર ગયો હતો ત્યારથી મારા નેત્રને પણ કંઈ જોવુ ગમતુ નહોતુ ધીરજ ન હોવાથી દશેદિશાએ નજર નાખી જોતો હતો અને વિચાર કરતો હતો કે મારો વિષ્ણુદાસ નામદેવ ક્યારે આવશે ? અંતરમા ઉતાવળ થાય ત્યારે ગરુડ તરફ તને જોવા નજર કરતો ત્યા ન દેખાઉ ત્યારે મહાદ્વાર તરફ જોતો અને ત્યા પણ ન હોય ત્યારે ભીમા નદીના કિનારા તરફ નજર કરતો કદી પદ્મતીર્થ તરફ પણ જોતો તારો વેણુનાદ સાભળવા પ્રયત્ન કરતો પણ ક્યાય તારો પત્તો ન લાગતા મને વાટ જોવાની ધીરજ ખૂટતી હતી રોજ ભોજન કરતા તારી યાદ આવતી કે હમણા નામદેવ દોડી આવીને મને આલિંગન આપશે, મનની વાત કહેશે કે મનની ઇચ્છા જણાવશે એવુ કહેતા કૃપાવંતે કરુણાસાગર ભરી દીધો જેમ માતા બાળકને જોઈ સંતોષે તેવી જ રીતે પંઢરીરાણાએ નામદેવ ઉપર પ્રેમરસ વરસાવ્યો તે બ્રહ્મરસનુ સેવન કરતા આનંદ થયો એવી રીતે ચક્રપાણિએ પોતાના ભક્તની હદ પૂરી કરી ભાન ઉપર લાવ્યા પછી તેમણે કીર્તન કરવા માડયુ તે ભાવિક ભક્તો સાભળજો નામદેવ જે

પાત્રમાં જમ્યા હતા તેમાંનું ઉચ્છિષ્ટ વનમાળી પ્રેમથી જમવા લાગ્યા. તે જોઇને વિપ્રમંડળી વિસ્મિત થઈ નીચું જોઈ રહી ! બ્રાહ્મણો આશ્ચર્ય પામી એકમેકને કહેવા લાગ્યા હવે શું વિચાર કરો છો ? આ નવીન બ્રાહ્મણે તો આપણો ધર્મ ડુબાવ્યો. એની સ્ત્રીએ અન્ન પીરસ્યું. તે જાતનો કોણ હશે ? તેને ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈસ્ય કે શુદ્ર કહેવાય નહિ. એની કળા સમજાય તેવી નથી. ચારે વર્ણ દૂર કરી એવી લીલા કરી કે તે જોઇને બધા જ ભ્રમમાં પડી ગયા. આ નામદેવનાં માતાપિતા છે. કાયા, વાચા મનસા તેને જ હેત કરે છે. મંત્ર અક્ષત લઇને પણ તેના મસ્તક ઉપર નાખ્યા. જમવા પહેલાંના સંકલ્પ વખતે પણ તેને જ આગળ કર્યો હતો. ઘણાં અરિષ્ટ નિર્માણ થાય છે. તે તેનાં જ ઘડેલાં છે માટે હવે કોઇ કોઇને પ્રતિવચન કહેશો નહીં.

આવતા અધ્યાયમાં સારંગધરે વિપ્રોને શું ઉત્તર આપ્યો તે સિદ્ધાંત જ્ઞાની ચતુર શ્રોતાઓ ચિત્ત દઇને સાંભળજો. જેમ હીરા એરણ ઉપર જાય ત્યારે જ હીરાકણી છૂટી પડે છે. તેમ અનુભવ જ્ઞાને સભાગી સંત જ તેની સંજ્ઞા જાણી શકે છે. ભૂખથી જ અન્નની મીઠાશ સમજાય છે, તેમ આર્ત મનુષ્યના કોડ દેવ પૂરા કરે છે. જો અંતઃકરણમાં પશ્ચાતાપ ન હોય તો હરિકથા મીઠી લાગે નહીં. આ તીર્થાવળીનો ટીકાસાર શ્રી રૂક્મિણીપતિ કહેવડાવે છે. મહીપતિ તેનો દાસ કિંકર પ્રેમથી તે વર્ણન લખે છે.

**સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રીજગન્નાથ પ્રસન્ન થાય છે. પ્રેમાળ ભાવિક ભકતોએ આ તેરમો રસાળ અધ્યાય સાંભળ્યો.**

= શુભં ભવતુ =

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૧૪ મો.

## ભાગવતના દશમ સ્કંધ જેવો પવિત્ર અધ્યાય. નામદેવની યાત્રા પૂર્ણ થઇ. તેનું ઉદ્યાપન વિઠ્ઠલે કર્યું. નિષ્કામ અનન્ય ભક્ત આધીન ભગવાન છે; તે આ કથામાં સમજાવ્યું છે.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

આજે અમને ઘણો આનંદ થાયછે કારણ કે નામદેવ તીર્થયાત્રા કરીને ઉદ્યાપન કરે છે. તેમની પંક્તિમાં ભોજન માટે વૈષ્ણવો તેડાવ્યા છે. સ્વાનંદ રૂપી કનકથાળમાં નવરસ અન્ન સુંદર રીતે પીરસ્યું છે. વૈષ્ણવ ભક્તો સાથે બેસીને તે અન્ન જમે છે. આ ભોજન જમ્યા પછી તે ચિરંજીવ થાય છે. આ પંક્તિમાં કોણ કોણ બેઠું છે? નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાનદેવ, ગોરા કુંભાર, સાંવતા માળી, નરહરિ સોનાર, ઉદ્ધવ, અક્રુર, નારદ, તુંબર અને બીજા અપાર વૈષ્ણવ ભક્તો હતા. સારંગધર તે સર્વને એક પંક્તિમાં બેસાડી સારવાર કરે છે. ત્યાં ભાવતો બ્રહ્મરસ પીરસી સઘળા સંતોને તૃપ્ત કરે છે. તેમનું ઉચ્છિષ્ટ કદાચ અમારા મુખમાં પડતાં તે મહાપ્રસાદ કેવો ચમત્કારિક છે એવું કૌતક લાગે. પોતાના ભક્તોની અમૃત્ય કથા વાંચતાં પોતાને પ્રેમ ઉત્પન્ન થાય છે. જેવું જમીનમાં બીજ રોપે તેવું ફળ ઉત્પન્ન થાય છે, તેમ સંતકૃપાથી સત્વર તેમનાં ચરિત્રની કથા મળી છે તે હવે શ્રોતાજનો સાંભળો :

આગળના અધ્યાયમાં નામદેવનું ઉચ્છિષ્ટ જગજીવને ઘણા પ્રેમથી પ્રાશન કર્યું; તે જોઇને બ્રાહ્મણોના મનમાં અચંબો થયો! તે કહેવા લાગ્યા કે આ અયોગ્ય કર્મ કરનારો નવીન બ્રાહ્મણ કોણ છે, તે કોઇથી કળી શકાય તેમ નથી. આના ઘરનું અન્ન જમવાથી આપણે જાણે સત્કર્મ ચૂક્યા હોય તેવું થયું છે. તેથી વિપ્રો મનમાં મૂંઝાઇ એકબીજા સાથે પ્રતિ

વચન બોલતા નથી પ્રવાસમા ભીખ માગી હોય, દુષ્કાળમા શુદ્રનુ અન્ન ખાધુ હોય, અજ્ઞાન દશામા જાર કર્મ કર્યું હોય તો કોઈને કહેવુ નહીં મિત્રે એકાતમા કઇ કહ્યુ હોય, કૃપણની નજરે ધન પડ્યુ હોય, સસારમા ધન વગેરેથી ખરાબ સ્થિતિ થઇ હોય તો કોઇને કહેવુ નહિ હજાર બ્રાહ્મણોને ભોજન અપાતુ હોય અને ઓચિંતુ કૂતરાને અન્નનો સ્પર્શ કરતા નજરે જોયુ હોય તો કોઇને કહેવુ નહીં આ સમયે એક વિપ્ર કહે છે કે આપણે બ્રાહ્મણ છીએ અને આપણે કઇ કર્મ કર્યું નથી, તો પછી સત્ય ટાળી ખરાબ કર્મ શા માટે કરવુ ? આપણે જાણતા ન હોઇએ તો પણ દોષ લાગે છે તેથી પ્રાયશ્ચિત કરવુ હોય તો માણસોમા નિંદાવુ એટલે ક્ષણમાત્રમા દોષ રહેશે નહી જો આપણો અવગુણ હોય તો પશ્ચાતાપ કરતા જગમા જાહેર કરવો પછી સમસ્ત લોક નિંદા કરશે એટલે આ યોગથી દોષ નાશ પામશે માટે સશય કર્યા વિના આપણા પાપનો નાશ કરવો આપણે હવે ગાયત્રી મત્ર જપીને શુદ્ધ થઇએ અજાણમા, અણસમજણથી થએલી ભૂલને લીધે દોષ લાગતો નથી આપણા ધર્મશાસ્ત્રને લીધે અમે સર્વ વિપ્રો શુદ્ધ છીએ એમ વિચાર કરી બ્રાહ્મણો મૌન રાખી ઘેર જવા લાગ્યા તે વખતે સારગધરે તેમને જતા અટકાવી પાછા બોલાવ્યા અને પૂછ્યુ કે તમે શકાશીલ કેમ થયા છો ? તમે મ્લાન મુખ કરીને કેમ ઝટપટ જતા રહો છો ? તમારા મનમા શુ શકા છે તે મને કૃપા કરીને કહો જે હોય તે કહેતા મનમા તનમાન શકા રાખવી નહી એમ કહીને જુગજીવને હીરા, માણેક, મોતી, રત્નો, સુવર્ણમહોરો વગેરે દક્ષિણામા તુળસીદળ મિશ્રિત કરીને આપ્યા પછી નામદેવને ઊચકીને સારગધરે બ્રાહ્મણોને ચરણે નમાવ્યો અને કહ્યુ કે આના ઉપર કૃપાદૃષ્ટિ રાખજો તમારા મનમા જે કઈ જરાપણ સશય હોય તો તે મને હમણા જ કહી સભળાવો મુરારિનુ આવુ વચન સાભળી બ્રાહ્મણોએ કહ્યુ કે નામદેવ દરજી છે એ વાત તો સત્ય છે તો પછી તમે બ્રાહ્મણ થઇને તેને પોતાની પક્તિમા સાથે લઇને કેમ જમવા બેઠા ? તમારો પોતાનો વ્યવહાર ત્યજીને નામદેવ સાથે અન્ન વહેવાર કેમ કર્યો ? વળી પાછુ તેનુ ઉચ્છિષ્ટ અન્ન તમે કેમ જમ્યા ? આ કર્મ કરતા તમે મનમા કઈ વિચાર કેમ ન કર્યો ? તમે મનમા કઈ ઇચ્છાથી તમારી પ્રીતિ નામદેવ સાથે જોડી છે ? તમારી કૃપાની આ અદ્ભુત રીત અમારાથી ખરેખર સમજાતી નથી અમારા અતરમા તમારા માટે વિચાર થાય છે કે તમે કોઇ મહરૂપી છો અને વિલક્ષણ લીલા કરો છો તમારી લીલા ક્ષણ ક્ષણમા બદલાય છે વર્ણાશ્રમ ધર્મની નજરે જોઈએ તો તમારા જેવા ઉત્તમ કોઈ

વિચાર આવ્યો નહીં કે દરજીનું અન્ન જમવાનો તમને અધિકાર છે કે નહીં. આટલા માટે જ હું તમને વારંવાર વિચાર કરવાનું કહું છું. નામદેવના પ્રસંગને લીધે મને આજે તમારી સેવા કરવાનું મળ્યું છે, પણ તમને નામદેવને ત્યાં પ્રસંગ છે તે કેમ યાદ આવ્યું નહીં? તમે પૂજા કરીને મંત્રેલા અક્ષત આપ્યા, તે મેં નામદેવના માથા ઉપર નાખ્યા હતા. તે નામદેવ મારા જેવાનો નિરાધારનો આધાર છે. તે નિષ્કામ છે છતાં સકામ લાગે છે. હું અકર્તા છું; છતાં તમારાથી કૃતાર્થ થયો છું. મારાં વચનોનો અર્થ સમજીને હજુ મને ઓળખો. તમે નિઃસંદેહ થઇને દરજીનું ભોજન જમ્યા પછી બાકી રહ્યું તે અમે સ્વીકાર્યું. એનું પ્રાયશ્ચિત શાસ્ત્રવિધિ પ્રમાણે કેમ થાય એ વિગતસર મને કહો. મારો તો એજ નિશ્ચય છે કે નામદેવ (હરિનો દાસ) ના પગથી ઉડેલી ધૂળના રજકણથી અને તમારા ચરણતીર્થ સેવીને હંમેશ માટે પવિત્ર થાઉં. આ સિવાયનાં જે કંઇ સાધન હોય જેવાં કે વ્રત, તપ, દાન, તે મારે માટે નકામાં લાગે છે, એમ જગજીવન કહેવા લાગ્યા. ભકત હોય કે જ્ઞાની હોય તેને નિર્વાણ સમયે પણ વિસરું નહીં. જેમ નાના બાળકને તેની મા વિસરતી નથી, જેમ કંજુસ ધનને વિસરતો નથી, જેમ હરણી તેનાં બચ્ચાંને વિસરતી નથી, જેમ લાંબ પક્ષી ઇંડાંને વિસરતું નથી, જેમ માછલી રાતદિવસ જળ વિના રહેતી નથી, તેમ મારા ભકતો મારા ચિત્તમાંથી રાત્રીદિવસ વિસરાતા નથી, એ વાત નિશ્ચિત છે:

પછી જુગજીવન કહે છે કે:—

**"જે ભકત મારા અંતરંગી, તત્ત્વ લઈ ભાગ્યશાળી બને,**
**તે ભકિત અને વૈરાગ્યથી, પ્રેમરસનું અખંડ સેવન કરે,**
**તેમને મન સંતસંગ છે, અખંડ અમૃત સંજીવની જેવો,**
**વજ્ર કવચ જેવા પ્રેમે રંગીને, અખંડ નિર્ભય થઈ રાચે.**
**ધર્મ, અર્થ, કામ, મોક્ષ જાણ, ભકતની દૃષ્ટિએ કદી નવ ચડે,**
**ચારી મુકિત ભકતને મન, તુચ્છ સર્વદા લાગતી,**
**ગાય મારું નામ અતિ આનંદે, આજ તેનો અનહદ નાદ છે,**
**નિજ લક્ષને અનુલક્ષીને, અંતર દીપ દર્શન તે કરે."**

મારા ભકતને ઇંદ્રપદનું સુખ નાશવંત લાગે છે. જેમ વાદળાંની છાયાને જાની શાશ્વત માનતો નથી, જેમ રાજમહેલ જોઈને પથિક ત્યાં

આશરો લેતો નથી, જેમ મૃગજળમાં પૂર જોઈને જ્ઞાની તેને મિથ્યા ગણે છે, તેમ અમરપદની આશા મારા ભક્તો કરતા નથી આજ કારણથી મારો અખંડવાસ તેમના હૃદયમા જ હોય છે, એવો ભક્ત ગોધતાં મને એક નામદેવ દેખાયો, જેના અંતરમાં મારા પ્રેમસિવાય બીજી કોઈ વસ્તુ નથી તેથીજ મે તેનુ ઉચ્છિષ્ટ પ્રેમ ભાવે મેળવ્યું. આ પ્રેમ આગળ બ્રહ્મરસની ઉપમા ઓછી લાગે છે વળી પઢરપુર તો મુક્તિક્ષેત્ર છે. સઘળા તીર્થોનો ભંડાર છે જો ઉપમા આપીએ તો પૃથ્વી ઉપર પઢરપુર જેવુ તીર્થક્ષેત્ર એક પણ નથી જીવનમુક્ત અને જ્ઞાની, ભક્તોમા અગ્રણી એવા પુંડલીક મુનિ અહીં જ બેઠા હતા આ ભીમા નદી જે જમણી બાજુએ વહે છે તે અમૃત સજીવની છે અથવા તે સ્વાનદ રૂપનો આનદ, એજ પાણી, લઈને વહે છે વળી ચદ્રભાગા નદીને તો દૂરથી પણ જુએ તેને ફરીથી ગર્ભવાસ કરવો પડે નહીં આ નદીને જોઈને સ્વર્ગની મદાકિની નદીને પણ લાજ આવી અને પૃથ્વી ઉપર ગગા નદી છે તે ભય પામી સમુદ્રમા મળી ગઈ, ત્યારે ભોગાવતી પાતાળમા પેસી ગઈ આવા પવિત્ર ક્ષેત્રમા મારો દાસ (નામદેવ) વસ્તીમાં રહીને રાત્રીદિવસ પ્રેમથી અને ઉલ્લાસથી અખંડ નામસ્મરણ કરે છે. હર્ષથી અને નિર્ભયનાથી નામદેવ હરિકીર્તન કરતો નાચે છે આ સુખ જોવા જતા ત્રિભુવનમાં બીજે કયાય જોવામા આવશે નહી. એથી બ્રાહ્મણોને પુરુષોત્તમ કહે છે :

સકામ અથવા નિષ્કામ ભક્તિથી,
જે જન વદે શ્રીહરિનું નામ:
વિરલા એવા કોક જન છે,
તેને પરમ સખા આપ્ત હરિ ગણે

મને મારા ભક્તો જીવથી પણ વધારે વહાલા છે તેઓને હુ દૂર કરી શકતો નથી તે મારા કુળ દેવતા છે તેમને હું પૂજું છુ. હુ સચ્ચિદાનદ વનમાળી છું અને હરિદાસના કુળમાં લુબ્ધ થયો છુ એવુ જગમા મારું બિરદ પ્રસિદ્ધ છે હું મારા ભક્તોના મેળામાં જ રહું છું. મને મારા ભક્તોનુ ઘેનું લાગ્યું છે તેમના મુખમાંથી જે ઉચ્છિષ્ટ પડે છે તે તેમના સામો ઊભો રહીને હું પ્રેમથી તે ઉચ્છિષ્ટ મારા મુખમાં મૂકું છું તે મને ઘણુ જ સારૂં અને સ્વાદિષ્ટ લાગે છે. એ ઉચ્છિષ્ટના સેવનમા મોટુ મહત્વ છે. એથી મારું શરીર અખંડ રહે છે મારું ઉજ્જવળ બાળક જેવુ

તેજ અખંડ યશ અને સંપત્તિ સદા પુષ્ટતુષ્ટ રહે છે. તે મારા ભક્તોના ઉચ્છિષ્ટને લીધે છે. જ્યારે સંતસાધુ મને મળે છે તે દિવસ મારે માટે દશેરા, દિવાળીના પર્વ જેવો છે. જેમ ચંદ્રદર્શન થતાં, ચકોર પક્ષી પ્રેમાનંદથી ઉલ્લાસ પામે છે, તેમ મારો આનંદ પણ સંતદર્શનથી ઉલ્લાસ પામે છે. તેથી જ ઘણી આર્તતાથી નામદેવ સાથે હું જમ્યો હતો. તે સિવાય બીજો અન્ય કોઇ વિચાર પણ ન હતો આવું રૂક્મિણીપતિનું બોલવું સાંભળીને બ્રાહ્મણો પ્રત્યુત્તર આપે છે કે તું ગુણનો સાગર છે, તે હવે અમને સમજાયું, પણ વેદમાં જે જે ધર્મવચન કહ્યાં છે તે પ્રમાણે કર્મ કરવાં જાઈએ. જેનો જેવો વર્ણાશ્રમ તેજ તેણે આચરવો જોઇએ. પ્રથમ આચાર જાણવો એ બ્રાહ્મણોનો સ્વધર્મ છે. શૌચ, નિત્યનિયમ, સત્યવચન બોલવું, તપ, શમ, દમ, ભૂતદયા, સ્વસ્વરૂપનું ધ્યાન, સ્નાન, સંધ્યા, દેવતાને અર્ચન અખંડ હોય તે બ્રાહ્મણધર્મ છે. અગ્નિહોત્ર, હોમ, દાન, અને અધ્યયન સંતુષ્ટ મનથી કરવું એ પણ બ્રાહ્મણધર્મ છે. વૈશ્વદેવ, અતિથિપૂજા, નૈવેદ્ય, અને બ્રહ્મયજ્ઞ કરીને મનથી શ્રીહરિને સંતોષવા અને પછી ભોજન કરવું. ત્રીજા પહોરે પુરાણ શ્રવણ કરવું અને મનને સંતોષવું. મનમાં સ્વાનંદ લાવીને વેદવચનમાં વિશ્વાસ રાખવો. તમે તો સર્વજ્ઞાનસંપન્ન અને ગુણવાન છો. તમારું હિત તમારા મનથી જ વિચારો. જો માણસો પોતાનો ધર્મ ત્યજી દેશે તો તે કેવી રીતે ભવસાગર તરશે? જળચર જળ ત્યજે તો તેમને જીવવાનો બીજો કયો ઉપાય છે? બાળક સ્તનપાન કરે નહીં તો તે શી રીતે જીવી શકે? પક્ષીઓ આકાશ ત્યજે તો પછી કયાં ગમન કરે? કમળને સૂર્યકિરણ ન મળે તો તે વિકસે કેવી રીતે? જો ભ્રમર સુવાસ લેવાનું ત્યજે તો તે કેવી રીતે સુખી થાય? સાકર ત્યજીને માખીને સુખ કયાથી મળશે? તેવી રીતે બ્રાહ્મણો સ્વકર્મ ત્યજે તો આગળ આપત્તિ આવે. માટે અભિમાન ત્યજીને તમે પશ્ચાતાપથી શુદ્ધિ કરો કે જેથી બન્ને લોકમાં કીર્તિ વધે. ચંદ્રભાગામાં જઇને મંત્રવિધિ યુક્ત સ્નાન કરો. બ્રાહ્મણોને સુવર્ણમુદ્રાનું દાન કરો અને પુણ્ય ગ્રંથનું વાંચન કરાવો. હે ચતુર વિચક્ષણ પુરુષ, તમે આ તીર્થક્ષેત્રની પ્રદક્ષિણા કરો. તેથી તમારૂં સઘળું કુળ પવિત્ર થશે. તમે નામદેવનું ઉચ્છિષ્ટ ગ્રહણ કર્યું છે તે દોષ તમારો દૂર થશે. આ પ્રમાણે બ્રાહ્મણોનું કહેવું સાંભળી જગદાત્માએ જવાબ દીધો કે ભલે, તમે કહ્યું તેમ હું કરીશ. તમારી આજ્ઞાનું પાલન કરીશ, પણ એક તમારી પાસે મારે માગવું છે કે કાયા, વાચા અને મનથી તમારે મારા નામદેવની સંભાળ રાખવી પડશે. એના જેવો પ્રેમાળ

ભક્ત શોધતાં મળશે નહીં. તમે સદાચારી વેદાંત બોલનારા છો. તમારી વાચા એ જ તીર્થરૂપ નદી છે. સત્યવચન એ નદીમાંનું જળ છે. તેમાં મેં સુસ્નાન કર્યું. હું આદિ અચ્યુત અધોક્ષજ છું. પણ મને તમારો વિશ્વાસ છે. તમે મારા પરમપૂજ્ય પરમદૈવત છો. તમે મને સ્નાન કરવાનું કહો છો તો સ્નાનનાં ચાર લક્ષણ છે તે તમને યથાયુક્ત કહું છું.

પુરાણ અને હરિકીર્તન, સપ્રેમ કરે શ્રવણ મનન,
સર્વોત્તમ સ્નાન ગણાય તે.

અનુભવ અને નિદિધ્યાસન, પછી આત્મસાક્ષાત્કાર. આથી ઉત્તમ કોઇ સ્નાન આ જગતમાં દીઠું નથી. બીજું સ્નાન જેને કહેવાય તે અંતરબાહ્ય શુચિર્ભૂત જાણ. એ સાધન દૈવયોગે સાધી શકાય છે. તેને બીજા કોઇ સાધનની જરૂર નથી. સમસ્ત ઇંદ્રિયો સ્વાધીન કરી, કરે જે વાસના ત્યાગ. આ ત્રીજું સ્નાન જે કરે તેને બીજા કોઇ અનુષ્ઠાનની જરૂર પડતી નથી.

સર્વ પ્રાણી માત્ર ઉપર કરુણા રાખવી એ ચોથું સર્વશ્રેષ્ઠ સ્નાન છે. તેને હજારમાંથી કોઇ વિરલો જ સાધી શકે છે. પાંચમું સ્નાન પૂછો તો પાણીથી સ્નાન કરો છો તે. એ લૌકિક સ્નાન છે એમ જાણજો કારણ કે કામ, ક્રોધ, લોભ, ભેદભાવ, મોહ, દંભ, જે આ દેહમાં મૂળથી વસે છે તે જળસ્નાનથી જતા નથી. તેને વિવેક, વૈરાગ્ય બુદ્ધિરૂપી સ્નાનથી શુદ્ધ કરવા – દૂર કરવા "સંતસંગે ચિત્તશુદ્ધિ સાધક જને કરવી" એવું અનંત જન્મથી નક્કી ઠરેલું છે.

આને જ પ્રાયશ્ચિત કહે છે કે જેના મુખમાંથી નિત્યનિયમ પ્રમાણે રામ કૃષ્ણ ગોવિંદ સ્મરણ થાય છે, પણ જેની જેવી ભાવના તેવું તેમને સમજાશે. મારા મનથી નામદેવ દોષ વિનાનો દેખાય છે. એવું કહીને દેવરાયા બ્રાહ્મણોની પ્રાર્થના કરે છે. તે કહે છે કે હવે તમારી સઘળી વાસના અને સંદેહ હું દૂર કરીશ. ચાલો હવે જલદી જલદી તમે તથા અમે સર્વ વૈષ્ણવ-ભક્તો ચંદ્રભાગાના કિનારે જઈએ, પછી તમે જે રીતે પ્રાયશ્ચિત કરાવશો તે પ્રમાણે કરીશું. લીલા નાટકી રુક્મિણીરમણ જે પોતાના ભક્તોનું પ્રિય આભૂષણરૂપ છે, તે પોતાની લીલા બતાવી ખેલ ખેલી રહ્યા છે. તે પોતાના દાસને કૌતક બતાવે છે. પછી વનમાળીએ નામદેવનો હાથ પકડીને પોતાના

અને આનંદથી જયઘોષ કરવા લાગ્યા પછી સત્યભામા, રાધા, રૂક્મિણી વિવિધ જાતના પકવાન પીરસવા લાગ્યા ભક્તમંડળમા બેગી ચક્રપાણિ પ્રીતિ ભોજન કરવા લાગ્યા જેમ તારાઓમા ચંદ્ર શોભે તેમ વૈષ્ણવમેળામા આનંદથી રૂક્મિણીપતિ બેઠા સર્વના મુખમા જગજીવન પ્રેમથી ગ્રાસ મૂકતા હતા અને ઉચ્છિષ્ટ પિતાંબરમા બેગું કરતા હતા પ્રેમે ભોજન કરાવીને ભક્તોને પાનબીડા આપ્યા પછી પોતાના પલંગ ઉપર સુખશૈયામા રૂક્મણી પતિ પોઢ્યા દેવની આજ્ઞા માગીને વૈષ્ણવો પોતાને સ્થાને ગયા. ત્યાં જઈ પોતાના મનમા પ્રેમથી ભજન કરવા લાગ્યા

આ સમયે નારદજી બ્રહ્મવીણા લઈને સુસ્વરથી ગાયન કરતા કરતા આવ્યા તે મધુરોત્તરી રસાળ ગાયન હતુ જે પોતે નિર્મળ છે અને જેનું નામ પવિત્ર છે તેવા નારદજી ઉલ્લાસથી પ્રેમળ ભક્તની પેઠે ગાતા ગાતા પાંડુરંગ પાસે આવીને નમન કર્યું જે વૈરાગ્ય સ્વરૂપ જ છે, જે પ્રેમસુખની કળા જાણે છે તે નારદજીને અકસ્માત રૂક્મિણીપતિએ જોયા-તેમને જોઇને રૂક્મિણીકાંતે ક્ષેમાલિંગન આપ્યુ શ્રીપતિ પછી બ્રહ્માના પુત્રને કહે છે કે તારુ મારા વિષેનુ ગાયન મને અનુપમ લાગે છે આવા વચન સાંભળીને નારદજી આહ્લાદિત થઈ નામસ્મરણ ગાન કરવા લાગ્યા :

જય જય પુંડલીક વરદાયી અનાથનાથા,
ભીમાતીર વાસીયા રૂક્મિણીકાંતા.
કરૂણાસાગરા સ્વાનંદભરીતા રક્ષીસી ભકતાં નિજાંગે,
જય કમલ લોચના શ્રીરંગા, ભકતભૂષણા, અક્ષયઅભંગા
વિશ્વોદ્ધારકા, પાંડુરંગા, અસંગ સંગા નિર્વિકારા,
જય ક્ષીરસાગર વિલાસિયા, વિશ્વજનકા વૈકુંઠરાયા.
નિજ ભકતાંચી વારીસી માયા, નામ માત્રે કરૂનીયાં—જય.
જય જય કરૂણાસાગરા, જગજેઠી ઊભા રાહીલાહી ભીમાતટી.
ભાવિક ભકત યેતાં ભેટી, કૃપાદષ્ટિ પાવીસી ત્યાં,

એ પ્રમાણે સ્તવન કરીને નારદે રૂક્મિણીરમણના ત્યા ઓવારણા લીધા કીર્તન પૂરુ કરીને જગજીવનને નારદે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા દેવે ચંપા તુળસીની મિશ્ર માળા નારદજીના કંઠે પહેરાવી પછી શ્રીપતિનુ પૂજન કરીને નારદજી ત્યાથી ચાલતા થયા

આ બાજુ રાધાજી રૂક્મિણીને મંદિર આવી મનની વાત પૂછે છે કે મારા મનમાં નવાઇ લાગે છે કે આજે દેવને આ નકામો દોષ શા માટે લાગ્યો છે. વળી ભક્તમિત્રો આવ્યા હતા તે સમયે જ કેમ પ્રાયશ્ચિત કરી દેહ શુદ્ધિ કરી? આ શંકા મારા ચિન્તમાં ઉદ્ભવી છે, તેથી તમને તેના નિવારણ માટે પૂછવા આવી છું. જેને કર્મ કે અકર્મ બંધનકર્તા નથી, જે નિર્ગુણ મૂર્તિ છે તેને વળી પ્રાયશ્ચિત કેવું? જેમ સૂર્યને અંધારે ઢાંકયો, કે ગંગા કૂવામાં સમાઇ કે વહેળામાં સરિતા ડૂબી એવું વિપરીત કેમ થાય? જેમ ચંદ્રમાને ઉકળાટ થાય કે પાંજરામાં પવન પુરાય કે કદી સાગરને જોઇ અગત્સ્ય મુનિ કંપે કે નક્ષત્રના અજવાળામાં સૂર્ય ઢંકાઇ જાય, કદી સુધારસ પીનાર મૃત્યુ પામે, કદી આકાશ ઘડામાં સમાઇ જાય, કદી પર્વતથી વજ્ર કંપે, તેમ કયા કર્મબંધને હૃષિકેશને વિપરીત દશા ભોગવવી પડી છે? જેમ અગ્નિમાં તપાવેલાં બીજ રોપે તો તે ઊગવાને શક્તિમાન નથી, તેમ આપણા પ્રાણનાથ ભક્તોના કર્મબંધનમાં ગુંચાઇ ગયા છે અને ત્યાંથી તે છૂટવાના નથી. તેથી હે રૂક્મિણીબાઇ, તમે સર્વનાં વડીલ છો અને સર્વ જાણનારાં છો તો કહો કે ઘનનીલને કોણે બંધનમાં નાખ્યા છે? હું અજ્ઞાની હોઈ તે જાણવા માગું છું. રૂક્મિણી કહે છે કે હે શ્રેષ્ટ (રાધા), નામદેવને માટે ગરૂડધ્વજે મોટાનાનાની લાજ મૂકીને તેનું કર્મ પોતે અંગીકાર કર્યું છે. હે સુજાણી (રાધા), તું જાણજે કે અનાથનાથ ચક્રપાણિ ભક્તોના ભાવને લીધે આપણને ભૂલી ગયા છે. તે ભક્તો સિવાય એકલા કદી પણ રહેશે નહી, તેથી જ સચ્ચિદાનંદ અહીં આજે ઊભા છે. તે નામદેવના પ્રેમને લીધે તો તેનાં શુભ અને અશુભ કર્મ આનંદથી પોતે સ્વીકારે છે. જગતમાં પ્રસિદ્ધ અનુભવ છે કે ભક્તો માટે, માણસો જે કોઈ પણ કંઈ ન કરી શકે, તેવાં કામ પ્રેમથી કરે છે. જેમ આંધળાં પાંગળાં, અનર્ગળ (જેનાથી કંઇ થાય નહી) મુગાં, બોબડાં બાળક હોય; તોપણ તેની માતાને તો તે અવાજ તત્કાળ સંભળાય છે અને પ્રેમથી તેઓને લાડકોડથી રમાડે છે. પછી બીજાનાં બાળકો સુંદર હોય; તો પણ પોતાનાં બાળક જેવાં તેને ગમતાં નથી. બાળકોની કોઇ પણ ખોડ તેને મનમાં આવતી નથી. કોઇની નજર ન લાગે તે માટે ઈંટીપીટી કરે છે અને તેને ચુંબન કરે છે. તેવી જ પ્રીતિ મનમાં લાવીને ચક્રપાણિ પોતાના ભક્તોની સંભાળ રાખે છે. ભક્તોની જાતિ, કુળ વગેરેની તપાસ કર્યા વિના તેમને જીવથી અધિક પ્રિય ગણે છે. આગલા અનંત જન્મોના કાયા, વાચા અને મનથી દેવ ઋણાનુબંધી થાય છે અને તેમના ભક્તોના ઉપર સાચી

પ્રીતિ છે, તે સ્વપાતે પણ તુરંગે નહીં કેશવે નામદેવ સાથે ઉત્તમ પ્રીતિ
પ્રીતિ છે, તે સ્વપાતે પણ તુરંગે નહીં કેશવે નામદેવ સાથે ઉત્તમ પ્રીતિ
બાંધી છે આવા રૂક્મિણીના વચન સાંભળી રાધાના મનનુ સમાધાન થયુ.
તે મૌન રાખી રૂક્મિણીને નમન કરી પોતાને મંદિર ગઈ.

આ તરફ નારદમુનિ સત્યભામાને મંદિર ગયા ત્યા તેમનુ સન્માન
કરી સુખાસન ઉપર બેસાડી, સત્યભામા તેમને કહે છે કે અમને નવાઈ
લાગે છે કે વૈકુંઠરાજા પોતાની મોટાઇ ત્યજીને નામદેવના કીર્તનરંગમા નાચે
છે તેમણે તે નામદેવના કેટલાયે આગલા જન્મનુ ઋણ માથે લીધુ હશે
કે તેના કોડ ધનતીન તરેહ તરેહ રીતે પૂર્ણ કરે છે? અરે! તેમનો પુંડલીક
ઉપરનો તો પ્રેમ જુઓ કે શ્રીરંગને અઠ્ઠાવીસ યુગથી ઇંટ ઉપર ઊભા રાખ્યા
છે તેમને થાક પણ લાગતો નથી પુંડલીક જગઉદ્ધારકને ઊભા
રાખીને ગયો તે પાછુ જોવા પણ આવ્યો નથી તે નિષ્ઠુર એક વચન
પણ બોલવા ફરી આવ્યો નથી અને વિશ્વોદ્ધારકને કષ્ટ આપે છે એમ
કરવા છતા પણ સારંગધર ઇંટ ઉપર ઊભા જ રહ્યા છે તેઓ અંતરમા
વિચાર ન કરતા બળિરાજાને દ્વારે ગયા પોતાના અંતરના પ્રેમથી પાંડવોનુ
પણ જુદી જુદી રીતે રક્ષણ કર્યું એવા એ મુરારિ મનમા લાજ રાખ્યા
સિવાય ભક્તોના કાર્ય કરે છે આ માધવ પોતે એકલા જ છે, તોપણ
પોતાની જાતને નાની મોટી કરીને પણ ભક્તનુ કાર્ય કરે છે કેશવ પોતાના
ભક્તોના કાર્યને માટે પોતાની કાયાને કષ્ટ આપે છે એવા આ જમાનામા
એમના કેટલાયે ભક્તો હશે, તેમના કેટલાક નામ હુ તમોને કહુ છુ,
પરતુ મનમા એવી ચિંતા થાય છે કે તે ભક્તો અમારા સ્વામીને
થકવી નાખશે એવુ સત્યભામાનુ કહેવુ સાંભળીને નારદજી કહે છે કે હે
માતાજી, હુ હવે તમને જે કહુ છુ તે સત્ય માનજો પ્રભુ પોતે નિરાકાર
છે જગજીવન અવતાર એટલા માટે લે છે કે ભક્તોનુ નાના પ્રકારે રક્ષણ
કરવુ આ સાકારરૂપ પણ તેમને લીધે જ છે ચરાચરને આધાર
આપવા માટે પૃથ્વીએ અવતાર લીધો જન-જનાવરને પ્રકાશ આપવા
સૂર્યદેવે અવતાર લીધો દહન અને પચન માટે જઠરાગ્નિ પ્રગટ થયો
ગાયોની ક્ષુધાશાંતિ માટે તૃણચારો ઉત્પન્ન થયો પક્ષીઓને ફરવા માટે
આકાશ સર્જ્યુ સર્વની વિશ્રાંતિ માટે હૃષિકેશે રાત્રીનુ નિર્માણ કર્યું
સુંદર શરીરની શોભા માટે અમૂલ્ય રત્નો બનાવ્યા જેનુ અલ્પ આયુષ્ય
હોય તેને બચાવવા સુધારસ ઉત્પન્ન કર્યો તેમજ નિજ ભક્તોના કામ કરવા
માટે અધોક્ષજે સગુણરૂપ ધારણ કર્યું પોતે મોટાઈની લાજ ત્યજીને વીના

બતાવે છે આ ધનનીલ અનાથનાથ, ભકતવત્સલ, કૃપાસિંધુ પોતાનું બિરદ પૂરું કરે છે તે તમે જાણજો હરિકેશી અબરિષનું ગર્ભવાસમા રક્ષણ કરીને જ્ઞાન આપ્યું વળી બલિ રાજાના દ્વારે મનમા લજ્જા ન લાવતા ઊભા રહ્યા કાયા, વાચા, અને મનથી સેવક થઇને પાંડવોની તમારા કૃપાળુ પતિએ સભાળ રાખી નંદ રાજાના પુત્ર થઈને ગોકુળમા ગાયોનું રક્ષણ કર્યું અને ગોવાળોનું ઉચ્છિષ્ટ પ્રેમથી આરોગ્યું જ્યારે ભક્તો ઉપર કોટીકનું વિઘ્ન આવ્યું હોય, ત્યારે પોતે જાતે દોડી જઇને તેઓના બંધન તોડી તેમની કીર્તિ ફેલાવે છે અમે સર્વ ભકતો તેમનાજ અંશ છીએ, પણ આજે સાક્ષાત્ સગુણરૂપ નામદેવને માટે ધારણ કર્યું છે આ પ્રમાણે સત્યભામાના મનનું સમાધાન કરીને નારદજી ત્યાથી સત્વર નીકળી ગયા

હવે રૂક્મિણીએ પલંગ પાસે આવીને ચક્રપાણિને પ્રણામ કર્યા અને તેમના ચરણમા મસ્તક નમાવી પૂછ્યું કે હે પંઢરીનાથ, તમારા મનને સૌથી વધારે કોણ ગમે છે તે મને કહો ભક્તવત્સલ વૈકુંઠનાથ મારા મનની આ શંકાનું સમાધાન કરો જે યોગીઓ અષ્ટાંગ યોગ ધારણ કરે છે તેઓના હૃદયમા તમે નથી યોગીઓ સમાધિમા બેસે છે, ત્યા પણ તમારું ચિત્ત ચોટતું નથી મને નક્કી લાગે છે કે વૈકુંઠમા પણ તમને પ્રેમ નથી તમને સુખ, ભોગ, વિલાસ પણ રુચતા નથી અને અખંડ ઉદાસીન રહો છો, તે શા કારણથી તે કહો સાયુજ્ય મુકિત આપીને યોગીઓને નિર્ગુણમા ડુબાવી દીધા છે તે સિવાય તમારા મિત્ર કોણ છે તે મને સમજાતું નથી પોતાના પુત્ર બ્રહ્મા ચતુરાઇથી તમારું સ્તવન કરે છે, ચાર વેદ ગાય છે અને અઢાર પુરાણ વાંચે છે, પણ તેનાથીયે તમારી ગતિ સમજાતી નથી તેથી તે "નેતિ નેતિ' એમ કહે છે ઉપમા ન આપી શકાય તેવા છ શાસ્ત્રો તમારું વર્ણન કરે છે ત્યા પણ તમને કોઇ કળી શકતું નથી. એ પ્રમાણે શ્રી રૂક્મિણીનું કહેવું સાભળીને હરિકેશ કહે છે કે મને ગમતી વાત તું પૂછે છે અને તુ પોતાને સુજાણ કહેવડાવે છે, તો મારી વાત કાયા, વાચા, મનથી જે છે તે તને સભળાવું છું નામદેવ ઉપર મારી પ્રીતિ હમેશ વધે છે મારા હૃદયનો અંત આજે તને કહું છું જે કોઈ ભાવિક ભક્ત છે તે મને ગમે છે હું નિરાકાર નિર્ગુણ નામ રૂપમા આવ્યો છું પોતાના ભક્તોના કાર્ય કરવા માટે સગુણરૂપ ધારણ કરું

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ

છું. મારા ભક્તો મને જીવથી પણ વધારે વહાલા છે. ભક્ત જ્ઞાનીજનોનો વિસામો છે, ભક્ત મારા સુખનું સ્થાન છે, તે તું નક્કી જાણજે. મારી મોટાઈ–મારા ભાગ્યનું આભૂષણ, ભક્તો છે. ભક્ત મારા ગુણનિધાન છે અને હું ભક્તને સર્વદા આધીન છું. ભક્તો એ જ મારી યશ–કીર્તિ છે. ભક્તો એ જ મારી સુખમૂર્તિ છે. ભક્તોને મળતાં મારા મનની સર્વ ઈચ્છાઓ પૂર્ણ થાય છે.

"મને અને ભક્તોને કલ્પને અંતે પણ જુદા ગણીશ નહીં"

મારા ભજનનું સુખ ભક્ત એકલો જ જાણે છે. હું ભક્તોનું નામ લઉં છું. હું મારી નજરે જ ભક્તસુખ વારે ઘડીએ પ્રેમથી જોઉં છું. ભક્તો મારા ચરણનું ચિંતન કરે છે. તેઓ મારા જ ગુણ ગાય છે. નિષ્કામ વૃત્તિથી તેજ મારું ભજન કરે છે. મારા ભક્તો ધર્મ, અર્થ, કામ અને મુક્તિને હાથે અડકતા નથી. તેમજ મારા ઉપર તેમના સંસારનો ભાર નાખતા નથી. હું જ ભક્તોના અંતરમાં છું, ભક્તો મારા આધાર છે. સર્વ બાજુએ જોતાં ભક્તો મારાથી વધુ ઉદાર છે. તેથી જ નામદેવનો આર્તજીવ બાળીને હું બીજે કંઈ જતો નથી. મને આ ગમતી વસ્તુ છે તે તને કહી. તે સિવાય બીજું કંઈ મને ગમતું નથી. એમ રૂક્મિણીવર કહેતા હતા, તે સમયે સૂર્યોદય થયો હતો. આગળ જે બન્યું તે ચતુર ભક્તો તમારા પારસમણિ જેવા કાને સાંભળજો.

આ ભક્તિરસ ઉપમા આપી ન શકાય તેવો છે. તેનું વર્ણન આ ૧૪મા અધ્યાયમાં કર્યું છે. જેમ એકાદશ સ્કંધમાં શ્રી કૃષ્ણ ઉદ્ધવને ભાગવતનું રહસ્ય સમજાવે છે, તે ગ્રંથમાં ઓગણત્રીસમો અધ્યાય સુરસ છે તે કેવળ બ્રહ્મરસથી ભરપૂર છે, તેમ ભક્તવિજય ગ્રંથમાં આ ૧૪ મો અધ્યાય પવિત્ર ગણાય છે. મહીપતિને કહેશો કે તારા ઉત્તરો પ્રાકૃતમાં છે અને ભાષા ઉપમા મોટી છે–ગીતાની છે–તો તેનો વિચાર પોતે મનથી કરજો. શ્રી જ્ઞાનેશ્વરે તીર્થાટન કરતાં સ્વમુખથી જે જે કહ્યું હતું તે તે વચનોના આધારે મેં પણ તેવું જ નિરુપણ કર્યું છે અને પ્રાકૃત કે સંસ્કૃત ભાષાનો અર્થ જોતાં બંને સરખી જ છે. ગૌતમી કહો કે ગાય કહો પણ દૂધ તેનું જે નીકળે છે તે જ હોય છે. જેમ પયોબ્ધી કહો કે સાગર કહો,

પણ તેથી તેના જળમાં ભિન્નતા આવતી નથી. તેથી પંડિતાઇ કરી આ પ્રાકૃત ગ્રંથ સમાન્ય છે તેવું કહેવું નહીં.

આવતા અધ્યાયમાં સુરસવાણી ચક્રપાણિ કહેવડાવશે. મહીપતિને તેનું અભયદાન મળ્યું છે. તેથી તે સદા મનથી નિર્ભય છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથને આનંદ થાય છે પ્રેમાળ ભક્તો આ ચૌદમો અધ્યાય અતિ મીઠો છે, તે તમે પણ સાંભળજો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૧૫ મો.

## નામદેવના ઉદ્યાપનનું વર્ણન.
## શ્રીપતિએ બ્રાહ્મણોને સાક્ષાત્ દર્શન કરાવ્યાં.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

શ્રોતાઓ સાદર સાંભળો. આજે રૂક્મિણીવર પ્રસન્ન થયા છે. તેથી ભક્તકથા સવિસ્તર પૃથ્વી ઉપર પ્રગટ થઇ છે. જેમ ચાતકને માટે મેઘ આકાશમાં ચઢી આવે છે, જેમ ચકોર પક્ષીને માટે ચંદ્ર ઊગે છે, જેમ જળચરને માટે સમુદ્રને ઉલ્લાસ થાય છે, જેમ સજ્જનના અંગને શીતળતા આપવા ચંદન વૃક્ષ ઊગ્યા છે, જેમ સર્વ જગતને સુખ આપવા સૂર્યનો ઉદય થયો છે, જેમ વિષ્ણુપૂજા માટે અપાર તુલસીવન ઊગ્યાં છે, જેમ શંકર ભગવાનને પ્રસન્ન કરવા અનેક બીલ્વ વૃક્ષ ઊગ્યાં છે, જેમ નાકને સંતોષ આપવા વસંત ઋતુમાં અનેક ફૂલો ઊગે છે, જેમ વિશ્વજનોને સુખી કરવા પૃથ્વી ઉપર વરસાદ વરસે છે, જેમ ગૌતમનાં પાપ હરવા ગોદાવરી પૃથ્વી ઉપર આવી, જેમ દેવોને તૃપ્ત કરવા સમુદ્રમાંથી અમૃત પેદા થયું, તેમ આ જગતના આર્તજનો માટે ભક્તકથાનું નિર્માણ થયું. હવે આગળનું કથન ભાવિક ભક્તો સાદર સાંભળજો.

રૂક્મિણીને સારંગધર કહે છે કે ભક્તોની ઉપર મારો ઘણો મોટો પ્રેમ છે, તેમા પણ નામદેવ ઉપર વિશેષ છે. તેના ઉપર મારી અપાર કૃપા હમેશાં રહે છે. એ પ્રમાણે રૂક્મિણી સાથે શ્રીપતિ વાર્તાલાપ કરે છે તેવામાં સૂર્યોદય થયો. તે સમયે સર્વ ભક્તો ભેગા મળીને દર્શન કરવા માટે આવ્યા. નામઘોષથી જયજયકાર કર્યો અને નમસ્કાર કર્યા. જેમ કમળ ઉપર ભ્રમર ગુંજારવ કરે છે, તેમ ભક્તો શ્રીપતિની આજુબાજુ જયજયકાર કરવા લાગ્યા. જેમ બાળકો માતાને જોઈ નજીક આવે, જેમ હરણીને જોઇ તેનાં બચ્ચાં ગેલ કરતાં નજીક આવે, જેમ કંજુસને ધન જોઇ આનંદ થાય,

તેમ શામળિયાને જોઈ વૈષ્ણવજનો સુખી થયા. જે સ્વરૂપ ધ્યાનમાં જોયું હતું તે જ સ્વરૂપ અહીં દેખાયું. તેથી આનંદિત થતાં નેત્રમાંથી અશ્રુપાત થયો. તે આનંદના અનુભવનું વર્ણન કરતાં કવિની મતિ કુંઠિત થઈ. તેનું દ્રષ્ટાંત આપવા પૃથ્વી ઉપર કોઈ ઉપમા શોધી જડી નહીં. જેમ સાકરની મીઠાશ તેને ખાધા સિવાય સમજાય નહી, તેમ વિષ્ણુચરણના સુખનો અનુભવ વૈષ્ણવો જ જાણે છે. પછી વનમાળીએ નિજભક્તોને આલિંગન આપી હૃદયકમળ સાથે ચાંપ્યા. બધાંને સાદર યાદ કરીને દરેક ઉપર કૃપાદ્રષ્ટિ કરી. કમલનેત્ર ઘનશામજો પોતાના ભક્તોને વારંવાર જુએ છે. તે સમેયના અનુપમ સુખમેળાનું જીભથી વર્ણન થાય તેમ નથી. એવા ઉદાર દેવાધિદેવ રૂક્મિણીને પોતાના મનની વાત કહેવા લાગ્યા. આજે પ્રેમાદરથી બ્રાહ્મણોને ભોજન માટે તેડી લાવવા છે. કાલે જ્યારે ચંદ્રભાગા નદીના તીરે પ્રાયશ્ચિત કર્યું હતું, ત્યારે મનમાં સંકલ્પ કર્યો હતો કે વિપ્રોને પ્રીતિભોજન કરાવવું માટે આ તીર્થક્ષેત્રના સર્વ બ્રાહ્મણો કે જે પોતાના ધર્મનું આચરણ કરે છે તેમને પ્રાર્થના કરીને બોલાવી લાવું છું. તેમના દર્શન કરીને પાપ તાપ સર્વ બળીને ભસ્મ થાય, સઘળી ઇચ્છાઓ પૂર્ણ થાય એટલે સ્વાનંદ રૂપી ઘન વરસે. તેમને ષડરસયુક્ત ભોજન જમાડીને આજના દિવસે સંદેહ દૂર કરવો છે મારા ચતુર્ભૂજ સ્વરૂપનું દર્શન કરાવીને અદ્‌ભુત કૌતક કરવું છે. સંતસંગનો મહિમા અપાર છે તે જણાવી જગમાં સંતોની કીર્તિ ઘણી વધારવી છે. આ પ્રમાણે સારંગધરે રૂક્મિણી સાથે વાત કરી. જગન્માતાએ પણ કહ્યું કે અવશ્ય એ પ્રમાણે કરીએ અને તમે બ્રાહ્મણોને દર્શન આપો. સર્વ સિદ્ધિ તમારે સ્વાધીન છે; તો પછી ચિંતા શાની હોય? ત્યારે હરીને પંઢરીનાથ નામદેવને બોલાવીને કહે છે કે મારું વચન સાંભળ. તારા માટે હજુ મારે એક બીજું કૌતક કરવું છે. એ સાંભળી નામદેવ ઉત્તર આપે છે કે હે કેશવા, તમારા અંતરનો મનસુબો તો હું જ જાણી શકું છું. નામદેવને ચક્રપાણિ કહે છે કે હવે તું મને આલિંગન આપ અને હવે કંઈ પણ જઈશ નહીં. તારો પ્રેમભાવ જોઈને મારું મન આર્તતાથી ઊભરાય છે. તને દૃષ્ટિએ જોઈને મારાં ચક્ષુને સુખ થાય છે. તારોજ મને નાદ લાગ્યો છે, એ ઘણા જન્મનું ઋણાનુબંધ છે.

મને નેહ રે લાગ્યો છે હરિ નામનો રે...... એ 'નામ' અને 'રામ' બન્નેને એક બીજાનો સંબંધ બતાવે છે. એના નામનો ઋણાનુબંધ છે તેથી જ એકબીજાની પ્રીતિ તૂટશે નહીં. તે એટલે નામદેવે ગોવિંદને નિજ

પ્રેમથી વ્રત કર્યો છે એવુ તે કયુ પુણ્ય કર્યું છે કે વ્રત, તપ, અનુષ્ઠાન
કર્યાં છે કે દેહને દમનથી કપાવ્યો હતો કે અનેક તીર્થાટન કર્યાં હતા ?

કે સકળ માયા ત્યજીને, ચિત્ત સાંવરી પ જોડીને
એમ કરી મને વશ કરીને, હૃદયમાં તેં હાંસીને ભર્યો

તારે કયો પદાર્થ જોઇએ છે અને તે કેવી રીતે મેળવવો એવુ
કઈજ તારામા નથી સઘળુ ત્રિભુવન શોધતા તારા જેવો કોઇ મળ્યો
નહીં શરીર પ્રાણને લીધે છે તેનુ તે બલિદાન આપ્યુ છે માટે નીધે
ભક્તરાયા તે ઘણુ ઘણુ કર્યું છે હુ શ્રીરંગ તારો કહેવાડાવુ છુ જગ
દાસપણુ કહેવડાવુ તો પણ તારે લેવાનુ કે દેવાનુ કઇજ રહેતો નહીં
નામદેવ તે સમયે કહે છે કે તુ તો અનાથનો નાથ છે તુ ભક્તો ઉપર
વારી જાય છે, તેથીજ હે દેવ, તુ મારા ઉપર આટલી બધી પ્રીતિ રાખે
છે આ પછી ભક્તવત્સલ હરિ પોતાના મનમા નિર્ભયતાથી પોતાના
સર્વે ભક્તોને સાથે લઇને વિપ્રોને આમત્રણ આપવા ચાલ્યા જે યોગીઓના
ધ્યાનરૂપ છે, જે સકળ દેવતાઓના દેવ અર્ચન કરવા લાયક છે, તે આજે
બ્રાહ્મણોને ભોજન કરાવવા આમત્રણ આપવા કુજતીર્થમા જાય છે તે
વખતે તે તીર્થમા નાના મોટા અનેક વિપ્રો ભેગા થયા હતા તે અદર
અદર વાત કરતા હતા કે આપણને યજમાન તો સારો મળ્યો હવે તેના
જેવો કદી જોવા મળશે નહીં કાલે ચદ્રભાગા ઉપર પ્રાયશ્ચિત કરતી વખતે
કહ્યુ હતુ કે બ્રહ્મભોજન કરાવીશ, પણ હજુ સુધી આમત્રણ તો આવ્યુ
નથી એટલામા જ ઓચિતા ભક્તમડળી સાથે આવતા વનમાળી તેઓની
નજરે પડ્યા બ્રાહ્મણોને જોઇને તેમને શ્રીપતિએ સાષ્ટાગ નમસ્કાર કર્યા
હવે જગજીવન કહેવા લાગ્યા કે સઘળુ દેહાભિમાન ત્યજીને મ શયરહિત
થઇને ભોજન માટે તમારે આવવુ પડશે તમે અભય વચન આપ્યુ હતુ
તો મારી ઇચ્છા પૂર્ણ કરો સ્નાન સધ્યા કરીને પ્રસાદ લેવા જલદી જલદી
આવજો એવા મધુર વચન કહીને બ્રાહ્મણોને સતોષ આપ્યો હવે તે વિપ્રો
શું જવાબ આપે છે તે તમે આદરપૂર્વક શ્રવણ કરો તેઓ કહેવા લાગ્યા
કે અમે તો યજમાનના આશ્રિત છીએ એ સત્ય માનશો આ તીર્થક્ષેત્રમા
રહીને તમને આશીર્વાદ આપીએ છીએ કે હે ગોબ્રાહ્મણ પ્રતિપાળ, સર્વ-
કાળ આ પ્રમાણે જ કરતા રહેશો સ્વામી તમે તો દીનદયાળ છો એમ
વિશ્વલોક કહે છે તમે તો મહારાજેશ્વર છો અમે તો તમારા વિપ્રો છીએ

અમારા ઉપર નિરંતર કૃપાદૃષ્ટિ રાખીને અમને સંભાળજો. તમારો આદરભાવ તત્ત્વરૂપ છે. વેદવચન જેવો માન્ય છે. તે અખંડ પ્રેમથી ભરેલો છે. હે કૃપાલાધવ, તમે જેવી પ્રીતિ નામદેવ ઉપર રાખો છો તેવી જ રીતે અમો સર્વનું જતન કરશો એટલું વચન અમને આપશો. અનાથબંધુએ વિપ્રોનાં વચન સાંભળ્યાં. તે તો સર્વના જીવનનું મૂળ છે. તે પોતાના ભક્તોના સુખના સાગર છે. જે યોગીઓના આનંદરૂપ છે તે આમંત્રણ આપી અતિ આનંદથી દેવળમાં સત્વર આવ્યા અને રૂક્મિણીને સઘળા વૃત્તાંત કહ્યા. પોતે કહેવા લાગ્યા કે આજનો દિવસ ધન્ય છે! આજે સોનાનો સૂરજ ઊગ્યો છે કારણ કે પોતાના ભક્તનો ઉદ્યાપન પ્રસંગ ઉજવવાનો મળ્યો છે! રૂક્મિણી કહે છે કે જગજીવન જે બ્રાહ્મણોને આમંત્રણ આપ્યું છે તે સર્વે સ્નાન સંધ્યાથી પરવારીને ભોજન માટે આવતા હશે. દેવાધિદેવ કહે છે કે કૌતક અભિનવ અને નિરૂપમ છે. નમ્રતા અને ગૌરવવાળું છે એમ કહીને પોતે હાસ્યવદન થયા. રૂક્મિણી કહે છે કે હૃષિકેશ તેમનું પુણ્ય આજે ફળદાયી થયું છે. તેથી જ બ્રાહ્મણોને અનાયાસે તમારાં દર્શનનો લાભ મળ્યો છે. એટલામાં નિત્યનિયમથી પરવારીને સઘળા બ્રાહ્મણો દેવળમાં આવ્યા. સારંગધરે નમસ્કાર કરીને તેઓને આસન ઉપર બેસાડયા. પછી ચક્રપાણિ પૂજન માટે આગળ આવ્યા. સ્વહસ્તે ચરણક્ષાલન કરીને તીર્થ મસ્તક ઉપર મૂકયું અને વંદન કર્યું. ગંધાક્ષત, ફૂલની માળા, ધૂપ દીપ વિગેરેથી પૂજન કર્યું. પછી સુમન તુલસીમાળા બ્રાહ્મણોને કંઠે પહેરાવી. ત્યારબાદ પાત્ર પીરસીને તેમાં સર્વ જમવાની સામગ્રી સાથે અપોષણ આપ્યું. વૈકુંઠવાસીએ દ્વિજવરોને પ્રાર્થના કરી. પછી શ્રીરંગે હાથમાં જળ લઈ સંકલ્પ મૂકયો અને કહયું કે ભોજન કરતાં ગ્રાસે ગ્રાસે ગોવિંદનામનું સ્મરણ કરશે તે જમ્યા જીનાં ઉપવાસ કર્યાનું ફળ મેળવશે. આનંદિત થઈને સઘળા વિપ્રો જમ્યા અને તૃપ્ત થયા. ધનનીલે સર્વને કરશુદ્ધિ કરાવી પાનનાં બીડાં આપ્યાં. પછી દિવ્ય રત્નોના પ્રકાશની જ્યોતિથી તેઓની શ્રીપતિએ આરતી ઉતારી. તે સમયે દ્વિજો સ્વસ્થાને બેઠા હતા. ત્યારપછી બને હાથ જોડી સારંગધર કહે છે કે આજનો પ્રસંગ હંમેશાં આવતો નથી. તમારે પદરે કરોડો પુણ્ય ભેગાં થયાં હશે, તેથી અમારી અને તમારી મુલાકાત થઈ અને પરમાનંદ થયો. એમ કહી જગજેઠી બોલ્યા કે હવે અમે અને ભક્તજનો એક પંક્તિએ ભોજન કરીએ છીએ. તમે સ્વસ્થ થઈને ક્ષણભર સુખેથી વિશ્રાંતિ કરો. પછી શ્રીપતિએ ભક્તમંડળીને બોલાવી. કૌતકભરી નજરે સર્વ બ્રાહ્મણો આ બધું જોવા લાગ્યા. વિમાનમાં બેસીને બ્રહ્માદિક સઘળા દેવો ઇંદ્રદેવ સાથે આ

પ્રસંગ જોવા આવ્યા યોગીઓ ચિત્તમાં તળમળ કરીને ભગવાનને ઝંખ્યા કરે છે, પણ તેમને ભક્તિસુખ મળતું નથી જ્યારે નામદેવ ઉપર તુષ્ટમાન થઈને રુક્મિણીપતિએ સપ્રેમ ગતિ આપી પછી પોતાની પંક્તિમાં સારંગધરે નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ, સાવતા માળી એવા મોટા ભક્તો - જે શ્રીપતિના અંતરંગ મિત્રો છે તેમને બેસાડયા તેમજ સુદામા, વિસોબા ખેચર, નરહરિ સોનાર વગેરે ભોજન માટે આવ્યા ચોખામેળા અને ભક્ત કેવળ પ્રાણસખા જેવા આવ્યા જે યદુનાથના પ્રિય હતા તે સર્વ ભક્તો આવ્યા બધા ભક્તોમાં શ્રેષ્ટ નિજભક્ત ગોરા કુંભાર પણ આવ્યા એમ જે નાનામોટા ભક્તો આવ્યા હતા તે સર્વની જગજીવને પ્રીતિથી પૂજા કરી જે સર્વશ્રેષ્ટ જગજ્જીવન છે તે પોતાના ભક્તોનું પૂજન કરે છે તે જોઈ નામદેવ વિસ્મિત થઈને પ્રેમથી પૂછે છે કે હે દેવ! ચિત્તમાં સંશય થાય છે કારણ કે આજે એવું બન્યું છે કે જાણે સાગર સરિતાને પૂછી રહ્યો છે કે ચંદ્રમા નક્ષત્રોની પ્રદક્ષિણા કરી રહ્યો છે કે ગરુડરાજ નાના પક્ષીઓની પ્રેમથી પૂજા કરે છે કે શંકર ભગવાન નંદિની પ્રેમથી પૂજા કરે છે કે નગરપતિ પ્રજાનું પ્રેમથી પૂજન કરે છે કે ઇંદ્ર દેવોની પ્રાર્થના કરે છે, તેમ તું-જગજીવન સર્વશ્રેષ્ટ છે, છતાં પોતે દાસને સન્માન આપી રહ્યો છે તે સાંભળી રુક્મિણીરમણ હસીને કહે છે કે મને તમે જ મોટાપણું આપ્યું છે જો સરિતા ન હોત તો સમુદ્ર કેવી રીતે ભરાઈ શકત? જો આકાશમાં નક્ષત્રો ન હોત તો ચંદ્રની શોભા ક્યાંથી આવત? જો પક્ષીઓ ન હોત તો ગરુડને મોટું પક્ષી કોણ કહેતું? જો નંદિ ન હોત તો ધૂર્જટી કોના ઉપર સવારી કરતા? જો તેત્રીસ કરોડ દેવતા ન હોત તો ઇંદ્રનું સન્માન કોણ કરતું? જેમ પ્રજાએ રાજાને મોટો ગણ્યો તેવી જ રીતે તમારા નામથી હું મોટો થયો આ સાંભળીને ભક્તો પોતાના મનમાં વિસ્મય પામ્યા તે વખતે રુક્મિણી અને સત્યભામા જમવાનું પીરસવા આવ્યા તેઓ તેમની સાથે વિવિધ પ્રકારની વાનગીઓ લાવ્યા આ પ્રસંગે ભક્તમંડળમાં સારંગપાણિ ઉત્તમ રીતે શોભવા લાગ્યા જેમ સાત સાગરમાં ક્ષીરસાગર શોભે કે નક્ષત્રોમાં ચંદ્ર શોભે, કે અલંકારમાં કૌસ્તુભમણિ તેજથી ઝળકે, જેમ અષ્ટધાતુમાં સુવર્ણ શોભે, જેમ ઝીણા નંગમાં રત્ન શોભે, તેમ ભક્તમંડળમાં જગજીવન ષડ્ગુણ ઐશ્વર્યવાન દેખાય છે સઘળા ભક્તોને રુક્મિણીવર મુખમાં કોળીઆ આપી જમાડે છે અને તેમનું ઉચ્છિષ્ટ પડે છે તે પિતાંબરમાં ભેગું કરે છે તે સુખ નજરે જોઈને ઇંદ્રના મોમાં પાણી આવવા લાગ્યું તે કહેવા લાગ્યા કે નામદેવ ઉપર જગજેઠી તુષ્ટમાન થાય છે તે

અમારાથી જોયું જતું નથી. એ રીતે લાડ કરીને સંતોને ભોજન કરાવતાં જગજીવને બ્રહ્મરસ પાયો. તે સમયે વિમાનમાં બેઠેલા દેવોએ જયજયકાર કર્યો અને અપાર પુષ્પવૃષ્ટિ કરી. તેની સુવાસ આકાશમાંથી પૃથ્વી સુધી ફેલાઈ, તેથી બ્રાહ્મણો મનમાં આશ્ચર્ય પામ્યા! તેઓ કહેવા લાગ્યા કે હવે તો જીવની હાની થવાનો પ્રસંગ આવ્યો લાગે છે. પ્રેમરંગ અદ્દભુત રીતે ઉછળે છે. આતો કંઈ જ્ઞાનમાર્ગ નથી કે તામસ કે વૈરાગ્યમાર્ગ પણ નથી. આતો ભક્તિમાર્ગ સ્વરૂપ લઈને સાક્ષાત્ આવ્યો લાગે છે. ત્યારે એક વિપ્ર કહે છે કે તમારું કહેવું યથાર્થ છે. આતો પાંડુરંગ જાતે જ માનવરૂપમાં આવ્યા છે, નહિ તો માનવનું આવડું મોટું ભાગ્ય ક્યાંથી હોય? આ કંઈ એકલા ગુણવંત નથી પણ ક્રિયાકર્મના અકર્તા છે. એમને પ્રાયશ્ચિત કેવું હોય? જેમ અંત્યજ તેમજ બ્રાહ્મણ બંને એકી સાથે ગંગાસ્નાન કરે છે, પણ તેથી અસ્પૃશ્યતા થઈ એવું કોઈ કહી શકતું નથી. જેમ જુદી જુદી જાતના માણસો પૃથ્વી ઉપર સ્વેચ્છાએ વ્યવહાર કરે છે, તેને મોટા કે નાના કહેવાનું હોતું નથી. સારંગધરનું પણ તે જ પ્રમાણે સમજવું. જેમ સૂર્ય ઊગતાં જ સર્વને સમાન રીતે પ્રકાશ આપે છે, તેવા જ આ જગજીવન પ્રત્યેક પ્રાણીમાં સરખા છે. જેમ વરસાદ પૃથ્વી ઉપર પડે છે તેને જમીન કે ડુંગર સરખા છે, તેમ આ યદુવીર પ્રાણી માત્રને માટે સરખા છે. આ નિર્ગુણરૂપ સારંગધર છે. એને મન કંઈ જાતિ કુળ જેવું છે જ નહીં. તેને આચાર પણ નથી. માણસનો સંબંધ ષડ્વર્ગ સાથે છે, (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર) પણ આને તો તેમાંનો કોઈ સ્પર્શ કરી શકતો નથી. એમની પાસે વિકલ્પનું નામ પણ નથી. કાયા, મન અને વાચાથી તે દીનને જીવલગ ગણી સહાય કરનારા છે. તેવા જ મનથી પણ ઉદાર છે અને ભક્તોને મળવા માટે અપાર લોભી છે :—

> શ્રીહરિને જે સર્વકાળ અનુસરે,
> તેની માયા જાળ તોડી તે નષ્ટ કરે;
> સંસાર જાળમાં પ્રેમળ ભક્તને,
> તે કદી ગુંચાવા દેશે જ નહીં,

દ્વિજવરો કહેવા લાગ્યા કે જુઓ, આ શ્રીધર તો નામદેવની માતા થયા છે. તમારી અને અમારી નજરે જોતાં જુદા જુદા પ્રકારે વાદ કરતાં મનમાં બહુ થાકી ગયા છે. આ નાટકીઆ હૃષિકેશ નામદેવને પોતાનો કહીને

આલિંગન આપે છે. એનું સુંદર રૂપ જોતાં પોતાનું દેહભાન જતું રહે છે અને તેના ચરણનો વિચાર કરતાં પોતાના ચિત્તનું ભાન ભૂલી જાય છે. એને અનન્ય શરણે જતાં તેના જન્મમરણનો ફેરો ટળી જાય છે. આવાં બ્રહ્મવચન સાંભળીને જગજીવન હરખ્યા. પછી ગૃહસ્થવેષ બદલીને સગુણરૂપ ધારણ કર્યું. નામદેવને આલિંગન આપીને પોતાના હૃદયમાં ધારણ કર્યો. પછી સર્વ બ્રાહ્મણોને તે સ્વરૂપનાં દર્શન આપ્યાં. તે સ્વરૂપનું વર્ણન કરવા જતાં સરસ્વતી પણ કુંઠિત થાય છે. તેમના મસ્તક ઉપર મુગટમાં દિવ્ય રત્નો ઝળકતાં હતાં. કસ્તુરી ચંદન મિશ્રિત કરેલું તિલક હતું. તે શામળિયા સુકુમાર જગજેઠીને બ્રાહ્મણો અનિમિષ નેત્રે જોઇ રહ્યા. મોરપીછનો મુગટ પહેર્યો હતો. મકરાકાર કુંડળ કાને પહેર્યાં હતાં અને સઘળા સંતોને કૃપા દૃષ્ટિથી રૂક્મિણીપતિ નિહાળતા હતા. જે પુંડલીકના પુણ્યને પ્રતાપે આકાર રૂપ થયા છે, તે ક્ષીરસાગરમાં વસનારા આદિદેવ છે. તે મંદ મંદ હાસ્ય કરી રહ્યા છે. તેમના દાંત રત્નોની જેમ પ્રકાશ આપે છે. એવા ઘનશ્યામને આંખના પલકારા માર્યા વિના બધા જોઈ રહ્યા છે. તે સુખના અધિકારી જુઓ તો માત્ર પ્રેમળ ભક્તો જ છે. યદુનાયકને ધ્યાનમાં લાવીને તે ભક્તો પ્રેમસુખ ભોગવે છે. ગળામાં કૌસ્તુભમણિ અને વૈજયંતિ માળા હૃદય ઉપર ધારણ કર્યાં છે તે અતિ ઘણી શોભા આપે છે. તુલસીપત્રની કોમળ માળા જેવા દીનદયાળ કોમળ અને લાડકવાયા છે. હૃદયમાં શ્રીવત્સનું ચિહ્ન છે, તે પ્રેમનું આભૂષણ છે. શ્યામ શરીરે ચંદન અર્ચ્યું છે. રાજીવનયન શોભા આપે છે. હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કર્યાં છે. પંઢરીવાસીએ કમર ઉપર હાથ મૂકયા છે. શ્યામ શરીરવાળાએ પીળું પિતાંબર પહેર્યું છે. આ સ્વરૂપનું ધ્યાન ભક્તોના અંતરમાં છે. શ્રી લક્ષ્મીજી સાથે શ્રીહરિ સમાન પગલાં મૂકીને ઇંટ ઉપર ઊભા છે. મહાદૈત્ય, દાનવ એવા અસંખ્ય પાપીઓને રોળ્યા છે. આ સ્વરૂપનાં દર્શન કરાવતાં એટલું બધું દિવ્ય તેજ પ્રગટયું કે આખા બ્રહ્માંડમાં અજવાળું થયું અને સૂર્યમંડળનો આ તેજથી લોપ થયેલો જણાયો- સંતો અને સઘળા બ્રાહ્મણોએ ચતુર્ભુજ સગુણરૂપનાં દર્શન કર્યાં, બ્રાહ્મણો આશ્ચર્ય પામી જ્યાંના ત્યાં ઊભા રહ્યા. પક્ષી, કીડી, પશુ, માણસો, પાષાણ, ઝાડપાન સર્વે શ્રીપતિને જોતાં હતાં. તેઓને સાક્ષાત્ વિઠ્ઠલ સ્વરૂપ જ દેખાયું. પાણી, તેજ, આકાશ, પૃથ્વી અને પવન એ પાંચ તત્ત્વો પણ દૃષ્ટિએ પડયાં. તે બ્રાહ્મણોને વિઠ્ઠલરૂપે દેખાયાં. જુદાં જુદાં પશુઓ અને જીવો, રવિ, ચંદ્ર, નક્ષત્રો, નાનાં દેવતો, સર્વ વિઠ્ઠલરૂપે દેખાવા લાગ્યાં. સભામંડપ, જય – વિજય દ્વારપાળ, ગરૂડખાંભ, મહાદ્વાર

એમ સર્વ સ્થળે વિઠ્ઠલરૂપ દેખાયું. જેમ વડનું એક જ બીજ રોપ્યું તેનું વિશાળ વૃક્ષ થયું, જેમ સૂર્ય એકલાનું તેજ સમસ્ત પૃથ્વી ઉપર ફેલાયું, જેમ સઘળા રસમાં પાણી એકજ છે, જેમ સકળ બ્રહ્માંડમાં એક જ પવન વ્યાપક છે, જેમ અનેક દેહમાં એક જ જઠરાગ્નિ વ્યાપક છે, જેમ નેત્ર અનેક છે પણ દૃષ્ટિ એક જ છે, જેમ સ્વર અનેક છે પણ લય એકજ છે, જેમ ઇંદ્રિયોમાં મન એકલુંજ વ્યાપક છે, તેવી જ રીતે એક રૂક્મિણીવર સ્થાવરજંગમમાં પોતાના રૂપે રહ્યા છે. બ્રાહ્મણોએ આ સ્વરૂપ જોયું કે તરતજ તટસ્થ થઈ ગયા. વિશ્વરૂપ થયા — જ્યારે જગજ્જીવન પોતે વિશ્વરૂપ થયા ત્યારે તેમનું દૃષ્ટાંત આપનાર અને જોનાર કોણ હોય? કૃષ્ણાવતારમાં જગજ્જીવને રસ્તે જતી ગોપીઓને રોકી હતી. તે ફરિયાદ લઈ યશોદા માતા પાસે આવતાં તેઓને અનંત કૃષ્ણ સ્વરૂપ દેખાયાં હતાં. તેવી રીતે બ્રાહ્મણો તે સમયે દરેકને જગજ્જીવન સ્વરૂપે જોતા હતા. તેમને બીજું કંઇજ દેખાતું ન હતું. એક જ કેશવરાયા સર્વવ્યાપક થવાથી બીજું કંઈ પણ નજરે દેખાતું ન હતું. દેહભાવ જરા હતો પણ અંદરની લાજ વિરમી ગઈ હતી.

પ્રગટયો બોધ, પરમાનંદ થયો સકળ જનને આનંદ;
દૂર થયો દ્વેષ ભેદ, થયો અંતરમાં સ્વાનંદ,

ત્રણે જગતમાં પોતે અંદર અને બહાર વ્યાપક છે અને અંતરમાં શ્રીકૃષ્ણ મૂર્તિરૂપ છે. જે યોગીઓને સુખ વિશ્રાંતિ આપનાર છે તેને વિપ્રો નિજપ્રેમથી આજે જુએ છે. પ્રેમભાવે સંત સજ્જન એકબીજાને આલિંગન આપે છે. હર્ષથી નિર્ભર થઇને તેઓ જય જયકાર કરે છે. એવી અપાર સુખ વિશ્રાંતિ જોઇને સઘળા તલ્લીન થઈ ગયા છે. શ્રીપતિ પોતાના ભકતના પ્રસંગના આનંદને લીધે બ્રહ્માનંદમાં છે. હવે આવો આનંદ અનુભવ્યા પછી સર્વ બ્રાહ્મણો, કે જે દેહ ભાન ભૂલ્યા હતા તેમને જગજ્જીવન ભાનમાં લાવ્યા; નામદેવને ઊંચકીને તેમના ચરણમાં મૂકયો. જે ભકતવત્સલ જગજેઠી સઘળાંને કૃપાદૃષ્ટિથી જુએ છે, તે બ્રાહ્મણો પાસે બેસીને પોતાની વાત કહેવા લાગ્યા કે હવે તમે મારા અંતરની વાત સાંભળો. મારા ભકતો દુનિયાની લાજ ત્યજીને મને ભજે છે. હું તેઓની સેવાનો ઋણી છું અને તેથી તેઓનો બંધાયેલો છું. હું ભકતાધીન છું. હું મારે પોતાને આધીન નથી. નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાનદેવ પણ મને ભજે છે. પોતાનું દેહભાન ત્યજીને મને તેમણે આધીન કર્યો છે. મારા

દુનિયાના મિત્રોએ સસાર ત્યજીને મારો પરમ સાથ મેળવ્યો છે તે સર્વ મારા હૃદયમંદિરમા છે તેઓને દેહબુદ્ધિ રહી નથી આ માનતો માળી મારો દાસ છે તેને મારા ભજનમા વિશ્વાસ છે અને સર્વ પ્રાણી માત્રને મારા એકલાના પ્રેમથી જુએ છે તે આર દિવસ ધ્યાનમા હતો અને વેણુનાદ સાભળતો હતો તેને અદ્વૈતનુ જ્ઞાન થયુ છે અને તે મને જ ભજે છે મારા ભક્તો વિસોબા ખેચર, નરહરિ સોનાર, ગોરા કુભાર પણ હમેશા મારા ભજનમા જ રહે છે આ સૌમા ભક્તે તો ઘરબાર માયાજાળ ત્યજીને મને જ યાદ કરવાનુ રાખ્યુ છે ચોખામેળા અને બકા કુભાર પણ મારા પ્રેમળ ભક્તો છે મારા સિવાય કોઇ તેમનો મિત્ર નથી ઘર સગા ત્યજીને મને ઐક્ય ભાવથી તેઓ ભજે છે તેઓ મારા સિવાય બીજે કોઈ ઠેકાણે ચિત્ત રાખતા નથી એવો એક એક ભક્તનો મારા ઉપર ઉપકાર છે તેઓના હુ કેટલા વખાણ કરુ ? એમ પ્રેમથી સારંગધર વિપ્રો સાથે વાત કરે છે તે સમજાવે છે કે સઘળા ભક્તોની ચરણરજ પ્રેમળ ભક્ત નામદેવ છે એ સાભળી બ્રાહ્મણોને ઘણુ આશ્ચર્ય થયુ ! તેઓ મધુરવાણીથી કહેવા લાગ્યા કે અમે તો ભાગ્યશાળી છીએ કારણ કે અમારા ઉપર નામદેવની મહેર થઇ છે અને તેણે જ અમને વિઠ્ઠલના દર્શન કરાવ્યા છે હવે હે પઢરીનાથ, અમે એટલુ જ માગીએ કે અમારી પ્રપચ મમતા તોડીને તમારા ચરણનો હમેશ માટે વિયોગ ન થાય તેવુ કરો :—

**ન જોઇએ ભુક્તિ અને મુક્તિ, ન જોઇએ વન અને સપત્તિ,**
**જન્મોજન્મ આપો સંતસગત, એજ ઇચ્છા અમ શ્રીપતિ**
**વેદશાસ્ત્રનું વાચન કરીને, થયા અમે બહિર્મુખ,**
**થઇ બુદ્ધિ અસ્થિર, મતિ અભિમાની થઈ અમારી**
**પ્રેમભક્તિ તુજ જાણી નહીં, થાય અતિ ફીટકાર**

તમારી કૃપા સિવાય દુન્યવી સન્માનને શુ કરવુ છે ? અમે બ્રાહ્મણ ઉચ્ચ વર્ણ, એવા અભિમાને અમને ભ્રાંતિ થઈ હતી અને તેથી પ્રેમસ્વાદથી વચિત રહ્યા હતા અહંતાનુ બધન ઘણુ મોટુ હતુ તે તારી માયાને લીધે હતુ તે દૂર થયુ તે હે પઢરીરાયા, તારો અમારા ઉપર અપાર ઉપકાર છે અમે બહુ અભિમાને ચઢી ગયા હતા પણ હે દેવરાયા, તે અમારુ રક્ષણ કર્યું છે અમારા કોટી અપરાધો છે, પણ તુ કૃપાળુ છે

હે પંઢરીનાથ, તેં અમો પતિતને પવિત્ર કર્યા છે. દીનાનાથ જે તારું નામ રાખ્યું છે તે આજે સાર્થક થયું છે. અમારા જેવા પતિતોનો ઉદ્ધાર કર્યો અને કૃપા કરી દર્શન આપ્યાં. અમારા અનંત જન્મોનું સંચિત પુણ્ય હશે, તેથી આજે તમે દર્શન દીધાં. સંચિત બીજ રોપ્યાં અને તેમાં સત્સંગ રૂપી પાણી મીંચ્યું. તેનું વૃક્ષ થઈ અનંત ફળ લાગ્યાં અને પૂર્ણ દેવરાયાનાં દર્શન થયાં. દુર્ઘટ મોહપાશ તોડી નિજ રૂપમાં તલ્લીન કર્યા. તારી લીલા જીભથી વર્ણવી શકાય તેમ નથી. તેમજ શ્રુતિ શાસ્ત્રોને પણ અગમ્ય છે. તાપત્રયથી અમે બળતા હતા, તેને શાંતિ આપી પ્રેમામૃત પાન કરાવ્યું. હે સ્વામિ, હે જગજેટી, હવે એટલુંજ માગીએ કે અમારી નજરમાં આ સ્વરૂપ કાયમને માટે રહો. અમને નિરંતર સંતોના સમાગમ રહે એજ અંતરની ઇચ્છા છે. અમારા ચિત્તમાં તારો અખંડ પ્રેમ રહે, તારા ભજનમાં અખંડ પ્રીતિ રહે. એટલે પછી અમને ગર્ભવાસમાં જતાં કંટાળો આવશે નહીં. તું અનંત બ્રહ્માંડનો નાયક કરતા કારવતા એકજ છે. તારા ગુણની ગણતરી કરતાં શ્રુતિ અને શાસ્ત્રો થાકી ગયાં છે. હે હૃષિકેશ, હવે અમારા અવગુણો મનમાં લાવશો નહીં. હે દયાળુ, તમારા ગણીને અમને સંતોને સ્વાધીન કરો. તમારા દાસના અમે દાસ થવા ઇચ્છીએ છીએ. અમારા મનમાં હવે બીજી કોઈ આશા નથી. તમારા સંતોની ચરણરજ અમારા અંગ ઉપર પડે તેવું કરો. એજ અમારું તપ, વ્રત, ક્રિયા અને કર્મ જાણજો. તમારા ભજનમાં અમને પ્રીતિ થાઓ. તમારા નામમાં અમને પ્રીતિ થાઓ. વિપ્રોની આવી વાણી સાંભળીને સારંગધરને સંતોષ થયો. પછી અપાર કૃપા કરીને તે સર્વે વિપ્રોને ભેટયા. બ્રાહ્મણોને આલિંગન આપીને વૈકુંઠરાય કહે છે કે :—

'જ્ઞાનદેવ તમને જે કંઇ કહે તે સત્ય માનજો.”

સકળ સર્વજ્ઞનો રાજા, તે આત્મા મારો જ્ઞાનદેવ,
તે કહેશે જીવનનો અનુભવ, તેનામાં સદ્ભાવ રાખજો
તે ગુહ્ય ગુંજ અંતરમાં રાખો, તેથી સર્વ કાર્ય સુલભ થશે
પછી દઢ ભાવ ધરી મનમાં, કરો જતન સર્વદ
તે નિજકાળ હસ્તગત થતાં, તીર્થાટનની જરૂર રહેશે
વેદશાસ્ત્ર અભ્યાસ પણ, પછી કરવો પડશે

આ પછી તપની ચટપટ શા માટે કરવી ? પછી શરીરને પણ શા માટે કષ્ટ આપવું પડે ? સત્સંગમાં વિશ્વાસ રાખે તો ક્ષણમાત્રમાં સર્વ દોષ નાસી જશે. પછી વજાસને બેસવું પડશે નહીં. અથવા બીજી એવી કોઈ ખટપટ કરવી પડશે નહીં. પછી પર્વતની ગુફામાં જઈ ઉગ્ર તપ કરવું પડશે નહીં. મંત્રજપની પણ જરૂર નથી. સત્સંગથી ત્રિવિધ તાપ ક્ષણ માત્રમાં નાશ પામશે. પછી શરીરે ભસ્મલેપનની જરૂર પડશે નહીં કે માથે જટાભાર રાખવો પડે નહીં. લોકવ્યવહારનો દાંભિક પસારો પણ તેને કરવો પડશે નહીં. સર્વપ્રાણી માત્ર ઉપર કરુણાભરી દૃષ્ટિથી અમૃતસીંચન કરવું. તેમ કરતાં મન નિવૃત્ત થશે અને ક્ષણ માત્ર વાર લાગશે નહીં. ક્રિયાકર્મની ખટપટ કરવી એ પણ પ્રેમ વિનાની ઈંટ જેવું છે, એ કંઈ આત્મજ્ઞાનનો રસ્તો નથી. કર્મકાંડમાં નકામી ખટપટ છે. સાધના માર્ગ કરતાં પણ આ ભક્તિમાર્ગ ઘણો સુલભ છે. પ્રેમથી હરિકીર્તન કરવું. "રામ કૃષ્ણ ગોવિંદ" ભજવા. તીર્થ, વ્રત, તપ એ સર્વ હરિકીર્તન આગળ નકામાં છે. મોટાપણું ત્યજીને ભજન કરો. આજ ખરેખરો રાજયોગ છે એમ તે સર્વશ્રેષ્ઠ છે.

અખંડ ધરીને સત્સંગ, વાચાથી ભજો રામનામ.
સંકલ્પ વિકલ્પ ચિત્તનો, મનમાં આવવા દેશો નહીં
મનોભાવે અને સદ્‌ભાવે, જાઓ સંતોના શરણમાં.

એવી રીતે જગજીવને વિપ્રોને ગુહ્યજ્ઞાન કહ્યું. બ્રાહ્મણોએ તે માન્ય કરી પ્રણામ કર્યા. પછી જ્ઞાનદેવને રૂક્મિણીવર કહે છે કે આ બ્રાહ્મણો તમારે સ્વાધીન કરું છું. તેમને મસ્તકે વરદ હસ્ત મૂકી અક્ષય વરદાન આપો. જ્ઞાનેશ્વરે તે માન્ય રાખીને ભાવથી રૂક્મિણીવરને નમસ્કાર કર્યા. ઋષિઓને જે અનુભવ મળે છે તેનો જ આધાર લઈને હું સર્વ કહીશ. આ વેદાંતનું ગુહ્યજ્ઞાન છે. આ વૈરાગ્યનું જીવન છે. આ જ્ઞાનરૂપી આકાશની ગુપ્ત ચાવી છે. તેને પરમ ગુહ્ય જાણજો. આ શુદ્ધ જ્ઞાનની વાત છે અથવા મોક્ષ મુક્તિનું બીજ છે. આ સઘળા મંત્રોનો રાજા છે. આ સર્વસુખનો ખજાનો પ્રગટ કર્યો છે. નામદેવનો અદ્‌ભુત પ્રેમ છે તે તેના હૃદયમાં ગુપ્ત છે. તે ભૂમંડળમાં જગવિખ્યાત કથારૂપે આજે પ્રગટ થાય છે. કાને સાંભળવાની કથામાં આ કથા શ્રેષ્ઠ છે. આ મનન કરવાની સર્વ બાબતોમાં શ્રેષ્ઠ છે. એજ યોગ્ય નિદિધ્યાસન છે–કે જે નામદેવનું લક્ષ્ય છે. આજ સર્વ વિચારનો સાર છે અને નિશ્ચિત બુદ્ધિનો આધાર છે. આ સાક્ષાત્કાર સ્વરૂપ છે

અને પૃથ્વી ઉપર પ્રકાશિત કરવામાં આવ્યો છે. આ ભક્તિરસનો દરીઓ છે અને ભાવનો વૈભવ છે. સન્માનનું ગૌરવ છે. તે લોકકલ્યાણ માટે પ્રગટ કર્યું છે. એના યશનો પ્રકાશ ઘણો મોટો છે. તે સ્વર્ગથી પણ મોટો છે. કીર્તિના વિસ્તારથી પણ તેનો વધુ વિસ્તાર છે. એજ સઘળા ધર્મોનું જીવન છે. એ સર્વ પવિત્ર વસ્તુઓને પણ પાવન કરનાર છે. એ આનંદનું સ્થળ છે. એ યોગસિદ્ધિનું અમૃત છે. એ ભક્તજનોનું આયુષ્ય પૂર્ણ નિષ્કામ વૃત્તિનું છે તે જાણજો. આ તો દેવભક્તોનો તહેવાર છે. આ પૂર્ણ અમૃત છે. માટે જે તેનું આનંદથી સેવન કરશે તેને અનાયાસે અક્ષયપદ મળશે. આ તીર્થાવળી જે સાંભળશે તેને ફરીથી "ગર્ભવાસ" કરવો પડશે નહીં. માટે આ ગ્રંથનું વાંચન અને કીર્તન પ્રેમથી કરવું, આને પ્રાકૃત કહેવું નહીં. આને ભાષાંતર કે કવિત્વ પણ કહેવું નહીં. આ માત્ર ઉપનિષદનું તાત્પર્ય છે. તે પ્રગટ બ્રહ્મરસ છે. આનું શાણપણ કોઇ શાણાએ કરવું નહીં. તેની વ્યુત્પત્તિની મમતા ત્યજીને આદરસહિત શ્રવણ કરવું આ સાત્વિકોનું નિજ સાધન છે. આના ભોક્તા સંતજનો છે; એવું જ્ઞાનદેવે કહ્યું છે. તેમાંથી પદ્યો ધ્યાનમાં લાવીને મેં આ આર્ષવાણી લખી છે. માટે શાણાઓએ અક્ષર કે શબ્દ ઉપર ધ્યાન આપવું નહીં.

આગળ કૂર્મદાસનું ચરિત્ર સુરસ કથારૂપમાં કહેવામાં આવશે. જે શ્રોતાઓ સ્વસ્થચિત્તે મન દઇ સાંભળશો. જેના વિશ્વવ્યાપક રૂક્મિણીરમણ વક્તા છે. પાવન ભક્તવિજય ગ્રંથ તેનીજ ઇચ્છાથી લખાય છે. તેલમાં વાટ નાખતાં જેમ દીવો તેજપુંજ દેખાય છે, તેમ બુદ્ધિનો પ્રકાશ ગરૂડધ્વજ વધારશે અને નિજ પ્રેમથી ગ્રંથ લખાવશે. જે પતિતપાવન અનાથનો નાથ છે. જેણે જડ મૂઢ અસંખ્ય તાર્યાં છે, તેનો મુદાંકિત મહીપતિ છે. તેનું જ પ્રેમે ભજન કરે છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે. પ્રેમાળ ભાવિક ભક્તોએ આ પંદરમો અધ્યાય રસાળ છે તે સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



•

## અધ્યાય ૫૬ મો.

## કૂર્મદાસ અને સાંવતા માળીનાં ચરિત્રો.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

આજનો સુદિન મંગળકારી છે, તીર્થના જેવો પર્વકાળ છે, ભક્તકથા પ્રેમથી વાંચતાં સકળ ઇચ્છાઓ અનાયાસે પૂર્ણ થાય છે. કદી ૩૬૦ વ્રત વિધિયુક્ત કર્યાં હોય, સો અશ્વમેધ યજ્ઞ નિષ્કામ બુદ્ધિથી અને સારી નિષ્ઠાથી કર્યા હોય, કદી ઘણું ઉગ્રતપ કર્યું હોય, સઘળા દેવોનું આરાધન કર્યું હોય, દુષ્કાળમાં ક્ષુધાર્થીઓને અન્નદાન આપ્યું હોય, વિધિયુક્ત સન્યાસાશ્રમ પાળ્યો હોય, તરસ્યાને પાણી પાયું હોય, અથવા નિજ પ્રેમથી માતાપિતાની સેવા કરી હોય, એ સર્વ પુણ્ય શ્રોતાઓને ભક્તકથા સાંભળવાથી મળે છે. પછી હૃષિકેશ પ્રસન્ન થઈને અક્ષયપદ આપે છે. માટે સર્વ જ્ઞાનીજનો મારા તરફ લક્ષ આપજો. જેમ મોરલી વાગતાં નાગ પ્રેમથી ડોલે છે તેમ ભક્તકથા કાને સાંભળી પ્રેમમાં મગ્ન થશો.

જેમ નાદપ્રેમથી મૃગ દેહભાન વીસરી જાય છે, તેમ ભક્તકથા શ્રવણ કરવાથી જગજીવન સંતોષ પામે છે.

એક કૂર્મદાસ નામે બ્રાહ્મણ હતો. તે પરમ ભાવિક હતો. તેને બંને હાથપગ ન હતા. તે પ્રતિષ્ઠાનમાં રહેતો હતો. તે સૂર્યના સારથિ અરૂણનો અવતાર હતો. હરિભજન કરવા તેણે બ્રાહ્મણ કુળમાં અવતાર લીધો હતો. પણ જન્મથી જ તેને હાથપગ ન હતા. દિવસે દિવસે તે મોટો થવા લાગ્યો. ગામમાં એક ઠેકાણે હરિકીર્તન થતું હતું ત્યાં તે ગયો. ત્યાં ટાળ, વીણા, મૃદંગ, વાગતાં હતાં. પ્રેમભાવે વૈષ્ણવો હરિકીર્તન કરતા હતા. તે જોઈ તેને હર્ષ થયો અને પ્રેમથી સાંભળવા બેઠો. પંઢરપુરવાસી વિઠોબાનું મહાત્મ્ય ઘણું સુરસ છે. હરિદાસ તેનું સપ્રેમ વર્ણન કરતા હતા. તે શ્રવણ કરતાં કૂર્મદાસના મનમાં ઘણો ઉલ્લાસ થયો. તે બે ઠુંઠા કર જોડી કહેવા

લાગ્યો કે હું શ્રી પંઢરીનાં દર્શન કરવા જઈશ અને રૂક્મિણીવરનાં દર્શન કરીશ. આ સાંભળી સર્વ શ્રોતાજનો હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે તારે કર–ચરણ નથી તો તું કેવી રીતે જઈશ તે સમજાતું નથી. પાંખો ન હોય તેવાં પક્ષી આકાશમાં કેવી રીતે ઊડી શકે? પગ વિનાનો માણસ ડુંગર કેવી રીતે ચઢી શકે? બહેરો હોય તે કેવી રીતે સાંભળી શકે? કંઠ બેસી ગયો હોય તે ગાયન કે હરિકીર્તન કેવી રીતે કરી શકે! આપણી પાસે ધન ન હોય તો યાચકજનને સુખી કેવી રીતે કરી શકીએ? પૂર્ણ વિદ્યાભ્યાસ કર્યા સિવાય તેનું સન્માન કેવી રીતે થઈ શકે? મનને કબજે કર્યા સિવાય યોગ સાધન કેવી રીતે થઈ શકે?

"જેમ સદ્‌ગુરુની પૂર્ણ કૃપા વિના આત્મજ્ઞાન મળી શકે નહીં." તેમ તને હાથપગ નથી અને તું પંઢરપુર જવાની ઇચ્છા કરે છે; તે સાંભળી અમારા મનમાં શંકા ઉત્પન્ન થઇ છે. અમારી પાસે ધનસંપત્તિ છે, શરીર સ્વાસ્થ્ય છે, અને સમય જતાં વૃદ્ધાવસ્થા પણ આવી ગઈ; તે છતાં તીર્થાટન કરી શકયા નથી અને તેં વિઠ્ઠલદર્શનની ઇચ્છા કરી, તે પૂર્ણ થાય એવો અમને ભરોસો નથી. જેને કર–ચરણ નથી તે પંઢરપુર કેવી રીતે જઇ શકશે? કૂર્મદાસ તેમને કહે છે કે આ નરદેહ અનાયાસે મળ્યો છે તો આ જન્મે પંઢરી નહીં ગયા તો ફરીથી ચોર્યાસીનો ફેરો છેજ. એવો અંતરમાં વિચાર કરીને તે ત્યાંથી તત્કાળ નીકળ્યો. પગ વિના ઘસડાતો ઘસડાતો તે પોતાના ગામથી એક કોસ દૂર ગયો. ત્યાં મારુતિના દેવળમાં જઈ બેઠો. તેને ભૂખતરસ ઘણી લાગી હતી. તે ઘણો ચિંતાગ્રસ્ત હતો. તે કહેવા લાગ્યો પંઢરીનાથ, રૂક્મિણીકાંત, તું અનાથોનો નાથ છે. તું મારી સંભાળ લેજે. તારા સિવાય મારે મા, બાપ, ભાઇ, ભત્રીજે કોઇ પણ નથી. તું જ મારો પ્રાણજીવન છે. મારી ભૂખતરસની કોણ સંભાળ લેશે? એવાં કરુણ વચન સાંભળીને જગજીવન તેની મદદે સત્વર આવ્યા. પંઢરીનાથ વેપારીનું રૂપ લઇને ત્યાં અકસ્માત આવી ચઢ્યા અને કૂર્મદાસને કહેવા લાગ્યા કે તારે હાથપગ નથી, છતાં તું કયાં જાય છે? તારું નામ કોણું કહે. તે કહે છે કે પંઢરપુર જવાની મારી ઇચ્છા છે. મારું નામ કૂર્મદાસ છે. એવાં વચન સાંભળી શ્રીપતિને મનમાં પરમ સંતોષ થયો. પછી તે કહેવા લાગ્યા કે મને પણ ભાગ્યવશાત્ તારો સંઘાત અનાયાસે મળ્યો છે. ત્યારે કુર્મદાસ કહે છે કે હું તો હાથપગ વિનાનો છું. તમને મારો સંઘાત કેવી રીતે ઉપયોગી થઈ શકશે! તમે કયાં જાઓ છો અને

તમારું નામ શું છે? એ સાંભળી મનમોહન કહે છે કે મારું નામ વિઠોબા શાહુકાર છે, એમ વિશ્વના લોકો કહે છે અને પંઢરપુરમાં મારી દુકાન છે. ત્યાં હું જવા નીકળ્યો છું. કૂર્મદાસ કહે છે કે તમે તો ઉતાવળે જઈ શકો છો. તેથી હું તમારી સાથે કેવી રીતે આવી શકીશ, તે સમજાતું નથી. પછી સારંગધર કહે છે કે અમારે ધીરે ધીરે જવાનું છે. રસ્તામાં ગામે ગામ વેપારને અંગે ધીરધાર કરવી પડે છે. તેથી એક કોશ ધીરેથી જઈને વસ્તીમાં રહીએ છીએ. આ કારણથી તમારી સોબતમાં હંમેશાં અંતર પડશે નહીં. ચક્રપાણિએ એમ કહીને કૂર્મદાસને મનમાં સંતોષ પમાડ્યો. પછી પોતે સ્વયંપાક કરીને કૂર્મદાસને ભોજન કરાવ્યું. કૂર્મદાસને ઓઢવા માટે રાજીવનેત્રે વસ્ત્ર આપ્યું. તેને કહે છે કે પંઢરીક્ષેત્રમાં ઘણા પવિત્ર ભક્તો આનંદમાં રહે છે. જગજેઠી રાત્રીના સમયે કૂર્મદાસને કહેવા લાગ્યા કે રસ્તે ચાલતાં તમને કષ્ટ પડે તો ઉતાવળ કરવી નહીં. તમે રોજ જ્યાં રહેશો ત્યાં હું પણ સત્વર આવીશ. ભોજન માટે પણ કંઇ કાળજી કરવી નહીં. હું એટલા માટે ધીમે ધીમે જાઉં છું. યાત્રા માટે ઘણા લોકો પંઢરપુર આવે છે તેમાં અનાથદીન પણ હોય છે. તેઓની ભૂખ તરસ દૂર કરવા માટે હું ધીમેથી જાઉં છું. એમ રૂક્મિણીપતિ કહે છે, સૂર્યોદય થયો ત્યારે પ્રેમથી કૂર્મદાસને ઉઠાડીને કહે છે કે, તમને હું માર્ગ બતાવું તે રસ્તે ચાલ્યા જજો અને સાંજ પડતાં આરામ માટે સત્વર આવીશ. એમ કહીને રૂક્મિણીપતિ ઉતાવળે ત્યાંથી થોડે દૂર જઈ અદશ્ય થઈ ગયા. કૂર્મદાસને જે રસ્તો બતાવ્યો હતો તે રસ્તે સાંજ સુધી તે ઘસડાતો ઘસડાતો ગયો. ત્યાં એક ગામ હતું, ત્યાં જઈને તે વિઠોબા વેપારીની રાહ જોવા લાગ્યો. એટલામાં જ ધનનીલ આવી પહોંચ્યા, અને કૂર્મદાસની આગળના દિવસની જેમ સંભાળ લીધી. એ પ્રમાણે પ્રવાસ કરતાં દીનદયાળ હંમેશાં કૂર્મદાસની સંભાળ રાખતા હતા. નજીક ગામ ન હોય તો બીજે ઠેકાણે વાસો રહેતા. પણ નિજ ભક્તને સારંગધરે જરા પણ કષ્ટ પડવા દીધું નહીં. એ પ્રમાણે ચાર મહીના સુધી કૂર્મદાસે પ્રવાસ કર્યો. તે વખતે કાર્તિક મહીનો શરૂ થયો હતો. લહુળા ગામમાં તે પહોંચ્યો, તે દિવસે કાર્તિક સુદિ દશમ હતી. યાત્રિકોને તે રસ્તે થઈને પંઢરપુર જતાં જોઈને કૂર્મદાસને મનમાં ઘણી ચિંતા થઇ. બીજે જ દીવસે ઘણું અંતર બાકી હતું. તેથી તે પર્વ ઉપર ત્યાં પહોંચી શકાય તેમ હતું નહીં, તેણે દીનદયાળને યાદ કર્યા અને કહેવા લાગ્યો કે કાલે એકાદશી છે. વૈષ્ણવો ઉતાવળે જઈ રહ્યા છે. હું પરદેશી પાંગળો અને એકલો જ રસ્તામાં પડયો

છું. મને જો ચરણ હોત તો હું પણ આ યાત્રાળુઓ સાથે પંઢરપુર પહોંચી શકત. એ પ્રમાણે મનમાં ચિંતા કરીને ઉદ્વિગ્ન થયો. જેમ ચપળ માણસો સાથે પાંગળો જઈ શકે નહીં, જેમ કંજુસને હાથે ઉદાર માણસ જેવું દાન થઇ શકે નહીં, જેમ ભૂખ્યાની બરોબર રોગી જમી શકે નહીં, જેમ સૂર્યના પ્રકાશની બરોબરી ચંદ્ર કરી શકે નહીં, જેમ સોનાની બરાબરી બીજી ધાતુ કરી શકે નહીં, જેમ સ્વાદિષ્ટ પકવાન જેવું સાદુ ભોજન ભાવે નહીં, જેમ કામધેનુ જેવું ઐશ્વર્ય બીજાં પશુમાં હોય નહીં, જેમ કલ્પતરુ જેવું બીજું વૃક્ષ હોય નહીં, તેમ યાત્રિકોના જેટલી ઝડપથી મારાથી જઇ શકાય નહીં. તેથી કૂર્મદાસના અંતરમાં ઘણી ચિંતા થઇ. પછી મનમાં વિચાર કરીને એક સંદેશો કહેવા લાગ્યો, "હે યાત્રાળુઓ, મારા તમને નમસ્કાર છે. રૂક્મિણીવરને કહેજો કે હું એક પરદેશી, અનાથ, દીન, કે જેને કર-ચરણ નથી, તેને એકાદશીનાં તમારાં દર્શન થાય તેવું લાગતું નથી. આ લહુળા ગામથી પંઢરપુર સાત કોશ દૂર છે. તો મને તો ત્યાં પહોંચતાં સાત દિવસ લાગશે. માટે જગજેઠી અહીં સુધી આવીને મારા ઉપર કૃપાદૃષ્ટિ કરીને મારી સંભાળ લેજો. હું તને મળ્યા વિના અતિ કષ્ટ પામું છું. મને અંતરમાં ઘણું દુઃખ થાય છે. જેમ ચાતક મેઘની ઇચ્છા કરે છે, જેમ ચકોર ચંદ્રની ઈચ્છા કરે છે, તેમ હું હંમેશાં તારી વાટ જોઉં છું. જેમ વાછરડું ગાયને શોધે છે, જેમ પાંખ ઉગ્યા વિનાનાં બચ્ચાં તેની માતા પંખાણીની રાહ જુએ છે તેવી આતુરતાથી કૂર્મદાસ મનમાં તારું ચિંતન કરે છે. મારે ઘર, દ્રવ્ય, એવો કોઇ આધાર નથી. એક આશરો તારો છે. ધનસંપત્તિમાં વિઠોબાઈ સિવાય બીજું કંઈ દેખાતું નથી. હે સારંગધર, તું અનાથનાથ, કૃપાસાગર કહેવડાવે છે, તો સત્વર અહીં આવીને આ દીનનો ઉદ્ધાર કર." એવો કરુણાપૂર્ણ સંદેશો કૂર્મદાસ યાત્રિકોને વિનવીને ચક્રપાણિ ઉપર મોકલે છે અને કહે છે કે ચક્રપાણિને સત્વર અહીં મોક-લજો. યાત્રિકો, વારકરીઓ, કહે છે કે અમે અવશ્ય તારો સંદેશો કહી વિઠોબાને અહીં મોકલીશું. એમ કહી તેઓ ઉનાવળે ઉતાવળે વિઠ્ઠલનામ ઘોષ કરતા પંઢરપુર તરફ જાય છે. અહીં પંઢપુરના મહાદ્વાર આગળ નામદેવ કીર્તન કરતા હતા. ટાલ, ધ્વજા લઇને સપ્રેમ નામઘોષ થતો હતો. રામકૃષ્ણ એવું પ્રિય નામ લઈને, મનોધર્મથી વિરકત થઈને શ્રીહરિગુણ ગાતા હતા. સઘળું અભિમાન લજીને કાન પકડીને નાચે છે. મનમાં વિઠ્ઠલમૂર્તિનું ધ્યાન છે. હૃદયમાં તેની જ યાદ છે. શ્રીહરિના ઉત્તમ ગુણ, જન્મ, નામ અને કર્મ નિજ પ્રેમમાં ઘોળીને સુખરૂપે ગાતા હતા. જે નામ નિજ

ભક્તોને સહજમાં વિશ્રાંતિ આપે છે, જે જ્ઞાનીઓનું જ્ઞાન છે, જે મુક્તિનું બીજ છે, જેને મોક્ષદાયક કહે છે તે કૃષ્ણ, વિષ્ણુ, મેઘશ્યામ, મુકુંદ,મુરારી, પુરૂષોત્તમ, અચ્યુત, નરહરિ, ઘનશ્યામ, વિજયીરામ, રઘુપતી, જય જય ગોવર્ધન ઉદ્ધારા, જય જય ગોપીમનોહરા, જય જય ભક્ત કરૂણાકરા, દીનોદ્ધારા પાંડુરંગા, જય જય સકળ મંગળાધીશા, પાતકભંજના, હૃષિકેશા, અમર પાળકા સર્વેશા, અક્ષયવેશા અભંગા, પરમાનંદા શ્રીપતિ, તું જ આદિ મધ્ય અંતી, સજ્જનોની સુખ સંપતિ, તુજ વિણ શ્રીપતિ બીજો કોઇ નથી; દીનબંધુ પંઢરીનાથા, તું જ મારો શ્રોતા, વક્તા, તું જ પ્રેમસુખ દાતા મારા માટે છે. એ પ્રમાણે નામદેવ ભજન કરતો હતો અને અંતરમાં શ્રી હરિનું ધ્યાન ધરતો હતો. તે કહેતો હતો કે હે ગોવિંદ, આ અસાર સંસારના દુઃખમાંથી મને જલ્દી મુક્ત કર, પછી સંતોષ પામીને રૂક્મિણીવરે નામદેવને ચારે ભૂજાઓથી આલિંગન આપ્યું. પદ્માકર તેના મોં ઉપર ફેરવ્યો અને જગજીવને તેને સંતોષ આપ્યો પછી સંતોને મેઘશ્યામ કહે છે કે આનું નામ નામદેવ છે. તેણે મારા પ્રેમનો અનુભવ કરીને મનોધર્મ કેળવ્યો છે. બીજા સંત વૈષ્ણવજનો પણ મને જીવથી વહાલા છે. તે પણ મારા રૂપમાં તલ્લીન થઈને એકત્ર થઇ રહ્યા છે, પણ તે સર્વમાં નામદેવ તારો સદ્દગુણ વિશેષ દેખાય છે. તું પ્રેમામૃતરૂપી આનંદઘન છે. તું અધિકથી પણ અધિક દેખાય છે. આ જ્ઞાનદેવ મારા પ્રાણ ધારણાનું સાધન છે. તે જ્ઞાન વિજ્ઞાનનું ભૂષણ છે અને વૈરાગ્યનો મેરૂ છે, નિવૃત્તિનાથ મારો દાસ છે અને આત્મજ્ઞાનનો પૂર્ણ સાગર છે. સોપાનદેવ પણ મારો મોટો ભક્ત છે. રોહિદાસ, વિસોબા ખેચર, ગોરા કુંભાર પણ નિજ ભક્તો છે. પરમાનંદ જેવા પણ પરમ ભક્ત છે. અને આ જગમિત્ર નાગદેવ, વિનટરામ વટેશ્વર, ચાંગદેવ એ સર્વ શ્રીરંગને વહાલા છે. આસંદ, સુદામા, કેશવદાસ, નરહરિ સોનાર, અને ભાનુદાસ પણ મને વહાલા છે. પણ નામદેવ તારા પ્રેમનો તો અંત જ નથી. ભીષ્મ, રૂકમાંગદ, અક્રૂર, ઉદ્ધવ, અર્જુન, પ્રહ્લાદ વગેરે મોટા ભક્તો છે. ધ્રુવ, નારદ, તુંબર મારા અંતરમાં છે. એ સર્વ વિષયવાસનાથી વિરક્ત છે અને સહજ મુક્તિવાળા જીવન્મુક્ત છે. પણ નામદેવ તારો અદ્દભુત ભાગ્યમહિમા દેખાય છે. મારા ઉપર આ સર્વની અનંત પ્રીતિ છે. તે મારા જન્મોજન્મના સંગાથી છે, પણ નામદેવ તારો ભાવ મારા ચિત્તમાં શ્રેષ્ટ છે. શ્રી હરિ એમ વાર્તાલાપ કરતા હતા એટલામાં વારકરીઓ (દર વર્ષે નિયમિત આવનારા યાત્રીકો) આવી પહોંચ્યા. તેમણે ધજા પતાકા હાથમાં લઇને ત્યાં આવીને જયજયકાર કર્યો. ગર્વ પામે ગરૂડના

નિશાનવાળી ધ્વજાઓ હતી. મૃદંગ વાગતી હતી, નામઘોષની ગર્જના થતી હતી, તેથી ભીમા નદીનો કિનારો ધમધમી ગયો હતો. તે તહેવારના સુખનો આનંદ તો પ્રેમળ ભકત પુંડલીક જ જાણે છે, જેમ ચંદ્રમામાંથી ગળતું અમૃત ચકોર જ સેવી જાણે છે, જેમ માતાના સ્તનનું પયપાન બાળક જ કરી શકે છે, જેમ ક્ષીરસાગરનો મહિમા ઉપમન્યુ સિવાય બીજો કોઈ સમજી શકે નહીં, જેમ દૂધપાણી ભેગાં હોય તો રાજહંસ જ દૂધ જુદું કરી શકે છે, જેમ પ્રેમળ ભકતના કીર્તનનો અનુભવ જ્ઞાની જ કરી શકે છે, જેમ કમળ પુષ્પની સુગંધ એક ભ્રમર જ ભોગવી શકે છે, તેમ પંઢરપુર ક્ષેત્રનો પ્રેમાનંદ ભકત પુંડલીક જ ભોગવી જાણે છે. મહાદ્વાર આગળ સપ્રેમભાવે વારકરી આવીને સાષ્ટાંગ પ્રણામ કરે છે અને તે અવસર ઉપર એક બીજાને પ્રેમથી આલિંગન આપે છે. આગળ નજર કરતાં સારંગધર વારકરીની નજરે પડયા. તેમણે બંને હાથ કમર ઉપર રાખ્યા છે. કમરે પિતાંબર પહેર્યું છે, એવા જગજીવનને જોઇને ભકતજનોને આનંદ થયો, સપ્રેમ આલિંગન આપીને પછી શ્રીચરણમાં વંદન કર્યું. જેમ સાસરે ગયેલી દીકરીને તેની માતા જોતાં જે હર્ષ થાય છે, તેવો શ્રીમુખ નજરે જોઇને ભકતોને ઘણો આનંદ થયો. પછી ઈંટ સાથે બંને ચરણ ઉપર હાથ મૂકી મસ્તક નમાવી હું તું પણાના ભાવ ત્યજીને તલ્લીન થઇને ઊભા રહ્યા અને કહેવા લાગ્યા કે શ્રીમુખને નજરે જોતાં અનંત જન્મનાં દુઃખો ભૂલી જવાય છે. તું જ સર્વસુખ આપનાર છે, બીજો કોઇ નથી, તારા એકલાનું જ સ્મરણ કરીને દેવરાયા તને સંદેશો મોકલ્યો છે. કૂર્મદાસ તમને મળવા લાટે લહુળા ગામે બોલાવે છે. તેને હાથપગ નથી. તે તમને મળવાની આતુરતાથી વાટ જુએ છે. આવાં વચન સાંભળીને પંઢરીનાથે ત્વરિત ગતિએ ત્યાંથી નીકળવાની ઇચ્છા કરી. તે કહેવા લાગ્યા કે કૂર્મદાસ મારો ભકત છે તે મને ક્યારે મળશે? અંતરના મનોરથ પૂરનાર જે જે સંતજન અને ભેટે છે તેમના સિવાય બીજો ઇષ્ટ છવલગ મિત્ર કોઇ નથી. પછી નામદેવ અને જ્ઞાનદેવને નજીક બોલાવીને દેવરાયા પોતાના મનની વાત કહે છે કે કૂર્મદાસ મનમાં ઘણા આર્ત ભાવથી મને મળવાની ઇચ્છા રાખે છે. માટે તમે બંને અને હું એમ જલદી જલદી તેની પાસે જઇ આવીએ. એમ કહી ત્રણે જણ ચાલતા ચાલતા પંઢરપુરથી નીકળ્યા. વૈકુંઠપતિ જે ક્ષીરસાગરમાં શેષ ઉપર શયન કરનારા કે જેનું વર્ણન શ્રુતિપુરાણ કરે છે તે લક્ષ્મીકાંત જગજીવન પગે ચાલી નીકળ્યા છે. બ્રહ્માદિક મુનિઓ જેના ચરણરજની ઇચ્છા કરે છે તે રૂક્મિણીરમણ ગરુડ ધ્વજાવાળા પગે ચાલી નીકળ્યા છે. યોગીઓ પદ્માસનમાં બેસી જેનું

ધ્યાન ધરે છે તેઓના ધ્યાનમા પણ જે જલદી આવતા નથી, તે કૃષ્ણચન્દ્રની ભક્તિ જોઈને પગે ચાલી નીકળ્યા જગજેઠીએ જતે ચાલતા વનમા વાડી જોઈ તેમા રહેતા સાવતામાળીને મળવાની ઈચ્છા થઈ તેને મળવા માટે ચક્રપાણિએ ઉતાવળે ઉતાવળે ચાલવા માડ્યુ મનમા વિચાર કરવા લાગ્યા કે આજે નામદેવને પણ કૌતુક બતાવુ પછી તેને કેશવરાજ કહે છે કે વળી તરસ લાગી છે તેથી વાડીમા જઈ પાણી પી આવુ એમ કહીને અધોક્ષજ વાડીમા ગયા જ્ઞાનદેવ તથા નામદેવ એ બન્નેને વાડી બહાર બેસવાનુ કહીને શ્રી હરિ બોલ્યા કે હમણા જ પાણી પીને સત્વર પાછો આવુ છુ પછી શ્રીપતિ સાવતા માળી પાસે ગયા, તે સમયે નેત્ર બધ કરીને હૃદયમા વિશ્વ મૂર્તિનુ ધ્યાન ધરીને માળી બેઠા હતા અને મુખથી નામસ્મરણ ચાલુ હતુ દેહનુ ભાન રહ્યુ ન હતુ વિદેહ સ્થિતિ હતી, એવુ જોઈને સારગધરે તેના મસ્તક ઉપર અભયકર મૂક્યો અને તેને સત્વર સાવધ કર્યો અને પછી આલિંગન આપ્યુ માળીએ ચક્રપાણિને જોતા જ પગમા પડીને ચરણ દૃઢ પકડ્યા, પ્રેમાશ્રુથી આખો ભરાઈ ગઈ તેના મનમા આનદ સમાતો નથી તે કહે છે કે ધન્ય દિવસ આજનો, ધન્ય ઘડી અત્યારની કે મે માબાપને નજરે જોયા મને સુકુમાર શામળિયાના દર્શન થયા સ્વચરણ ચાલીને આ વાડીમા આવ્યા ફરીથી ચરણમા મસ્તક મૂકી ભક્ત સાવતો વિનતિ કરે છે—હે પઢરીનાથ, બહુ થાકી ગયા હશો, તમે દીનની આમ જ સભાળ લો છો હવે સ્વસ્થ મન કરીને અહીં ક્ષણભર આરામ કરો, હુ તમારુ પૂજન કરુ એ સાભળી જગજીવન શુ કહે છે? જાણે ભય પામ્યા હોય તેવો દેખાવ કરી કહે છે કે મારી પાછળ બે ચોર પડ્યા છે, તે લગભગ નજીક આવી ગયા છે તેઓની બીકથી હુ તારી પાસે દોડી આવ્યો છુ અહીં મારે સતાઈ જવુ છે અને તુ પૂજા કરવાની વાત કરે છે તે મને નવાઈ જેવુ લાગે છે! જ્યારે સૂર્યને ગ્રહણ લાગે ત્યારે તેને અર્ઘ્યદાન અપાય નહીં, જેમ શત્રુએ રાજ્ય ઘેર્યું હોય ત્યારે રાજાને સિંહાસન રૂચતુ નથી, જેમ મનમા ચિંતા ઉત્પન્ન થઇ હોય ત્યારે કોઇ ઉપચાર મનને ગમતો નથી, જેમ અગસ્ત્ય મુનિને નજીક જોઇને સાગરમા ભરતી આવતી નથી, તેમ તુ મારી પૂજા કરવા તૈયાર થયો છુ પણ મારુ મન સ્વસ્થ નથી, હવે ભક્તરાજ, તુ મને ગમે ત્યા જતન કરીને સતાડી દે સાવતો માળી તે વખતે કહે છે કે તુ કયે સ્થળે સતાઇશ? અહીં કોઇ એવુ સ્થાન દેખાતુ નથી તેમજ ત્રિભુવનમા પણ એવુ કોઇ સ્થાન નથી કે જ્યા તને સતાડી શકાય જેમ પવનને પાજરામા ભરી શકાય નહીં, કે

આકાશ ગાગરમાં સમાય નહીં, કે સૂર્ય અંધકારમાં સંતાય નહીં, તો પછી ગોવિંદને ક્યાં સંતાડું ? તાપસીઓમાં કૈલાસનાથ, પક્ષીઓમાં ગરૂડ, દેવોમાં ઇંદ્ર, કદી સંતાડી શકાય નહીં. જેમ માટીમાં કસ્તુરી, કે વૃક્ષમાં ચંદન, કે પ્રાણીઓમાં હાથી કે સિંહ ઢાંકયો રહે નહીં, જેમ અશ્વોમાં ઉચ્ચૈઃશ્રવા ઢાંકયો રહે નહી, તેમ દેવાધિદેવને કેવી રીતે સંતાડી શકાય ? લોખંડની પેટીમાં પારસમણિ કેવી રીતે સંતાડાય ? તે તો સોનાની થઈ જાય–તેમ તું સર્વશ્રેષ્ટ શ્રીહરિ, તારા ઉદરમાં અનંત બ્રહ્માંડ સમાયાં છે તેને સંતાડવા પૃથ્વી ઉપર કોઇ સ્થાન જડતું નથી. ત્યારે હૃષિકેશ કહે છે કે આ પ્રસંગે બ્રહ્મજ્ઞાનને સ્થાન નથી. અત્યારે તો તું મને ગમે ત્યાં સંતાડી દે – પછી સાંવતા માળીએ વિચાર કર્યો કે હૃદય મંદિરમાં વૈકુંઠવાસી પ્રેમથી રહી શકશે. એમ વિચારી ખુરપી લઈ છાતી ચીરી નાખી. તેના હૃદય સંપુટમાં શ્રીહરિ ઝટ લઇને સંતાઇ ગયા. સાંવતાએ વિચાર કર્યો કે જો ચોર આવશે તો ધનનીલ દેખાઈ જશે, તેથી પંચિયું લઈને છાતી ઉપર બાંધી દીધું અને હૃદયમંદિરમાં જગજેઠી ગુપ્ત વાર્તા કહે છે કે તારો ઉપકાર ફેડવા માટે આ સૃષ્ટિનો કોઇ પદાર્થ યોગ્ય થશે નહીં.

હવે શ્રોતાજનોને નવાઇ લાગશે કે દેવને હૃદયમંદિરમાં કેવી રીતે સંતાડયા ? એ શંકા આ વખતે ઉત્પન્ન થઇ છે. એવી શ્રોતાની વાત સાંભળીને કહેવા લાગ્યા કે લીલા કરનાર ચક્રપાણિએ આ દ્રષ્ટાંત રચ્યું છે અને પોતે કોઈ વખતે ન બન્યું હોય તેવું કરી બતાવનાર સમર્થ છે. કૃષ્ણાવતારમાં યશોદા માતા ઘરમાં કામ કરતાં હતાં તે વખતે શ્રીહરિએ ફળિયામાં જઇ એક ગોપીના ઘરમાં ભરાઇ ઝટપટ માખણ ખાવા માંડયું. તે વખતે તેમને પકડીને ગોપી મટુકીમાં મૂકીને વેચવા માટે લઈ જાય છે. તે સત્ય કરવા માટે દેવ મટુકીમાં સમાયા હતા.

**ભોળી રે ભરવાડણ હરિને વેચવા ચાલી.**
**શેરીએ શેરીએ સાદ પાડે,**
**અરે, લ્યો કોઈ મુરારી;**
**નરસૈયાના નાથને (મટુકીમાં મૂકી) વેચવા ચાલી.**

તેમ સાંવતાનો પ્રેમ જોઇને ચક્રપાણિ તેના હૃદયમંદિરમાં સમાયા. માટે શ્રોતાજનો, મનમાં આ શંકા ધરશો નહીં. હવે જગન્નાથ સાંવતાને

પોતાની ગુહ્ય વાત કરે છે કે તારો ઉપકાર ફેડવા માટે આ પૃથ્વી ઉપર એક પણ ચીજ યોગ્ય નથી. "હવે મારું જ સ્વરૂપ થઈને તને સર્વસ્વ આપીશ." એ સિવાય બીજું કંઈ આપવા જેવું નથી. પછી સાંવતો ભક્ત કહે છે કે હે સ્વામી, કૃપાવંતા, હવે હું તને મારા અંતરમાંથી કલ્પાંતે પણ જવા દઈશ નહીં. એમ કહીને દેવ અને ભકત બંને પ્રેમથી એકરૂપ થઈ ગયા. જેમ ગંગા અને જમુના એક પ્રીતથી ભેગી થાય છે, જેમ દૂધમાં પાણી સમાય છે, જેમ શરીરમાં પ્રાણ રહ્યો છે, તેમ પોતાના ભકતના ઉદરમાં રાજીવનયન સુખ સંતોષથી બેઠા છે. જેમ ચંદ્રકિરણમાં અમૃત સમાયું છે તેમ પોતાના ભકતના ઉદરમાં વૈકુંઠનાથ બેઠા છે. આ તરફ વાડી બહાર નામદેવના મનમાં ચિંતા થવા લાગી કે હજુ પંઢરીનાથ કેમ પાછા ન આવ્યા. શા કારણથી આટલો વિલંબ થયો? મારા સ્વામી કયાં ગુંચાઈ ગયા? મને વનમાં નાખી દઈને કયાં ગયા? એ પાંડુરંગ મારું જીવન છે. મારા સુખનો આધાર છે. હવે તેમનો પત્તો મને કોણ આપશે? એમ કહેતાં કહેતાં ગદ્‌ગદ્‌ કંઠે થઈ ગયા અને સપ્રેમ ડૂસકાં ખાવા લાગ્યા. શરીરમાં ધીરજ રહી નહીં. વિઠોબાની તપાસ કરવા જવાનો વિચાર થયો. જેમ તરસ્યો માણસ જંગલમાં પાણી પીવા માટે તલસે, જેમ ભૂખ્યું બાળક માતાની વાટ જુએ, જેમ હરણનું બચ્ચું હરણીની રાહ જુએ, જેમ કંજુસનું કોઇ ધન હરી જાય, ત્યારે તેને જેવી ચિત્તમાં તળભળ થાય, તેમ નામદેવનો કંઠ ગદ્‌ગદિત થયો. આંખોમાં અશ્રુધારા વહેવા લાગી અને છાતી કૂટવા લાગ્યા અને પછી જમીન ઉપર પછડાયા. તે કહેવા લાગ્યા કે જો વિઠોબા તત્કાળ નહીં આવે તો મારો પ્રાણ વ્યાકુળ થશે. મને અહીં નાખી દઈને જતા રહેશો નહીં. આમ કરવું તમને ઉચિત નથી. પિતાંબર પહેરેલું છે તે હાથમાં પકડીને જતાં જતાં કહેતા ગયા કે હું હમણાં આવું છું અને હવે જતા રહ્યા. રૂક્મિણીરંગા, તારો ભાવ મારાથી કળાયો નહીં. એમ નામદેવ વિલાપ કરે છે અને વાડીના દરવાજા સામું જુએ છે. એટલામાં તેની નજરે સાંવતા ભકત જોવામાં આવ્યા. તે પ્રેમભાવે નામસ્મરણ કરતા હતા અને આનંદયુકત હતા. તે સ્થળે જઇ તેમને ચરણે પ્રણામ કરીને નામદેવ પૂછે છે કે જગજેઠી કયાં ગયા? મને તેમને મળવાની ઉતાવળ છે. મને પેટમાં તેમના વિના વ્યાકુળતા થાય છે. આ સમયે સાંવતાને દેહભાન ન હતું. તે હરિરૂપમાં તલ્લીન થયા હતા. હું અને મારાપણાની ઓળખાણ રહી નથી. આ ચિહ્ન નામદેવે જોયાં એટલે સમજી ગયા અને કહેવા લાગ્યા કે વિઠોબાને આણે જ સંતાડ્યા લાગે છે. મનમાં સ્વસ્વરૂપનો

અનુભવ ઓળખાયો તેવો જ તેને ત્યાં દેખાયો. જેમ જાર કે જારિણીને કોઈ જોઇને ઓળખી જાય, જેમ ચોર બીજા ચોરને જોઈ તેને ઓળખે, જેમ વક્તાનો પ્રેમ, અંતર જ્ઞાની અને ચતુર જાણી જાય છે, યોગીની ગુપ્ત વાત યોગી જ જાણે છે, તેમ સાંવતા પાસે જગજેઠી છે એવું નામદેવને સમજાયું. પછી તે કહેવા લાગ્યા કે હું નિર્બળનો આશરો સાંવતા, તેં કેમ પેટમાં સંતાડયો છે. જે સર્વ સુખનો વિસામો છે, જે મારા જીવને ગમે છે તે મને એક વખતે નજરે જોવા દે. તે રૂપ જોઇને હું જીવ ધરી શકું છું. મારો પ્રાણ તેને જોયા વિના અતિ વ્યાકુળ થાય છે. તો હે દયાળુ, મારો પ્રાણ બચાવો. મારા ઉપર કૃપા કરીને કૃપા દ્રષ્ટિ કરો. કંઈ સ્વહિતની વાત કરો. અને મને જગજેઠીની મુલાકાત કરાવો. પછી હું શુકન ગાંઠ વાળીશ. એવાં નામદેવનાં કરુણ વચન સાંભળીને જગજીવન સાંવતાને કહે કે મારી ખાતર મને નામદેવને મળવા દે. રૂક્મિણીકાંત મનમાં વિચાર કરે છે કે હું સાંવતાના પેટમાં આવી ભરાયો છું, એટલે હવે મારાથી જલદી બહાર નીકળી શકાશે નહીં. જેમ કોશેટામાં કીડો ભરાયો, તેમ મેં મારે હાથે જ બંધનમાં પડવાનું માગ્યું. હવે પોતાની જાતે બહાર નીકળી શકાશે નહીં. જેમ કમળની સાથે પ્રીતિ કરી ભ્રમર તેમાં દાખલ થયો, પછી સૂર્ય આંથમતાં તેમાં ફસાઈ ગયો તેમ હું પણ સાંવતાના પેટમાં આવી ભરાયો છું. જેમ પોપટ જાળમાં આવી બેસે તે ઊડી શકતો નથી, તેમ મને થયું છે. બહાર નામદેવને તળમળ વધતી જાય છે. તેની જેમ જળ વિના માછલી તરફડે તેવી સ્થિતિ થઇ છે. પછી હૃષિકેશી શું કહે છે? નામદેવ પરદેશી છે. મારા વિના આકુળ વ્યાકુળ થાય છે. માટે તેને એક ક્ષણ માટે પણ ભેગો થવા દે. પછી સાંવતો ભક્ત કહે છે કે વિષ્ણુભક્ત સાવધ થા. પંઢરીનાથે કૃપા કરી છે અને તે હવે તને ભેટશે. કમલાપતિ ઉતાવળ કરે છે. તે તને ભેટીને વિશ્રાંતિ આપશે. તું તેમને થોડા વખતમાં જ પ્રેમથી જોઇશ. મનમાં કંઈ ખેદ કરીશ નહીં. તેં પુણ્ય ઘણું કમાઇને ભેગું કર્યું છે. સર્વ પ્રાણી માત્રને તેં ભજ્યાં હશે, તેથી હૃષિકેશી તારા ઉપર કૃપાવંત થયા છે અને તને અનાયાસે મળ્યા છે. ભક્તિબળે પંઢરીનાથને તેં ઋણી કર્યા છે. આ નવલ જોઇને મારા ચિત્તમાં રહેલા ભકતરાયાને પણ આશ્ચર્ય થયું છે. તેં શું ખભે ગરુડચિહ્નવાળી ધજા લઇને પંઢરીની વારી કરી હતી કે પછી સંતચરણરજ લઇને માથા ઉપર મૂકી હતી કે જેથી શ્રીહરિ તારા ઉપર તુષ્ટમાન થયા? દશમને દિવસે દિંડી આગળ લઇને ગોપાળ હરિનામે ખેલતાં મનાડા કીર્તન કર્યાં તે નજરે જોઇને ગોવિંદ તને પ્રસન્ન થયા? કેવી રીતે અનંત કૃપા-

સિંધુ દીનબંધુ તારા ઉપર તુષ્ટમાન થયા ? અનંત જન્મના તારા તપને લીધે કે તેં દેહ ઉપર કરવત મુકાવ્યું હતું કે ઉગ્ર તપને લીધે કે મહાન તીર્થોના દર્શન કર્યા હતા કે પારકા માટે પ્રાણ આપ્યા હતા કે એમ જ કીર્તન કર્યા હતા કે તે જોઈને જગજીવન પ્રસન્ન થયા ? તારો ભાગ્યમહિમા અદ્ભુત છે અને તે એક પંઢરીનાથ જ જાણે છે એમ કહીને સાવતાભક્તે નામદેવને ચરણે મસ્તક મૂક્યું નામદેવે તેને કહ્યું કે મારા સુખનો આધાર તું જ છે મને તું દર્શનદાન આપ તારા વિના બીજો મારે આધાર નથી હમણાં તેં જે વચનો કહ્યાં તે હમણાં જ સાચાં કરી બતાવી મને અને મારા વિઠ્ઠલને તત્કાળ ભેગા કરી આપ હે પ્રેમાળ ભક્તનાથ, હવે મારી ધીરજ રહેતી નથી મારી વિપરીત દશા જોઈને તને મનમાં કરુણા કેમ થતી નથી ? પછી સાવતાએ ખુરપી લઈને છાતી ચીરી નાખી એટલે તેમાંથી પાંડુરંગ બહાર આવ્યા નામદેવે દોડીને તેમના ચરણ પકડ્યા ધનનીલ પણ ગદ્‌ગદ્ કંઠે થયા અને નામદેવને આલિંગન આપ્યું પોતાના પિતાંબરનો છેડો લઈ સ્વહસ્તે નામદેવનું કપાળ અને આંસુ લૂછ્યાં પછી હસીને પંઢરીનાથ નામદેવને વૃત્તાંત પૂછે છે કે તારું ચિત્ત કેમ ખિન્ન થયું છે તે મને સત્વર કહે પછી નામદેવે દૃઢચરણ પકડી દેવને મધુર વાણીથી કહેવા લાગ્યા કે તું જ મારી મા છે, પિતા છે અને નિર્વાણ સુધી અખંડ મારા માતા-પિતા તરીકે રહેવાનો છે તું પરબ્રહ્મ ઘનશ્યામ જો કયા મોહથી મને લાડથી પાળે છે એ મને સમજાતું નથી પછી હસીને જ્ઞાનદેવને જગજીવન મૃદુ વચનથી કહે છે કે હજુ આપણે કૂર્મદાસને સત્વર મળવા જવાનું છે તેને મળ્યા સિવાય ચિત્તનું સમાધાન થશે નહીં આજના શુભ દિવસે મારા ભક્તો મળશે ત્યારે મારા નેત્રને ટાઢક વળશે જ્ઞાનદેવ, નામદેવ, સાવતા માળી અને પંઢરીનાથ એમ ચારે જણા સાથે મળીને આનંદથી માર્ગ કાપવા લાગ્યા આ સાંભળી શ્રોતાઓને મનમાં શંકા થશે, કે ઘણા ભક્તોને સાથે લીધા પણ એ તો પંઢરીનાથની લીલા છે અને તે યથાર્થ છે માટે એવી શંકા લાવશો નહિ કે આ બધું ભક્તચાતુર્યે માટે કહ્યું છે આ બધું લખાણ પતિતપાવન, ભક્તકૈવારી શ્રીહરિજ લખાવે છે તો પતિત વાચાની આગળ પાવન કૃપાનિધિ છે તેથી ભક્ત નામે આ કથા સંચય થયો છે હવે નિજ ભક્તોને સાથે લઈને જગજીવન આનંદ કરતા ચાલ્યા જાય છે ત્યારે કૂર્મદાસને ઉત્તમ શુકન થતા હતા જેમ મેઘ જમીન ઉપર વરસે તે પહેલાં વીજળી ચમકે છે અને ઉત્તર દિશાથી મંજુલ પવન વાય છે, તેમ આનંદઘન મળવા આવે છે એટલે તેનું જમણું લોચન ફરકે

છે અને ઘડીએ ઘડીએ બાહુ સ્ફુરણ થાય છે. આવા શુકન કૂર્મદાસને થતા હતા. જેમ ખરાડતી ખરાડતી ગાય વાછરડા પાસે જાય છે તેમ પંઢરીનાથ આવ્યા તેમના અંતરમાં આનંદ માતો નથી. કૂર્મદાસે જગજીવનને જોઇને સદ્‌ભાવે પ્રણામ કર્યા. દેવ તેને પ્રેમાલિંગન આપી ચારે હાથથી ભેટયા. સપ્રેમ ભકતજનો પણ કૂર્મદાસને ભેટયા. કૂર્મદાસને રૂક્મિણીરમણ કહે છે કે કંઇ વરદાન માગ તે હું તને આપીશ. આ સાંભળી કૂર્મદાસ કહે છે કે મારે એટલુંજ માગવાનું કે અહીંથી તમારે હવે બીજે કયાંય જવું નહી. એવું અભય વરદાન આપો. અસ્તુ એમ કહીને ઘનનીલ ત્યાં જ ચિરકાળ રહયા મારે પંઢરપુર જેવું જ લહુળ ક્ષેત્ર છે. અષાઢી અને કાર્તિકી એકા-દશીએ પંઢરપુર યાત્રા ભરાય છે ત્યારે લહુળમાં પણ યાત્રા ભરાય છે અને ત્યાં સાત્વિક ભકતો દર્શન માટે આવે છે.

આવતા અધ્યાયમાં રસાળ કથા છે તે શ્રોતાજનો સ્વસ્થ મનથી સાંભળજો. જેમ કૃપણ ધન જોઇને તેમાં પ્રેમથી તલ્લીન થાય છે, તેમ કથામાં ધ્યાન દઇને સાદર ભકતજનો સાંભળજો. મહીપતિ તમારી ચરણરજ છે. તે પ્રેમથી તમને વંદન કરે છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રીજગન્નાથ પ્રસન્ન થાય છે
પ્રેમાળ સાત્વિક ભકતોએ આ સોળમો રસાળ અધ્યાય સાંભળ્યો.

= શુભં ભવતુ =

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૧૭ મો.

## રાંકા કુંભાર તથા ગોરા કુંભારની કથા.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

આજે અદ્દભુત નવાઈ જેવું બન્યું છે કારણ કે ભક્તવિજય વસંતમાં આવ્યો છે. તેથી જ સજ્જન મનુષ્ય વનમાં ઘણો ગૌરવ પામ્યો છે. અર્થનો પ્રકાશ ફેલાતાં જ્ઞાનરૂપી શીતળ પવન ફેલાશે. તથા જિજ્ઞાસુ વૃક્ષને (ખરૂં તત્ત્વ જાણવાની ઇચ્છા એજ તેનું વૃક્ષ) એક સરખી કુંપળો ફુટશે. અર્થ રૂપી પાંદડાં અને ડાળી તેમ જ જ્ઞાનરૂપી પુષ્પ લાગશે.

### અનુભવ સ્થિતિ અમૂલ્ય છે,
### તેનાં ફળરૂપી અવિનાશી પ્રાપ્ત થાય છે.

આથી વનની શોભા વધે છે અને તે અતિ શોભાયમાન દેખાય છે. ત્રિવિધ તાપથી સંતપ્ત થયેલા જનો તે વનની છાયામાં આવીને બેસે છે. રાજહંસ જે જીવન્મુક્ત છે તે આ સ્થળે ક્રીડા કરવા આવે છે. પોતાના ભક્તોની કથા અતિ સુરસ છે, તેનું પ્રેમથી તે સેવન કરે છે. કોઇ અજ્ઞાની જન હોય તે વનને દૂરથી જુએ છે. પુષ્પ, ફળથી શોભાયમાન વન જોઇને તેનું મન સંપૂર્ણ સંતોષ પામે છે. આગળના અધ્યાયમાં ગૌરવવાળી કથા હતી. કૂર્મદાસને જગજેઠી આવીને ભેટ્યા. તેની સંભાળ લઇને તેના ઉપર કૃપા કરીને પ્રેમથી સુખગોષ્ટિ કરવા લાગ્યા.

હવે વૈરાગીમાં શ્રેષ્ઠ રાંકા કુંભાર વૈષ્ણવજન હતો. તેનું ચારિત્ર રસાળ વાણીથી પીરસવામાં આવશે તે ભાવિક જનો સાંભળજો. તેની પત્ની બાંકા પરમ ભાવિક તેમજ પતિવ્રતા હતી. તેઓને એક સુંદર કન્યા થઈ, તેનું નામ વંકા હતું. તે ગુજરાતી કુંભાર હતો અને પંઢરપુરમાં આનંદથી રહેતો હતો. શહેરમાં માટલાં વેચીને શ્રીહરિનું ભજન કરતો અને આનંદ

પૂર્વક રહેતો હતો. એ પ્રમાણે ઘણા દિવસ જતાં એક દિવસ ન બનેલો નવીન બનાવ બન્યો. કાચાં વાસણો ભેગાં કરીને જે ઘરમાં મૂક્યાં હતાં, તે ઘરમાં એક બિલાડી વિયાઈ હતી. તેણે વાસણોના ઢગલામાં તેનાં બચ્ચાં મૂક્યાં હતાં. ત્યાં રાત દિવસ ધીરજથી રહીને તે બચ્ચાંને સ્તનપાન કરાવતી હતી. એક દિવસે બિલાડી બહાર ગઈ હતી. કુંભારે અજાણતાં જે માટલામાં બિલાડીનાં બચ્ચાં હતાં તે પકવવા માટે લઇને નીંભાડામાં ગોઠવી દીધાં. પછી ઇંધન નાખી અગ્નિ પ્રગટાવ્યો. જ્યારે નીંભાડામાં અગ્નિ ફેલાયો ત્યારે બિલાડી ફરીને પાછી આવી. ઘરમાં જુએ છે તો બચ્ચાં નજરે પડયાં નહીં. તે એકદમ બહાર આવીને મોટેથી મ્યાંઉં મ્યાંઉં કરવા લાગી, ત્યારે જ કુંભારને મનમાં ખબર પડી કે બચ્ચાં નીંભાડામાંના કોઈ વાસણમાં હતાં. તે પોતાનું કપાળ કુટવા લાગ્યો. તેની પત્નીને કહે છે કે અરેરે ! મારાથી અન્યાય થઈ ગયો. તે દોડી આવીને પૂછે છે કે શું થયું ? રાંકાનો કંઠ ગદ્‌ગદ્ થઈ ગયો. તે કહેવા લાગ્યો કે એક કાચા માટલામાં બિલાડીનાં બચ્ચાં હતાં, તે મેં અજાણતાં નીંભાડામાં બાળી નાખ્યાં. તે બિલાડી ત્યાં જઈ મોટેથી રડે છે અને આપણા ઘરમાં જઇ નિસાસા નાખે છે. આ સંકટમાં હવે હું શું કરું ? એમ કહી શરીરને જમીન ઉપર પછાડયું. પછી રાંકા અને બાંકા બન્ને પ્રાર્થના કરે છે. હે પંઢરીનાથ, મદદે આવો, તમે લાખાગૃહમાંથી પાંડુપુત્રોને બળતા બચાવ્યા હતા. પાણીની કઢાઈમાં દેડકો પડયો હતો અને નીચે ઘણો અગ્નિ પ્રગટાવ્યો હતો. દેડકે તારું ચિંતવન કર્યું, તેના સંકટ વખતે રૂક્મિણીકાંત તું પ્રગટ થયો અને તાપ હોવા છતાં પાણી ગરમ થયું નહીં, તેવો જ સમય આજે આવ્યો છે. હે પંઢરીનાથ, તું વેગે આવી પહોંચ. કદીયે ન બન્યું હોય તેવું સંકટ મારે માથે આવ્યું છે. પણ તું તે દૂર કરીશ કે? તારા ચરણનું ધ્યાન ધરતાં પ્રહ્‌લાદને અગ્નિથી બચાવ્યો. તેમ આ બિલાડીનાં બચ્ચાં કે જેમને તારું કીર્તન કરતાં આવડતું નથી. પણ તું કૃપાસાગર ચૈતન્ય ઘન છે તો તેના પ્રાણ બચાવજે. બાંકા તેના પતિને કહે છે કે દેવને કંઇ નૈવેદ્ય ધરાવવાની માનતા રાખો. તેથી હૃષિકેશી અતિ વેગથી જરૂર આવશે. પછી રાંકા જવાબ આપે છે કે :—

**જો અગ્નિમાથી બિલાડીનાં બચ્ચાં જીવશે તો**

**આજથી હું સંસાર ભોગવીશ નહીં.**

અહા ! કેવું અદ્દભુત નૈવેદ્ય ! સારંગધર પ્રસન્ન થશે એવી અંતરમાં કલ્પના કરીને બંને જણ ત્યાં જમીન ઉપર જ સુઈ ગયાં. તે કહેવા લાગ્યાં કે શ્રીહરિ વારે ધાજો. દીનનું સંકટ દૂર કરજો. તેમની આંખોમાંથી ચોધાર આંસુ વહે છે. શરીરના સઘળા અવયવો આકુળ, વ્યાકુળ થાય છે. અંગમાં ધુળ ભરાઇ છે. એટલામાં અદ્દભુત વાયુ વહેવા લાગ્યો. નીંભાડાનો અગ્નિ ભડભડ બળવા લાગ્યો. તે જોઈ બંને અતિ રુદન કરવા લાગ્યાં. હવે તો જરા પણ દેહભાન રહ્યું નથી. હરિસ્મરણ અખંડ ચાલુ છે. સતીએ વચન દીધું છે: નૈવેદ્યનું: પતિ ગતપ્રાણ લાગે છે. તેની પત્નીને પણ હવે દેહભાન રહ્યું નથી અને પતિ સાથે સહગમનની ઇચ્છા રાખે છે. એમ બે રાત્રી સુધી નીંભાડામાં અગ્નિ રહ્યો, ત્યાં સુધી કુંભાર પણ બેભાન અવસ્થામાં પૃથ્વી ઉપર પડી રહ્યો છે. નૈવેદ્યથી શ્રીહરિ મળશે એવી આશા અંતરમાં રાખી બાંકા પણ ત્યાં રૂદન કરે છે. તે કહે છે કે વિઠ્ઠલા, જલદી આવજે. "બાનાની પત રાખ. પ્રભુ તારા બાનાની પત રાખ." ત્રીજે દિવસે અગ્નિ શાંત થયો અને વાસણો પાકી ગયાં. બિલાડી પણ મોટેથી અવાજ કરતી ત્યાં જ આંટા ફેરા કર્યા કરતી હતી. તે સમયે કદીયે ન બનેલી બીના શ્રી રૂક્મિણીકાંતે નજરે બતાવી. હે ભાગ્યવંત શ્રોતાઓ, સાંભળો. બહારથી બિલાડીનો અવાજ સાંભળી નીંભાડા વચ્ચેના વાસણમાંથી બચ્ચાંનો મ્યાંઉ મ્યાંઉ અવાજ સંભળાયો. કુંભાર અને તેની પત્ની જલદી જલદી જોવા લાગ્યાં. તો જે નીંભાડામાં તે બચ્ચાં હતાં તે અંધો ભાગ કાચો અને ટાઢો જોયો. તેમાંથી વાસણ લેતાં બિલાડીનાં ત્રણે બચ્ચાં પોતાની નજરે જીવતાં જોયાં. રાંકા કહેવા લાગ્યો કે ખરેખર, મારા ઉપર રૂક્મિણીરમણની કૃપા થઇ છે. ત્રણ દિવસથી દૂધ-પાણી વિનાનાં બચ્ચાંનાં મોં સુકાઇ ગયાં હતાં. તે માતાને જોતાં ઉલ્લાસથી અવાજ કરવા લાગ્યાં. જેમ દીવામાં વાટને સંકેલવાથી તેજ વધે છે, જેમ પૃથ્વી ઉપર વરસાદ વરસતાં, પડેલાં ઘાસનાં અસંખ્ય બીજ ઊગી નીકળે છે, તેમ તે બચ્ચાંને પણ કંઇ ન પીવડાવતાં તેમની માતાની દૃષ્ટિથી જ ક્ષુધાનો નાશ થયો. કંજુસને જેમ દ્રવ્ય મળતાં આનંદ થાય છે, જેમ પૂર્વ દિશામાં સૂર્ય ઊગતાં જ સરોવરમાં કમળ ખીલવા માંડે છે, તેવો જ ઉલ્લાસ રાંકા કુંભારને થયો. પંઢરપુરના સર્વ જનો કહેવા લાગ્યા કે આની સપ્રેમ ભક્તિને ધન્ય છે. રાંકા તેની સ્ત્રીને કહે છે કે મેં એવી માનતા રાખી હતી કે જો અગ્નિમાંથી બિલાડીનાં બચ્ચાં જીવતાં નીકળશે તો હું સંસાર ભોગવીશ નહીં. સંકટ સમયે જગજીવને પ્રસન્ન થઇ કાર્ય કર્યું. હવે સંસારભાર શા માટે ? એવો

મનમાં અનુતાપ કરીને ગામના બ્રાહ્મણોને બોલાવ્યા. મનમાં શુદ્ધ ભાવ ધરીને બ્રાહ્મણોને હાથે ઘર લુંટાવી દીધું. પોતે લંગોટી પહેરીને સ્ત્રીને એક જ વસ્ત્ર આપ્યું. પેટ ભરવા માટે જંગલમાંથી લાકડાં લાવીને, શહેરમાં વેચી તે પૈસાનું અન્ન વેચાતું લઇ અતિથિને ભોજન આપ્યા પછી શેષ રહે તે પત્ની તથા પુત્રી સાથે ભોજન કરતો.

અહોરાત્ર સપ્રેમ રંગે રહેતા,
ચિત્તમાં પાંડુરંગનું ધ્યાન ધરતા.

રસ્તામાં પડેલાં ચીંદરડાંની લંગોટી કરીને પોતે પહેરતા. તે સિવાય કોઇ વસ્ત્ર આપે તો તે નજરે પણ જોતા નહીં. એક દિવસ દરજીના બારણા પાસે ચીંદરડી વીણતા હતા ત્યારે દરજીએ કહ્યું કે વૈરાગ્ય શા માટે લીધો છે? તે કંજુસ દરજીએ અજ્ઞાનતાથી કહ્યું કે એ ચીંદરડીઓ તો અમારે દીવેટ કરવા કામ આવે છે. તે પછી રાંકાએ તેની પત્નીને કહ્યું કે જે કોઇને પણ ઉપયોગી ન હોય અને રસ્તા ઉપર નાખી દીધી હોય તેવી જ ચીંદરડીથી કાયા ઢાંકજે. બ્રાહ્મણો ભોજન કર્યા પછી બહાર એંઠાં પાન નાખે છે તે લઇને કાયા ઢાંકજે. પોતે પણ તેવાં પાન ભેગાં કરીને લંગોટી જેવું કરી પહેરતા. એટલો તીવ્ર વૈરાગ્ય રાંકાને છે કે જેટલો અન્ય કોઇને નહીં હોય. કવિની વાણી પણ દૃષ્ટાંત આપતાં કુંઠિત થાય છે. જેમ પૃથ્વીનું વજન કરવા માટે વિસ્તારવાળાં પલ્લાં નથી, તેવી રીતે ભગવાનના ભક્તોના પવાડા ગાતાં મન અને બુદ્ધિ કુંઠિત થાય છે, જેમ મુષ્ટિમાં સૂર્ય રહી શકે નહીં, જેમ પવન પાંજરામાં પુરાય નહીં, તેમ ભગવદ્‌ભક્તોની અનુપમ સ્થિતિનું વર્ણન કરતાં વાચા કુંઠિત થાય છે.

પારકાનો જીવ બચાવવા માટે કદી કોઇએ પોતાનો સંસાર તજ્યો છે?

ક્ષુદ્ર દેવોની પૂજા કરી લોકો પુત્રધન મેળવવા ફાંફાં મારે છે, માના-એ કાચો પાશેર પ્રસાદ ધરાવીને આરણ્યમાં હાથી ઝૂલે એટલી પુષ્કળ સંપત્તિની આશા રાખે છે. જેમ કોઇ પોતાના વજન જેટલાં ગાજર આપીને બ્રાહ્મણ પાસે સ્વર્ગે જવાનું પુણ્ય માગે છે. આવી જાતનો સંસારી રાંકા કુંભાર ન હતો. કોઇએ દેવને નૈવેદ્ય ના ધરાવ્યું હોય તેવું રાંકાએ ત્યાગનું નૈવેદ્ય ધરાવ્યું. તે જોઇને વૈકુંઠનાથને ધર્મસંકટ આવ્યું. તેથી તે પોતાના

ભક્તને મળવા દોડ્યા હતે છે ? ગકાએ મનમા અતિશય પ્રખર પશ્ચાતાપ ધર્યો છે કે એની બરાબરી કોઈ કરી નહિ તેમ નથી

ગકાને વડા નામની કન્યા હતી તે ભીમા નદીને કીનારે સ્નાન કરવા માટે ગઈ, ત્યારે નામદેવની કન્યા ત્યા કપડા ધોતી હતી, તે પથ્થર ઉપર કપડા પછાડી પાણીના છાટા ઉડતી હતી વડા તેને કહે છે કે બેન ધીમેથી કપડા પછાડજે, મે હમણાજ સ્નાન કર્યું છે અને માનસ પૂજનમા બેઠી છુ નામદેવની દીકરી તેને કહેવા લાગી કે તુ જાતિની કુભાર છે અને વળી પાછી મોટી ચોખ્ખાઈ કરે છે ? તારો બાપ તો સુખના મસાર ત્યજને બારણે બારણે ભટકે છે તારો બાપ સમારી જેમ પઢરી નાથને નૈવેદ્ય ધરાવે છે તારો બાપ રુક્મિણીનાથને મદરમા મૂકે છે અને તેના મસારમા ગુચવે છે ત્યારે વડા કહેવા લાગી કે તારો બાપ તો ગડકા નામદેવને નામે પ્રસિદ્ધ છે ચક્રપાણિ ઔદરૂપ છે, ત્તા પણ દૂધની વાડકી બતાવીને તેમને બોલાવે છે એમ સામાસામી બોલીને બન્ને છોકરીઓ પોતાને ઘેર ગઇ હવે નામદેવ પણ કીર્તન કરીને રુક્મિણીવરને પ્રસન્ન કરી પોતાને ઘેર આવ્યો તેની દીકરીએ ભીમા નદીને કિનારે જે ભાષણ થયુ હતુ તે કહી સભળાવ્યુ પછી પૂછ્યુ કે હે તાત, તમને વડાએ દોષિત ઠરાવ્યા છે, કે ભગવાન કળિયુગમા બૌદ્ધરૂપ હતા તેમને મદિરમા જઇને નામાભક્તે પ્રેમથી દૂધની વાડકી બતાવીને ચક્રપાણિને બોલાવ્યા અને એનો બાપ ઇચ્છા વિનાનો છે સુકા લાકડાનો ભારો લાવીને તે બજારમા વેચીને અમારુ ઘેર ભરે છે કન્યાના વચન સાભળીને નામદેવના મનમા નવાઈ લાગી પછી મહાદ્વાર આગળ જઈ ચક્રપાણિને પ્રાર્થના કરવા લાગ્યા કે દેવા, ગકા કુભાર તારો ભક્ત છે, તે નિરિચ્છ છે કે ઇચ્છાવાળો ? પ્રેમળભક્તે એવુ પૂછ્યુ ત્યારે હસીને ધનતીન બોલ્યા કે તેના જેવો વૈરાગ્યવાળો કોઇ આખા પૃથ્વીમા નથી ત્યારે નામદેવ કહે છે કે વૈકુઠપતિ, મને તેની સ્થિતિ બતાવો શ્રીપતિ કહે જરૂર બતાવુ, એમ કહીને નામદેવનો હાથ પકડીને ચાલ્યા રુક્મિણી, નામદેવ અને શામળિયાજી, એમ ત્રણે જણ ચાલી નીકળ્યા સૂર્ય મધ્યાને આવ્યો હતો અને બાર કળાએ તપી રહ્યો હતો તે વખતે જગલમા રાકા ભક્ત પોતાને હાથે લાકડા ભેગા કરતો હતો રુક્મિણીકાત વગેરે ગુપ્તપણે આ કૌતુક જોતા હતા બાકા તેની પરમ ભાવિક પતિવ્રતા સ્ત્રી હતી તે પોતાની દીકરીને સાથે લઇને જગલને રસ્તે પતિની પાછળ જતી હતી બે લાકડાના સરખા કકડા પાસે પાસે મૂકેલા તેની નજરે પડ્યા

કોઇએ તે મૂકયા હશે એમ જાણીને તે લીધા નહીં. ઝાડની ઉપર કાષ્ટ હોય તે પણ તોડીને લેતાં નથી. પોતાની મેળે ઝાડ ઉપરથી નીચે પડેલાં હોય તેજ ધીમેથી ઉપાડે છે. જમીન ઉપર પગ મૂકતાં નીચે કીડી કચરાઈ જાય તે બીકથી રાંકા કુંભાર વનમાં પણ નીચે જોઈને ચાલે છે. આવું કૌતક જોઈને હરિકેશને પણ નવાઈ લાગી ! એક બાજુ રૂક્મિણી તથા નામદેવને બોલાવીને કહે છે કે જુઓ, આ કેવો વિષયથી વિરકત છે. એજ મારો ભકત રાંકા કુંભાર છે. દાંભિક, લૌકિક ત્યજીને મને નિષ્કામવૃત્તિથી ભજે છે નામદેવ કહે છે કે રૂક્મિણી માતાજી આને કંઇક આપી જુઓ. તેમ કહેતાંજ માતાજીએ નામદેવના હાથમાં પોતાના જ હાથનાં કંકણ આપ્યાં. જેને બ્રહ્મદેવ પણ ઉત્પન્ન ન કરી શકે તેવાં કંકણ અને તે ઉપરનાં રત્નો હતાં. ત્રણેય ભુવન વેચાતાં લઈ શકાય તો પણ તેની કિંમત પૂરી થાય નહીં તેવાં અમૂલ્ય રત્નકંકણ રસ્તામાં નાખ્યાં. તેના ઉપર વિશ્વજનનીએ સુકા લાકડાનો એક કકડો મૂકયો. હવે નામદેવ, રૂક્મિણી માતા અને સારંગધર ગુપ્તરૂપે વારંવાર આ બધું જોતાં હતાં. રાંકા અને તેની પત્ની બને કાષ્ટ ભેગાં કરી વેચી પોતાનું ગુજરાન ચલાવતાં હતાં, તેમની નજરે નીચે પડેલું કાષ્ટ જોવામાં આવ્યું. સોનાનાં કંકણ પડયાં હતાં, તે ઉપરનું તે કાષ્ટ ઓચિંતું ઉપાડયું. નજરે જોતાં તે રત્નજડિત સોનાનું કંકણ છે એમ તેમને સમજાયું, જેની કિંમતનું કંકણ ત્રણે ભુવનમાં મળે તેમ નહોતું. રાંકા ઘણો વિરકત હતો, તેણે તે કંકણ લાકડેથી દૂર ધકેલી મૂકયાં. તેની પત્નીને તે બતાવીને કહે છે કે આ ઘણો અનર્થ છે, માટે તેઉપરથી દૃષ્ટિ સત્વર દૂર કર. ત્યારે તેની પત્ની કહેવા લાગી કે ઇશ્વરભજન કરતાં આ વિઘ્ન આગળ આવ્યું. એ કઈ સિદ્ધિ આપણને નડી કે જેણે આપણને કંકણ આપ્યું ? આપણે સંસારી પ્રપંચ ત્યજીને પંઢરીરાયાને શરણે ગયાં છીએ; તો પછી સોનાનું કંકણ આપણે નકામું શા માટે જોઇએ ? તે કંકણ ઉપરનું જે કાષ્ટ હતું તે પણ અસ્પૃશ્ય ગણીને નાખી દીધું. જેમ કુતરાનું વટાળેલું અન્ન બ્રાહ્મણો જમતા નથી, જેમ પાણી જમીન ઉપર પડતાં અશુદ્ધ થાય છે એમ જાણીને ચાતક પક્ષી તે પીતાં નથી; તેમ રૂક્મિણી માતાએ પ્રસન્ન થઈને પોતાના ભકતને કંકણ આપ્યાં, પરંતુ તેના ઉપર કાષ્ટ પડયું હતું, તેને પણ નાખી દઇને બને જણ આગળ ચાલવા લાગ્યાં. નામદેવ આ જોઈ કહે છે કે હે જગજીવન, વિશ્વવ્યાપક, ભકતભૂષણ, રાંકા કુંભાર તારા ભજનમાં સપ્રેમ ભાવથી લીન થઈ ગયો છે. હવે આપે તેને સગુણ સાક્ષાત્ દર્શન આપવાં જોઈએ. એવું સાંભળીને રૂક્મિણીરમણ

હાસ્યવદન થયા. તે કહેવા લાગ્યા કે મેં જે અગાઉ આનાં વખાણ કર્યાં હતાં તેવો જ તને અનુભવ થયો કે નહીં? જો હજુ તને સંશય લાગતો હોય તો મને ઝટપટ કહે. આથી નામદેવ કહે છે કે નિરપેક્ષ રાંકાની પ્રેમળ ભક્તિ છે. એની સરખામણીમાં ખરેખર મારું ચિત્ત પણ આવી શકે નહીં. પછી નામદેવ, શ્રીહરિ અને રૂક્મિણી માતા ત્રણે પ્રગટ થયાં અને રાંકા કુંભારને બોલાવી તેને દર્શન આપ્યાં. ચતુર્ભૂજ હરિ શામળા, કમરે પિતાંબર પીળું શોભે છે, માથે મોરમુગટ છે, કાને મકરાકૃતિ કુંડળ છે અને ગળે વનમાળા શોભે છે, તે પ્રત્યક્ષ નજરે જોયા. તે ક્ષણે રાંકા અને બાંકાને દેવે આલિંગન આપ્યાં. પછી તેઓ ચક્રપાણિને પ્રેમથી ચરણે નમ્યાં અને લીન થઈ ગયાં.

"રાંકા તાર્યો, બાંકા તારી, તાર્યો સદનો કસાઇ."

## : ગોરા કુંભારની કથા. :

હવે વૈષ્ણવોમા અતિ વિરક્ત ગોરા કુંભાર કે જે પ્રેમળ ભક્ત હતો. તેનું અતિ અદ્ભુત ચરિત્ર સાભળજો. તે તો પારસમણિ જેવો ભક્ત હતો અને નરઢોકી નામે ગામ તેનું વતન હતું. ત્યાં તેનું પોતાનું ઘર હતું અને પત્ની પણ હતી. સંસારવ્યવહાર ચલાવતાં તે શ્રીહરિનું ભજન કરતો. જમતાં, કામ કરતાં, હરતાં ફરતાં ઊઠતાં, વિશ્રાંતિ લેતાં, માટલાં ઘડતાં, અહોનિશ તે પંઢરીનાથનું નામ જપતો હતો.

કાને સાંભળતાં સંસારની વાત, આંખે જોતાં ચરાચર સૃષ્ટિનાં,
દશે ઈંદ્રિયો તેનું કામ કરતી, જગજેઠીનું નામ છે અખંડ ચિત્તમાં:
સારે નરસે અને સુખે દુઃખે પણ, તેને કદી નહીં માન અપમાન,
રાય, રંક અને સર્વજન, તેને મન સર્વ સમાન

હવે કોઈ એક દિવસ તેની પત્ની પાણી ભરવા માટે નદી ઉપર ગઈ. તેના નાના બાળકને આંગણામાં રમવા માટે મૂક્યું હતું. તે માટીના ગોળા કરીને શરીરે કાદવ લગાડીને રમત કરતું હતું. ગોરો કુંભાર માટીને ગુંદીને વાસણ બનાવવા તૈયાર કરતો હતો. તેણે આંખ મીંચીને શ્રીહરિના ધ્યાનમાં ને ધ્યાનમાં તે બાળકને જોરજોરથી માટીમાં ખૂંદી નાખ્યું. તે વખતે તેના હૃદયમાં વિઠ્ઠલમૂર્તિ સિવાય બીજી કોઈપણ વસ્તુનું ધ્યાન

ન હતુ તેની આંખોમાથી સપ્રેમ અશ્રુધારા વહેતી હતી તેને દેહભાન જરા પણ ન હતુ અને તે અદ્વૈત ભાવમા આવી ગયો હતો તેથી તે બાળક આંગણામાથી રમતુ રમતુ તે માટી આગળ ગયુ અને તે માટી ખૂદતા ગોરાએ તેને કચરી નાખ્યુ, તેનુ પણ તેને ભાન ન હતુ જ્યારે તેની પત્ની પાણી લઇને આવી, ત્યારે તેને પાનો ચડતો હતો, તેથી તે આંગણામા બાળકને શોધવા લાગી પણ તે બાળક દેખાયુ નહી પછી પતિ પાસે આવીને કહેવા લાગી કે બાળકને માટી પાસે મૂકીને પાણી લેવા ગઇ હતી, તે હમણા ક્યાય દેખાતો નથી હે પ્રાણનાથ, તે બાળક ક્યા ગયો તે જલદી જો ગોરો નીચે નજર કરીને જુએ છે તો બાળ ના રુધિર માસનો ઢગલો માટીમા જોયો તેની પત્ની બાળકના આ હાલ જોઈ છાતી કૂટવા લાગી અને મોટેથી આક્રંદ કરી રડવા લાગી પતિને કહેવા લાગી કે તમે માટીના બાળકને કચરી નાખ્યુ, કઈ દેહભાન નથી આ તે કેવુ વિપરીત કર્મ કર્યું ? સંસારનુ સત્યાનાશ કર્યુ તેવો દેવ ક્યાથી શોધી લાવ્યો ? હવે હુ અહીથી જઇને પ્રાણ ત્યાગ કરીશ એવા કઠણ વચન સાભળીને ગોરો જરા દેહભાન ઉપર આવ્યો તે કહેવા લાગ્યો કે જરા વિચાર કર્યા વિના તે મને ધ્યાનભગ કેમ કર્યો ? મારા હરિસ્મરણમા રુક્મિણીકાન્ત બિરાજ્યા હતા અને તે તેમા વિક્ષેપ નાખીને પંઢરીનાથને દૂર કર્યા એમ કહીને ક્રોધથી ચાકનો દંડ લઇને પત્નીને મારવા માટે પાસે આવ્યો તે સમયે ભયભીત થઇને તે પતિને કહેવા લાગી કે જો મને હાથપગ અડાડશો તો તમને વિઠોબાની આણ છે

**વચન સાંભળી કાને શાંત બેઠો એક સ્થાને,**
**ક્ષમા, શાંતિ, ધરીને મનમાં, નામસ્મરણમાં તે લાગ્યો**

નરનારી શેરીએ ચૌટે મળીને એક બીજા સાથે વાત કરે છે કે ગોરીઆએ બાળકને કાદવમા કચડી માર્યો આવુ વિપરીત કર્મ તો અમે આજે જ જોયુ એક કહે છે કે બાઇ તારો પતિ કેવો કે ધડ પણ કચરી નાખ્યુ ? બીજી કહે છે કે શ્રીહરિભજનમા લાગી જાય તેનો મહિમા એવોજ હોય ! એ પ્રમાણે જુદી જુદી વાતો ત્રિવિધ જન ( અનુકુળ, પ્રતિકુળ, ઉદાસી ) કરવા લાગ્યા નિંદા કરતા કોઇ અપશબ્દ પણ કહેતા પણ ગોરો કોઇનુ વચન કાને ધરતો નથી તે તો હમેશા શ્રીહરિભજન કરે છે જેમ શેરી ગામના ઉપર હાથી ચાલતો જાય છે ત્યારે તેની પાછળ કુતરા ભસે

તો તે ધ્યાનમા લેતો નથી, પણ તે સુખેથી ચાલ્યો જાય છે, જેમ પંડિતની સભામા મૂર્ખ જણ મોત બોલ કરે છે, પણ તેની વાત કોઇ સાભળતુ નથી અને શાસ્ત્રનો અર્થ દરેક પોતાની નજરે જુએ છે, તેમ ગોરો પોતાના ભજનમા મસ્ત છે કદી અગસ્ત્ય ઋષિને જોઇને સમુદ્ર અતિશય જોરથી ઘુઘવાટા કરે, તો પણ તે કઇ ધ્યાનમા લાવ્યા વિના પોતાની ઇચ્છા પ્રમાણે અનુષ્ઠાન કર્યા કરે છે જેમ ગરુડની સામે કોઇ સર્પ ફૂફાડા મારે પણ તેથી ગરુડને અણુમાત્ર જેટલો ભય લાગતો નથી, તેમ અનેક નગરની ગોરાની નિંદા કરે છે, પણ પોતે તેમનુ કહેલુ સાભળતો નથી તે તો એકાગ્ર મન કરીને સ્થિરતાથી રૂક્મિણીવરને જપતો હતો "નિજ પુત્ર માટીમા કચરી માર્યો, તેની તેને યાદ પણ નથી" પોતે શ્રી વિઠ્ઠલનુ ધ્યાન ધરતો, પણ સસારદુઃખ મનમા લાવતો નહીં એમ કેટલાક દિવસ જતા તેની સ્ત્રીએ મનમા વિચાર કર્યો કે પતિ મારે બોલ્યા વિના કઇ છૂટકો થવાનો નથી રાજાએ અન્યાય કર્યા હોય તો પ્રજા તેને શુ શિક્ષા કરી શકે ? તેમ પતિને શિક્ષા કરવાનો અધિકાર મને નથી એક નિયમ એમ વિચાર કરી માટીવાળા પતિના પગ ધોવા માટે તે પાસે આવી તેનાથી દૂર જઇ ગોરો શુ બોલ્યો તે સાભળો તે મને હાથપગથી ન અડક્વાના સોગન દીધા છે અને મને વિઠોબાની આણ દીધી છે, તે હુ કદી પણ તોડીશ નહીં પત્ની પતિને કહે છે કે મે તમને મર્યાદા મહારના વચન કહ્યા તે બદલ ક્ષમા કરો અને મારી અરજી અગીકાર કરો સસારમા ખરૂ ખોટુ કદી બોલાઇ પણ જાય તેની તમે હઠ પકડી બેસો તો એ રીતે છૂટકો કેમ જાય ? નીભાડામા વાસણ મૂકતા એક બીજા સાથે અથડાય છે, તેવી રીતે સસારવ્યવહારમા અનેક અપશબ્દો સાભળવા પડે છે ગોરા તેને કહે છે કે સૂર્ય પશ્ચિમમા ઊગે, તો પણ જે મે મારા મનમા નિશ્ચય કર્યો છે તે કલ્પાતે પણ ફરશે નહીં કદી પવનને પાજરામા પૂરી શકાય કે ઘડામા આકાશ ભરી શકાય, તોપણ મારો નિશ્ચય સર્વથા ટળશે નહીં કદી ઘાસથી અગ્નિ ઢાકી શકાય કે મેઘથી પવનને બીક લાગે અને તે જતો રહે, તો પણ હુ રૂક્મિણીવરની આણ કદી ભગ કરીશ નહીં કદી તુમડુ સાગરમા ડૂબે કે બગલાથી ભય પામી કાગડો જતો રહે તોપણ મારો નિશ્ચય અફર છે, તે કલ્પાતે પણ ટળશે નહીં એ પ્રમાણે ગોરા વૈષ્ણવ ભક્તે કહ્યુ, એટલે તેની પત્ની મૌન ધરી વાત મેલી પોતાને કઇ સતાન નહતુ, તેથી મનમા ચિંતા થતી હતી એમ રાતદિવસ વિચાર કરતા કરતા તેના મનમા થયુ કે ગોરાને બીજા લગ્ન કરાવુ, તેથી વશ

વૃદ્ધિ થશે. પછી તે પયેર ગઇ. માતા પિતાને તેણે સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. તેણીએ કહ્યું કે પતિએ તેને સજી દીધી છે તેથી વંશ રહેવાનો નથી. સગાં વહાલાંને અમારું અનિષ્ટ જોતું હતું અને નારાયણે તેવું કર્યું. અમને જોઇ દુરાચારી લોકો હસે છે, મશ્કરી કરે છે અને કહે છે કે સંતાન વિનાનો છે. તેમણે મારો તો ત્યાગ કર્યો છે એટલે હવે બીજું લગ્ન કર્યા સિવાય છૂટકો નથી. પણ ઘરની સ્થિતિ જાણ્યા વિના શોકય ઉપર બીજું કોણ પોતાની દીકરી આપે ? માટે તમારા ઘરમાં નાની કન્યા છે તે મારા પતિને પત્ની તરીકે આપો, એમ કહી તે પોતાના પિતાના પગે પડી. માતાની આગળ ખોળા પાથરી આંખમાં આંસુ લાવી કહે છે કે મને હું માગું છું તે ચોળીને બદલે આપીને વળાવો. એનાં કરુણ વચન સાંભળી, માતા પિતા કબુલ થયાં. બ્રાહ્મણને તેડાવી લગ્નનું નકકી કર્યું. ઉતાવળે ઘેર આવીને તેણીએ સર્વ સાહિત્ય તૈયાર કર્યું. વસ્ત્ર, અલંકાર, આભૂષણ વગેરે સર્વ તૈયાર કર્યાં. સગાં વહાલાંને આમંત્રણ આપી તેડાવ્યાં અને ઢોલ નગારાં વાજિંત્ર વાગવાં શરૂ થયાં. જાન નીકળી પણ વર રસ્તામાં ચિંતા કરે છે કે દેવવચન માન્ય રાખી પત્નીનો ત્યાગ કર્યો, તે મારા મનમાં વિપરીત લાગે છે કારણ કે ગૃહસ્થીને તે માન્ય ન જ હોઇ શકે. જેમ યવન ગાયત્રી પૂજન સમજે નહીં, તેમ ખર પણ ચંદનનો ભાર લઈ જતો હોય તો તે સમજે નહી, તેમ નિંદકને વૈષ્ણવજન ગમતો નથી. ભ્રષ્ટને શુદ્ધ આચાર ગમે નહીં, ભૂતોને કીર્તનનો અવાજ ગમે નહીં, મૂર્ખને વિવેક વિચાર હોય નહીં, રોગીને દૂધ પીવું ગમે નહીં, ચોરને નિર્મળ ચંદ્રનું અજવાળું ગમે નહી, કંજુસને દ્રવ્યદાન ગમે નહી, બહેરાને ગાયન ગમે નહીં, માંસ ખાનારને માયા નહી, હિંસકને ભૂતદયા ગમે નહી, દરિદ્રીને તેના પ્રારબ્ધકર્મે કલ્પતરુની છાયા ગમે નહીં, તેમ ભગવાનના ભકતોની સારી નિષ્ઠા અભકતોને ગમે નહી. હવે ગોરો કુંભાર બીજા લગ્ન માટે ગયો. દેવપૂજન પછી સર્વને ભોજન કરાવ્યું, બ્રાહ્મણે અંતરપટ ધરીને મંગલાષ્ટક ગાયું. તેણે પછી લક્ષ્મીકાંતનું સ્મરણ કરીને " સાવધાન " થવા કહ્યું. અંતરપટ છોડયા પછી વાજિંત્ર વાગ્યાં. ચાર દિવસ લગ્ન ઉજવ્યા પછી જાન વળાવી. સાસુ સસરા બંને જણ તે સમયે વિચાર કરે છે કે મોટી અને નાની બંને કન્યા આને આપી. હવે જો એક પણ ગમી નહીં તો લોકો આપણી હાંસી કરશે. જેમ બંને આંખ સરખા છે તેમ બંને દીકરી તેમને મન સરખા છે. માટે જમાઈને એવી આણ દઇને કન્યાઓનો સ્વીકાર કરાવવો જોઇએ કે તે કોઇને દુઃખ દે નહીં. પછી ગોરાને તેના સસરા કહે છે કે બંને કન્યા તમને

આપી છે, એમને સંસારમાં સંભાળજો બંનેને બરાબર ગણજો જો ચાઈને પણ વધતું ઓછું આવવા દો તો તમને વિઠોબાની આણ છે એવા વચન સાંભળી ગોરાએ તે પ્રમાણે રાખવા કબુલ કર્યું :—

કહે છે કે કૃપા કરતાં જગજીવન,
આપોઆપ તૂટે ભવબંધન,
નિજ ભક્તોને વિષયવાસના,
કદી સ્પર્શવા દે નહીં વિઠ્ઠલ.

એવો મનમાં સંતોષ માનીને ગોરો સત્વર પોતાને ઘેર આવ્યો અને સ્ત્રીઓને વસ્ત્ર, આભૂષણ સરખાં આપે છે, પણ મોટી પત્નીની જેમ નાનીને પણ રાખે છે એવી સ્થિતિ જોઈને તે મનમાં ચિંતા કરવા લાગી પછી પત્ની ગોરાને પૂછે છે કે નાનીની અવગણના કેમ કરો છો ? તો ગોરો કહે છે કે તારા બાપે મને આણ દીધી છે કે એમાંથી કોઈને અધિક ઉણું કરશો તો વિઠોબાની આણ છે આવું સસરાનું વચન મને દૃઢ રીતે માન્ય છે પતિનું એવું બોલવું સાંભળી નાની પત્ની રુદન કરવા લાગી અને કહેવા લાગી કે મને શા માટે તારે લીધે ગુંચવાડામાં નાખી ? ત્યારે મોટી કહે છે કે બેન, તું મનમાં કષ્ટ કરીશ નહીં આજે રાત્રે ગોરાનું મન શું છે તે જોઈશું રાત્રે વૈષ્ણવ ભક્તને નિદ્રાવશ થયેલો જોઈને નાની પત્નીએ તેની પાસે જઈ શયન કર્યું અને તેના બંને હાથ પોતાના હાથમાં લઈ પોતાના હૃદય ઉપર મૂક્યા ગોરો સાવધ થઈને જાગૃત થયો અને મનમાં આશ્ચર્ય પામ્યો ! મનમાં વિષયધ્યાન ન હોવા છતાં હાથથી વિઠોબાની આણનો ભંગ થયો, એવો પશ્ચાતાપ મનમાં લાવી તે શું કરે છે તે જુઓ સત્વર હથિયાર લઈને બંને હસ્તને થાંભલા સાથે બાંધીને દૃઢ ચિત્ત કરીને કાપી નાખ્યા પછી પોતે ભજન કરવા લાગ્યો સૂર્ય ઊગ્યો ત્યારે બંને સ્ત્રીઓએ કાંડાં કપાયેલા પતિને જોયો પછી તેઓ ઘણો શોક કરીને, આક્રંદ કરવા લાગી તેઓ કહે છે કે આ તો ઘણું વિપરીત થયું હવે ધંધો કોણ કરશે ? દુર્જનો હવે ગામેગામ અમારી હાંસી કરશે અમારી વર્તણૂક જોઈને હાંસી કરશે, સંતાનપ્રાપ્તિ માટે બીજું લગ્ન કર્યું, પણ ઈશ્વરક્ષોભ આગળ આપણું કંઈ ચાલતું નથી પછી ગોરો બંને પત્નીઓને કહે છે કે તમે ચિત્તમાં નકામો શોક કરો છો માથે રુક્મિણીપતિ બેઠો છે પછી શા માટે ચિંતા કરવી ? કામધેનું ગાય જેની પાસે હંમેશાં હોય છે તેને ખાવાની ચિંતા શા

માટે રાખવી ? કલ્પતરુ વૃક્ષની છાયામાં બેઠા પછી અન્ન વસ્ત્રની તાણ શા માટે પડે? તેમ રુક્મિણીપતિ પ્રસન્ન હોય તો પછી સંસારબંધન કેવી રીતે રહે ? જેને પારસમણિ મળે તેને ધનસંપત્તિની ઊણપ કેવી રીતે રહે ! તેમ વિઠ્ઠલ નામે પ્રીતિ કરે તેને સંસારની ગુંચવણનો બાધ આવે નહીં. એ પ્રમાણે સ્ત્રીઓને સમજાવી. ગોરાના ચિત્તમાં અખંડ સમાધાન છે અને તે રામનામ સ્મરણ દિનરાત કર્યા કરે છે. તે નામસ્મરણમાં ક્ષણમાત્ર ખંડન થવા દેતો નથી. એટલામાં અષાઢી એકાદશીનું પર્વ આવ્યું, ગોરાને મનમાં ઘણો આનંદ છે. કુટુંબને લઇને તે પંઢરપુર ક્ષેત્રમાં ગયો. ચંદ્રભાગામાં સ્નાન કર્યું. પુંડલીકનાં દર્શન કર્યાં. ક્ષેત્રની પ્રદક્ષિણા કરીને પછી બધાં મહાદ્વાર આગળ આવ્યાં. ગોરાએ બંને પત્નીઓ સાથે સદ્ભાવથી પ્રણામ કર્યા. દેવને આલિંગન દઈને સદ્ભાવે ચરણવંદન કર્યાં. તે સમયે મંજીરા અને ધજા લઈને નામદેવ ગરુડ-પાસે ઊભા રહીને પ્રેમાનંદથી કીર્તન કરતા હતા. વીણા, મૃદંગ વાગતાં હતાં અને કીર્તનમાં ઘણો રંગ જામ્યો હતો. ભક્તોના સંસાર-બંધનનો નાશ કરનાર કૃપાળુ પાંડુરંગ સામે નામદેવ ઊભા રહીને પ્રેમ-રંગથી નાચતા હતા. નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાનદેવ, સાંવતા માળી, જગમિત્ર એવા ભક્તો સપ્રેમ નામદેવની કથા સાંભળતા હતા. ત્યાં બીજા અનેક સંત, મહંત, સજ્જનો બેઠા હતા. તે પણ પ્રેમથી ભજન કરતા હતા અને સાંભળતા હતા. તે સમયે નામદેવે હાથ ઊંચા કરીને ધજા ફરકાવી, તે પ્રમાણે સર્વેએ ધજા ઊંચી ફરકાવી પ્રેમપૂર્વક તાળી પાડીને હરિનામ ઘોષથી મોટી ગર્જના કરી. ત્યારે ગોરાની આંખમાંથી આંસુધારા પડવા લાગી. તે કહે છે કે હે દેવા. રુક્મિણીકાંતા મને કેમ આમ બોલાવ્યો ? મારા ઠૂંઠા હાથ ઊંચા કરતાં મને લાજ આવે છે. કમલલોચના, કમલાપતિ, તું જ મારી ધન સંપત્તિ છે, તારા વિના ત્રિલોકમાં કોઈ મને જીવલગ વહાલું નથી. તારા ઉપર સર્વભાર મૂક્યો છે અને તે સિવાય મારો આધાર કોઇ નથી. એ રીતે ગોરો કુંભાર ઘણા કાલાવાલા કરે છે. એવી એની કરુણા સાંભળીને રુક્મિણીકાંતે સત્વર કૃપા કરી. ગોરાને પહેલાંના જેવા હાથ (કાંડાં) ફૂટયા, તે સમયે આનંદ થઈ રહ્યો અને જયઘોષથી તાળીઓ પાડી. આ નવીન પ્રકાર જોઇને ભક્તોએ જય જયકાર કર્યો. સઘળા ભક્તોને આનંદ થયો. તે કહેવા લાગ્યા કે ભક્તોમાં વૈષ્ણવવીર ગોરો કુંભાર મોટો છે. એને રુક્મિણીવર પ્રસન્ન થયા છે. કીર્તન કરતાં એના નવા કર ફૂટયા છે. આ કૌતક જોઇને ગોરાની મોટી પત્ની ઊભી થઈને પંઢરીનાથને બે હાથ જોડી કહે છે; " હે જગજેઠી, તમારા દાસ ઉપર તો તમે કૃપા કરી,

પણ હું આજે મારા બાળક વિના કષ્ટ પામું છું, તો તમારા મનમાં કરુણા કેમ થતી નથી ? તુ કૃપાસાગર જગજીવન છે, એમ ભકતજનો કહે છે અને અમે અમારું નાનું બાળક જોતાં નથી તેથી કષ્ટ પામીએ છીએ હે રૂક્મિણી-પતિ તારું નામ લેતાં સેનાં મારો પતિ વિદેહી થયો અને બાળકને માટીમાં કચરી નાખ્યું, તેનું તને મનમાં ભાન છે જ તો હવે કૃપા કરો." એવી કરુણા સાભળી ચક્રપાણિ પ્રસન્ન થયા. એચિંતું અભામાથી બાળકને આવતું જોયુ. તે નજરે જોતા સર્વને આશ્ચર્ય થયું ગોરાની પત્નીએ દોડીને તે બાળકને ઊચકીને પોતે તેડી લીધું પછી ગોરાને રૂક્મિણી માતા કહે છે કે આજથી તારા નવા હાથ આવ્યા છે તેથી તારી આણનાથી તને મુકત કરવામા આવે છે માટે અમારી આના છે કે તુ તારી બંને પત્નીનો હવે ત્યાગ કરીશ નહીં. રૂક્મિણી માતાનુ એવુ કહેવુ સાંભળી સર્વ ભકત મડળીને અતિ આનદ થયો અને તાળી પાડીને જયજયકાર કર્યો. કીર્તન મંડળી પ્રેમમા ડોલવા લાગી પછી મગળ આરતી ઉતારી રૂક્મિણીપતિના ઓવારણા લીધા.

આગળના અધ્યાયમા ભક્તિરસ જામશે. શ્રોતાઓને તે આદર પીરસવામા આવશે તે નિજભકત નામદેવ કથા ઉત્તમ છે અને સુદર છે તે આગળ રૂક્મિણીવર બોલાવશે. મહીપતિ તેનો નોકર છે તેની પાસે તે પ્રેમથી કહેવડાવે છે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથને આનંદ થાય છે પ્રેમાળ ભકતો આ સત્તરમો અધ્યાય અતિ મીઠો છે,

તે તમે પણ સાંભળજો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૧૮ મો.

## નામદેવ વિસોબા ખેચરને ગુરુ કરે છે.

## પરીસા ભાગવતની કથા.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

આજે અજ્ઞાનરૂપી અંધકાર દૂર થાય છે કારણ કે ભક્તવિજયરૂપી સૂર્યનો ઉદય થયો છે તેના તેજથી દ્વૈત ભાવની ભાવના આકાશમાના તારાની જેમ સૂર્યના તેજમા નિસ્તેજ થાય છે. તે જ્ઞાનપ્રકાશથી નવ પ્રકારના માર્ગ દેખાય છે પ્રથમ સાધકોએ વિચાર કરીને શ્રવણપથે ચાલવુ એક કીર્તન માર્ગ છે, તેનાથી નિશ્ચય પ્રેમભાવ ઉપજે છે અને જડમૂઢ અસાર તરી જાય છે, તેમજ શ્રીપતિને સ્વાધીન કરે છે એક મનનને રસ્તે લક્ષ રાખીને ચૌટાને રસ્તે જાય છે બીજો ગુફામા બેસી એકાગ્ર ચિત્તથી નામસ્મરણ કરે છે કોઈ ગુરુચરણની સેવા કરે છે અને તે પથે જાય છે વળી કોઈ વન્દન માર્ગમા પ્રીતિ રાખી તે તરફ વળે છે એવા નવવિધ માર્ગ છે, જે સાધકો માટે સ્વચ્છ છે કેટલાક ભક્તો પ્રેમમાર્ગમા જવા લાગ્યા છે આગળના અધ્યાયમા અદ્ભુત કથા કહી ગોરા કુભારને નવા કર આવ્યા રૂક્મિણી માતાએ તેનુ મૃત બાળક સજીવન કરીને પાછુ આપ્યુ. પછી ગોરાએ સઘળા સંતોને બે હાથ જોડી વિનતી કરી કે મારો આશ્રમ પવિત્ર કરો તમે સૌ સતો જલદી મારે ત્યાં ચાલો તેનો ઘણો આનન્દભાવ જોઈને સઘળા સતો તેની સાથે પગે ચાલતા તેને ઘેર આવ્યા તેથી ગોરાને પરમ આનદ થયો તેણે સર્વને પ્રેમથી નમન કર્યું બેસવા માટે તૃણાસન આપ્યુ પછી ચરણ ધોવા માટે પાણી લાવ્યો અને ચરણ ધોઈ, તીર્થ ગ્રહણ કરી સતોષ પામ્યો ષોડશોપચારથી પૂજા કર્યા પછી ષડ્રસ ભોજનથી સર્વે સતોને જમાડ્યા ત્યારપછી મુખશુદ્ધિ માટે બધાને તુળસી પત્ર આપ્યુ નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાનદેવ, નામદેવ, સાવતો માળી વગેરે વૈષ્ણવજન તથા ગુણનિધાન મુક્તાબાઈ વગેરે સર્વ સ્વસ્થાને બેઠા હતા

પછી જ્ઞાનદેવે ગોરા કુંભારને કહ્યું કે તે આસન ઉપર આટલા બેસાડ્યાં છે તેમાંથી કાચા કેટલા છે ને પાકા કેટલા છે તે અમને કહે. જ્ઞાનદેવના આ કથનનો ભાવાર્થ ગોરો સમજી ગયો. પછી ગોરોબાએ તરતજ હાથમાં માટલાં ઘડવાનો પાટિયું (ટપલો) લઈને દરેક સંતના મસ્તક ઉપર મારવા માંડ્યું, સંતો તો મૌન ધરીને અંતરમાં શ્રીહરિનું ધ્યાન ધરતા બેઠા હતા. જ્યારે તે નામદેવ પાસે આવ્યો, ત્યારે તેમણે કહ્યું કે નકામો શા માટે મને મારે છે? એટલે તરતજ ગોરાએ કહ્યું કે આ માટલું હજુ સુધી કાચું જ રહ્યું છે. ત્યારે આદિમાયા મુક્તાબાઈ પૂછે છે કે ગોરા, તને તે કેવી રીતે સમજાયું? તું તો ખરો જાણનારો પરીક્ષક છે, તેથી તારી રીત અમને સમજાવ. હીરા, રત્ન અને મોતીની ઝવેરી પરીક્ષા કરે છે, તેમ કુંભાર વાસણને પોતાની નજરથી ઓળખે છે, જેમ વૈદ્ય રોગીને શું વ્યાધિ છે તે જાણે છે, તેમ કુંભારને કાચાપાકા વાસણની નજરે જોતાંજ ખબર પડી જાય છે. એવી વાત સાંભળી સઘળા સંતો ખડખડાટ હસી પડ્યા. નામદેવના મનમાં ચિંતા થઈ તેથી ખિન્ન મનથી ત્યાંથી ઊઠીને ચાલતા થયા. પછી તે સત્વર પંઢરપુર ગયા. ત્યાં રુક્મિણીવરને ભેટીને પોતાની વાત કહેવા લાગ્યા. કંઠ ગદ્‌ગદ્‌ થઈ ગયો છે અને નેત્રમાંથી અશ્રુધારા વહે છે. તે કહે છે કે હે દેવ! મારું અપમાન થયું છે તેથી મારા જીવને સંતાપ થયો છે. આ સાંભળી જગજીવને હસીને નામદેવને આલિંગન આપ્યું અને પૂછ્યું કે તને કોણે શું કહ્યું તે મને સંકોચ વિના કહે. નામદેવ કહે છે કે હે હૃષીકેશ, સન્માન થયું હોય તો લોકોને કહેવું અને અપમાન થયું હોય તો મનને કહેવું (મનમાં રાખવું) એવી દુનિયાની રીત છે. આ ઉપરથી રુક્મિણીરમણ કહે છે કે તારા મનની મુંઝવણ હું જાણું છું. તારા વિના મારે સખો કે સન્મિત્ર બીજો કોઈ નથી. અંગત મિત્રને ખાનગી વાત કહેતાં મનમાં લાજ આવવી જોઈએ નહીં. એમ નામદેવને અધોક્ષજે પ્રેમથી કહ્યું. પછી નામદેવ કહે છે કે હે દેવ, મારી વાત સાંભળો. ગોરો કુંભાર તમારો ભક્ત છે. તેણે સંતોને પોતાને ઘેર લઈ જઈ અઘટિત કાર્ય કર્યું છે. બધાને તૃણાસન ઉપર બેસાડી પ્રેમથી પૂજન કર્યું. જમાડીને બેસાડ્યા પછી જ્ઞાનદેવે સંકેતમાં તેને કંઈ કહ્યું એટલે ગોરાએ હાથમાં થાપણી લઈને બધાંના મસ્તક ઉપર મારવા લાગ્યો, પણ સર્વે મૌન ધરી રહ્યા અને કોઈએ ઉત્તર આપ્યો નહીં. મારી પાસે આવ્યો ત્યારે દેવરાયા મને ભય લાગ્યો, તેથી તેને દૂર રહેતા કહ્યું, એટલે ગોરો કહે છે કે આ કાચું માટલું છે. આ સાંભળી સર્વ સંતો હસ્યા. જ્ઞાનદેવ સાથે મુક્તાબાઈ એમ બધા આપસ આપસમાં માગી હસી

ટરવા લાગ્યાં. તેથી હું લજ્જાયમાન થયો. ત્યાંથી ઊઠીને વેગથી તને કહેવા માટે તારી પાસે આવ્યો છું. નામદેવે એમ કહ્યું એટલે હૃષિકેશી પણ હસવા લાગ્યા. પછી જગજીવને નામદેવને કહ્યું કે તારા માટે તે યોગ્ય બોલ્યો છે.

"જે સાચા સદ્ગુરુને શરણે ગયો નથી તેને સર્વ અપકવ કહે છે." ચક્રપાણિએ એમ કહ્યું એટલે નામદેવ અંતઃકરણમાં પાણી પાણી થઈ ગયો. જેમ મીઠા ઉપર પાણી નાખતાં તે ક્ષણમાં ઓગળી જાય છે; જેમ સાકર ઉપર પાણી નાખતાં તે તત્કાળ ઓગળી જાય છે, તેમ ઘનનીલનાં વચન સાંભળી પ્રેમળ ભક્ત નામદેવને ચિંતા થઈ. જેમ દક્ષિણ દિશાનો વાયુ છૂટતાં વાદળ વિખરાઈ જાય, તેમ જગજીવને શિખામણ આપતાં નામદેવ મનમાં ઉદ્વીગ્ન થયો. પછી તે દેવને કહેવા લાગ્યો કે તું મારા દુઃખનો નાશ કરીશ એમ ધારીને મારું દુઃખ કહેવા સત્વર તારી પાસે આવ્યો, પણ તેં તો અવગણના કરી સંતોના જેવી જ મને વાત કરી. હવે હે જગજ્જેઠી, મારે બેસવાનો ઠામ રહ્યો નહીં. પૃથ્વી જ જ્યારે ઝાડથી કંટાળે પછી તેને રહે-વાનો ઠામ બીજો કયો હોય? જેમ માતા બાળકની માયા ત્યજીને નાખી દે; તો પછી તેને કોણ સંભાળશે? કાચબી તેનાં બચ્ચાંને નજરથી પોષણ આપે છે, પણ તે તેમની સામે જુએ નહીં તો તે કેવી રીતે બચશે? રાજા પોતે જો ન્યાયવૃત્તિ ન રાખે તો પ્રજા કેવી રીતે સુખી થાય! તેમ ચક્રપાણિ તમે જ મને ઉદાસ કર્યો, હવે મને ત્રિભુવનમાં તારા ઉપરનો બીજો કોઈ જડશે નહીં. હવે નામદેવને પંઢરીનાથ કહે છે કે તારું અને મારું ચિત્ત એક જ છે. જેમ ફૂલ અને તેમાંનું મધ એ બંનેમાં એક બીજા પ્રત્યે દ્વૈતભાવ નથી, તેમ તું પણ મારો જીવ પ્રાણ છે. માટે નિરાશાનું વચન બોલીશ નહીં. હવે સદ્ગુરુને શરણે જઈને દ્વૈતભાવનું ખંડન કર. નામદેવ કહે હે દેવા! મારે સદ્ગુરુ શા માટે જોઈએ? કેશવ! તું સન્નિધ છે પછી મારા જીવને બંધન કેમ હોઈ શકે? જે કોઈ વ્રત, તપ, યજ્ઞ, દાન, વગેરે અનુષ્ઠાન કરે છે તે સર્વ તારી પ્રાપ્તિ માટે કરે છે. પણ તારી પ્રાપ્તિ માટે મારે સદ્ગુરુને શરણે જવાનું ક્યાં રહ્યું? અકસ્માત સાકર પ્રાપ્ત થઈ, પછી બજારમાં શા માટે જવું? જેમ મુખમાં અમૃતધારા પડયા પછી ડુંગરમાં ચરવા શા માટે જવું? સહજભાવે પકવાન મળ્યા પછી સ્વયં-પાક શા માટે કરવો? તેમ તું જાતે જગદ્ગુરુ સાનિધ્યમાં છે, પછી મારે શા માટે સદ્ગુરુ કરવા પડે? એવાં નામદેવનાં વચન સાંભળી સારંગધર

શુ કહે છે તે સાભળો અરે નામીઆ! એક વચન સાભળ મેં રામાવતારમા વસિષ્ઠ ગુરુને શરણે જઇને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ કૃષ્ણાવતારમા સાદીપની ગુરુને શરણે ગયો હતો, ત્યારે જ મને ખરેખરૂ આત્મજ્ઞાન પ્રાપ્ત થયુ હતુ માટે મારુ વચન માનીશ તો સઘળા અતોને તુ માન્ય થઇશ એવા જગજ્જનના વચન સાભળી નામદેવ તેમના ચરણે નમ્યો અને કહેવા લાગ્યો કે હે દેવ, મને કહો કે મારે કયા ગુરુને શરણે જવુ તે સમયે શ્રીપતિએ શુ કહ્યુ ?—શિવાલયમા વિસામા ખેચર નિદ્રિત થઇને સૂતો છે તેના જેવા જ્ઞાની અને વિરક્ત ત્રણે ભુવનમા કોઈ દેખાતા નથી માટે તુ સત્વર તે સ્થળે જા અને તે સદ્ગુરુચરણનુ શરણ સ્વીકાર આ પછી નામદેવે જગજ્જનને પગે પડી નમસ્કાર કર્યો, તેની આખમા અશ્રુ ભરાઈ આવ્યા નામદેવ કહે છે કે હે દેવ, તારા વિના મારી એક ક્ષણ જશે નહી આમ કરવાનુ શુ પ્રમાણ છે ? પણ તારી આજ્ઞા પાળવી પડશે પછી સારગધર કહે છે .

નામદેવ લોકાચારનુ રક્ષણ કર
જો તું સદ્ગુરુ નહી કરું તો પછી
અજ્ઞાની માણસો કેવી રીતે તરશે ?

એમ ચક્રપાણિએ કહ્યુ એટલે તેજ ક્ષણે નામદેવ ઊઠ્યો તેને મનમા પરમ કષ્ટ થયુ, કેવી રીતે તે સાભળો જેમ શ્રી કૃષ્ણે ઉદ્ધવને માટે એકાદશ સ્કધ કહીને જ્ઞાન આપ્યુ અને તે કારણસર બદ્રીકાશ્રમ મોકલતા તેને અપાર કષ્ટ થયુ હતુ તેનો જ સાક્ષાત્ અવતાર કલિયુગમા નામદેવ ભક્ત થયો માટે આ દૃષ્ટાત કહીને તેનુ જ તેને જ્ઞાન આપ્યુ વ્રતોમા એકાદશી શ્રેષ્ઠ છે તેમ દૈવતમા હરિશ્રી કે તીર્થોમા ચદ્રભાગા જેવી ઉપમા કોઇને આપી શકાય નહી જે અનેક તીર્થાટન કરે છે તેને અધિક અભિમાન હોય છે પણ ચદ્રભાગાના તીર્થને દૂરથી જોતા પ્રાણી નિરાભિમાની થાય છે હુ તેની મોટાઇનુ શુ વર્ણન કરુ ? તે તો પઢરપુરના વારકરી જ જાણે ભીમરથીની મોટાઇ જેવી બીજા કોઇ તીર્થની મોટાઇ નથી ચદ્રભાગા જેવુ તીર્થ, પઢરપુર જેવુ ક્ષેત્ર અને નામદેવ જેવો પવિત્ર ભક્ત ત્રિભુવનમા જડશે નહી તો પણ સદ્ગુરુને મળવા જતા નામદેવથી દેવનો વિયોગ સહન થતો નથી પછી જગજેઠીનુ ધ્યાન ધરીને એકદમ ઊઠીને ચાલવા માડ્યુ મલ્લીકાર્જુનના દેવળમા નામદેવ આવીને જુએ છે તો ત્યા વિસોબા ખેચરને

નિદ્રાધીન થયેલા જોયા. તેમણે પગ લાંબા કરીને શંકરની પિંડી ઉપર મૂક્યા હતા. તેવું દ્રશ્ય જોઈ નામદેવ અંતરમાં વિસ્મય પામ્યો ! તે કહેવા લાગ્યો કે રૂક્મિણીરમણે મારે માટે આ જ ગુરુ શોધી કહાડ્યા, કે જેણે શિવમસ્તક ઉપર ચરણ મૂક્યા છે અને ઉન્મત્ત થઈને સૂતો છે. સદ્‌ગુરુનાં દર્શન કરવા જતાં જ પહેલો અવગુણ નજરે પડ્યો. જેમ " પ્રથમ ગ્રાસે મક્ષિકા ", જેમ ભિક્ષાટન કરી પૈસા મેળવવા જતાં કાણી ગાગર હાથમાં આવે, જેમ પુસ્તક વાંચવા જતા પહેલાં અક્ષરો વાંચવાનું ચૂકી જાય, જેમ સૂર્યદર્શને જતાં ગ્રહણ નડે, જેમ વહુવરનું શુભ જોવા જતાં એક નાડી આવે, જેમ બીજના ચંદ્રનું દર્શન કરવા જતાં વચમાં વાદળું નડે, તેમ દૂરથી સદ્‌ગુરુને જોતાં અવગુણ પહેલાં નજરે પડ્યો. પછી વિષ્ણુભક્ત નજીક આવી વિસોબાને કહેવા લાગ્યા; " તમે સાધુ સંત કહેવડાવો છો અને આ શું વિપરીત કરીને સૂતા છો ? " સાક્ષાત્ શિવ–પાર્વતી રમણ ઉપર કેમ ચરણ મૂક્યા છે ? આવું તમારું બ્રહ્મજ્ઞાન જોઈ મને નવાઇ લાગે છે ! વિસોબા નામદેવને જોઇને કહે છે કે આ સમયે જરા ભૂલ થઇ છે માટે—

" જે ઠેકાણે સદાશિવ ન હોય ત્યાં મારા પગ જરા મૂકી આપ " મારું શરીર જર્જરિત થયેલું તું જોઈ શકે છે. મારાથી જાતે ઊઠવાની તાકાત પણ રહી નથી. તું વિષ્ણુદાસ મિત્ર જેવો મળ્યો છે, તેથી વિચારીને તને કહું છું કે જ્યાં પાર્વતીરમણ ન હોય ત્યાં મારા ચરણ ઊંચકીને મૂકી આપ. નામદેવ આ વચન સાંભળીને વિસોબાની નજીક આવ્યા. પછી પોતાના હાથમાં તેમના પગ લીધા. નામદેવે જ્યારે વિસોબાના પગ પોતાના હાથમાં લીધા, ત્યારે સઘળે ઠેકાણે લિંગાકાર દેખાવા લાગ્યું. જ્યાં જ્યાં ચરણ મૂકવા જાય, ત્યાં ત્યાં સર્વત્ર લિંગ દેખાવા લાગ્યાં. તલમાત્ર જગા લિંગ વિનાની દેખાતી ન હતી. તેથી નામદેવ મનમાં વિસ્મય પામ્યો. ઘંટ, મૃદંગ એમ દરેક શિવરૂપ આકારમાં દેખાવા લાગ્યાં. શિવાલયમાં નરનારી જે આવે તે પણ પાર્વતીવર જેવાં દેખાવા લાગ્યાં. સદ્‌ગુરુચરણ સામે નજર કરી તો તે પણ શિવમય દેખાયા ! પછી પોતાના તરફ જોયું તો પોતાનું અંગ પણ શિવમય દેખાયું. જમીન ઉપર નજર કરી તો દેવળ સાથે સર્વત્ર કૈલાસપતિ દેખાયા. નામદેવ મનમાં ઘણો નવાઇ પામ્યો અને ગુરુદેવના ચરણ પોતાના મસ્તક ઉપર મૂક્યા. પછી સદ્‌ગુરુ કહેવા લાગ્યા કે મને ભારે કષ્ટ થાય છે તેથી હે વિષ્ણુભક્ત, જલદી જલદી મારા ચરણ જમીન ઉપર મૂકી દે. તે સાંભળી, નામદેવ કહે છે કે ગુરુજી તમે જ્ઞાનસાગર છો, ચૈતન્યઘન છો.

**સ્વામીના ચરણની સેવા કરતાં, શિવમય સંપૂર્ણ જગત દેખાયું.**

જ્યાં ત્યાં સર્વ ઠેકાણે કૈલાસનાથ દેખાયા. તેના સિવાય અણુ માત્ર જગા ખાલી દેખાઇ નહીં. તેથી ચિત્તમાં વિસ્મય થઇને ગુરુચરણ મારા મસ્તક ઉપર મૂકયા છે. વિસોબા નામદેવને કહે છે કે શિવનું નિજધ્યાન કર. હવે નંદભાષામાં બોલી તારા સંશયનું ખંડન કરું છું. જેનાં પાંચ વદન છે. ત્રણ દેદિપ્યમાન નેત્ર છે. જેના હસ્તમાં દસ આંગળાં શોભે છે, તેનું ધ્યાન તને કહું છું. જેનું મસ્તક (સ્વર્ગ) કૈવલ્ય આગળ છે, જેના ચરણ પાતાળમાં છે, જેનું વર્ણન કરતાં ખટશાસ્ત્રો લજ્જાયમાન થાય છે, ચારે વેદને જેનું અર્થજ્ઞાન બોલતાં મનમાં ગાડપણ આવી જાય છે; અઢાર પુરાણ મખતાં તેનું વર્ણન પૂરું થાય નહીં; હજાર મુખવાળા શેષ તેનું વર્ણન કરવા જતાં બોલી બોલીને જીભના બબ્બે ભાગ થઇ ગયા, એમ તેનો પાર કોઇ પામી શક્યું નથી. હું બે હાથ જોડીને કહું છું કે હું તો માત્ર જ્ઞાનેશ્વરનો કિંકર છું અને તેના ચરણમાં નમસ્કાર કરું છું. એવા સદ્‌ગુરુનાં વચન સાંભળી નામદેવના ચિત્તમાં બરાબર જ્ઞાન ઉત્પન્ન થયું. જેમ શ્રી કૃષ્ણે અર્જુનને વિરાટ સ્વરૂપનાં દર્શન કરાવીને તેના ચિત્તમાં અનુભવ કરાવ્યો હતો, તેવુંજ વિસોબાએ નામદેવને કરી બતાવ્યું.

**પછી નામદેવ કહે સદ્‌ગુરુરાયા, મુજને તારક તારા ચરણ,**
**ચરણવંદને તારા સત્વર, મુજને સર્વવિધિ એકરૂપ દેખાય.**

પછી વિસોબાએ સત્વર ઊઠીને નામદેવને માથા ઉપર અભયકર મૂકયો. તે સમયે નામદેવે રૂક્મિણીવરને હૃદયમાં ઓળખ્યા એટલે દ્વૈતભાવ દૂર થયો.

હવે એક દિવસે સઘળા સંતો ગરૂડ સ્થાને પંઢરપુરમાં મળ્યા હતા. ત્યારે પંઢરીનાથે નામદેવને આલિંગન આપ્યું અને પછી કહ્યું કે સદ્‌ગુરુ કર્યા પછી અમારી ખબર અંતર લેવા આવતો નથી, એવું તારું મન નિષ્ઠુર કેમ થયું છે? હવે તો તું હંમેશાં સદ્‌ગુરુ પાસે જ રહે છે. તે સાંભળી નામદેવ ઉત્તર આપે છે કે —

સદ્‌ગુરુનાથ એ તારું જ સ્વરૂપ છે, તેથી હવે મારા ચિત્તમાંથી દ્વૈતભાવ સર્વથા ગયો છે. એવાં નામદેવનાં વચન સાંભળી રૂક્મિણીવરને સંતોષ થયો. પછી સઘળા સંતોને જગજીવન કહે છે કે હવે મારા નામદેવને કાચું માટલું છે એવું કોઇ કહેશો નહીં એવું જગજીવનનું કહેવું સાંભળી નામદેવ સહજ

સમજી ગયા અને નામદેવે આત્મજ્ઞાન માટે સદ્‌ગુરુની જરૂર છે એ સ્પષ્ટ કરી બતાવ્યું.

## "પરીસા ભાગવતની કથા."

હવે બીજી રસાળ કથા શ્રોતાઓ સાદર સાંભળો. પરીસા ભાગવત નામે બ્રાહ્મણ હતો. તેણે જગજ્જનની રૂક્મિણીમાતાની આરાધના કરી. આદિમાયાએ પ્રસન્ન થઇને તેના ઉપર પૂર્ણ દયા કરી. સગુણ સ્વરૂપે દર્શન આપીને પરીસા ભાગવતને માથે હાથ મૂક્યો. પછી કહ્યું કે હે બાળક, તેં શી શુભ ઇચ્છા કરીને વ્રત કર્યું હતું તે મને કહે. તે મનમાં વિચાર કરીને માતાને પ્રત્યુત્તર આપે છે કે તારા ભજનમાં મારું ચિત્ત નિરંતર સ્થિર રહે અને મનમાં કદી કોઇ બાબતનો ઉદ્વેગ થાય નહીં. એવું મારા મનમાં છે તો હે જનની, મારો એ મનોરથ પૂર્ણ કર. પછી એક પારસમણિ તત્કાલ લાવીને માતાજીએ તેના હાથમાં મૂક્યો અને કહ્યું કે ભાગવત, આને જીવથી પણ કદી દૂર કરીશ નહીં. આને જેટલું લોઢું અડકાડીશ તે સર્વ સો ટચનું સુવર્ણ થઈ જશે. એવાં માતાજીનાં વચન સાંભળીને તેને સંતોષ થયો. જેમ સો યજ્ઞ કરીને ઈંદ્રપદ મેળવ્યું હોય, જેમ રાવણે અનુષ્ટાન કરીને સોનાની નગરી મેળવી, તેમ મનમાં સમાધાન પામીને ભાગવતે આદિમાયાને નમસ્કાર કર્યા. પછી ઘેર જઇને તેની પત્ની નામે કમળજા હતી, તેને તે પારસમણિ આપ્યો. લોઢું લાવી તેણીએ સત્વર તેનો ઉપયોગ કરી જોયો. તો સો ટચનું સોનું તરત જ થઈ ગયું. કમળજા આનંદ પામીને કહે છે કે હે જગન્માતા, તારો પાર પમાય નહીં. અમે દુર્બળ ઉપર તારા વિના બીજું કોણ કૃપા કરે? દારિદ્ર્યદુઃખની પીડા અમને ઘણી પડતી હતી, તે દૂર કરીને તેં આજે કૃતાર્થ કર્યાં છે. એમ તે બંનેને મનનું સમાધાન થયું. પત્નીને એકાંતમાં લઇ જઇ ભાગવત કહે છે કે આ બાબત હવે કોઇને કહેવી નહીં. જો સંતોને કાને વાત જશે તો બધા મારી મશ્કરી કરશે. બંને એકમત થયાં. પછી ઘરમાં ઉત્તમ અન્ન વગેરે પદાર્થો લાવી ભક્ષણ કરતાં; પણ બહારથી સર્વને ગરીબ જેવો દેખાવ બતાવતાં. ઘરમાં ભોંયરામાં ધન સંપત્તિ ભરી દીધી અને રોજ પકવાન જમવા લાગ્યાં. બહારથી બધાંને તે કહેતો કે પોતે વિરક્ત વૈરાગી છે. જેમ ઠગ લોકો માથું મુંડન કરાવી યોગી વેશ ધરીને યાત્રીઓને ગળે ફાંસો નાખે છે, જેમ બહુરૂપી સન્યાસી કે શ્રીપાદનો વેષ ધરે છે, જેમ મુલામ્માની મોહર બહારથી ઉજ્જવળ દેખાય

છે, જેમ નારિણી બહારથી આચારણમાં વિશેષ હાવભાવ બનાવે છે, તેમ સકળ જનને બહારથી ગરીબાઈ અને વૈરાગ્યપણાનો દેખાવ ભાગવત કરતો હતો. જેમ પિંગળ વેલીનાં ફૂલ દૂરથી આંખને સારાં દેખાય છે, જેમ કંજુસ મિત્રનો આવકાર ઉપર ઉપરનો હોય છે, જેમ અગ્નમાં દૈવત ન હોય; તો પણ ભુવા લોકો બહારથી ડોલવાનો દેખાવ કરે છે, જેમ મોરની પાંખમાં અનેક આંખો દેખાય તેમ પરીસા ભાગવત લોકોને બહારથી ઘણો વિરક્ત દેખાતો હતો; પણ ઘરમાં ઘણી સંપત્તિ હતી. એ તો માત્ર પરીક્ષકોનેજ (સંતોનેજ) ખબર હતી માણસ જમ્યો છે કે ભૂખ્યો એ તો તેના મુખ ઉપરથી જણાય છે. તે નિષ્કપટી છે કે કપટી તે તેના બોલવા ઉપરથી સમજાય છે. દીવામાં દિવેટ છે કે નહીં તે તેના પ્રકાશ ઉપરથી સમજાય છે. ચતુરાઈ અથવા મૂર્ખાઈ પણ માણસને જોતાં ખબર પડે છે. કોઈ સોંપેલું કાર્ય કરીને આવ્યો છે કે કેમ, તે ચતુર માણસ આવનારની ચાલ ઉપરથી જાણી શકે છે. શ્રોતાનું મન સ્વસ્થ છે કે બીજે છે તે વક્તા જાણી શકે છે, તેમ ભાગવતનું વિરક્તપણું પણ ચતુર પુરુષો હંમેશા જાણી જતા. સદ્‌ગુણ અથવા દુર્ગુણ ઢાંકયો રહેતો નથી. હવે એક દિવસે ભાગવતની પત્ની કમળજા પાણી ભરવા ગઈ હતી. ચંદ્રભાગામાંથી પાણી ભરીને પાછી વળતી હતી, તે વખતે નામદેવની પતિવ્રતા સ્ત્રી રાજાઈ તેને ઓચિંતા રસ્તામાં મળી. ત્યારે રાજાઈ તેને કહે છે કે હે સાહેલી, તું જરા વાર અહીં ઊભી રહે તો હું જલદી જલદી પાણી ભરીને પાછી આવું છું. એમ કહીને તે જલદી નદીકિનારે જઈ પાણી ભરી પાછી આવી. બન્ને જણી ત્યાં ભેગી થઈ, ત્યારે રાજાઈને કમળજાએ અન્ન, વસ્ત્ર વિના કષ્ટ પામેલી જોઈને પૂછ્યું કે સખી, સુખદુઃખની વાત તો કહે. મિત્ર પાસે વાત કહેતાં કદી લાજ આવવી જોઈએ નહીં. પારકાપણાની ભાવના ત્યજીને હળીમળીને વાત કહેવી. તે ઉપરથી રાજાઈએ કહ્યું કે હે સજની, મારા જીવતરની વાત સાંભળ. ઘરધણીએ લાજછોડીને ગરૂડધ્વજનું આરાધન કરવા માંડયું છે. તેને માન અપમાન જેવું કંઈ નથી, તેમજ નથી લૌકિક કે સંસારની ચિંતા. રૂક્મિણીકાંતનું ધ્યાન ધરીને પોતે અખંડ ભજન કર્યા કરે છે. ઘરમાં અન્ન, વસ્ત્ર ઘણું થોડું છે અને કુટુંબ ઘણું મોટું છે. હવે સંસાર કેમ ચાલે તેનો ઉપાય તું ઝટ કહે. તે સાંભળી કમળજા કહે છે કે નામદેવ જેનું ભજન કરે છે તેણે પ્રસન્ન થઈને તેને કંઈ આપ્યું નહીં? જે વૃક્ષને ફળ, ફૂલ આવે નહીં તેને પાણી શા માટે પીવડાવવું? તેમ ખાવા પીવાનું ન આપે તો હૃષિકેશીનું ભજન શા માટે કરવું? વહેણીમાં પાણી

ન હોય તો તેને નકામી ઉછેરવી શા માટે ? લગ્નમાં આવવાના ન હોય તેવાને આમંત્રણ શા માટે આપવું ? તેમ રૂક્મિણીરમણ પ્રસન્ન ન થાય તો આપણે તેના જ પૂજારી શા માટે થવું ? જે ખેતરમાં કંઈ પાકતું ન હોય તેમાં મહેનત શા માટે કરવી ? તેમ રમાનાયક પ્રસન્ન ન થાય તો તેના ગુણનું વર્ણન શા માટે કરવું ? હે સાહેલી, મારા પતિએ તો રૂક્મિણી માતાને પ્રસન્ન કર્યાં છે. તેમણે કૃપા કરીને અમને પારસમણિ આપ્યો છે તેને લોઢું અડકતાં સોનું થઈ જાય છે અમે તો પારસમણિ વડે ઘરમાં ઘણું સોનું ભરી દીધું છે તેથી અમે ઘરમાં રોજ મિષ્ટાન્ન ભોજન જમીએ છીએ. આ સાંભળી રાજાઈ પૂછે છે કે હે સખી, પારસમણિ કેવો હોય ? કમળજા કહે છે કે મારે ઘેર આવજે તને બતાવીશ. એમ વાત કરીને બંને જણીઓ પોતપોતાને ઘેર ગઈ. પછી જ્યારે રાજાઇ કમળજાને ઘેર ગઇ એટલે તેને સત્વર પારસમણિ લાવીને બતાવ્યો. પછી તે કહેવા લાગી કે આને થોડો વખત તારે ત્યાં લઈ જા અને તારા હાથે થોડું લોઢું લઇને તેનું સોનું બનાવી લેજે. આથી તારું દારિદ્ર દુઃખ દૂર થશે પછી સત્વર પારસમિણ પાછો લાવી મને આપી જજે. યાદ રાખજે કે તારા કે મારા પતિને આ વાતની જાણ થવા દઈશ નહીં. આ સાંભળી રાજાઇના મનનું સમાધાન થયું. તે સમયે તે મણિ લઈને પોતાને ઘેર જઇને લોઢું શોધવા લાગી સોય, કાતર, છરી, ચાવી, જે મળ્યું તે સર્વને તેણીએ પારસમણિ અડકાડીને સોનું બનાવી દીધું. પછી તે સોનુ બજારમાં લઇ જઇને વેચ્યું અને શાહુકાર પાસેથી તેનું ધન લઇ આવી. તેમાથી સર્વ સાહિત્ય ખરીદ્યું. વસ્ત્ર, આભૂષણ, વાસણકુસણ લીધાં પછી હર્ષથી સ્વયંપાક કરવા લાગી બે પ્રહર પછી નામદેવ આવીને જુએ છે તો ઘરમાં નવો ઠાઠ દીઠો. તેથી તે રાજાઈને પૂછે છે કે આ બધી સામગ્રી ક્યાંથી લાવી તે મને કહે. તે કહેવા લાગી કે પહેલાં ભોજન કરી લો. બધું પૂછવાની શી જરૂર છે ? આજથી તમારે મનમાં સંસારની ચિંતા કરવી નહીં પડે. એ ઉપરથી નામદેવ કહે છે કે જો સર્વ વાત કહીશ તો જ ભોજન લઇશ. રાજાઈ સંકટમાં આવી, તેથી કહેવા લાગી કે પરીસા ભાગવતે રૂક્મિણી માતાની સેવા પૂજન કરીને પ્રસન્ન કર્યાં. માતાએ તુષ્ટમાન થઇને કૃપા કરીને, તેને પારસમણિ આપ્યો. તમે પાંડુરંગનું સ્મરણ કરો છો અને ઘરમાં તલમાત્ર અન્ન નથી છોકરાં ખાવાનું ન મળવાથી દુઃખી થાય છે. કમળજા ભાગવત બ્રાહ્મણની પત્ની મારી સાહેલી છે તેણે થોડા વખત માટે મને પારસમણિ આપ્યો છે. તેણીએ તો લોઢાને મણિ લગાડી પુષ્કળ સોનું બનાવી ઘર ભરી દીધું

છે તેને મારી સાથે મિત્રતા છે, તેથી તો મને પારસમણિ આપી દરિદ્રતા દૂર કરી છે આપણુ કામ થયાં પછી હવે તેને પાછો આપી દઈશ નામદેવ પત્નીને પૂછે છે કે પારસમણિ કેવો હોય તે મને બતાવ રાજાઈએ ઘરમાથી તે મણિ લાવીને બતાવ્યો તેના હાથમાથી ઝડપ મારી નામદેવે મણિ લઇ લીધો અને ઉતાવળે ઉતાવળે ચંદ્રભાગાના કિનારે ગયો ત્યા ઊંડા ધરામા મણિ નાખી દીધો પછી કિનારે બેસીને વિઠ્ઠલનુ અંતઃસ્મરણ કરવા માડયુ એમ ઉપાધિરહિત થઇને તે પ્રેમે પ્રેમે નામસ્મરણ કરે છે, ત્યારે આ તરફ રાજાઇ ચિંતાતુર થઇને રુદન કરવા લાગી હવે પરીસા ભાગવત પણ ઘેર આવ્યો એટલે પારસમણિ જોવા ગયો તો તેની જગ્યાએ તે મણિ દીઠો નહીં આથી પત્નીને ધમકાવવા લાગ્યો અને કહે છે કે તને ગાંડપણ લાગ્યુ છે કે શુ ? તે જીંદગીની જોડ જેવો મણિ કયા ખોઇ નાખ્યો ? ત્યારે કમળજા કહેવા લાગી કે નામદેવની પત્ની રાજાઇને દરિદ્ર અને દુ ખી જાણીને ક્ષણભર વાપરવા માટે તે આપ્યો છે પરીસા ભાગવત કહે છે કે મને તેજ ભય હતો માટે હવે જલદી તેને ઘેર જઇને હમણા જ મણિ લઇ આવ તે સાભળી કમળજા સત્વર નામદેવને ઘેર આવી તે રાજાઈને પૂછે છે કે મારી વસ્તુ કયા છે ? ત્યારે તે કહેવા લાગી કે હે સજની, મારાથી અપરાધ થયો છે ઘરધણી ઘેર આવ્યા અને તે મણિ લઇને સદાય ચંદ્રભાગા તરફ જતા રહ્યા છે હમણા સ્નાન કરીને આવશે એટલે હુ તારી ચીજ તને ઘેર આપી જઈશ કમળજા કહે છે કે તેજ કારણથી મારે ઘેર કજીઓ થયો છે, તેથી હમણા જ મણિ મને આપી દે રાજાઇને મનમા ચિંતા થઇ તે કહે ચાલ નામદેવ પાસે નદીકિનારે જઇએ તે બને ભીમા નદીને કિનારે આવ્યા અને ત્યા નામદેવને જોયા નામદેવે નેત્ર બધ કરીને ચક્રપાણિનુ ધ્યાન ધર્યુ હતુ તે તો પ્રેમપૂર્વક વિઠ્ઠલનામ જપતો હતો તેની પત્ની પૂછે છે કે મણિ કયા મૂકયો છે ? કમળજા તે લેવા આવી છે માટે તેને પાછો આપવો જોઈએ તે સાભળીને વિષ્ણુભક્ત કહે છે કે પાણીમા ઊંડા ધરામા તેને નાખી દીધો છે આવુ સાભળી બને સ્ત્રીઓને સતાપ થયો અને તેઓ બને મોટો અવાજ કરી રડવા લાગ્યા અને છાતી કૂટવા લાગ્યા તે સાભળી નદીએ જતા નરનારી વૃત્તાત પૂછવા લાગ્યા રાજાઈએ સઘળી વાત તેઓને કહી સભળાવી આ વાત ગામમા જતા પરીસા ભાગવત બ્રાહ્મણને ખબર પડી, તે પણ છાતી કૂટતો નામદેવ પાસે આવ્યો તે લોકોને કહેવા લાગ્યો કે નામદેવે જ મણિ સતાડી રાખ્યો છે અને અમને ખોટુ કહે છે કે ચંદ્રભાગાના ધરામા નાખ્યો છે જાત જાતના વિવિધ

માણસો મનેની નિંદા કરવા લાગ્યા કોઈ ભાવિક જન નામદેવના વખાણ કરી કહે છે કે મોનુ અયના માટી વિશુદાસને સરખા છે એને કલ્પાતે પણ મણિ રાખવાની ઈચ્છા થાય નહીં કપટી લોકો કહેવા લાગ્યા કે મોટી તુળસીમાળા ધાલી મેરે છે, પણ ગરીબ બ્રાહ્મણનો મણિ સતાડો છે, એવાને ભક્ત ભક્ત કેમ કહેવાય ? પરીસા ભાગવત ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગ્યો ? નામદેવ, તુ અને તારો દેવ બને ગમે તેમ હોય પણ મારુ ઘર કેમ માર્યું ? નિષ્ઠુર બ્હેરડાવીને માગ મણિની ઈચ્છા કેમ કરી ? આ વાત સંતોને મનમા કેમ ખુન થાય તે તમો વિચારો આ ઉપરથી વિશુદાસ કહે છે કે, મારે તારો મણિ શુ કરવો છે ? તુ બધાને ઉદાસી કહેવડાવે છે તે ઉપર ઉપરનુ જ છે તેથી જ મે તારો મણિ ચંદ્રભાગાના ધરામા ફેકી દીધો છે જો તને તે અસત્ય લાગતુ હોય તો પાણીમા ઉતરીને જોઈ લે નામદેવના વચન સાભળી સર્વે હસવા લાગ્યા તેઓ કહેવા લાગ્યા કે રેતીમા ઘણા પથરા છે તેમા પારસમણિને કોણ ઓળખી શકે ? પછી નામદેવ પોતે ઉઠીને ચંદ્રભાગાના જળમા ડૂબકી મારી માણસોની મેદનીને કૌતક બતાવ્યુ તે રેતી સાથે ખોબો ભરીને પૂછ્યુ ક મણિ જોવા માગ્યા લાગ્યો અને કહ્યુ કે તમારો કયો મણિ છે, તે આમાથી શોધી લો નામદેવના વચન સાભળીને લોકો તો ફરીથી ખડખડ હસવા લાગ્યા તે કહેવા લાગ્યા કે આ તો સર્વ પથ્થર સમાન દેખાય છે એક કહે છે કે આ સમયે આપણે પરીક્ષા કરવી જોઈએ પછી મુઠી ભરીને લોઢાની સોયો લાવ્યા અને નામદેવના હાથમાથી એક એક કકર લઈ શોધ લગાડી જોઈ તો બધાઇ સાથે માનમ પડ્યુ દરેક પથ્થર પારસમણિ છે તે જાણી સર્વને ઘણો અચબો થયો લોકોએ નામદેવને ધન્યવાદ આપ્યો કારણ કે તેના હાથને જે પથ્થરનો સ્પર્શ થયો તે સઘળા મણિ થઇ ગયા તે સમયે ભક્તમડળીએ ત્યા આવી જય જયકાર કર્યો અને પ્રેમપૂર્વક તાળી પાડવા લાગ્યા નિંદક અને કુટિલ લોકો શરમથી નીચુ મો કરવા લાગ્યા આવો ચમત્કાર જોઈ પરીસા ભાગવતને ઘણો પશ્ચાતાપ થયો ! તે નામદેવને કહેવા લાગ્યો કે તારા જેવો ભાગ્યશાળી પૃથ્વી ઉપર કોઈ નથી મે તો રુક્મિણીમાતાનુ આરાધન કરી એક મણિ મેળવ્યો અને તે માટે પ્રાણ આપવા તૈયાર થયો હતો મે તમારો મહિમા જાણ્યો નહોતો

" તુમચે ચરણ લાગતી જેથે, સકળ ઐશ્વર્ય ઓળજે તેથે "

હવે મારે મણિ જોઈતો નથી તમારા હાથે અભય વરદાન જોઈએ

છે. નામદેવે જેટલાં મણિ કાઢયાં હતાં તે સર્વ ચંદ્રભાગાના ધરામાં પધરાવ્યાં. પરીસા ભાગવત નામદેવને શરણે ગયો અને વિષ્ણુદાસનો ઉપદેશ લીધો, એટલે તેને દિવ્યજ્ઞાન પ્રાપ્ત થયું.

આગળના અધ્યાયમાં રસાળ અને ગદન ચરિત્ર આવશે તે સાંભળતાં કર્ણ સુખ મળશે. ભકતવિજય ગ્રંથ કેવળ આવા અમૃત રસથી ભરેલો છે. પ્રેમથી તેનું સેવન કરતાં ભવરોગ બંધન મટી જશે. જાણો કે આ સંપૂર્ણ પુર્ણિમા છે તેમાં ભકતવિજય ચંદ્ર ઊગ્યો છે વૈષ્ણવજન ચકોર પક્ષી છે તેના મનને પરમ આનંદ થાય છે. અભકત, દ્વેષી, અને નિંદકને આનો દિવ્ય પ્રકાશ રૂચશે નહીં. તેથી એનો દ્વેષ કરીને નિંદશે. તેના અંતરમાં વિશ્વાસ નથી. એવાનું વર્ણન કરતાં સરસ્વતીને નકામો ત્રાસ થશે. હવે જે કોઇ સત્વશીલ સજ્જન હશે, તે નિજપ્રેમથી આ ગ્રંથને અપનાવશે. શ્રી ભીમા તીરવાસી રૂક્મિણીપતિ ત્રિજગતમાં વ્યાપી રહ્યો છે. તેની જ કૃપાથી મહીપતિ આ ગ્રંથ લખે છે.

**સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રીજગન્નાથ પ્રસન્ન થાય છે**

**પ્રેમાળ ભાવિક ભકતોએ આ અઢારમો રસાળ અધ્યાય સાંભળ્યો.**

= શુભં ભવતુ =

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૧૯ મો.

# જગમિત્ર નાગાજીની કથા.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

આજે કાર્તિકી એકાદશીનું પર્વ છે. પંઢરપુરમાં ભક્તમંડળી એકત્ર થઇ છે. તે સાથે વનમાળી ભક્તવિજય મેળામાં આવ્યા છે.

"શાંતિ અને ક્ષમા નિશ્ચય, ચંદ્રભાગા ભીમરથી બે જાણો,
દયા એતો પુષ્પાવતી, ગોપાળપુરી પંઢરીમાં જ છે.
ઉલ્લાસ એનો વેણુનાદમાં, જ્યાં ક્રીડા કરે આનંદકંદ,
સદ્‌ભાવ પુંડલીક પ્રસિદ્ધ, લીલા અગાધ જેની છે.
ભક્યવિજય ગ્રંથ રસાળ, એ પાંડુરંગનું દેવળ જાણ,
એવું રમણિય સ્થળ જોઇને, ઘનનીલ શામળો ત્યાં ઊભો.
સાત્વિક ગુણ ઉત્તમ જાણ, તેજ શોભે છે વૃંદાવન,
તે ઉપર કીર્તિધ્વજ ઉભો કર્યો, શોભાયમાન તે સ્થળ દેખાય.
કળા, ચાતુર્ય ઉત્તમ ગુણવાન, તે જાણ માતા રૂક્મિણી,
તેના પ્રસાદે કરીને, સપ્રેમ મનમાં છે ઉલ્લાસ.
આ પુણ્યક્ષેત્ર અતિપાવન, દર્શન માટે આવે ભાવિકજન,
તે માન અભિમાન તજીને, જીવન્મુક્ત પણે વર્તે અહીં.

હૈદ્રાબાદ રાજ્યમાં આવેલા પરળી વૈજનાથ તીર્થસ્થળે એક બ્રાહ્મણ રહેતો હતો. તેનું નામ જગમિત્ર નાગાજી હતું. તે પરમ ભાવિક વૈષ્ણવ-જન હતો. તે ત્યાં કુટુંબ સહિત રહેતો હતો. ગામમાં ભિક્ષાટન કરીને જે કંઇ મળતું, તેમાંથી કુટુંબનું પોષણ કરતો હતો. તેને માત્ર પેટ પૂરતું જ સાધન મળતું હતું. તેણે કોઇ પણ આશાનું બંધન રાખ્યું ન હતું. રાત્રે

કીર્તન કરતો હતો ગામના લોકો તે સાંભળવા આવતા હતા તેઓને કીર્તનમાં આનંદ આવતો હતો તેનો આવો વૈરાગ્ય જોઈને તેના ઉપર સર્વ બ્રાહ્મણોની કૃપા હતી તેઓ કહેતા કે આ નાગાજી સાક્ષાત્ પાંડુરંગનો અવતાર છે એ સંસારી છે છતાં વિરક્ત છે તેની એવી સારી આબરૂ જાણી કેટલાક નિંદક લોકો મનમાં બળતા હતા તેનું અપમાન થાય તે માટે શું કરવું તેનો મનમાં ઘાટ ઘડતા હતા જેમ સૂર્યના કિરણ જોઈ નિશાચર મનમાં ચરફડાટ કરે, જેમ ગંગા નદીના પાણીનો ખળખળ અવાજ સાંભળી મીંડકી ઘોમીને સંતાપ થાય, જેમ તુળસી દલનું પૂજન કરતા આગના છોડને મનમાં સંતાપ થાય, જેમ પતંગનો પ્રતાપ જાગી બિંગીના ઝાડને કષ્ટ થાય, તેમ જગમિત્ર નાગાજીના વખાણ સાંભળી નિંદકને મન સંતાપ થતો હતો તે કહેતા હતા કે આની અપકીર્તિ કરવા ઉપાય કરવો જોઈએ

**જુદા જુદા કુતર્ક કરીને મનમાં, અપશબ્દ બોલે અતિ ઘણા,**
**તેઓને સાંભળી ચિત્તમાં, તેને વિકલ્પ તલભાર થાય નહીં**

એક દિવસ કીર્તન કરીને જગમિત્ર પોતાના ઘરમાં જઈને સૂતો હતો, ત્યારે દુર્જનોએ ઓચિંતા આવીને તેના ઘરના છાપરાને આગ લગાડી તેના બાળબચ્ચાં ઘરમાં નિદ્રાવસ્થામાં હતા, તે સમયે આગ લાગેલી જોઈને પંઢરીનાથને યાદ કર્યા તે પ્રાર્થના કરે છે કે હે રૂક્મિણીકાંત, હવે તું વેગે આવ, તું દીનબંધુ અનાથનાથ છે, તારા વિના અમારું રક્ષણ કરનાર આ સમયે કોઈ આવશે નહીં એવી એવી કરુણા વાણી સાંભળીને ચક્રપાણિ સત્વર આવ્યા હાથમાં સુદર્શન ચક્ર લઈને તેનું રક્ષણ કરવા લાગ્યા ઘરની ચારે બાજુ અગ્નિના ભડકા દેખાતા હતા, તે સામસામી નજરે જોતા હતા ભાવિક ભક્તો ઘર નજીક જઈને શોકથી આક્રંદ કરવા લાગ્યા તે કહેવા લાગ્યા કે જગમિત્ર વૈષ્ણવ ભક્ત છે, તેને અગ્નિમાં કોણે નાખી નાખ્યો ? આવો વિનાશ જોઈને પંઢરીનાથ કેમ આવ્યા નહીં પછી ઘરમાં જેટલું લાકડું હતું તે સર્વ બળી ગયું અને અગ્નિ શાંત થઈ ગયો પછી પૂર્વ દિશામાં સૂર્ય ઊગ્યો જગમિત્રને કોઈએ અગ્નિમાં બાળી નાખ્યો, એવી વાત નગરમાં ફેલાઈ ગઈ સવારમાં સમસ્ત ગામના લોક ત્યાં જોવા આવ્યા તે સમયે જોયું તો છાપરું બળી ગયું હતું અને અગ્નિ હોલવાઈ ગયો હતો, પણ રાખ કે કોલસા તલભાર પણ ઘરની અંદર જમીન ઉપર પડ્યા નહોતા

ઘરની અંદર જગમિત્ર પોતાના કુટુંબ સાથે શ્રીહરિનું ભજન કરતો બેઠો હતો આવું કૌતક નજરે જોઈને સર્વને આશ્ચર્ય થયું જેમ પાંડવોને શ્રીહરિએ લાખાગૃહમાંથી બચાવ્યા હતા, તેમ જગમિત્રને કુટુંબ સાથે મુરારિએ બચાવ્યો જેમ પ્રહ્લાદને અગ્નિમાં નાખ્યો તે બળી ન ગયો પણ શ્રીપતિએ બચાવી લીધો, તેમ જગમિત્રને પંઢરીનાથે આ સમયે બચાવ્યો જેમ ગાયો અને ગોવાળો ઓચિંતા મેઘથી તણાવા લાગ્યા ત્યારે શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વત ઉપાડી બચાવ્યા હતા તેવું આ વખતે થયું પરસ્પર લોકો આવી વાત કરવા લાગ્યા તેઓ જગમિત્રને નમસ્કાર કરવા આવ્યા, તે કહેવા લાગ્યા કે તું ઈશ્વરનો અવતાર છે, તે અમને ખરેખર સાચું લાગ્યું છે પછી સઘળા ગ્રામવાસીઓએ એકાંતમાં ભેગા થઈને વિચાર કર્યો કે આપણે જગમિત્રને જમીન ઇનામમાં લખી આપીએ તેથી તેનો તથા તેના કુટુંબનો ઉદરનિર્વાહ ચાલશે અને આપણને મહાપુણ્ય થશે પછી પુરુષોત્તમ તુષ્ટમાન થઈને સઘળા લોકોનો ભવભ્રમ દૂર કરશે એવો વિચાર કરીને જગમિત્રને પૂછવા આવ્યા, ત્યારે તેણે ઉત્તર આપ્યો કે:–

"મારે બંધનમાં ના માટે પડવું જોઈએ?"

નગરમાં ભિક્ષાટન કરું છું, તેથી કુટુંબનું ભરણપોષણ થાય છે તમે જે ભૂમિદાન આપો છો તેની મને જરૂર નથી જેમ ચાતકને તરસ લાગે છે ત્યારે મેઘ તત્કાળ આવે છે, તેમ હષિકેશ પોતાના દાસને અન્ન, વસ્ત્ર આપે છે પક્ષીઓ જ્યારે ભૂખ્યા થાય છે ત્યારે ભળતે ઠેકાણેથી તેને કણ મળી આવે છે, તેમજ પોતાના દાસનું રક્ષણ તેવી રીતે થાય છે તે વિશ્વ કુટુંબી જગજીવનને આશ્રયે ગયા પછી તમારું ભૂમિદાન મારે શા માટે જોઈએ? બેસવા માટે વહાણ મળ્યા પછી, નરનારના સંગાથની શા માટે ઇચ્છા કરવી? સૂર્યનો પ્રકાશ ત્યજીને દીવાનું અજવાળું શા માટે કરવું? જો કામધેનુ હોય, પછી બકરી શા માટે પાળવી? ગંગા નદીનું પાણી નજીકમાં હોય, પછી કૂવો શા માટે ખોદવો? તેમ ભિક્ષાનું પવિત્ર અન્ન ત્યજીને મારે શા માટે ખેતર જોઈએ? એવું સાંભળી સર્વ ગામ લોકોએ તેને પ્રાર્થના કરીને કહ્યું કે તમારે નામે લખી દઈએ છીએ, પછી તમારે ફાવે તેમ નિર્વાહ કરજો પણ તે જમીનમાં જે ધાન્ય પાકશે તે ધર્મ કામમાં જ વપરાશે તામ્રના પતરા ઉપર જગમિત્રનું નામ લખી પરળી વૈજનાથ ગામમાં એક ખેતર ઇનામ એમ લખી આપ્યું પછી બધા ખેડુતો મળીને મહેનત કરીને તે જમીનમાંથી અન્ન પકવતા જે અનાજ પાકે તે

લાવીને ધર્મ કાર્યમાં જ વાપરતા. એમ ઘણા દિવસ ચાલ્યા પછી ધર્મ કાર્યમાં વિઘ્ન પડ્યું. ગામમાં નવો યવન હવાલદાર આવ્યો, ગામ લોકો તેને મળવા ગયા. તેણે જગમિત્રની ઇનામી જમીન જપ્ત કરી. તેને લોકો વિનવવા લાગ્યા કે અમે સ્વેચ્છાથી તેને જમીન આપી છે. તું પાપી, ધર્મ કામમાં શા માટે આડો આવે છે? આ પ્રમાણે ઘણો ઉપદેશ આપ્યો, પણ તેનું મન બીલકુલ પીગળ્યું નહીં. તે મુસલમાન જાતિનો ઉન્મત્ત હવાલદાર હતો. તે કોઈનું સાંભળતો ન હતો. પછી તે જગમિત્રને ઘેર જઇને કહે છે કે તારું નામ જગમિત્ર છે. તો તું વાઘ મને લાવી આપ. મારે દેવપ્રતિષ્ઠા માટે તે જોઈએ છે. આજે સૂર્યાસ્ત સુધીમાં તું વાઘ લાવી આપીશ, તો જ તારું નામ જગમિત્ર બરાબર કહેવાશે અને તો જ મને તારો અનુભવ થશે. જો આટલું તારાથી નહીં બને તો આજસુધી ઈનામી જમીનની ઉપજ જે તેં ખાધી છે તે પણ પાછી લઈશ. તે દુરાચારીએ હરિભક્તને આવાં વચન કહ્યાં. તેને 'સારૂં' એમ કહીને જગમિત્ર વનમાં સત્વર ગતિએ જવા લાગ્યો. ત્યાં જઇ તેણે રુક્મિણીપતિનું ધ્યાન ધરીને પ્રેમથી તેનું સ્તવન શરૂ કર્યું:

**જય જય અનાથબંધુ કરુણા કરો, ભકતવત્સલ કૃપાસાગર,**
**પતિતપાવન વિશ્વંભર, દીનોદ્ધાર, રામકૃષ્ણ, જય.**
**પંઢરીશા, રૂક્મિણીપતિ, વિશ્વચાલક, ચૈતન્યમૂર્તિ, મારી,**
**કરુણા સાંભળો ચિન્તમાં, ધાઓ શ્રીપતિ જલદી જલદી.**

હવાલદાર મારો મિત્ર જાણજો, તેની કન્યાનાં લગ્ન છે અને વાઘનું ચામડું પ્રતિષ્ઠા કરવા માટે જોઇએ છે તે સત્ય વાત છે. આ સમયે તેના કાર્ય માટે દેવાધિદેવ સત્વર આવજો. જો તું નહીં આવે તો તારા ચરણમાં મારો દેહ મૂકીશ. દેવાધિદેવ સત્વર આવ.

એવી કરુણા કાને સાંભળતાં જ ચક્રપાણિ તત્કાળ ત્યાં આવ્યા...મોટા વાઘનું સ્વરૂપ લઇને તે સત્વર આવ્યા. પછી જગમિત્રને પૂછે છે કે કોણે તારા સત્યની પરીક્ષા કરવાની હામ ભીડી છે, તે મને સત્વર બતાવ. હું તેને મારીને ખાઇ જઈશ. નિજભક્ત આ સાંભળી કહે છે કે હવાલદાર મારો પરમ મિત્ર છે. તેને ત્યાં લગ્નપ્રસંગ છે તેથી તમને યાદ કર્યા છે. માટે શાંતિ રાખીને કેશવરાયા તેના કામ માટે સત્વર ચાલો. તમે મારા જીવલગ પ્રાણ છો અને બીજો કોઈ મિત્ર નથી. આ સાંભળી ચક્રપાણિ કહે છે કે મને પકડીને તું ગામમાં તેને ઘેર લઇ જા. હું તારી સાથે આવીને

નગરમાં સૌની નજરે કૌતુક બતાવીશ પછી જગમિત્ર ગળામાથી ઉપવસ્ત્ર લઇને તેને ગળે બાધીને વાઘને પકડીને ગામમાં પાછો આવવા લાગ્યો. તે સમયે આ બનાવ ગોવાળોએ નજરે જોયો એટલે તેઓ દોડતા દોડતા ગામમાં ગયા દોડની વખતે તેમને ધીરજ રહી નહીં અને એક પણ શબ્દ બોલી શકયા નહીં તેઓએ સત્વર નગરમા આવીને સર્વ લોકને વાત કહી તે કહેવા લાગ્યા કે જગમિત્ર વાઘને હાથથી પકડીને જંગલમાથી ઘર તરફ આવે છે એ વાત સાંભળીને બધા લોકોને આશ્ચર્ય થયુ ! પછી તે કહેવા લાગ્યા કે જગમિત્ર વાઘ લાવ્યો કયાથી ? લોકો તો મિથ્યા વાતો કરે છે એક કહે છે એમા નવાઈ શાની ? તેને તો ઇશ્વિર સહાય છે, તેના ઘરને આગ લાગી તો પણ કેવો બચી ગયો હતો ? એમ પરસ્પર લોકો વાત કરે છે, તેટલામા બીજી વાત આવી કહે છે કે વાઘ લઈને જગમિત્ર સત્વર ગામ નજીક આવી પહોચ્યો છે સઘળા ગામના પ્રજાજનો ગભરાઇ ગયા અને ભયભીત થઇને નગરના દરવાજા બધ કર્યા કેટનાક લોકો કિલ્લા ઉપરથી જોવા લાગ્યા તેમણે વાઘ સાથે જગમિત્રને આવતાં જોયો તેમણે વાઘની વાત સત્ય છે એમ કહેવાથી નરનારીઓ, ભયભીત થઇને ઘરના બારણા બધ કરીને અંદર લપાઈને બેઠા કોઈ મેડા ઉપર ચઢી દૂરથી પોતાની આખે વાઘને આવતો જુએ છે તે કહે છે કે જગમિત્રને મનમાં કેમ બીક લાગતી નથી ? આ સાભળી કોઇ જ્ઞાની સારા માણસો કહેવા લાગ્યા કે હજુ તમને કેમ ખાત્રી પડતી નથી ? આપણી દૃષ્ટિએ વાઘ દેખાય છે પણ તે સાક્ષાત્ ચક્રપાણિ હશે પોતાના ભક્તનું સંકટ કાને સાભળીને સત્વર દોડતો આવ્યો હશે બીજા કહે એવી વાત આ ખરેખરો વાઘ જ દેખાય છે અને તે નકકી હવાલદારને જ મારી ખાવા આવે છે તો કોઇ કહે એમ નહીં હોય એ તો આપણ સર્વનો નાશ કરવા આવ્યો છે હવાલદારે અન્યાય કરી બધાનો કાળ તેડી મગાવ્યો છે પછી તે દુર્જનને ગામ લોક ભેગા મળી કહે છે કે તે જગમિત્રને છળીને ગામ માટે પ્રલયકાળ તેડી મગાવ્યો છે સહસ્રાર્જુને રેણુકાને મારી નાખી, તેથી સઘળા ક્ષત્રિઓને માથે વિઘ્ન આવ્યું હતુ, તેમ તારી સગતથી અમારુ મરણ આવ્યુ છે જેમ રાવણે સીતાનુ હરણ કરતા સઘળા રાક્ષસોનો સહાર કરાવ્યો, તેમ તમે વૈષ્ણુજનને ત્રાસ આપતા આખા ગામને માથે વિઘ્ન આણ્યું છે દુર્યોધને દ્રૌપદી સતીને છળતા સઘળા રાજાઓ નાશ પામ્યા, તેમ તારી સગતિથી અમારી પણ એવી જ માઠી દશા થઈ છે જેમ મધપુડાની સગતથી ઝાડને અગ્નિ લાગે છે, તેમ દુર્જન નાગ યોગથી બધાને

ચિત્ર આવ્યુ છે એવી સમજ નોકરાણી સાંભળી દુર્જનો ભયભીત થયા તેઓ છોકરાંઓને લઈને પલગ નીચે દરવાજા બંધ કરીને સંતાઈ ભરાઈ બેઠા જેમ બીકી ડરીને પછી દેહ નીચે સંતાઇ બેસે, તેમજ તે પાપીઓ મનમા ભયભીત થયા હવે જગમિત્ર વાઘને લઈને નગરમા પ્રવેશ કરવા આવે છે, ત્યારે દરવાજા બંધ દીઠા એટલે તે સંકટમા પડયો તે વખતે વાઘકરને પૂછે છે કે નગરમા કેમ જતે જવાશે? એવા ભક્તના વચન સાંભળી તે વારે આશ્ચર્ય પમાડે તેવુ કામ કર્યું એટલે ગર્જના કરી કે તેના ગૂંગથી નગરનો દરવાજો તૂટી પડયો જગમિત્ર અને વાઘને પ્રવેશતા જોઈ નરનારી બાળકો ગભરાઇ ગયા એટલે મોટેથી રુદન કરે છે બીજુ બૂમ પાડીને રડતા રડતા કહે છે કે કૈલાસપતિ ગરમ થયા છે કારણ કે આપણે દુર્જનનો સંગ કર્યો છે એવો પ્રકાર જોઈને જગમિત્ર સર્વને મોટેથી કહેવા લાગ્યો કે કોઈ ગભરાશો નહીં તમે સર્વ સ્વસ્થ ચિત્તે પોતાની આંખે કૌતુક જોયા કરો કહ્યુ છે કે —

જે જેનું કર્મ તે તેજ ભોગવે સર્વદા,
આપણે સર્વની શા માટે કરવી ચિંતા
સૌએ કરી મનને નિર્ભય સદા,
રૂક્મિણીકાંત સ્મરવા ફરી ફરી

એવા વચન સાંભળીને સર્વજનોને સંતોષ થયો હવે તેઓ કહેવા લાગ્યા કે આતો હવાલદારનો પ્રાણ લેવા માટે જ વાઘ લાવ્યા છે પછી જગમિત્ર વાઘને લઈને હવાલદારને ઘેર પહોચ્યા તે જોઈ દુરાચારી થર થર કંપવા લાગ્યો મહાવ્યાઘ્ર સામે આવતો જોઈ તેણે ઘરના બારણે અંદરથી તાળુ વાસી દીધુ પત્ની તથા બાળકોને પોતાની પાસે લઈને મનમા ઘણો ચિંતાગ્રસ્ત થયો પછી જગમિત્ર તે વખતે કહે છે કે વાઘદૈવત તારે માટે જ લાવ્યો છુ, હવે તુ ઘરમા કેમ સંતાઈ બેઠો છે તે ઝટપટ કહે

સાક્ષાત્ વ્યાઘ્ર દેખીને દૃષ્ટિએ,
ભ્રાંતિરૂપ કમાડ તેણે બંધ કર્યાં

આગળ ઉપાય તમારી નજરે કેવો દેખાય છે તે મને કહો ઘણા તીર્થ, વ્રત, તપ, કરતા પણ જેને નજરે આવે નહીં તેને સાક્ષાત આવેલા જોવા છતાં તુ મૂઢ, દરવાજો કેમ બંધ કરે છે? અષ્ટાંગ યોગ સાધનારા યોગીઓને પણ જેના ચરણ જોવાના મળતા નથી, તે દૈવત આજે નજરે જોતા તુ કેમ સંતાઈ બેઠો છે? ઋષિઓ ઘણા યજ્ઞયાગ કર

છે, તેમને પણ દેવ તરત પ્રાપ્ત થતા નથી, તે દૈવત આજે તારા ઘર સામે આવતાં તને મનમાં ઘણો ભય કેમ થાય છે? તે સમયે વાઘે ગર્જના કરી અને પૃથ્વી ઉપર પૂછડું પછાડયું. દુર્જને તે સાંભળતાં અંતરમાં અત્યંત ભય ઉત્પન્ન થયો. હવે વાઘ બળથી ઉછાળો મારી નિંદકનો ભક્ષ કરવા ત્રાપ મારે છે. જગમિત્ર તેને તે સમયે પકડી રાખે છે. જેમ વાનરને મદારી પકડી રાખે છે, તેવી રીતે જગજીવન ભક્તાધીન થયા છે અને પોતાનું મોટા પણું બતાવતા નથી. તે ઉપરાંત માણસોને ઘણી લીલા બતાવે છે. વાઘ ફરીથી પાછો ઉછાળો મારે છે જાણે કહેતો હોય કે મને તે દુર્જનનું જલદી ભક્ષણ કરવા દે. તે સમયે હવાલદાર ઘરમાં રડે છે. તેનાં બાળકો પણ રડે છે. પછી તેની પત્ની કહે છે કે તમે જલદી બહાર જાઓ, નહી તો તમારી સાથે મારું તથા બાળકોનું મરણ આવશે. તમે તો હવે ઘરડા થયા છો અને વહેલું મોડું એક દિવસ જવાનું જ છે. તો હવે સત્વર બહાર જઇને તમારો ભોગ આપીને અમારા પ્રાણ બચાવો. એવો સંવાદ દૂરથી લોકોએ સાંભળ્યો એટલે તેઓને મનમાં આશ્ચર્ય થયું! તેઓ પરસ્પર તાળી પાડી હસવા લાગ્યા. પછી બે હાથ જોડીને હવાલદાર દયા માગે છે. તે કહે છે કે હે દયાળુ, હવે મારા ઉપર કૃપા કરીને સત્વર બચાવો. મેં જે દુષ્ટ બુદ્ધિ કરી તેનું મને તત્કાળ ફળ મળ્યું અને જગમાં અપકીર્તિ થઇ તેનું વર્ણન થાય તેમ નથી. તું પોતાને જગમિત્ર કહેવડાવે છે તે મારા મનમાં સત્ય સમજાયું. તેથી દીનપણે દયા માગું છું કે અમને જીવતદાન આપો. એવું દીનપણે બોલવું સાંભળીને જગમિત્ર વાઘને લઈને પાછો જંગલમાં ગયો. પછી એકાંતમાં જઇ જગજીવને સગુણરૂપ, ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કરી જગમિત્રને નિજપ્રેમથી આલિંગન આપ્યું.

આગળના અધ્યાયમાં અદ્‌ભુત રસ છે. શ્રોતાઓ સ્વસ્થ મન કરો. જેમ કંજુસ ધન ગણે છે તે વખતે પોતાના ચિત્તમાં તલ્લીન થાય છે તેવી રીતે લક્ષ દઇને ગ્રંથ શ્રવણ કરજો.........ભીમા તીરવાસી રૂક્મિણીરમણ તેથી તમારા ઉપર તુષ્ટમાન થશે. તે પુરાણ પુરૂષ જગજીવન ગ્રંથ કહેવડાવે છે. મહીપતિ તેનો અનન્ય ભક્ત પ્રેમથી ચરણ વંદન કરે છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળનાં શ્રી જગન્નાથ સંતોષ પામશે. પ્રેમાળ ભાવિક ભક્તોએ આ ઓગણીસમો અધ્યાય રસાળ છે તે સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

"રામકૃષ્ણનારાયણ" ના નામનું ભજન કરતો હતો. ગામમાંથી ભિક્ષા માગી જે કંઇ મળે તેમાથી કુટુંબનિર્વાહ કરતો હતો તેની અડગ ચિત્ત વૃત્તિ હતી અને મનમાં સમાધાન હતું. તેને માન કે અપમાન જેવું કંઇ હતું નહીં. તે સર્વ પ્રકારની ઇચ્છાનાં બંધન તોડીને શ્રીહરિનું ભજન કરતો હતો. સત્વર સ્નાન કરીને ષોડશોપચારે પૂજા કરીને દેવને હંમેશાં સાતસો નમસ્કાર કરતો પછી ગીતાનો એક શ્લોક બોલી સાષ્ટાંગ નમસ્કાર કરતો. એ પ્રમાણે નિત્યનિયમ કર્યા પછી જ ભોજન કરતો

કંઇ પણ નિત્યનિયમ કર્યા સિવાય કોઇ ભોજન કરે, તો તે મનુષ્ય કુકર સમ છે; એવું વચન ધર્મશાસ્ત્રનું છે. પશુ પક્ષીને જતાં આવતાં પાપ પુણ્ય લાગતું નથી. કીડી, કીડા, મુગાં પ્રાણીઓ માટે શાસ્ત્રાચરણ નથી.

**અવચીત નરદેહ મળ્યો જાણી, તેનું સાર્થક કરવું કંઇ,**
**સત્સમાગમ વિના નરદેહીને, સર્વથા જ્ઞાન પ્રાપ્ત થાય નહીં,**

લોકો કહે છે કે સંસારમાં ધંધો કરતાં નિત્યનિયમ માટે ફુરસદ નથી. આ વિષય માટે એક વાત છે તે સાંભળો તીર્થ, વ્રત, તપ, દાન, અનુષ્ઠાન, દેહને કષ્ટ આપવું એ સર્વ કરતાં એક ઉત્તમ સાધન છે. તે એ કે —

**શ્રીહરિભજન અને નામસ્મરણ વિના**
**વિશેષ કંઈ કળિયુગમાં સાધન એકે નથી.**

જ્યારે મૃત્યુકાળ સમયે અમૃત હોય તોજ જીવ ટકી શકે છે, તેમ સંસારમા ધંધો કરતાં જે અખંડ હરિકીર્તન કરે છે તેની પાસે જગજીવન આવીને પ્રેમપૂર્વક બેસે છે. વધુ બોલીને શું ઉપયોગ? "નામમહિમા" સર્વ જ્ઞાની માણસો જાણે છે અનુભવ સિવાય જે કંઈ વાત કહે તે સર્વથા ચિત્તમાં સમજાય નહી. એવો હરિભજનનો છંદ જોગા પરમાનંદને લાગ્યો હતો. હૃદયમા ગોવિંદનું ચિંતન કરીને હમેશા સ્વાનંદમાં રહેતો હતો. તેવામાં એક દિવસે મહિમા વેપારી ઊતર્યા હતા. જમીન ઉપર વરસાદ પડ્યો હતો તેથી ઘણો કાદવ થયો હતો. તે કીચડમાં પણ આવીને જોગા પરમાનંદ પાંડુરંગને નિત્યનિયમ પ્રમાણે નમસ્કાર કરતો હતો. હૃદયમાં રૂક્મિણીરંગનું ચિંતન કરતો હતો અને નિજાનંદમા તે ભક્ત ભવભંગ કરતો હતો. તેની એવી નિષ્ટા જોઇને એ વેપારીના ચિત્તમાં ભાવ ઉત્પન્ન થયો, તે કહેવા લાગ્યો કે આ વૈષ્ણવભક્તને ધન્ય છે. તે વૈરાગી વિરક્ત દેખાય

## અધ્યાય ૨૦ મો.

# જોગા પરમાનંદ. નરહરી સોનાર અને નામદેવના સર્વાત્મભાવની તેમજ તેની એકાદશીની કથા.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

નિજ ભક્ત કથા સાંભળતાં, સર્વસુખ અનાયાસે મળતાં તેને,
શ્રોતાઓથી સંતુષ્ટ જગન્નાથ, પછી આપે તેને સાયુજ્ય પદ;
શાંતિ, ક્ષમા, આવતાં જુએ તે, જે અખંડ વસે તેના હૃદયમાં.
અને શુદ્ધ સત્ત્વ ગુણ સદા, આવે તેમાં જલદી નિજ પ્રેમે.
તેના દેહ થકી જાય કામ, ક્રોધ. દૂર, સકળ દોષ હોય તેના દહન,
તેને મન ન આવે લજ્જા કે અભિમાન,
જયારે ગાય હરિકીર્તન અને વર્ણે હરિગુણ;
કદી આવે રિદ્ધિ સિદ્ધિ કે ઇંદ્રપદ, નસીબયોગે પણ તેને માન્ય નહીં,
એવો તેને સાત્વિક વૈરાગ્ય, આવે મનમાં તેના અનાયાસે.
એવો અંતરનો નેમ જોઇને, પછી પ્રસન્ન થાય પુરૂષોત્તમ,
તેના ભજનમાં પ્રેમ આપીને, તત્કાળ ભવભ્રમ હરણ કરે.

આ પ્રમાણે ભક્ત કથાની વડાઇ છે. તે પાર્વતીને શંકર ભગવાન કહી સંભળાવે છે. માટે ચતુર ભક્તોનાં ચરિત્રો એકનિષ્ઠાથી સાંભળી અમલમાં મૂકો.

જોગા પરમાનંદ નામે એક ભક્ત હતો. તે બારસી ( અહંમદનગર પાસેના ) ગામમાં રહેતો હતો. હંમેશાં ઉદાસીન અને વિરક્ત રહેતો. તેનાં ચિત્તમાં હંમેશાં વૈરાગ્ય અને ભક્તિ સંપૂર્ણપણે હતાં. તે હંમેશાં

"રામકૃષ્ણનારાયણ" ના નામનું ભજન કરતો હતો. ગામમાથી ભિક્ષા માગી જે કંઇ મળે તેમાંથી કુટુંબનિર્વાહ કરતો હતો.તેની અડગ ચિત્ત વૃત્તિ હતી અને મનમાં સમાધાન હતું. તેને માન કે અપમાન જેવું કંઇ હતું નહીં. તે સર્વ પ્રકારની ઇચ્છાનાં બંધન તોડીને શ્રીહરિનું ભજન કરતો હતો. સત્વર સ્નાન કરીને ષોડ્શોપચારે પૂજા કરીને દેવને હંમેશાં સાતસો નમસ્કાર કરતો. પછી ગીતાનો એક શ્લોક બોલી સાષ્ટાંગ નમસ્કાર કરતો. એ પ્રમાણે નિત્યનિયમ કર્યા પછી જ ભોજન કરતો.

કંઇ પણ નિત્યનિયમ કર્યા સિવાય કોઇ ભોજન કરે, તો તે મનુષ્ય કુક્કર સમ છે; એવું વચન ધર્મશાસ્ત્રનુ છે. પશુ પક્ષીને જતાં આવતાં પાપ પુણ્ય લાગતું નથી. કીડી, કીડા, મુંગાં પ્રાણીઓ માટે શાસ્ત્રાચરણ નથી.

**અવચીત નરદેહ મળ્યો જાણી, તેનું સાર્થક કરવું કંઇ,**
**સત્સમાગમ વિના નરદેહીને, સર્વથા જ્ઞાન પ્રાપ્ત થાય નહીં,**

લોકો કહે છે કે સંસારમાં ધંધો કરતાં નિત્યનિયમ માટે ફુરસદ નથી. આ વિષય માટે એક વાત છે તે સાંભળો તીર્થ, વ્રત, તપ, દાન, અનુષ્ઠાન, દેહને કષ્ટ આપવું એ સર્વ કરતાં એક ઉત્તમ સાધન છે. તે એ કે —

**શ્રીહરિભજન અને નામસ્મરણ વિના**
**વિશેષ કંઈ કળિયુગમાં સાધન એકે નથી.**

જ્યારે મૃત્યુકાળ સમયે અમૃત હોય તોજ જીવ ટકી શકે છે, તેમ સંસારમાં ધંધો કરતાં જે અખંડ હરિકીર્તન કરે છે તેની પાસે જગજીવન આવીને પ્રેમપૂર્વક બેસે છે. વધુ બોલીને શું ઉપયોગ? "નામમહિમા" સર્વ જ્ઞાની માણસો જાણે છે. અનુભવ સિવાય જે કંઈ વાત કહે તે સર્વથા ચિત્તમાં સમજાય નહીં. એવો હરિભજનનો છંદ જેગા પરમાનંદને લાગ્યો હતો. હૃદયમાં ગોવિંદનું ચિંતન કરીને હંમેશાં સ્વાનંદમાં રહેતો હતો. તેવામાં એક દિવસે મંદિરમાં વેપારી ઊતર્યા હતા. જમીન ઉપર વરસાદ પડેલો હતો. તેથી ઘણો કાદવ થયો હતો. તે કીચડમાં પણ આવીને જેગા પરમાનંદ પાંડુરંગને નિત્યનિયમ પ્રમાણે નમસ્કાર કરતો હતો. હૃદયમાં રૂક્મિણીરંગનું ચિંતન કરતો હતો. અને નિજાનંદમાં તે ભક્ત ભવભંગ કરતો હતો. તેની એવી નિષ્ઠા જોઇને એ વેપારીના ચિત્તમાં ભાવ ઉત્પન્ન થયો, તે કહેવા લાગ્યો કે આ વૈષ્ણવભક્તને ધન્ય છે. તે વૈરાગી વિરક્ત દેખાય

છે. પછી તેમની દુકાનમાંથી એક પિતાંબર કાઢીને જોગાને આપીને પ્રીતિથી નમસ્કાર કર્યાં. પછી કહ્યું કે હે સ્વામી, કૃપાનિધિ, દમણાં જ આટલું વસ્ત્ર પહેરો. હું શરણાગત મંદ બુદ્ધિનો છું એમ વિવેક કર્યો. જોગો પ્રત્યુત્તર આપે છે કે અમારે પિતાંબર શા માટે જોઈએ. જુનું વસ્ત્ર હોય તો મને આપજો. ભિક્ષા માગીને અન્ન લાવું છું. તેથી અમારો નિર્વાહ નિર્વિઘ્ને ચાલે છે. મંન જે પિતાંબર આપો છો તે દેવને લાયક છે. ત્યાં આપવાથી રૂક્મિણીવર તમારી ઉપર પ્રસન્ન થઇ અપાર કૃપા કરશે. કોને યોગ્ય કયું દાન છે તે તેજ સમજી શકે છે. પક્ષીઓને તો પાણી અને કણનું જ દાન જોઇએ અને પશુને ઘાસનું ધર્મદાન કરવું જોઈએ. સત્પાત્ર જોઇને દ્રવ્યદાન કરવું અને વૃક્ષને મૂળમા જળપાણી પાતાં તેને સંતોષ થાય છે. વળી—

અયાચકને અન્ન અને વસ્ત્ર એકાંતમાં લઇ જઈ આપવાં. એવો વ્યવહાર સમજ્યા વિના શાહુકારે બળથી જોગાને તે પિતાંબર આપ્યું અને પહેરાવ્યું. પછી તે વેપારી બીજે ગામ જતો રહ્યો. જોગાએ તે દિવ્ય વસ્ત્ર પહેર્યું. તેને જરા ઊંચે રાખ્યું કારણ કે દંડવત્ પ્રણામ કરતાં તેમાં કાદવ કે ધૂળ ભરાય નહીં. પહેલાં તો શરીરને નિર્ભયપણે જમીન ઉપર અડીને દંડવત્ પ્રણામ કરતો હતો. તે અવસ્થા નેને ત્યજવી પડી, કારણ કે તેને હવે વસ્ત્રલોભ થયો હતો. દિવસના બે પ્રહર થયા એટલે તેનો જીવ ભૂખથી વ્યાકુળ થવા લાગ્યો. તે દિવસે પૂરા સાતમો નમસ્કાર થયા નહીં. શરીર ઉપર ઘણો પરસેવો થએલો જોઈ તેને મનમાં ઘણું કષ્ટ થયું. તે મનમાં જ કહેવા લાગ્યો કે આજે નમસ્કાર કરતાં કેમ આટલું કષ્ટ થયું, તે કેમ સમજાતું નથી. પછી વિવેક દૃષ્ટિથી અંતરમાં તપાસતાં માલમ પડયું કે આ પિતાંબર જ તેનું ખરૂં દુશ્મન છે. માટે તેના સહવાસથી પૂજન સેવામાં અંતર પડશે. જેમ પૂર્ણિમાના ચંદ્રને રાહુએ ગળ્યો તેમ પિતાંબરથી મને ભ્રાંતિ થઈ છે. જેમ પાત્રમાં પકવાન પીરસ્યાં હોય અને કૂતરું તે પાત્રને સ્પર્શ કરી જાય, તેમ હરિભક્તિમાં પિતાંબર પહેરવાથી મહાવિઘ્ન ઉત્પન્ન થયું છે. જેમ ગંગા નદીને કિનારે પીંપળો રોપ્યો અને તેના ઉપર પવનનો ઝપાટો લાગ્યો, તેમ મારા ઉપર પિતાંબરે વૈરભાવ ભજવ્યો છે. જેમ ખેડૂતે ખેતરમાં અનાજ પકવ્યું અને ઓચિંતાં તીડનાં ટોળાં પડયાં, તેમ પિતાંબરે મારા સુકૃતમાં વિઘ્ન નાખ્યું છે. જેમ સન્યાસી અનુષ્ઠાન કરતો હોય તેમાં રાજાને ત્યાંથી અન્ન આવે (રાજાનું અન્ન અપવિત્ર ગણાય છે)

તેમ મારા ભક્તિકાર્યમાં પિતાંબરે વિઘ્ન નાખ્યું. પિતાંબર મારું શત્રુરૂપ થયું. આ કેવો અન્યાય થયો! હવે મારે દેહદંડન કરવું જોઇએ કે જંગલમાં જઇને ચારે બાજુ અગ્નિકુંડ કરીને ઉપર સૂર્યનો તાપ હોય તેમ પંચાગ્નિ સાધન કરવું જોઈએ. અથવા ગોરાંજન (ઇશ્વરપ્રાપ્તિ માટે અગ્નિમાં બળી જવું) કરવું કે પર્વત ઉપર જઈને બેસું કે અષ્ટાંગ યોગ સાધન કરું, કે ત્રિવેણીમાં જઈ દેહ ઉપર કરવત મુકાવું કે જે સાધનથી રૂક્મિણીપતિ મારા તરફ દૃષ્ટિ કરી મને દર્શન આપે. હું કરતલ ભિક્ષા (હથેલી ઉપર રહે તેટલી ભિક્ષામાં દિવસ ગાળવો) માગીને સઘળાં તીર્થાટન કરું કે જેથી જગજ્જીવન મારા ઉપર કૃપા કરે; કે પછી હિમાચલ ઉપર જઈ બરફમાં હાડગાળી જીવનનો અંત લાવું કે જેથી પંઢરીનાથ મારા ઉપર ખરેખર કૃપા કરે; કે એક આસન ઉપર બેસી અન્નજળનો ત્યાગ કરીને ઉપવાસ કરું કે તે પુણ્યથી ચક્રપાણિ તત્કાળ આવીને મને આલિંગન આપે; કે પછી અગ્નિકાષ્ટ ભક્ષણ કરીને દેહનું પ્રાયશ્ચિત કરું કે તે યોગથી પંઢરીનાથ કૃપાવંત થાય. મનમાં એવો પશ્ચાતાપ કરીને વિચાર કરવા લાગ્યો. પછી સત્વર દેવળ બહાર આવીને બેઠો. તેવામાં એક ખેડુત બે મસ્ત બળદને લઇને તેના ગળામાં ધૂંસરી નાખીને વનમાં જતો હતો. જોગાએ તે બળદને જોઇને ખેડૂતને નજીક બોલાવ્યો. પશ્ચાતાપથી તેના નેત્રકમળમાંથી અશ્રુપાત થતો હતો; તેને તે કહે છે કે મને આ બે બળદ આપ અને તેના બદલામાં આ અમૂલ્ય પિતાંબર તને તત્કાળ આપું છું. ખેડૂતે મનમાં વિચાર્યું કે બે બળદ કરતાં પિતાંબરની બમણી કિંમત ઉપજશે તેથી હા કહી તે બળદ જોગાને આપી દીધા. જોગાએ મનમાં નિશ્ચય કરીને કણબીને નમ્રતાપૂર્વક કહ્યું કે મારા બે પગ બાંધીને પછી તેને બળદની ધૂંસરી સાથે બાંધી દે. પછી જોરથી બળદને ચાબુક માર અને આટલું કામ કર્યા પછી તારે ઘેર મનમાં ભય કે ચિંતા કર્યા વિના જતો રહે. તે અવિવેકી કણબીએ તેમ કર્યું અને બળદો જંગલ તરફ દોડવા લાગ્યા. કાંટા, કાંકરા, પત્થર વગેરે જોગાના શરીરને વાગવા લાગ્યા તેથી તેના શરીરની સઘળી ચામડીને ઉઝરડા થયા. બળદો ત્વરિત ગતિએ દોડયા જાય છે. જેમ હરણ પારધીને જોઈ નાસે, તેમ બળદ જંગલમાં દોડતા જાય છે. જોગાને મનમાં ઘણો પશ્ચાતાપ છે.

દેહ દુઃખ કંઈ મનમાં ગણતો નથી,
કહે છે કે આવીજ શિક્ષા મને ઘટે.

આજે જે અન્યાય કર્યો છે તેની આ યોગ્ય શિક્ષા છે એવું મનમા સમાધાન કરીને જોગા પરમાનંદ મુખથી નામસ્મરણ કરે છે

શ્રી રામકૃષ્ણ નારાયણ પતિતપાવન કરૂણાળુ,
જય રૂક્મિણી માનસ રંજના, ક્ષીરસાગર નિવાસી,
જય શેષશયના, ભક્ત સંકટે ધાનારા,
જય ગુણનિધાના, જગજીવના પાંડુરંગા

એમ સ્મરણ કરતા કરતા ગદ્‌ગદિત થયો બળદો જગનમા આગળને આગળ દોડ્યા જાય છે અને જોગો પાછળ ઘસડાય છે શરીરની સઘળી ચામડી ઉઝરડાઇ ગઈ છે જાણે શરીર ઉપર ડાઘમાત્ર રહ્યા છે અને હવે ક્ષણમાત્રમા પ્રાણ જતા રહે, તેવી હાલત થઈ છે આ પ્રાણત્યાગ કરવાનો તેનો યત્ન છે આવા સમયે પણ જોગો આનંદયુક્ત થઇને સપ્રેમ ભજન કરે છે તેની કરુણા સાંભળીને પંઢરીનાથ ત્વરિત ગતિએ દોડતા ત્યા આવી પહોંચ્યા જેમ ગજેન્દ્રની કરુણા સાંભળીને ચક્રપાણિ સત્વર આવ્યા હતા, જ્યારે દ્રૌપદીને દુઃશાસને ત્રાસ આપ્યો ત્યારે દોડતા આવ્યા હતા, તેમ જોગાનો પ્રાણ જવાનો વખત આવતો જોઈને ચક્રપાણિ સત્વર આવ્યા બળદોને રોકી તેમને ગળેથી ધૂસરી કાઢી નાખી અને છૂટા કર્યા પછી સ્વહસ્તે જોગાના ચરણને બંધનમુક્ત કર્યા અને તેને આલિંગન આપ્યુ કૃપાદૃષ્ટિથી તેની સામે જોતા જ તેનુ શરીર દિવ્ય સ્વરૂપ થઈ ગયુ જેમ સૂર્યનો ઉદય થતા સઘળે કિરણોથી અંધકાર દૂર થાય છે, તેમ જગન્નાથની કૃપા થતા દેહના દુઃખ અને મનની ચિંતાનો નાશ થાય છે જોગાને રુક્મિણીરમણ પૂછે છે કે આવી રીતે કેમ દેહનો અંત લાવતો હતો? દેહથી કંઈજ અન્યાય થયો નથી તે છતા તેને કેમ સજા કરી?

તું જે અન્ન પાણી લે છે, તે મારા મુખમાં પડે છે,
તું સહજભાવે આવજા કરે છે, તે મારી પ્રદક્ષિણા છે,
તું કોઇ સાથે વચન બોલે છે, તે જ મારું સ્તવન છે,
તું સુખ સંતોષે શયન કરે છે, તેજ મને સાષ્ટાંગ નમન છે

આ પ્રમાણે સર્વ વ્યવસાય હોવા છતા નિજ ભક્તરાય, તે આ રીત કેમ આચરી? ત્યારે જોગો તેમના પગે મસ્તક મૂકી કહે છે કે દેવરાયા, મારા ઉપર કૃપા કરો દેવે આશીર્વાદ આપ્યા

પછી એક દિવસે પંઢરપુરમાં જગજીવને પોતાના ભકતોને ભેગા કરીને જોગા પરમાનંદનો સઘળો વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો. વૈકુંઠનાથે સર્વ હકીકત કહી ત્યારે સઘળા સંતોને ઘણું આશ્ચર્ય થયું. જ્ઞાનદેવ કહે છે કે હૃષિકેશ, તારી લીલાનો અંત નથી. એક એકથી અધિક કોટીના ભકત તેં નિર્માણ કર્યા છે. તેના પ્રેમ સુખનો આનંદ ઘનનીલ તું એકલોજ જાણે છે. હવે ચતુર શ્રોતાજનો નરહરિ સોનારનું વૃત્તાંત સાંભળજો.



## [૨] નરહરિ સોનીની કથા.

હે શ્રોતાજનો, નરહરિ સોનારની કથા સાંભળો. તેણે શંકરની આરાધના કરી તેમને પોતાની એકનિષ્ઠાથી પ્રસન્ન કર્યા હતા. તે સવારમાં વહેલો ઊઠીને ભીમરથીમાં સ્નાન કરીને મલ્લીકાર્જુનનું પૂજન પ્રેમથી કરતો હતો. પંઢરપુર ક્ષેત્રમાં રહેવા છતાં તે વિઠ્ઠલના દેવળમાં જતો ન હતો. તે એકજ દૈવતમાં વિશ્વાસ રાખીને આનંદથી ભજન કરતો હતો. જેમ નજરે મેઘ દેખાય નહીં અને તરસ લાગી હોય તો પણ ચાતક પક્ષી જમીન ઉપરનું પાણી પીતું નથી. તેવી રીતે નરહરિ પણ સદાશિવ સિવાય બીજા કોઈ દૈવતની પૂજા કરતો નથી. જેમ ગમે તેટલાં નક્ષત્રોના દર્શનથી કમળ ખીલતું નથી પણ સૂર્યનાં જરા કિરણ નજરે પડતાંજ તે આનંદથી ખીલવા માંડે છે. જેમ બાળકને પોતાની માતા વિના બીજી ગમે તેટલી સુંદર સ્ત્રી ગમતી નથી. જેમ પતિવ્રતાને પતિ સિવાય બીજું કોઇ દૈવત પૂજ્ય નથી, તેમ કાયા, વાચા અને મનથી નરહરિ મલ્લીકાર્જુનની પૂજા કરતો. શ્રી પાંડુરંગના મંદિરનું શિખર પણ તે દૂરથી નજરે જોતો નહીં. જેમ ગણેશચતુર્થીનો ચંદ્ર નરનારી નજરે જોતાં નથી તેમ નરહરિ સોની વિઠ્ઠલ મંદિરનું શિખર નજરે જોતો નથી. એક સમયે એક શાહુકારે પંઢરપુર જઇ એવું પણ લીધું કે જો મારે ઘેર સુલક્ષણો પુત્ર પ્રાપ્ત થશે, તો હું વિઠ્ઠલને કંદોરો પહેરાવીશ. સમય જતાં તે સકામ ભાવથી પણ રૂક્મિણીપતિ પ્રસન્ન થયા. તેથી તેને ત્યાં પુત્રરત્ન પ્રાપ્ત થયું એટલે તે યાત્રા કરવા આવ્યો. પ્રેમથી દેવદર્શન કરી પૂજારીને પૂછે છે કે સો ટચના સોનાને ઘડીને તેના ઉપર હીરારત્ન મઢી આપે એવો કોઇ ચતુર સોની બતાવો કે જેની પાસે મારે વિઠ્ઠલ માટે કંદોરો ઘડાવવો છે. તે સાંભળી પૂજારી કહે છે કે એવો ચતુર અને શુદ્ધ એક નરહરિ સોની છે માટે તમે

સત્વર તેની પાસે જઈને પગના દામ માટે પૂછી જુઓ ત્યાર પછી તે શાહુકાર હેમ, રત્ન, હીરા વગેરે લઈને તેની પાસે ગયા નરહરિએ ન્હું પ્રથમ વજન કરાવી લાવો એટલે પછી વધારે ઓછું થાય તો માગ ઉપર ખેંચત આવે નહી કમરનુ માપ પણ સાથે લાવજે આ સોનીની વાત સાંભળી શાહુકાર મનમા આશ્ચર્ય પામ્યો કે નરહરિ મારો જ દેવ છે છતા એને શિવદર્શન ગમતા નથી હવે આપણે તેની ગરજ છે તેથી વજન કરી માપ સારી પેઠે લઈને લાવી આપો નરહરિએ ચતુરાઈથી હીરા, રત્નો મઢીને કંદોરો માપસર બધ બેસતો કરી તે શાહુકારને આપી આ તો શાહુકારે ગરુડધ્વજને અભિષેક કરીને ષોડશોપચારે પૂજન કર્યા પછી કંદોરો પહેરાવી જોતા કમર બરાબર થયો નહી તેથી તે નરહરિ પાસે લઈ ગયો તેણે સુનિની કંદોરો લાંબો કરી આપ્યો હવે કંદોરો લઈ દેવને પહેરાવવા ગયા, ત્યારે તે વધારે લાંબો થયો આ પ્રમાણે કંદોરો લાંબો કે ટૂંકો થાય, પણ બરાબર માપસર થાય નહી તેથી શાહુકારને ચિંતા થઈ તે કહેવા લાગ્યો કે ઉદધિશયન કેમ કોપાયમાન થયા છે? મારો શુદ્ધ ભાવ નથી કે શ્રીપતિ કંદોરો સ્વીકારતા નથી ત્યારપછી તે નરહરિ પાસે આવીને કરગરીને રોવા લાગ્યો તેણે કહ્યુ તમે મંદિરમા આવીને ચક્રપાણિને નજરે જુઓ અને તમારા હાથે કંદોરો બંધ બેસતો કરી આપી પાછા આવજો તે સોની કહે છે કે મારે તો વ્રત છે તેથી હજુ સુધી દેવળમા ગયો જ નથી એક શંકર સિવાય બીજા કોઈ દેવને હુ નજરે જોતો નથી પછી તે કાલાવાલા કરતા આંખો ઉપર આડુ વસ્ત્ર રાખી નરહરિ સોની ભક્ત દેવળમા ચાલ્યો પંઢરપુરવાસીઓ આવુ જોઈ તેની મશ્કરી કરવા લાગ્યા તેઓને આશ્ચર્ય લાગ્યુ તેઓ કહેવા લાગ્યા કે જમીનમા પડેલા ખાડાની જેમ આંખના ખાડાને ઢાંકીને દરિદ્ર જેવો જાય છે તેથી નરહરિનુ જ્ઞાન તેવુ જ હોય એમ અમને લાગે છે જેમ ઘરમા ચિંતામણિરત્ન હોય છતા નકામુ તીર્થાટન શા માટે કરવુ? તેમ દેવદર્શને જતા આંખ ઢાંકીને જવાનુ નકામુ છે કોઈ એમ કહે છે કે જ્ઞાન આવેલાને પકવાન કેમ ભાવે? તેમ નરહરિના ધ્યાનમા વિઠ્ઠલ કેવી રીતે આવે? એક કહે છે કે જેવુ હોય તે જાણે, આપણે તેનુ શુ કામ છે? એમ જુદુ જુદુ લોકો બોલવા લાગ્યા હવે નરહરિ સોનાર મહાદ્વાર આગળ આવ્યો ત્યારે શાહુકાર તેનો હાથ પકડીને દેવળમા લઈ ગયો એક જણ મશ્કરીમા કહેવા લાગ્યો કે દેવને નમસ્કાર કર બીજો કહે છે કે તે દર્શન કરતો નથી તો પછી ચરણવંદન કેમ કરશે? આવેલા મહેમાનને બેસવાનુ આસન ન આપે

તે તેને મિષ્ટાન્ન ભોજન કેમ કરાવશે? સંકલ્પ મૂકવો પડે માટે જે સ્નાન ન કરે તે દક્ષિણા દાન શું કરે? જે તુળસીને પાણી ન પીવડાવે, તે તેની પ્રદક્ષિણા શું કરે? સજ્જન જોઈ જે નમન કરે નહીં તે તેને પોતાને ઘેર શું લઇ જાય? રસ્તો ભુલેલાને જે સીધો રસ્તો બતાવે નહીં, તે પોતાને ત્યાં શું આશરો આપે? જે સ્વમુખે દેવ ભક્તોની નિંદા કરે તે હરિકીર્તનમાં શું જાય? જે કર્ણથી ગંગા મહાત્મ્ય સાંભળે નહીં, તે વસ્ત્ર સાથે સચૈલ સ્નાન શું કરે? તેમ નરહરિ વિઠોબાનું દર્શન કદી કરે નહીં, તો પછી નમસ્કાર પણ કેમ કરે? એમ પંઢરપુરનાં નરનારી ટીકા કરવા લાગ્યાં. પછી શાહુકાર સાથે નરહરિએ દેવળમાં પ્રવેશ કર્યો. હાથ ફેરવીને આંખે પાટા સાથે તે દેવને જુએ છે. આ સમયે તેને દસ હાથ અને પાંચ મુખ લાગ્યાં તથા ગળામાં નાગનું આભૂષણ હતું. મસ્તક ઉપર જટા શોભે છે. સર્વ અંગ ઉપર વિભૂતિ લગાડી છે. ગજચર્મ તથા વ્યાઘ્રાંબર પહેરેલા નીલકંઠ શંકરનાં દર્શન થયાં. તેણે સાક્ષાત્ શંકર ભગવાનને ઇંટ ઉપર ઊભેલા જોયા. તે કહેવા લાગ્યો કે આજ મારા આરાધ્ય દેવતા છે. અને મેં નકામાં નેત્ર ઢાંક્યાં છે. એવો મનમાં પશ્ચાતાપ કરીને આંખ ઉપરનું વસ્ત્ર દૂર કર્યું. તેણે જોયું તો ઇંટ ઉપર ઘનનીલ ઊભા છે. માથે સુંદર મુગટ છે. શ્રીમુખ અતિ નિર્મળ છે. કંઠે કૌસ્તુભમણિ અને ગળે વૈજયંતિ-માળા છે. કાને મકરાકર કુંડળ છે. હૃદય વિશાળ છે, કમર સિંહ જેવી પાતળી છે. કમર ઉપર બે સુંદર હાથ મૂક્યા છે. કટી ઉપર પિતાંબર પહેર્યું છે. એમ સમચરણનાં દર્શન કરીને મનમાં નરહરિ ઘણો વિસ્મય પામ્યો. હમણાં આંખે પાટા બાંધીને જોતાં શંકર લાગ્યા અને પાટો દૂર કરીને જોતાં રૂક્મિણીપતિ દેખાયા. પછી સમજ પડતાં મનમાં પશ્ચાતાપ થયો અને પ્રેમથી નમસ્કાર કરીને સ્તુતિ કરવા લાગ્યો:

જય જય દેવાધિદેવા, સકળ વિશ્વના નિજ જીવા,
જય જયાજી સદાશિવા, શરણે છું હું કેશવ તારે;
જય જયાજી કૈલાસવાસી, જય જયાજી વૈકુંઠાધીશા.
જય જયાજી ભક્ત પરેશા, અદ્વૈત વેષા જગદ્ગુરો,
જય જય ક્ષીરસાગર વિલાસીઆ, જય નીલકંઠ સ્મશાન વાસીઆ,
જય જય ભક્ત વત્સલા પંઢરીરાયા, ભક્તોને માયાસુક્ત કરો.

તારો ભક્તમહિમા સાંભળીને મને દ્વૈત ભાવ થયો હતો. તે કલ્પનાં દૂર કરીને મેઘશ્યામે અદ્વૈત પ્રેમ વધાર્યો.

એવી સ્તુતિ કાને સાંભળીને શ્રીપતિ પ્રસન્ન થયા. નરહરિને ચક્રપાણિ કહે છે કે તું મારો ભક્ત છે અને મને પ્રિય છે તેથી મેં આ કંદોરાની યુક્તિ કરીને તને બોલાવ્યો છે.

**હવે મારામાં અને સદાશિવમાં**
**તારા મનથી દ્વૈતભાવ લાવીશ નહીં.**

હૃષિકેશીનાં વચનો સાંભળી નરહરિ તેમને ચરણે નમ્યો. તે દિવસથી પાંડુરંગે મસ્તકે લિંગ ધારણ કર્યું છે. પોતાના દાસનો મનોભંગ શ્રીરંગ કદી કરતા નથી. આવું નરહરિનું ચરિત્ર કાને સાંભળી શ્રોતાઓને મનમાં શંકા થઈ. કહેવાય છે કે નામદેવને ત્યાં સમારંભમાં સંતોને ભોજન માટે બોલાવ્યા હતા, તેમાં નરહરિ સોનાર હતા એવું કાને સાંભળ્યું છે. તે સમયે શંકર ભગવાન તેમની સાથે એને લાવ્યા હતા. જેમ પિતા પુત્રને સાથે લઈને ભોજન માટે જાય તેમ શંકર પોતાના ભક્તને સાથે લાવ્યા હતા. આ સાંભળી શ્રોતાઓના મનનું સમાધાન થયું.



## [૩] નામદેવને ભગવાન સર્વત્ર છે એવો અનુભવ થાય છે.

એક દિવસ જગત્‌પિતાએ નામદેવને કહ્યું કે :—

**હું સર્વ પ્રાણી માત્રમાં રહ્યો છું**
**આ વાત તારા ચિત્તમાં નિશ્ચય ઠસાવી દે.**

નામદેવ કહે છે હે દેવરાયા, આ વાત મને કહેવાની શી જરૂર છે? હું તારી કૃપાથી સર્વ પ્રાણી માત્ર ઉપર દયા રાખું છું. પછી નામદેવનું મન પારખવા માટે પંઢરીનાથે શ્વાનનું રૂપ લઈને બારશને દિવસે યાત્રા સ્થળમાં ફરવા માંડ્યું. કોઈ જમવા બેઠો હોય ત્યાં હૃષિકેશ જાય છે. જ્યાં જ્યાં ગયા ત્યાં કોઈએ એકપણ કોળીયો અન્ન આપ્યું નહીં અને કહેવા લાગ્યા કે શ્વાનને દૂર કાઢો. કોઈના ભાતમાં મોં નાખવા જાય તો ત્યાં તેને મારવા જતા. પણ પંઢરીનાથ ત્યાંથી સત્વર જતા રહેતા અને કોઈના હાથમાં આવતા નહીં. કોઈ ફળાહાર કરતા તો ત્યાં પંઢરીનાથ જતા અને બળથી

ગ્રાસ લેવા જતાં તેઓ માર મારવા દોડતા. બ્રાહ્મણો જમવા બેઠા હતા ત્યાં જઈ હરિકેશી ઊભા રહ્યા. પણ કોઈ કોળીયો આપતું નથી. તેથી મનમાં આશ્ચર્ય પામતા હતા. મહાયાત્રા કરવા કોઈ આવતા તેમને ભાવિક જાણી ચક્રપાણિ ત્યાં હળવેથી જતા અને જમનારને સ્પર્શ કરતા. ત્યાં એક કહે કે કાળીયો કૂતરો આવ્યો અને બીજો કહે કે ખાવાનું વટાળ્યું. પણ કાળા કૂતરાનો વટાળ નથી એવું શાસ્ત્રમાં કહ્યું છે. ખેડૂતો જમવા બેઠા છે ત્યાં જગજીવન જવા લાગ્યા. બળથી અન્ન લઈ જતા તેમના મુખમાંથી પાછું પડાવે છે. સઘળા યાત્રિકો પાસે જઈ રૂક્મિણીપતિ તેઓનું સત્ત્વ જુએ છે અને તેમની પરીક્ષા કરે છે. પણ કોઈમાં વિશ્વભાવ જોયો નહીં. કોઈ કહે આ કૂતરાને મારો અને જાત્રાના સ્થળમાંથી દૂર કરો. ત્યાંથી જગજીવન નામદેવ પાસે ગયા તેમની પાસેથી રોટલી ઉઠાવીને જવા લાગ્યા. ત્યારે આ જોઇ વિષ્ણુદાસ કહે છે કે કોરી રોટલી કેની રીતે ખાઇશ? એમ કહી હાથમાં ઘીની વાડકી લઇને શ્વાનની પાસે જઇને તેના મુખમાં ઘી ચોપડી રોટલીનો કોળીયો કરી ખવડાવ્યો. એટલે પ્રેમથી શ્વાનના રૂપમાં આવેલા જગજીવન જમવા બેઠા. તે કૌતુક જોઇને સઘળા યાત્રિકો હસવા લાગ્યા. તે દૃશ્ય એક બીજાને બતાવી શું કહેવા લાગ્યા? નામદેવને જ્ઞાન થયું છે. તે કુતરાને કેવું ખવડાવે છે? તેને મનમાં સઘળા જીવો સરખા છે. તેને જુદાપણું લાગતું નથી. જેમ જમીન ઉપર ઊગેલા ઝાડને કોઇને વધારે ઓછી છાંય આપવી તેવું તેને લાગતું નથી. જેમ નદીનું પાણી ગાય અને વાઘને સરખોજ સંતોષ આપે છે. જેમ પુનમનો ચંદ્રમા સર્વને સરખો જ પ્રકાશ આપે છે. તેમ નામદેવના મનમાં સર્વ ઠેકાણે વિઠ્ઠલ સચરાચર છે એવું અમને લાગે છે. જેમ રાજહંસ અને સસલું બંને માટે આકાશ સરખું જ છે. તેવું જ નામદેવના મનમાં છે એવું અમને દેખાય છે. જ્યારે સૂર્ય ઊગે છે ત્યારે તે રાજા કે રંક બંનેને સરખું જ તેજ આપે છે. તેમ દ્વૈતભાવ ત્યજીને વિષ્ણુદાસ જગતમાં બધા સાથે વર્તે છે. પછી તે શ્વાન હસીને કહે છે કે તેં મને કેવી રીતે ઓળખ્યો? ત્યારે નામદેવ કહે છે કે ગુરુ વિસોબા ખેચરે આપને ઓળખવાની યુક્તિ બતાવી છે. એવું કૌતુક બતાવીને ત્વરીત ગતિએ રૂક્મિણીકાંત ત્યાંથી અદૃશ્ય થઇ ગયા. આ જોઇ યાત્રિકો મનમાં ઘણી નવાઈ પામ્યા અને કહેવા લાગ્યા કે નામદેવની ભક્તિને ધન્ય છે. શ્વાન રૂપે જગન્નિવાસી અમને મળ્યા પણ તેમને અમે બોલાવ્યા નહીં કે ભોજન પણ આપ્યું નહીં. એ અમારા કર્મની કઠણાઇ છે. એવો પશ્ચાતાપ કરવા લાગ્યા.

★

# [૪] નામદેવની એકાદશી.

એક સમયે કાર્તિકી એકાદશીને દિવસે નામદેવે ઉપવાસ કર્યો હતો. તેને હરિકેશે કહ્યું કે જમવા માટે સત્વર ચાલ. ત્યારે વિષ્ણુદાસ કહે છે કે જરાપણ અન્ન સ્વીકારી શકાય તેમ નથી. એકાદશીના યોગથી તારાં ચરણ સેવન કરવાનું જન્મોજન્મ મળે છે. જેમ તું દેવોમાં શ્રેષ્ઠ હરિકેશી છે, જેમ વૃક્ષોમાં તુળસી ઉત્તમ પવિત્ર છે તેમ સર્વ વ્રતોમાં એકાદશી છે અને વૈષ્ણવોને વંદનીય છે. તે સાંભળી જગજ્જીવન કહે છે કે નામદેવ, મારું વચન સાભળ. જે નિષ્ઠાથી રૂક્ષ્માંગદ અને અંબરિષે એકાદશી વ્રત કર્યું તેવો નિશ્ચય મનમાં કરીને કોઈ એકાદશી વ્રત કરી શકે નહી. બીજા તો દંભથી લોકોને એકાદશી વ્રત કર્યું એમ બતાવે છે.

**અંતરમાં નિશ્ચયનું બળ ન હોય તો,**
**સર્વ વ્રત ધારણ કર્યાં તે વૃથા જાય છે**

જેમ પલાળ્યા સિવાય બીજ વાવીએ તો તે ઉગતુ નથી. તેમજ તેમાંથી અંકુર ફુટતા નથી. જેમ ભૂખ વિના અન્ન ખાવાથી પાચન થતું નથી, જેમ ચરણ વિના તીર્થાટન થતું નથી, જે પોતાની ઇંદ્રિયોને કબજે રાખી શકતો નથી તેનાથી યોગ સાધના થતી નથી. જેના દીલમાં ઉદારતા ન હોય તે સત્પાત્રને પણ દાન આપી શકતો નથી, જેનામાં શુરત્વ નથી તે લડાઈમાં પ્રાણાંત સુધી લડી શકતો નથી; જેની ઉત્તમ કરણી નથી તેની જગમાં સત્કીર્તિ હોતી નથી તેમ મારા ભક્તરાજ, મનમાં નિશ્ચય ન હોય તો એકાદશી વ્રત કરવું નહીં. એવું સારંગધરનું કહેવું સાંભળીને નામદેવે જવાબ આપ્યો કે જ્યાં સુધી મારા ઉપર તમારી કૃપા છે, ત્યાં સુધી મારો નિશ્ચય ડગશે નહીં. કદી શેકેલું બીજ ઊગે અને સમુદ્ર કુવામાં રહી શકે; તોપણ હે દેવ, મારું ચિત્ત અને નિશ્ચય ડગે નહીં. કદી તૃણમાં અગ્નિ રાખી શકાય કે પૃથ્વીનું ત્રાજવાંથી વજન કરી શકાય; તોપણ હે કૃપાસાગર, મારુ ચિત અને નિશ્ચય ડગે નહીં. કદી બીજ જમીનમાં રોપતાં ઉલટું થઇ જાય અથવા બારણાં બંધ કરે; તો પણ અંદર પવન વાય; છતાં હે ભક્તભૂષણ, મારા ચિત્તમાં કદી વિકલ્પ થશે નહીં. કદી વાઘને શાંતિ થાય અને તે બકરાંનાં ટોળામાં જઈ ઘુંટણ ઉપર બેસે; તો પણ હે પાંડુરંગ મારો નિશ્ચય ડગે નહીં. એવાં નામદેવનાં વચન સાંભળી જગજ્જીવન હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે તારા ગુણ ઉપર વારી જાઉં છું.

મધુસુદન આ પ્રમાણે બોલીને મન સાથે વિચાર કરે છે કે એક દિવસ નામદેવની કસોટી કરવી અને જોવું કે તેનો નિશ્ચય ડગે છે કે નહીં. પછી એક એકાદશીને દિવસે હૃષિકેશી શું કરે છે? એક વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇને નામદેવને ઘેર ત્વરિત ગતિએ ગયા. હાથમાં લાકડી લીધી છે. જીર્ણ વસ્ત્ર પહેર્યાં છે અને કહે છે કે પેટમાં ઘણી ભૂખ લાગી છે. તેથી તારી પાસે આવ્યો છું. તું વિષ્ણુભકત ઉદાર કહેવાય છે. તેથી મને કંઇ અન્ન આપ. એવાં વચન બોલીને નામદેવના બારણા પાસે પોતે બેઠા. વિષ્ણુભકતે બ્રાહ્મણને જોઈ તેને સાષ્ટાંગ નમન કર્યું અને પૂછ્યું કે સ્વામી, શી ઇચ્છા કરીને અહીં આવ્યા છો? તે સાંભળી જગજીવન કહે છે કે અન્ન વિના મારા પ્રાણ વ્યાકુળ થાય છે. આ જગમાં અન્નમય પ્રાણ છે, માટે જલદીથી શીંઘ્ર અન્ન સામગ્રી મને આપ. મારે ભોજન કરવું છે. બ્રાહ્મણનાં વચન સાંભળી વિષ્ણુદાસ તેને કહે છે કે એકાદશીને દિવસે હું અન્નનું દાન કરતો નથી. ખજૂર, ફળ, કંદમૂળ અંગીકાર કરો તો આપું. બ્રાહ્મણ આ સાંભળી કહે છે કે મને અન્ન સિવાય બીજું કંઇ ભાવતું નથી. તેથી જ તારે બારણે આવ્યો છું અને અન્નની ભિક્ષા માગું છું. જો તું ના કહીશ તો મારા પ્રાણ હમણાં જ જતા રહેશે અને તારા ઉપર બ્રહ્મહત્યાનું પાતક આવશે.

નામદેવ કહે હું વિષ્ણુભકત છું,
અને હું તેથી પાપપુણ્ય રહિત છું.
પાન્ડુરંગને ચરણે ચિત્ત હું ધરૂં છું,
તે સુકૃતથી હું જીવન્મુકત થયો છું.
જેને પુણ્યની આશા ચિત્તમાં નથી,
તેને પાપ બંધન થાય કેવી રીતે?
જે કોઇને અત્યંત પ્રીતિ કરે નહીં,
તેને કદી વિયોગનું દુઃખ નહીં.
જેણે દ્રવ્ય લોભ સર્વ ત્યજ્યો,
તેને ચોરનો ભય કદી નહીં.
જેણે સન્માનની કદી ઈચ્છા કરી નહીં,
તેનું અપમાન થાય કેવી રીતે?

જેને આત્મસ્તુતિથી સુખ થાય નહીં,
તેને લોક નિંદાથી દુઃખ પણ નથી.
જેને લાભ થતાં કદી હર્ષ નથી,
તેને અલાભમાં કદી ઉદ્વેગ નથી.

કોઇનું સૌંદર્ય જોઇને જે પોતાના મનમાં તેનું મહત્ત્વ ગણતો નથી, તેને વૃદ્ધપણાની પીડા કેવી રીતે થાય? એ ઉપરથી હે બ્રાહ્મણશ્રેષ્ઠ, મેં પાપપુણ્યની અસર ત્યજી દીધી છે. હવે નરક યાતના પણ મને લાગી શકતી નથી. એવાં વચન નામદેવનાં સાંભળી, બ્રાહ્મણ તેને કહે છે કે ભૂતદયા મનમાં નથી અને જ્ઞાન ઘણું મોટું કહ્યું. પણ હું અન્ન વિના પીડાતો બ્રાહ્મણ છું અને જો તું હવે મારી ભૂખ દુર નહિ કરે તો મારા પ્રાણ તત્કાળ નીકળી જશે, એ પણ વિષ્ણુભક્ત તું સત્ય માનજે. નામદેવ કહે છે કે કદી તું તારા પ્રાણ આપીશ તો હે બ્રાહ્મણ, મારી પણ તેવીજ ગતિ થશે. એવો નામદેવનો નિશ્ચય જાણી ચક્રપાણિએ માયા લીલા શરૂ કરી. આખો ચકરચકર ફેરવીને મૂર્છા ખાઇ તેના બારણા આગળ ઢળી પડ્યા. તેથી તરતજ વિષ્ણુદાસ તેની પાસે જઇને જુએ છે તો શ્વાસોચ્છ્વાસ બંધ પડ્યા હતા અને તે બ્રાહ્મણે પ્રાણ તજ્યો હતો. તે દરમિયાન આ બીના સાંભળીને ફળિયાનાં સર્વ નરનારી ભેગાં થયાં. તે કહેવા લાગ્યાં કે પોતાના બારણા આગળ બ્રહ્મહત્યા શા માટે કરાવી? બ્રાહ્મણ અન્ન માગતો હતો તે આપ્યું નહીં, તેથી મહાવિઘ્ન માથે વહોર્યું. હવે તેનું નિવારણ કેવી રીતે થશે? એક જણ કહે છે કે મોટો હરિભક્ત થઇને ઘણું જ્ઞાન ધરાવે છે. પણ મૂઠી ભરીને અન્ન કોઇને કદી આપતો નથી. આ પ્રમાણે સર્વ નામદેવની નિંદા કરવા લાગ્યા. પણ નામદેવનો નિશ્ચય ડગે તેમ ન હતો. તે બ્રાહ્મણનું શબ ભીમા નદીને કિનારે લાવવામાં આવ્યું. ચિતા રચીને તેમાં તે શબ મૂક્યું. નામદેવ તે શબ સાથે સૂઈ ગયો અને તેમાં અગ્નિ પ્રગટાવ્યો. લોકોને હવે નવાઈ લાગી અને કહેવા લાગ્યા કે નામદેવનો નિશ્ચય મોટો છે. એના જેવો વૈષ્ણવ પૃથ્વી ઉપર મળશે નહિ. હવે જે પ્રેત થયો તે બ્રાહ્મણ ન હતો પણ સાક્ષાત્ ચક્રપાણિ હતા. તે મરણ પામતાં તેની સાથે મરવાની તૈયારી જોઇ નામદેવની શ્રદ્ધા – નિશ્ચય – અડગ છે તે જાણ્યું. અગ્નિ પ્રગટતાંજ તત્કાળે તે બ્રાહ્મણ ઊઠીને બેઠો થયો. અને તેમાંથી ચતુર્ભુજ રૂપ ધરીને નામદેવને આલિંગન આપ્યું. તે કહેવા લાગ્યા કે તારા જેવો મારો સાચો ભક્ત શોધવા જતાં ત્રિભુવનમાં જડશે નહીં. અંબરિ

કે રૂકમાંગદ કરતાં પણ તારો નિયમ અધિક છે. તેમને પોતાની નગરી વૈકુંઠમાં લઈ ગયા. પણ તું તો વિશ્વનો ઉદ્ધારક જન્મ્યો છે, એમ કહી ફરીથી હૃષિકેશીએ આલિંગન આપી છાતી સાથે ભેટ્યા. અંબરિષે એકાદશી વ્રત કર્યું તેથી તેના દસ ગર્ભવાસનું દુઃખ મેં સહન કર્યું. તારો બૌદ્ધ અવતાર કહેવાય કારણ કે દેહ નહીં છતાં તે સગુણ રૂપ ધારણ કરાવ્યું. એવું કહીને તે ક્ષણે ચક્રપાણિ અદશ્ય થઈ ગયા. આ જોઈ લોકો મનમાં આશ્ચર્ય પામ્યા અને નામદેવને પગે લાગ્યા.

આ સ્થળે પ્રીતમદાસની વાણીમાંથી એકાદશી વ્રતનો મહિમા લખ્યો છે :

ઉત્તમ દીન એકાદશીજી, જે કોઇ એ કરે ઉપવાસ,
તે પ્રાણી સુખ પામશેજી, શ્રી વૈકુંઠમાં વાસ.
દશમીને દિન પરહરેજી, દશ વાનાં નીરધાર,
નિંદા, નારી ને નિદ્રાજી, કરવો નહીં વેપાર.
કરે ભોજન કોદરાજી, અડદ ન જમવું અન્ન,
ભોમી શયન કરવું સહીજી, રાખવું મન પાવન.

લીલું તરણું ન તોડવુંજી, તેલ વંતાક નવ ખાય,
અંગ રૂધિર રતી નીસરેજી, વ્રત ભંગ કહેવાય.

એકાદશી વ્રત નિર્જળાજી, ધરવું હરિનું ધ્યાન,
મિથ્યા ભાષણ નવ કરેજી, આચરે સરિતા સ્નાન.
સરિતા ન હોય તો સરોવરજી, સરોવર ન હોય તો કુપ,
કુપ ન હોય તો ઘેર કરેજી, સ્નાન વિધિ અનુરૂપ.

અપરસ રહે અડવું નહીંજી, ભ્રમણ કરે નહીં કાંઈ,
સ્થિર આસન કરી બેસવુંજી, મન રાખે હરિ માંહી.

રાત્રી અખંડ જાગરણ કરેજી, કથા હરિકીર્તન જ્ઞાન,
શુદ્ધ ચિત્તે સ્મરણ કરેજી, ન ધરે દેહાભિમાન.
દ્વાદશી ભોજન એકવારજી, પૂજે બ્રાહ્મણ ભકત,
યથા વિધિ દાન આચરેજી, હરિ ચરણે આસકત.
ગંગા તીરે તપ કરેજી, સાઠ સહસ્ર વરસ સાર.
તેહ તણું ફળ પ્રગટેજી, હોય હરિ વ્રત નિરધાર.

તપ તીરથ વ્રત જગનુંજી, જેહ પુણ્ય જ હોય,
તે સદેહે સંત સંગમાંજી, પ્રાણી પામે સોય.

અમરીપ રૂક્માંગદ તણીજી, શાખ ઉચરે સઉ કોય,
કહે પ્રીતમ પદ પ્રીછશેજી, તતક્ષણ હરિ રૂપ હોય.

જાણવું હતું તે જાણીયું, હવે નથી જાણવું કાંય,
પોતે પોતામાં ભળ્યો, જ્યમ પ્યાલો પાણી માંય.

સદ્‌ગુરૂની કૃપા થકી, ઉપન્યો રે આનંદ,
પ્રીતમ તે પદ પામીયા, જ્યાં નહીં સૂર ને ચંદ.

શ્રી ભીમા તીરવાસી રૂક્મિણીકાંત નામદેવને દર્શન આપી અદ્રશ્ય થયા. હવે તે નિજ ભક્તકથા આગળ બોલાવશે. પ્રભુ તારી કૃપા વિના બુદ્ધિનો પ્રકાશ સર્વથા અશક્ય છે. તારી કૃપાથી જ અક્ષરો મુખમાંથી નીકળે છે. મહીપતિ તારો અનન્ય શરણાંગત છે. નિજભાવે તે તારા ચરણે વંદે છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે. પ્રેમાળ ભાવિક ભક્તોએ આ વીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



# અધ્યાય ૨૧ મો.

## નામદેવ અને જનાબાઈની કથા.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ ॥ શ્રી ગોપાલકૃષ્ણાય નમઃ ॥

જય ક્ષીરાબ્ધીવાસી શેષશયના, લીલા વિગ્રહી રુક્મિણીરમણા, સગુણ સ્વરૂપા, ભક્તભૂષણ ગુણનિધાના શ્રી વિઠ્ઠલા. જય અનંત અવતારધારી, ચૈતન્યરૂપ કરુણાલયા, અમર પાલકા પંઢરીરાયા, ભક્તોની માયા જાળ દુર કરો. જય સર્વ વ્યાપક સર્વાતીના, ગજેંદ્રરક્ષક વૈકુંઠનાથા, નિજ ભક્તોને સુખ આપનારા, તારા વિના કંઈ પણ બનતું શકય નથી. જય જય બુદ્ધિ ચાલકા, જય જ્ઞાન સ્વરૂપ ચૈતન્યઘન, ભક્તોની વારે ધાનારા, રાક્ષસોનો નાશ કરનારા; પુંડલીકને વરદાન આપનારા, રૂક્મિણીરમણા, જગજીવના, પાંડુરંગા તું બ્રહ્મદેવનો પિતા છે. તું સર્વ કરે છે, છતાં અકર્તા કહેવાય છે. તારા વિના અણુ રહે તેટલી જગા પણ ખાલી નથી. હવે મારા ઉપર કૃપા કરીને નિજ ભક્તકથાનું લેખન આગળ વધારો. હું અનાથને હે જગન્નાથ, તારા વિના કોણ સહાય કરે? પાછળના અધ્યાયમાં ઘણા ભક્તોની કથા કહી. પરમાનંદ જોગા, તારો દાસ; તેનું અતિ સુરસ ચરિત્ર વર્ણવ્યું. શિવભક્ત નરહરિ સોનારને તમારા ધ્યાનમાં લગાડયો. પછી ચક્રપાણિએ નામદેવને જાણીને તેના મનને કસોટી ઉપર ચઢાવ્યું.

હવે એક દિવસે પંઢરપુરમાં કાર્તિકી એકાદશીની યાત્રા હતી. તે દિવસે એક નાની છોકરી વિઠોબાના મંદિરમાં મહાદ્વાર આગળ આવી. પછી તે તેનાં માબાપને કહે છે કે હું હવે અહી હંમેશને માટે રહેવાની છું, માટે તમે પાછાં ઘેર જાઓ. હવે હું તમારે ઘેર આવવાની નથી. આવાં છોકરીનાં વચન સાંભળી સર્વને આશ્ચર્ય લાગ્યું. તે કહેવા લાગ્યા કે સાત વરસની બાળકીને આવું જ્ઞાન કયાંથી થયું? તેના માબાપને મનમાં ઘણું દુઃખ થયું, પણ તે છોકરીએ કોઇનું માન્યુંજ નહીં:

શ્રીહરિએ જોયું કૃપાદષ્ટિ કરીને,
તેને માયા મમતા દિલમાં રહે નહીં.

તે છોકરીનો એવો નિશ્ચય જોઇને, તેનાં માબાપના મનમાં સમાધાન થયું. તેને મહાદ્વાર આગળ રહેવા દઇને તેઓ પોતાને ગામ જતાં રહ્યાં. ત્યાં આ છોકરીને એકલી જોઈ નામદેવને દયા આવી. તેને પૂછ્યું કે માબાપ વિનાની તું કોણ છે? અહીં એકલીજ કેમ બેઠી છે? તારા બાપના ગામનું નામ શું છે? તારાં માબાપને શું ત્રાસ પડ્યો કે તને નાખીને જતાં રહ્યાં? તે છોકરી કહે છે કે મારું નામ 'જની' છે. મારાં માબાપ ચક્રપાણિ છે. તે વિના મારું કોઈ નથી. આવાં વચન સાંભળી નામદેવને દયા ઉપજી. તે બાળકીનો હાથ પકડીને પોતાને ઘેર લઇ ગયો. માતા ગોણાઇને બધી વાત કહી. તેણે કહ્યું કે આ બાળકી યાત્રામાંથી છુટી પડી ગઇ છે અને માબાપ વિનાની દેખાય છે. તેથી તેનું રક્ષણ કરવાનું છે. કૃષ્ણાવતારમાં કુબ્જા નામે દાસી હતી, તે કળિયુગમાં અવતરી છે. તે પંઢરપુરમાં યાત્રા માટે આવી છે. તેને હરિભજનનો રંગ લાગ્યો છે એજ આ જની. તે દિવસે દિવસે મોટી થતી જાય છે. લોકો તેને પૂછે છે કે તું કોણ છે, તે અમને કહે. ત્યારે જની કહેતી કે હું તો નામદેવની અનન્ય દાસી છું. તેના વિના મારે કોઇ માબાપ નથી.

**સંસારકાર્ય કરતાં કરતાં, અખંડ હરિસ્મરણ કરે જની,**
**રાત્રે સંભાળી હરિકીર્તન, મનન પણ તેનું કરે પછી.**

એક દિવસે એક નવાઈ જેવી બીના બની. નામદેવ પોતાના ઘરમાં સુઇ રહ્યો હતો. પાંચ ઘડી રાત્રી વીતી ગઈ હતી. એટલામાં આકાશમાં વાદળાં ચઢી આવ્યાં અને વંટોળીયો ચઢ્યો. તેથી નામદેવનું છાપરું ઊડી ગયું અને વરસાદ પડવા માંડ્યો. રુક્મિણીરમણને આ વાતની ખબર પડી. તેમણે સુદર્શન ચક્રને નામદેવનું રક્ષણ કરવા મોકલ્યું. તેને કહેવામાં આવ્યું કે નામદેવના ઘર ઉપર તું ફેરા માર્યા કરજે. હું પણ પાછળથી થોડા વખતમાં તારી પાસે આવું છું. વિષ્ણુભક્ત પોતાના કુટુંબ સાથે ઘરમાં સૂતો છે. ત્યાં વિષ્ણુચક્ર આવીને ઉપર ફેરા મારે છે. જમીન ઉપર ઘણો વરસાદ પડ્યો છે, પણ વિષ્ણુભક્તના ઘર ઉપર પાણીનું ટીપું પણ પડ્યું નહીં. પોતાનો દાસ ભક્તિમાં તલ્લીન છે. તેનું સંકટ નિવારણ જગજીવન જલદી કરે છે. રુક્મિણીપતિએ તે પ્રમાણે સુદર્શન ચક્ર મોકલી રક્ષણ કર્યું. પછી પોતે તરત જ આવી પહોંચ્યા અને પોતાને હાથે ભીંતો તૈયાર કરીને ઉપરનું છાપરું પણ બરાબર કર્યું. આ સાંભળી ચતુર શ્રોતાઓ એમ કહેશે કે

સારંગધરે જાતે આવીને નામદેવનું છાપરૂં બાંધ્યું, તો પછી સુંદર મકાન કેમ ના બાંધી આપ્યું ? તેનો જવાબ એમ છે કે —

**પોતાના દાસને શ્રીપતિ સંસાર મોહમાં પડવા દે નહીં.**
**જો તેને અપાર સંપત્તિ આપે તો તેની અલિપ્તપણાની સ્થિતિમાં ભંગ પડે.**

પાંડવો સામે દુર્યોધન પેદા કર્યો. તે હંમેશાં તેમને ત્રાસ આપ્યા કરતો હતો. પણ પાંડવોને સંકટ પડતાંજ પોતે દોડી જઈને તે સંકટ દુર કરતા.

**શ્રીહરિ કહે છે કે પોતાના ભકતોને જો પોતે**
**નિર્ભય કરી દે તો પછી તેમને અંતરમાં**
**મારી યાદ આવે નહીં. પણ પોતાના દાસને**
**મુરારિ ભવસાગરમાં ડૂબવા દેશેજ નહીં.**

ભકતોને જો ઉત્તમ મંદિર રહેવા આપે તો મારા ભજનમાં અંતર પડે. તેથીજ સર્વેશ્વરે નામદેવનું છાપરૂંજ સારૂં કરી આપ્યું. બાળકને અન્ન પચે નહીં, તેથી માતા તેને થોડાકજ કોળીઆ ખવડાવે છે. તેમ નિજ ભકતોને જગન્નિવાસી વિશેષ સંપત્તિ આપતો નથી. જો ઝાડને જરૂરથી વધારે પાણી પીવડાવે તો તેનો રંગ પીળો થઈ જાય છે. તેથી માળી તેને હંમેશાં જોઈએ તેટલું જ પાણી આપે છે. તેમ નિજ ભકતોને જગન્નાથ જરૂર પૂરતું જ અન્ન વસ્ત્ર આપે છે. કોઈપણ ઉપાયથી તેનું ચિત્ત હંમેશાં ઉદાસ રાખે છે. હવે કથાના અનુસંધાનમાં સાંભળો.

જગજ્જીવન જાતે આવીને નામદેવનું છાપરૂં સારૂં કરી આપ્યા પછી છાણના ગોળા (છાણાં) કરવા બેઠા. નિજભકત નામદેવ જાગૃત થઈ બહાર આવીને જુએ છે તો દિવ્ય પિતાંબર વીજળીના તેજ સમ ઝળકતું જોયું. તેથી જલદી જલદી નામદેવ દોડતો જઈને સપ્રેમ જગન્નાથને પગે લાગ્યો. પછી તે કહે છે કે હે દેવ, આવા રાતના સમયે આવીને શું કરો છો ? તે સાંભળી જગજ્જીવન કહે છે કે અપાર પવન છુટતાં તારા ઘરનું છાપરૂં ઊડી ગયું હતું, મેં આવીને તેનું સમારકામ કર્યું છે. તેં સંસારવૃત્તિ ત્યજીને મારા ભજનમાંજ પ્રીતિ રાખી છે. તે કારણથી મેં શ્રીપતિએ તારી જવાબદારી મારા અંગ ઉપર લીધી છે અને ભીંત વગેરે તરત બનાવી દીધી છે. જો હું વેળાસર ન આવ્યો હોત તો બાળકોને ટંડી લાગત અને ગોણાઈ તારા ઉપર ક્રોધ કરીને તે મારા માટે ગમે તેમ બોલત. તેથી જ

ભક્તરાજ, હું રાત્રીના સમયે દોડતો આવ્યો છું. આ વાતચીત સાંભળીને ગોણાઇ ત્યાં આવી અને સત્વર દેવને પગે લાગી. પછી નામદેવ સાથે ગુજ-ગોષ્ટિ કરતાં જગજેઠી ત્યાં જ સૂઇ ગયા. એટલામાં જનાબાઇ ઓચિંતી ઊઠી પડી અને દેવની પીઠ પકડી દબાવ્યા. તે કહે છે કે ધન્ય છે કૃપાસાગર, મનમોહન, કરૂણાલય, જગજીવન, તમે પોતે જાતે જુદા જુદા પ્રકારના યત્નો કરીને અમારું રક્ષણ કરો છો તે મહાન ઉપકાર છે. પછી નામદેવને હૃષિકેશી કહે છે કે તને ભૂખ લાગી હશે માટે જલદી ઊઠીને મને સાથે લઇ ભોજન કર. આ સાંભળી ગોણાઈ માતા થાળીમાં સ્વાદિષ્ટ ભોજન લઇને આવી. સર્વે એકજ સ્થળે બેસી ભોજન કરવા લાગ્યાં. ભોજન કરતી વખતે ગોવિંદ, વિઠ્ઠલ, નારાયણ અને મહાદેવ નામના નામદેવના ચાર પુત્રો હતા. ગોણાઇ માતા, રાજાઇ પત્ની તથા નામદેવ પણ સાથે હતા. એમ નિજ ભકતોને લઈ જગજીવન ભોજન કરતા હતા. આ જોઇને જનાબાઇ જે બહાર બેઠી હતી, તેને મનમા ઘણુ કષ્ટ થયું. તે કહેવા લાગી કે દીનદયાળ ચક્રપાણિ, મને એકલીનેજ કેમ તમે ત્યજી દીધી? સર્વને સાથે લઇને તમે જમવા બેઠા છો અને હુ નીચ દાસી હોવાથી તમે મારો ત્યાગ કર્યો છે. જેમ રસોઈ કરનારી રસોઈ કરતાં ચોખામાથી કાંકરી કાઢી નાખે છે, જેમ શેરડીના મૂળમાંથી બીજા ઊગેલા છોડ ખેડૂત નીંદી નાખે છે. તેમ મારા ઉપર તમે અકૃપા કરી છે. તમે મારા ઉપર કેમ કૃપા દ્રષ્ટિ કરતા નથી? તમારી દાસી જનીને મનમાં કષ્ટ થાય છે. હે જગજેઠી, તમને કરુણા કેમ થતી નથી? એ વચનો જગજેઠીને કાને પડતાં જ જગજીવન નામદેવને કહે છે કે આજે મને ભોજન માટે બરાબર રૂચિ નથી. તેમજ કંઈ કારણ સમજાતું નથી. નામદેવ કહે છે કે ચક્રપાણિ, બહાર જનાબાઇ બેઠી છે તેને મનમાં કષ્ટ થાય છે. તેનું દુઃખ કાને સાંભળતાં જ આપને મનમાં વિહ્વળતા આવી છે. જેમ વાછરડાને જોરથી બગડતાં સાંભળી, ગાયને ચારો ભાવતો નથી, જેમ પારણામાં બાળક રડતું હોય ત્યારે તેની માતાને ભોજન કરવું ગમતું નથી. જેમ પક્ષિણી વનમાં ચણ ભેગું કરે ત્યારે તેને તેનાં બચ્ચાંનુંજ ધ્યાન છે, જેમ હરણનું બચ્ચું એક ક્ષણ નજર બહાર જાય તો હરણીને ચારો ભાવતો નથી. જેમ લોભિયાનું દ્રવ્ય દૂર મૂકેલું હોય ત્યારે પકવાન પણ તેને ભાવતું નથી. તેમ જનીના મનનું સમાધાન થયા વિના તેમને ભોજન રૂચતું નથી. દેવે કરશુદ્ધિ કરી એટલે બધાંએ જમવાનું બંધ કર્યું. આ જોઇ રાજાઇના મનમાં આશ્ચર્ય થયું. કરશુદ્ધિ કર્યા પછી ચક્રપાણિ ઊઠીને તૃણાસન ઉપર જઇ સ્વસ્થ બેઠા. ગોણાઇએ જનાબાઈ

બોલાવીને સર્વ ઉચ્છિષ્ટ પાન આપી દીધાં. જે પ્રસાદની બ્રહ્માદિક ઇચ્છા કરે, તોપણ તેમને કદી પ્રાપ્ત થાય નહીં, તે પ્રસાદ જનીને આજે અકસ્માત મળ્યો. પછી આર્તતાથી પોતાની થાળી ઉપાડીને ઉતારો પોતાની ઝુંપડીમાં લઇ જઇને દાબી દીધી. ત્યારપછી તે દેવની રાહ જોવા લાગી તે કહેવા લાગી, હે જગજેઠી, હવે જલદી પધારો. અહીં નામદેવ અને સારંગધર જમ્યા પછી એકજ પથારીમાં સૂતા હતા. નામદેવ ભક્તને નિદ્રા આવી ગઇ હતી ત્યારથી હવે જગન્નાધાર ઊઠ્યા. હળવેથી જગજીવન જની પાસે જઇને મૃદુ વચનથી કહે છે કે મને ભૂખ લાગી છે તેથી તારી પાસે આવ્યો છું. નામદેવને ત્યાં બધા સાથે હું જમતો હતો, પણ તને જોનારી નહીં તેથી મેં હાથ ધોઇ નાખ્યા. અને અન્ન તેનુંજ રહેવા દીધું હતું. જની કહે છે કે —

સારંગધર, કૃપાસાગર, રૂક્મિણીવર, એક શુદ્ધભાવ સિવાય મારી ઝુંપડીમાં કંઇજ આપવાનું મારી પાસે નથી. ગોણાઇએ બધાનું એઠું ખાવાનું મને આપ્યું છે તે તને પીરસતાં હે ચક્રપાણિ, મને મનમાં ઓછું આવે છે. તે સાંભળી રૂક્મિણીકાંત કહે છે કે મને તે જ અન્ન તું લાવી આપ. તારી પાસે જે છે તે જ પીરસતાં તું મનમાં જરાપણ સંકોચ લાવીશ નહીં. હું જમતો હતો તેમાંથી જે રહેવા દીધું હતું તેમાંજ મારું મન ભરાઇ રહ્યું છે. માટે ઝટ કરીને તે જ અન્ન તું મને લાવી આપ. એવી માયાળુ વાત સાંભળીને કોઇને મનમાં શંકા ઉત્પન્ન થશે કે જગજેઠી ઉચ્છિષ્ટ અન્ન માટે કેમ ભૂખ્યા થયા? તો કહેવાનું કે જનાબાઇના કોડ પૂરા કરવાના ભાવથી અને તેની પાસે બીજું અન્ન ન હોવાથી જગજીવને ઉચ્છિષ્ટ અન્નજ માગ્યું. પછી નામદેવની દાસીએ હૃષીકેશીને ત્યાં બેસાડીને ઉચ્છિષ્ટ અન્નનું પાન લાવીને સામે મૂક્યું. ચક્રપાણિએ જનીને પાસે બેસાડી અને જણે ભોજન કર્યું. આ જાણીને રૂક્મિણીમાતાને મનમાં નવાઇ લાગી! ક્ષીરસાગરમાં રહેનાર, ગરુડની ધજાવાળા, વૈકુંઠસ્વામી પોતે પોતાના દાસની પાસેથી લઇને ઉચ્છિષ્ટ અન્ન જમે છે! વેદ અને શાસ્ત્રો જેનું અખંડ ગાન કરે છે, જેનું કૈલાસપતિ હમેશા ધ્યાન કરે છે તે નામદેવનું એઠું એકાંતમાં બેસીને પ્રેમથી જમે છે! નાના તરેહના યજ્ઞમાં હવન કરતાં જે આહુતિ લેતા નથી તે જગજીવન જનીને ત્યાં એઠું જમીને કહે છે કે હું હવે તૃપ્ત થયો છું! પછી કરશુદ્ધિ કરી જનીને ત્યાંજ સૂઇ ગયા. ત્યારે ગોણાઇ બહાર આવીને નામદેવને કહે છે કે તને ઊંઘ આવી ગઈ એટલે દેવ ઊઠી ગયા અને જનીને ત્યાં જઈ પ્રેમથી ઉચ્છિષ્ટ અન્ન જમ્યા

વિષ્ણુદાસ નામદેવ કહે છે કે હે માતા, તે તો ભક્તવત્સલ ચક્રપાણિ જેના મનનો શુદ્ધ ભાવ જુએ છે, ત્યાં કોના જાય છે તેને જાતિ કુળનો વિચાર નથી, તેને સમય કાળનો પણ વિચાર નથી ભાવ જોઈ ગુપ્ત, દીનદયાળ તત્કાળ દોડી જઈ તેને મદદ કરે છે શબરી ભીલડીએ ફળ તોડીને ચાખી ચાખીને રાખી મૂક્યા હતા, તે રામે પ્રેમથી આરોગ્યા હતા તેમ જનીની ભક્તિ જોઈને પોતાનું ઉચ્છિષ્ટ પોતે જમ્યા એથી બીજુ નવાઈ જેવું તને શું કહેવું ? હવે ગોણાઈએ ઉચ્છિષ્ટ અન્ન ખાધાની વાત નામદેવને કહી, તે સાભળી જગજીવન નામદેવ પાસે તરત પાછા આવ્યા પછી તેની સાથે એકજ પથારીમા પ્રેમથી સૂઈ ગયા એક પ્રહર રાત્રી બાકી રહી, ત્યારે સારંગધર ઊઠીને જનાબાઈને ત્યાં જઈ પાટલા ઉપર બેસી તે કહેવા લાગ્યા કે જનાબાઈ જલદી ઊઠ, મોડુ થયુ છે દળણુ જલદી લાવ હું જાતે ઘંટી સાફ કરીને તારી રાહ જોઉ છુ તેની દાઢી નીચે હાથ મૂકીને તેને જગન્નાથે ઊઠાડી તેના માથા ઉપર પોતાને હાથે સાડીનો છેડો ઓઢાડ્યો રુક્મિણીકાંતે તેને ઉઠાડ્યા પછી તેણી પોતાના માથાના વાળ ઠીક કરીને ઘંટી પાસે ટોપલીમા દાણા લઈને જતી દળવા બેઠી, ત્યારે રુક્મિણીકાંત કહે છે કે ઘંટી તો હુજ ફેરવીશ તુ નિમિત્ત માત્ર હાથ અડકાડી રાખજે અને સાથે સાથે મારી ભક્તિના ગીત ગાજે હરિ એમ બોલ્યા ત્યારે જની દાસી સાવધ થઈને ઘણા પ્રેમભાવથી, ઉલ્લાસથી સત કથાની કડીઓ ગાવા લાગી :—

નિવૃત્તિ, સોપાન, જ્ઞાનદેવ, સોય રે મારો પગલપગ,
તેઓના પ્રસાદે સારંગધર, કૃપા મુજ પર ઘણી કરે,
વિષ્ણુદાસ મારા પિતા, રાજાબાઈ મારી માતા.
ગોરા કુંભાર મારો પિત્રાઈ, કબીર સાંવતો મારા ભાઈ,
તેઓએ એવું કામ કર્યું, તેનું બેન શું વર્ણન કરૂં ?
સ્વાધીન કરીને ચક્રપાણિ, સ્વાનંદ જીવનમાં તૃપ્ત થયા
પ્રતિષ્ઠાનમાં જ્યારે વિપ્રે, ત્રાસ આપ્યો જ્ઞાનેશ્વરને,
ત્યારે એક કામ વિલક્ષણ કર્યું, કે પાડા મુખે વેદ બોલાવ્યા
ગોરા કુંભાર નિજ ભક્ત, તેણે ધ્યાન કરતાં શ્રીહરિ,
બાળક પોતાનું ગારમાં કચર્યું, તેનુ પણ કંઈ ભાન નહીં,
નિહોરાની આણ દીધી પત્નીએ, તેનો ભંગ થતાં છેદ્યા બે હાથ.
નામદેવની કથા શ્રવણ કરતાં, ફુટ્યા નવીન ગોરીયાના હાથ,

એવી કૃપા કરી રઘુનાથ, તાળી પીટતાં આપ્યા હાથ,
બાળક પણ કર્યો તેનો જીવંત, એવી વિચક્ષણ હરિની વાત.
નવીન લાગે સર્વને જાણ, નિજ ભક્ત એક સાંવતા માળી,
મળવા ગયા તેને વનમાળી, હૈયું ચીરી હાથે ખુપરી લઈ,
પધરાવ્યા શ્રીહરિ તેની મહી. અનંત બ્રહ્માંડ જેના હૃદયમાં,
તે શામળો સંતાયા સાંવતામાં, નામદેવે જ્યારે શોધ ચલાવી.
ત્યારે નિસર્યા બહાર અંતરમાથી, કબીર બંધુ રહે પરદેશે,
વારાણસીમાં નાચે આનંદે, હૃષિકેશી તેની સોબત કરીને.
વણે તેનાં શેલાં હેત ધરીને. શિવરાત્રીને પવિત્ર દિવસે નામ-
દેવ નાગનાથમાં કરે હરિકીર્તન
નવલક્ષી પતાકા સ્વર્ગેથી આવી, પ્રસન્ન થયા કૈલાસપતિ,
દેવાલય ફેરવ્યું પશ્ચિમ દિશાએ, હરિકીર્તન સાંભળવા કાજે,
અદ્ભૂત એવી કરણી જાણો, શ્રુતિશાસ્ત્ર વાંચે નહિ પામો.

એ પ્રમાણે પ્રેમથી જની કડીઓ ગાતી હતી. તે સાંભળી પંઢરીનાથ આનંદથી ડોલતા હતા. આવી પ્રેમભરી કડીઓ ગાતાં સાંભળીને ગોણાઈ જનીની ઝુંપડી આગળ આવીને બૂમ પાડી પૂછે છે કે બીજા કોને દળવાં લઇ આવી છે? મજૂરણ છે કે પડોશણ છે તે જલદી કહે. જની કંઈ બોલતી નથી, પણ મૌન રહે છે. તેથી ગોણાઇને ક્રોધ થાય છે. તે હાથમાં લાકડી લઇને જનીની ઝુંપડીમાં દાખલ થઇ પુછવા લાગી કે તું કોની સાથે વાત કરે છે? આપણો ગરીબ સંસાર છે અને પૂરતું અનાજ મળતું નથી તેમાં વળી મજૂરણ કોને લાવી છું? તેને અમારાથી છાની (કહ્યા સિવાય) કેમ દળવા બેસાડી? એમ કહીને તેણીએ લાકડી મારી, તે ઘંટી સામે બેઠેલા દેવને માથામાં વાગી. તે પછી દેવે કહ્યું કે મારું નામ વિઠાઈ છે. હું જલદી જલદી દળણું દળાવા આવી છું. નામદેવ ત્યાં હતા, તે આ વચન સાંભળતાં ગુપ્ત ગોષ્ટિ સમજી ગયા. તે માતાજીને કહે છે કે આ તો જગજીવન છે. તને તે નહીં સમજાય. આ સાંભળી ગોણાઈ લજ્જિત થઇ કહેવા લાગી કે મેં હૃષિકેશીને લાકડી મારી. અરેરે! મેં આ શું કર્યું? એમ કહી તે પોતાને ઘેર પાછી ગઈ અને કહેવા લાગી કે જનીનું ભાગ્ય અતિ નવાઈ પમાડે તેવું છે. તેણે તો રૂક્મિણીપતિને વશ કર્યા છે. મેં અણસમજ્યે અને વગર વિચાર્યે ત્યાં જઇને અઘટિત કાર્ય કર્યું. બ્રહ્માદિકને જે નજરે પડતા નથી, તેને મેં મારા હાથ વડે લાકડી મારી. આ સંસાર

બળી જાઓ એમ કરીને કલ્પાંત કરવા લાગી. સુકુમાર પરબ્રહ્મ શામળાને જોતાં જ મનરૂપી આંખને ઠંડક વળે છે. તે રૂક્મિણીકાંત ધનનીલ જનીની દરકાર સંભાળ કેટલી લે છે?

સંસાર ચક્રમાં ખિસાય છે સહુ, ત્યાં વૈરાગ્યવૃત્તિ જાય સૌની,
પણ જનીનાં સંચિત કર્મ સહુ, દેવે દળી ચૂર્ણ કીધાં પ્રેમથી.
નામરૂપથી જે જે કંઇ કર્મ થયું, તેને દળી સર્વ ચૂર્ણ કીધાં,
પરબ્રહ્મમાં વ્યક્ત સર્વ ભરી, જની નિજ ચિત્તે નિશ્ચિત થઇ.

પછી ચક્રપાણિએ દળેલા લોટથી ટોપલી ભરી દીધી, તો પણ થોડી રાત બાકી રહી હતી, તેથી તેમણે જનીની ઝૂંપડીમા જ જનીની સાથે નિજ પ્રેમથી વાત કરતાં કરતાં સુખે શયન કર્યું.

જગજીવનને નિદ્રા આવી ત્યારે પૂર્વ દિશામાં અરૂણોદય થતો જોઇને, નામદેવની દાસી કહેવા લાગી કે હે હૃષિકેશ, સત્વર ઊઠો. પુજારી દેવળમાં આવશે અને તમે ત્યાં નથી એમ જ્યારે ટાકડ આરતી વખતે તે જાણશે, ત્યારે નગરમાં મોટી બૂમાબૂમ થશે. એ સાંભળી જગન્નાથ ઝટપટ ઊઠયા. જગજીવનને ઉતાવળે ઉતાવળે જતાં દેહભાન રહ્યું નહી. પોતાની શાલ ભૂલી ગયા અને જનીની કંથા ગોદડી ઓઢી લીધી. ગળામાંનો એકાવળ મોતીનો હાર પણ ત્યાં પડી ગયો અને જગન્નાથ, તેવી દશામાં મંદિરમાં પહોંચ્યા. દેવળના દરવાજા ઉઘાડતાં ભક્તજનો દર્શન કરવાને પૂજાનો સામાન લઇને આવ્યા. ત્યાં તો ઇંટ ઉપર જગજીવનને ગોદડી ઓઢીને ઊભેલા જોયા. સઘળા લોકોને મનમાં આશ્ચર્ય થયું કે તમાલનીળે તો નવીન કર્યું; આ કોની ગોદડી ઉપાડી લાવ્યા, તે અમને સમજાતું નથી. એક કહે છે કે એ તો લીલા નાટકી છે. ભક્તો માટે તેને અભિમાન ઘણું છે, તે કર્મમાર્ગીને આત્મજ્ઞાન ઉપર લઈ જનાર છે. એક કહે છે જગજીવના, ભક્તભૂષણા, રૂક્મિણીરમણા, ક્ષીરાબ્ધીવાસા, શેષશયના તને ગોદડી ઓઢવી સારી લાગતી નથી. કોઈ વળી વિચાર કરીને કહે છે કે નામદેવની દાસી જનાબાઈ ઘણી ચચળ છે. તેણે ચક્રપાણિને છેતરીને ભુલાવામાં નાખ્યા છે. કોઈ કહે છે કે એ તો કુબ્જા દાસીનો અવતાર છે. શ્રી ભાગવતમાં જેવી વર્ણવી છે તેવી જ એ જની લાગે છે. તેની કરણી પણ તેવી જ છે. તે તમે સૌ જાણો છો. એક કહે છે કે નામદેવને જઇને કહો કે તારી જની દાસી છે, તેણે દેવને મોહમાં નાખ્યા છે, સારંગપાણિને

ભુલાવ્યા છે. એમ સમસ્ત માણસો પોતાના મનમાં જુદા જુદા તર્ક કરે છે. પુજારીએ નજીક જઇને જલદીથી ગોદડી કાઢી નાખી તો પદક અને એકાવળ હાર દેખાયો નહીં, તે શ્રીપતિના હૃદયકમળ ઉપર નહોતો. તેથી તે કહેવા લાગ્યો કે હે ઉદાર વનમાળી, તમે ધન કોને આપી દીધું? એમ મશ્કરીમાં કહ્યું. જનીએ શાણપણ કર્યું લાગે છે. દેવને ગોદડી આપીને પદક અને હાર લઈ લીધો છે. તાકામાં નૈવેદ્ય બતાવીને પ્રસાદમાં માખણ બઈ લીધું, તેમ ઝારીમાં પાણી આપીને ઘરમાં અમૃત લઈ લીધું. મદારીને માટી આપી બદલામાં હીરા લઈ લીધો. જેમ કાણું વસ્ત્ર રૂક્મિણીવરને આપીને પિતાંબર લઈ લીધું, જેમ કપાસનું જીંડવું બતાવી મારૂતિને પ્રસન્ન કરીને તેમની પાસેથી અમૃત ફળ લીધું, તેમ ગોદડી આપીને વનમાળીને સંતોષી એકાવળ હાર અને પદક કે જે ઉપર નવવિધ રત્નો જડ્યાં હતાં, તે લઈ લીધાં. પુજારી કહે છે કે હવે કરવું શું? કોઇને પણ બોલાવી પૂછી શકાય તેમ નથી. દેવળને દરવાજે તાળું વાસ્યું હતું. તે છતાં પંઢરીરાય કેવી રીતે બહાર જાય છે, તે સમજાતું નથી. પછી તેઓ કહેવા લાગ્યા કે ચાલો હવે નામદેવને ઘેર જ જઇએ. તેની દાસી જનીને બોલાવી તેને જ પૂછી જોઇએ, એવો વિચાર કરીને સત્વર નામદેવને ઘેર પહોંચ્યા. તે જનીને કહે છે કે રૂક્મિણીપતિ તારે ત્યાં આવ્યા હતા. તેમને તેં શો મોહ લગાડ્યો છે કે અમારી પુજા અર્ચન તેમને ગમતાં નથી. કંઈ પણ મારણ, મોહન વિદ્યાથી તેં જગજીવનને ભુલભુલામણીમાં નાખ્યા છે. તારી સાથે ધનનીલ રહે તેથી અમારાં સત્કર્મ બધાંય નાશ પામ્યાં છે. આજે રાત્રીના સમયે દીનદયાળ તારી ઝૂંપડીમાં આવ્યા હતા. તેં તેમનો હાર અને પદક લઇને ગોદડી આપી તે અમને પાછાં આપી દે; નહીં તો તને શિક્ષા કરવામાં આવશે. એવાં વચન સાંભળી તત્કાળ જની કહે છે કે જો મેં તે ચીજો લીધી હોય તો મારી આંખો ફૂટે. પછી તેની ઝુંપડીની ઝડતી લેતાં તેનાં કપડાંમાંથી તે બંને ચીજો મળી આવી. તેથી તેઓ કહેવા લાગ્યા કે આને તત્કાલ લોહાની શળી ઉપર ચઢાવો. સાક્ષાત્ પરબ્રહ્મ ગરૂડધ્વજનાં અલંકાર ચોર્યાં, માટે આવી જ શિક્ષા થવી જોઇએ એમ સર્વ બ્રાહ્મણ કહેવા લાગ્યા. પછી જનીનો હાથ પકડીને તેને ખેંચતા ખેંચતા ચંદ્રભાગા નદીને કિનારે લઈ ગયા, તેણી ધ્યાનમાં જગજેઠીને લાવીને મનમાં કરુણા વચન કહેવા લાગી:

પતિતપાવના સારંગધરા, અનાથનાથા રૂક્મિણીવરા

ભક્તવત્સલા કૃપાસાગરા, દીનોદ્ધારા જગદીશા,
હું પરદેશી અનાથ દીન, મારી દયા કોણ ખાશે. ?

એવાં જનીનાં કરુણ વચન સાંભળી તત્ક્ષણ જગજીવન આવ્યા, જમીન ઉપર લોખંડની શળી રોપી હતી. તે તત્ક્ષણ ઓગળીને પાણી થઇ ગઇ, માનવ મેદની ભેગી થઈ હતી, તેણે આવું કૌતુક નજરે જોયું અને આશ્ચર્ય પામી. પુજારીઓ પણ મનમાં વિસ્મય પામ્યા! તે કહેવા લાગ્યા કે નિજ દાસને સંકટ પડતાં વનમાળી તત્કાળ આવે છે.

એક દિવસે એવું બન્યું કે જનાબાઇ દાસી પોતાની ઝુંપડીમાં બેસીને મનમાં ચક્રપાણિને યાદ કરીને કવિતા કરતી હતી, ત્યારે દેવળમાં જનીનુ કવિત્વ કાને પડતાં ચક્રપાણિ ખડીઓ, કલમ, લઇને પોતે સ્વહસ્તે કાગળ ઉપર લખતા હતા. કોઇ કહેશે કે નામદેવના ઘર નજીકથી તે દેવળ સુધી કેવી રીતે કાને સંભળાય તેવો અવાજ આવતો હશે? ચક્રપાણિ તો દેવળમાં બેઠા છે. તો આ શંકાનું નિવારણ કેમ થાય. તો, સાંભળો કે વિશ્વવ્યાપક જગજીવન, અંતરસાક્ષી ચૈતન્યઘન પોતાના ભકતોના મનની વાત સર્વજ્ઞ હોવાથી જાણે છે. દ્રોપદીને જ્યારે દુસ્યાસને ત્રાસ આપ્યો હતો; ત્યારે હસ્તીનાપુરમાં તેણે શ્રી કૃષ્ણનું ચિંતન કર્યું હતું, તે દ્વારકાંમાં કેવી રીતે સાંભળ્યું હશે? તે સાંભળી તત્કાળ કેવા દોડીને તેમણે દ્રૌપદીની રક્ષા કરી! જેમ ગજેંદ્રે કરુણા કરી યાદ કર્યા, ત્યારે તેનો અવાજ કેવો વૈકુંઠમાં સંભળાયો અને તેને મદદ કરી! તેવીજ રીતે જનાબાઇની ઝુંપડીમાં તે કવિતા કરતી હતી તે જગજેઠીએ તત્કાળ સાંભળ્યું.

"નિજ ભકતોના મનનો હેતુ એક પંઢરીનાથ એકલો જાણે." માટે હે શ્રોતાઓ, મનમાં શંકા ધરશો નહીં. રૂક્મિણીપતિ વાતમાં કહે છે કે મને જનીનાં પદ ગમે છે, માટે કલમ હાથમાં લઈ હું જાતે જ લખું છું. તેવામાં ઓચિંતા જ્ઞાનેશ્વર નમસ્કાર કરવા માટે આવ્યા. તેમને જોઇને સારંગધરે મનમાં કંઇક વિચાર કરી કાગળ, ખડીઓ અને કલમ સંતાડી દીધાં. આમ સચ્ચિદાનંદ આનંદકંદે અગાધ લીલા બતાવી, જ્ઞાનદેવે તે વખતે આવી ચરણકમલમાં મસ્તક મૂક્યું; પછી પુછવા લાગ્યા કે વનમાળી એકાંતમાં બેસીને શું લખી રહ્યા છો? તે સાંભળી પાંડુરંગ કહે છે કે હું જનીના અભંગ લખું છું. એવું શ્રીરંગનું કહેવું સાંભળી જ્ઞાનદેવ હસવા લાગ્યા. તે કહે છે કે જય જયાજી રૂક્મિણીપતી, જનીએ માંડી તમારી

સ્તુતી, તે સ્વહસ્તે પોથીમાં લખો છો તે જોઇ મને નવાઈ લાગે છે! તીર્થ, વ્રત, દાન, તપ, સત્ય તે બધું તમે સ્વહસ્તે લખો અને પોતાને મોંઢે કહો તે યોગ્ય ન કહેવાય; એમ જ્ઞાની લોકો કહે છે. હે વનમાળી, આપનો પ્રતાપ પૃથ્વી ઉપર ઘણોજ છે; તો પછી આપ કાગળ ઉપર કદી આપનો પ્રતાપ લખશો નહીં. હે રૂક્મિણીપતિ! તમારું ચરિત્ર સરસ્વતી પોતે લખે છે. તમારા ગુણનું વર્ણન શ્રુતિ અને શાસ્ત્રો કહે છે. તમારા પવાડા પુરાણમાં લખેલા છે. વ્યાસ અને વાલ્મિકી આદિ મહાકવિઓએ તમારું વર્ણન કર્યું છે, તેથી તે માન પામ્યા છે. હવે જનીનાં બોલેલાં પદ તમે પોતે લખો છો તેથી કવિઓ મશ્કરી કરશે. તે સમયે એવું સાંભળી ઘનનીલ શું બોલે છે? જનીના શબ્દો સાદા ને પ્રેમાળ છે. તે મને રસાળ લાગે છે. તે કાને પડતાં હું ખરેખર લખવાનું શરૂ કરૂં છું. તને આવતો જોઇને મને મનમાં શંકા આવી, તેથીજ ઉતાવળ કરીને કાગળ, શાહી, અને કલમ, સંતાડી દીધાં. પણ મારી આ વાતની તને કેવી રીતે ખબર પડી તે મારાથી સમજાતું નથી. જ્ઞાનદેવ કહે જગજીવના તારા અંતરની વાત અમે ભક્તો સિવાય બીજું કોણ કળી શકે? જેમ પતિના મનની ઇચ્છા પતિવ્રતા એકલીજ જાણી શકે, જેમ માતાની મમતા બાળકજ જાણી શકે, જેમ કવિનું રસાળ બોલવું માત્ર વિચક્ષણજ જાણી શકે, જેમ અધ્યાત્મ ગ્રંથોનું જ્ઞાન કોઈ અનુભવી જ્ઞાનીજ જાણી શકે, હે ઘનનીલ! ચંદ્રની પૂર્ણ કળા ચકોરજ જાણી શકે, જ્ઞાનેન્દ્રિયનો વિષયાનંદ, હે ગોપાળ! મનજ જાણી શકે છે, તેમ તમારા મનની અંતરની વાતની અમને હંમેશાં ખબર પડે છે. એમ કહેતાં જ્ઞાનદેવ અને અધોક્ષજ બંને હસી પડયા. પછી જ્ઞાનદેવ કહે છે કે હે જગજેઠી ચાલો આપણે નામદેવને ત્યાં જઇએ. તમને જનાબાઈ ઘણી વહાલી છે તે એને કહીએ રૂક્મિણી-પતિએ કહ્યું ભલે ચાલો, એમ કહી એક બીજાનો હાથ પકડી ઉતાવળે ચાલ્યા. જ્ઞાનદેવ અને ચક્રપાણિ બંને વિષ્ણુદાસને ઘેર આવ્યા. તેણે પ્રેમાલિંગન આપીને સુખાસને બેસાડ્યા. તેને ઘેર વનમાળી આવ્યા, તે પહેલાં ત્યાં સંત મંડળી ભેગી થઈ હતી. જેમ રાજા સભા ગૃહમાં આવીને બેસે, તે પહેલાં સઘળા દરબારીઓ આવી જાય, જેમ ઇંદ્ર બેઠેલા જોતાં સઘળા દેવો ભેગા થાય, જેમ શંકરની આજુબાજુ તાપસી ઋષિઓ ભેગા થાય, જ્યાં લક્ષ્મી હોય ત્યાં સઘળી સિદ્ધિઓ ભેગી થાય, તેમ કીર્તન રંગમાં પ્રેમળ ભક્તો પ્રેમથી ભેગા થાય છે. જેમ અમૂલ્ય રત્નો હોય ત્યાં ઝવેરીઓ ભેગા થાય છે, જેમ કમળનાં પુષ્પો ઘણાં હોય ત્યાં ભમરા દોડતા આવે,

જેમ દાતાર માણસ નજરે પડતાં યાચક મંડળી ભેગી થાય, જેમ સાકરની શેલી જોઇ કીડીઓ ભેગી થાય, તેમ નામદેવને ઘેર જગન્નાથને બેઠેલા જોઇ સઘળાં સંતો આનંદથી ત્યાં આવ્યા. બધા સંતોને આલિંગન આપીને જગજીવન નામદેવને કહે છે કે 'જની'ને બોલાવો કે જેથી તે સઘળા સંતોનાં દર્શન કરે. ત્યારે ગોણાઈ કહે છે કે રાજાઇ સાથે જની બહાર છાણા વાળે છે. ત્યારે તેમણે કહ્યું કે તેને કહો કે રૂક્મિણીરમણ તને બોલાવે છે. આ સંદેશો સાંભળીને સત્વર તેને જઇને કહ્યું કે ચક્રપાણિ ઘેર આવ્યા છે તે તને બોલાવે છે. પછી જની હાથ ધોઇને જલદી ત્યાં આવી અને પંઢરીનાથને નજરે જોઇને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. તેથી જ્ઞાનદેવે નામદેવને કહ્યું કે આજે મેં નવું આશ્ચર્ય જોયું. જનીનાં પદ વૈકુંઠનાથ સ્વહસ્તે લખતા હતા. તે સાંભળી ભક્તભૂષણ નામદેવ કહે છે કે જનીનાં પદ વૈકુંઠનાથ લખતા હતા, તેથી અમને કંઇપણ નાનમ આવતી નથી. હું મારા હાથની આણ અને તમારા ચરણની સાક્ષીએ કહું છું કે જનીના અભંગ પ્રાકૃત છે. એ સ્વાનંદ રસથી ભરપૂર છે. જે સ્વાત્મસુખનો આનંદ કે બ્રહ્મજ્ઞાનની મહિની અને શુદ્ધ સત્વનો કાગળ લઈ ગોવિંદ નિજ પ્રેમથી લખે છે. જે જનીની વાણી વાંચશે તેના અંગમાં હું રહીશ એવું સ્વમુખે ચક્રપાણિએ નામદેવના ઘરમાં વચન આપ્યું.

**જે જન નિત્ય ગાય જનીનાં પદ, તેને સંસાર આપદા રહે નાહીં.**
**અંતે તેને મળે સાયુજ્યપદ, હું નિશ્ચય આપું તેને મોક્ષ.**

એવું વનમાળી બોલ્યા ત્યારે જ્ઞાનદેવે હસીને તાળી પાડી. સઘળા સંતોએ જય જયકાર કર્યો. ત્યાં સંત મંડળીમાં નીચેના ભક્તો હતા.

કાશીથી આવ્યા કબીર ભક્ત, વળી ચોખામેળા મોટા ભક્ત, ત્રીજો રોહિદાસ ચમાર, એ પણ મોટો વૈષ્ણવવીર, સાથે સજ્જન પઠાણ નિજ ભક્ત, બધા કસાબ અતિ વીરક્ત, કમાલ, કુંભારી મહાસંત, એ સર્વ પ્રેમ યુક્ત હતા. અને મુકુંદરાજ ઝારે કરી અખંડ રહેતા મહાદ્વારે. ગોણાઈ અને રાજાઈ સાસુ વહુ જય જય કાર કરે અતિ ઘણા. નામદેવ અંતરંગ નિજ ભક્ત હતો. સૌ વચ્ચે બેઠા હતા જેમ સેના વચ્ચે નૃપ શોભે તેમ, વૈભવથી શ્રીરંગ શોભતા હતા. પછી જનીને જ્ઞાનેશ્વર પૂછે છે કે નામદેવે ચાર અવતાર લીધા.—પ્રહલાદ, અંગદ, ઉદ્ધવ—અને સારંગધરને વશ કર્યા હવે તેં કેટલા જન્મ લઇને દેવનું આરાધન કર્યું, તે સઘળું અમને કહેતાં

જરાપણ મનમાં સંકોચ લાવીશ નહીં. તે સાંભળી નામદેવની દાસી બોલવા લાગી કે જ્યારે હૃષિકેશી હયગ્રીવ થયા ત્યારે તેમના ચરણમાં હું હતી. પછી અંબરીષની વખતે અને દસ અવતારમાં પણ મત્સ્ય, કચ્છ, વરાહ, પછી મોટો રાક્ષસ મારવા નૃસિંહ, વામન, પરશુરામ અવતાર થયા. પછી દશરથ રાજાને ત્યાં રામ અવતાર અને શ્રી કૃષ્ણ સર્વનો વિશ્રામ-અવતાર લીધો ત્યાર પછી શાંત થઈ બેઠા છે. એમ ઘણા અવતાર પ્રભુએ લીધા તે દરેક વખતે હું પણ સાથે હતી. આ સાંભળી જ્ઞાનદેવને આશ્ચર્ય થયું. તે કહેવા લાગ્યા કે આ જની દાસીને ધન્ય છે તેનું પુણ્ય ઘણું છે તેથી તેણે હૃષિકેશીને પ્રસન્ન કર્યા છે, તે કાર્ય બ્રાહ્મણોને પણ દુર્લભ છે. પછી સંતોને ચક્રપાણિ કહેવા લાગ્યા કે હવે અભંગ વાણી લખવાની વહેંચણી થાય છે. તે તમે મારા મુખમાંથી નીકળે તેમ લખી રાખો.

જ્ઞાનેશ્વરના શબ્દો રત્નો સચ્ચિદાનંદ બ્રાહ્મણ લખશે. નિવૃત્તિનાથનું વચન સોપાનદેવ લખશે કે જે બ્રહ્માનો અવતાર છે. અને મુક્તાબાઈના અભંગ જ્ઞાનદેવે લખવા. જોગા પરમાનંદનો અંતરંગ વિસોબા ખેચર લખે-સાંવતા માળી વૈષ્ણવ ભક્ત છે તેનો લેખક કાશીબા ગુરવ થાય. કુર્મદાસનો કાયત સુદેવ એ પ્રમાણે દેવાધિદેવે લેખકો નીમ્યા. અનંત ભટ્ટ બ્રાહ્મણ તે ચોખા મેળાના અભંગ લખે અને નામદેવ અને જનાબાઈના અભંગ રૂક્મિણીરમણ જાતે લખે એવી વહેંચણી કરીને ચક્રપાણિ જ્ઞાનદેવને કહે છે કે હવે જનીના અભંગ કાને સાંભળતાં તને સંકોચ થવો જોઈએ નહીં. તે સાંભળી સર્વે વૈષ્ણવવીરોએ કહ્યું કે જેનો સમર્થે અંગીકાર કર્યો તેનો શબ્દ કદી નીચે પૃથ્વી ઉપર નાખ્યો હોય, એવું તો શોધવા જતાં પણ મળશે નહીં. જેમ આંધળાનો હાથ સૂર્યે પકડ્યા પછી તેનાથી શું ન જોઈ શકાય? જેમ મૂંગા ઉપર સરસ્વતી પ્રસન્ન થાય, પછી તે વેદ બોલે જ, તેમ તમારી કૃપા થતાં જનીને દાસી કોણ કહી શકે? આ સાંભળીને જગજ્જીવનને આનંદ થયો. પછી નામદેવે જળ લાવીને સર્વેના ચરણ ધોઈ ચરણામૃત લીધું. રૂક્મિણી રમણની ષોડશોપચારે પ્રેમથી પૂજા કરી બધાને પાનનાં બીડાં આપ્યાં અને પ્રેમથી દરેકને સાષ્ટાંગ નમસ્કાર કર્યા, પછી ગોણાઈને મળીને શ્રીપતિ અતિ સત્વર ગતિએ ચાલી નીકળ્યા. સાથે સર્વ ભક્ત મંડળી લઈને વનમાળીએ મંદિરમાં પ્રવેશ કર્યો. પછી સઘળું વૃતાંત રૂક્મિણીને કહ્યું.

જે અનાથબંધુ, કરુણાકર, ભક્તવત્સલ, કૃપાસાગર, કરુણાસિંધુ, સારંગધર છે એમ આપણે સર્વે કહીએ છીએ તે તેના દાસનાં ચરિત્રો કહેનાર અને કહેવડાવનાર રાજીવનેત્ર પોતે જ છે, મહીપતિ તો નામ માત્રનું પૂતળું છે એ જ્ઞાની પવિત્ર માણસો જાણે છે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમાળ ભાવિક ભકતોએ આ એકવીસમો અધ્યાય સાંભળ્યો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૨૨ મો

# મત્સ્યેંદ્રનાથ, ગોરક્ષનાથ અને ચાંગદેવનાં ચરિત્રો

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

આજે કલ્પતરુવૃક્ષની છાયામાં ભાગ્યવાન શ્રોતાજનો આવીને બેઠા છે. તેથી કોઈનો પણ મનોરથ અપૂર્ણ રહેશે નહીં. જેમ લોઢાને પારસમણી અડતાં જ તેનું કાળાપણું જતું રહે છે અને તે સુવર્ણ થાય છે, તેમ સુરસ ભક્તકથા સાંભળતાં મનમાં શંકા રહેશે નહી. જેમ સમુદ્રમાં સ્નાન કરતાં સઘળા તીર્થોનાં સ્નાન કર્યાં એમ કહેવાય છે, જેમ સૂર્યના પ્રકાશથી સઘળા પદાર્થ દેખાય છે, જેમ અમૃત રસ મળવાથી સઘળા રોગ વ્યાધિ દૂર થાય છે; તેમ જે ભક્તકથા સાંભળે છે તેના ચિત્તમાં ભવ દુઃખ બાધા કરે નહીં.

જેને શીતળ ચંદ્ર પ્રસન્ન થાય તેને ઉનાળાની ગરમી લાગે નહીં. તેવીજ રીતે ચતુર પુરુષોને ભક્તકથા સાંભળતાં કામ ક્રોધ અંતરમાં પેદા થશે નહીં. આગળના અધ્યાયમાં દેવે જનીનાં વખાણ કર્યાં અને સંતોએ આશ્ચર્ય પામી જય જય કાર કર્યો. આવું વર્ણન કાને સાંભળીને શ્રોતાઓએ પ્રશ્ન કર્યો કે નામદેવની સંગતિથી જના બાઈને ચક્રપાણિ સાથે એકતા પ્રાપ્ત થઈ, તો આ લોકોનો સંપ્રદાય કયો હશે તે અમારાથી સમજાતું નથી. તો હવે તે પ્રશ્નનું નિરૂપણ સાંભળો :

કોઈ એક સમયે મહાદેવજી ક્ષીરસાગરમાં બેઠા હતા. તે શ્રીરામનું સ્વરૂપ મનમાં ધરીને નામચિંતન કરતા હતા. ત્યારે પાર્વતીએ કૈલાસનાથને પૂછ્યું કે તમે કોનું નામ જપો છો? તમારાથી મોટો કોણ દેવ છે એની મારા મનમાં શંકા થાય છે. આ સાંભળીને સર્વેશ્વર પાર્વતીને કહે છે કે મારાથી મોટા દેવ જાનકીપતિ શ્રી રામ છે. વિરીંચી, વિષ્ણુ, ભવાની અને હું એમ સર્વે તેમનામાંથી જ ઉત્પન્ન થયાં છીએ. તે સ્વરૂપ ધ્યાનમાં લાવીને સાત દિવસ તેમનું જ નામ જપ્યા કરું છું. ત્રિપુરાંતકને આવું બોલતાં

સાભળી અબિકાને મનમા આશ્ચર્ય થયું ! તે કહેવા લાગ્યાં કે હું તમારી અર્ધાંગી છતા મને આની કઈજ ખબર નહોતી જેમ કમળના પુષ્પ આગળ હમેશા દેડકા રહે છે પણ તેમની સુગધની તે દેડકાને ખબર હોતી નથી. જેમ મૃગની દુટીમા કસ્તુરી હોય છે, તો પણ તેની શોધમા તે વનમા ભટકે છે તેમ શકર ભગવાનને સર્વ જ્ઞાન હોવા છતા પાર્વતીજીને ખબર નહોતી પછી પાર્વતીએ બે હાથ જોડીને નીલકંઠને નમસ્કાર કર્યા અને કહ્યુ કે તમે શુદ્ધ મનથી જેવી રીતે ગતદિવસ રઘુવીરનુ ચિતન કરો છો તે તમારા મનની ગુપ્ત વાત મને કહી સભળાવો તે સાભળી કૈલાસરાજ પ્રેમથી બોલ્યા • તે સ્થળે એકાત હતુ એટલે પાર્વતીને ત્રિપુરારિ કહે છે કે હુ જેનુ અત:કરણમા ધ્યાન ધરૂ છુ તે તને નક્કી કહુ છુ પછી પાર્વતીના મસ્તક ઉપર અભયકર મૂકીને શકર ભગવાને ઉપદેશ આપવા માડયો તે સમયે પાર્વતીને ઘણી નિદ્રા આવી અને કઈ ભાન રહ્યુ નહી પરતુ તે વખતે નજીકમા પાણીનુ મોટુ તલાવ હતુ અને તેમા જે મગરી હતી તેના પેટમાંનો ગર્ભ તે ઉપદેશ સાભળતો હતો તેણે પાર્વતીની અસાવધતાને વખતે હુંકાર ધર્યો જેમ હિરણ્યાકશ્યપની સ્ત્રી કયાધુ કેદમા હતી ત્યારે નારદમુની ત્યા જઈ ચઢયા અને તેમણે ઉપદેશ આપ્યો તે ગર્ભમાં રહેલા પ્રહ્લાદ ભક્તે સાભળ્યો, તેવી રીતે પાર્વતીને મહાદેવ ઉપદેશ કરતા હતા ત્યારે મગરીના ઉદરમા રહેલ ગર્ભે તે સાભળ્યો તેજ વિશ્વોદ્ધારક મત્સ્યેદ્રનાથ થયા, તે જાણે સાક્ષાત્ શકરનો અવતાર જેવા હતા તે જાણે મોટા વૈરાગી હતા, કે જાણે આત્મજ્ઞાનના સાગર રૂપ હતા તેવા જગદ્ગુરુએ અવતાર લીધો. તે ઘણા ચતુર અને બ્રહ્મજ્ઞાની હતા તે મોક્ષ આપનાર કલ્પવૃક્ષ જેવા હતા તે સર્વના મનની વાત જાણનારા હતા તેમની કમળની પાખડી જેવી આખો હતી, તે નિર્ગુણ સ્વરૂપના નિજ મદિર જેવા હતા તે ચૈતન્યના આકાર રૂપ હતા, તે પુનમના ચદ્ર જેવા હતા એમ તે મોટા થવા લાગ્યા તે દેહધારી છતા વિદેહી હતા પરબ્રહ્મના પુતળા જેવા હતા કે જે ઉન્મુની અવસ્થામાજ ભૂમડળમા પ્રગટ થયા તે માતાના ઉદરમાથી જન્મ્યા પછી "સોહ "નુ ધ્યાન ભૂલ્યા નહી. અજ્ઞાનનો પવન તેમને અસર કરી શકયો નહી. તે ત્યાથી સત્વર ચાલી નીકળ્યા, મનમા વિચાર કર્યો કે સર્વ તીર્થો નજરે જોવાં પછી સ્વેચ્છા પ્રમાણે મત્સ્યેદ્રનાથ વિચરતા હતા :

ગામમા ભિક્ષાટન કરી જે મળે તે ખોરાક આરોગી લેતા, પછી

અરણ્યમાં જઈ એકાંત સ્થાને બેસી ચિંતન કરતા એવી ઉદાસ વૃત્તિ ધરી બાર વર્ષ સુધી તીર્થાટન કર્યું એક દિવસે તે એક નગરમાં થઈને જતા હતા ઘેર ઘેર ભિક્ષા માગતા તે ક્યાંય ક્ષણભર પણ ઉભા રહેતા નહોતા તેવામાં એક શાહુકારનું ઘર રસ્તામાં આવ્યું ત્યાં જઈ "અલખ" એમ મોટેથી અવાજ કર્યો અને કહ્યું કે ભિક્ષા આપવી હોય તો સત્વર આપી દો આવો મંજુલ સ્વર સાંભળી શાહુકારની પત્ની વિસ્મય પામી! તે કહેવા લાગી ધન્ય છે આ અતીતની માતાને કે આવા પુત્રનો જન્મ આપ્યો! તે ભિક્ષા લઈને બહાર આવી તો નજરે દિવ્ય સ્વરૂપ જોયું કાનમાં બે મુદ્રા છે તનમાં જેવી વિભૂતિ છે કમર ઉપર સાંકળી છે આંખ કાન સુધી લાંબી છે, એવું સ્વરૂપ જોઈને તેણીએ નમન કર્યું અને પૂછ્યું કે સ્વામી, ક્યાંથી આવ્યા છો તે મને કહો તે સાંભળી મત્સ્યેંદ્ર કહે છે કે અમારો દેશ શુન્ય નિરંજન (પરબ્રહ્મ) છે તેને જાણે છે તે દેવ સુખનો અધિકારી થાય છે આ સાંભળી શાહુકારની પત્ની તેને કહે છે કે મારે પુત્ર સંતાન નથી ઘરમાં સર્વ સંપત્તિ છે પણ ઘર સૂનું છે, જેમ ચંદ્ર વિનાની રાત્રી, જેમ વૃક્ષ વિનાની નિર્જન પૃથ્વી, જેમ પાણી વિનાની નદી, ભયાનક દેખાય છે, જેમ મેઘ વિનાનું ચોમાસું નિષ્ફળ જાય, જેમ શક્તિ વિનાનું સ્થૂળ શરીર નકામું છે, જેમ પરાક્રમ વિનાનો રાજા નકામો છે, જેમ અર્થ સમજ્યા વિનાનું શાસ્ત્રવાચન નકામું છે! જેમ દીવેટ વિનાનો દીપક ઉજ્જવળ દેખાય નહી, જેમ પ્રારબ્ધ વિનાની ચતુરાઈ નકામી છે, જેમ પાણી વિના ટાઢક થાય નહી, તેમ સંતાન વિનાની સંપત્તિ વૈભવ વ્યર્થ છે તો જેથી સંતાન વૃદ્ધિ થાય એવી મને બુદ્ધિ આપો આવું એકાંતમાં વચન સાંભળી મત્સ્યેંદ્રનાથને સંતોષ થયો પછી સ્વમુખે અભિમંત્રીત કરીને તેના હાથમાં વિભૂતિ મૂકી અને કહ્યું કે આ વિભૂતીનું ભક્ષણ કરતાં તને પુત્રપ્રાપ્તિ થશે તે સાક્ષાત્ વિષ્ણુના અવતાર જેવા પુત્રને મૂર્તિમંત તું નજરે જોઈશ આ વાત કોઈને કહીશ નહી તો તારું કાર્ય સિદ્ધ થશે મત્સ્યેંદ્ર જતિ તે પ્રમાણે કહી ત્યાંથી જતા રહ્યા શાહુકારની પત્નીએ તે વિભૂતિ લઈને ઘરના દેવમંદિરમાં મૂકી પછી પોતાની બેનપણીને બોલાવીને કહે છે કે તારી એક છાની વાત છે તે તું સાંભળ આજે એક અતીત અમારે આંગણે આવ્યો હું તેને ભિક્ષા આપવા ગઈ તો જોયું કે તે પરમ તેજસ્વી દેદિપ્યમાન હતો ઉદાસીન, વિરક્ત અને પરમ પવિત્ર હતો તેનું એવું સ્વરૂપ નજરે જોઈને મનમાં સંતોષ થયો મારે સંતાન નથી એ વાત તેને કહી પછી તેણે કૃપા

કરીને મને મંત્રીને વિભૂતિ આપી છે, તેણે કહ્યું કે આનું ભક્ષણ કરતાં તને નક્કી પુત્રપ્રાપ્તિ થશે. એવું કહીને તે સત્વર જતો રહ્યો. આ સત્ય છે કે અસત્ય તે તું મને કહે. તારા સિવાય મારે અંગત બેનપણી બીજી કોઈ નથી. તેની બેનપણીએ કહ્યું કે બાઈ સાંભળ. એવા કાન ફાટેલા અતીતનો વિશ્વાસ કરવો નહીં. તે તો જાદુ કરે છે. અને માણસોને ભૂલભુલામણીમાં નાખે છે. જો તેના બોલમાં વિશ્વાસ મૂકીશ તો તારો સંસાર બગડશે. તારા પતિનો મનમાં વિચાર નહીં આવે અને તેના પ્રપંચમાં ફસાઈ જઈશ. કાનફટા જોગીઓ વિભૂતિ આપી કૂતરી બનાવી સાથે લઈ જશે અને રાત્રીએ સ્ત્રીરૂપ આપી ભોગ ભોગવશે. તેવાઓની એવી રીત હોય છે. એવી એવી વાતો કહીને તેના મનમાં વહેમ દાખલ કર્યો અને કહ્યું કે વિભૂતિ ઝટપટ અગ્નિમા નાખી દેજે. કહેવત છે કે પડોશીનાં વચનથી તો સાસુવહુને તકરાર થાય, ભાઈભાઈનાં વેર થાય, માબાપને પણ ત્યજી દે છે એવા પ્રત્યક્ષ દાખલા છે. પડોશી તો ઘરમાં કંકાસ કરાવે છે. જેમ ખીરમા મીઠું પડતાં તે બગડી જાય છે, જેમ પારાની સોબતમાં સોનું નાટ થાય છે તેમ.

કુળવાન સ્ત્રી હોય તો પણ પારકાની બુદ્ધિથી
ચાલે તો તેનામાં અવશ્ય કુલક્ષણ આવે છે.

પછી મત્સ્યેંદ્રનાથે આપેલી વિભૂતિ તત્કાળ ચુલામાં નાખી દીધી. જેમ અમૃતને વિષ ગણી ખડક ઉપર નાખી દે, જેમ વેદાંતનું પુસ્તક મળે તેને કોકશાસ્ત્ર જાણી ત્યજી દે, જેમ હીરો મળે તેને કાચ જાણી ત્યજી દે, જેમ કલ્પતરુનું બીજ મળે તેને અગ્નિમાં નાખી દે; જેમ સાગર તનયા લક્ષ્મી આવે તેનું અપમાન કરી કાઢી મૂકે, જેમ યજ્ઞપ્રસાદ મળ્યો તેનો દૈત્યોએ ત્યાગ કર્યો, તેમ મત્સ્યેંદ્રનાથે આપેલો પ્રસાદ તેના નસીબમાં નહીં તેથી તેણે ત્યજી દીધો. આ બીના બન્યા પછી બાર વર્ષ વીતી ગયાં ત્યારે અકસ્માત મત્સ્યેંદ્રનાથ તે જ નગરમાંથી નીકળ્યા. સ્વેચ્છાએ નગરમાં ફરતાં તે જ શાહુકારના ઘર આગળ જઈ "અલખ" શબ્દનો ઉચ્ચાર કર્યો. શાહુકારની પત્ની અવાજ સાંભળી તત્કાળ ભિક્ષા લઈને બહાર આવી. સામુ જોતાં જ એકબીજાને ઓળખ્યાં. મત્સ્યેન્દ્રનાથે પૂછ્યું કે તને મંત્રીને વિભૂતિ આપી હતી તે પુત્રરત્ન મને જલદી બતાવ. આ સાંભળી શાહુકારની પત્ની ભયભીત થઈ ગઈ. મનમાં વિચાર કરે છે કે બધી વાત કહેતાં શાપ આપી ભસ્મ કરી નાખશે આથી તે મૌન રહી. મત્સ્યેંદ્ર પૂછે છે કે જલદી

કહે કે વિભૂતિ ભક્ષણ કરી હતી કે નાખી દીધી હતી. ક્યાં નાખી દીધી તે જગા બતાવ. આ સાંભળી શાહુકારની પત્ની કહે છે કે ક્ષમા કરો સાચી વાત કહું છું. મેં પારકી બુદ્ધિની વાત સાંભળી મનમાં વહેમ આવવાથી વિભૂતિ ચુલામાં નાખી દીધી હતી. આવી મારા પ્રારબ્ધની ગતિ છે કે જે બ્રહ્મદેવતાએ લખી છે. કહ્યું છે કે

લીખીનુમપી લલાટે પ્રોન્ઝીતું કઃ સમર્થઃ

લલાટમાં લખેલું મિથ્યા કરવા વાળો કોણ સમર્થ છે? મત્સ્યેંદ્રનાથ કહે છે કે હવે જરા પણ સંકોચ લાવ્યા વિના તે વિભુતિ ક્યાં નાખી તે જગા બતાવ. તે કહેવા લાગી કે ચુલાની રાખ સાથે ત ખેડુતની ખાતરની જગા ઘણી મોટી છે તેમાં નાખી છે. બાર વર્ષ સુધી ત્યાં ગોબર છાણ વગેરે નાખવાથી મોટો ઉકરડો થયો છે. તેણીએ ત્યાં જઇને જલદીથી તે જગા બતાવી. ત્યાં જઇ મત્સ્યેંદ્રનાથ ઊભા રહ્યા. પછી 'અલખ' મંત્ર ઉચ્ચારતાંજ નવીન બનાવ બન્યો. ત્યાં તો ગુરૂજી "આદેશ" એવો અવાજ ઉકરડામાંથી આવ્યો. ત્યાં ઘણાં માણસો ભેગાં થયાં. તે આ અવાજ સાંભળી આશ્ચર્ય પામ્યાં! પછી તેઓને મત્સ્યેંદ્રનાથે કહ્યું કે આ ઉકરડામાંથી માટી દૂર કરો. તેમ કરતાં બાર વર્ષનો તેજસ્વી બાળક તેમાંથી બહાર આવ્યો. તેની કાંતિ સુંદર હતી, અને તે જાણે પુર્ણિમાનો ચંદ્ર હોય તેવો બત્રીસ લક્ષણો સુકુમાર હતો. જાણે વિષ્ણુદેવે સાક્ષાત્ અવતાર લીધો. સુંદર શ્રીમુખ ને કાન સુધી આંખની પાંપણો હતી તે અદ્ધર આસન દૃઢ કરીને નામ સ્મરણ કરતો બેઠો હતો. શરીરને જરા પણ માટી લાગી નહોતી, તે જોઇ લોકોને ઘણું આશ્ચર્ય થયું! પછી મત્સ્યેંદ્રનાથે તેની પાસે જઇને તેને સાવધ કર્યો તેના મસ્તક ઉપર અભય કર મૂક્યો, એટલે તેણે સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા. તે બાળકનો હાથ પકડી મત્સ્યેંદ્રે ચાલવા માંડયું. છાણમાં ભસ્મ મિશ્રિત થઇ હતી અને તે બાર વર્ષ સુધી ત્યાંજ મોટા થયા તેથી તેનું નામ "ગોરક્ષનાથ" પાડયું. શાહુકાર તેની પત્નીને કહે છે કે હાથમાં રત્ન આવ્યું હતું પણ વિધિની વિચિત્ર ગતિ છે. અમારૂં સંચિત કર્મ નહોતું. એવી કરુણા સાંભળી મત્સ્યેંદ્રનાથે આશીર્વાદ આપ્યો કે જા-તને એક પુત્ર થશે એ નકકી જાણજે એમ કહીને ગોરક્ષનાથને લઇને પોતે તીર્થાટન કરવા ચાલી નીકળ્યા.

તે બંને રસ્તે ઝડપથી જતા હતા ત્યારે ગોરક્ષનાથે મત્સ્યેંદ્રનાથને

કહ્યું કે મારા મસ્તક ઉપર હાથ મૂકીને તારક મંત્રનો ઉપદેશ કરો. તે સમયે સદ્દગુરુએ કહ્યું કે અમારી સેવા હજુ તેં કરી નથી તેથી ઉપદેશ કરવાનો અધિકાર હમણાં નથી.

પરીક્ષા કર્યા વિના નાણું હાથમાં લેવું નહીં. તેમ સતશિષ્યને જ્ઞાની ગુરુ ઝટપટ ઉપદેશ આપશે નહીં. ક્યારો કર્યા વિના તેમાં ઉત્તમ બીજ રોપવું નહીં. તેમ પરીક્ષા કર્યા વિના હું તારો અંગીકાર કરું નહીં. એવાં વચન સાંભળી ગોરક્ષનાથે સાષ્ટાંગ પ્રણામ કર્યા અને બે હાથ જોડી કહેવા લાગ્યા કે મને સ્વામીની આજ્ઞા માન્ય છે. આગળ જતાં રસ્તામાં એક શહેર આવ્યું. મત્સ્યેંદ્રનાથ ગામ બહાર બેઠા અને ગોરક્ષનાથને ભિક્ષા લેવા મોકલ્યો. તે 'અલખ' બોલીને ઘેરઘેર ભીક્ષા માગતો હતો. તેવામાં એક બ્રાહ્મણને ઘેર ભોજન થતું હતું. ત્યાં તેની પત્નીએ આવીને તે જતિને 'પોળી વડાં' આપ્યાં અને કહેવા લાગી કે આ જતિ ઘણો ભલો છે તેણે જરા પણ ત્રાસ આપ્યો નહીં. જે કોઇ અલ્પ વસ્તુથી સંતોષ પામે તેને માત્ર ઇશ્વરનો અવતાર સમજવો. એમ પરસ્પર લોકો કહેવા લાગ્યા. પછી ગામ બહાર જઇ મત્સ્યેંદ્રનાથને દંડવત પ્રણામ કરીને જે ઉત્તમ અન્ન લાવ્યો હતો તે સદ્દગુરુની સામે મૂક્યું, તે જમીને સંતોષ પામીને ગુરુજી કહે છે કે ગોરક્ષ, વડાં બહુ રૂચીકર લાગ્યાં અને તેથી તૃપ્તિ થઈ છે. માટે કાલે ફરીથી નગરમાં જઇ એવાંજ વડાં લાવી આપજે. ગોરક્ષનાથે અવશ્ય જઇશ એમ કહ્યું. બીજે દિવસે હાથમાં જલદી ઝોળી લીધી અને નગરમાં ગયો. મનમાં વિચાર કરે છે કે બીજે કોઇ ઠેકાણે જઇશ તો સત્વર કાર્ય થશે નહીં. માટે જ્યાં બ્રાહ્મણો જમતા હતા તે જ ઘેર જવું. પછી

જુલમ કરે છે આતો ધર્મ કરતા કર્મ નડયુ તુ વેષધારી ઢોંગી છે, અતીત નથી તેથી ઉત્તમ અન્નની ઇચ્છા કરે છે જેમ શ્વાનને એક વખત ભાખરી નાખતા તે તેને માટે જ ફરીથી દરવાજે આવીને બેસે છે તેવીજ આ યાચકની વૃત્તિ દેખાય છે ગોરક્ષ કહે કે હુ કૃતઘ્ન કરતા પણ હીન છુ, પણ વડા લીધા સિવાય અહીથી ખસી। નહી બ્રાહ્મણી કહે છે કે તુ હઠવાદી છે અને ઘરમા ચીજ નથી તેની હઠ લઇને બેઠો છે તો તારી એક આખનો ડોળો કાઢીને મને જલદી આપે તો વડા બનાવુ આ સાભળી ગોરક્ષ બોલે છે કે હુ તને અવશ્ય નેત્ર આપીશ ત્યારે બ્રાહ્મણી કહે છે કે નેત્ર આપ્યા વિના નકામુ શુ બોલ્યા કરે છે? તમો અતીતની રીત એવીજ હોય છે બીજાને જ્ઞાનની વાત કરે અને પોતે અવિચારી કામ કરે આવી અજ્ઞાનની વાત સાભળતા જ ગોરખનાથે આગળી નાખી ડોળો બહાર કહાડી તેને આપતા માડયો આવુ જોઇને બ્રાહ્મણી એકદમ ભયભીત થઈ ગઇ તે કહેવા લાગી કે નગરના દિવાનને આ વાતની ખબર પડશે તો અમને અવશ્ય શિક્ષા કરશે પછી બીકથી બારણા બધ કરી ગોરખનાથને કહે છે કે હુ તો ઉપર ઉપરથી વાત કરતી હતી મને તમારા નિશ્ચયની ખબર નહોતી આખમાથી લોહી વહેતુ હતુ તે પોતાના પાલવથી લૂછી નાખ્યુ ગોરક્ષ તેને કહે છે કે તુ મનમા જરા પણ બીક ધરીશ નહી જો ગોરખે કોપ કર્યો હોત તો તેના શાપથી બ્રહ્માડ બળી ગયુ હોત પણ તે શાતિક્ષમાનુ સ્વરૂપ હતો તેના મનમા સતાપ નહોતો તે ચાલતા જ્યા તેનો પગ પડે ત્યા સકળ સિદ્ધિ આવતી, પણ તે તેમા આસક્ત થતો નહી અને ઘેર ઘેર ભીક્ષા માગે છે

જે કોઈ મોટો તપસ્વી હોય પણ કામ ક્રોધને સ્વાધીન થાય તો તેના પુણ્યનો અત આવ્યો એ નક્કી જાણજો અથવા જે સિદ્ધિરિદ્ધિની આશા રાખે છે તેને પરમાર્થનો ફાયદો મેળવવા જતા મહાવિઘ્નમા ફસાયેલો જાણવો

તેથી મચ્છેન્દ્રસુતે કામ ક્રોધને સત્વર છડ્યા રિદ્ધિસિદ્ધિને લાત મારી અને અનિમિષપણે ફરવા માડયુ પછી બ્રાહ્મણીએ સત્વર ઘરમા જઈ વડાનુ સાહિત્ય તૈયાર કરી, દાળ પોતાના હાથે વાટી, છરૂ મીઠુ નાખી ઘીમા તળીને ઝટપટ વડા બનાવી દીધા પછી બહાર આવી ગોરક્ષનાથને ચરણે પડી સાષ્ટાગ નમસ્કાર કરી ઝોળી ભરી વડા આપ્યા બે હાથ જોડી વિનતી કરવા લાગી કે મારી મૂર્ખાઈની વાત બહાર પડવા દેશો નહી તે સમયે "આદૂ" એમ કહી નિર્ભય રહેવા તેને કહ્યુ પછી

હાથથી આંખ ઢાંકી. મત્સ્યેંદ્રનાથ પાસે ગયા. સદ્‌ભાવે નમન કરી કહ્યું કે સ્વામી, ભિક્ષા માગી લાવેલાં વડાંનું કૃપા કરીને ભોજન કરો. મત્સ્યેંદ્રનાથે સામે જોઇ પૂછ્યું કે નેત્ર કેવી રીતે ફૂટયું ? ગોરક્ષનાથે એ હાથ જોડી બનેલી સર્વ હકીકત કહી સંભળાવી. તે કહેવા લાગ્યો કે ભિક્ષામાં વડાં માગતાં બ્રાહ્મણીએ નેત્ર માગ્યું તેથી મારા હાથે મેં ડોળો કહાડી આપ્યો. મત્સ્યેંદ્રનાથ કહે છે કે તારી ધૈર્યવૃત્તિને ધન્ય છે. હવે બીજું નેત્ર મને કહાડી આપ. અવશ્ય કહીને ગોરક્ષનાથે ગુરુને બીજું નેત્ર અર્પણ કર્યું. આ જોઈ મત્સ્યેંદ્રનાથને નવાઈ લાગી! તે કહેવા લાગ્યા કે સદ્‌ગુરુભક્ત તું સાચો છે. પછી તેનાં નેત્રો ઉપર પોતાનો હાથ મૂકયો એટલે તેને દિવ્યચક્ષુ પ્રાપ્ત થયાં. પછી ગોરક્ષનાથને ઉપદેશ આપીને આત્મજ્ઞાન કહી સંભળાવ્યું. પછી પ્રેમથી ભોજન કરીને ગોરક્ષને પ્રસાદ આપ્યો. તે કહેવા લાગ્યા કે તારા જેવો શિષ્ય મારી નજરે બીજો કોઇ નથી. હવે ગોરક્ષનાથે શાંભવને અધિકાર જોઇ ઉપદેશ આપ્યો. તેને આત્મજ્ઞાન થયું અને નિજ કૃપાથી સંશય દૂર થયો. તે શાંભવને શરણે અધ્યયાનંદ સદ્‌ભાવે આવ્યા. તેણે તેના ઉપર કૃપા કરી ઉપદેશ કર્યો. પછી અધ્યયાનંદે કૃપા કરી પ્રભવને આત્મજ્ઞાન કરાવ્યું, તેની પાસેથી ગૈનીનાથે યોગ માર્ગ સાંભળ્યો ગૈનીનાથ પાસેથી નિવૃત્તિનાથે અને તેમની પાસેથી જ્ઞાનદેવે માર્ગ લીધો. જ્ઞાનેશ્વર પાસેથી વિસોબા ખેચરે અનન્ય ભાવે શરણુ મેળવ્યું. નામદેવ જે વૈષ્ણવ ભક્ત છે તેણે વિઠ્ઠલના કહેવાથી વિસોબાનું શરણુ સ્વીકાર્યું તે નામદેવનો વરદ હસ્ત જનાબાઇને કૃપાથી મળ્યો એવી પ્રણાલિકા સાંભળી શ્રોતાઓને સંતોષ થયો અને વક્તાને કહેવા લાગ્યા કે હવે અમારો સંશય દૂર થયો.

## ચાંગદેવ ચરિત્ર

એક દિવસને સમયે જ્ઞાનેશ્વર મંદિરમાં ગયા અને વિઠ્ઠલની આજ્ઞા માગી કે મને અલકાવતી (આલંદી) જવા માટે રજા આપો પછી રુક્મિણીપતિને નમસ્કાર કરીને સત્વર ત્યાંથી નીકળ્યા. અલકાવતીમાં આવી સિધ્ધેશ્વરને વંદન કર્યાં. આ જ્ઞાનદેવ તે સાક્ષાત્ વિષ્ણુનો અવતાર હતા. તે વાતની ચાંગદેવને ખબર પડી. તેથી તેમને મળવા માટે નીકળ્યા. હવે ચાંગદેવ કોણ હતા તે કથા શ્રોતાઓ સાવધાન થઇને સાંભળો. બ્રહ્માના પહેલા પ્રહરમાં ચૌદ ઇંદ્ર થઈ ગયા. તે પાછા બંદીખાને પડ્યા. કર્મની ગતિ વિચિત્ર છે, એક દિવસ નારદજી, કે જે જ્ઞાનના સમુદ્રરૂપ છે તે અકસ્માત બંદીખાને પડેલા ઇંદ્રો પાસે આવ્યા. તેમને જોઈ ચૌદ

ઈંદ્રોએ નમન કર્યાં. નારદજી ત્યાં હસ્યવદનથી સપ્રેમ કીર્તન કરતા હતા. ચાગો નામનો ઈંદ્ર ભલો હતો અને ઘણા દિવસના બંદીખાનાથી કંટાળ્યો હતો. તેણે બે હાથ જોડી નારદજીને પ્રશ્ન કર્યો કે મારો હવે છુટકારો ક્યારે થશે, મને છુટકારાનો ઉપાય કૃપા કરીને કહો, કે જેથી જન્મમરણનો નાશ થાય. મને તેવું મોક્ષસાધન કહો. તે સાંભળી બ્રહ્માસુત નારદે કહ્યું કે આ દેવલોકમાં તે બનવું શક્ય નથી. માટે તું મૃત્યુલોકમાં અવતાર લે. ત્યાં મોટું પુણ્યક્ષેત્ર પંઢરપુર છે તે પૃથ્વી ઉપરનું વૈકુંઠ છે. અને સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા ત્યાં ઈંટ ઉપર ઊભા છે. ત્યાં સંતસમાગમ થાય છે અને અખંડકીર્તન થાય છે, ત્યાં જીવન્મુક્ત સ્ત્રીપુરૂષો રહે છે. તે કર્મ ભૂમિમાં તું અવતાર લઈને તારો ઉદ્ધાર કર. બ્રહ્મલોકમાં ઈંદ્રપુરી છે તેમાં જે વસે છે તેને મૃત્યુલોકમાં ગયા સિવાય મોક્ષ મળતો નથી. એવાં એવાં નારદજીનાં વચન સાંભળીને તેણે સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને કહ્યું કે આ દેહથી છુટાય એવો ઉપાય બતાવો. પછી નારદે તેને બાર અક્ષરનો મંત્ર "ૐ નમો ભગવતે વાસુદેવાય" આપ્યો, તે વખતે તે દેહથી ચાગો તરત મુક્ત થઈ ગયો. પછી દક્ષિણ ગંગાનદીને કિનારે પુણતાંબે ગામમાં મરુદ્ગણ બ્રાહ્મણના ઘેર ચાંગા ઈંદ્રે તે સમયે અવતાર લીધો. દેદિપ્યમાન તેજસ્વી બાળકને જોતાં જ સર્વને મનમાં આનંદ થયો. આઠમે વર્ષે જનોઈ દીધી. ત્યારપછી તેનાં લગ્ન કર્યાં, તેના મનમાં જ્યાં ઇચ્છા થાય ત્યાં તે જઈ શકતા. મોંઢેથી જે આશીર્વચન બોલે તે તત્કાળ ફળતું. ચાલતાં જ્યાં પગ પડે ત્યાં સર્વ સિદ્ધિ હાજર રહેતી, જેને ચૌદ વિદ્યા આવડતી હતી, જેનામાં ચોસઠ કળા સંપૂર્ણપણે મોજુદ હતી, જેણે યમ (મન) સ્વાધીન કર્યો હતો. નિયમ પ્રાણાયામ વિગેરેનું તેને જ્ઞાન હતું, સો વર્ષનું આયુષ્ય પૂરું થતાં મૃત્યુકાળ નજીક આવ્યો એટલે આત્માને બ્રહ્માંડમાં ચઢાવ્યો અને કાળનો સમય ટાળીને પ્રાણ બચાવ્યો. પછી તે પ્રાણને દેહમાં લાવ્યો. એમ કરતાં કરતાં એકહજાર ચારસો વર્ષ વીતી ગયાં. પછી તેમને કાળનો આઘાત લાગે નહીં તેમ તેમને અંગે ઘડપણ પણ આવ્યું નહીં. તેમની પ્રશંસા જગમાં ઘણી વધી. તે રોજ પંઢરપુર જઈને કીર્તન કરતા તેમજ નૃત્યગાન કરતા હતા અને સ્વાનંદે તાપી નદીને કિનારે પોતાના મઠમાં રહેતા હતા. ત્યાંથી પુણ્યસ્થળ ગોદાવરી કિનારે નિત્ય સ્નાન માટે જતા. તેમણે ઘણા શિષ્યો કર્યા. તેઓનો નંબર પણ ચૌદમો હતો. તે સર્વેને લઈને પોતે આકાશ માર્ગે ગમન કરતા હતા. તેમનું એટલું સામર્થ્ય હતું પણ તેમણે હજુ સુધી સદ્ગુરુ કર્યા નહોતા. શિષ્યોને કંઈક

જ્ઞાન કહી તેમની પાસે સેવા ગ્રહણ કરતા હતા. જેમ વૈદ્ય પોતે ગમે તેવું ખાય પણ બીજાને પથ્ય પાળવા કહે, જેમ નાત્યા વિનાનો બ્રાહ્મણ બીજાને નહાવાનો સંકલ્પ મુકાવે તેવો સિદ્ધિનો ચમત્કાર બતાવી ચાગદેવે મોટો શિષ્ય સંપ્રદાય કર્યો. પણ પોતે સદ્દગુરુની કૃપા મેળવી નહોતી. તે કહેતા કે મૃત્યુલોકમાં શોધવા જતાં મારા જેવો યોગ્ય સદ્દગુરુ કોઈ દેખાતો નથી. મારા જેવું સામર્થ્ય બીજા કોઇનુ નજરે પડતું નથી. પછી કાનોકાન વાત સાભળી કે અલકાપુરીમાં જ્ઞાનદેવ સાક્ષાત્ વિષ્ણુનો અવતાર છે અને તે ત્યાં જ રહે છે. પછી ચાંગદેવે વિચાર કર્યો કે તેમને શરણે જવું, પણ પહેલાં જ્ઞાનદેવને પત્ર લખી તેમનો ઉત્તર મંગાવવો. પછી હાથમાં કલમ ખડીઓ લઇને મનમાં વિચાર કરે છે કે તેને ચીરંજીવ લખુ તો મારા ઉપદેશને તે યોગ્ય ગણાય, તીર્થરૂપ લખું તો તે મારાથી નાનો છે. પછી કોરા કાગળની ઘડી વાળી શિષ્યને હાથે મોકલ્યો સિદ્ધપુરી અલકાવતીમાં જ્ઞાનેશ્વર સહજ સ્થિતિમાં બેઠા હતા .રુક્મિણીપતિને ધ્યાનમાં લાવીને સપ્રેમ ભજન કરતાં હતા. ત્યાં અકસ્માત આકાશ માર્ગે ચાગદેવનો શિષ્ય આવે છે એ જ્ઞાનદેવે સત્વર આંતરદષ્ટિથી જાણીને પછી તેને આવવાનું કારણુ પૂછ્યું. તેણે વાત કરી નહીં તે પહેલાં જ જ્ઞાનદેવે કહ્યું કે તને ચાંગદેવે મોકલ્યો છે. તેણે સત્વર નમસ્કાર કરીને પત્ર આગળ મૂક્યો. તે ઉઘાડીને જોતાં તેના ઉપર એક પણ અક્ષર નહોતો. તેથી જ્ઞાનદેવે કહ્યું કે એકહજાર ને ચારસો વર્ષ કાઢ્યાં, છતાં હજી કોરોજ રહ્યો જેમ ફળ ન લાગતાં અમૃત વૃક્ષ મોટું થયું, જેમ જળવિના મોટું સરોવર બાંધ્યું, જેમ સંતાન વિના પત્નીની ઉંમર વધતી જાય, જેમ સામર્થ્ય વિનાના પુરુષનું જીવતર નકામુ જાય, જેમ સ્ત્રી માટે સૌભાગ્ય વિના અલંકાર નકામાં કહેવાય તેમ, "વૈરાગ્ય વિનાનો સન્યાસ નકામો છે." કંજુસનું ઊંચુ મકાન પણ નકામું છે, કેમ કે ઉદારતા વિના ધન ભેગું કરેલું હોય છે તે અંતરમાં દયા ન હોય તો ભૂત દયાની વાત કરવી જેમ નકામી છે, તેમ સદ્દગુરુને શરણે ગયા વિનાનું તેણે આયુષ્ય વ્યર્થ ગુમાવ્યું છે."

ચૌદમો વર્ષ જીવ્યા · તેથી જીંદગીનું શું સાર્થક કર્યું, એમ કહીને જ્ઞાનદેવે સ્વહસ્તે જવાબ લખી આપ્યો.

**કહે છે કે આત્મ તત્ત્વ તો સર્વમાં,**
**પ્રાણી માત્રમાં હરેકમાં એક જ છે;**

તે મોટું નથી કે તે નાનું નથી,
તે એકલું નથી કે તે પરિવારવાળું નથી,
તે લાંબું નથી કે તે ટૂંકું નથી.
તે દૂર નથી કે તે નિકટ પણ નથી.

કદી આકાશ વાદળાંથી ભરાઈ જાય,
તો પણ આકાશ છે તેટલું જ દેખાય;
તેમ દેહ મોટો હોય કે નાનો હોય,
પણ સચ્ચિદાનંદ દરેકમાં સરખો છે.

જે જે દેખાય સર્વ બ્રહ્માંડમાં.........
તેટલા પદાર્થ છે આપણા શરીરમાં,
પણ માયા અવિદ્યા બહુ કુડી,
તે કદી દ્રષ્ટિ ચોકખી થવા ન દે.

અવિદ્યા યોગથી જાણ નક્કી,
આપણને આપણા વિષે પડે ભ્રાંતિ,
માટે વિચાર કરી નિજ ચિત્તમાં,
ભૂતકાળનું જ્ઞાન ઓળખો.
જે છે સકળ વિશ્વનું નિજ બીજ,
તે તો તમારું તમારી પાસે નજીક છે.

જ્ઞાનદેવે પત્ર લખીને "ચાંગયા ઉમજ મ્હણોની" એમ લખીને તેના તરફ સત્વર મોકલી આપ્યો. ચાંગદેવને તે પત્ર વાંચતાં જ તત્કાળ અનુભવ થયો. અને કહેવા લાગ્યા આવો જ્ઞાનસાગર! તેને મળવા માટે સત્વર જવું જ જોઇએ. પછી વાઘ ઉપર બેસીને પોતાનું મોટું સામર્થ્ય બતાવવા ચૌદસો શિષ્યોના સમુદાય સાથે ચાગદેવ ચાલી નીકળ્યા. આ તરફ અલકાવતીમાં જ્ઞાનદેવ ઓટલા ઉપર બેઠા હતા. તેમની પાસે આવીને લોકો કહેવા લાગ્યા કે એક મોટો અનીત વાઘ ઉપર સવારી કરીને આવે છે. નાગનો તેણે ચાબુક બનાવ્યો છે. એવાં વચન સાંભળી જ્ઞાનદેવ સમજી ગયા કે ચાગદેવનું આગમન થતું લાગે છે પછી પોતે જે ઓટલા ઉપર બેઠા હતા તેને આજ્ઞા કરી કે ચાંગદેવ વાઘ ઉપર બેસી જલદી મળવા આવે છે. ઘેર સાધુ સંતો આવે છે માટે તું પણ સામે મળવા માટે જલદી ચાલ. જ્ઞાનદેવનું કહેવું સાંભળી અદ્ભુત બનાવ બન્યો. જે ઓટલા ઉપર તે બેઠા

હતા તે જલદી ચાલવા લાગ્યો આ કૌતુક ત્યા આવેલા સ્ત્રી પુરુષો નજરે જોઇ મનમા આશ્ચર્ય પામ્યા ! ગામ બહાર આવતા દૂરથી ચાગદેવ ઓળખી ગયા અને મનમા કહેવા લાગ્યા કે જેણે નિર્જીવને ચલાવ્યો તેના ગુરુને ધન્ય છે ! જીવતા વાઘ ઉપર બેસીને હુ ગુ મો લઇને તેમને મળવા જાઉં ? પછી તે એકદમ નીચે ઉતરીને પગે ચાલીને સામા ગયા તેમના મનમા જે અભિમાન હતુ તે ગળી ગયુ જેમ અમૃત નજરે પડતા સર્વ ઔષધિઓ લજ્જાયમાન થાય છે, જેમ ભરતનુ પરાક્રમ જોઇને મારુતિને અત કરણમા નવાઇ લાગી, જેમ સીતાનુ રૂપ રૂક્મિણીએ લીધુ ત્યારે સત્યભામા મનમા લજ્જા પામી, જેમ જાબુવતીના સ્વયવરમા શ્રી કૃષ્ણે ગોવાળીઆઓ પાસે ગાયન કરાવી નારદનુ અભિમાન ઓગાળી નાખ્યુ હતુ, જ્યારે બ્રહ્મદેવ ગોવાળોના વાછરડા ચોરી સત્યલોકમા લઇ ગયા ત્યારે શ્રી કૃષ્ણે તેટલા જ બીજા વાછરડા નિર્માણ કરી દીધા અને બ્રહ્માને લજ્જાયમાન કર્યા, તેમ જ્ઞાનદેવે ઓટલો ચલાવ્યો ત્યારે ચાગદેવને મનમા આશ્ચર્ય થયુ તે કહેવા લાગ્યા કે આ સાક્ષાત્ પાડુરગ જ છે કે જેમણે ચિત્તમા સદ્ભાવ ધર્યો છે પછી બને વડવૃક્ષની નીચે બેઠા થયા જ્ઞાનદેવની વાત સાભળી ચાગદેવના મનમા સતોષ થયો, હજુ પણ તે જગ્યાએ વડ વૃક્ષ છે જે કોઇ ત્યા ક્ષણભર બેસે છે તેને ત્યા મોક્ષનુ ધામ છે એવુ લાગે છે પછી જ્ઞાનદેવે ચાગદેવના હાથ પકડી પોતાના આશ્રમમા લઇ આવ્યા ત્યા મુક્તાબાઇ સહજ સ્થિતિમા મગળ સ્નાન કરતા હતા, આ ચાગદેવે જાણતા તે પાછા વળી ગયા તે જોઇ મુક્તાબાઇએ કહ્યુ કે મુઆ નુગરોજ રહ્યો આ સાભળી ચાગદેવે પાછા આવી ચરણે પડી કહ્યુ કે માતાજી તમારા મનમા મારા મનની વાત કેવી રીતે સમજાઇ, તે મને કહો એ સાભળી આદિમાયા તેને કહે છે કે તુ આશ્રમમા આવતા પાછો વળી ગયો એટલે જ મને તારુ મન સમજાયુ જો તારા ઉપર ગુરુકૃપા હોત તો તારા અતરમા વિકારને સ્થાન ન હોત જેમ જમીનમા ખાડા ટેકરા હોય છે તેમ દેહમા પણ છે વસતીમા કે જગલમા જતા પશુ વસ્ત્ર પહેરે છે કે ? તેવા પશુ જેવી જ મને તુ જો પછી તને કેવો નવો અનુભવ લાગશે એવા મુક્તાબાઇના વચન સાભળી ચાગદેવે દૃઢ ચરણ પકડયા પછી જ્ઞાનદેવને શરણે ગયો અને તેમનો ઉપદેશ લીધો જે સાક્ષાત પરબ્રહ્મ મૂર્તિમત છે તેનો હસ્ત ચાગદેવના માથા ઉપર પડયો પછી

ચાંગદેવ થયો અતિ વિરક્ત, દેહમમતા ત્યજી દીધી તેણે<br>
સકળ અભિમાન ગળી ગયું, નિર્મળ મન તેનું થયું.

સાંગદેવે ચરણ પકડીને જ્ઞાનદેવની ઘણી સ્તુતી કરી.

ધન્ય અલકાવતી સ્થાન, મૃત્યુલોકે વસાવ્યું વૈકુંઠ ભુવન
કે બીજું પંઢરી નિર્માણ, થઈ છે ભુમંડળમાં
જ્યાં છે જ્ઞાન દેવની ભક્તિ, ત્યાં આવે છે રૂક્મિણીપતિ
તેનાં ચરણનું અધિપતિ, હૃદયે ચિંતન કરે સર્વદા.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળતાં ય જગન્નાથ સંતોષ પામશે.

પ્રેમાળ ભાવિક ભક્તોએ આ બાવીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૨૩ મો.

## (૧) ચોખામેળાનું ચરિત્ર (૨) નામદેવ કીર્તન કથા (૩) જીવા અને તત્વા નામના બ્રાહ્મણોનાં ચરિત્ર.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ ॥ શ્રી કંસાંતકાય નમઃ ॥

આજે શ્રોતાઓને ઘેર નસીબયોગ દોડીને સામો જાય છે કે જેથી ભકત કથા સાંભળવાની મળે છે. જેના શ્રવણથી ચતુર ભક્તોને અંતરમાં અનુભવ મળે છે. જેમ સાકર ભક્ષણ કરતાં પોતાને વધારે ને વધારે મીઠી લાગે છે, તેમ ભકતકથા વારંવાર સાંભળતાં સુખ મળે છે અને અંતરમાં વિવેક વધે છે. જેમ અમૃતનું સેવન કરતાં સઘળી વ્યાધિ એકદમ દૂર થાય છે, તેમ ભકતકથાનો રસ ચાખતાં માયાની ધડપડ બંધન કરતી નથી, ભકતકથા એવી ભવ્ય છે. તે શાંતિ આપનાર વૃક્ષનું અમૃત ફળ છે, તે વૃક્ષનું સેવન પ્રેમળ ભકતો કરે છે, તેથી તેઓની વિકલ્પ જાળ દૂર થાય છે. ભક્ત કથા જેને સાંભળવી ગમે છે તે કળિકાળને વશ થશે નહીં. માટે શ્રોતાઓ આદરમાન સહિત મારા તરફ ધ્યાન આપજો. આગળ જે કહી તે સુરસ કથા હતી. ચાગદેવને ઉપદેશ થયો, પછી સઘળા સંતો એકાદશીને દિવસે પંઢરપુર જવાને તૈયાર થયા. તે સમયે અંત્યજોમાં શ્રેષ્ઠ એવો વૈષ્ણવ ભક્ત ચોખામેળા હતો. તેના અંતરની ભાવના જોઇને ઘનશ્યામ તેને પ્રસન્ન થયા હતા. પછી તે તીર્થ ભૂમિ પંઢરપુરમાં કુટુંબ સાથે જઇને રહ્યો. હૃદયમાં રુક્મિણીકાંતનું ધ્યાન ધરીને નામસ્મરણ કરતો હતો. ભીમાનદીમાં સ્નાન કરીને પંઢરીક્ષેત્રની પ્રદક્ષિણા કરીને મહાદ્વારે આવી દંડવત્ પ્રણામ કરતો. પોતે અંત્યજ હોવાથી મંદિરની અંદર જઇને દર્શન કરવાનો અધિકાર નથી તેમ જાણી મનમાં જગજીવનનું ધ્યાન ધરીને દૂરથી નમન કરતો. એક દિવસે તે મહાદ્વાર આગળ બેઠો હતો તેને જોઇને એક દુરાચારી શું કહે છે તે સાંભળો. જો વિઠોબાની તારા ઉપર પ્રીતિ હોય તો તને નિજ મંદિરમાં લઈ જશે. પોતાની નજરે રુક્મિણીપતિનું દર્શન કર્યા વિના નકામી ભક્તિ કેવી રીતે કરે છે? બ્રાહ્મણને ઘેર પકવાન કર્યાં છે

પણ અન્ન શુદ્ધિ કર્યા વિનાના પાત્ર ઉપર શ્વાન પણ જમે નહીં, તેમ પાંડુરંગની ભક્તિનો અધિકારી અંત્યજ કેવી રીતે હોઇ શકે? રાજાના ભોગમંદિરમાં ભિખારી કેવી રીતે જઈ શકે? તેવી રીતે ચોખામેળા નિજ મંદિરમાં જઈ શકે જ નહીં. જેમ કમનસીબ માણસ વનમાં ફરે પણ તેને કલ્પતરુ નજરે પડે નહીં, તેમ જ ચોખામેળાને ચક્રપાણિ નજરે પડે નહીં. જેમ આયુષ્યહીન માણસ ગમે તેટલી મહેનત કરે પણ અમૃતકુંડ નજરે પડે નહીં, તેમ નિજ મંદિરમાં જગજેઠી છે; છતાં પણ ચોખમેળાને દર્શન થાય નહીં. એવાં દુરાચારીનાં વચન સાંભળી તેમને સાષ્ટાંગ નમન કરીને ચોખામેળા કહે છે કે માબાપ મને આટલે જ જવાનો હક છે તો આગળ જવાની કેમ ઇચ્છા કરું? જેમ લાખો ગાઉ દૂર સૂર્ય હોવા છતાં ત્યાંથી તે જેમ કમળની સંભાળ લે છે, તેમ નિજ મંદિરમાંથી ચક્રપાણિ મારી સંભાળ રાખે છે. જેમ બે લાખ ગાઉ દૂર ચંદ્રમા હોવા છતાં તેની ચકોર ઉપર અત્યંત પ્રીતિ છે, તેવી રીતે અનાથનાથ કૃપા મૂર્તિ મારી રક્ષા કરે છે. જેમ કાચબી દૂરથી જોઇને પોતાનાં બચ્ચાંની સંભાળ રાખે છે તેમ હૃષિકેશી પોતાના દાસની તરફ કૃપા દ્રષ્ટિથી જુએ છે.

અખંડ સમીપ હોય કદી, પણ ન હોય પ્રીતિ જો તેની,
તુ નિકટ વાસ કરે છતાં, સાર્થક નહીં એ સમીપતા.

એવું કહીને ચોખામેળા તે સમયે પોતાને ઘેર ગયો. તે હૃદયમાં રૂક્મિણીવરનું ધ્યાન ધરીને સપ્રેમ ભજન કરવા લાગ્યો પછી રાત્રીના સમયે પંઢરીનાથ ચોખામેળાને ત્યાં ગયા. તેને કહ્યું કે આજે હું તને નિજ મંદિરમાં જલદી લઈ જઈશ. રૂક્મિણી પતિએ એમ કહીને તેનો હાથ પકડીને સત્વર નિજ મંદિરમાં પ્રેમથી લઈ ગયા. પછી ગરૂડધ્વજ પોતાના મનની વાત ચોખાને કહેવા લાગ્યા. પોતે કહે છે કે એક ક્ષણ પણ મને તારી યાદ આવ્યા વિનાની જતી નથી. નામદેવ સાથે ભોજન કરતાં કે પ્રેમથી અમૃતપાન કરતાં તને યાદ કરું છું હૃષીકેશીએ એવું કહેતાં ચોખો પગે લાગ્યો. પછી કહે છે કે તું તો અનાથનો નાથ કહેવાય છે અને પ્રેમથી દાસનું પાલન કરે છે. આવી વાતચીત એક પુજારી મંદિરના દરવાજા આગળ ઊભો ઊભો સાંભળે છે. પછી મનમાં વિસ્મય પામીને તે ઝટ ઊઠ્યો અને બીજાને સાક્ષી માટે બોલાવી લાવ્યો. બધું વૃતાંત કહીને વિચાર કરે છે કે ચોખામેળા જેવું કોઇ ચક્રપાણિ સાથે વાત કરે છે. સાક્ષાત્ પરબ્રહ્મ વૈકુંઠસ્વામી પાસે જઇને મહારે તેમને અપવિત્ર કર્યા. દરવાજે

તાળાં હતાં; છતાં પણ તે અંદર કેવી રીતે દાખલ થયો તે સમજાતું નથી, દેવના શરીર ઉપર વસ્ત્ર આભૂષણ છે, તેનો પણ સ્પર્શ કરીને અંત્યજે અપવિત્ર કર્યાં હશે. આતો બ્રાહ્મણ આચાર ડૂબ્યો, હવે શું કરવું.? જેમ પૂર્ણિમાના ચંદ્રની અતિ ઉજ્વળ કાંતિ હતી તેમાં રાહુએ આવીને કાળીમા કરી, જેમ અમાસનો સૂર્ય સત્વર જતો જોઈ કેતુ આવીને તેમાં કલંક લગાડે તેમ ષડ્ગુણૈશ્વર્ય રૂક્મિણીપતિ જેનાં શ્રુતિ અને શાસ્ત્રો વર્ણન કરે છે તેને અંત્યજ રાતના સમયે આવીને નિજ પ્રેમથી ભેટયો. એનો શું ઉપાય કરવો ? એ વિઘ્ન કેવી રીતે દૂર કરવું ? એક કહે છે કે તેને બોલાવીને સત્વર પૂછો. પછી દરવાજેથી તાળું ઉઘાડીને ચોખાને સર્વ વૃતાંત પૂછ્વા લાગ્યા કે તેં નિજ મંદિરમાં કેવી રીતે પ્રવેશ કર્યો તે અમને સત્વર કહે. તે સાંભળી ચોખામેળા કહે છે કે હું તમારો બાળક છું મારો હાથ પકડીને ઘનશામળો બળથી નિજ મંદિરમાં લઈ આવ્યા છે. માટે અન્યાય મનમાં લાવશો નહીં. અને મારા ઉપર કૃપાદ્રષ્ટિ કરો. એમ કહીને તે ઉતાવળી ગતિએ ત્યાંથી જવા લાગ્યો, ત્યારે પૂજારીએ તેને કહ્યું હવેથી તારે પંઢરપુરમાં રહેવું નહીં. જો તું અહીં રહેશે તો પંઢરીનાથ તને નિજ મંદિરમાં લાવશે. માટે ચાર ગાઉ દૂર ચંદ્રભાગાને પેલે પાર તારે સત્વર રહેવા જવું; નહીં તો તને સખત શિક્ષા કરવામાં આવશે. અમે તને આ હુકમ કરીએ છીએ. તેં ઘણો મોટો અન્યાય કર્યો છે. તેં દેવને અપવિત્ર કર્યા છે. બ્રાહ્મણોનું કહેવું સાંભળી ચોખામેળા કહે છે કે માબાપ હું તમારો પૂંજો સાફ કરનાર છું. તમે મારી ઘણા દિવસ સંભાળ રાખી અને હવે મને કેમ દૂર ફેંકી દો છો ? એવું કહેતાં તેની આંખોમાં અશ્રુ ભરાઈ આવ્યાં. તે કહેવા લાગ્યો કે કૃપાવંત વિઠ્ઠલ, આજથી મહાદ્વારે આવવાનું પણ બંધ કર્યું છે. મારો દૈવ બળવંત છે, પણ તેનું શું કરવું ? એમ કહીને તે સત્વર પોતાને ઘેર ગયો. અંતરમાં હરિરૂપ ધરીને સપ્રેમે સ્મરણ કરવા લાગ્યો. પત્નીને સર્વ વૃતાંત કહ્યો. તે કહે છે કે પંઢરીનાથ આપણાથી રૂઠયા છે. તેથી ચંદ્રભાગાને પેલે પાર જઇને રહેવું પડશે. પછી ચંદ્રભાગાને પેલે તીરે જઈ દેવળની સામે દીપમાળા બાંધી ચોખામેળા ત્યાં રહ્યો અને ત્યાંથી હૃદયમાં ઘનનીલનું ધ્યાન ધરવા લાગ્યો. હજુ પણ યાત્રાએ જનારા લોકો પોતાની નજરે તે દીપમાળા જુએ છે. તે સ્થળે ભક્તોમાં શ્રેષ્ટ ચોખામેળા ઉદાસ થઇને રહેવા લાગ્યો. રૂક્મિણીપતિને ધ્યાનમાં લાવીને સપ્રેમ ભજન કરી તે કહેવા લાગ્યો કે દેવે મને દૂર કરીને મારા ઉપરનો પ્રેમ પણ દૂર કર્યો હોય તેમ લાગે છે. હવે એક દિવસ

પ્રેમાળ ભક્ત ચોખામેળા ભોજન કરતો હતો, ત્યાં અકસ્માત ઘનનીલ આવીને બેસી ગયા. લીમડાના ઝાડ નીચે ખૂબ છાંયડો હતો તે છાયામાં બેસીને વનમાળી ચોખામેળા સાથે જમવા લાગ્યા. તે વખતે કંઈ કામ હોવાથી પંઢરપુરથી પૂજારી ત્યાં આવ્યો. અને દૂરથી અનિમિષ નેત્રે આ કૌતુક જોઈ રહ્યો. પીરસતી વખતે દહીં ઢોળાયું, તેથી ચોખામેળા તેની પત્નીને કહે છે કે ઘણું અવિચારી કામ થયું. રૂક્મિણીવર જમે છે તેમનું પિતાંબર ઉષ્ટ થયું. તે સાંભળી બ્રાહ્મણ પૂજારીને નવાઈ લાગી. પછી ચોખો કાગડાને કહે છે કે તું ઝાડ ઉપરથી લીંબોળી ચાખીને નીચે નાખે છે તે અહીં વનમાળી બેઠા છે, તેમને વાગે છે માટે તું બીજી ડાળી ઉપર બેસ. એવું વૈષ્ણવ ભક્તનું કહેવું સાંભળી પૂજારીને મનમાં ઘણો સંતાપ થયો. તે કહે છે કે મને જોઈને ચોખો જૂઠું બોલે છે. અંત્યજ સાથે જગજેઠી શા માટે જમવા બેઠા હશે.? પછી ક્રોધે ભરાઈ પૂજારીએ દોડના જઈને ચોખાના મોં ઉપર એક તમાચો માર્યો અને પછી જલદી પાછો જતો રહ્યો. ત્યાંથી જતાં ભીમા નદીમાં સ્નાન કરી બ્રાહ્મણ દેવળની અંદર ગયો. ત્યાં કૌતુક જોઈને તેના મનમાં આશ્ચર્ય થયું. સારંગધર ઈંટ ઉપર ઊભા છે. પિતાંબર ઉપર દહીં પડયું છે, તે જોઇ બ્રાહ્મણે શ્રી મુખ તરફ જોયું તો દેવનો ગાલ સૂઝેલો જોયો અને નેત્રો બંધ હતાં. પૂજારી મનમાં વિસ્મય પામી દેવના અંતરની વાત સમજી ગયો કે દેવે મને અનુભવ આપ્યો. જેમ દુર્જન બાળકને ત્રાસ આપે તેથી તેની માતાને દુઃખ થાય છે તેમ :–

કોઇ કદી ભકતનું છળણ કરે તો દુઃખ પામે જગજીવન,
પછી અભકતને કરે શિક્ષા અને નિજદાસનો મહિમા વધારે.

એવો વિચાર મનમાં કરીને પૂજારી ભીમા નદીને કિનારે ગયો. ત્યાં ચોખા ભગતને તે કહે છે કે ચાલ જલદી નિજ મંદિરમાં, મેં ભક્તિનો મહિમા જાણ્યો નહીં અને તને નકામો ત્રાસ આપ્યો. જેમ અમૂલ્ય હીરાને ઘણ મારીને પોતાના ઉપર નુકશાન વહોરી લે, તેમ તને મેં શિક્ષા કરી, તેથી નિજ મંદિરમાં પંઢરીનાથ રિસાયા છે. તેમનો ગાલ સૂઝેલો જોઈ હું ભયભીત થયો છું. માટે હવે નિજ ભક્તરાજ જલદી મંદિરમાં ચાલો અને અમારા ઉપર ઉપકાર કરીને પંઢરીનાથને સંતુષ્ટ કરો. પછી ચોખાનો હાથ પકડીને પૂજારી નિજ મંદિરમાં આવ્યો. આ પ્રમાણે નજરે જોતાં રૂક્મિણીપતિને મનમાં સંતોષ થયો. ચોખાને દેવે આલિંગન આપ્યું અને

તેથી તેમના ચિત્તનું સમાધાન થયું. શ્રી વિઠ્ઠલનું વદન સુકાયું હતું તે તરત જ સારું થઈ ગયું. નિજ ભક્તોના વિયોગ દુઃખે વૈકુંઠનાથ દુઃખી થયા હતા, તે ભક્તની મુલાકાત થવાથી તાત્કાલિક અપાર સુખ પામ્યા, તે દિવસથી ચોખામેળા રોજ નિજ મંદિરમાં આવવા લાગ્યો. જેમ વહેળાનું પાણી ગંગામાં ભળવાથી તે પવિત્ર થાય, તેમ આ પ્રસંગમાં બન્યું. સંત; સાધુ અને વૈષ્ણવ જનોનાં મન આનંદથી ઊભરાઈ ગયાં. આ પ્રમાણે નિજ ભક્તોનું માન જગજીવને સાચવ્યું અને સાચવશે.

હવે એક બીજો નવાઈ જેવો પ્રસંગ સાંભળો.

એક સમયે નામદેવ ગરૂડ પાસે ઊભા રહી દેવળમાં કીર્તન કરતા હતા. પાછળ મંજીરા લઈ કોઈ ઊભું રહ્યું નહોતું. તેથી ચક્રપાણિ પોતે ત્યાં સત્વર જઇને ઊભા રહ્યા અને સ્વહસ્તે ટાળ મંજીરા વગાડવા લાગ્યા. વૈષ્ણવ ભક્તો આવું જોઇને મનમાં નવાઈ પામ્યા ! ઇંદ્રાદિક દેવોએ ત્યાં આવીને પુષ્પ વૃષ્ટિ કરી. એક વખત શ્રીપતિ સગુણ સ્વરૂપ ધારણ કરીને કીર્તનમાં આનંદથી નૃત્ય કરતા હતા, તે વખતે દેહભાન રહ્યું નહીં. ઓચિંતું પિતાંબર નીકળી જમીન ઉપર પડ્યું. જગજીવન પ્રેમમાં લીન થઈ ગયા હતા. આ જોઇ વૈષ્ણવ જનો સ્તબ્ધ થઇ ગયા ! પણ કોઈ કંઈ બોલી શક્યું નહીં. પછી જ્ઞાનદેવે સારંગધરનો હાથ પકડીને ઊભા રાખ્યા. તેમણે દેવને હસીને જે કહ્યું તે પારસરૂપ ચતુર ભાવિક જનો સાંભળો. હે દેવ, તમે ચતુર અને સર્વજ્ઞ છો પણ કીર્તન કરતાં તમારું પિતાંબર જમીન ઉપર પડી ગયું તેની ખબર રહી નથી. માટે સત્વર સાવધ થઇને દેવરાયા પિતાંબર પહેરો. આવાં વચન સાંભળી જગજીવન કહે છે કે મારી પાસે માન કે અપમાન કંઈ જ રહેતું નથી. જેવો જેનો પ્રેમરંગ તેવા રંગે મારે રંગાવું જ પડે.

"ત્યજીને લાજ શરમ અને હુંતુંપણું, ત્યજીને લૌકિક દેહ અભિમાન,
ત્યજીને દેવપણાનું પણ ભાન, કીર્તન રંગે રંગે નાચો.

મારા નામદેવનો જેવો પ્રેમ છે તેવો જ હું શ્રીપતિ થાઉં છું. જેમ દર્પણમાં મુખ જુઓ છો તેવી જ રીતે હું દેખાઉં છું. જેમ ત્રણેય ઋતુમાં આકાશ એક સરખું જ દેખાય છે, તેવી જ રીતે હું વૈકુંઠનાયક જેવા ભક્ત તેવો દેખાઉં છું. એવી વાતચીત થતી હતી, ત્યાં અકસ્માત કબીર ભક્ત આવી પહોંચ્યા. પછી ત્યાં ઊભા રહીને શ્રીપતિએ તે વૈષ્ણવ ભક્તને આલિંગન

આપ્યું. કાશીમાં કબીર સંત અને પંઢરપુરમાં નામદેવ ભક્ત એ બંનેની દેવ માટે અત્યંત પ્રીતિ હતી અને શુદ્ધભાવ હતો. ધન્ય પંઢરી વૈકુંઠનગર જ્યાં નામદેવનો કીર્તન ગજર હતો, જ્યાં નરનારી જીવનમુક્ત હતાં, જે નિજ પ્રેમમાં એકતાર હતાં, જ્યાં ગરૂડચિહ્નવાળી ધજાઓ હતી, નિશાન ભેરી વાગતાં હતાં, વીણાનો મંજુલ સ્વર સંભળાતો હતો. ત્યાં તાળીઓનો અવાજ સંભળાતો અને સ્વાનંદ સાગરમાં ભક્તો ડૂબી જતા. તે સમયે પાંચે જ્યોતિની આરતી લઇને રૂક્મિણી માતા આવ્યાં. નામદેવે આરતી લઈ શ્રી માતાને દંડવત્ કર્યા. નિજ ભક્તોને સારંગધર કહે છે કે આજે કીર્તનમાં ઘણો રંગ જામ્યો હતો. તે સાંભળી જ્ઞાનેશ્વર કહે છે કે પાંડુરંગ મંજીરા લઇને નામદેવની પાછળ ઉભા હતા, તેથી સઘળા રંગ એકરંગ થયા હતા. અંતરનો પ્રેમ દેખાતો હતો. જ્યાં સૂર્યે મશાલ પકડી ત્યાં પ્રકાશ પડવામાં શું બાકી રહે! જ્યાં ચંદ્ર પવન નાખે ત્યાં ગરમી કે પરસેવો ક્યાંથી થાય! જ્યાં સમુદ્ર પાણી આપવા માંડે ત્યાં ખાબોચિયાં કે સરોવરમાં પાણી કેમ ઓછું રહે! જેમ વરસાદે જમીન ભીની કરવા માંડી હોય ત્યાં કોઈ સ્થળ કોરું રહે નહીં! જેમ લક્ષ્મીજી જાતે રસોઇ બનાવે ત્યા કોઇ રૂચી બાકી રહે નહીં! જેમ કામધેનુ જાતે જ વલોવવા માંડે ત્યાં ત્રિભુવનમાં જોઇએ તેટલું ઘી મળે,! તેમ જેની પાછળ રૂક્મિણી-કાંતનો આધાર હોય, કે જે નામદેવને કીર્તન કરવામાં મદદ કરે ત્યાં પ્રેમરંગની છોળો ઉછળવામાં શું બાકી રહે? જ્ઞાનદેવનાં વચન સાંભળીને જગજીવન હસવા લાગ્યા. પછી કહે છે કે અમારા જીવનનું ગુપ્ત રહસ્ય હવે તને સમજવા લાગ્યું છે. પછી સઘળા સંતો વગેરેને પ્રસાદ વહેંચી રૂક્મિણીપતિ નિજ મંદિરમાં ગયા. ત્યાં એકાંતમાં જઇને કબીર ભક્તે દંડવત્ પ્રણામ કર્યા. પછી રૂક્મિણીવરની રજા લઇને કબીર રામેશ્વર તરફ ગયા.

## : જીવા અને તત્ત્વાનું ચરિત્ર :

શ્રી રઘુવીરનું ધ્યાન ધરીને કબીર ભક્ત સત્વર માર્ગ કાપવા લાગ્યા. રસ્તામાં એક નગર આવ્યું ત્યાં રાત રહ્યા અને રાત્રે કીર્તન ગજર માંડ્યો. આ સમયે આનંદ ઉભરાવા લાગ્યો. અગણિત સંખ્યામાં માણસો કીર્તન સાંભળવા આવ્યા હતા. તેઓ પણ કીર્તન સાંભળી તલ્લીન થયા હતા. તેમાં બે પરમ જ્ઞાની - બ્રાહ્મણો નામે 'જીવો' ને 'તત્વો' પણ આવ્યા હતા. તે કહેવા લાગ્યા કે ધન્ય છે કબીર વૈષ્ણવ દાસને કે જે

સિદ્ધાંતે જ્ઞાની અને ચતુર છે, માટે તેની પાસે જઈને બંનેએ ઉપદેશ લેવો. પછી જીવો ને તત્ત્વો બંનેએ કબીરસંત પાસે આવી સદ્‌ભાવે પ્રણામ કર્યા અને કહ્યું કે અમને પાવન કરો. તેમનો શુદ્ધ ભાવ અંતરમાં તપાસી જોઈ કબીરે તેમના ઉપર કૃપા કરી મસ્તક ઉપર અભય કર મૂકી સત્વર ઉપદેશ આપ્યો. પછી રામેશ્વર વગેરે સઘળાં દક્ષિણનાં તીર્થો ફરી કબીર ભક્ત કાશીમાં પાછા ગયા.

આ તરફ જીવો અને તત્ત્વો બંને ભાઈઓની સઘળા બ્રાહ્મણો નિંદા કરવા લાગ્યા અને તેમના સામું પણ જોતા નથી. તેઓને નાત બહાર મૂકી એક બીજાને કહેવા લાગ્યા કે જે કોઈ આ બે ભાઈનો સંગ કરશે તે મુસલમાન પંક્તિનો ગણાશે. કબીર ખરેખર જ્ઞાની હશે પણ તે યવન છે. તેનો ઉપદેશ લેવાથી બ્રહ્મ કર્મની નિંદા થઈ છે અને આત્મજ્ઞાનનો લોપ થયો છે. સર્વ નીંદકો એ પ્રમાણે કહેતા પણ બંને ભાઈઓ આ લોકોનું કહેવું સાંભળતા નહીં.

કહેવત છે કે નાતિ જાતિમાં શું જાણવાનું છે?
સદ્‌ગુરૂ ઉપાસના કરતાં એવું કંઈ જોઈએ નહીં.

હવે એક ભાઈનો પુત્ર મોટો થયો છે અને બીજાની પુત્રી મોટી થઈ છે. બંનેને ચિંતા થઈ અને મનમાં કોઈ વિચાર સૂઝતો નથી. કન્યા માટે વર મળતો નથી અને વરને કોઈ કન્યા આપતું નથી. તેથી કાશીમાં જઈ કબીર સંતને સર્વ બીના કહી પગે લાગ્યા. કમાલના પિતા કબીર અંતરજ્ઞાનીહતા. તેમને કહેતા પહેલાં જ સર્વ વર્તમાન સમજી ગયા. તે કહેવા લાગ્યા કે તમે મારી પાસે ઉપદેશ લીધો તેથી તમને ટાળી મૂક્યા છે. પછી જીવા અને તત્ત્વાને કબીર ભક્ત કહે છે કે મારું વચન માનો તો તમે બંને તમારાં બાળકોને શરીર સબંધ કરવાનું જાહેર કરો. તેમાં તમારાં કર્મનો ભય ત્યજી દેજો અને નિઃસંશય સગાઈ કરવાનું જાહેર કરો. એવું સદ્‌ગુરુનું વચન સાંભળી બ્રાહ્મણોએ તેમ કરવાનું નક્કી કર્યું. એટલે કબીર કહે છે કે જો મારાં વચનમાં વિશ્વાસ રાખશો તો સર્વ અરિષ્ટ તત્કાળ ટળી જશે અને મોક્ષ પામશો. પછી ગુરુચરણમાં નમસ્કાર કરીને તે બંને ભાઈઓ સ્વદેશ આવ્યા અને લગ્ન લેવાની વાત કરી. લગ્ન તિથિ નક્કી કરી અને સરસામાન લાવવા માંડ્યો. આ હકીકત શહેરમાં જાણવાથી લોકોને ઘણું આશ્ચર્ય થયું. પોતાને મોઢેથી જ મંત્ર ભણીને છોકરાને

જનોઈ દીધી. બીજે જ દિવસે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. આ સાંભળી સર્વે બ્રાહ્મણો ભેગા થયા અને બંનેને પૂછવા લાગ્યા કે તમને સગો કોણ મળ્યો છે અને કાલે કેવી રીતે લગ્ન કરશો. બ્રાહ્મણોએ એવું પૂછતાં તેઓએ સત્વર જવાબ દીધો કે અમારા બંનેના ઘરમાં વર અને કન્યા છે, જેવાં પશુ પક્ષી છે તેવી જ અમારી જાત છે. એવાં વચન સાંભળી બ્રાહ્મણોને ઘણુ આશ્ચર્ય થયું ! તેઓ કહેવા લાગ્યા કે જો આ બંનેએ આ પ્રમાણે લગ્ન કર્યું, તો વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થશે અને તેનું નિમિત્ત આપણા ઉપર આવશે. આથી ઇશ્વર નક્કી આપણા ઉપર કોપાયમાન થશે. સદ્ગુરુ વચનમાં વિશ્વાસ રાખીને આ લોકોએ બ્રાહ્મણ કર્મ તજ્યું છે, એ અમને બરાબર સમજાયું છે. તેઓનું મન કબીરે કસોટી ઉપર ચઢાવ્યું છે. પણ જીવા અને તત્ત્વાને બોલાવી સર્વે બ્રાહ્મણો કહે છે કે અમે અમારી ઇચ્છાથી તમારી સાથે સંબંધ બાંધીએ છીએ પછી કન્યા માટે અન્ય કુટુંબનો વર નક્કી કર્યો અને પુત્ર માટે વધુ નક્કી કરી, સઘળા બ્રાહ્મણોએ સાહિત્ય લાવી તે બંનેનાં લગ્ન કરી આપ્યાં પછી કાશીમાં જઈ જીવા અને તત્ત્વાએ કબીરને સર્વ વાત કહી. તે સાંભળી સદ્ગુરુને સંતોષ થયો.

આવતા અધ્યાયમાં પદ્મનાભનું ચરિત્ર અતિ પાવન છે તે સાંભળજો. મહિપતિ કહે છે કે ભાગ્યવાન અને જ્ઞાની જનો નિજ પ્રીતિથી ભક્ત ચરિત્ર સાંભળશો. સ્વસ્તિ શ્રી ભક્ત વિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામશે.

આ રસાળ તેવીસમો અધ્યાય ભાવિક શ્રોતાઓએ સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૨૪ મો

## (૧) પદ્મનાભ સાધુ અને પાંડુરોગી શાહુકારનું ચરિત્ર
## (૨) કબીર અને તુલસીદાસ વાણીઆની કથા.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

જય ભીમા તીરવાસી રૂક્મિણીરમણા, ભક્ત જન પાલકા, નારાયણા, જડમૂઢ તારકા, પતિત પાવના, જગજીવના આદિ પુરુષા. હે જગજેઠી, તમે બે હાથ કમર ઉપર મૂકીને અને નાકની દાંડી સામે નજર કરીને અઠ્ઠાવિસ યુગથી ભક્તોને આવવાની રાહ જોઇને પંઢરપુરમાં ઊભા છો. તમે અંબરિષના સત્યને માટે દસ અવતાર લીધા. પોતે સ્વલીલાથી જુદાં જુદાં અપાર ચરિત્ર કર્યાં છે. હવે કમર ઉપર હાથ મૂકીને ચક્રપાણિ ઉભા છે. પોતે ભક્ત મહિમા પ્રગટ કરીને અજ્ઞાનીઓને ધ્યાને લગાડ્યા છે. પોતે ભક્તનાં જાતિ કે કુળ જોતા નથી. પોતે નામદેવ દરજી સાથે જમ્યા, ચોખામેળા મહારનાં ઢોર તાણ્યાં, કબીર યવન ભક્તનાં શેલાં વણ્યાં. એ સર્વ સંતોનાં ચરિત્ર અદ્ભૂત છે અને તે તુંજ કહેવડાવે છે.

હવે શ્રોતાઓ સાવધાન થઇને પ્રેમથી એકચિત્તે કથા સાંભળજો. આગળના અધ્યાયમાં જીવા અને તત્ત્વા નામના બે બ્રાહ્મણ ભાઇઓએ જે બન્યું હતું તે સઘળું કબીર પાસે જઇ કહી સંભળાવ્યું. કબીર ભક્ત ઘણા પ્રેમાળ હતા. હંમેશાં ઉદાસ અને વિરક્ત રહેતા. મનની ચંચળતા ત્યજીને પોતે દૃઢ મનથી રામ ભજન કરતા. તેમને ચિત્તમાં કોઇપણ આશાનું બંધન નહોતું. છાણ માટી કે સોનું સર્વ તેમને મન સરખું જ હતું. હીરા કે રત્ન તેની નજરે પથ્થરના ટુકડા સમાન હતા. બ્રહ્મા અથવા કીડી, મેરૂ અથવા ટેકરી બંને તેમને મન સરખાં હતાં, તેમજ કબીરને મન ચક્રપતિ કે મુંગો બને સરખા હતા. જાગૃત અવસ્થા કે સ્વપ્નમાં, કે રાત્રી દિવસ કે ગાઢનિદ્રામાં શ્રી રામભજન ચાલુ રહેતું, તેમાં ખંડન જરાય થતું નહીં. એમ તે કબીર ભક્ત હરિ ભજનમાં લીન થઈ ગયા હતા

હવે શાહુકારનું શરીર ઘણું જર્જરિત થયું છે. તેના સર્વ અંગમાં કીડા પડયા છે. ચારે બાજુએ દુર્ગંધ છૂટે છે, કોઇ તેના સામું પણ જોતું નથી, ઘરનાં બધાં માણસો તેનાથી કંટાળી ગયાં છે. જેને જેને તેણે પાળીપોષીને મોટાં કર્યાં હતાં તે સર્વ તેની વિપરીત દશા અને અંતકાળ પાસે આવેલો જોઇને તેનાથી દૂર ભાગતાં હતાં. તે શાહુકારે અંતરમાં કદી પણ વૈકુંઠપતિ શ્રી હરિને યાદ કર્યા નહોતા. વૈદ કહે છે કે દારૂણ રોગ લાગુ પડયો છે. તે જુદી જુદી દવા આપે છે પણ પાંડુરંગ કૃપા કરતો નથી. રોગ વધારેને વધારે થતો જાય છે. જોષી કહે છે કે ગ્રહ નબળા છે. તે સર્વ ખળભળાટ કરે છે. માટે આરોગ્ય મેળવવા તેના જપ કરાવો. દેવર્ષિ કહે છે કે કંઇક ગોટાળો થયો છે. અંબા માતાજી કોપાયમાન થયાં છે. દેવીના નામની ભિક્ષા માગો તો તત્કાળ સારૂં થાય. એમ દરેક જુદા જુદા ઉપાય સૂચવતા, પણ દિવસે દિવસે કષ્ટ વધતું ગયું. માટે કહ્યું છે કે શ્રી હરિચરણના શરણે જે જાય નહીં તેને માટે અમૃતનું વિષ થાય છે. કોઈ બ્રાહ્મણ આવીને કહે છે કે મલ્લારી મહાત્મ્યનો જપ કરો. કોઇક કહે છે બ્રાહ્મણોને પોતાના વજન જેટલું દ્રવ્ય વહેંચો, કોઇક કહે છે કે સપ્તપદી વાંચો તો શ્રી ભગવતી સારૂં કરશે. જે જે ઉપાય કહ્યા તે સર્વે તેના પુત્રોએ કર્યા. કોઇ કહે છે કે સૂર્ય નારાયણને અર્ઘ્યદાન આપો. કોઈ કહે ગાયત્રીનું પુરશ્વરણ કરો, કોઈ કહે મહાદેવજીને મહારૂદ્ર અભિષેક કરો, કોઈ કહે હરેશ્વરની પ્રદક્ષિણા કરો, કોઈ કહે ગણપતિને પ્રસન્ન કરો, સંકષ્ટી ચતુર્થીનું વ્રત કરી લાડુ મોદક ગણપતિને અર્પણ કરો. એક કહે કોઈ માંત્રિકને બોલાવો, એક કહે કાળ ભૈરવની ઉપાસના કરો, એક કહે બ્રાહ્મણને બોલાવી હાથીનુ દાન કરો. એ પ્રમાણે જેટલા સાભળ્યા તેટલા ઉપાય કર્યા અને ઘણું દ્રવ્ય ખર્ચી નાખ્યું, પણ આરોગ્ય પ્રાપ્ત થયું નહીં. ઉલટું શાહુકારનું શરીર દિવસે દિવસે વધુને વધુ જર્જરિત થતું ગયું. અંતે એટલી બધી દુર્ગંધ મારવા લાગી કે કોઈપણ તેની પાસે જઇ શકે નહીં. આખા અંગમાં કીડા પડયા છે. જીવ કાસાવીસ થાય છે, તેથી તેણે નક્કી કર્યું કે આ દેહને ગંગાજીમાં પધરાવી દેવો. પછી શાહુકારે તેની પત્ની, પુત્રો વગેરે સ્વજનોને બોલાવી પોતાનો વિચાર જણાવ્યો કે મારો દેહ હવે વિના વીલંબે ગંગાજીમાં પધરાવી દો. તમે ઘણા ઉપાય કર્યા પણ મારાં કર્મ વિપરીત હશે, તેથી હવે ગંગાજીમાં દેહત્યાગ કરવો એજ પ્રાયશ્ચિત છે. એવાં વચન સાંભળી સર્વેએ મોહને લીધે શોક કર્યો. પછી શાહુકારને ઊંચકીને ગંગા નદીને કિનારે લઇ ગયા. શાહુકાર દુઃખનો માર્યો પોતાનો

જીવ આપે છે, તે કૌતુક જોવા ઘણા લોકો ત્યાં ભેગા થયા છે. ગંગા નદીને કિનારે કોઈ દિવસ ન જોઈ હોય તેટલી માનવમેદની ભેગી થઈ અને સ્ત્રીપુરુષો આ જોઈ નવાઈ પામ્યાં એક કહે છે કે એની પત્ની અને પુત્રો કેવી રીતે એને મરવા દે છે. એક બીજાને કહે છે કે આપણે પણ છેવટે મરવાનું તો છે જ માટે મનમાં સાવધાન થઈને શ્રી હરિનું ભજન કરવું. માણસોની વિધવિધ વાતો સાંભળીને શાહુકાર કહેવા લાગ્યો કે હવે વિના વિલંબે મને જલદી ભાગીરથીના જળમાં નાખી દો. હવે આ અતિ દારૂણ દુઃખ સહન થતું નથી. બધાંએ આ સાંભળી ચાર કુંભ લાવી તેને હાથે પગે બાંધ્યા તે સમયે ત્યાં એક પદ્મનાભ નામે બ્રાહ્મણ સ્નાન કરવા આવ્યો હતો. તે મુખથી રામ કૃષ્ણ ગોવિંદનું નામસ્મરણ કરતો હતો. તે કબીર સંતનો શિષ્ય હતો. તે સપ્રેમ નામસ્મરણ કરતો હતો. તે વિષ્ણુ ભક્તે ગળામાં તુળસીની માળા ધારણ કરી હતી. તેણે ગંગા નદીને કિનારે અગણિત નરનારીની ભીડ જોઇ. તેમને કષ્ટ પામતાં જોઈ પદ્મનાભ પૂછે છે કે તમે શું કૌતુક નજરે જોઇ રહ્યા છો? તેઓએ આ વિષ્ણુભક્તને સર્વ વૃતાંત કહ્યો. લોકોનું કહેવું સાંભળીને તે જલદી શાહુકાર પાસે આવ્યો અને કહ્યું કે તારે આપઘાત કરી પ્રાણ આપવાની જરૂર નથી. ચોરાસી લક્ષ યોની ફરતાં ફરતાં આ મનુષ્ય દેહ ઓચિંતો મળ્યો છે. તેમાંથી આત્મહત્યા કરવાથી કલ્પાંતે પણ છુટકારો થશે નહીં, મનુષ્યજન્મ આ કર્મભૂમિમાં થયો છે, તો કંઇક હરિભજન કરીએ તો જ જન્મ મરણનો ફેરો ટળે એ નક્કી જાણજો. તે સાંભળી શાહુકાર પદ્મનાભને કહે છે કે મારું કર્મ ઘણું બળવાન અને દુસ્તર છે. મેં આરોગ્ય મેળવવા માટે ઘણા ઘણા ઉપાય કર્યા પણ આખા અંગમાં કીડા પડયા છે તેથી ચારે બાજુ દુર્ગંધ છૂટે છે. આપ્તવર્ગને ઘણું સંકટ થાય છે. તેથી આ છેલ્લો ઉપાય કરવો છે. ત્યારે પદ્મનાભ કહે છે કે હજુ એક છેલ્લામાં છેલ્લો ઉપાય બાકી છે અને તે એ કે ત્રણ વખત રામનામ લેતાં તારી વ્યથા સંપૂર્ણપણે દૂર થશે. વેદ, શાસ્ત્ર, પુરાણ શ્રવણ, જપ, તપ, અનુષ્ઠાન કરવા કરતાં પણ જો મુખથી રામનામ લીધું નહીં, તો તે સર્વ વ્યર્થ ગયાં જાણજો. જુદા જુદા દૈવતની સાધના કરતાં; યાગ, યજ્ઞ, હવન કરતાં, જો મુખથી હરિનામ ન કર્યું, તો સર્વ કાર્ય વ્યર્થ ગયું ગણાય. તીર્થ કરતાં બહુ શ્રમ લાગે, અનેક વ્રત કરે પણ જો રામ નામથી વિમુખ હોય, તો તેનું સર્વ કાર્ય નકામું જાય. પ્રાણાયામ, વજ્રાસન, ગૌદાન, ભૂમિદાન, રત્નદાન, અન્નદાન એ સર્વે હૃદયમાં રઘુનંદનને યાદ કર્યા વિના

વ્યર્થ ગયાં જાણજો.

કોઈ કર્મ શરૂ કરતાં "કેશવ, નારાયણ"ને યાદ કરવા અને છેવટે વિષ્ણુ સ્મરણ કરવું તો જ તે કાર્ય પૂર્ણ થયું ગણાય. માટે હવે રામ રામ કહેતાં તારી સર્વ વ્યથા તત્કાળ દૂર થશે, એમ કબીર શિષ્યે તે શાહુકારને કહ્યું. ત્યાં અગણિત નરનારી ભેગાં થયાં હતાં. પદ્મનાભે તેઓને કહ્યું કે જો સર્વ ત્રણ વખત રામનામ લેશો તો સર્વના ભવરોગ તત્કાળ દૂર થશે. વિષ્ણુભકતનું વચન સાંભળી સર્વ જનોએ નામસ્મરણ કર્યું. ત્રણ વખત રામનામ કહેતાં નવાઈ જેવું બન્યું. રામનામનો ધ્વનિ કાને પડતાં જ તે શાહુકારનું દિવ્ય શરીર થયું. રામનામનો મહિમા ઘણો મોટો છે. તે દેવાને પણ સમજવો દુર્ઘટ છે. કૌતુક જોવા જે માણસો આવ્યા હતા તેમણે રામનામ લેતાં તેમનાં દુઃખો પણ તત્કાળ દૂર થયાં. તે બધામાં કોઈ શરીરે રોગી રહ્યો નહીં. બીજાં અનેક દુઃખો પણ તત્કાળ દૂર થયાં. મુખથી રામનામ લેતાં કોઇનો ટાઢીઓ તાવ ગયો, કોઇનો ક્ષયરોગ ગયો, કોઇનું કાનશૂળ ગયું. કોઇની દાઢ દુઃખતી સારી થઇ, એ પ્રમાણે મુખથી રામનામ લેતાં સર્વને આરોગ્ય પ્રાપ્ત થયું. કોઇના અંગનું નારૂ, કોઇનું ધાવરૂં, જાનકી વરનું નામ લેતાં દૂર થયું. કોઇને પેટનો દુખાવો, કોઇને ગળાનું દર્દ, તે સર્વ રઘુનાયકનું સ્મરણ કરતાં દિવ્ય દેહવાળા થયા. કોઇનું ખરજવું, કોઇને કોડ, રઘુનંદનને સ્મરતાં સંપૂર્ણ પણે દૂર થયાં. કોઇને આંખે દેખાતું નહોતું, કોઈ કાને બહેરા હતા તે સર્વને ચક્રપાણિનું સ્મરણ કરતાં આરોગ્ય મળ્યું. ઉધરસ, રકતપીતિ, પેટશૂળ વ્યાધિવાળા પણ અયોધ્યાપતિનું સ્મરણ કરતાં આરોગ્ય પામ્યા. કોઈની ભુતબાધા, કોઇને ચેટક, નડતર, રઘુનંદનને સ્મરતાં દૂર થયાં. એમ અઢોતેરમો વ્યાધિ પદ્મનાભના દર્શનથી અને તેના કહેવા પ્રમાણે નામસ્મરણથી એકદમ દૂર થયાં. શાહુકારે સત્વર ઊઠીને પદ્મનાભને ચરણે વંદન કર્યાં અને રવાન દે રાત દિવસ તે શ્રીરામભજન કરવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે ધન્ય છે તને વૈષ્ણવ વીરભકતને ! તું વિશ્વોદ્ધારક જનમ્યો છે. કાશીનાં સર્વ માણસોએ પદ્મનાભને ચરણે વંદન કર્યાં. અને ત્યારથી રાત્રિ દિવસ શ્રીરામભજન કરવા લાગ્યા. તેઓ જાગૃતિ, સ્વપ્ન કે નિદ્રામાં શ્રીરામભજન કરે છે. એમ આખી કાશીનગરી શ્રીરામ રૂપ બની ગઈ છે, એ પદ્મનાભનો પ્રતાપ હતો. આ વાત કબીર સંતને કાને ગઈ, તેમને કોઇએ કહ્યું કે તમારા પંથના પદ્મનાભ બ્રાહ્મણે ત્રણ વખત રામનામ બોલાવીને સર્વ જનોને સુખી કર્યા છે. એવું કૌતુક મૃત્યુલોકમાં કોઇએ જોયું નથી. ત્યારે પદ્મનાભને બોલાવીને

કબીર પૂછે છે કે ત્રણ વખત રામનામ કેમ બોલાવ્યું ? "રામ"એ બે અક્ષરથી જ સકળ જનનું તત્કાળ કલ્યાણ થાય છે, રામનામનો મહિમા ઘણો મોટો છે. તે હજુ તને બરાબર સમજાયો નથી. તેથી આ વિષય તને સવિસ્તર કહી સંભળાવું છું તે ધ્યાન દઈને સાંભળ. ઘણા ઘણા સમય પહેલાં એક વાલિયો કોળી હતો, તે મહાપાપી હતો. તેને નારદે ઉપદેશ આપ્યો. તે રામનામાવલી જપતાં જપતાં વાલ્મિકી ઋષિ થયો. રઘુનંદનનો અવતાર થયો તે પહેલાં તેણે રામાયણ ગ્રંથ લખ્યો. સો કરોડ રામાયણ (ભવિષ્ય પુરાણ) પોતાની બુદ્ધિથી લખ્યાં. કૈલાસપતિ મહાદેવજીએ આ રામાયણની પ્રતો સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં વહેંચવા માંડી. તે પ્રતો લેવા ત્રિલોકના લોકો આવ્યા, તેથી તે વહેંચણી શંકરે કરી આપી, તે કબીરે પોતાને મોઢે પદ્મનાભને કહી સંભળાવી. તેત્રીસ કરોડ પ્રત મૃત્યુ લોકમાં આપી. ધૂર્જટિએ તેટલિ જ સ્વર્ગમાં અને તેટલી જ મૃત્યુલોકમાં અને તેટલી જ પાતાળમાં વહેંચી. પછી એક કરોડ પ્રત વધી. તેમાંથી તેત્રીસ લાખ સ્વર્ગમાં, તેટલી જ મૃત્યુલોકમાં અને તેટલી જ પાતાળમાં વહેંચતાં બાકી સો હજાર વધી. તે પણ સ્વહસ્તે કૈલાસનાથ વહેંચે છે. જેમ પિતા પોતાના પુત્રને સ્વહસ્તે ધન આપે છે તેમ ચંદ્રમૌલીએ તેત્રીસ હજાર પાતાળમાં, તેટલી જ મૃત્યુલોકમાં અને તેટલીજ સ્વર્ગમાં આપી. પછી એક હજાર પ્રત વધી. તેમાંથી ત્રણસો ત્રણસો એમ સ્વર્ગ મૃત્યુ પાતાળમાં વહેંચી. એટલે એકસો પ્રત વધી. તે પણ ત્રણ ભાગે વહેંચી દીધી. એમ વહેંચતાં તેત્રીસ શ્લોક પૃથ્વીમાં તેટલાજ પાતાળમાં અને સ્વર્ગમાં વહેંચ્યા. એમ કરતાં છેવટે એક શ્લોક વધ્યો. તેમાં બત્રીસ અક્ષર હતા તેમાંથી દસ દસ વહેંચતાં બે જ અક્ષર (રામ) બાકી રહ્યા તે ઉમારમણે પોતાની પાસે રાખ્યા. જ્યારે હરિએ કમઠ અવતાર લઈને સમુદ્રમંથન કર્યું, ત્યારે અતિ દારૂણ મહાવિષ નીકળ્યું. તેથી ત્રિભુવન બળવા લાગ્યું. દેવોને સંકટ પડેલું જોઈ ઉમારમણ તે બે અક્ષર બોલ્યા. રામ કહેતાં જ સદાશિવ શીતળ શીતળ થયા તો પછી તારે ત્રણ વખત રામનામ ઉચ્ચારવાની શું જરૂર હતી ? કબીર ભક્તે આ પ્રમાણે શિખામણ આપતાં પદ્મનાભે દંડવત્ પ્રણામ કર્યા.



## (૨) કબીર અને તુળસીદાસ વાણીઆની કથા

હવે આ બીજી કથા ઘણી રસાળ છે, તે પારસમણિ જેવા નિજ ભકતો સાંભળજો. પત્ની તથા પુત્ર હોવા છતાં પણ કબીર ભક્તનું મન વિરક્ત ઉદાસ હતું. જેમ સૂર્યનું પ્રતિબિંબ ઘડામાં પડતાં તે ભીંજાતો નથી, જેમ ઘણા પાણીમાં કમળપત્ર રહેવા છતાં તે ભીંજાતું નથી, જેમ વિલાસી દર્પણમાં મુખ જોતાં તેમાંથી તત્ત્વ જોઇ શકતો નથી, તેની રીતે કબીર ભક્ત સંસાર પ્રપંચમાં ગુંચાતો નથી. તે ઉદાસ, વિરક્ત અને અતિશય સાત્વિક વૃત્તિનો હતો અને હંમેશાં ભજન કરતો હતો. કોઈ એક દિવસે દસ હજાર વૈષ્ણવો ઉર્ધ્વ ત્રિપુંડવાળા તુળશીમાળા પહેરેલા કાશીમાં આવ્યા. તેઓ પ્રેમરંગથી કીર્તન કરતા હતા. એવા એ વૈરાગી વૈષ્ણવો કાશીમાં રસ્તે રસ્તે જતા હતા. તેઓ સીતારામના નામથી હાક મારી ગામ લોકને પૂછતા હતા કે આ નગરમાં વૈષ્ણવ શ્રી રામસખા કોઇ છે કે જે આ સર્વ વૈષ્ણવોને સીધુંસામાન આપી તૃપ્ત કરે? એવો અતિશય સાત્વિક દાતા આ ક્ષેત્રમાં કોઇ હોય તો અમને સત્વર બતાવો. વૈરાગીનાં વચન સાંભળી, ગામના લોકો કહે છે કે આ ક્ષેત્રમાં કબીર નામે શ્રીમંત યવન રહે છે. તે દસહજાર વૈષ્ણવોને નક્કી તૃપ્ત કરશે. કુટિલ લોકોએ વૈરાગીને એમ મશ્કરીમાં કહ્યું :

**જેના ઘરમાં હોય ધન ધાન્ય, પણ ભૂખ્યાને ભોજન દે નહીં,**
**ને બીજાનું ઘર બનાવે પોતે, તેવો નર નિશ્ચે દરિદ્રી જાણવો.**

પોતે મેડીઓ બાંધીને રહે અને વટેમાર્ગુને બેસવા માટે ઠામ આપે નહીં, તેવાનાં તે મંદિર નહીં પણ મસાણ જાણવાં.

**જેને મુખે હોય કવિત્વ સ્ફુર્તિ, પણ ભગવદ્ ગુણ જે વર્ણે નહીં,**
**બડબડ કરે દુનિયાના પાખંડ, તેની વાચા ગુણ રાક્ષસી જાણો,**
**જેની પાસે અગાધ શક્તિ, પણ પરોપકાર્થે વ્યય કરે નહીં,**
**તેને સર્વથા નર કહેવો નહીં, પણ ગામનો ડુક્કર જાણવો.**

હવે વૈરાગીને અન્ન જોઇએ છે. નગરના જનો કંજુસ છે. પોતાનું સંકટ ટાળીને કબીરનું ઘર બતાવ્યું છે. પછી સઘળા તીર્થવાસી સાધુઓ કબીરને ઘેર ગયા. બારણા સામે ઊભા રહી "સીતારામ" શબ્દથી સાદ પાડયો. અવાજ કાને પડતાં જ કમાલના પિતા કબીર સંત બહાર આવ્યા

અને સદ્ભાવે નમસ્કાર કરીને પ્રેમથી વૈષ્ણવોને આલિંગન આપ્યું. સાધુ તેને કહે છે કે અમે દસહજાર વૈષ્ણવો પૃથ્વી ઉપર તીર્થાટન માટે નીકળ્યા છીએ. અહીંના લોકો કહે છે કે આ નગરમાં અન્નદાતા કમાલ તાત છે. તેઓના મનની વાત જાણી કબીર કહે છે કે વાત બરાબર છે. તમને અન્ન જરૂર મળશે. બજારમાં એક તુળસીદાસ નામે વાણીઓ હતો. કબીર તેની દુકાને ગયો અને કહ્યું કે મારે ઘેર સંત પરોણા આવ્યા છે. તેઓને માટે સીધુંસામગ્રી કાઢી આપ. આ વાત સાંભળી તે વાણીઓ મિજાજથી કહે છે કે તારી પત્ની મને એકરાત્રી ભોગવવા માટે આપે તો દસ હજાર વૈષ્ણવને માટે સીધુંસામગ્રી આપી તૃપ્ત કરૂં. કબીરે વાણીઆની વાત કબુલ કરી વચન આપ્યું. કામાતુર તુળસીદાસ વાણીઆએ વૈષ્ણવ માટે જોઇતી સામગ્રી આપી. મેવા, ચોખા, દાળ, સાકર વગેરે ચીજો આપવાથી સાધુસંતો તૃપ્ત થયા અને કબીરને પણ સંતો જમ્યા તેથી ચિત્તમાં હર્ષ થયો. તે કહેવા લાગ્યો કે આજનો દિવસ સારો ગયો કે વૈષ્ણવ ભકતો મળ્યા. રાત્રીના સમયે કબીરે પોતાની પત્નીને ખાનગીમાં કહ્યું કે તને વાણીઆને ત્યાં એકરાત્રી માટે વેચીને વૈષ્ણવોને અન્નદાન કર્યું છે. તુળસીદાસ વાણીઓ બજારમાં છે તે ઘણો ઉદાર છે. તેણે ત્વરિત ગતિએ સામગ્રી આપી સાધુસંતોને તૃપ્ત કર્યા છે. માટે મનમાં કંઈ સંકોચ લાવ્યા વિના તેની ઇચ્છા તૃપ્ત કરજે. પતિનું વચન પતિવ્રતા માટે હંમેશાં માન્ય હોય છે. તેમ કબીરપત્નીએ કબીરનું કહેવું કબુલ કર્યું, પછી પત્નીને સાથે લઇને કબીર વાણીઆને ઘેર ગયો. કામાતુર તુળસીદાસ તેની વાટ જોતો બેઠો હતો. ઘરમાં ચંદન, પુષ્પહાર વિગેરે પલંગ ઉપર મૂકયાં હતાં. દિવ્ય વસ્ત્ર અલંકાર પણ તૈયાર રાખ્યાં હતાં. તે સમયે તેણે કબીરને તેની સુંદર પત્ની સાથે આવતાં જોયો અને તેને સંતોષ થયો. કબીરે તેની પત્નીને આજ્ઞા કરી કે આ વાણીઆને ત્યાં ચાર પ્રહર રાત્રી રહીને પછી ઘેર આવજે. તેને ભોગદાન આપજે એવી મારી આજ્ઞા છે. કમાલ તાત એવું કહીને, પોતાને ઘેર ગયો અને પ્રેમથી શ્રીરામભજન કરવા લાગ્યો. હવે પતિઆજ્ઞા થવાથી કબીરપત્ની વાણીઆને કહે છે કે તમારો મોટો ઉપકાર થયો કે સાધુ સંતોને તૃપ્તિ થઈ, હવે તમારી વિષયવાસના તૃપ્ત કરો. એમ કહીને તે શ્રી રામભજન કરવા લાગી. કામાતુર વાણીઓ ઘણો ખુશી થવા લાગ્યો કે આજે સુંદર સ્ત્રીનો સમાગમ થશે. જેમ તેજસ્વી દીવો જોઇ પતંગિયું તેમાં બળી મરે છે તેમ તે પાપી વાણીઆએ વિચાર કર્યો. પરંતુ તેટલામાં ગામના કોટવાળનું રૂપ (વેષ) ધરીને શ્રી રઘુનંદન

ત્યાં પ્રગટ થયા ! હાથમાં ધનુષ્યબાણ, ઢાલ, બરછી અને ક્રોધથી રાતી આંખો કરીને અયોધ્યાપતિ કહે છે કે હે પાપી, દુર્જન ! અઘટિત.કામ કરવા કેમ તત્પર થયો છે ? ધનુષ્યબાણ ચઢાવીને કહે છે કે હમણાં જ તારા પ્રાણ લઉં છું. આ જોઇ વાણીઓ થર થર કંપવા લાગ્યો. તે કહે છે કે હું પૂર્ણ અપરાધી છું. જેટલું ધન જોઇએ તેટલું લઇ મને જીવતદાન આપો. એમ કહી વાણીએ શ્રીપતિના ચરણ પકડયા. તે લજ્જિત થઇ ગયો અને રઘુરામને જોતાંજ તેનો કામ નાશ પામ્યો. જેમ ન્યાયાધીશની સામે જતાં ગુન્હેગારની મતિ કુંઠિત થાય છે; જેમ ચોરને મુદ્દામાલ સાથે પકડતાં તે લજ્જિત થાય છે, તેમ તુળસીદાસ વાણીઓ પણ અયોધ્યાધીશને જોતાં લજ્જિત થયો, હવે શું ઉપાય કરવો તે તેને સૂઝતો નથી. કોટવાળ વાણીઆને ક્રોધથી કહે છે કે કબીરપત્ની મારી બેન છે, તેને નમસ્કાર કર. અયોધ્યાપતિએ એવું કહેતાં વાણીઓ બીતો બીતો ઊભો થઇ કબીરકાંતાને નમસ્કાર કરી કહે છે "હે માતા, મારાથી અન્યાય થયો છે. મારો અપરાધ માફ કર અને તું તારે ઘેર જા." વાણીઆને ધનુષ્યપાણિ કહે છે કે આજથી 'સાવધ' થઈ જજે. પૈસાના અભિમાનથી કોઇની અવગણના કરીશ નહીં. મનમાં પશ્ચાતાપ ધરીને કબીરને શરણે જજે. કમાલની માતાને સાથે લઇને અયોધ્યાપતિ તેને ઘેર પહોંચાડી પછી પોતે અદ્રશ્ય થઈ ગયા. એવા શ્રીપતિ કૃપાળુ છે. કબીર તેની પત્નીને ઘેર આવેલી જોઈને કહે છે કે તું એટલામાં જ કેમ પાછી આવી ? વાણીઆને મેં વચન આપ્યું હતું, મારું આપેલુ વચન તેં કેમ ભંગ કર્યું ? તે સાંભળી પતિવ્રતા કહે છે કે ગામનો કોટવાળ ત્યાં આવી પડ્યો, વાણીઆને શિક્ષા કરીને મને અહીં ઘર સુધી મૂકી ગયો. એ વાત સાંભળી કબીરને ક્રોધ ચઢયો. તે તત્કાળ કોટવાળને ઘેર જઈ તેને બોલાવા લાગ્યો. કબીરે હાક મારતાં કોટવાળ જાગૃત થયો અને સત્વર ઘર બહાર આવ્યો. તેણે કબીરને સાષ્ટાંગ નમસ્કાર કર્યાં. કબીર તેને કહે છે કે મેં એક રાત્રી માટે મારી કાંતા વાણીઆને આપીને તેની પાસેથી સીધુંસામગ્રી લઈ દસહજાર સંતની પૂજા કરી ભોજન કરાવ્યું. હું તારા વડીલ જેવો છું. પણ તારું શું ગયું કે તું તે વાણીઆને ત્યાં ઉતાવળે ગયો અને તેને શિક્ષા કરી ? તે તેં યોગ્ય કાર્ય કર્યું નથી. ભૂમિદાનનો અધિકારી રાજા છે. પિતાને કન્યાદાનનો અધિકાર છે. પત્નીને પતિ સીવાય બીજા કોઈની આજ્ઞા પાલન કરવાનો અધિકાર નથી. એમ છતાં તને દુર્બુદ્ધિ કેમ સૂઝી અને એકાંતમાં તું તેને ઘેર કેમ ગયો ? તું મારો અપરાધી છે. તેં મારું સત્ય ડુબાવ્યું છે એવું મને લાગે છે. કોટ-

વાળે તત્કાળ કબીરના ચરણ પકડી કહ્યું કે મને આ બાબતનું જરા પણ જ્ઞાન નથી. જો મેં તે વાણીઆને આજે રાતે જોયો હોય તો મારાં ચક્ષુ નાશ પામે. તમે સંત વૈષ્ણવ ભક્ત છો. જો હું અસત્ય બોલું તો રૌરવ નર્કયાતના કલ્પ સુધી ભોગવવી પડે. કબીર મનમાં વિસ્મય પામ્યો ! તે કહેવા લાગ્યો કે આ તો શ્રી રામની કરણી છે. તે ભક્તવત્સલ ધનુષ્યબાણ ગ્રહણ કરનાર પોતાના દાસનું નિર્વિઘ્ને રક્ષણ કરે છે. પછી કબીર ભક્ત સત્વર તુળસીદાસને ઘેર ગયા. તે કહેવા લાગ્યા કે નકલી કોટવાળના રૂપમાં તને રઘુનાથનાં દર્શન થયાં. મોટા પ્રયત્ન કે તપ કરતાં જેનાં દર્શન થાય નહીં તે અયોધ્યાપતિએ તને અનાયાસે દર્શન દીધાં. તારા ભાગ્યનો પાર નથી. કબીરનાં વચન સાંભળી તુળસીદાસ તેના ચરણમાં પડયો અને તે કહેવા લાગ્યો કે તમારી પત્નીનું છળ કરવા જતા શ્રી રઘુનાથનાં દર્શન થયાં. જો બીજે કોઈ ઠેકાણે વ્યભિચાર કર્યો હોત તો રૌરવ નર્કનો અધિકારી થયો હોત. એમ કહીને ફરીથી કબીરને ચરણે લાગ્યો. જેમ પીઠ ઉપર પથ્થર બાંધીને સમુદ્ર ઉતરી જાય, જેમ વિષ ખાઈને પ્રાણ બચાવે. તેવી મારી ગતિ થઇ છે. હવે તુળસીદાસને એવો પશ્ચાતાપ થયો કે તે શ્રી રામભજનમાં સત્વર લાગી ગયો. કબીર પાછો પોતાને ઘેર આવ્યો હૃદયમાં રઘુનાથનું પ્રતિબિંબ દેખાયું. લાવણ્યવતી પતિવ્રતા સ્ત્રી કબીરને મળી હતી. છતાં તે ચિત્તમાં વિષયનો ઉદાસી હતો અને શ્રી રામ ભજન કરતો હતો. અહો ! આ સંતચરિત્ર રસાળવાણી કે જે આ વિચારરૂપી રત્નોની ખાણ છે અને અમૃત કુંડમાં મીઠા જલ જેવી ભરેલી છે, તે સંતોના કાને શોભે છે. સંતચરિત્ર એજ ભીમરથી છે, અને જુદા જુદા ચરિત્ર રૂપી પુષ્પો છે. તે પશ્ચાતાપના તીર્થરૂપ છે જેમાં મહીપતિ સ્વાનંદે સ્નાન કરે છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમાળ ભાવિક ભક્તોએ આ ચોવીસમો અધ્યાય સાંભળ્યો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૨૫ મો

## સંત રોહિદાસ ચમારનું ચરિત્ર

શ્રી ગણેશાય નમઃ ।। શ્રી રાધાકૃષ્ણાય નમઃ ।।

હે શ્રોતાજનો, સાવધાન થઇને સાંભળો. પરમ વૈષ્ણવ રોહિદાસ રાત્રી દિવસ પ્રેમભાવે હરિભજન કરતો હતો. નિત્યનેમે સ્નાન કરી વિષ્ણુપૂજન કરતો. તે સંસારી હતો, છતાં પણ પરોપકાર કરતો હતો. કોઈ વૈષ્ણવ આવે તેને એક જોડી મોજડીની સીવી આપતો. ચમારનો ધંધો હલકો દેખાય પણ તેથી અણુમાત્ર દોષ લાગે નહીં. સુથાર અને કુંભારને તેના કામથી દોષ લાગતો નથી. જો તે ઉપકાર કરે તો તેને જગન્નાથ જલદી પ્રાપ્ત થાય છે. કડીઆ, સલાટને તેનાં કર્મ કરતાં દોષ લાગે નહીં. સાળવી, કોળી અને બેલદારને પોતાના કામથી દોષ લાગતો નથી. તેઓ એકનિષ્ઠાથી પરોપકાર કરે તો તેઓને જગન્નાથ પ્રસન્ન થાય છે. ધોબીને, રંગારીને નિજકર્મ કરતાં દોષ લાગતો નથી. પરોપકાર કરતાં તેઓના દેહનું સાર્થક થશે. તપ કરનાર અને બ્રાહ્મણો જો કર્મ કરતાં મનમાં કપટ રાખે નહીં, તો પરોપકાર કરતાં રૂક્મિણીકાંત તેમના ઉપર કૃપા કરે છે. હવે જો અઢારે વર્ણની વાત કહેવા બેસીએ તો કથા ઘણી લાંબી થાય. માટે હવે શ્રોતાઓ, સાંભળો. રોહીદાસ ચમાર પરોપકાર કરતો અને વૈષ્ણવોની સેવા કરતો. યાત્રાળુઓના ફાટેલા જોડા સાંધી આપતો.

**પરોપકારી ભક્તો જાણો, હરિને જીવથી વહાલા,**
**તેને ઘેર જગજીવન, રાત દિવસ રહેતા જાણો.**

લોકોને ઉપદેશ આપી તેમની પાસે સેવા કરાવે અને પોતે કોઇને પાણી પણ પીવડાવે નહીં તે અજ્ઞાની અને ભણેલા છતાં મૂર્ખ જાણવા. આ બાબત રોહિદાસ જાણતો હતો. તે ભાવથી વૈષ્ણવોની પૂજા કરતો હતો અને આ સંસાર મિથ્યા છે તે સમજતો હતો. પ્રાતઃકાળમાં ઊઠીને માર્જન કરતો. પછી સ્નાન કરીને વિષ્ણુપૂજન કરતો. આવું સાંભળીને

શ્રોતાઓના મનમાં વિપરીત લાગશે. પણ તેને ઉપવાસી રહીને પૂજા કરતાં ધ્યાનમાં મન સ્વસ્થ થતું નહોતું. કળિયુગમાં અન્નમય પ્રાણ છે એમ શાણા માણસો કહે છે કારણકે બે પ્રહર દિવસ જતાં જીવ વ્યાકુળ થાય છે. ધ્યાન કરતાં ભૂખ લાગે એટલે તત્કાળ મન ફરવા માંડે એવું જાણીને જ રોહીદાસ પહેલાં ભોજન કરતો. જો ચોર પકડાઈ જવાનો હોય તો પહેલાં ધન નાખી દે છે, જેમ બાધા દૂર થતા પહેલાં ભુવો પિશાચને બળિ આપે છે, જેમ હવાલદાર અપશબ્દ બોલે તે પહેલાં તેને લાંચ અપાય છે, તેમ રોહીદાસ પહેલાં પ્રાણને આહુતિ આપી, પછી સ્નાન કરી એકાંતે દેવપૂજન કરતો. એક દિવસે રોહીદાસ વિષ્ણુભકત એકાંતમાં સાહિત્ય લઈ દેવપૂજા માટે બેઠો હતો અને ચંચળ મનને શાંત કર્યું હતું. ત્યાં ચામડાનું પાત્ર પાણીથી ભરેલું હતું. બેસવાનું આસન ચામડાનું હતું અને સર્વ પૂજાનાં પાત્ર ચામડાનાં હતાં. તેટલામાં પંચાગ તિથિ કહેવા માટે બ્રાહ્મણ ત્યાં આવ્યો. સુંદર તુળસીક્યારા પાસે જઈ બ્રાહ્મણ બેઠો ત્યાં રોહીદાસ ઊઠીને ગયો અને નિજભાવે નમન કર્યું. બ્રાહ્મણ રોહીદાસને કહે છે કે તું પૂજા કરે છે પણ ચર્માસન ઉપર બેઠો છે તેનું કારણ શું છે? વિષ્ણુમૂર્તિ રૂપ શાલીગ્રામ જેની તું પૂજા કરે છે, કે જેનું યોગી ધ્યાન ધરે છે તેને તેં ચામડાની બેસણી કરીને તેમાં બેસાડયા છે. જે શેષશાયી ક્ષીરસાગરમાં વસે છે જેને શાસ્ત્રો શોધી શકયાં નથી, તેને ચર્મની બેસણીમાં તેં કેમ બેસાડયા છે? વ્રત, તીર્થ, તપ, યજ્ઞ કરતાં જે શ્રીરંગ મળે નહીં અને જે વૈકુંઠવાસી ભકતોનાં ભવદુઃખ દૂર કરે છે, તેને ચર્માસનમાં કેમ બેસાડયા છે! આવાં બ્રાહ્મણનાં વચન સાંભળી રોહીદાસ કહે છે કે ચામડા વિનાની કઇ ચીજ તમે નજરે જોઈ શકો છો? નગારૂં, ઢોલ, મૃદંગ, નરઘાં વગેરે જે હરિકીર્તનમાં વપરાય છે તે ચર્મ વિના બની શકતાં નથી. કપિલા ગાય પણ ચર્મવાળી છે, જેનું દૂધ પવિત્ર ગણાય છે અને તે દેવને પંચામૃત સ્નાન કરાવવા માટે વપરાય છે. જરાયુજ, અંડજ અને ઉદ્‌ભિજ એમ ત્રણે જાતિ ચર્મમાંથીજ ઉત્પન્ન થાય છે. તેમાં આત્મારામ આનંદથી રહે છે. સર્વમાં તે સરખા રહે છે. ચામડાનું નગારૂં બનાવી ચામડાના હાથથી તે વગાડે છે. તેમાંથી મધુર અવાજ નીકળે છે, તે ચામડાનો કાન સાંભળે છે. ચામડાની જીભથી વેદોચ્ચાર થાય છે. ચામડાના હાથથી અન્ન પાણી લેવાય છે અને ચર્મમુખથી ખવાય છે. ચર્મમંદિરમાં આત્મારામ બેઠા છે, તે જ મધુર અવાજથી બોલે છે. બ્રાહ્મણ રોહીદાસને કહે છે કે તું બ્રહ્મજ્ઞાન બોલે છે પણ શરીરમાં જીવ છે ત્યાં સુધી વટાળ લાગતો નથી. તેથી

રોહીદાસ કહે છે કે વિશ્વવ્યાપક જગજીવનને ચામડાની બેહકથી વટાળ કેવી રીતે માનો છો? રજસ્વલાના રુધિરમાં રેત પડવાથી શરીર બંધાય છે, આ રીતે અમંગળમાંથી શરીર થાય છે. તમે જન્મ અને મરણમાં વટાળ ગણો છો તો ઉત્તમ પદાર્થ તમારી નજરે કયો છે તે કહો. ત્યારે તે બ્રાહ્મણ કહે છે કે શાલીગ્રામ શુદ્ધ પથ્થર છે તેની ચમાર પૂજા કરે તો દોષ લાગે. તે બ્રાહ્મણનાં વચન સાંભળી રોહીદાસ કહે છે કે શાલીગ્રામની પૂજા કોણે કરવી તે સ્વામી મને કહો. બ્રાહ્મણ ખિજાઈને કહે છે કે હે શતમૂર્ખ! અમે બ્રાહ્મણોજ વૈકુંઠનાયકની પૂજા કરી શકીએ. ચારે વર્ણમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, તેમ દેવોમાં શ્રેષ્ઠ શ્રીહરિ છે. ચારે વર્ણમાં બ્રાહ્મણો મોટા છે અને જનોઈના અધિકારી છે. તેથી જનોઇ પહેરનારથી જ વિષ્ણુપૂજા થાય. એવાં વચન સાંભળી રોહીદાસ તેને કહે છે કે સ્વામી, તમને મારી જનોઇ બતાવું. એમ કહી રાંપીથી હાથ વડે પોતાની છાતી ચીરી નાખી અને તેમાંથી જનોઇ લટકતી જોઈ વિપ્ર ઘણો વિસ્મય પામ્યો અને કહેવા લાગ્યો કે તું ખરેખરો શુદ્ધ બ્રાહ્મણ અને તું સાચો વિષ્ણુભકત છે. મેં ભૂલથી વિચાર કર્યા વિના તને ત્રાસ આપ્યો. જેમ અગ્નિમાં સુવર્ણ નાખતાં તેની કિંમત વધે છે, તેમ તારું છળણ કરતાં તારો મહિમા વધ્યો છે. જેમ ઓરસિયા ઉપર ચંદન ઘસતાં સુગંધ આવે છે, તેમ મેં તારું છળણ કરતાં તારો ભાવ વધ્યો. જેમ લોઢાને પારસમણિ સાથે ઘસતાં તેનું સુવર્ણ થાય છે, તેમ તારું છળણ કરતાં તારો મહિમા પરિપૂર્ણ થયો. પથ્થર ફોડીને મૂર્તિ બનાવી અને સ્થાપના કરવાથી દેવ થયા, તેમ મેં તને ઓળખ્યા વિના કષ્ટ આપ્યું. તું પરમ વૈષ્ણવભકત છે. સુખેથી શાલિગ્રામની પૂજા કરજે. એવું કહીને બ્રાહ્મણ પોતાને ઘેર ગયો. આવતા અધ્યાયમાં પવિત્ર ભકત પીપાજીનું ચરિત્ર સાંભળજો.

મહીપતિ કહે છે કે એકાગ્ર મન કરી પવિત્ર સજ્જનો પ્રેમથી ભકત ચરિત્ર સાંભળજો.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે. પ્રેમાળ સાત્વિક ભકતોએ આ પચીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૨૬ મો.

# શ્રી પીપાજી નરેશનું ચરિત્ર.

॥ શ્રી ગણેશાય નમઃ ॥   ॥ શ્રી કંસાંતકાય નમઃ ॥

" પીપા પાવન કીજીએ, કીધાં પુણ્ય હજાર. "

શ્રોતાઓ, હવે શાંતિથી સાંભળો. આ ચરિત્ર એવું પવિત્ર છે કે જે સાંભળશે તેનાં સઘળાં દુઃખ અને પાપ એકદમ નષ્ટ થશે. ગડેમંડળ નામે ઉત્તમ નગરમાં પીપાજી નામે પવિત્ર અને ધાર્મિક રાજા રાજ્ય કરતો હતો. તેના નગરમાં જે કોઈ સાધુ સંત આવતા તેમનો તે સત્કાર કરતો અને પોતાના મહેલમાં ઉતારો આપતો. તેમને ઇચ્છિત ભોજન કરાવી તૃપ્ત કરતો. રાજા દેવીનો ઉપાસક હતો. તે ઘણો પરાક્રમી, ઉદાર, જ્ઞાની, ધર્મશીલ, ધૈર્યવાન અને સાધુ સેવામાં હંમેશાં તત્પર રહેતો. તેને ભગવતી પ્રસન્ન હતાં. રાજાને પુત્ર, પત્ની અને સંપત્તિ જોઇએ તેટલી હતી, રાજા પૂર્ણ ભાવથી દેવીની પૂજાઅર્ચના કરતો હતો. પ્રાતઃકાળમાં સ્નાન કરીને ષોડશોપચારે પૂજા કરીને વસ્ત્ર, અલંકાર અને સુવાસિત પુષ્પ અર્પણ કરતો હતો. તે ધૂપ, દીપ, અને નૈવેદ્યથી પૂજા કરતો. રાજાનો ભાવ જોઇ જગદંબા નૈવેદ્ય ગ્રહણ કરતાં. તે ફળ, તાંબુળ, દક્ષિણા વગેરે ભાવથી અર્પણ કરીને પ્રદક્ષિણા કરી નમસ્કાર કરતો. પછી રાજા પોતાને મંદિર ભોજન માટે જતો. કોઈ એક દિવસે એક મોટી સંતમંડળી ગડે મંડળ નગરમાં તીર્થાટન કરતાં આવી ચઢી. જે વૈષ્ણવો નગરમાં આવ્યા હતા, તે સર્વ આશારહિત, નિષ્કામ અને વિરક્ત હતા. તેઓ અલિપ્ત રહીને જગતમાં ફરતા હતા. એવા વૈરાગી વૈષ્ણવો ઓચિંતા તે નગરમાં આવ્યા. અનંત જન્મ સુધી તીર્થાટન કર્યાં હોય; યાગયજ્ઞ કર્યા હોય, તો જ તેને ઘેર અકસ્માત સંતજન આવે. એકાદશી વ્રત કર્યું હોય, પિતૃસેવા કરી હોય તો જ, તેને ઘેર અકસ્માત વૈષ્ણવજન આવે. તળાવનાં પગથિયાં કૂવા કે બગીચા આરામ માટે કરાવ્યા હોય તો તેના પુણ્યથી ઘેર વૈષ્ણવજન આવે. ગૌદાન, અન્નદાન, કૃષ્ણાર્પણ કર્યા હોય તો જ તેને ઘેર વૈષ્ણવ

જન આવે. રાજાને સેવકોએ જાણ કરી કે નગરમાં વૈષ્ણવ મંડળી આવી છે. રાજાએ તેમનું સન્માન કર્યું અને ભોજન માટે સીધું સામાન અપાવ્યું. તે દિવસે રાજા સ્નાન કરીને અંબિકાને મંદિર ગયો. પૂજા અર્ચના કરી નૈવેદ્ય ધરી ઊભો રહ્યો. હંમેશ તો કમલજા માતા નૈવેદ્ય ભક્ષણ કરતાં અને પછી રાજા પોતાને મહેલે જઇ ભોજન કરતો. આજે રાજાને ભદ્રકાળી માતા કહે છે કે નગરમાં સંતમંડળી આવી છે તેમણે હજુ ભોજન કર્યું નથી. તેમના ભોજન કર્યા પહેલાં મારાથી નૈવેદ્ય ગ્રહણ કરાશે નહીં. બ્રહ્માંડ–નાયક વૈકુંઠવાસી કે અનંતશક્તિ જેની દાસી છે તેમના પ્રિય સંતજન તારા નગરમાં આવ્યા છે. આજે તારા ભાગ્યનો પાર નથી. રાજા બે હાથ જોડી દેવીને વિનંતિ કરે છે કે માતા ! તારાથી મોટો દેવ કોણ છે ? એ સાંભળી માતા ભવાની કહે છે કે બ્રહ્મા, ઇંદ્ર અને શંકર કે જે તેનો પાર પામી શક્યા નથી તે ક્ષીરાબ્ધીવાસી કમલાપતિ વિષ્ણુ ભગવાન સર્વથી શ્રેષ્ટ છે. સૂર્ય, ચંદ્ર કે જે તેજ આપે છે, તે સર્વ શ્રી વિષ્ણુના તેજથી પ્રકાશે છે. તે પુરાણ પુરુષ રૂક્મિણીપતિ સર્વથી શ્રેષ્ટ છે. જેણે મત્સ્યાવતાર ધરીને શંખાસુરને માર્યો છે, તે બ્રહ્માંડનાયક જગજીવન સર્વશ્રેષ્ટ છે. કુર્માવતાર, વરાહ અવતાર, નરસિંહ અવતાર, વામન અવતાર, પરશુરામ અવતાર ધરીને જેણે ગોબ્રાહ્મણને સુખી કર્યાં છે, તે મધુસુદન સર્વશ્રેષ્ટ છે. ઇંદ્રાદિક સકળ દેવને રાવણે બંદીખાને નાખ્યા હતા, ત્યારે તેમણે રામાવતાર ધરીને પરાક્રમ કરી સર્વને છોડાવ્યા. રાજા કહે છે કે વિશ્વજનના દેવોના શ્રેષ્ટ શિરોમણિને હવે મને મેળવી આપ. એમ કહી રાજા ચરણે નમ્યો. તે સાંભળી આદિમાયા કહે છે :—

કે સંતોને શરણે જઈ ને તેઓની અનન્ય ભાવે સેવા કરવાથી તને રઘુરાયનાં તે દર્શન કરાવશે. જો તારે રિદ્ધિ, સિદ્ધિ, રાજ્ય, ધન એવું કંઈ જોઇએ તો તે સર્વ હું તને આપી શકીશ. પણ શ્રીરામદર્શન મારાથી તને કરાવી શકાશે નહીં. યશ, શ્રી, ઔદાર્ય, જ્ઞાન અને વૈરાગ્ય એવા છ ગુણવાળાં ઐશ્વર્ય ચિહ્ન તે શ્રીરામમાં છે. તે દેવાધિદેવ સનાતન છે. તે ભક્તને આધીન છે. એવા જે સંત વૈષ્ણવજન છે, તે આજે તારા નગરમાં આવ્યા છે. એવું જ્યારે ભદ્રકાળીએ કહ્યું, ત્યારે રાજા ત્યાંથી ઊઠયા અને જ્યાં સંતમંડળી હતી ત્યાં ગયા. રાજાએ ત્યાં જઈ નમસ્કાર કર્યા અને બે હાથ જોડી સંતોની સન્મુખ ઊભા રહી વિનંતી કરવા લાગ્યા કે હે સંત સ્વામી, મને શ્રીરામનાં દર્શન કરાવો. તે સમયે સંતોએ કહ્યું કે

રામાનંદ સ્વામીને શરણે જઇ તેનો અનુગ્રહ લેવાથી આ જન્મનું તારું:કાર્ય સાર્થક થશે. ક્ષુદ્ર દેવતાની સેવા કરતાં આત્મજ્ઞાન થશે નહી. માટે હવેથી હે રાજન ! સાવધાનતાથી શ્રીપતિનું ભજન કર કારણ કે ક્ષુદ્ર દેવની ઉપાસના, નિર્બળ રાજાની નોકરી અને અજ્ઞાનીનું ભાષણ હંમેશાં સુખ આપતું નથી.

**પ્રેમ વિનાનું હરિકીર્તન, અજ્ઞાની ગુરુ અને કંજુસ શિષ્ય,**
**નપુંસક પતિની સોબત, એ કદી સુખદાયી થાય નહીં,**
**મૂર્ખ પુત્ર, દરિદ્રિ ગૃહસ્થ, દુર્મુખી પત્ની સુખદાયી થાય નહીં.**

સંતો રાજાને કહે છે કે હે નૃપશ્રેષ્ઠ, હવે તું જલદી રામાનંદ સ્વામીને શરણે જા. એવા સંતવચન સાંભળીને રાજાને અનુતાપ થયો. પ્રધાનને બોલાવી તેને રાજ્યની જવાબદારી સોંપી, ભંડારમાંથી વસ્ત્ર, દ્રવ્ય, અલંકાર કાઢીને બ્રાહ્મણોને બોલાવીને લુટાવી દીધું, પછી કાશી–આનંદ વનમાં રામાનંદ સ્વામીને શરણે ગયો. રાજરાણી પતિવ્રતા હતી. તેણીએ પણ માયા, મમતા ત્યજીને બ્રાહ્મણ પત્નીઓને બોલાવી વસ્ત્ર, આભૂષણો વહેંચી આપ્યાં અને તે પણ પતિ સાથે રામાનંદ સ્વામીને શરણે ગઇ. તેમના ચરણકમળમાં મસ્તક મૂકયું. ભાવે કરીને ગુરુને તન, મન અને ધન અર્પણ કર્યાં. રામાનંદ સ્વામી પાસે નમ્ર ભાવે તેમનો ઉપદેશ ગ્રહણ કર્યો. તેમણે " રામકૃષ્ણ નારાયણ " મંત્ર આપ્યો અને સદ્ગુરુ કૃપાથી શ્રવણ, મનન અને નિદિધ્યાસનમાં લાગી ગયા.

**ગુરુ જ્ઞાની અનુતાપી શિષ્ય, ત્યાંજ આત્મજ્ઞાન પ્રકાશ દેખાય.**

તે સિવાય તો જે કંઈ અભ્યાસ તે મિથ્યા દાંભિક જાણવો. જેમ ઉત્તમ પારસમણિ મૂર્ખને હાથ આવે, તેમ શિષ્ય અભક્ત અને મલિન હોય તો સદ્ગુરુ તેને શું કરે ? સંતો તો દયાળુ હોય છે. તેમને તો રાજા અને રંક સમાન છે. પણ જે જેવી ભાવના રાખશે, તેને તેવું ફળ મળશે. જેમ સૂર્ય પૂર્વમાં ઊગે કે તે સર્વને સમાન રીતે પ્રકાશ આપે છે. ખરાબ કર્મ કરનારને શિક્ષા સહન કરવી પડે છે, જ્યારે જ્ઞાનીને માન મળે છે. ચકોર અને ચોર બંનેને ચંદ્રમા સરખો પ્રકાશ આપે છે. પણ ચોરને અજવાળું દૂષિત લાગે છે કારણ કે તેને પકડાઇ જવાની બીક લાગે છે, જ્યારે ચકોરને અમૃત સમાન લાગે છે :—

તે પ્રમાણે સાધુસંત સર્વને સમાનતાની નજરથી જુએ છે; પણ જેની જેવી ભાવના તેને તેવું ફળ મળે છે.

હવે રામાનંદનાં દર્શન કરવાથી રાજાને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું અને તેમની કૃપાદૃષ્ટિ થઈ. રાજા પ્રેમથી કથા શ્રવણ કરતો. હરિકીર્તન શ્રવણ કરવા પણ જતો. પોતે પણ રાત્રિ દિવસ હરિભજન અને 'રામકૃષ્ણ ગોવિંદ' ભજ્યા કરતો હતો. એક દિવસ રાજાએ સ્વામી પાસે દ્વારકાં જવાની રજા માગી. રાજારાણી બંને શ્રી ગુરુનાં ચરણ વંદન કરી દ્વારકાં ગયાં. ગોમતીજીમાં સ્નાન કરી કૃષ્ણદર્શન માટે જવા લાગ્યાં. મહાદ્વાર આગળ જઈને ભાવથી પ્રણામ કર્યા. પછી બે હાથ જોડીને શ્રી હરિનું સ્તવન કરવા લાગ્યાં :—

જય જય મુકુંદ મુરારી, પુરાણ પુરૂષ શ્રી હરિ,
હું દીન ઉપર કૃપા કરી, જેથી તુજ ચરણ શરણ પામ્યો;
તું સનાતન દેવાધિદેવ, તેવું હું અજ્ઞાનીને ભાન નહીં,
તેથી તારી ઉપાસના કરી નહીં, અને શક્તિપૂજા મેં કરી.

અમૃત ત્યજીને છાશ પીધી, પારસમણિ ત્યજીને પાષણ લીધો,
તેમ તારી ઉપાસના નવ કરી, અને શકિત પૂજા મેં કરી;
અશ્વત્થ ત્યજી સીંદરી ગ્રહી, તેમ તારી ઉપાસના નવ કરી,
અજ્ઞાનીની અજ્ઞાન દશામાં, શકિત પૂજા મેં કરી.

જ્યાં સુધી સૂર્યોદય જોયો નથી, ત્યાં સુધી તારા તેજ મોટું,
તેમ ચક્રપાણિ તુજજ્ઞાન વિણ, ભવાની ઉપાસના મેં કરી;
વેદાંત જ્ઞાન કાને પડયું નહોતું, તેથી કોકશાસ્ત્રને મુખ્ય ગણ્યું,
તેમ ચક્રપાણિ તુજ જ્ઞાન વિણ, ભવાની ઉપાસના મેં કરી.

પાસેનું લ્પતરૂ ત્યજી, જેમ બાવળને માન્ય કર્યો,
તેમ ચક્રપાણિ તુજ જ્ઞાન વિણ, ભવાની ઉપાસના મેં કરી,
અનંત જન્મનાં સુકૃત, ફળરૂપે આવ્યાં અહીં,
તેથી અકસ્માત મળ્યા, સાધુ સંત નિજ નગરમાં.

એમ કહીને રાજાએ ફરી ફરીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. એવાં રાજાનાં કરુણ વચન સાંભળી પીપાજીને દેવે આલિંગન આપી સાક્ષાત્ દર્શન કરાવ્યાં.

જગજીવનનું ચતુર્ભુજ શરીર સ્વરૂપ છે. પીળું પિતાંબર પહેર્યું છે. માથે તેજસ્વી શોભાયમાન મુગટ છે. કાને મકરાકાર કુંડળ છે. ગળે વૈજયંતિ માળા છે.

એવા એ સનાતન દેવનાં દર્શન થયાં. મહાદ્વાર આગળ દેવનું નામ દઈને રાજા નાચવા લાગ્યા અને કીર્તન કરવા લાગ્યા. એમ આનંદથી ચાર મહિના સુધી પીપાજી દ્વારકાંમા રહ્યા. પછી વૈકુંનાથની આજ્ઞા માગી. રાજારાણી બંને જંગલને રસ્તે ચાલી નીકળ્યાં. રસ્તામાં દૂરથી મોટો વાઘ નજરે પડ્યો. એ મહાભયાનક ગર્જના કરતો સામે આવે છે. રાણી વાઘને જોઇ ભય પામી. પરમ સુકુમાર લાવણ્યવતી રાણી વાઘને જોઈને પતિને કહે છે કે હવે વાઘ સામે નજર આગળ આવી પહોચ્યો છે. એમ કહેતાં તે થર થર કંપવા લાગી. તે રાણીને કહે છે કે મનમાં જરા પણ બીક લાવીશ નહીં. તને તે વાઘ દેખાય છે પણ મને તો તેનામાં શ્રી રઘુનંદન દેખાય છે. તેના સિવાય ખાલી અણુમાત્ર જગા નથી. તેનું તેજ સર્વ પ્રાણી માત્રમાં સરખું જ છે. જેમ સઘળા રસમાં પાણી એક જ છે તેવા જ યદુનાયક સર્વ ઘટમાં સરખા છે.

એ......ઘટમાં ઘુંટાય રામ નામ........
એક તારું રે......ઘટમાં ઘુંટાય રામ નામ

ભજ એટલે નિજ ભાવથી તે વખતે વાઘ પીપાજીને પગે લાગ્યો. સંત-દર્શન થવાથી તેને દિવ્ય જ્ઞાન થયું. પીપાજી તેને કહે છે કે હિંસા કર્મ કરીશ નહીં. પોતાના ગળામાંથી તુળસીની માળા કાઢી વાઘના ગળામાં પહેરાવી તેને "રામકૃષ્ણ" મંત્ર આપ્યો. "રામકૃષ્ણ નારાયણ" સિવાય બીજો કયો મોટો મંત્ર હોઇ શકે? ગજેન્દ્ર એ અજ્ઞાન પશુ હતો પણ રામભજનથી મોક્ષ પામ્યો. ધાડપાડુ વાલીયો કોળી હતો તેને નારદ મુનિએ ઉપદેશ આપ્યો. તે તત્કાળ રામનામ જપવા લાગ્યો અને અંતે વાલ્મિકી ઋષિ કહેવાયો. અજામિલ ઘાતકી હતો અને પાપની પરાકાષ્ટાએ પહોંચ્યો હતો. તે મરતાં મરતાં 'નારાયણ'નું નામ લેવાથી વૈકુંઠ પામ્યો. કામ, ક્રોધ, મદ, મત્સર, દંભ, મોહ, અહંકાર હંમેશાં રામનામ લેતાં દૂર થાય છે. પછી વાઘે પીપાજીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને કહેવા લાગ્યો કે તમારી કૃપાથી શ્રીરામ ભજનમાં લાગ્યો છું. પહેલાં મારા ઘણા અપરાધ થયા હતા, હવે શ્રીરામનામથી પુનિત થયો છું. તેણે ફરીથી પીપાજીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. એવો શિરોમણિ મંત્ર પીપાજીએ વાઘને આપ્યો. પછી પીપાજી સત્વર કાશીપુરીમાં ગયા. વાઘને પૂર્ણ રીતે પશ્ચાતાપ થયો. હિંસા કરવાનું બંધ કર્યું, તે દિવસથી માંસભક્ષણનો ત્યાગ કર્યો. ઝાડ ઉપરથી સુકાં પાન પડે તે ખાવા માંડયાં. એમ કરતાં સાત દિવસમાં જંગલમાં ફરતાં ફરતાં, હેતથી હરિભજન કરતાં કરતાં વાઘે દેહ મૂકી દીધો. વાઘ, વીંછી, સિંહ, કુતરાં, સર્પ, સસલું કે હાથી એ સર્વ યોનીમાં તામસ ગુણ ભરેલો છે. તેમાં સાત્વિક લક્ષણ નથી. પણ સતસંગનો મહિમા અજબ છે. વાઘને દિવ્યજ્ઞાન આપ્યું અને હરિભજનમાં તેનું મન લગાડી દેહને શ્રીકૃષ્ણાર્પણ કર્યું.

કદી થઇ સંસારી, માયા જાળે વળગી રહ્યો,
પણ અંતે જે યાદ કરે શ્રીહરિ, તે જન પામે તત્કાળ મુક્તિ

માટે આમાં કોઇ કદી સંશય કરશો નહીં. હરિભજનમાં હેત લાવીને વાઘે દેહત્યાગ કર્યો, તે હવે જુનાગઢમાં નાગર બ્રાહ્મણને ઘેર જન્મ લેશે. તે વાઘે અવતાર લીધો તે જ વૈષ્ણવભક્ત નરસિંહ મહેતા થયા. તેમનું ચરિત્ર ઘણું પ્રિયકર છે તે સાદર શ્રોતાજન સાંભળજો. સંતચરિત્ર એજ ગંગા નદી છે, ભાગીરથી છે કે ચંદ્રભાગા છે, તેમાં નાહીને પાંડુરંગને શરણે સદ્ભાવે જાઓ. શુદ્ધમન તેજ ફૂલ અને તુળસીદળ મહિપતિ તે હાથમાં લઈ શ્રીપતિના ચરણ ઉપર ભાવથી મૂકી મસ્તક નમાવે છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે. પ્રેમાળ ભાવિક ભક્તોએ આ છવીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

## અધ્યાય ૨૭ મો

# નરસિંહ મહેતાની કથા.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

જય દીનદયાળ રૂક્મિણીપતિ, તુ નણે જગતમા વ્યાપીને પણ જેવોને તેવોજ રહ્યો છે શ્રુતિ શાસ્ત્રોથી પણ તારી કીર્તિ વર્ણવી શકાય તેવી નથી તારો મહિમા વર્ણવતા અઢારે પુરાણ થાકયા છે શાસ્ત્રો વાદવિવાદ કરે, તો પણ તારી વાત સમજાય તેવી નથી તારા ગુણ ચરિત્ર અપાર છે તેનુ વર્ણન કરતા શેષનાગ પણ થાક્યા છે તારા અપાર ગુણનુ વર્ણન કરતા શેષનાગની જીભ ચિરાઈ ગઈ, તેથી તે લજ્જાયમાન થયો અને પોતાના શરીરની તારા માટે શય્યા કરી, હજાર ફેણથી દેવરાયા તારા ઉપર છાયા કરી છે તારો મહિમા વર્ણવવા સરસ્વતીએ પણ લીધુ સમુદ્રની શાહી બનાવી શારદા તારા ગુણગાન લખે છે અઢાર ભાર વનસ્પતિની કલમ કરી છે અને પૃથ્વીનો કાગળ કરીને પ્રેમથી તારા ગુણગાન લખે છે તેમ કરતા સમુદ્રની શાહી ખૂટી ગઇ અને પૃથ્વીનો કાગળ ભરાઇ ગયો પણ તારા ગુણગાન લખવાનુ પૂરુ થયુ નહી તેથી તારી નવાઇ જોઈ બ્રહ્માકુમારી સરસ્વતી તને પગે લાગી તારા ગુણ અલૌકિક છે તારુ વર્ણન કરતા અનેક મોટા મોટા સ્તબ્ધ થઇ ગયા છે ! અનત બ્રહ્માડનો તુ નાયક છે, અનતા તેવો તુ વ્યાપક છે સર્વ ઠેકાણે તારીજ સત્તા છે જગન્નાથ, તારાથી વિશ્વ ભરાઇ ગયુ છે, છતા તુ વિશ્વનાથરૂપે રહ્યો છું. રૂક્મિણીપતિ, તારા ભક્તોના ચરિત્રો મને ગમે છે તુ મારી બુદ્ધિ શુદ્ધ કરીને વધારે આપ કે જેથી ભક્તવિજય ગ્રથ લખી શકુ હવે શ્રોતાજનો સાભળો શ્રીપતિ મને આજ્ઞા કરે છે તે પ્રમાણે શ્રવણ કરો

આગળના અધ્યાયમા તમે સાભળ્યુ કે અયોધ્યામા પીપાજીએ દ્વાર કાથી જતા રસ્તામા વાઘને બોધ આપ્યો તેથી તેણે હિસા કર્મ તજી દીધુ અને ઝાડ ઉપરથી નીચે પડેલા પાન ખાવા માડયાં તે ખરેખર વાઘ ન હતો તે સાક્ષાત્ પાર્વતિવર મહાદેવજી હતા તેમને અવતાર લેવો હતો

તેથી તે વાઘના ચર્મમાં દેખાયા. તેમના ધ્યાનમાં તામસગુણ આવવાથી તેમનાથી વાઘનો અવતાર લેવાઇ ગયો. જેવું જાગૃત અવસ્થામાં ધ્યાન થાય છે તેવુંજ સ્વપ્નમાં પણ દેખાય છે. તેથી અવતાર લેતાંજ ધૂર્જટિએ વ્યાઘ્રચર્મ જોયું. તેથી વાઘરૂપે અવતર્યા, પછી સાત દિવસ સુકાં પાન ખાઇને વાઘનો દેહ ત્યજી દીધો. ત્યાંથી જુનાગઢમાં નાગર બ્રાહ્મણને ત્યાં જન્મ લીધો. દિવસે દિવસે નરસિંહ મહેતા મોટા થયા. માબાપે જનોપ્રદાન દીધું અને સાત વર્ષના થયા, ત્યારે તેમની માતાએ દેહત્યાગ કર્યો. મોટા-ભાઇએ તેમની દેખરેખ રાખી. નરસિંહ ગામનાં છોકરાં ભેગો રમવા જતો. મોઇદંડા, લખોટી, આટાપાટા વગેરે રમતો રમતો. એમ કેટલાક દિવસ પસાર થયા પછી એક બનાવ બન્યો. બાળપણના ખેલ ખેલતાં નકામો વખત બગાડયો અને આયુષ્ય જવા માંડયું, પણ ધનનીલને યાદ કર્યા નહીં. તેથી એક દિવસે રમતો રમીને નરસિંહ ઘેર આવ્યો અને ઉતાવળથી ભાભી પાસે પીવાનું પાણી માગ્યું. ભાભીએ કહ્યું કે શું મોટું કામ કરીને આવ્યા છો તે થાક લાગ્યો છે, કે જેથી મારી પાસે પાણી માગો છો? અનેક છોકરાઓ સાથે દોડાદોડી કરવી, માબાપનું નામ લજાવવું, રાત દિવસ રમ્યા કરવું, પેટ ભરીને ખાવું અને વિદ્યાભ્યાસ કરવો નહીં, એમ જીંદગી બરબાદ કરવી છે. ભવિષ્યમાં વૈરી આવશે તે તારાં છાજીયાં લેશે. એવાં કઠણ વચન મોટાભાઇની વહુએ કહ્યાં. આ સાંભળી નરસિંહને મનમાં પશ્ચાતાપ થયો એટલે તે ત્યાંથી ઊઠયો અને સીધો જંગલના રસ્તે ગયો. તે મનમાં કહેવા લાગ્યો કે મારું નસીબ વિપરીત છે અને કર્મ પણ નબળું છે. જો બાળપણમાં માતા મરી જાય, જુવાનીમાં પત્ની મરે અને વૃદ્ધા-પણામાં પુત્ર મરે તો ઇશ્વરનો ક્ષોભ છે એમ જાણવું. ગયા જન્મમાં જે કંઈ કર્મ કર્યાં હશે તેનું ફળ આ જન્મે સહન કરવાનું છે. એટલામાં આગળ મોટું જંગલ દેખાયું. ગામથી બે કોસ દૂર મહાઅરણ્ય હતું. તેથી નરસિંહને બીક લાગવા માંડી. રસ્તામાં એક જૂનું શિવાલય અકસ્માત તેની નજરે પડયું. નરસિંહ તેમાં ગયો એટલે સાં કૈલાસનાથનાં દર્શન થયાં. ગાઢ અરણ્યને લીધે કોઇ માણસ ત્યાં જતું નહોતું. પછી મનમાં ધીરજ લાવીને શિવ ચરણમાં વંદન કર્યાં. ઉપમન્યુ બ્રાહ્મણ પુત્ર હતો. તેણે મા પાસે વાડકી દૂધ માગ્યું, તે આપતાં વાર લાગી, તેથી તે રિસાઇ જતો રહ્યો. પણ તેણે વૈકુંઠનાથનું આરાધન કરતાં ક્ષીરસાગર મળ્યો. ઉત્તાનપાદ રાજાનો પુત્ર બાળક ધ્રુવ ખોળામાં બેસવાનું ન મળવાથી રિસાઈ ગયો અને તેણે શ્રીહરિનું આરાધન કર્યું તો તેને અચળપદ મળ્યું. તેવી રીતે નરસિંહ

મહેતા ગિરિજાપતિને કૈલાસપતિને શરણે આવ્યા છે મનમા પશ્ચાતાપ કરીને પ્રાર્થના કરે છે

વિશ્વભરા, વિશ્વનાથા, હું અનાથની સભાળ લેજે પિનાકપાણિ પાર્વતિરમણ તારે શરણે છુ એમ કહી પીડી પાસે શયન કર્યું અન્ન, ફળનો ત્યાગ કર્યો પછી જળનો પણ ત્યાગ કર્યો એમ સાત દિવસની લાધણ થઇ કૈલાસપતિને નવાઇ લાગી કે આણે તો એક નિષ્ઠાથી મને સર્વ શરીર અર્પણ કર્યું કેટનાક તો કકુ, અક્ષત, સુમન, ચદન, જુદા જુદા દિવ્ય પદાર્થો, રત્નો, મોતીહાર, સુવર્ણ આભૂષણ એવુ મને અર્પણ કરે છે કોઈ લાખો બીલીપત્ર ચઢાવે છે પણ હજી સુધી કોઇએ સર્વ શરીર અર્પણ કર્યું નથી.

શરીર લોભ કરીને, સાધન કરે વિધ વિધ,
તેનુ વૃથા ગયું જ્ઞાન, જગજીવન મળે તેને કિશ વિધ?

નરસિંહનો દ્રઢ ભાવ જોઈ ભોળાનાથ સદાશિવ તુષ્ટમાન થયા સગુણ સ્વરૂપે મહાદેવજી પ્રગટ થયા મસ્તકે પીળી જટા છે સર્વાંગે ભસ્મ લગાવી છે એવા સ્વરૂપે પ્રગટ થઇને પિનાકપાણિ શુ કહે છે ? નરસિંહ મહેતાને અભય વચન આપી કહે છે કે હે બાળક, નિજ ભક્ત, હુ તારા ઉપર પ્રસન્ન થયો છુ તારા મનમા શુ ઇચ્છા છે તે મને કહે એવા વચન સાભળી નરસિંહ મહેતાએ કૈલાસપતિના ચરણ પકડયા તે કહેવા લાગ્યા કે જો અભય વચન આપી મારા ઉપર કૃપા કરી પ્રસન્ન થયા હો તો હુ તમારો બાળક છુ, અજ્ઞાન છુ, ઉત્તમ શુ માગવુ તેની મને સમજ નથી તેથી કહુ છુ કે " **તમને જે જીવથી વધારે વહાલુ હોય તે હે નીલકંઠ, મને આપો** " જેમ માતા કરતા બાળક અજ્ઞાન હોય અને તેને યોગ્ય શુ જોઇએ તે સમજી શકે નહીં, પણ માતાને સર્વ ખબર પડે છે તેને અનુસાર ગમે તો તે આપે છે તેમ તુ વિશ્વનાથ, આજે પ્રસન્ન થઇને વરદાન આપે છે, તો જે " તારા મનને પ્રસન્નતા આપે તે જ આ અનાથ બાળકને આપો " પિનાકપાણિ શકર હાસ્યવદન થયા અને મનમા નવાઇ પામ્યા ! તે કહે છે કે આવો ચતુર ભક્ત કોઇ નજરે જોવામા આવ્યો નથી પછી પોતે કહે છે કે સર્વ દેવોના જે પૂજ્ય છે તે શ્રી કૃષ્ણ મને ગમે છે ગગા પાર્વતિને પણ કહ્યા વિના હુ શ્રી કૃષ્ણનાથને જપુ છુ તેનાથી અન્ય કોઈની ભક્તિ કરવી મને ગમતી નથી મારા મનની ગુપ્ત

વાત તેં મને આજે કહેવાની ફરજ પાડી. યાચક રાજા પાસે રાજ્ય માગે તો તેનું કામ સરળ થતું નથી. કંજુસ પાસે તેનું ધન માગતાં યાચકજન સુખી થાય નહીં. કામી પાસે સ્ત્રી દાન માગતાં યાચકને સન્માન મળે નહીં. નરસિંહ કહે છે હે પિનાકપાણિ, જુદાં જુદાં દૃષ્ટાંત આપીને મને સમજાવવા માગો છો, પણ તમારા મનમાં સંશય લાગે છે. બળિરાજાની ઉદારતા જોઇને શ્રીપતિ વામન નામે યાચક થઈને ગયા. બળિએ તેમને રાજ્યદાન સહિત પોતાનું સર્વસ્વ સમર્પણ કર્યું. હરિશ્ચંદ્ર રાજા પૂર્ણ સાત્વિક હતો. વિશ્વામિત્રે યાચક થઇને દાન માગ્યું. તે સમયે રાજ્ય, પત્ની ને પુત્ર પણ આપીને સત્યનું પાલન કર્યું. તેવાજ કૈલાસપતિ ઉદાર છો અને મારા પ્રત્યે પ્રસન્ન થયા છો તો "તમને જેના ઉપર પ્રીતિ હોય તેજ મને નક્કી આપો." આવાં વચન સાંભળી ત્રિપુરાંતક કહે છે કે શ્રી કૃષ્ણલીલા અલૌકિક છે. તેજ જોવાનું મને ગમે છે. શ્રી કૃષ્ણરાસ જગમાં અદ્ભૂત છે. ચક્રપાણિએ ગોકુળમાં જે રાસમંડળ રચી ક્રીડા કરી તે જોવાનું હજુ પણ મને જીવથી વધારે ગમે છે. યમુના કિનારે જગજેઠી ગોપીઓ સાથે ક્રીડા કરે છે તે જોવાનું મને ઘણું ગમે છે. રાસમંડળ રચીને શ્રીરંગ નૃત્ય કરે છે અને હું ત્યાં મૃદંગ વગાડું છું, તે પણ તાલ બગબર બેસાડીને વગાડું છું. તે હું તને હવે બતાવીશ. એમ કહી અભય વરદાન આપ્યું. પછી નીલકંઠે તેને ગોપીવેશ પહેરાવ્યો. તેને સાથે લઇને પિનાકપાણિ ઉતાવળે ચાલી નકળ્યા અને રાસમંડળમાં આવી ચક્રપાણિને નમસ્કાર કર્યા. આ સાંભળી વિચક્ષણ શ્રોતાઓને મનમાં શંકા થશે કે કૃષ્ણ જન્મ તો દ્વાપર યુગમાં થયો અને તે સમયે રાસમંડળી થઇ ગઈ અને નરસિંહ મહેતા તો કળિયુગમાં થયા તે સમયે કૃષ્ણલીલા ક્યાંથી આવી? કદી એવી આશંકા થાય તોય આ કથા વૃથા ગણવી નહી. મથુરા, ગોકુળ, વૃંદાવનમાં હજુ પણ ચક્રપાણિ ક્રીડા કરે છે. ત્યાં રહેતા જે ભાવિક ભક્તો છે તેમને હજુ પણ ચેતનની નજરે હરિલીલા દેખાય છે. આ કથા ભવિષ્યોત્તર પુરાણમાં શ્રી વ્યાસ મુનિએ જાતે લખી છે. કળિયુગમાં ભક્ત શિરોમણી થશે તેનું તે પુરાણમાં વર્ણન કરેલું છે. જેમ મર્યાદા ઓળંગીને સમુદ્રનું પાણી આગળ જતું નથી, તેમ કવીશ્વરનું કહેલું બન્યા સિવાય રહે નહીં. જેમ આયુષ્ય પૂરું થયા સિવાય કોઈ જીવ મૃત્યુ પામી શકતો નથી, તેમ કવીશ્વરની નિજવાણી કોઇ બિના બન્યા સિવાય લખાય નહીં. જેમ દિવસની પૂરી ઘડી થયા સિવાય સૂર્યનારાયણ આથમી શકે નહીં, તેમજ ચરિત્ર બન્યા સિવાય કવિ તેને લખી શકે નહીં, જેમ પતિની મિલ્કત ન મળતાં

પણ પતિવ્રતા બીજો (ધર્મ) વર્તાવ કરે નહીં, તેમ કવીશ્વરની વાણી કદી અસત્ય પડે નહીં. જેમ રસોઇ કરવા પરોણાને વિનંતિ કરીને બોલાવીએ, તે કંઈ પોતાને ઘેરથી રસોઇ સામગ્રી લાવે નહીં; પણ તે ચતુર હોય તો ભાવે તેવી સ્વાદિષ્ટ રસોઈ બનાવી આપે. તેમ કવિ પણ બેચાર દષ્ટાંત આપી કથા સમજાવશે પણ મુખ્ય બિના લક્ષને અસત્ય વાત ગ્રંથમાં લખશે નહીં. માટે શ્રોતાઓ તમને વિનંતિ કરૂં છું કે મનમાં જરા પણ શંકા લાવશો નહીં. શ્રી ભીમાતીરવાસી રૂક્મિણીરમણ તે જ જ્ઞાનરૂપ બુદ્ધિદાતા છે. તેજ આ ગ્રંથનું લેખન કરાવે છે. મહિપતિ તો તદ્દન અજ્ઞાન છે.

હવે ભાવિકજનો સાંભળો, આગળ કહી તે કથા યાદ લાવો. નરસિંહ મહેતાને પાર્વતિરમણ હરિલીલા બતાવવા લઈ આવ્યા છે. યમુના નદીને કિનારે આકાશમાં પૂષ્કળ ઊંચે ગયેલાં ગગનચુંબી ઝાડ હતાં. જેવાંકે કેતકી, પારિજાત, આંબા, જાંબુ, આંબલી, કદમ, આમળી, લીંબોળી, રાયણ, રાયકેળી, બકુલ અને રામફળ, સીતાફળ, વગેરે સુવાસ આપી ડાળીઓ હલાવતાં હતાં. પારેવાં હરિલીલા કરતાં ઘૂમતાં હતાં. બીજાં ઝાડોમાં બીલી, વડ, પીપળો, રૂદ્રાક્ષ, ગોંધણી, સારમણી, ચંપો, દાડમ અને અન્ય અતિ ફૂલવાળાં કાળા રંગનાં ઝાડો ડોલતાં હતાં. પીપળ, શેવગા, મહાવૃક્ષ, પાસવણી, સેલાટક, ફણસ એવાં મોટા ઘેરવાળાં ઝાડ હતાં. ત્યાં ફૂલઝાડનો બાગ હતો. યદુનાયકને જોઈને તે વૃક્ષો આનંદથી ડોલતાં હતાં. ફૂલઝાડોમાં મોગરો, જાઇ, જુઇ, સેવંતીકા, કૃષ્ણનાયિકા સહસ્રફણી, બોયચાંફે, જાસુદી, કપુરવેલી અને ગુલાબ પણ શોભા આપતાં હતાં અને કૃષ્ણચરિત્ર જોતાં હતાં. સરાટે, શ્યામ, હંસરાશી, બટમોગરો, ગુલાબ, સુહાસી, મલયની અને તુળસી તે કુંજ વનમાં ઊગ્યાં હતાં. એમ વસંત ઋતુએ આવી કુંજવનને શણગાર્યું હતું. ત્યાં જશોદાનંદન સ્વલીલા કરી ક્રીડા કરતા હતા. કૃષ્ણ દૃષ્ટિનો મહિમા મોટો છે. ત્યાં જંગલી ઝાડ પણ દર્શન માત્રથી કલ્પતરુ થઈ જાય છે. ત્યાં શ્રીરંગે ક્રીડા શરૂ કરી ત્યારે, પદ્મરાગ ઊભા થઈ ગયા. ઘણા ફૂલગોટા ઊગી નીકળ્યા. ત્યાં પારેવાં, હંસ, ચાસ, ચાતક વગેરે મનને મોહ પમાડે તેવાં પક્ષીઓ અને કપોત, ચકલી વગેરે અન્ય પક્ષીઓ પણ કૃષ્ણકીર્તનમાં ડોલવા લાગ્યાં. હવે ભાષણ ઘણું કર્યું. યમુના કાંઠે આ ઉપવન હતું, તે ઘણું શોભાયમાન લાગતું હતું અને ત્યાં શ્રી કૃષ્ણ ક્રીડા કરતા હતા. નરસિંહ મહેતા અને ઉમાપતિ ત્યાં ઉતાવળે આવી શ્રીપતિને ભાવથી નમ્યા. તેમને ક્ષેમ પ્રીતિ આપ્યાં. સાક્ષાત્ પરબ્રહ્મ શ્રી કૃષ્ણ

મૂર્તિરૂપ છે અને વેદની શ્રુતિઓએ ગોપી રૂપે અવતાર લીધો છે. શ્રીપતિની વેણુનો નાદ સાંભળી પોતાના આનંદથી નાચતી તે ભેગી થાય છે. તે વ્રજાંગનાઓ—ગોપીઓ—ત્યાં નાદલુબ્ધ થઇ યમુના કિનારે ભેગી થાય છે વચમાં ઘનનીલ વૈકુંઠરાણા મનમોહનને જોઇને ગોપીઓ દોડતી આવી તેમના ચરણમાં વંદન કર્યાં. શ્રી કૃષ્ણચરણ અતિ સુકોમળ છે. ધ્વજ, વજ્રાંકુશ તોડરવાળા શ્રીજીના ચરણ છે. બ્રહ્માના પુત્ર નારદ પણ જે ચરણનો સ્પર્શ જલદી મેળવી શકતા નથી તે ચરણમાં પવિત્રપણે જોતાં ગંગાજળ જોયું. તે લઇ પ્રેમથી ઉમારમણે મસ્તકે ચઢાવ્યું. જેના ચરણમાં વાંકાં નેપુર વાગે છે. તે નેપુર કહે છે કે અમે ત્રણે જગતમાં ધન્ય છીએ કે અમારા ઉપર કમળાપતિ તુષ્માન થઇને અમોને તેમના ચરણમાં રાખે છે. તેમના નખની કાંતિ જોતાં ચંદ્ર લજ્જા પામે છે. જે હરિચરણના નેપુરનો અવાજ સાંભળે છે તેનાં દુઃખ, કષ્ટ દૂર થાય છે. જેનાં પેટ, જાનુ, જંઘા સુંદર છે, જેની કમર ઉપર પિતાંબર શોભે છે. જેમના અંગ ઉપર કરોડો વીજળીના ચમકારા જેવો પ્રકાશ છે, જે શ્રીપતિને અજાનબાહુ છે, જેની બંને ભૂજા દંડ સમાન છે, જેમની નાભિમાંથી વિધાતા બ્રહ્મા ઉત્પન્ન થયા છે, જેનો ઉગમ કે અંત કળી શકાય નહીં, જેના હૃદય ઉપર ત્રિવલી દેખાય છે, જેની રોમાવળી નિરુપમ છે એવાં શ્રી વત્સનાં કૌતકનું શું વર્ણન કરું ? બધાં આનંદથી તે એકલાનું મુખકમળ નિહાળવા ભેગાં થયાં છે. તેના અધરામૃતની સુંદરતા જાણે સાક્ષાત્ કમળદળ જેની કે જેમાં લક્ષ્મીજી સાક્ષાત્ હોય ! શ્રી કૃષ્ણનાં નયન અતિ વિશાળ છે. તેમની નાસિકા સરળ દેખાય છે. જ્યાં વસંત શોભા આપી રહી છે, તેમના કાનોમાં કુંડળ અતિ ઉજ્વળ શોભા આપે છે, ચહેરા ઉપર સુંદર વિશાળ કપાળ છે, મસ્તક ઉપર કેશનાં ઝુલ્ફાં શોભા આપે છે. તે ઉપર મોરપીંછવાળો મુગટ પહેરેલા શ્રી કૃષ્ણને જોઇને સૂર્ય લજ્જિત થાય છે. તેથી સૂર્ય તેમના કંઠનો કૌસ્તુભમણિ બનીને મનને સંતોષ આપે છે. જેમ નિર્મળ આકાશમાં તારા શોભા આપે છે, તેમ શ્રી કૃષ્ણના ગળાના પદક ઉપર મહા રત્નોનો પ્રકાશ ચકચકાટ કરે છે. કંઠમાં મોતીનો એકસરો હાર શોભે છે, પગ સુધી વૈજ્યંતિ માળા શોભે છે. ભક્તોએ ગળામાં પહેરાવેલી સુમન માળાઓ પણ શોભા આપે છે. સર્વ અંગ ઉપર ચંદન લગાડયું છે. કપાળે કસ્તુરી મિશ્રિત સુંદર ચંદન લગાડયું છે. યદુનાયક તુળસીમાળા પ્રેમથી લઇને જુએ છે. એવા પરબ્રહ્મ સગુણ સ્વરૂપે કૃષ્ણ વેણુવાદન કરે છે. કનૈયો સુસ્વરથી મોરલી વગાડે છે એવા શ્રી કૃષ્ણના ધ્યાનમાં ગોપીની આંખો સ્થિર થઇ ગઇ છે. તેની બંસીનો નાદ

સાક્ષગી વ્રજાંગનાઓ પૃથ્વી ઉપર નૃત્ય કરવા માટે છે, જુદા જુદાં મધુર ગીત ગાય છે અને મનમોહન ગોવિંદના ગુણના વર્ણન કરે છે તે વ્રજાંગનાઓ તતુવાદ્યથી સુન્દર નાદ વગાડે છે અને પાવો, મોરલી, ઝાઝ, પખવાજ વગેરે મનોહર વાજીંત્રો વગાડે છે સાથે સાથે આલાપથી સ્વમુખે ગાયન ગાય છે પાર્વતિરમણ મૃદંગ વગાડે છે અને તે પ્રમાણે વ્રજાંગનાઓ નાચે છે નૈદુરાયા તાન સંકેત આપે છે અને અંતરની ગુજ કહે છે કૃષ્ણને વ્રજસુંદરી કહે છે કે તું અર્થમા વ્યાપકરૂપે વસેલો છે હે કૃષ્ણ! તને મળવાની ઇચ્છાથી અમે અને વ્રજાંગનાઓ આવી છીએ તું સાગર એક જ દેખાય છે, તારું રૂપ જોતા રતિનાયકને ખળભળાટ થયો છે હે કૃષ્ણ! તારું વદન જોતા તું અમને મુખથી ચુંબન આપ એવું એવું મનમા થાય છે તને અમારા હૃદયમા ચાંપીને આલિંગન આપવાનું ઘણું મન થાય છે એવું ગોપનારીઓએ કહેતાની સાથે શ્રીહરિએ અનેક રૂપ ધર્યા જેના હૃદયમા જેવો ભાવ હતો તે પ્રમાણે મુરારિએ રૂપ લીધા એમ જેટલી વ્રજાંગના હતી, તેટલા રૂપ નૈયાએ લીધા પછી વ્રજાંગનાઓ શ્રી કૃષ્ણનો-જગજીવનનો-હાથ પકડીને આનંદથી નાચવા લાગી ઘનશામળાનો હાથ લઈને વ્રજાંગનાઓ ગળે લગાડતી અને તેનું સગુણ સ્વરૂપ નજરે નિહાળતી અને શ્રી કૃષ્ણને અનેક ચુંબન કરતી હતી બબ્બે જણ-કૃષ્ણ અને ગોપી-એમ એક બીજાનો હાથ પકડીને રાસમંડળ રચે છે અને ચક્રપાણિ આનંદ ભોગવે છે બાળકૃષ્ણનું શરીર અતિ સુકુમાર છે અને હૃદય અતિ વિશાળ છે, કમર બારીક છે, વક્ષસ્થળ ઉપર રોમાવલી છે એવું સુંદર સ્વરૂપ જોઈને વ્રજાંગનાઓ વિહ્વળ થાય છે તે શ્રી કૃષ્ણનો હાથ લઈને હૃદય ઉપર મૂકે છે તેમના મુખ ઉપર વારવાર ચૂંબન કરે છે અને મુખમા તાંબુલ ખવડાવે છે જેના મનમા જેવી ઇચ્છા તે મેઘશ્યામ પૂરી કરે છે શ્રી કૃષ્ણ સર્વનો વિશ્રામ છે તે શ્રી કૃષ્ણનું નામ નીલગ્રીવ હમેશા જપે છે શંકર પોતે મૃદંગ વગાડે છે એમ યુક્તિથી રાસમંડળ રચ્યો છે અને અનેક ગોપીઓ નાચે છે

તે સમયે શ્રીપતિએ તત્કાળ નરસિંહ મહેતાને ઓળખ્યા જેમ અઢારે વનસ્પતિમા તુળસી તરત ઓળખાય છે તેમ અનેક ગોપીઓમા બનાવટી ગોપી-નરસિંહ મહેતાને નિજ દ્રષ્ટિએ ઓળખ્યા જેમ આકાશમા અનેક તારા છે, તેમા ધ્રુવ તારો તત્કાળ ઓળખાય, તેમ નરસિંહ મહેતાને જોતા જ ચક્રપાણિએ ઓળખ્યા જેમ નવગ્રહ જોતા સૂર્ય તત્કાળ ઓળખાય, તેમજ

નરસિંહ મહેતાને ગોપીવેશમાં જોઇ શ્રી કૃષ્ણ મનમાં વિસ્મય પામ્યા! જેમ મોટા મોટા સિદ્ધો અને સાધકો બેઠા હોય તેમાં ગુરૂ દત્તાત્રેય જુદા જ દેખાઇ આવે, તેમ નરસિંહ મહેતાને સારંગધરે નિજ દ્રષ્ટિએ ઓળખ્યા. પછી ભોળા શિવજીને વ્રજભૂષણ પૂછે છે કે આ નવી ગોપી કોણ છે અને કયાંથી લાવ્યા છો ? હે નીલકંઠ! આજે મિત્રપણામાં આ કપટ કેમ કર્યું ? મારી અને તારી નિકટની પ્રીતિ છે, તેથી તને રાસમંડળમાં આવવા દઉં છું, એવું વનમાળીએ કહ્યું, ત્યારે ચંદ્રમૌલી હસ્યા. નરસિંહ મહેતાને પાર્વતિરમણે નેત્ર સંકેતથી શ્રી કૃષ્ણને ઓળખાવ્યા. એટલે તેમણે તરત જ પાસે જઇને શ્રી કૃષ્ણચરણમાં વંદન કર્યું. સદાશિવ કહે છે કે હે કૃષ્ણનાથ, આ તારો દાસ નરસિંહ મહેતા છે. તેની પુરાતન કથા તમને સવિસ્તાર કહું છું.

ગયા જન્મમાં આ તામસગુણથી ભરેલો વ્યાઘ્ર હતો. તેને વનમાં જતાં પીપાજી ભકતે નામસ્મરણ કરવાનું કહ્યું. તેણે તારું નામસ્મરણ કર્યું. તેથી તેનાં દુષ્કર્મોનું પાપ સંપૂર્ણ નાશ થયું. પછી તેનો જન્મ જુનાગઢમાં નાગર બ્રાહ્મણને ત્યાં થયો. તેનાં માતાપિતા તેના બાળપણમાં મરણ પામ્યાં. પછી તેણે તેનું શરીર મને અર્પણ કર્યું. એટલે કે સાત દિવસ સુધી અન્નભક્ષણ કર્યું નહીં અને પાણી પણ પીધું નહીં. આથી મારા મનમાં સંતોષ થયો અને હું તેના ઉપર પ્રસન્ન થયો. પછી વરદાન માગતાં તેણે ઉત્તર આપ્યો કે મને શું યોગ્ય છે તે માગતાં આવડતું નથી. તેથી હે નીલકંઠ, તને જે ગમે છે તે જ મને આપ. હે જગજીવન, તું જ મને ગમે છે તેથી હું તેને તારી પાસે મારું વચન પાળવા લાવ્યો છું. હવે હે શ્રી કૃષ્ણ, એને માથે અભયકર મૂકીને વરદાન આપો. કમળાપતિએ આ સાંભળીને નરસિંહ મહેતાનો હાથ પકડયો. કૃપામૂર્તિએ તેને પછી અભયદાન આપ્યું અને પ્રેમથી આલિંગન પણ આપ્યું. પછી ચક્રપાણિ બોલ્યા કે તેં જે રાસમંડળ નજરે જોયું છે એનું કવિત્વ કરીને સકળ જનને પૃથ્વી ઉપર કહી સંભળાવજે. મારા ગુણચરિત્રની લીલા હંમેશાં તારી નજર સામે દેખાશે. એવું વચન ઘનશામળાએ તેને આપ્યું. પછી શ્રી કૃષ્ણ મહાદેવજીને કહે છે કે હવે આને લઇ જાઓ. એવું સાંભળી ઉમારમણે ઊઠીને સત્વર નમન કર્યું અને ઇચ્છા માત્ર કરવાથી તેને જંગલમાં મંદિર હતું ત્યાં મૂકી દીધો. પછી પોતાના ભકતને અભયવર આપી પોતે કૈલાસ ગયા.

હવે શિવાલયમાં બેઠા બેઠા નરસિંહ મહેતા કીર્તન કરે છે અને રાતી દિવસ સપ્રેમ નામસ્મરણ કરે છે શ્રીકૃષ્ણુની કથામૃત ગાતા ગાતા પ્રેમથી નૃત્ય કરે છે ખરેખર નિર્લજ્જ થઇને (કોઇની બીક ગણ્યા વિના)શ્રીહરિના ગુણનું વર્ણન કરે છે શ્રીપતિએ જે રાસલીલા કરી હતી તે નરસિંહે પોતાના ગ્રંથમાં લખી છે, તે ગુજરાતી ભાષામાં છે અને તેના દેશના લોક હજુ પણ રાસલીલા ગાય છે

હવે આગળની કથા એમ છે કે જ્યારથી નરસિંહ મહેતા ઘરમાંથી રિસાઈને વનમાં ગયા હતા, ત્યારથી તેના બંધુજનો તેની શોધ કરતા હતા ત્યાં એક દિવસે ગાયો ચારતા ગોવાળોએ અરણ્યમાં નરસિંહ મહેતાના કીર્તન પ્રેમથી સાંભળ્યા તેઓએ પછી ઘેર આવી તેના મોટાભાઇને સર્વ વૃત્તાંત કહ્યો તે ગોવાળોએ કહ્યું કે નરસૈયો ભક્ત જંગલના જુના શિવાલયમાં હરિકીર્તન કરે છે એ વાત કાને સાંભળીને તેના ભાઇના મનમાં સંતોષ થયો પછી ત્યાં જઈ તેને સમજાવીને પોતાને ઘેર તે લઇ આવ્યા ગામમાં કોઇ ભાવિક અધ્યાત્મજ્ઞાની માણસો હતા તેમને સમજાયું કે આના ઉપર નારાયણ પ્રસન્ન થયા છે તેના ચિહ્નો બહારથી દેખાયા ગંગામાં વહેળો ભેગો થતાં, તે પણ પવિત્ર થાય છે તેવી રીતે જગજીવનની કૃપા થાય તોજ સાત્ત્વિક લક્ષણ આવે છે તે ગામમાં એક બ્રાહ્મણ હતો તે પરમ ભાવિક વૈષ્ણવજન હતો તેણે તેની કન્યાનું દાન નરસિંહ મહેતાને કર્યું જેમ લોહને પારસમણિ લાગવાથી સુવર્ણ થાય છે, તેમ નારાયણની કૃપા થયા પછી શું બાકી રહે ? નરસૈયો કોઇની ઉપેક્ષા કરે નહી તેને મન રાજા કે રંક બને સરખા જ છે ગરીબ કે શ્રીમંતને તે સરખા લેખે છે ગૃહસ્થાશ્રમ શરૂ કર્યા પછી તેને બે સંતાન થયા–એક પુત્ર અને એક પુત્રી હવે આગળ કથા ઘણી રસાળ આવે છે તે શ્રોતાઓ સાવધાન થઇને સાંભળજો શ્રી કૃષ્ણ જાતે નરસિંહ મહેતાના પુત્રના લગ્ન કરશે એ ભક્તચરિત્ર કથા ઘણી સુંદર છે તે સુવાસિક ફૂલની વાડી છે દ્વારકાવાસી શ્રી કૃષ્ણ સખા તે વસંત ઋતુનો માલતીમંડળ જુઓ અને કથા વાક્યો તે પુષ્કળ ફૂલમાળાઓ છે તેનો સુંદર હાર ગૂંથીને મહીપતિ ફૂલવાળો માળી થઇને વૈષ્ણવ મેળામાં આવ્યો છે

**સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે પ્રેમાળ ભાવિક ભક્તોએ આ સત્તાવીસમો અધ્યાય સાંભળ્યો**

**॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥**

## અધ્યાય ૨૮ મો.

# નરસિંહ મહેતાના પુત્રલગ્નની કથા.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥
॥ પુંડરીકવરદા પાંડુરંગા ॥ શ્રી કૃષ્ણા પાંડુરંગા ॥
॥ વ્રજનારીના રાસરંગા ॥ તું રંગા ક્રીડતી ॥

મનમાં તારી જ ઈચ્છા કરતાં ભક્ત સદા નિષ્કામ થાય છે. સઘળા જીવોનો તું વિશ્રામરૂપે છે. તું આત્મારામ છે. તું રઘુવીર સર્વનો વિશ્રામ છે. તું મનને શક્તિ આપનાર ચૈતન્યઘન છે, તું ગુણાતીત છે અને નિર્ગુણ પણ છે. તું તારા વૈરીઓને મોક્ષ આપે છે. તું એક આનંદઘન છે. તું દેવોનો દેવ સનાતન છે. અંબરીષ ભક્ત તારે શરણે આવ્યો. તે પ્રેમથી એકાદશી વ્રત કરતો હતો. તેના ઉપર તપોનિધિ જેવા દુર્વાસા ઋષિએ ક્રોધ કર્યો અને તેનો નાશ કરવા માટે નિર્દયપણે તેને શાપ આપ્યો. ત્યારે અંબરીષે તારું કૃપાનિધિનું સ્તવન કર્યું. તે પણ અંબરીષની કરુણા સાંભળીને તેના ઉપર પ્રેમરૂપી અમૃતવર્ષા કરી અને તેને સત્વર મદદ કરી. તે તે ઋષિની પાછળ ચક્ર મૂક્યું અને દુર્વાસાને ત્રાસ પમાડ્યો. તે જગજેઠીએ અંબરીષ ઉપર કૃપાદૃષ્ટિ કરીને જોયું અને પછી પોતાના ભક્તને અભયવરદાન આપ્યું. પોતે દસ ગર્ભવાસ સહન કરીને અવતાર લીધા. મત્સ્ય, કૂર્મ, વરાહ રૂપ લીધાં. વરાહરૂપે દાઢ ઉપર પૃથ્વીને ધારણ કરી. હિરણ્યકશ્યપે જ્યારે પ્રહ્‌લાદ ભક્તને દુઃખ દીધું, ત્યારે તે નરસિંહ અવતાર લીધો અને સ્તંભમાંથી ઘુર ઘુર અવાજ કરીને પ્રગટ થયા. ક્રોધ કરીને તે અસુરને માર્યો અને પોતાના સેવક પ્રહ્‌લાદનું રક્ષણ કર્યું. જ્યારે પૃથ્વી ઉપર ક્ષત્રીઓનો ત્રાસ વધી ગયો ત્યારે તે પરશુરામનો અવતાર લઈ, પૃથ્વી એકવીસ વાર નક્ષત્રી કરી. તે સમયે તે જમદગ્નિ ઋષિને ત્યાં રેણુકામાતાને પેટે અવતાર લીધો હતો. હે શ્રીહરિ, તે તે સમયે એક નેહાથે ક્ષત્રિયોનો નાશ કર્યો હતો. પછી તે પૃથ્વીનું રાજ્ય ધર્મમાં માનનારા

રાજાને આપ્યુ હતુ એવો તુ કૃપાસાગર વિશ્વનો ઉદ્ધારનાર શ્રીરામ કૃષ્ણ દયાળુ છે રાવણ રાક્ષસ ઘણો ઉન્મત્ત હતો મહાદેવજીએ તેને વરદાન આપ્યુ હતુ તે બળથી તેણે સર્વ દેવોને પોતાને ત્યા બદીખાને નાખ્યા હતા નવગ્રહના પગથીઆ કરીને તે દશમુખવાળો રાજા રાવણ લકામા રાજ્ય કરતો હતો રાજા રાવણને ત્યા પવન આગણુ સાફ કરતો હતો મેઘ વરસાદથી છટકાવ કરતો હતો સૂર્ય નાવી થઈને પોતાને હાથે રાવણની હજામત કરતો હતો તેને ત્યા ગણપતિ મનમાં લાજ ન રાખતા ગાયન કરતા હતા આદ્યમાયા જે ભગવતી તે રાવણને ત્યા બાળકોને સ્નાન કરાવતા મનમાં લજ્જા ધરતા નહી એમ સઘળા દેવોને બદીખાને નાખી તેમની પાસે રાવણ કામ કરાવતો હતો દેવોને તેનુ સકટ પડતા બદીખાનામા તારુ સ્મરણ કરતા હતા તેઓના કરુણા વચન સાભળીને તે તેઓની ઉપર કૃપાદૃષ્ટિ કરી કસનો નાશ કરવા માટે પોતે કૃષ્ણાવતાર લીધો એમ જુદી જુદી રીતે ભકતોના રક્ષણ કર્યા મુરારિએ દ્રૌપદિને અગે ચીર પૂર્યા, અને તેની લાજ રાખી. બોડાણો રામદાસ તારો ભકત ડાકોરમા રહેતો હતો અને તારા દર્શન કરવા દ્વારકાની વારી કરતો હતો તેનો ભક્તિ ભાવ જોઈ તુ જગજેઠી દ્વારકાથી ડાકોર આવ્યો અને તેના પ્રેમભાવથી વાલભર સોનાની વાળી બરાબર થઇ ભરબજાર વચ્ચે વેચાયો તારો પ્રેમળ ભકત જયદેવ હતો તેની પતિવ્રતા સ્ત્રી પદ્માવતીએ જયદેવનુ મૃત્યુ સાભળી (ખોટી રીતે કહેવામા આવ્યુ હતુ) તરત જ પોતાનો પ્રાણત્યાગ કર્યો હતો તેના પ્રેતને તે સજીવન કરી અભય વરદાન આપ્યુ અને જગતમા તેની કીર્તિ વધારી નરસિહ મહેતા પ્રેમાળ ભકત હતા તેને રાસમડળના દર્શન કરાવ્યા હવે શ્રોતાઓ આગળની કથા રસાળ છે તે પ્રેમથી સાભળો

મહાદેવજીએ પ્રેમાળ ભકત નરસૈયાને રાસમડળ નજરે દેખાડયુ તે સમયે થતી શ્રીકૃષ્ણલીલા અતિ સુદર તેની નજરે દેખાડી તે કૃષ્ણલીલા જેવી નજરે જોઈ તે પ્રમાણે તેના પદ રચનાનુ વરદાન શ્રીરગે નરસિહ મહેતાને આપ્યુ, કે જે પદ વડે ભકતોનુ સસારદુઃખ નાશ પામે હવે નરસિહ મહેતા જુદા જુદા પદો રચી રોજ હરિના ગુણના વર્ણન ગાવા લાગ્યા હાથમા ટાળ વીણા લઇને નૃત્ય કરતા કરતા કીર્તન કરતા હતા

**કોઈની પાસે ન કરે યાચના, અને કરે અહો રામનામ કીર્તન,**
**રાજા અને રંક કે દીન, સર્વ સમાન ગણે નરસૈયો**

કલ્પતરુ અને બાવળ, પંડિત અને મૂઢ, સાધુ અને સંત,
ખળ અને નિંદક, સર્વને સમદૃષ્ટિથી જુએ નરસૈયો.
રાણી છે અયાચક વૃત્તિ, પણ ગ્રહણ કરે કદી કોઈ આપે અન્નવસ્ત્ર,
જે મળે આ રીતે તેમાં રહે સંતોષ, કુટુંબ પોષણ તેમજ થાય.

હવે જુનાગઢ પાસે શામપુર નામે એક ગામ છે. ત્યાં ત્રિપુરાંતક નામે વિપ્ર શાહુકારનો ધંધો કરતો હતો. તે નરસિંહની શાખ–કુળ–નો હતો. તેની કન્યા લગ્ન કરવાની ઉંમર જેટલી થઇ હતી. તેથી રિવાજ પ્રમાણે તેણે પુરોહિતને તેને માટે યોગ્ય વર શોધવા મોકલ્યો. શ્રી કૃષ્ણ ભટ્ટ નામે પુરોહિત પરમ ભાવિક બ્રાહ્મણ હતો. તે નરસિંહ મહેતાને ઘેર આવીને કહે છે કે અમારા યજમાને તેની કન્યાનું દાન તમારા પુત્રને આપવા માટે મને મોકલ્યો છે. રાશિ, નક્ષત્ર વગેરે જોતાં છત્રીસ ગુણ સરખા મળે છે. નરસિંહ મહેતાએ માગું કબુલ રાખ્યું એટલે લગ્ન કાર્ય નક્કી કરીને પાછો પોતાને ગામ આવ્યો. તે દેશમાં તે સમયે એવો રિવાજ હતો કે પુરોહિત જે કંઈ કરી આવે તે સર્વને માન્ય રાખવું પડે. પુરોહિતે જે વચન આપ્યું હોય, તે યજમાન કબુલ ન રાખે તો પુરોહિત પોતાનો અંગુઠો કાપીને વર પક્ષને આપી દે. તે દેશનો એવો વહીવટ જાણીને બ્રાહ્મણે જે નિશ્ચય કર્યો હતો, તે યજમાનને કહેવા લાગ્યો. કન્યાનાં લગ્ન નરસિંહ ભકતને ઘેર કરવાનાં છે. નરસિંહ મહેતા નાગર બ્રાહ્મણ છે. તે પરમ ભાવિક વૈષ્ણવ ભક્ત છે. તેના પુત્ર સાથે તારી કન્યાનું વેવિશાળ હું કરી આવ્યો છું. પુરોહિતનાં વચન સાંભળી ત્યાં સર્વજન હસવા લાગ્યા. તે કહેવા લાગ્યા કે દીકરીનું નસીબ વિપરીત લાગે છે. તે વૈષ્ણવ ઉદાસી છે, રોજ કીર્તન કરતાં નાચે છે. તેને કન્યા આપવાનું કેમ નક્કી કર્યું ? એવો સગો અમને શોભા આપે નહીં. જેના ઘરમાં ભાગવતનું સાધુ-સંતો શ્રવણ કરે છે અને જે બધાથી વિરકત અને ઉદાસી છે, તેવો સગો અમને શોભા આપે નહીં. જેને પોતાનું અને પારકું, સમ અને વિષમનું જ્ઞાન નથી, જે સર્વ મૂર્તિને સમભાવે જુએ છે તેવો સગો અમારે જોઇએ નહીં. જેને ક્રોધ નથી અને જે સદાચારી છે, જે સર્વ પ્રાણીમાત્રને સરખાં ગણે છે અને મિત્રસમ માને છે, જેના ઘરમાં અન્ન, વસ્ત્ર તદ્દન થોડાં છે તેને ત્યાં દીકરી કેમ અપાય ? આ સાંભળી પુરોહિત કહે છે કે મારું કહેવું સાંભળો. હું નિશ્ચય કરીને આવ્યો છું. જો તમે તેનું અપમાન કે અવ-ગણના કરશો તો હું તેને મારો અંગુઠો કાપી આપીશ. તે સાંભળી ત્રિપુ-રાંતક કહે છે કે આવતી કાલે લગ્ન તિથિ છે માટે સર્વ સાહિત્ય લઈને

જાનને લગ્ન માટે સત્વર તેડી આવો અમે તો નામાંકિત ગૃહસ્થ નાગર છીએ અને તે અમારો સગો સાન દુર્બળ વિષ્ણુભક્ત ગોત્યો છે તે જોઇ નિંદક લોકો હાંસી કરે તેવુ થવા દેશો નહીં લગ્નમા પાયદળ હાથી, ઘોડા, પાલખી, રથ વગેરે લાવજો અનેક વાજીત્રો લાવજો અને ધામધૂમથી કાલે જલદી લગ્ન સમારભમા આવજો ઘરને યોગ્ય કન્યા માટે વસ્ત્ર, અનકાર અને આભૂષણ લાવજો અમારા ગામના માણસો માટે મિષ્ટાન્ન, પક્વાન લાવજો એટલુ સાહિત્ય લઇને જો વેવાઈ આવી શકશે નહીં તો પુરોહિત નક્કી જાણજો કે સગાઇ તૂટી જશે જ્યારે આવી અટક મૂકી ત્યારે પુરોહિત સમજી ગયો અને ત્રિપુરાનકને દ્રષ્ટાંત આપી કહેવા લાગ્યો .—

જ્યારે ભીમક રાજાની કન્યા કૃષ્ણને આપી ત્યારે ભીમક-પુત્રે તેની નિંદા કરી હતી, તેવુ તું કરે છે જેમ પાર્વતિ હિમાલયની પુત્રીએ ત્રિપુરારિ સાથે લગ્ન કર્યા ત્યારે તેમની પણ તેમના પિતાએ નિંદા કરી હતી, તેવુ તું કરે છે પણ તારા મનમા જે જે ઇચ્છા છે તે સર્વ પૂરી થશે પુરોહિત એવુ કહીને ફરીથી નરસિંહ મહેતાને ગામ ગયો ત્યા જઇ મહેતાજીને કહ્યુ કે આવતી કાલે પુત્રના લગ્ન માટે ઉત્તમ દિવસ છે, માટે તમે શ્રી કૃષ્ણની સહાયથી સર્વ સાહિત્ય લઇ આનંદિત લગ્ન કરી નાખો પરમ ચતુર કૃષ્ણ ભટ્ટ પુરોહિત અતિ ભાવિક વૈષ્ણવ હતો, તેથી તે જે રીતે લગ્ન સિદ્ધ થાય તેવુ વચન બોલ્યો મનમા તે વિચાર કરે છે કે ત્યા જે વાતચીત થઇ તે જો અહીં કહેવામા આવે તો સર્વ કાર્યમા વિઘ્ન આવે નરસિંહ મહેતા પરમ ઉદાસી છે અને તે કોઇની આશા કરે તેમ નથી તેથી જે રીતે લગ્ન સિદ્ધિ થાય તેવા નમ્ર વચન કહ્યા મનમા લગ્નનો નિશ્ચય કરી પાછો તે ઘેર આવ્યો

સોય, સુહાગી (ક્ષાર) અને સારો માણસ જે કામ માથે લે છે તેને દ્વૈતભાવ હોતો નથી અને તેથી તે સર્વ એકત્ર કરે છે-પણ કુહાડી, કાતર અને નઠારો માણસ જે કામમા વચ્ચે પડે છે (મધ્યસ્થ રહે છે) તેનો તત્કાળ નાશ થાય છે તે અનર્થનું મૂળ છે માટે લગ્નમા ચાનટ માણસ જોઇએ નહીં અને યુદ્ધમા ઘણા મિત્રો જોઇએ નહીં, કીર્તનમાં ગરબડાટ જોઇએ નહી, તુળસી ક્યારામા બકરી ભરાવા દેવી નહી, પુરાણ વાચતા અતિ વાચાળપણુ જોઈએ નહી, ભાવિકજનોમા નિંદક અને ખળ જોઇએ નહી, પ્રવાસમા પાણીની અછત જોઇએ નહી, નજીકમા વેવાઈનુ ઘર ન જોઈએ, વરસાદ પડતા દક્ષિણનો પવન ન જોઇએ, ગુરૂમત્ર લેતા મનમા કાંઈ સશય

ન જોઇએ, વિરકત હોય તેણે દ્રવ્યસંચય કરવો નહીં, દુર્બળ હોય તેણે ઉદ્ધતાઇ કરવી નહીં, સાંકડો રસ્તો હોય ત્યાં કાંટા ન હોવા જોઈએ, કુગ્રામમાં અગ્નિહોત્રી ન જોઇએ, જે પથ્ય પાળે નહીં તેને વૈદે ઔષધ સ્વતંત્ર રીતે લેવા આપવું નહીં, ત્રાસ આપે તેવા કંજુસની મૈત્રી કરવી નહીં, વેવાઇ પાસે વ્યાજે ધન લેવું નહીં, સાધુએ રાજાનું અન્ન સેવન કરવું નહીં કારણ કે તેથી પુણ્યનો નાશ પામે છે.

હવે જ્ઞાનવાર્તા ઘણી થઈ. ગ્રંથની વાર્તા હવે સાંભળો. પુરોહિતે નરસિંહ મહેતાને જાન લઇ આવવાનું કહ્યું અને પોતાને ગામ પાછો આવ્યો. તે યજમાનને કહે છે કે આવતી કાલે સત્વર જાન આવશે માટે તું પણ સર્વ સાહિત્યની તૈયારી કરી સાવધ થઈ જા, ત્રિપુરાંતક હસીને કહેવા લાગ્યો કે નરસિંહ મહેતા એકલો છે. તેની પાસે કંઈ સાહિત્ય નથી, તો તે કેવી રીતે કાલે આવી શકશે ? સગાઈ તોડવા માટેજ મેં આવતી કાલે લગ્ન લેવાની વાત કરી હતી. આ વિષયને લગતું દષ્ટાંત કહે છે :—

શ્રાવણ માસમાં દેડકાં શેષકન્યાના લગ્ન કહેવા ગયાં. તેણે વૈશાખ મહીનામાં લગ્ન કરવા કહ્યું, પછી ઉનાળો આવતાં દેડકાં મરી ગયાં. તે પ્રમાણે મેં પણ આવતી કાલેજ લગ્ન માટે કહ્યું હતું, કે જે કાર્ય નરસિંહ મહેતાની શકિતની બહારનું હતું. પુરોહિત કહે છે હે ત્રિપુરાંતક! તું અવિશ્વાસુ છે. તારા મનમાં વિવેક વિચાર નથી. તારા ચિત્તમાં અહંભાવ ભરેલો છે, તેથી તારું જલદી અપમાન થશે. દ્રૌપદી સતીની મશ્કરી કરતાં દુર્યોધનનું અપમાન થયું હતું. આ લગ્ન નિમિત્તે તારું પણ તેવું જ અપમાન થાય એવું મને લાગે છે.

હવે બીજે દિવસે નરસિંહ મહેતાએ સૂર્યોદય થતાં સ્નાન કર્યું. પછી શ્રી કૃષ્ણનાથની પૂજા કરી. દ્વાદશ તિલક કર્યાં, ગળામાં તુળસીમાળા પહેરી અને તેમને ત્યાં જે કોઇ વૈષ્ણવજનો હતા તેઓને સાથે લઇ નામસ્મરણ કરવા લાગ્યા. તે પછી પુત્ર પત્ની વગેરેને લઇને વિષ્ણુભકત પુત્રનાં લગ્ન માટે ચાલ્યા. ટાળ, મૃદંગ વાગે છે, હરિભકતો હરિગુણ ગાય છે :

**જય જય મુકુંદમુરારિ, અનાથનાથ ભકત કૈવારી,**
**પુરાણ પુરૂષા મધુકૈટભમારી, વસે તું અંતરમાં ભકતોના.**
**જય દ્વારકાંવાસી જગન્નાયકા, રૂક્મિણીકાંતા વિધિજનકા,**
**મથુરાંવાસી કંસાંતકા, ભકતો અનેક તું મિત્ર એકજ.**

જય જય દેવાધિદેવા સનાતના, ભક્તરક્ષકા મધુસૂદના,
વિશ્વવ્યાપકા જગજીવના, મનમોહના ગોવિંદા.
જય પુરાણપુરૂષા અનંતનામા, સગુણપુરૂષા મેઘશ્યામા,
ભક્ત કામ કલ્પદ્રુમા, મનોભિરામા શ્રીહરિ શ્રીહરિ.

એમ શ્રીહરિના ગુણનું વર્ણન કરતાં પ્રેમભાવે ગાતાં ગાતાં નાચતા નાચતા નરસિંહ મહેતા ઉતાવળે ચાલે છે. પોતે સ્વાનંદમાં મસ્ત છે.

તે સમયે દ્વારકાંમાં ચક્રપાણિ સિંહાસન ઉપર બેઠા હતા, ત્યાંથી ઊઠીને એકાંતમાં મહેલમાં ગયા. ત્યાં જઇ શ્રી રૂક્મિણીજીને પાસે બોલાવી કહેવા લાગ્યા કે નરસિંહ મહેતા સદ્‌ભાવે મારું ભજન કરે છે. તે ભક્તરાજ છે. તેના પુત્રનાં આજે લગ્ન છે. પોતે તો દુનિયાની લજ્જા મૂકીને મારાં ગુણગાન કરે છે. તેથી આપણે જાતે જઇને તેનું કાર્ય સિદ્ધ કરવું જોઇએ. એમ કહીને કૃપાનિધિએ ભક્તોનો સમુદાય એકત્ર કર્યો. ઉદ્ધવ, અક્રૂર, નારદ, તુંબર, શુકદેવ, વાલ્મિકી, પ્રહ્‌લાદ એવા મોટા ભક્તો સાથે ભિષ્મ, વિભીષણ, વિદુર, મારૂતીને પણ બોલાવ્યા. સુદામા, લુલા અને લંગડા, કાણા, મુગા, બહેરા, બોબડા, એક આંખવાળા, ખરજવાવાળા, ચીપડાંવાળા, શેંવડા ગોપાળ એવા અનેક નાના મોટા ભક્તોને બોલાવ્યા અને તેમને ધનનીલે કહ્યું કે લગ્નમાં જવા માટે તૈયાર થાઓ. ત્યાર પછી શ્રીપતિએ, પોતે સત્યભામા, કાલંદી, જાંબુવતી, વગેરે સનીઓને બોલાવી. મિત્રખીંદા, યાજ્ઞજીતી, લક્ષ્મણા, ભદ્રાવતી વગેરેને સાથે લઇને શ્રીપતિ લગ્નમાં જવા નીકળ્યા. અનેક ગોપીઓને ગીત ગાવા માટે સાથે લીધી. શિબિકામાં રૂક્મણીમાતા બેઠાં. પછી અનેક વાજીંત્રો વાગ્યાં, નગારાં વાગ્યાં, અષ્ટસિદ્ધિઓ સહિત, દાસ દાસીઓ લઇને હષિકેશી નરસિંહ મહેતાના પુત્રની જાનમાં જવા અતિ વેગે ચાલી નીકળ્યા. હવે રસ્તામાં નરસિંહ મહેતા ચાલતા હતા અને પ્રેમથી ગાતાં ગાતાં નાચતા હતા. તેમની આગળ આગળ શ્રી જગન્નાથ સત્વર ગતિએ ચાલે છે. વહેવાઇનું ગામ આવ્યું ત્યારે શ્રી કૃષ્ણે જાન આવ્યાનું કહેણ મોકલ્યું. ત્રિપુરાંતક તો આ કહેણ સાંભળી મનમાં અચંબો પામ્યો. ગામના લોકો તો કહેવા લાગ્યા કે લગ્નમાં તો અસંખ્ય માણુસો આવ્યા છે. પગ મૂકવા જેટલી જગા ગામમાં બાકી રહી નથી. હવે કેમ થશે ? મેડા ઉપર ચઢીને ગામ લોકો તો જાન આવતી જુએ છે. કાને મંગળગીત ગાતાં વાજીંત્રો સંભળાય છે. તેના અવાજથી આકાશ ભરાઇ ગયું છે. ત્રિપુરાંતક ગામના માણસોને સાથે લઇને જાનની સામે

મળતા જાય છે સાથે એક જોડી વાજીત્રની પણ લીધી છે આ સમયે જેમ સૂર્યનો ઉદય થતા તારાઓ સતાઈ જાય, કે સમુદ્રજળ જોઈ ખાબોચીઆ મનમા લજ્જિત થાય, જેમ ગરુડની ગતિ જોતા બિચારી ચકલીની જે ગતિ થાય, જેમ અમૂલ્ય રત્નોના ઝળકાટ આગળ કાચના કકડાની શી વિસાત ? જેમ સિદ્ધાતજ્ઞાની આગળ ખાની પોતાનો મત સ્થાપનાર બિચારો કેમ ટકી શકે ? જેમ જ્ઞાની પંડિત સામે બિચારો મૂર્ખ લજ્જાયમાન જ થાય, તેમ લગ્નમા આવેલા વરપક્ષના માણસો જોઈ વેવાઇના ગામના સર્વ લજ્જિત થયા પુરોહિત કહેવા લાગ્યો કે મારી ખાતર જ શ્રી જગજીવન સાહિત્ય તથા જાન લઇને આવ્યા છે તે સમયે વિશ્વકર્માએ આવીને સર્વ મડપ વગેરે સાહિત્ય તૈયાર કર્યું એક ભવ્ય દિવ્ય મડપ કરી તેમા સપૂર્ણપણે બેઠકો ગોઠવી દીધી ગોળ તકિયા, ગાદીચા, ચોરસ તકિયા વગેરે નાના પ્રકારના આસનો ગોઠવી દીધા રભા અને તિલોત્તમા અપ્સરાઓ માનવરૂપે આવી ત્યા નાચગાન કરે છે દેવલોકો સ્વર્ગમાથી ઉતરી આવીને લગ્નની શોભા જુએ છે જુદી જુદી જાતના નજરાણા, કેશર, કસ્તુરી, સુગધી પદાર્થો અને ચદન તૈયાર હતા વરની સાથે નારાયણ પણ ત્યા આવીને બેસા બાજુમા વરતી ચાદરણીઓ મગળગીત ગાતી હતી વચમા રૂક્મિણી માતા બેઠા હતા નરસિહ મહેતાની પત્ની પણ આવીને રૂક્મિણી માતાની નજીક જઈ બેસા બધા જાનૈયાને ગળે ફૂલના હાર હતા તેવા વૈષ્ણવ મેળામા આનદે નિર્ભર થઇને સારગધર બેસા, હવે ગ્રામ વાસીને લઇને ત્રિપુરાંતક ત્યા આવ્યો તેને નજીક આવેલો જોઈને વૈકુઠ નાયક ઊભા થયા સઘળા ભક્તોની સાથે શ્રીહરિ તે સમયે વેવાઇને ભેટ્યા પછી મધુર સ્વરથી મુરારિ ત્રિપુરાતકને કહે છે કે જેમ નદીમા પૂર આવ્યુ હોય ત્યારે તુમડાની સહાયથી પને પાર જઇ શકાય છે તેમ તમને પણ નરસિહ મહેતા જેવો સારો વેવાઈ મળ્યો છે જેમ આયુષ્ય પૂરુ થવા આવ્યુ હોય ત્યારે અમૃત મળે તો મૃત્યુકાળ ચુકાવી શકાય છે, તેમ નરસિહ મહેતા પ્રેમાળ ભક્ત તમારો વેવાઇ થયો છે તમારો જીવ-કામ, ક્રોધ, અહભાવ વગેરે ભવરોગથી પીડાએલો હતો, તેનુ નિવારણ કરવા આ વૈષ્ણવને વેવાઈ કર્યો છે જેમ લોઢુ અને પારસમણિનો સ્પર્શ થતા સુવર્ણ થાય છે અને તેના અલકાર શ્રીમત પહેરે છે, તેમ નરસિહ મહેતાના યોગથી તમારા દર્શન અમને થયા છે આ સાભળી ત્રિપુરાતક પૂછે છે કે આપનુ નામાભિધાન કહો આપના દર્શન પૂર્વે કદી થયા નહોતા આપ ક્યાથી પધાર્યા છો ? તે સાભળી દેવાધિદેવ કહે છે કે મારુ નામ શામળશા

છે, નરસિંહ મહેતા સાથે અમારે લેવડદેવડ છે, હું સર્વકામ મારી જવાબદારી ઉપર કરું છું અને મહેતાજીની પેઢીમાં ગુમાસ્તાગીરી કરું છું. એમના જીવનની છાની વાત હું એકલો જ જાણું છું. એ તો માયા લાઘવી મનમોહન છે. તેનો મહિમા કોઈથી કળી શકાય તેવો નથી. શીમાંત પૂજન માટે વરને જે વસ્ત્રો આપવાં પડે તે વસ્ત્રો ત્રિપુરાંતક લાવ્યો હતો. પરંતુ તે હલકી કિંમતનાં લાગવાથી તે મનમાં લજ્જા પામ્યો. તે વાત જાણવાથી વૈકુંઠનાથે ત્રિપુરાંતકને કહ્યું કે લગ્નમાં તો અગણિત માણસો આવ્યાં છે, તેથી તમારા મનમાં સંકોચ થાય છે, માટે સમજે કે સ્વયંપાક રૂચીકર કરવો હોય તો વધારે પડતું મીઠું નાખવું નહીં. એમ આપણાથી આપણે મોટો સગો કરવો નહીં. બીજું આપણા ગામના રાજાને વ્યાજે ધન આપવું નહીં. કવીશ્વરની વાણી હોય ત્યાં વાદ કરવાથી કંઇ વળે નહી, તેવી રીતે આપણાથી મોટો સગો વહોરવો નહીં. જેમ સૂર્યનો આકાશમાં ઉદય થતાં ચંદ્ર તેજહીન થાય છે, તેમ નરસિંહ મહેતાની સંપત્તિ જોઈ વેવાઈને મનમાં સંકોચ થાય છે. લગ્ન માટે સામગ્રી તો થોડીક જ તૈયાર કરી હતી અને જાનમાં તો અસંખ્ય માણસો આવ્યા હતાં. આ જોઇને વૈકુંઠનાથે શું કરવું તેનો વિચાર કર્યો. પછી ધનનીશે ત્રિપુરાંતકને કહ્યું કે જે કંઇ સાહિત્ય તમારી પાસે તૈયારીમાં હોય તે લઈ આવો. તે મંગળ સમારંભમાં ચાલશે. અહીં તો સર્વ સિદ્ધિ અનુકુળ છે. માટે જે કંઈ હોય તે અહીં લાવીને મૂકી દો. મનમાંથી સંકોચ દૂર કરીને ચિત્તમાં દ્વૈત ભાવ રાખશો નહીં. અવશ્ય તેમજ કરીશ એવું કહીને તે સમયે ત્રિપુરાંતક નગરમાં પાછો આવ્યો. પછી પુત્રીને લઈને જે સાહિત્ય હતું તે સાથે પાછો તે જ જગ્યાએ આવ્યો. જેમ ભીમક રાજાએ અનન્યભાવે પોતાની કન્યા શ્રીપતિને અર્પણ કરી તે લગ્ન મૂળ માધવી સ્થળે થયાં અને પ્રીતિથી લગ્ન કરી આનંદ મેળવ્યો. તે પ્રમાણે ત્રિપુરાંતક વિરોધભાવ ત્યજીને સઘળા સાહિત્ય સાથે કન્યાને લઇ ત્યાં આવ્યો. જેમ ગંગામાં વહેળો મળતાં તે વહેળાના જળને કોણ અપવિત્ર કહી શકે ? તેમ ત્રિપુરાંતકનો જગજીવને અંગીકાર કર્યો. ભગવાન ભાવિકને ત્યાં ઉણું આવવા દેતો નથી. ઘણા આનંદ અને ધામધૂમથી લગ્ન શરૂ થયું. વાજીંત્રો પણ મંજુલ સ્વરથી વાગતાં હતાં. વરને પીઠી ચોળાઇ અને મોટી ધામધૂમ થવા લાગી. દેવ પ્રતિષ્ઠા, ગણપતિપૂજન, પછી બ્રહ્મભોજન, વગેરેમાં જાતજાતનાં દિવ્ય પકવાનથી નારાયણે બ્રાહ્મણોને જમાડયા અને દાનદક્ષિણા આપી. નરસિંહ મહેતાને પાસે બેસાડી શ્રીપતિએ નિજપ્રીતિથી ભોજન કરાવ્યું. ગોરજ લગ્ન હતાં તેથી સૂર્યાસ્ત સમયે બ્રાહ્મણોએ મંગલાષ્ટક ગાવાનું શરૂ કર્યું :—

જ્યારે દુર્વાસાએ અંબરીષ છળ્યો,
ત્યારે દસગર્ભવાસ સહન કરી જન્મ લીધા,
તે દેવાધિદેવ વૈકુંઠવાસી, વધૂવરનું રક્ષણ કરો,
જેનું કરતાં નામસ્મરણ, સકળ પાપ બળી જાય.
તે દ્વારકાંવાસી મનમોહન, વધૂવરનું રક્ષણ કરો,
બ્રહ્માદિ શંકર જેનું અખંડ ધ્યાન ધરે નિજ મનમાં.
તે ભકતવત્સલ હૃષિકેશી, વધૂવરનું રક્ષણ કરો,
તું દેવાધિદેવ સનાતન, ક્ષીરસાગરે કરે શેષશયન.
લક્ષ્મિકાંત જગજીવન, વધૂવરનું રક્ષણ કરો.

એ પ્રમાણે મંગળાષ્ટક ગાઇને બ્રાહ્મણોએ લગ્ન સમારંભ કર્યો. તે સમયે વાજીંત્રમાથી મંગળ ધ્વનિ થતો હતો. નિશાન નગારાં વાગતાં હતાં. જ્યાં વૈકુંઠનાથ પધાર્યા હોય ત્યાં કઈ વાતની ઊણપ હોય? કન્યાદાન સમયે બ્રાહ્મણોને ઘણી દક્ષિણા મળી. ગામના સઘળા માણસોને ભોજન કરાવ્યું. દિવ્ય અલંકાર, વસ્ત્ર, આભૂષણ વધૂવરને આપવામાં આવ્યાં. ધન્ય ધન્ય તે ગામના લોક કે જેને જગજીવન જોવા મળ્યા. જગજીવન પોતે બંને પક્ષના માણસો સાથે આનંદથી મળતા હતા. ઠાઠમાઠથી ચાંદરણીઓ મહાલતી હતી. ત્યાં વાજીંત્રોનો ધ્વનિ થતો હતો. ચારે મુકિત જેના પગ આગળ નાચતી હતી. હવામાં ચંદ્રજ્યોતિ અને એવા જુદી જુદી તરેહનાં યંત્રોમાંથી અવાજ થતા હતા. અષ્ટનાયિકા નાચ કરતી હતી અને વૈષ્ણવ હરિ નામની ગર્જના કરતા હતા. જુદી જુદી રીતે આનંદ મંગળ થઈ રહ્યો હતો. ત્યાં સાથે રૂક્ષ્મિણી માતા હતાં તેમને નરસિંહ મહેતાનાં પત્ની જોઇ રહ્યાં હતાં અને મનમાં વિસ્મય પામતાં હતાં. ત્યાં જગજીવને પાંચ દિવસ સુધી લગ્નની ધામધૂમ કરી. પછી જાનૈયાઓને શ્રીકૃષ્ણે વસ્ત્રાભૂષણો આપ્યાં. હવે ત્રિપુરાંતકને પૂછીને શ્રીકૃષ્ણ – વૈકુંઠનાથ કહે છે કે આ વિષ્ણુ ભકતે લગ્ન ઉજવ્યું તે પરમાર્થ પ્રપંચ જોયો કે? પછી વરપક્ષના માણસો સાથે શ્રીકૃષ્ણની કીર્તિ ગાતા ગાતા નરસિંહ મહેતા પોતાના ગામ જુનાગઢ આવ્યા. ત્યાં પ્રેમથી હરિનામ ગાવા લાગ્યા. હવે નરસિંહ મહેતાના કાનમાં શામળશા–જગજીવન કહે છે કે —

"કંઇપણ સંકટ પડતાં મારું ચિંતન કરજે."

આ પ્રમાણે કહીને રૂક્મિણીપતિ દ્વારકાં ગયા. હે શ્રોતાજનો, આવતી કથા આદર સહિત અને પ્રેમથી મન દઈ સાંભળજો. અહો ભક્તવિજય ગ્રંથ એ કોમળ તુળસીવન જેવો છે અને ભીમાતીરવાસી રૂક્મિણીરમણ તેમાં વસે છે તે જાણશો. જ્યાં જ્યાં આ ગ્રંથ છે ત્યાં ત્યાં શ્રીહરિ પ્રત્યક્ષ કે પરોક્ષ વસે છે જ. સપ્રેમ રૂપ પાણી છે ત્યાં આનંદરૂપી મેઘ વરસે છે. ભાવિક અને ભાગ્યવાન વૈષ્ણવજન આ કથા સાંભળી સુખ પામે છે આગળ આવતો અધ્યાય રસાળ છે. નરસિંહ મહેતા હૂંડી લખે છે. મહીપતિ કહે છે કે શ્રોતાઓ ભાગ્યવાન છે કે જે સાદર આ ગ્રંથ સાંભળે છે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે. પ્રેમાળ ભાવિક ભકતોએ આ અઠ્ઠાવીસમો રસાળ અધ્યાય સાંભળ્યો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૨૯ મો

# નરસિંહ મહેતાની હુંડી.

### અનન્ય ભકતનું સર્વકામ દેવ જાતે કરે છે તે આ કથા સાબિત કરી બતાવે છે.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

જયમંગળવદના, મંગળાધિશા, ત્રિગુણાતીતા, હરિકેશા, વિશ્વવ્યાપકા, સર્વેપા, પંઢરીપા, શ્રી વિઠ્ઠલા, જય જય પુરાણપુરુષા, અનંતનામા, ભકત કામ કલ્પદ્રુમા, સપ્રુણ સ્વરૂપા, મેઘશ્યામા, નિજ ભકતપ્રેમા તું એક, જય દ્રૌપદી લજ્જાનિવારણા, ગજેંદ્રમોચકા, શેષશયના, પયોબ્ધિવાસા, કમલનયના, ભકતભૂષણા, પાંડુરંગા, તું સકળ દેવમાં વરિષ્ટ દેવ છે. તારું નામ જપતાં શિવને શાંતિ થઈ. ઈંદ્રાદિક સકળ દેવ તારું સ્તવન કરે છે. તું અંતરસાક્ષી ચૈતન્યઘન છે. તું યોગીઓના નિજ ધ્યાનમાં હંમેશાં રહે છે. તું તારા વૈરીઓને પણ સાયુજ્ય સદન આપે છે. અપાપી–પાપીનું શિવસદન કલ્યાણ તું જ છે. તું આનંદઘન દયાળુ છે, તું વિધાતાનો પિતા છે, તું જ સર્વ કંઈ કરે છે, છતાં અકર્તા કહેવાય છે. હે ભકતવત્સલા, રૂક્મિણીકાંતા, વેદો પણ તારો પાર પામી શકયા નથી. હે ભકતવત્સલા, તારું વર્ણન ચૌદ વિદ્યા અને ચોસઠ કળા કરે છે. તેમાંથી પણ હે ગોપાળ, તું ભકતોનો પ્રેમ જોઈ તેમની પાસે જાય છે. વૈકુંઠભૂવન ત્યજીને, ક્ષીરસાગરમાં શેષશયન કરવાનું ત્યજીને, અમૃતપાન કરવાનું ત્યજીને પણ તું નિજ ભકત પ્રેમ શોધતો ફરે છે. દ્વારકાંપુરીથી નીકળીને તું પુંડલીકને દ્વારે ગયો–ત્યાં જઈ તું શ્રીહરિ કટિ ઉપર હાથ મૂકીને ઊભો છે અને ભકતોને આવવાની રાહ જુએ છે. હે પુરૂષોત્તમ, એમ તને નિજ ભકતોનો પ્રેમ ઘણો ગમે છે. તારું સ્થાન હંમેશાં પ્રેમળ ભકતોના હૃદયમાં છે. ત્યાં તું આત્મારામ થઈને વસે છે. એમ હું વારંવાર તારી સ્તુતી કરું છું અને તુજપ્રતિ નમન કરું છું. હે શ્રીપતિ, આ ગ્રંથ વધારવા માટે સ્ફુર્તિ આપજે અને સહાય કરજે.

હવે શ્રોતાજનો સાભળો આગળ કહી તે પ્રમાણે નરસિંહ મહેતાના પુત્રની લગ્ન સિદ્ધિ કરીને જગજીવન દ્વારકા ગયા હવે નરસિંહ મહેતા હમેશા હૃદયમા નિત્યકાળ ધનનીવનુ ધ્યાન ધરતા હતા, કીર્તન કરતા હતા અને નૃત્ય પણ કરતા હતા તે પ્રેમળ ભક્ત હમેશા વિદેહ સ્થિતિમાં રહેતા હતા.

ત્યજીને જ્ઞાનનું અભિમાન, ત્યજીને આશા પાશ બધન,
ત્યજીને લૌકિક માન અપમાન, શ્રી કૃષ્ણ ચિંતન કરે છે
ત્યજીને વિષયની લોલુપ્તા, તોડીને મમતાની બેડી,
ત્યજીને સંશયની ખોટી ભાવના, શુદ્ધ શાંતિ તેણે મેળવી.
ત્યજીને સમ વિષમ ભાવ, માને રંક અને રાય સરખા,
અનંત બ્રહ્માંડના સૌ જીવ, ઈંદ્રાદિ દેવ સૌ એક સરખા

મહેતાજી પોતે વાઘ, વીછી, સિંહ, શ્વાન વગેરેના અવગુણ જોતા નથી રબારી કે બ્રાહ્મણ સર્વને એક સમાન ગણે છે કલ્પતરુ અને બાવળનુ વૃક્ષ, હીંગ અને ચદન, અપશબ્દ અને રસાળવચન સર્વને સમદૃષ્ટિએ જુએ છે સામે ધનનો ઢગલો પડયો હોય તેને માટી સમાન માને છે અમૂલ્ય રત્નોને પાષાણરૂપ ગણે છે આવી વૃત્તિથી નરસિંહ મહેતા રહે છે હવે એક વખત દ્વારકામા યાત્રા હતી, ત્યારે યાત્રિકો રસ્તામા જુનાગઢમા એક દિવસ આવીને રહ્યા તેમનામા કેશવ ભટ્ટ નામે એક પરમ ભાવિક બ્રાહ્મણ હતો તે જુનાગઢમા જઈને, ગામ લોકોને ગામનુ વાતાવરણ પૂછવા લાગ્યો ત્યાં ચૌટામા નિંદા કરનારા દુષ્ટ લોકો બેઠા હતા તેમની પાસે જઈ તે ઊભો રહ્યો પછી તે શુ બોલ્યો તે સાભળો. તે બ્રાહ્મણ લોકોને મધુર શબ્દે કહે છે કે હુ યાત્રિક છુ અને દ્વારકાપુરી જાઉ છુ. ત્યા શ્રીહરિ-ચરણના દર્શન કરવા છે માટે તમારા નગરમા કોઈ શાહુકાર હુડી લખી આપે તેવો હોય તો મને વિચાર કરીને કહો આવુ વચન સાંભળીને તે દુષ્ટો હસવા લાગ્યા. પછી વ્યગમા કહેવા લાગ્યા કે અહી તો નરસિંહ મહેતા પ્રેમળ ભક્ત છે તે સકળ વૈભવથી આનદથી રહે છે. તે એકનો જ ભાગ્યશાળી અને ધનવાન છે, પણ વિરક્તપણે આનદમા રહે છે તમે ત્યા જલદી જાઓ તો તમારુ કામ તરત જ થશે તેમના મકાન ઉપર ધજા ફરકે છે, બહાર તુળસીવન છે, ગરુડ ચિહ્નવાળી ધજા લઈ હરિકીર્તન કરતા તે

નાચે છે હે બ્રાહ્મણ, આ નિશાનીઓથી તમે નરસિંહ મહેતાને ઓળખજો આના વચન સાભળી બ્રાહ્મણને મનમા વિશ્વાસ આવ્યો પછી તે વેગથી નરસિહ મહેતાના ઘર તરફ ગયો હવે કદાચ શ્રોતાઓને નવાઇ લાગશે કે સર્વના અતરમા શ્રીહરિ છે, તો પછી નિજ ભક્તોની છેડતી કેમ થાય છે? આ શકાનુ નિવારણ સાભળો—ભકત અને અભકત બન્નેને નારાયણે પોતે સર્જ્યાં છે જ્યારે ભક્ત અભ ક્તનો યોગ થાય છે ત્યારે નિજ દાસને સન્માન મળે છે જો ગજેદ્રને મગરે પકડ્યો ન હોત તો વૈકુઠવાસીને શા માટે દોડવુ પડત? જો દ્રૌપદીની દુઃશાસને છેડતી ન કરી હોત તો હરિ તેને કેવી રીતે વસ્ત્રો આપી શકત? હિરણ્યકશ્યપ મહાન રાક્ષસ હતો, જો તેણે પ્રહ્લાદ ભકતને ત્રાસ ન આપ્યો હોત તો સ્તભમાથી શ્રી જગન્નાથ નરસિંહરૂપે કેવી રીતે પ્રગટ થાત? જો લોઢુ ન હોત તો પારસમણિની કિંમત કેવી રીતે થઇ શકત? તેવી રીતે અભકતના યોગથી જ નિજદાસને સન્માન આપવાની તક વિષ્ણુને મળે છે જો યાચકને ઇચ્છા ન હોત, તો પછી દ પક્ષની તપાસ કોણ કરત? જો રાત્રીએ અધકાર ન થાય તો દીવાની કિંમત કોણ કરત? જો કોઇ અસત્ય ભાષણ કરે નહીં, તો સાચુ બોલનાર પુણ્યાત્મા કોણ થાત? જો પ્રજા નિર્માણ કરી ન હોત, તો રાજાનુ સન્માન કોણ કરત? જો તારાગણ સુક્ષ્મ ન હોત, તો ચદ્રને મોટો કોણ કહેત? જો હીરો ન હોત તો લોઢાનો ઘણ કોની પરીક્ષા કરત? જો યમપુરી બનાવી ન હોત તો સ્વર્ગની આશા કોણ કરત? જો લખચોરાશીનો ફેરો ન હોત તો પછી મોક્ષની કોણ ઇચ્છા કરત?

**તેમ સૃષ્ટિમાં અભકત નિર્માણ કરી, ભકતો ઉપર કરે કૃપાદષ્ટિ,**
**તેમને સંકટ પડતાં ઉઠે જલદી, દોડે જગજેઠી જલદી જલદી**

હવે કથા આગળ સાભળો કેશવ ભટ ભાવિક બ્રાહ્મણ હતો તે નરસિંહ મહેતાને ઘેર જલદી પહોચ્યો બારણામા પવિત્ર તુલસી વૃદાવન હતુ ત્યા વિષ્ણુભકત વૈકુઠનાથનુ ધ્યાન ધરીને બેઠા હતા અને તેમનુ સપ્રેમ સ્મરણ કરતા હતા દેહભાન રહ્યુ નથી અને સહજ સમાધિ અવસ્થામા જોવામા આ યા સસારની સર્વ ઉપાધિ જેમણે ત્યજી છે, આત્મજ્ઞાન થવાથી જે શાત જણાય છે, તેમની સામે અકસ્માત આવીને ઉભા રહેલા બ્રાહ્મણને જોઈ નરસિંહ મહેતાએ સપ્રેમ નમન કર્યુ સામે આસન મૂકયુ અને સન્માન સહિત તે વિપ્રને બેસાડ્યો પછી તેમણે પૂછ્યુ કે કયાથી આવ્યા અને કયા જવુ છે? તે અવસરે બ્રાહ્મણ બોલ્યો કે હુ દ્વારકાપુરી

યાત્રાએ જાઉં છું. આગળ રસ્તો ભારે અડચણથી ભરેલો છે. રસ્તે ચોરીનો ભય છે. વાટખર્ચી માટે સાતસો રૂપીઆ લાવ્યો છું તો તે રકમ લઇ અને હૂંડી લખી આપો. રાત્રીના સમયે ગામમાં આવ્યો ત્યારે ગામલોકોને પૂછ્યું કે અહીં કોણ શાહુકાર છે કે જે હૂંડી લખી આપે છે? તેમણે તમારું નામ કહ્યું. આ પ્રમાણે બ્રાહ્મણની વાત સાંભળી નરસિંહ મહેતા મનમાં વિસ્મય પામ્યા! કે આ સીધા સાદા માણસને લોકોએ ઠગ્યો છે. પણ અનાથનો નાથ ભકતની વારે ધાનાર અમારા સિર ઉપર વસે છે. ભકતોનાં જુદાં જુદાં કાર્યો માટે નિજલીલાથી અવતાર ધારણ કરે છે. એવો મનમાં નિશ્ચય કરી બ્રાહ્મણને કહેવા લાગ્યા કે જે દ્રવ્ય લાવ્યો હોય તે અહીં મૂકી દે. તે સાંભળી બ્રાહ્મણ કહે છે કે દ્વારકાંમાં તમારો ગુમાસ્તો કે મુનીમ જે હોય તેનું નામ ઠેકાણું કહો. તેવાં વચન સાંભળી વૈષ્ણવભકત કહે છે કે તેનું નામ "શામળશા" છે. ઇંદ્રાદિક સર્વ દેવ તેને નમન કરે છે. ચાર વેદ બારોટ રૂપે તેની કીર્તિ અખંડ ગાય છે. કૈલાસપતિ ઉમાકાંત જેનું નિશદિન નામ જપે છે. તેની મુખ્ય દુકાન–પેઢી ક્ષીરસાગરમાં છે. બીજી પેઢી વૈકુંઠપુરીમાં છે અને ગોકુળ, મથુરાં, વૃંદાવનમાં તો તે વૈષ્ણવ મંદિરમાં રહે છે. દક્ષિણ દેશમાં ભીમા નદીને કિનારે પોતે પંઢરપુરમાં રહે છે. ત્યાં પુંડરીક ભકતની પાસે ઊભા છે. તે જ પોતે દ્વારકાંમાં બેસીને શાહુકારી કરે છે. તેના વેપારીઓમાં વ્યાસ અને વાલ્મિકી છે, જે કીર્તન રૂપી વેચવાની ચીજં વેચે છે. તેના ઘરાકોમાં નામદેવ, કબીર એવા ભાવિક ભકતો છે. જે કીર્તન કરીને અજ્ઞાનીઓને નિજ નિદ્રાથી તારે છે. આવાં વચન સાંભળી તે બ્રાહ્મણના મનનું સમાધાન થયું. તેણે સાતસો રૂપીઆ વૃંદાવનમાં મૂકયા. તે ક્ષણે નરસિંહ મહેતાએ કરૂણાવચનથી પત્ર લખવા માંડયો.

"હે દ્વારકાંવાસી, ચક્રપાણિ, સાંભળો વિનંતી દાસની તું ઉદાર, ધીર, કરૂણાસાગર, જ્યારે ઉપમન્યુ બાળકે ક્ષીર માગી ત્યારે તેનાં કરૂણ વચન સાંભળી તેને ક્ષીર સાગર આપ્યો. હે રૂક્મિણીકાંત, તારા ગુણનું વર્ણન કરતાં બ્રહ્મદેવ થાકી ગયા. મિત્ર સુદામો બ્રાહ્મણ તને મળવા આવ્યો, તેને સોનાનો મહેલ સંપત્તિ આપ્યાં. ધ્રુવ બાળકને અક્ષય પદ આપ્યું. એવું કૌતુક તેં કર્યું. એવો તું રમાનાયક હંમેશાં ભકતોનું રક્ષણ કરે છે. તું ઉદાર અને ધૈર્ય ધારણ કરનારમાં શ્રેષ્ઠ છે. મારો પત્ર લઈ

આવનાર બ્રાહ્મણને હે ચક્રપાણિ, તું દ્રવ્ય આપી સંતોષજે. તારો ભરોસો જાણીને તેની પાસેથી દ્રવ્ય લીધું છે. આ મુજ કરૂણાવચન કાને સાંભળી આનંદ મેઘ વરસાવજે. કહે છે કે તું સ્પષ્ટ રીતે દેખાય તેવો નથી. મેં તારા ઉપર હૂંડી મોકલી તે સાંભળી જનસમુદાયમાં હાંસી થાય તેવી ઘટના થવા દઈશ નહીં. શામળશા દ્વારકાંવાસી સાતસો રૂપીઆ આ બ્રાહ્મણને આપજો."

આ પ્રમાણે હૂંડી લખીને તે વિપ્રના હાથમાં આપી. પછી ગામમાંથી બ્રાહ્મણ, સંત, સાધુજનોને બોલાવ્યા અને તત્કાળ તે સર્વ દ્રવ્ય વહેંચી દીધું. પછી પોતે ઉપાધિરહિત થઇને નામ સ્મરણ કરતા બેઠા. હવે તે વિપ્ર નરસિંહ મહેતાને નમન કરીને ત્યાંથી ચાલી નીકળ્યો. માર્ગમાં તેના મનમાં વિચાર થયો ! તેને અંતરમાં વિસ્મયતા થઈ કે આવો ઉદાર શાહુકાર નજરે નીરખ્યો નથી. ઉદાર અને વિરક્ત દશામાં સર્વશ્રેષ્ટ રહે છે. તેના ઘરમાં અન્ન વસ્ત્ર બહુ જૂજ છે. અંતરમાં ક્ષમા અને શાંતિ રાખી સપ્રેમ કીર્તન કર્યા કરે છે. એવાની સાથે મેં વહેવાર કર્યો છે. એ મારા મનમાં કેવી ભ્રમણાથી થયું. એમ વિચારી તેને ઘણી ચિંતા થઈ. તે કહેવા લાગ્યો કે જેમ સાગરમાં મીઠું નાખવાથી તે પાછું મળી શકતું નથી તેમ મારા દ્રવ્યનું થયું છે. તે દ્રવ્ય શ્રીકૃષ્ણાર્પણ થઈ ગયું છે. જેમ આકાશ તરફ અવાજ કરતાં તેનો પડઘો પાછો પડતો નથી, તેવો નરસિંહ મહેતા સાથે મારે વહેવાર થયો છે. જેમ અગ્નિમાં ઘી નાખવાથી તે કોઈ ઉપાયે પાછું આવતું નથી તેમ વૈષ્ણવ ભક્તને જે દ્રવ્ય આપ્યું છે તે બ્રહ્માર્પણ થયું છે. જેમ તુળસીને પાણી પાઈ ડાળીને ફળની ઈચ્છા રાખવી નહીં, તેમ હૂંડીનાં નાણાં પાછાં મળશે તેવું મને દેખાતું નથી. જેમ નદીનું જળ સાગરમાં મળ્યા પછી પાછું નદીમાં જતું નથી, તેમ મારૂં દ્રવ્ય ખરેખર કુબેરના ભંડારમાં સમાઈ ગયું છે. જેમ ઊંચે વૃક્ષ ઉપર આકાશમાં ફૂલો છે. તેને પવનની મદદથી ભ્રમર આવી મળે છે, તેમ નિજ ભકતે પણ વિપ્રોને મારૂં દ્રવ્ય વહેંચી દીધું છે. પછી નિરાશ થઈ કહે છે કે હવે આ દ્રવ્ય માટે શોક કરવો નકામો છે. વિશ્વંભરા શ્રીકૃષ્ણનાથને સર્વની ચિંતા છે. આ પ્રમાણે મનનું સમાધાન કરીને તે વિપ્ર દ્વારકાં આવી પહોંચ્યો. ગોમતીમાં સ્નાન કરી શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં. શ્રીકૃષ્ણચરણનું વંદન કરી બે હાથ જોડી ઊભો રહ્યો. પછી અનન્ય ભાવે પ્રેમથી શ્રીહરિનું સ્તવન કરવા લાગ્યો :-

જય જયાજી રૂક્મિણીકાંતા, દીનબંધો રણછોડ નાથા.
અનાથ નાથા કૃપાવંતા, મારી ચિંતાનું નીરસન કરો.

એ પ્રમાણે કરૂણાવચન બોલીને પછી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પછી તે બ્રાહ્મણ પૂજારી પાસે જઈ પૂછવા લાગ્યો કે આ ગામમાં કોઈ શામળશા નામે શાહુકાર છે? હોય તો તેનું નિવાસ સ્થાન મને બતાવો. મારી પાસે તેમના ઉપરની હૂંડી છે. આ સાંભળી ત્યાં ઉભેલા સર્વજનોએ કહ્યું કે શામળશા નામનો શાહુકાર દ્વારકાંપુરીમાં જોયો કે સાંભળ્યો નથી. નરસિંહ મહેતાએ તમને હવા ઉપર હૂંડી આપી છે. તેવા માણસને દ્રવ્ય આપતાં જરા પણ વિચાર કેમ ના કર્યો?

આબરૂ જોઈને વહેવાર કરવો, સુપાત્ર જોઈને દાન કરવું, શ્રી ગુરુ ચરણે શરણે જઈને, અંતર સુખનો માર્ગ પૂછવો. વૈષ્ણવ મળે તો સદ્‌ભાવે દંડવત્ પ્રણામ કરવા–પણ–લેવાદેવાના વ્યવહારમાં, હમેશાં આવું કરવું નહીં. પ્રપચ વ્યવહાર વિપરીત છે તેમાં આવું કરવું નહીં. તેવાના સંગતે જે લાગે તેને પોતાના જેવો કરી મૂકે છે. નદીનો પ્રવાહ સમુદ્રમાં મળ્યો તે અનાયાસે સમુદ્ર થયો, જેમ પારસમણિની સાથે લોઢું મળ્યું તો કાળાશ તેની ગઇ, તેમ સંતસમાગમ થવાથી, સંસાર માયાનો નાશ થાય છે. જેમ ગંગામાં વહેળો મળતાં, તેનું નામ રૂપ બદલાઈ જાય છે, તેમ સાધુની સંગત થવાથી, સંસારભાન ભુલાય છે. આવી આવી જુનવાણી જાણતાં પણ તેં વૈષ્ણવ સાથે વહેવાર કર્યો.

હવે હે દ્વિજવર, તમને શામળશા શાહુકાર ક્યાંથી મળે? એ પ્રમાણે પૂજારીનું વચન સાંભળીને તે બ્રાહ્મણને ઘણી ચિંતા થઇ; ફરીથી દેવને નમન કરીને તે વિપ્ર ત્યાંથી નીકળ્યો. તે જ્યાં ઉતર્યો હતો, ત્યાં જતાં વિપ્ર મનમાં વિસ્મય પામ્યો કે નરસિંહ મહેતાએ દ્રવ્ય તો તે જ ક્ષણે વહેંચી દીધું હતું. માટે હવે તો દ્રવ્યની માયા ત્યજીને વૈકુંઠરાયને શરણે જવું. તે સમયે એવો વિચાર કરીને તે ચૌટે જઇને બેઠો. હવે દેવાધિદેવ રૂક્મિણીવરે પોતે શાહુકારનું રૂપ લીધું. સાથે ઉદ્ધવ તથા અક્રૂરને લીધા. પછી બેસવા માટે રથ મંગાવ્યો. જગજીવન પછી રથમાં બેસી દારૂકને કહે છે કે મારા ઉપર નરસિંહ મહેતાએ હૂંડી લખી મોકલી છે. તેનું કામ કરવા માટે આજે હું શામળશા શાહુકાર થયો છું. ચતુર્ભુજ રૂપ બદલીને ભક્તકાર્ય માટે હું નરદેહ ધારણ કરું છું અને ચૌટે જાઉં છું. ત્યારે ઉદ્ધવ કહે છે કે હે

જગજીવના ! વેદો પણ તારી માયા સમજી શક્યા નથી. હે નારાયણ, નિજ ભક્તોને માટે તું અનેકરૂપ ધરે છે. નારદ કહે છે કે હે દેવ! તું પૂર્ણ નાટકી છે. પહેલાં ભક્તોના ઉપર વિઘ્ન લાવે છે. પછી સગુણરૂપ ધરીને તું શ્રીહરિ દોડતો જાય છે. જેમ બાળકની માતા ખોટે ખોટે 'વાઘ આવ્યો' કહીને બાળકને બીવડાવે છે અને પછી બાળક આક્રંદ કરે, ત્યારે તેને ખોળામાં લઇ મોહથી પંપાળે છે. આ પ્રમાણે ભક્તો સાથે વાતચીત કરતા કરતા ગોવિંદ રથમાં બેસીને જાય છે. તે ભક્તકૈવારી જગદ્વંદનીયની અબાધ લીલા કોઈ સમજી શકે તેમ નથી. દિવ્ય અલંકાર, વસ્ત્ર અને આભૂષણ ધરેલું શામળશાનું સગુણ સ્વરૂપ શોભતું હતું. જગજીવનનો રથ આ પ્રમાણે રાજરસ્તા ઉપરથી જાય છે. પોતે નિજ સુખમાં મગ્ન છે. તેવી જ મગ્નતામાં સ્થિર ગતિએ રથ જાય છે. તે સમયે દારૂકને વૈકુંઠનાથ કહે છે કે જે સ્થળે બ્રાહ્મણ ચિંતામાં બેઠો છે તે સ્થળે તું રથ લઇજા. રૂક્મિણીપતિએ એવું કહ્યું એટલે દારૂકે સત્વર તે બાજુ રથ ચલાવ્યો. રસ્તે જતા લોકોને આ સગુણ સ્વરૂપનાં દર્શન થતાં આશ્ચર્ય મુગ્ધ થઈ ગયા ! જગન્નાથે પાછળ જોતાં તે બ્રાહ્મણ ઓચિંતો તેમની નજરે પડયો. તેને બોલાવી રૂક્મિણીકાંત પુછે છે કે હે વિપ્ર, તું કેમ ચિંતાતુર થઇ બેઠો છે ? એવું જગન્નાથનું કહેવું સાંભળી તે વિપ્રને આશ્ચર્ય થયું. સદ્ભાવે તેણે નમસ્કાર કર્યા અને પછી તેમને સર્વ વર્તમાન કહેવા લાગ્યો. તે કહે છે કે જુનાગઢમાં એક વૈષ્ણવ ભક્ત રહે છે, તેનું નામ નરસિંહ મહેતા છે. તેના મુનીમનું નામ શામળશા છે, અને તે દ્વારકાંમાં રહે છે; પણ તેનાં દર્શન મને થતાં નથી. તેથી હું ચિંતાતુર થયો છું. આ સાંભળી જગન્નાથ તે વિપ્રને હસીને કહે છે કે મને જ " શામળશા " કહે છે. નરસિંહ મહેતાએ મારા તરફ શું આજ્ઞા કરી છે ? જગજીવને એવું કહ્યું ત્યારે તે વિપ્રના મનનું સમાધાન થયું. જેમ દુકાળમાં વર્ષા થાય ત્યારે પર્વત ઉપરનાં તૃણ વૃક્ષને સંતોષ થાય, તેવું તે વિપ્રને થયું. જેમ પ્રેમાળ ભક્તને હરિકીર્તન સાંભળીને મનમાં સમાધાન થાય, જેમ તીર્થદર્શને યાત્રિકને મનમાં સંતોષ થાય, જેમ ભાગવત શ્રવણથી વૈષ્ણભક્તને સંતોષ થાય, જેમ પાણી જોઇને તરસ્યાને સંતોષ થાય, જેમ સાધકના મનમાં સત્સમાગમ થતાં સમાધાન થાય, જેમ ઉદાર દાતાને જોઇ યાચકને મનમાં સંતોષ થાય, તેમ તે બ્રાહ્મણને સંતોષ થયો. તરત જ તેણે પત્ર કાઢીને શામળશાના હાથમાં મૂકયો. રૂક્મિણીપતિએ તે પત્ર લઇને નિજ પ્રેમથી મસ્તકે વંદન કર્યું. શ્રુતિ શાસ્ત્ર જેની અદ્ભુત ગતિનું વર્ણન કરી શકયાં નથી, તે દેવાધિદેવ રૂક્મિણીરમણ

ભકત આધીન થાય છે. પત્ર વાંચીને જગજીવન સસ્મિત બોલવા લાગ્યા. વૈકુંઠનાથ ઉદ્ધવને કહે છે કે નરસિંહ મહેતા પ્રેમાળ ભકત છે. સંસારી હોવા છતાં વિરકત છે. તેમણે એક જૂજ હુંડી મોકલી છે. એમ કહીને સત્વર સાતસો રૂપીઆ લઇને રૂક્મિણીકાંતે તે વિપ્રને આપ્યા. દ્રવ્ય જોઇને વિપ્રના મનનું સમાધાન થયું. પોતાના મનમાં તે વિસ્મય પામીને મધુર સ્વરે કહેવા લાગ્યો કે તમે શ્રીમંત શાહુકાર છો અને નરસિંહ મહેતા દુર્બળ દેખાય છે, તેથી સેવક મોટો અને સ્વામી અનાથ એવું વિપરીત કેમ દેખાય છે? સૂર્ય કરતાં તેનો સારથિ કદી વધુ તેજસ્વી દેખાતો નથી. ગંગા કરતાં ગામનો વહેળો કદી પુરાણો કહેવાયો નથી. પૃથ્વી ઉપર રાજા કરતાં પ્રધાન મોટો જોયો નથી. જેમ કૈલાસપતિ પાર્વતિરમણ કરતાં તેમનો કોઈ પણ ગણ પ્રતાપી નથી. જેમ સમુદ્ર કરતાં સરિતા મોટી કદી જોઈ કે સાંભળી નથી. જેમ લક્ષ્મી કરતાં બીજી કોઈ પણ સિદ્ધિ મોટી હોય એવું ત્રણે કાળમાં સાંભળ્યું નથી. ચંદ્રથી કોઇ પણ નક્ષત્ર વધુ તેજસ્વી દેખાતું નથી. હીરાથી વધુ તેજસ્વી હીરાકણી કદી જોઇ નથી. સિદ્ધાંત જ્ઞાનથી મોટો કોઇ વેદાંત જ્ઞાની જોયો નથી, કે સાંભળ્યો નથી. આવું વિપરીત જોઇને આજે હું તમને પ્રશ્ન કરું છું. એની તે વિપ્રની વાણી સાંભળીને ચક્રપાણિ બોલવા લાગ્યા. રૂક્મિણીકાંત બ્રાહ્મણને કહે છે કે નરસિંહ મહેતા અખંડ ઉદાસ વૈષ્ણવ ભકત છે; તે સંસારમાં રહેવા છતાં માયાથી પર છે અને આશારહિત થઇને રહે છે. જેમ મેઘ હંમેશાં વરસ્યા જ કરે એવી ઇચ્છા કદી સમુદ્રને થતી નથી, તેવી રીતે વૈષ્ણવ ભકત પોતાના મનને આશાના બંધનમાં બંધાવા દેતો નથી. જેમ દીવો મંદિરમાં અજવાળું આપે તેવો વિચાર સૂર્યને કદી થતો નથી, તેમજ આ વૈષ્ણવ ભકત પોતાના મનને આશાપાશમાં ગુંચાવા દેતો નથી. જે સુધારસનું પાન કરે છે તે ઔષધિ મેળવવાનો પ્રયત્ન કરતો નથી, તેમ વિષ્ણુભકત નિજ મનમાં ધન સંપત્તિને તુચ્છ માને છે. જેમ લક્ષ્મિપતિ તુળસીપત્ર સિવાય બકુલ, સેવંતી પ્રેમથી ગ્રહણ કરતા નથી, તેમ વૈષ્ણવ ભકતને ભજન સિવાય બીજી કોઇ ધન સંપત્તિ મોટી લાગતી નથી. જેને સિદ્ધાંતનું જ્ઞાન થયું તે પછી કોકશાસ્ત્ર ઉપર લક્ષ આપતો નથી, તેમ હરિભજનમાં ભકતજન નિમગ્ન થઈને રહે છે. નરસિંહ મહેતા પરમ ઉદાસી છે. તેને ધન સંપત્તિ ગમતી નથી. અમે તેનો સ્વભાવ કેવી રીતે બદલી શકીએ? જેમ માતાના સ્વભાવમાં જ છે કે બાળકને અલંકાર આપે તેમ નરસિંહ મહેતા અમારા ઉપર અપાર કૃપા કરે છે જેમ પિતા પોતાની ધન સંપત્તિ પોતાના પુત્રથી મનમાં છાની રાખતો નથી, તેમ નરસિંહ

મહેતાએ સંપૂર્ણ ભાર અમારા ઉપર નાખી દીધો છે. દીનદયાળનું આવું વચન સાંભળીને ત્યાં ભેગા થયેલા સર્વ વૈષ્ણવજનોને આશ્ચર્ય થયું! તે કહેવા લાગ્યા કે ખરેખર નરસિંહ મહેતા પ્રેમાળ ભકત છે અને તેમણે ધનનીલને વશ કર્યા છે. આટલું કર્યા પછી શ્રીહરિ ત્યાંથી જરા આગળ જઇ અંતર્ધ્યાન થઇ ગયા. તે વિપ્રને ઘણું જ નવાઈ જેવું લાગ્યું. તે મનમાં આશ્ચર્ય પામતો હતો! પછી તે દ્રવ્ય ગણવા જાય છે ત્યાં અગણિત ધન જોયું. મનમા તે કહેવા લાગ્યો કે ખરેખર, મને દ્વારકાંનાથ મળ્યા. આ પ્રમાણે મનનું સમાધાન કરીને તેણે બ્રાહ્મણોને બોલાવ્યા. ભકત, ભાવિક વૈષ્ણવજન સર્વને બોલાવી ભોજન કરાવ્યું. દ્વારકાં ક્ષેત્રમાં રહી તેણે શાસ્ત્રી બ્રાહ્મણોને તથા અગ્નિહોત્રી જે શુદ્ધ અને પવિત્ર હતા તેમને બધું દ્રવ્ય વહેંચી આપ્યું. પછી મહાદ્વારમાં જઈ દ્વારકાંનાથને ભાવથી નમન કર્યું. પછી દેવની આજ્ઞા માગીને ત્યાંથી તે વિપ્ર ચાલી નીકળ્યો. જુનાગઢ પાછો આવીને નરસિંહ મહેતાને મળીને સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. તે કહે છે કે તું ખરેખર પ્રેમળ વૈષ્ણવ ભકત છે. તેં દ્વારકાંનાથને ઋણી કર્યા છે. શામળશા થઇને સત્વર આવીને મને મળ્યા અને હુંડી સ્વીકારી. તમારો પત્ર હાથમાં આપ્યો તે લઇ મસ્તકે નિજ પ્રેમથી વંદન કર્યું અને વાંચીને સપ્રેમ સત્વર સાતસો રૂપીઆ આપ્યા. મારા હાથમાં તે દ્રવ્ય લઈને ગણતાં અગણિત દ્રવ્ય જણાયું. પાછો ફરીને જોઉં છું તો તેજ ક્ષણે અદૃશ્ય થઇ ગયા! એવી વિપ્રની વાણી સાંભળી નરસિંહ મહેતાની આંખમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. તે કહેવા લાગ્યા :—

દ્વારકાંવાસી રૂક્મિણીરમણા, અનાથબંધુ મનમોહના
વિશ્વંભરા કરૂણાઘના, મુજ કારણ તુજને ત્રાસ થયો.
તું દીનબંધુ કૃપાસાગર, શ્રુતિ શાસ્ત્રો ન કળે તુજ પાર,
* ચારે વાચાથી અગોચર, જગદુદ્ધાર તું એક જ.
અનાથનાથ ભકત વત્સલા, દાસના દોષ તું દૂર કરજે.

( * પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી )

એમ બોલતાં બોલતાં મહેતાની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. પછી શાંતિથી મન સ્થિર કરીને નામસ્મરણ કરવા લાગ્યા.

આગળના અધ્યાયમાં કુંવરબાઇનું મામેરૂં વૈકુંઠનાથે કર્યું તે કથા આવશે. અહો ! સંતચરિત્ર ગ્રંથ સાચાર તેનેજ ક્ષીરસાગર જાણવો. શેષશાયી લક્ષ્મીવર નિરંતર ત્યાંજ વસે છે, ત્યાં હું દીન અનાથ સેવા કરતાં પરમામૃત પામ્યો છું. સપ્રેમ જીવન વૈકુંઠનાથ નિજ પ્રીતિથી નિશ્ચિત આપે છે, ભક્ત વૈષ્ણવની પંક્તિમાં ભાવિક ભક્ત સત્વર બેસે છે. તેનું ઉચ્છિષ્ટ છે તેનું મહીપતિ નિજ છંદે પ્રેમથી સેવન કરે છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમાળ ભાવિક ભક્તોએ આ ઓગણત્રીસમો અધ્યાય સાંભળ્યો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૩૦ મો.

# નરસિંહ મહેતાની દીકરીનું મામેરૂં.
# નરસિંહ મહેતાને ભગવાને ગળામાં હાર પહેરાવ્યો.

"જેવો ભાવ તેવા દેવ"

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી પૂતના પ્રાણ હરણાય નમઃ ॥

હવે શ્રોતાઓ, એકચિત્તથી આદર સહિત સાંભળો. નરસિંહ મહેતા પ્રેમાળ વૈષ્ણવ ભક્ત છે. તે જુનાગઢમાં રહીને પ્રેમયુક્ત શ્રીહરિ ભજન કરે છે. જેની પાસે શાંતિ અને ક્ષમા મૂર્તિમંત થઈને અખંડ રહે છે. તેને અયાચક વ્રત છે. તે અલ્પથી જ સંતોષ પામીને રહે છે. તેનાં ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્ય પૂર્ણ છે. તે પ્રેમથી હરિભજન કરે છે. તેને સ્ત્રી તથા કુટુંબ છે; છતાં પણ સંસારથી અલિપ્ત રહે છે. જેમ સરોવરમાં કમળ છે પણ તેને પાણી સ્પર્શ કરી શકતું નથી, જેમ ઘડામાં પાણી હોય અને તેમાં સૂર્યનું પ્રતિબિંબ પડતાં તે ભીંજાતું નથી, પણ દેખાય છે, જેમ પવન સર્વ ઠેકાણે હોય છે છતાં પણ દેખાતો નથી. તેમ સજ્જન દુનિયાના પ્રપંચમાં રહે છે, છતાં પણ તેને અવગુણ લાગતો નથી. અજ્ઞાની કહે છે કે હરિભક્તોને સંસાર હોય છે, તેથી પૃથ્વી ઉપર ભાર વધે છે. નિંદક પણ એમ જ કહે છે. પણ જેમ આકાશને મેશ લગાડવા જતાં તે લગાડનાર ઉપર જ પડે છે, તેમ જે વૈષ્ણવ ભક્તની નિંદા કરે છે તેને પોતાનેજ દોષ લાગે છે. નરસિંહ મહેતા ઉદાસી છે. તેની કન્યા ગર્ભવતી થઈ છે. તેનું સીમંત છે તેથી મામેરૂં લઈ આવવા માટે તેને વેવાઇએ આમંત્રણ મોકલ્યું છે. નરસિંહ મહેતાની પત્ની કહે છે કે ઘરમાં અન્ન વસ્ત્ર નથી અને મામેરાનો સામાન લાવવા માટે તમે શો વિચાર કર્યો છે? ત્યારે મહેતા કહે છે કે હે સ્ત્રી, સામાનમાં તો મારી પાસે શ્રીહરિનું નામ છે. એમ કહી પોતાની દીકરી કુંવરબાઇને ઘેર ગયા. નરસિંહ મહેતાને આવેલો જોઈ સર્વ લોકો હસવા લાગ્યા. પછી કહેવા લાગ્યા કે આને વળી અહીં

શા માટે આવવું પડયું ? ત્યારે કોઈ કહે કે લૌકિક (લોક લજ્જા) વ્યવહારની રીતે એને કંકોત્રી મોકલી હતી. તે તો એકદમ ગળામાં તુળસીમાળા અને હાથમાં ટાળ (મંજીરા) લઈ આવી પહોંચ્યો. ત્યાં બધાં સગાંવહાલાં ભેગાં થયાં હતાં, વાજીંત્રો વાગી રહ્યાં હતાં. કોઈ કહે પાસે મામેરાનો સામાન ન હોય તો શા માટે મહેતા આવ્યા છે ? નરસિંહ મહેતાની દીકરી તેના પિતાને એકાંતમાં લઈ જઈ લોકટીકા સાંભળી રડી પડી. પછી તે પિતાને કહે છે મને શંકા થાય છે કે તમારાથી મામેરૂં થશે નહીં અને આ દુષ્ટ લોકો તમને હલકા પાડશે. તમારે લીધે મારે શરમાવાનું થશે. આ સઘળાં વચન સાંભળી નરસિંહ મહેતા કહે છે કે દીકરી શાંત થા. શ્રીહરિમાં મને સંપૂર્ણ વિશ્વાસ છે. માટે કહો કે તમારા મામેરામાં કઇ કઇ ચીજ વસ્તુઓ જોઇએ. જે જે વસ્તુ જોઇએ તેની યાદી કરીને મને સત્વર આપો. આવું મહેતાનું કહેવું તેની દીકરીએ જ્યારે વડસાસુને કહ્યું ત્યારે સર્વ ખડખડાટ હસી પડયાં. ત્યાં એક કુટિલ માણસ હાજર હતો. તેણે તરત આવીને કાગળ લઇને કહયું કે હમણાં જ હું યાદી કરી આપું છું. આ સમયે સર્વ વેવાઈ, જમાઈ વગેરે બધાં સગાંનો સમુદાય ત્યાં હતો તે પણ યાદીમાં ઉમેરા કરતાં ગયાં. કહે છે કે કન્યા માટે અલંકારો જોઇએ. પછી જેને માટે જે કંઈ જોઇએ તે આખી નાગરી નાત ઢંકાય તેટલું બધું યાદીમાં લખ્યું. આ સ્થળે મહેતા આવ્યા હતા તેમણે યાદી લખનારને પૂછ્યું કે તારી પણ કંઈ ઇચ્છા હોય તો યાદીમાં લખી આપ. પછી તે અવિશ્વાસુ માણસ કહેવા લાગ્યો કે મને તો તમારા ઉપર વિશ્વાસ નથી, પણ મારા માટે એક પથરો લાવજો. તે પણ તરત યાદીમાં લખ્યું ત્યારે સર્વ લોકો મશ્કરી કરવા લાગ્યા કે મામેરાની વસ્તુઓ યાદીમાં લખી છે તે આવશે એવી કોઇ મનમાં ખાત્રી રાખશો નહીં. તે કહેવા લાગ્યા કે આ તો વિશ્વાસ વિનાનું કામ છે. કહયું છે કે "સંત વચનમાં વિશ્વાસ નહીં તેને મહાખળ અને પિતૃદ્રોહી જાણવો. તેને ભવચક્રમાં પડેલો જાણવો. તેને કલ્પાંતે પણ મુક્તિ મળતી નથી. સુશિક્ષિત મૂર્ખ જે બ્રાહ્મણનો દ્રોહ કરે અને તીર્થક્ષેત્રમાં જઈ નિંદા કરે તેને કદી હરિપ્રાપ્તિ કોઈ કાળે થાય નહીં તે જાણજો. સ્ત્રીલંપટ અને માતૃદ્રોહી જે કાળચક્રમાં પડેલા છે તેને હરિપ્રાપ્તિ થાય નહીં. વિધિનિષેધ કરે કંઈ કે પરદારા લુબ્ધક જે હોય તેને હરિની પ્રાપ્તિ કદી પણ થાય નહીં. એવો તે યાદી લખનારો ખળ હતો. પાષાણ જોઇએ તેવું તેણે યાદીમાં લખ્યું. આ જોઈ નરસિંહ મહેતાએ શ્રીહરિ સ્તવન કરવા માંડયું :—

દીન દયાળા, ભકત વત્સલા, કમળનેત્રા વૈકુંઠ વિહારા,
રૂક્મિણી માનસ ચકોર ચંદ્ર, આવ સત્વર આ સમે.
તું કહેવાય છે અનાથનાથ, તું ભકતોનાં કામ કરે છે,
હવે નરસિંહ મહેતાને સમે, દયાળુ ત્યાગ કરીશ નહીં.

એવી કરુણા કાને સાંભળતાં શ્રીહરિ સંતોષ પામ્યા. ચક્રપાણિ મામેરાનો સામાન લઇને શાહુકારનો વેષ ધરીને વેવાઇને બારણે આવીને ઊભા. ગાંસડીબંધ કાપડ લાવ્યા છે. નરસિંહ મહેતાની ત્યાં તપાસ કરે છે. ત્યારે સગાંવહાલાં પૂછે છે કે તું કોણ છે અને કયાંથી આવ્યો છે? આ સાંભળી જગજીવન કહે છે કે નરસિંહ મહેતાની દ્વારકાંની દુકાનનો હું મુનીમ છું. આજે મામેરાની છાબ માટેની વસ્તુઓ લઇને સત્વર આ સ્થળે હું આવ્યો છું. ભક્તભૂષણ એવું કહે છે પણ કોઈ સમજી શકતું નથી. તેમને કોઈ ઓળખી શકતું નથી. મોહમાયા મૂકીને સર્વજનોને ભૂલાવામાં નાખ્યા છે. તેઓનાં જ્ઞાનચક્ષુ આગળ ભ્રાંતિનું પડ મૂકી બંધ કર્યાં છે. શ્રીહરિ તો અલંકારની પેટી લઇને ઊભા રહી થાકી ગયા છે. ત્યારે નરસિંહ મહેતાએ સગાંઓને બેસાડી કહેવા માંડયું કે જેણે જેણે જે ચીજ લખાવી હોય તે સર્વ માગવા માંડો. મનમાં કંઈ સંકોચ રાખશો નહીં અને પારકાપણાની ભાવના દૂર કરજો. તેમણે હવે યાદીનો કાગળ લઇને સત્વર કપડાંની ગાંસડી છોડવા માંડી અને પછી પોતાના સ્વહસ્તે વસ્ત્રો વહેંચવા માંડયાં. હવે હૃષિકેશીએ જમાઇને જરીશેલું કાઢી આપ્યું, વરની માને ચોળી અને પાટીયા સાડી આપ્યાં. પછી કોઇને સાડી, કોઈને લુગડાં, કોઈને ચોળી, કોઇને દુલ્લડી, કોઇને ચુંદડી, કોઇને મુંગી પૈઠણી રૂમાલ, કોઇને કસુંબી સાડી, કોઈને કેસરી, કોઇને પીળી, કોઇને લીલી, કોઇને જરી તારવાળી સાડીઓ જગજીવન આપે છે. કોઇને પાઘડી અને કોઈને સાફા, કોઇને અષ્ટગોલી શેલાં અને કોઇને રેશમી ધોતીજોટા શ્રીહરિએ આપ્યા. કોઈને કાળી ચોકડીવાળી કટારી તો કોઇને પિતાંબર એમ સારંગધર કાઢી આપે છે. કોઈને નારાયણ મદન ગલોલાઘડી આપે છે. મધુસુદને એકજ ગાંસડી આણી હતી પણ કેટલુંયે વહેંચતાં તે ભરેલી જ દેખાતી. ગામલોક સૌ કૌતુક જુએ છે. તે સૌને પણ શ્રીહરિએ સુંદર વસ્ત્રો આપ્યાં. સારંગધરે અપાર શેલાં વહેંચ્યાં. ગામની સ્ત્રીઓ હેત કરવાને હળદી કંકુ લઈ શુકન કરવા આવી હતી. તે સર્વને પણ હૃષિકેશીએ ઝટપટ વસ્ત્રો વહેંચ્યાં. મુગટી, તપસીલી, ચીટબંદરી, લીલી, ઘટી, પોફળી, રાજમહેલ પાતળ એમ જાત

જાતની સાડીઓ વનમાળી વહેંચે છે. ધન્ય ધન્ય તે નરનારી કે જેમને શ્રી નારાયણે સ્વહસ્તે વસ્ત્રો આપ્યાં! અહીં દૃષ્ટાંત કહેવાનું કે જ્યારે દુરાચારીઓએ સતી દ્રૌપદીનાં ચીર ભરી સભામાં ઉતારવા માંડ્યાં, ત્યારે દયાળુએ નવસો નવાણું ચીર પૂર્યાં હતાં. તેવું જ અહીં બન્યું. વસ્ત્રોની વહેંચણી પૂરી થતાં અલંકાર વહેંચવા શરૂ કર્યા. કન્યાને અલંકાર આપ્યા, પછી કોઇને શિષફૂલ, ચંદ્રકોર, કોઇને ગોટા, મુદ, રાખડી, કોઇને બિંદી ઝગમગતી, કોઇને માછલીવાળી, કોઇને ગેંટ, કોઈને ખુંટવાળી એમ રૂક્મિણીવરે સર્વ આપ્યું. કોઈને ચીંચપેટી, મુક્તાહાર અને કોઇને મોહનમાળા, દુલ્લડી, પુતળીયો એમ ઘનનીલ સ્વહસ્તે આપે છે. કોઇને વીંટલા, કોઇને બાજુબંધ એમ જે માગે તેની ઇચ્છા પૂરી કરે છે. કોઇને પાટલીઓ અને દોરા પોતાના હાથે ગોવિંદ વહેંચે છે. કોઈને કંદોરો, જરતારી વાંકી સાંકળી અને ઘુઘરા ભારી, એમ મુરારિ આપે છે. જોડવાં અને અણવટ, કડીઓ અને એરીંગ પણ ચક્રપાણિ સ્વહસ્તે આપે છે. કંઠીઓ, વીંટી અને કંદોરા, રત્નજડિત દાગીનાઓ પણ વહેંચે છે. સારંગધર આવું કૌતુક બતાવી સર્વ નરનારીઓને સંતોષ પમાડ્યાં. એમ શ્રીપતિ ભક્તકાર્ય માટે અતિ ઉદાર થયા.

### જેનો જેવો ભાવ પૂર્ણ, તેને તેવું નારાયણ આપે છે.

યાદી લખનારને પણ જગદુદ્ધાર ભૂલ્યા ન હતા. તેને માટે પણ મોટો પથ્થર લાવ્યા હતા, તે સ્વહસ્તે ઊંચકીને તેના મસ્તક ઉપર મૂક્યો. આ જોઇ સર્વ સભાજનોએ તેની હાંસી કરી. આવી અદ્‌ભુત લીલા ત્યાં શ્રીહરિએ કરી. લોકો તેને કહેવા લાગ્યા કે કલ્પતરુની છાયામાં બેસી તેં ભિક્ષા માગી, તેથી તને તેવું ફળ મળ્યું. જ્યારે ભસ્માસુર ઉપર ગિરિજાપતિ પ્રસન્ન થયા; ત્યારે તેણે અવળું વરદાન માગ્યું. તેથી તેને તેવું ફળ મળ્યું, તેમ તને પણ થયું. સઘળા લોકોનું એ પ્રમાણે કહેવું સાંભળી તે દુરાચારીને મનમાં લજ્જા આવી. પાણીમાં જેમ ઢેફું પડતાં ઓગળી જાય તેવું જ તેને થયું. પછી સર્વજનો નરસિંહ મહેતાને વારંવાર નમસ્કાર કરવા લાગ્યા; અને વખાણ કરવા લાગ્યા કે ખરેખર તમને સારંગધર મળ્યા છે એવું અમને લાગે છે. આ પ્રમાણે સુંદર રીતે મામેરૂં કરી વિષ્ણુભક્ત ત્યાંથી નીકળ્યા અને જુનાગઢ આવીને શ્રી કૃષ્ણમૂર્તિનાં દર્શન કર્યાં. તે કહેવા લાગ્યા કે હે રૂક્મિણીકાંત શ્રીહરિ, આજે મારે લીધે તને ઘણું કષ્ટ થયું.

ત્યારે વૈકુંઠપતિ મનમાં વિચારે છે કે મેં લોકોને વસ્ત્રો વહેંચ્યાં પણ નરસિંહ મહેતાનું ગૌરવ કર્યું નહીં. પછી તમાલનીલે પ્રસન્ન થઇને તુળસીપાન સહિત ફૂલનો હાર પોતાના ગળેથી કાઢીને ભક્તને કંઠે પહેરાવ્યો અને જે મુનીમજી થઇ મામેરાની છાબ લઇને આવ્યા હતા તે તો ત્યાંજ અદૃશ્ય થઇ ગયા હતા. ત્યાર પછી નરસિંહ મહેતાના ચરણમાં સર્વ લોક વંદન કરવા લાગ્યા.

## નરસિંહ મહેતાને શ્રીપતિ હાર પહેરાવે છે તેની કસોટી.

હવે એમ બનતું કે નિત્ય જ્યારે મહેતા હરિકીર્તન કરતા, ત્યારે તેમના ગળામાં ફૂલ તુળસીનો હાર આપોઆપ આવીને પડતો. આ વાત માંડળિક રાજાને કોઇએ કહી. તેથી રાજા જોવા માટે આવ્યા. તેણે મૂર્તિની ઉપચાર સહિત પૂજા કરી; ત્યાં કંઇક કપટ હશે એવો સંશય તેના મનમાં આવ્યો. પછી સોયદોરાથી ભગવાનના અંગરખા સાથે હાર સીવી દીધો. પછી મંદિર બહાર આવી ક્રોધ કરીને નરસિંહ મહેતાને કહે છે કે તું તો કપટ વિદ્યા કરનાર જાદુગર છે અને ભાવિક માણસોને ઘણા ભોળવ્યા છે. જો આજે તારા ગળામાં હાર આવીને પડે નહીં, તો હું તને શિક્ષા કરીશ. તે સમયે નરસિંહ મહેતાએ હાથમાં ટાળ વીણા લઇને શ્રીહરિ નામનો ગજર કર્યો અને સપ્રેમ નાચવા લાગ્યા. હરિના ઘણા ઘણા ગુણનાં વર્ણન કર્યાં, પણ હાર ગળામાં આવીને પડ્યો નહીં. પછી બંને હાથ જોડી દેવને વિનંતી કરે છે :—

"હે હરિ, તમે મત્સ્યાવતાર ધરીને શંખાસુરને મારતાં ક્ષણવાર ન લગાડી અને હાર આપવા માટે આજે કેમ મોડું કરો છો ? કુર્માવતાર ધરી ચૌદ રત્નો યુક્તિથી કાઢયાં અને આજે હાર આપવા માટે સત્વર ગતિને બદલે મોડું કેમ કરો છો ? હે સારંગધર તમે વરાહરૂપ ધરીને હિરણ્યાક્ષને સત્વર માર્યો. અને આજે હાર આપતાં હે ગોવિંદ ! તમે મોડું કેમ કરો છો ! પ્રહ્લાદને ત્રાસ આપતાં સ્તંભમાંથી નરસિંહ અવતાર લીધો અને આજે હાર આપવા માટે હજુ કરૂણા કેમ કરતા નથી ? પોતે વામનરૂપ ધરીને બળિ રાજાને ત્યાં ગયા અને પલકવારમાં વૈરાટ સ્વરૂપ લઇને ત્રણે ભુવન લઇ લીધાં અને આજે મારાં કરૂણ વચન સાંભળીને હજુ તને દયા કેમ આવતી નથી ? કામધેનુને બળાત્કારે લઇ જવાનો પ્રયત્ન થયો, ત્યારે

ઋષિયો પણ લઈને તરત ઉત્પન્ન થયા અને આજે મારી કરુણા સાંભળીને હજુ તને દયા કેમ આવતી નથી? દેવો બંદીખાને પડ્યા હતા, ત્યારે રાવણ અને કુંભકર્ણ વગેરેને મારીને તેમને છોડાવ્યા અને આજે તારે લીધે મારા ઉપર સંકટ આવ્યું છે તો તેની તને ખબર પડી નથી કે શું તે સમજતું નથી દ્રૌપદીની રક્ષા માટે તું રૂક્મિણીપતિ સત્વર ગતિએ, ગયો હતો આજે મને તારા લીધે સંકટ પડતાં ચિત્તમાં કરુણા કેમ આવતી નથી? આ કરુણ શબ્દો સાંભળી તને સંતોષ ન થતો હોય તો હે ચક્રપાણિ પછી મારી પાસે અપશબ્દ કહેવડાવીને પછી હાર કાઢી આપવો છે?"

તે સમયે રાજા માંડળિક કહે છે કે તારું કપટ હવે મને સમજાઈ ગયું છે માટે શિક્ષા કરવાનો રાજા વિચાર કરે છે આવું સંકટ જોઈને મહેતાએ જે વચન કહ્યાં હતાં તેથી જગજીવન સંતોષ પામ્યા અને કૌતુક કર્યું તે પારસમણિ જેવા ભાવિક સજ્જનો તમે સાંભળો હવે હાર ન મળતાં છેવટે નરસિંહ મહેતા કહે છે કે મને પુષ્પહાર આપતાં તારા બાપનું શું જાય છે? દ્વારકાનાથે આવું સાંભળી અપાર કરુણા કરી અને અપશબ્દ કહ્યા તે મનમાં લાવ્યા નહીં અને તરત જ હાર આણીને નરસિંહ મહેતાના ગળામાં પડ્યો રાજા તો આ બનાવ જોઈ જ રહ્યો જે દોરાના ટાંકા તેણે માર્યા હતા તે તે જ પ્રમાણે હતા અને હાર નીકળી ગયો હતો રાજા કહેવા લાગ્યો કે આ વૈષ્ણવ વીરને ધન્ય છે। તે ખરેખર ભોળા શંભુનો અવતાર છે પછી રાજા સદ્ભાવે નરસિંહ મહેતાને ચરણે નમ્યા તે કહેવા લાગ્યા કે મારો અપરાધ મનમાં લાવશો નહીં તું સાચો નિજ ભક્ત વૈષ્ણવ વીર છે, તે ન જાણતાં હું પામર, લોકોની વાત સાંભળીને તને શિક્ષા કરવા આવ્યો હતો જેમ દુર્બુદ્ધિવાળા દુર્યોધને પાંડવોને છળતાં જેવો અપયશ તે પામ્યો તેમ તને છળવા જતાં મારી દુર્ગતિ થઈ છે પછી સત્વર નમસ્કાર કરીને રાજા પોતાને મહેલ ગયો અહીં નરસિંહ મહેતા પ્રેમયુક્ત થઈને શ્રીહરિનું ભજન કરવા લાગ્યા

આગળની કથામાં દ્વારકાથી રૂક્મિણીપતિ ડાકોર આવશે મહીપતિ શ્રોતાઓને વિનતી કરે છે કે ધ્યાન દે પ્રેમથી તે કથા સાંભળશો

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે પ્રેમાળ ભાવિક ભક્તોએ આ ત્રીસમો અધ્યાય સાંભળ્યો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



શ્રી રણછોડજી, ડાકોર, જી ખેડા

## અધ્યાય ૩૧ મો

# શ્રી રણછોડજી દ્વારકાંથી ડાકોર આવ્યા.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

જય દ્વારકાંવાસી, રૂક્મિણીરમણા, ચિત્તચાલકા, ચૈતન્યઘના, વિધિજનકા, ભકતભૂષણા, દાનવમર્દના શ્રી કૃષ્ણા, જય વિશ્વવ્યાપક સર્વેશ્વરા, સાયુજ્યપદ દેવામાં અતિ ઉદાર, પતિતપાવના, જગદુદ્ધારા, રાધીકાવર ગોવિંદા, જય સગુણ સ્વરૂપા મેઘસ્યામા. ગુણાતિત પુરૂષોત્તમા, બ્રહ્માંડવાસી આત્મારામા, મારા ઉપર કૃપા કરજે અને મને તારા ભજનમાં પ્રેમ થવા દેજે. જય ગોમતીતીર નિવાસીયા, શ્રી જગદ્‌ગુરૂ રણછોડરાયા, તારા ચરણમાં મારૂં ચિત્ત સ્થિર થવા દેજે. મારા ઉપર તારી કૃપાની છાયા કરજે. જયજય નિજ ભકત હૃદયકમલ મીલિંદા, સચ્ચિદાનંદ, સ્વાનંદ કંદ, તારા ચરણારવીંદમાં મારૂં ચિત્ત સ્થિર થાય, એવું કરાવજે. જેથી શ્રોતાઓની શ્રવણેંદ્રિયો તૃપ્ત થાય, અને નિજ પ્રેમ ત્વરિત થાય. હવે સાંભળો ભાવિકજન, આ કથા રસિક અને અતિપાવન છે. તે સાંભળતાં ક્ષણમાત્રમાં સઘળાં દુઃખ બળીને ભસ્મ થાય છે. દ્વારકાંની પુરાતન મૂર્તિ બોડાણાની ભકિત જોઈને દ્વારકાંથી દોઢસો માઈલ ડાકોર ગામે આવી.

રામદાસ નામે એક બ્રાહ્મણ હતો. ( તેનું ગુજરાતમાં બોડાણો નામ પ્રસિદ્ધ હતું અને જાતે રજપુત હતો એવી કથા છે ) તે પરમ ભાવિક અને જ્ઞાની હતો. તે સીધું માગીને પોતાનું તથા કુટુંબનું પોષણ કરતો હતો.

તે કોઈની આશા કરતો ન હતો અને સર્વકાળ સંતોષથી રહેતો. તેને ચિત્તમાં એક જ તળમળ હતી, અને તે એ કે હંમેશાં સર્વકાળ નામસ્મરણ કરવાની. તે પંદર દિવસે એક એકાદશીથી બીજી એકાદશી સુધીમાં દ્વારકાં જતો. એમ રામદાસે એક નિષ્ટાથી દર્શન કરવાનો નિયમ લીધો હતો.

પોચી જાતનું લાકડું કોચીને તેમાં તુળશી રોપતો અને તે હાથમાં લઈને સત્વર ચાલી નીકળતો. માર્ગે ચાલતાં પ્રેમયુક્ત થઈને તે સ્વાનંદે હરિના ગુણનું વર્ણન કરતો, અને શરીરલોભ સત્વર ત્યજીને સર્વદા વૈરાગ્ય પૂર્ણ રહેતો. દ્વારકાં નજરે જોતાં તેના ચિત્તમાં પરમ ઉલ્લાસ થતો. જેમ કૃપણને રસ્તે જતાં ઓચિંતું ધન સાંપડે તેવો તેને આનંદ થતો. જેમ સાસરિયાંથી ત્રાસ પામેલી કન્યાને પિયેર જોતાં જેટલો ઉલ્લાસ થાય તેટલો આનંદ તેને થતો. જેમ દુકાળમાં ઓચિંતો વરસાદ આવે તે જોઈને પ્રજાને જેટલો આનંદ થાય તેવો બોડાણાને આનંદ થતો. પછી તે મનમાં અનુતાપ ધરીને ગોમતીમાં સ્નાન કરતો. અને માનસપૂજા કરીને સત્વર મહાદ્વારે જતો. ત્યાં જઈ સદ્ભાવે દંડવત્ પ્રણામ કરતો અને સઘળું દેહાભિમાન ત્યજીને કહેતો કે :—

" હે દેવ, તુજ અનન્ય શરણથી જન્મ મરણનો ફેરો ટળે છે."

જે તુળસી છોડ વાવ્યો હતો તેની માંજરો તોડીને ભાવથી વૈકુંઠરાયની પૂજા કરતો. નિજ નિષ્ઠાથી સ્તુતી કરતો હતો કે —

" હે પતિતપાવના ગરૂડધ્વજા, આ મારી અનાથની પૂજા છે."

એમ કહી અધોક્ષજને નમન કરીને પછી ડાકોર જતો. એક દિવસ ઘેર રહીને ફરી પાછો પ્રયાણ કરતો. એ પ્રમાણે પચ્ચીસ વર્ષ સુધી નિયમિત દ્વારકાંની વારી કરી. ( પંઢરપુરમાં પણ એમ નિયમિત આવતા લોકોને 'વારકરી' કહે છે ). હવે તો બોડાણાનું શરીર જર્જરિત થઈ ગયું છે. અંગમાં ઘડપણ આવ્યું છે. પછી એક વખત દ્વારકાંમાં આવીને દેવને વિનંતી કરે છે અને કહે છે કે હે દેવ, મારી કાયા અશક્ત થઈ છે અને હવે ચાલીને આવવાની શક્તિ રહી નથી. માટે હે દેવરાયા, કૃપા કરજે. એમ કહીને ચરણમાં મસ્તક મૂક્યું. આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. પછી કંઈ સ્તવન થઈ શક્યું નહીં. તે કહેવા લાગ્યો કે હે દેવ, આ છેવટનું દર્શન છે. હવે ફરીથી અહીં અવાશે નહીં. એવું બોડાણાનું કહેવું સાંભળી જગન્નિવાસ પણ ગદ્ગદ્ કંઠે થયા, ચારે હાથથી પકડીને ભક્તને નિજ દાસને આલિંગન આપ્યું. પછી તેને કહે છે કે તેં ઘણો શ્રમ કર્યો છે. તારું સેવાઋણ ઘણું ચઢી ગયું છે. તે ઋણ ફીટશે નહીં, માટે હવે મને તારે ગામ લઈ જા. બોડાણો કહે છે કે હે કેશવ, હું તને કેવી રીતે લઈ જાઉં ? દેવ કહે છે મારો રથ તૈયાર કરી તેમાં મને બેસાડી ગામની ભાગોળ

સુધી લઈ જા. ત્યાંથી રાતોરાત જલદી જઇ શકાશે. (ગુજરાતમાં પ્રચલિત કથા પ્રમાણે બોડાણો ગામ જઈ બળદગાડું માગી લાવીને દ્વારકાં આવે છે.) પછી તે પ્રમાણે રાતના સમયે રથ લાવીને તેમાં ઘનનીલને બેસાડયા. તે ભકતવત્સલ મનોવેગથી ડાકોર આવી પહોંચ્યા. બોડાણો કહે છે હે ભગવાન, હવે તમને કયાં સંતાડું ? પાછળ પાછળ ગુગળીઓ દોડતા આવે છે. તેઓ મને શિક્ષા કરશે ( આ કથા વિસ્તારપૂર્વક ડંક પુરાણમાં આપી છે ). આ તરફ દ્વારકાંમાં પ્રાતઃકાળે કાકડ આરતીનો સમય થયો ત્યારે પૂજારીઓએ મંદિરમાં મૂર્તિ જોઇ નહીં. તેથી તેઓ નવાઈ પામ્યા ! તે સમયે વિચાર કરતાં એક પૂજારી કહેવા લાગ્યો કે બોડાણો આવ્યો હતો તે જ દેવને લઈ ગયો લાગે છે. રથ પણ તે રસ્તે ગયેલો દેખાય છે. આવી નિશાનીઓ જોઇ પૂજારીઓ ડાકોર આવ્યા. ત્યાં બોડાણાએ મૂર્તિને ગોમતીમાં પધરાવી હતી. પૂજારીઓ બોડાણાને કહે છે કે તેં દ્વારકાંમાંથી મૂર્તિ આણી છે તે અમને બતાવ. તે સાંભળી બોડાણો જૂઠું બોલ્યો કે હું જગજીવનને લાવ્યો નથી. મારું બધું ઘર જુઓ અને ભકતભૂષણ પરમાત્માને હોય ત્યાંથી શોધી કાઢો. આ પછી તેઓએ ડાકોરમાં જઈને ઘરેઘરની ઝડતી લીધી. કૂવા અને જળાશયોમાં તપાસ કરી. ગામ બહાર ગોમતી તળાવમાં પણ શોધ ચલાવી. ત્યાં એક સ્થળે બરછી નાંખતાં તે ભગવાનના વક્ષસ્થળ ઉપર વાગી અને તેમાંથી લોહીની ધારા ઉડી. એટલે તર્ક કરીને ગુગળાઓ કહેવા લાગ્યા કે શ્રી રણછોડરાયનો પત્તો લાગ્યો છે. પછી ત્યાં ડૂબકી મારીને રૂક્મિણીકાંતને પાણીમાંથી બહાર કઢાવ્યા. પછી રથ લાવીને તેમાં મૂર્તિને પધરાવી. હવે બોડાણાને ચિંતા થઇ. તે દેવને કહેવા લાગ્યો :

હે ભકતવત્સલા દીનાનાથ, હવે મને ત્યજીને તું જાય છે,
તુજ કારણે રૂક્મિણીકાંત, હું અસત્ય વચન બોલ્યો.

તેના ધ્યાનમાં જગજીવન આવીને નિજ ભકતને કહે છે કે તારું મન સ્વસ્થ કર અને મારું ભજન કરતો રહે. હું કમર ઉપર હાથ રાખીને પુંડલિકને દ્વારે હજી પણ ઊભો છું. તેવી જ રીતે તારી પાસે હું ડાકોરમાંજ રહીશ. તે સાંભળી બોડાણો પૂછે છે કે ગુગળીઓ તને લઈ જશે તે માટે શું ઉપાય કરવો તે મને સૂઝતું નથી. પછી કૃપાવંત તેને કહે કે તું પૂજારીઓ પાસે જા, અને મારા વજન જેટલું સુવર્ણ તેમને આપવાનું કહી સત્વર પાછો આવ. તારી સ્રીના નાકની વાળી એક વાલ ભાર છે તેટલા જ વજનનો હું થઇશ અને પછી તારી પાસે રહીશ. બોડાણાના

મનમા હર્ષ થયો તે પૂજારીને જઈને કહે છે કે હુ મૂર્તિ દ્વારકાથી લાવ્યો છુ તે અહી જ રહેવા દો અને મૂર્તિના વજન જેટલુ સુવર્ણ તેના બદલામા આપુ તે તમે લઈ જજો તેનુ વચન સર્વેએ માન્ય રાખ્યુ બુદ્ધિદાતા નારાયણ છે પૂજારીઓએ હા કહેવાથી તે ગ્રામવાસીજનો પાસે ગયો તેઓને કહ્યુ કે પૂજારીઓને હુ મૂર્તિના વજન જેટલુ સુવર્ણ આપુ છુ, એમ તે મૂર્તિ મારી થશે તમે સવ સાક્ષી માટે આવો તેના વચન સાભળીને કુટિલજનો કહે છે કે તુ તો દુર્બળ દીનહીન છે તો તુ તેટલુ સુવર્ણ ક્યાથી આપશે ? આ તો અમને નવાઈ જેવુ લાગે છે રામદાસ બોડાણો કહે છે કે શ્રીહરિ સમર્થ છે તે મારે ઘેર આવ્યા છે, તો પછી મને દુર્બળ કહેતા તમને લાજ આવતી નથી ? દરિદ્રીને ઘેર ઓચિતા વરદાન આપવા લક્ષ્મી આવે તો પછી તેને દરિદ્રી કહેતા પોતે મુર્ખ કહેવાશે જેમ લોખડની પેટીમાથી અકસ્માત પારસમણિ મળે, તેની કિંમત કરવી વ્યર્થ છે અને તેમ કરતા જીભને નકામી દુખાવવી નહીં જે ગામમા અમગળ બન્યુ હોય ત્યા ગગાજળ વહેવા માડે, પછી તેને અપવિત્ર કહેતા આપણને જ દોષ લાગે જેમ મુગા માણસને સરસ્વતી પ્રસન્ન થઈને પોતે અધ્યયન શીખવે, પછી તેને જો આપણે મૂર્ખ કહીએ તો આપણામા ઉણાપણુ છે એમ કહેવાય તેમ લક્ષ્મીપતિ વૈકુઠનાથ મારા ઉપર સતુષ્ટ થયા છે અને હવે તમે મને દુર્બળ કહો, તો મનમા શકા કેમ ન થાય ? લોકો કહેવા લાગ્યા કે આ કૌતુક આપણે જોઈએ તેથી તેઓ સાક્ષી થવા તૈયાર થયા પછી એક મોટુ ત્રાજવુ બનાવી બને બાજુ પલ્લા બાધી એકમા રમાનાથને બેસાડ્યા પછી પૂજારી કહે છે કે હવે સુવર્ણ લઈ આવ બોડાણો સત્વર ઘેર ગયો અને ત્યાથી મુઠીમા તેની પત્નીના નાકની વાળી લઇ આવ્યો લોકો પૂછે છે કે સોનુ ક્યા લાવ્યો છુ ? ઝટપટ ઘેર જઈ ખાલી હાથે પાછો આવ્યો છે, ત્યારે તેણે મુઠી ઉઘાડીને વાળી બતાવી તે જોઈ સભ્જન હસીને કહેવા લાગ્યા કે આ તો વધી જશે એવુ અમને લાગે છે પછી તે અવસરે બે હાથ જોડીને બોડાણો પ્રાર્થના કરવા લાગ્યો

"હે રૂક્મિણીવરા, અનાથનાથા, સારગધરા, દીનોદ્ધારા, શ્રીકૃષ્ણા, જ્યારે સત્યભામાએ નારદને હૃષિકેશીનુ દાન દીધુ, ત્યારે રૂક્મિણીના તુળસી પત્ર જેટલા વજનના તમે થઈને યશ આપ્યો હતો તેનાથી તો હુ ઘણો જ દીન છુ, તો મારુ પણ ગાખજે"

એમ કહીને વાલભાર સુવર્ણની વાળી બીજા પલ્લામાં મૂકી. અનંત બ્રહ્માંડ જેના ઉદરમાં છે તે શ્રીહરિનું પલ્લું ઉંચે ગયું. ભક્તોએ જય જયકાર કર્યો. દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. ધન્ય છે બોડાણાને કે જેણે દેવને વેચાતા લીધા ! વાલ સોનું આપીને દ્વારકાંધીશને પોતાના કર્યા. ધન્ય ધન્ય તુજ કીર્તિ એમ કહીને પૂજારીઓ પાછા ગયા. તેઓએ નવી મૂર્તિ બનાવીને દ્વારકાંમાં પધરાવી. બોડાણાને લીધે દ્વારકાંધીશ ડાકોરમાં રણછોડ-રાયને નામે અદ્યાપિ બિરાજે છે. હજુ પણ ભાવિકજનો દ્વારકાં જતા પહેલાં ડાકોર આવીને શ્રી કૃષ્ણની પુરાતન મૂર્તિનાં દર્શન કરે છે અને પછી આગળ જાય છે.

આગળના અધ્યાયમાં ભક્તિરસ ઉત્પન્ન થશે. મથુરાંની પુરાતન મૂર્તિ બ્રહ્મચારીની ભક્તિ જોઈને હરદ્વાર આવી. એ પ્રમાણે જુદાં જુદાં ચરિત્રો કરીને શ્રીપતિ ભક્તમહિમા વધારે છે. મહીપતિ તેના ગુણનું પ્રેમ ભાવે વર્ણન કરે છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે. પ્રેમાળ ભાવિક ભક્તોએ આ એકત્રીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



પુત્ર કહે છે કે પિતાજી ઘણાં તીર્થ કર્યાં તોય તમારો અંત આવ્યો નહીં. આ સાથે વળી બ્રહ્મચારી લાવ્યા છો તેને અમે ઓળખતા નથી કલ્યાણ ઘરમા જઇ પોતાની પત્નીને કહે છે કે તીર્થાટન ફરતા મથુરાંમા હુ માંદો પડયો ત્યારે પત્ની કહે છે કે તીર્થમા મરવાનુ તમારુ પુણ્ય નહી, તેથી ઘેર પાછા આવ્યા છો, તમે શું મ્હો લઇ પાછા આવ્યા ? ત્યારે તે કહે મારું કહેવું સાભળ :—

આયુષ્ય હોય ત્યા સુધી મરણ આવી શકતુ નથી બ્રહ્મચારી સોબતમા હતો તેથી મદવાડમા સારવાર સારો થઇ તેણે પરદેશી છતા મારા માટે પથ્ય, ઔષધ વગેરે ઘણુ કર્યું. ત્યારે પત્ની કહે છે કે તેમા નવાઇ શુ કરી? પરદેશમા એક બીજાની સૌ સભાળ રાખે છે હવે થાક લાગ્યો હશે માટે નિદ્રા કરો બ્રહ્મચારી આ સવાદ બહારથી સાભળતો હતો પછી કલ્યાણ તેની સ્ત્રીને કહે છે કે મથુરા ક્ષેત્ર પુણ્યવત છે ત્યા મહાદ્વારે જઇને આપણી કન્યાનુ તે બ્રહ્મચારીને મે દાન કર્યું છે ત્યારે તેની પત્ની કહે છે કે તમે બીજુ લગ્ન કરો અને પછી જે કન્યા થાય તે તેને આપજો કલ્યાણ કહે છે કે જો તું કન્યા આ હરિભક્તને આપશી તો પુણ્યનો પાર રહેશે નહી અને મારુ વચન તૂટશે નહી ત્યારે તેની પત્ની કહે છે કે કન્યાને કૂવામા નાખીશ અથવા કુવારી કે વિધવા રાખીશ પણ હરિભક્તને વેર કદી આપીશ નહી. કલ્યાણે તેના પુત્રને વાત કરી તો તેના મનમા પણ આ વાત ઉતરી નહી બીજે દિવસે કલ્યાણ તથા બ્રહ્મચારી રાજદરબારમા ગયા અને મથુરામા જે બીના બની હતી તે કહી સભળાવી કલ્યાણ કહે છે કે હે નૃપનાથ, જો મારો સકલ્પ નકામો જાય તો મારે યમપુરીનો પથ લેવો પડે, મે પ્રેમથી સકલ્પ કર્યો છે ઘરમા પત્ની તથા પુત્ર મારુ કહેવુ માનતા નથી તેથી હે નૃપનાથ, તમારે શરણે આવ્યો છુ. તમે તે કન્યા આ બ્રાહ્મણને અપાવો રાજા કહે છે કે તારુ વચન સત્ય લાગતુ નથી મથુરામા સકલ્પ મૂકતા તે કોની સાક્ષી રાખી હતી નિરાશ્રિત બ્રહ્મચારી કહે છે કે હે રાજન, સાભળો :—

વૈકુઠપતિ મુરારિ મથુરાવાસી શ્રી કૃષ્ણ કે જેની ઇચ્છા માત્રથી અનત બ્રહ્માડની ગતિ થયા કરે છે, તે પુરાણ પુરુષ રૂક્મિણીપતિની સાક્ષી રાખી હતી તે સાભળી રાજા કહે છે કે જો રૂક્મિણીપતિની સાક્ષી રાખી હોય તો તેમણે અહીં આવીને સાક્ષી પૂરવી જોઇએ તેમ થાય તો તને કન્યા અપાવું. એવું સાંભળી બ્રહ્મચારી કહે છે કે જગજીવનને સાક્ષી પૂરવા માટે

તેડવા જાઉં છું. ત્રણ દિવસ ચાલીને તે મથુરાં પહોંચ્યો. ત્યાં જઇ મથુરાંના શ્યામસુંદરનાં દર્શન કર્યાં. પછી કહેવા લાગ્યો કે :—

દેવાધિદેવ અનંતા, સાક્ષી આપવા ચાલો,
નહીં આવો તો મારું બ્રહ્મચર્ય વ્રત વૃથા જશે.

દેવ તેને કહેવા લાગ્યા કે પાષાણ મૂર્તિ કેવી રીતે ચાલી શકે. ત્યારે બ્રહ્મચારી કહે છે કે જેવી રીતે મૂર્તિ બોલે છે તેવીજ રીતે ચાલી શકશે. હું તો નિરાધાર છું અને હરિ તારો જ મારે આશરો છે. માટે કૃપાવંત હે જગદીશ, ત્યાં સુધી ચાલીને આવો. એ સાંભળી શ્રીરંગ ભકતના કાર્ય માટે ત્યાંથી સવેગ ચાલી નીકળ્યા. તે પહેલાં બ્રહ્મચારીને સૂચના કરી કે તું પાછું વળીને જોઇશ નહીં. જો પાછળ જોઇશ તો હું ત્યાંજ ઊભો રહીશ. એમ કહીને જગજીવન તેની પાછળ ચાલવા લાગ્યા. દેદિપ્યમાન, સતેજ મૂર્તિ સાથે દિવ્યાલંકારનું તેજ પ્રકાશતું હતું. પગમાંથી નૂપુરનો ઝંકાર થતો હતો. તે રાતોરાત ચાલવા લાગ્યા અને ગામની નજીક આવી પહોંચ્યા. ત્યાંથી હરદ્વાર અર્ધો કોષ દૂર હતું, અને પાછળ હૃષિકેશ આવતા હતા તે જોવા માટે બ્રહ્મચારીએ જોયું કે તરત જ ચક્રપાણિને ઊભા રહેલા જોયા. તેજનો અંબાર હતો, અને આકાશમાં પણ તેજ સમાયું જતું ન હતું. તે વિપ્રને કહે છે કે મેં તને પહેલેથી જ કહ્યું હતું કે પાછું વળીને જોઇશ નહીં. હવે હું અહીં સ્થિર રહીશ. તું રાજાને જઈને કહે કે તે પોતે સાક્ષી પૂછવા અહીં આવે. નિરાશ્રિત બ્રહ્મચારી ત્યાંથી ઝટ ચાલી નીકળ્યો. તે રાજસભામાં જઇને કહે છે કે :—

અંબરિષની વારે ચઢીને જેણે દુર્વાસા મુનિનું માન ભંગ કર્યું હતું, તે ક્ષીરાબ્ધિવાસી, મોક્ષદાતાને સાક્ષી આપવા હું લઇ આવ્યો છું. જેણે રાવણ, કુંભકર્ણ, ઇદ્રજીત વગેરે દૈત્યોને હણીને દેવોને બંદિખાનેથી છોડાવ્યા. તે અયોધ્યાવાસી રામને સાક્ષી આપવા લાવ્યો છું, જે હરિ ગોકુળમાં ઘેર ઘેર માખણની ચોરી કરતા, જેને જશોદા માતાએ ઉખળ સાથે બાંધ્યા, તે વૈકુંઠપતિ મુરારિને સાક્ષી આપવા તેડી લાવ્યો છું, જેણે કંસ, ચાણુરને મારીને ઉગ્રસેનને ગાદીએ બેસાડ્યા તે મથુરાંવાસી જગજીવનને સાક્ષી આપવા લાવ્યો છું, દુઃશાસને જ્યારે દ્રૌપદી સતીને છળી હતી ત્યારે હજાર હાથે જેનાં વસ્ત્ર પૂર્યાં હતાં તે ભક્ત વારે ધાનારા રૂક્મિણીપતિને સાક્ષી આપવા લાવ્યો છું, એવાં વચન સાંભળીને સર્વ માણસોને આશ્ચર્ય થયું !

રાજાએ દોડીને બ્રહ્મચારીને ચરણે વંદન કર્યું. રાજા ગરુડનાં ચિહ્નવાળી ધજા નિશાન સાથે વાજીંત્રોના ગજરથી સ્વાગત કરવા સામે ગયા. વૈષ્ણવોએ જય જયકાર કર્યો. દેવોએ પુષ્પ વૃષ્ટિ કરી, મથુરાંથી યદુવીર સાક્ષી આપવા આવ્યા છે. સંતજનો કીર્તન કરતા હતા. રાજાએ સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા. ચતુર્ભુજ દેદિપ્યમાન મૂર્તિનાં દર્શન કર્યાં. મુગટ માથે અલંકાર સહિત શોભા આપતો હતો. કમરે પિતાંબર પહેર્યું હતું, એવા શ્રી યદુવીરને જોઈને સર્વને સંતોષ થયો. ત્યાં ભેગા થયેલા વૈરાગી, સંત, ભકતજનોને રાજા પૂછે છે કે તમે મથુરાં દર્શને જાઓ છો, ત્યાં જે મૂર્તિ દીઠી હતી તે આજ છે કે? ત્યારે રાજાને સંતજન કહે છે કે મથુરાંવાસી શ્રી કૃષ્ણ તેજ આ જગજીવન મૂર્તિમંત છે. તે ભકતકાર્ય માટે દોડતા આવ્યા છે. પછી રાજા નગરવાસી શાહુકાર લોકોને કહે છે કે તમે સર્વ કન્યાના લગ્ન માટે સાહિત્ય તૈયાર કરો અને વર માટે મારા તરફથી તૈયારી થશે. એમ કહીને લગ્ન લીધાં. પાંચ કોસ ફરતો મંડપ બંધાવ્યો, લગ્નમાં નારાયણ આવ્યા છે એવી વાત સાંભળી ઘણીજ મોટી સંખ્યામાં વિદ્વાન માણસો, ભકતજનનો મહિમા જોવા આવ્યા. ત્યાં ધનાઢ્ય લોકો આવ્યા હતા, તેથી કોઈ પદાર્થની ઊણપ રહી નહીં. અનેક વાજીંત્રો વાગતાં હતાં. તે લગ્ન જોવા માટે દેવતાઓ પણ આવ્યા હતા. બ્રાહ્મણો અંતરપટ ધરીને મંગલાષ્ટક ગાવા લાગ્યા :—

જય વૈકુંઠવાસી શ્રી ભગવાન, વધૂવરનું રક્ષણ કરો.
જેણે મીન રૂપ ધરીને શંખાસુર માર્યો,
તે ક્ષીરાબ્ધિવાસી ચક્રપાણિ વધૂવરનું રક્ષણ કરો.
જ્યારે પ્રહ્‌લાદ ભકતને દીધો ત્રાસ, ત્યારે સ્થંભ ફોડીને પ્રગટ થયા
લીધું નરસિંહ રૂપ અવતાર, તે ભગવાન વધૂવરનું રક્ષણ કરો.
માટી ખાતા નંદને ઘેર, ત્યાં માતા જસોદાને બતાવ્યું બ્રહ્માંડ,
તે યશોદા નંદન મુરારિ, વધૂવરનું રક્ષણ કરો.
ધર્મરાજાને ત્યાં પત્રાળી કાઢતાં પાંડવોનું રક્ષણ કર્યું,
તે ભકતવત્સલ શ્રીહરિ, વધૂવરનું રક્ષણ કરો.
કલિયુગમાં મથુરાંથી હરદ્વાર, ચાલતા આવ્યા જગજીવન,
તે મથુરાંવાસી શ્રી કૃષ્ણ, વધૂવરનું રક્ષણ કરો.

એવાં અષ્ટક ગાઈને બ્રાહ્મણોએ લગ્નવિધિ પૂર્ણ કરી. ચાર દિવસ લગ્ન સોહળા કરીને જાન વળાવી. આ મૂર્તિ હરદ્વારમાં અદ્યાપિપર્યંત છે અને મથુરામાં નવી મૂર્તિનું તે સમયે સ્થાપન કર્યું હતું. ભકતાભિમાની શ્રીહરિ નવાં નવાં ચરિત્ર કરી બતાવે છે. જુદાં જુદાં ક્ષેત્રોમાં વસીને ભકતોનો ઉદ્ધાર કરે છે. જેનો જેવો પૂર્ણભાવ હોય તેને માટે તે કારણુસર તેવા થાય છે.

દક્ષિણ દેશમાં શ્રી પંઢરપુર ક્ષેત્રમાં, પશ્ચિમ દેશમાં શ્રી દ્વારકાં નગરીમાં, ઉત્તર દેશમાં શ્રી હરદ્વારમાં, પૂર્વ દેશમાં શ્રી જગન્નાથ એમ વસીને ચતુર્ભુજ મૂર્તિ વિરાજીત ભગવાન ભકતોને આવવાની વાટ જુએ છે.

શ્રોતાઓને સ્વસ્થ ચિન્તે ભકતચરિત્ર ભોજન પિરસાય છે. આગળના અધ્યાયમાં સૂરદાસ કે જે અક્રૂરનો અવતાર હતા તેમની કથા અતિ પ્રિયકર છે તે શ્રોતાઓ સાંભળશે. શ્રી પાંડુરંગ આનંદ સરોવર છે, ભક્તકથા તેમાં કમળરૂપે છે. મહીપતિ ત્યાં ભ્રમર થઈને સુવાસ ફેલાવે છે.

સ્વસ્તિશ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમળ ભાવિક ભકતોએ આ બત્રીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૩૩

# ભકત સુરદાસની કથા.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

કળિયુગમાં ભકત સુરદાસ થઈ ગયા, તેમનું ચરિત્ર અતિ સુંદર છે. હે સંતો, તે ધીરજથી એક ચિત્તે સાંભળજો.

દ્વારકાંમાં શ્રી કૃષ્ણને સત્યભામા નામે ઘણાં સુંદર અને અતિ પ્રિય પત્ની હતાં. તેમને મંદિર એક દિવસ અકસ્માત અક્રૂર ભકત જઇ ચડયા. સત્યભામાએ સન્માનપૂર્વક ભક્તને આસન આપીને બેસાડયા. પછી વર્તમાન પૂછતાં સત્યભામાએ નિર્લજ્જપણે કહ્યું કે પહેલાંની જેમ શ્રી કૃષ્ણ મારે મંદિર પધારતા નથી. હે અક્રૂર ભકત, તમે તેમને સમજાવીને મારે મંદિર મોકલો. તમારે આધીન શ્રીહરિ છે, એવી મને ખબર પડી છે. હે અક્રૂર, મુરારિને પ્રાર્થના કરીને મારે મંદિર મોકલો. તેમના વિયોગથી હું દુઃખી છું, તેથી તમને વારંવાર વિનંતી કરૂં છું. હે અક્રૂરજી, તે વાસુદેવકુંવરને સત્વર મારી પાસે મોકલો. હું કોને મારી વાત કહું કે જે મારા ઉપર કૃપાદષ્ટિ કરે. હવે તમે જલદીથી જઇને મારા જગજેઠીને બોલાવી લાવો. જેમનાં અંતઃપુરમાં સોળ સહસ્ત્ર રાણી (નાડી) હોવા છતાં જે રૂક્મિણીને (સુષુમણા નાડી) મંદિર રહ્યા છે, તે શ્રી મુરારિને તેડી લાવો.

અક્રૂરે સત્યભામાની આવી દશા જોઈ મનમાં વિચાર કર્યો કે જો શ્રીહરિ સત્વર નહીં આવે તો આ રાણી તેનો દેહ તજશે. પછી શ્રી કૃષ્ણ મારા ઉપર કોપાયમાન થશે. એવી અંતરમાં ચિંતા કરીને પોતે બહાર જઇ શ્રી કૃષ્ણરૂપ લઈ સામે ઊભા રહી કહે છે કે હે માતાજી, હું હમણાં હરિને તેડી લાવું છું. બરાબર તેજ સમયે સાક્ષાત્ શ્રી કૃષ્ણ પોતે જ ત્યાં આવીને ઊભા રહ્યા. પછી તેઓ અક્રૂરને પૂછે છે કે 'તારા મનમાં શું

વિચાર છે ? હું મંદિરમાં ન હોઉં ત્યારે તું કપટરૂપે આવે છે, માટે હે અક્રૂર, તું કળિયુગમાં જન્મ લઇ અંધ થજે. પછી શ્રી કૃષ્ણ સત્યભામા સામું જોઇ કહે છે કે તું કળિયુગમાં દાસી થજે. અક્રૂર ભકત શ્રી હરિનાં વચન સાંભળી બે હાથ જોડી ઊભા રહી વિનંતી કરે છે કે આત્મારામ તું સાક્ષાત્ છે અને તું મારા મનની વાત જાણે છે, તું સત્વર નહી આવે તો સત્યભામા પ્રાણ આપશે તે જાણી તેને ધીરજ આપવા હે જગજીવન, મેં તારું રૂપ ધર્યું હતું. શ્રી હરિ કહે છે કે તેની મને ખબર છે પણ કળિયુગમાં જનઉદ્ધાર માટે તારે અંધનો અવતાર લેવો જ પડશે. મેં તને બાહ્યાચારે (શ્રાપ) આપ્યો છે પણ મારા અંતરમાં તારે માટે ક્રોધ નથી. ત્યારે અક્રૂર કહે છે કે માબાપ મને કળિયુગમાં દર્શન દેજો. પછી શ્રીહરિ સત્યભામાને કહે છે કે તું અંધ દાસી થજે અને હું પ્રગટ થઇશ ત્યારે તને મારા સ્વરૂપમાં લીન કરીશ.

પછી મથુરાં નગરીમાં ભકત સુરદાસનો જન્મ થયો. તે જન્મથીજ અંધ હતો. તેથી રાત્રીદિવસ જગન્નિવાસને યાદ કર્યા કરતો હતો.

આસને શયને ભોજને પણ કરે છે શ્રીહરિચિંતન,
યોગભ્રષ્ટ છે ગતજન્મ સ્મરણ, એકાંતે તેનો કરે વિચાર.

સુરદાસ સપ્રેમ કીર્તન કરે છે. ગીત બનાવી હરિનામ યાદ કરે છે. કવિત્વ કરીને નિત્યનિયમ પ્રમાણે પુરુષોત્તમને યાદ કરે છે. કોઇ એક દિવસે તે યાત્રા કરવા મથુરા ગયા. સુરદાસ શ્રીકૃષ્ણ મૂર્તિનાં દર્શન કરવા જાય છે. મહાદ્વારમાં જઇ સપ્રેમ દંડવત્ પ્રણામ કર્યા. અંતરમાં શ્રીહરિનું ધ્યાન ધરીને બે હાથ જોડી સુરદાસ વિનંતી કરે છે :—

શ્રી કૃષ્ણા, પતિતપાવના, કરૂણાસિંધુ, મનમોહના મારો અપરાધ નહોતો છતા હે જગજીવના, મને શ્રાપ તેં કેમ આપ્યો ? હા, પણ કૃષ્ણાવતારમાં અક્રૂર થઇને મેં એક અપરાધ કર્યો હતો, તે મને યાદ આવે છે. હે ગોવિંદા, તે માટે જ તેં મને શ્રાપ આપ્યો હતો. કંસે જ્યારે તને તેડી લાવવા માટે મને ગોકુળ મોકલ્યો હતો ત્યારે યશોદા માતાને ઘણું કષ્ટ થયું હતું. હું તને લઈને ચાલતો હતો ત્યારે યશોદા માતા ઘણું રડતાં હતાં. હે ગોપાળ ! તે કોપ મને લાગ્યો કે શું ? હું તને લઇને જતો હતો ત્યારે ગોકુળના સર્વ લોકને અતિશય ચિંતા થઇ હતી. તેઓના અંતરની

તળમળનો શ્રાપ મને લાગ્યો હશે ગોપીઓ આક્રંદ કરીને કહેતી હતી તેઓ કહેતી હતી કે શ્રી કૃષ્ણનું અમને દાન આપો મે તેઓનું કહેવું સાભળ્યુ નહીં, તેથી હુ અધ થયો છુ કે શુ ? કેશ તોડતી ગોપીઓ રથની આગળ શરીર પડતુ નાખતી હતી તેઓના દુખની કોપાયમાન થઈ હે જગપતિ, તે મને શ્રાપ આપ્યો લાગે છે મે સત્યભામાને મદિર શ્રી કૃષ્ણરૂપ ધર્યુ હતુ, તેમા મારો અપરાધ નહોતો શ્રીહરિ, શ્રી મુરારિ, તેનો તુ સાક્ષી છે તુ અતરમા સર્વ જાણો છે ગોકુળમાનો અપરાધ સાચો છે એ માત્ર મારુ ચિત્ત કબુલ કરે છે એવુ કહેતા સુરદાસની આખમાથી અશ્રુપાત થવા લાગ્યો આવા કરુણ વચન સાભળીને નારાયણ પ્રસન્ન થયા અને તત્કાળ સુરદાસને નયન પ્રાપ્ત થયા તેણે સામે જ મૂર્તિના દર્શન કર્યા પોતાનો ભક્ત આખે દેખતો થયો શખ, ચક્ર, ગદા, પદ્મ હાથમા લઈ ચતુર્ભુજ રૂપ શામળુ દર્શનમા આવ્યુ માથે મુગટ છે, ગળે વૈજયતિ માળા, કૌસ્તુભમણી સાથે શ્રી કૃષ્ણને કાનમા જોતા કમરે દિવ્ય પીળુ પિતામ્બર પહેર્યુ છે ચરણમા નેપુર શોભે છે તેમના તેજમા કોટિ સૂર્ય લજ્જિત થાય તેવા શ્રીહરિના સ્વરૂપના દર્શન કર્યા આવુ રૂપ જોઈ સુરદાસે સાષ્ટાગ દડવત્ પ્રણામ કર્યા પ્રેમે આલિગન આપીને શ્રીહરિ કહે છે કે હુ પ્રસન્ન થયો છુ તુ કઈ વરદાન માગ સુરદાસ કહે છે કે એટલુ જ માગુ છુ કે મારી આખો પહેલાના જેવીજ અધ કરી દો આ જન્મમા મે કોઈ વિશ્વ પદાર્થ જોયો નથી હવે તારુ રૂપ જોઈ અતર ભરાઈ ગયુ છે તેથી નેત્રો પાછા લઈ ને એને અતરદૃષ્ટિથી આજ સ્વરૂપ જોયા કરીશ સુરદાસના વચન સાભળી હૃષિકેશી હસ્યા પછી હરિરૂપ મનમા ધરીને સુરદાસ મથુરામા રહ્યા હવે આગળની કથા સજ્જનો પ્રેમથી સાભળજો.

અવતી નગરીમા એક પુણ્યવાન ભર્તૃહરિ રાજા રાજ્ય કરતો હતો તેના દરબારમા પાચસો ગવૈયા હતા તેમા શ્રેષ્ઠ તાનસેન હતો રાગરાગિણિના જ્ઞાનમા તે અતિ પ્રવિણ હતો તે ગાયન ગાય ત્યારે બુઝાએલા દીવા પ્રગટ થતા હતા ત્યારે રાજા કહેતા કે તારા જેવો બીજો ગવૈયો આખી દુનિયામા હશે નહીં તે સાભળી તાનસેન કહે છે કે એવુ વચન બોલશો નહીં

ઈશ્વરે એકથી એક શ્રેષ્ટ નિર્માણ કર્યા છે બ્રહ્માને અભિમાન થયુ કે સૃષ્ટિકર્તા હુ એકજ છુ ત્યારે ભગવાને વિશ્વામિત્ર ઉત્પન્ન કર્યા જેમણે ત્રિશકુ માટે નવી સૃષ્ટિ નિર્માણ કરી હતી સમુદ્રને ગર્વ થયો કે હુ બહુ મોટો છુ ત્યારે શ્રીહરિએ અગસ્ત્ય મુનિ ઉત્પન્ન કર્યા જેમણે એકજ

આચમન કરી સમુદ્રજળનુ શોષણ કર્યું હતુ નારદને જ્યારે અભિમાન થયુ કે મારુ ગાયન સુદર છે ત્યારે શ્રી કૃષ્ણે ગોવાળિયા પાસે કીર્તન કરાવ્યુ ત્યારે પત્થર પીગળી ગયો અને કીર્તન બધ થતા સારગી તેમા ચોટી ગઇ નારદથી તે સારગી નીકળી શકી નહી તેવી રીતે શ્રીહરિએ નારદનુ અભિમાન તોડયુ હતુ હનુમાનને અભિમાન થયુ કે મારાથી બળવાન સૃષ્ટિમા કોઈ નથી, ત્યારે તેમનો ગર્વ ભગતે હણ્યો હતો આથી કોઇએ નાના મોટાનો ગર્વ કરવો નહી તાનસેનના વચન સાભળી રાજાને સતોષ થયો

રાજાએ પ્રશ્ન કર્યો કે તાનસેન તારા કરતા મોટો ગવૈયો આ સૃષ્ટિમા કોણ છે તે કહે ત્યારે તાનસેન કહે છે કે ગવૈયાઓમા અતિ પ્રવીણ સુરદાસ કરીને મથુરામા રહે છે તે અક્રૂરનો અવતાર છે ત્યારે રાજાએ કહ્યુ કે સુરદાસ કેટલા રાગ ગાય છે ત્યારે તાનસેને ખોબો ભરીને ગગાજીની રેતી લાવીને કહ્યુ કે જેટલા રેતીના કણ છે તેટલા રાગ સુરદાસ ગાય છે આ સાભળી રાજાને ચમત્કાર લાગ્યો શિબિકા મોકલી મથુરાથી સુરદાસને ઘણા સન્માનથી તેડી લાવ્યા રાજાએ સાષ્ટાગ પ્રમાણ કર્યા સુરદાસ વૈષ્ણવ છે તેથી તેને સોનાને સિહાસને બેસાડયા અને પૂજા કરી પછી સભા સ્થળમા સર્વ ગવૈયાઓ આવીને બેઠા પછી તાનસેન સુરદાસ પાસે બેસી વિનતી કરે છે કે તમારા મુખમાથી કીર્તન સાભળવાની સર્વની ઇચ્છા છે આ ઇચ્છાથી રાજાએ તમને તેડાવ્યા છે પછી સુરદાસ તાનસેનને કહે છે કે હુ તો વૈકુઠવાસી છુ અને મૃત્યુ લોકમા શ્રીહરિના ગુણ ગાવા આવ્યો છુ તે તમને ગમે છે તો કઇક શ્રીહરિના વર્ણન ગાઈ સભળાવીશ પછી હાથમા વીણા લઈને સપ્ત સ્વર મેળવ્યા જ્યારે સુરદાસ ગાયન કરે છે ત્યારે ગણપતિ ટાળ મજીરા વગાડે છે સરસ્વતી વીણા લઇ મજુલ સ્વર પૂરે છે આ સાભળી ગધર્વ સ્તબ્ધ થઇ જાય છે । તે કીર્તનમા રભા, ઉર્વશી, મેનકા અને તિલોત્તમા પણ સ્વાન દે નૃત્ય કરે છે યોગીઓ વજ્રાસન વાળી ધ્યાનમા બેઠા છે, પણ તેમના ધ્યાનમા શ્રીહરિ આવતા નથી અને પોતે સુરદાસના કીર્તનમા નૃત્ય કરે છે મુનિઓ તપશ્ચર્યા કરે છે, અનુષ્ટાનીઓ અનુષ્ટાન કરે છે, તેમને પણ જે મળતા નથી તે સુરદાસના કીર્તનમા નરનપ્રેમથી નાચે છે જેનો પાર ઇદ્ર, બ્રહ્મા અને મહાદેવ પણ પામી શક્યા નથી, તે ઈશ્વર સુરદાસના કીર્તનમા સ્વાન દે નૃત્ય કરે છે એવા સગીતથી ગાયન કરીને પછી સાદા નામથી કીર્તન કરે છે કૃષ્ણાવતારમા જે કઇ કર્યું તેનુ સપ્રેમ વર્ણન

કરે છે એ પ્રમાણે એક મહિના સુધી સુરદાસ અંતઃપુરમાં ગયા અને ત્યાંના નરનારીને ભજન માર્ગે વાળ્યા તેઓ પ્રેમાનંદથી ડોલવા લાગ્યા

એક દિવસ રાજા રંગમહેલમાં ગયો હતો, ત્યારે રાણીઓએ બે હાથ જોડી વિનતી કરી કે સુરદાસ વૈષ્ણવ ભક્ત છે અને રોજ રાજદરબારમાં હરિગુણ ગાય છે તો અમારા મનમાં પણ તેમનું કીર્તન સાંભળવાની ઇચ્છા થઈ છે તે સાંભળી રાજા કહે છે કે સુરદાસ નેત્રહીન છે તેથી અહીં લાવી શકાશે અને મનમાં કંઇ સંશય રાખવો નહીં તે રાજાને પાંચસો રાણીઓ હતી તે સર્વે નાટકશાળામાં આવીને બેઠી પછી અનન્ય ભાવે નમ્ર થઇને સુરદાસને ત્યાં તેડી લાવ્યા સોનાના આસન ઉપર બેસાડી પ્રેમથી પૂજા કરી પછી સુરદાસે વીણા લઇને ગાયનની શરૂઆત કરી આ સાંભળી સર્વ રાણીઓ દંગ થઇ ગઈ તે સમયે એવું બન્યું કે સત્યભામા શ્રી કૃષ્ણના શ્રાપને લીધે અંધ દાસી થઇને આ રાજાના અંતઃપુરમાં રહી હતી તે સત્રાજિતની સુંદર કન્યા રાજાની દાસી થઇ હતી તે જ્યાં સુરદાસ ગાયન ગાતા હતા ત્યાં દોડતી દોડતી આવી સુંદર ગાયન કાને સાંભળી તે દેહભાન ભૂલી ગઇ જેમ હરણ નાદલુબ્ધ થઇ જાય છે તેમ આ દાસીને થયું તે ચાલતી ચાલતી આગળ જતી હતી ત્યાં જાણે છે કે ત્યાં તેનું ભાન રહ્યું નહતું તે સમયે સુરદાસને તત્કાળ નેત્ર આવ્યાં તે દાસીને કહે છે કે આગળ પાણી ભરેલો હોજ છે તેમાં પડીશ આ સાંભળતાં જ સર્વ રાણીઓ લજ્જિત થઈ અને ઝટપટ પરદા નાખી દીધા તેઓ એક બીજાને કહેવા લાગી કે આને તો નેત્ર છે તેથી સંકોચ પામી લજ્જાયમાન થઇ બેસી રહી આવું એકાંત જોઈ શ્રી કૃષ્ણ પ્રગટ થયા સુરદાસ અને દાસી બન્નેને પોતાના સ્વરૂપમાં મેળવી દીધા

આગળના અધ્યાયમાં અદ્‌ભુત કથા છે સેના નાવી વૈષ્ણવ ભક્ત હતો તેનું ચરિત્ર પ્રેમથી સાંભળજો સર્વે રોજ પ્રેમથી હરિ કથા સાંભળજો જે કોઇ પ્રેમથી ભક્ત કથા સાંભળશે તેના ઉપર જગજીવન સંતોષ પામશે એમ ભાવિક ભક્તોના તરફથી મહીપતિ કર જોડીને વિનતી કરે છે

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળતા શ્રી જગન્નાથ સંતોષ પામશે
પ્રેમાળ ભાવિક ભક્તોએ આ તેત્રીસમો રસાળ અધ્યાય સાંભળ્યો

। શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

## અધ્યાય ૩૪ મો.

# સેના નાવીનું ચરિત્ર

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

સેના નાવી મોટો પરમ ભક્ત હતો. તે હરિભજનમાં તત્પર રહેતો. તેનું ચરિત્ર સાંભળતાં પ્રિય લાગે છે. ભાવિક ભક્તો તે સાંભળજો. (ધંધો કે જ્ઞાતિ ગમે તે હોય પણ શુદ્ધ ભાવનાથી ભક્તિ કરનારનું સંકટ દેવ જાતે નિવારણ કરે છે.) સંસાર નાશવંત છે તે જાણીને સેના નાવી ઉદાસપણે વિરક્ત દશામાં રહેતો હતો. શ્રીહરિભજનમાં તે દિનરાત ગાળતો હતો. શ્યામસુંદર વિરાજમાન ચતુર્ભુજ, પીળું પિતાંબર પહેરેલી એવી મૂર્તિ ઘરમાં રાખી હતી. દેદિપ્યમાન વસ્ત્રાલંકાર ધરાવ્યા હતા.

**પ્રાતઃકાળે સ્નાન કરી પછી, કરે વિષ્ણુ પૂજન,**
**એવો નિત્યનેમ કરી પછી, સંસાર ધંધો કરે.**

હજામનો ધંધો હલકો ગણાય છે. તેમાં વળી વિશેષ ગુલામગીરી હતી. નારાયણે આવો જન્મ આપ્યો તે પોતાનો જ દોષ છે એમ કહેતો. ગ્રામજોષી અને સોનીનો જન્મ પણ પોતાના દોષને લીધે મળે છે. ચોકીદાર, કુલકરણી અને તેમાં વળી અંત્યજનો જન્મ પણ પોતાના દોષને લીધે મળે છે. તેવા જ અધમ જન્મમાં મદારી, માછી, ખાટકી, કસાઈ વગેરે છે. આ ધર્મનીતિ સાંભળી કોઇએ ક્રોધ કરવો નહીં. શાસ્ત્રમાં કૂકર્મને ખરાબ કહ્યાં છે; નહીં કે તે કુળ જાતિમાં જન્મ લેનાર મનુષ્યને. આવા ધંધાવાળી જ્ઞાતિમાં જન્મ લઇ તેને અંગીકાર કરતાં ન સમજાય તેવી રીતે માણસને દોષ લાગે છે. હે સજ્જનો, આવી ધર્મનીતિ છે તે સાંભળી મનમાં અનુતાપ ધરવો નહીં. આવી જ્ઞાતિમાં જન્મ લીધા પછી જે શ્રીહરિભજન કરતો નથી તે ભવચક્રમાં પડે છે અને તેનો તેમાંથી છુટકારો થતો

નથી આવુ સમજીને સેના નાપી શ્રીહરિને શરણે ગયો કે તરત જ તેના સર્વ દોષ તૃણવત્ બળીને ભસ્મ થયા જેમ ગામમાંથી વહેતો વહેતો વહેતો ગંગામાં મળતા ગંગાર્પણ થઇ ગયો અને તેનુ જુદાપણુ રહ્યુ નહી, તેમ શ્રીહરિને શરણે જતા સંપૂર્ણ દોષ નાશ પામે છે. જેમ પારસમણિની સોબતથી લોઢુ તત્કાળ સુવર્ણ થઈ જાય છે, તેમ શ્રીહરિને શરણે જતા સંપૂર્ણ દોષ નાશ પામે છે જેમ કાષ્ટના ટુકડાને અગ્નિમાં નાખતા એક રંગનો (રાખોડી) થઈ જાય છે, તેમ શ્રીહરિને શરણે જતા સંપૂર્ણ દોષ નાશ પામે છે

**ગમે તે જાતિમા જન્મ થયો હોય; પણ અનુતાપ કરીને શરણે જાય તેને જગદુદ્ધાર પોતાના જેવો કરે છે.**

એક દિવસે સેનો નાપી ભાવથી શ્રીહરિનુ પૂજન કરતો હતો, તે સમયે રાજદૂતે આવીને ખબર આપી કે રાજા તેને જલ્દી બોલાવે છે દેવસેવામા બેઠેલો જોઇ તેની પત્નીએ કહ્યુ કે રાજાનો સેવક આવીને તમને બોલાવે છે તે સાભળી તેની પાસે કહેવડાવ્યુ કે રાજાને કહે કે સેનો ઘરમા નથી આ સાભળી રાજાએ સેનાની શોધ માટે ચારે બાજુએ તપાસ કરાવી જ્યારે રાજસેવકને કહેવામા આવ્યુ કે સેનો ઘરમા નથી, ત્યારે એક દુર્જન પાડોશીએ તે સાભળી રાજાને જઇને ખબર આપી કે સેનો તો ઘરમા દેવપૂજા કરતા બેઠો છે અને તમને ખોટુ કહ્યુ છે આ સાભળી રાજા ક્રોધાયમાન થયો એક તો રાજા દુર્જન અને વળી યવન હતો એટલે સેનાએ તેને જૂઠુ કહેવડાવ્યુ, તેથી ઘણો ક્રોધે ભરાયો એક તો મર્કટ અને મદિરા પીધી રાજાએ નોકરને હુકમ કર્યો કે સેનાને બાંધીને નદીમા નાખી દો રાજાનો આવો હુકમ સાભળીને ભક્તકૈવારી નારાયણે સેનાનુ રૂપ ધર્યુ અને રાજદરબારમા આવ્યા જે આદિ પુરુષ નારાયણ, જે ક્ષીરસાગર શેષનાગ ઉપર શયન કરે છે તે શ્રીહરિ કોથળી લઇને રાજદ્વારે આવ્યા બ્રહ્માદિદેવ અને ઋષિજનો જેનુ રાત્રિદિવસ ધ્યાન ધરે છે તે સેના નાપી થઇને રાજદ્વારે આવ્યા અને રાજાની પાસે ગયા વજ્રાસને બેસી જેનુ યોગી અખંડ ધ્યાન ધરે છે તે સેનાનુ સંકટ જોઇને નાપી થઇને આવ્યા છે જેની સત્તાથી દશ ઇંદ્રિય, બુદ્ધિ અને મન કામ કરે છે તે વિશ્વવ્યાપક ચૈતન્યઘન મનમા હલકાપણુ લાવતા નથી કિરિટ કુંડળ, કૌસ્તુભમણિ સજી દઇને ચક્રપાણિ ખભા ઉપર કોથળી લઇને સત્વર આવ્યા

છે. જેને મેળવવા માટે જીવો વેદશાસ્ત્રોનું પઠન કરી ઘણું કષ્ટ સહન કરે છે તે શ્રીપતિ રાજા સામે ઊભા રહી મુજરો કરે છે. શ્રીહરિએ નાવીનું રૂપ લીધું છે. તેમને જોતાં જ રાજાનો ક્રોધ તત્કાળ જતો રહ્યો. રાજાને સામે બેસાડીને પરમ ચતુર જગજીવન તેની હજામત કરે છે. તેનું મસ્તક ચોળે છે. તે સમયે રાજા તેમને કહે છે કે સેના, તું મારી પાસે જ રહે. સર્વ નાવી કરતાં તું અતિ ચતુર છે, તેવું મને લાગે છે. તે સાંભળી જગજીવન કહે છે કે હું બ્રહ્માંડમાં વ્યાપક છું મારા વિના અણુમાત્ર જેટલી પણ જગા ખાલી નથી. આવવું, જવું, રહેવું, કરવું એ સર્વ મારામાં જ છે. સર્વ કરવા છતાં નહીં કરનારો હું વ્યાપક છું. સર્વમાં હોવા છતાં સર્વથી જુદો જ છું.

## નિજ ભક્તકાર્ય માટે ક્ષણિક રૂપ ધરૂં સગુણ,
## પરંતુ મારૂં અવ્યક્તપણું કદિયે જાય નહીં.

આવું સારંગધરનું કહેવું સાંભળીને રાજાને સુખનો અનુભવ થયો. શરીરે મર્દન કરવા માટે સુગંધી તેલ લાવ્યા. ચંદનના બાજઠ ઉપર રાજા બેઠા. તેને સેના નાવીના રૂપમાં શ્રીહરિ મર્દન કરે છે. રત્નજડિત પ્યાલામાં સુંદર મોગરાનું તેલ હતું તેમાં તેમનું પ્રતિબિંબ પડયું. ચતુર્ભુજ સ્વરૂપ છે, માથે દેદિપ્યમાન મુગટ બિરાજે છે. પીળું પિતાંબર પહેર્યું છે, વર્ણ ઘનશામળો છે; એવું મનોહર રૂપ જોઈ રાજાના મનમાં આશ્ચર્ય થયું! ઉપર દ્રષ્ટિ કરીને જુએ છે તો સેનો નાવી મર્દન કરે છે. નીચે પ્યાલામાં જુએ છે તો શ્રીકૃષ્ણરૂપ દેખાય છે. રાજાની આંખો તે રૂપ જોવામાં મશગૂલ થઈ ગઈ છે. રાજાનું દેહભાન ગયું છે. મર્દન પૂરું થયું કે નહીં તેનું તેને ભાન નથી. દશ ઈંદ્રિયો. બુદ્ધિ, મન, પાંગળાં થઈ ઇશ્વર સ્વરૂપમાં લીન થયાં છે. આવું જોઇ સભાજનો હસવા લાગ્યા. સેવકજન કહે છે કે રાજાને ભૂત વળગ્યું છે. બે પહોર દિવસ ચઢયો હોવાથી સેવકો રાજાને સ્નાન કરવા માટે સાવધ થવા કહેવા લાગ્યા. હવે રાજા સેનાને કહે છે કે તું ક્ષણભર મારી પાસે બેસ. જો તું ઘેર જઈશ તો તારા વિના હું પ્રાણ ત્યજી દઈશ. તેને શ્રીહરિ કહે છે કે હું ફરીને પાછો જલદી આવીશ. માટે હે રાજન, તું મને તારા હૃદય મંદિરમાંથી દૂર કરીશ નહીં. રાજાએ તે સમયે ખોબો ભરીને સુવર્ણ સિક્કા સેનાને આપ્યા. શ્રીહરિએ તે કોથળીમાં નાખ્યા અને સેનાને ઘેર જઇ કોથળી ખૂંટીએ મૂકી અદ્રશ્ય

થઈ ગયા. હવે રાજાએ જલદી જલદી સ્નાન કરી લીધું પછી સેવકને આજ્ઞા કરી કે સેનાને ફરીથી જલદી બોલાવી લાવો. મારે હવે કંઇ ઉપચાર કરવા નથી. વસ્ત્ર, ભૂષણ, અલંકાર જોઇતા નથી. સેના નાવીને મારે સત્વર મળવું છે. માટે તેને જલદી તેડી લાવો. મારે પકવાન જમવાં નથી. મારે આભૂષણ વસ્ત્ર, અતર, ફૂલ કંઇજ જોઇતું નથી. મારે સેના નાવીને મળવું છે. માટે સત્વર તેને લઇ આવો. જો તે જલદી આવશે નહીં તો મારા પ્રાણ સત્વર નીકળી જશે. તે ભક્તરાજને મારે માટે જલદી અહીં લઇ આવો. તેનાં દર્શન થતાં મારો જન્મ મરણનો ફેરો ટળશે. સેનો નાવી વૈષ્ણવજન છે, તેને લાવીને મારા ભેગો કરો. રાજા પૂર્ણ વિહ્‌વળ દશામાં છે, સેવકો ગભરાઇ ગયા છે. પછી સેનાને ઘેર સેવક જઇને તેને બોલાવે છે. સેનાને મનમાં થયું કે હવે રાજા મારા ઉપર કોપાયમાન થશે. તેણે ખભા ઉપર કોથળી લઇને રાજદ્વારે જવા માંડયું. સેનાને જોતાં જ રાજા ઊભા થયા. આવું નવાઇ જેવું જોઇ સમસ્ત સભા મશ્કરી કરવા લાગી. રાજા સેનાને કહે છે કે સવારમાં તું આવ્યો ત્યારે જે રૂપનાં મને દર્શન કરાવ્યાં હતાં તે ચતુર્ભુજ સ્વરૂપનાં મને દર્શન કરાવ. એમ કહીને રાજાએ સેનાના ચરણ બે હાથે પકડયા. આ સાંભળી સેનો નાવી મનમાં ચકિત થયો! રાજા તેલથી ભરેલું પ્યાલું લાવી તેમાં સેનાનું દર્શન કરે છે. પણ તે ચતુર્ભુજ દેખાતું નથી. સેનો હવે જે ચમત્કાર થયો હતો તે સમજી ગયો. તે ગદ્‌ગદ્‌ કંઠે થઇ કહે છે —

> દીનબંધુ પતિતપાવના, વૈકુંઠવાસિયા નારાયણા,
> નીચ કામ મનમોહના, મારે લીધે શીદ તેં કર્યું?
> અનાથનાથા, રૂક્મિણીવરા, મદનતાતા શ્યામ સુંદરા.
> શ્રુતિ શાસ્ત્ર વર્ણે ગુણ, તેઓથી ન કળાય તુજ ગુણ,
> નીચ કર્મ તેં મુજ કારણ, અંગીકાર્યું શીદને દયાળા?
> બ્રહ્મા, ઇંદ્ર અને હર, જે જાણે નહીં તુજ પાર.
> આજે કેમ કોથળી ખભા ઉપર, મુજ કારણે તેં લીધી?

આ પ્રમાણે કહેતાં સેનો આક્રંદ કરીને રડે છે. રાજા તે સમજી ગયો. તેણે દોડીને સેનાના ચરણ પકડયા અને કહ્યું કે તારે લીધે મને શ્રી કૃષ્ણ દર્શન થયાં. સતસંગનો મહિમા કેવી રીતે વર્ણી શકાય? નારદનાં દર્શન થતાં

વાલીઓ કોળી મટીને વાલ્મિકી ઋષિ થયો અને રામાયણ રચ્યું. એવા કૃપાળુ વૈષ્ણવજન છે, જે અજ્ઞાની જીવોને તારનાર છે. વ્યાસે સંજય ઉપર કૃપા કરી અને ગીતા શ્રવણ કરાવી, તેમ તારા યોગથી મને શ્રી કૃષ્ણદર્શન થયું. સેનાએ કોથળીમાં શ્રીહરિએ નાખેલા સોનાના સિક્કા જોયા. તત્કાળ બ્રાહ્મણોને બોલાવી બધા લોકોના જોતાંજ તે સિક્કાઓ તેમને વહેંચી દીધા. રાજાના મનમાં અનુતાપ થયો. તે હરિભજનમાં લાગી ગયો. સેનો નાવી હતો તેને લીવે શ્રીહરિ તુષ્ટમાન થયા અને તેને સંતોષ્યો.

આવતા અધ્યાયમાં અલૌકિક કથા આવે છે. જગન્નાથમાં સાત્વિક રાજા હતો. તેનું ચરિત્ર સાંભળતાં સજ્ઞાનીને સુખ થશે. તે કથા બુદ્ધિ પ્રમાણે રૂક્મિણીપતિ કહેવડાવશે. મહીપતિ શ્રોતાઓને વિનવે છે કે સંતકથા સાંભળતા પ્રીતિ રાખજો.

**સ્વસ્તિશ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમળ ભાવિક ભકતોએ આ ચોત્રીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.**

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૬૫ મો.

# સાત્ત્વિક રાજા અને કર્માબાઈનાં ચરિત્રો.

શ્રી ગણેશાય નમઃ ॥  શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

કોઈ પણ એક નિયમ સાવધપણે અને દૃઢપણે પાળવાની જરૂર છે. દેવને કર્મદૃપણા કરતાં શુદ્ધ ભક્તિ ઘણી ગમે છે. હે શ્રોતાજનો, એક નવીન અદ્ભુત કથા સાંભળજો. ભક્ત કથા રૂપી પરમ અમૃતનું સેવન કરતાં જીવોને તત્કાળ પ્રતિતિ પડશે અને ભવરોગનુ સત્વર નિવારણ થશે. શ્રી જગન્નાથ ક્ષેત્રમા એક સાત્વિક નામે રાજા હતો. તેને ચિત્તમાં ઇશ્વર સિવાય બીજું કોઇ જ ગમતું નહોતું. શ્રી જગન્નાથ ક્ષેત્ર મૃત્યુ લોકમાં સાક્ષાત્ વૈકુંઠ ભુવન સમાન છે. જ્યાં જગજીવન બૌદ્ધાવતારમાં રહી સંપૂર્ણ લીલા જુએ છે, ત્યાં પૂર્વ સમુદ્રનો રાજા નામે સાત્વિક રહે છે. જેના ઉપર હમેશાં ગરૂડધ્વજ શ્રી વિષ્ણુ ભગવાન પ્રસન્ન છે. રાજા ત્યાં બેસીને ત્રિકાળ સમયે પૂજા કરે છે. પછી તુળસીપાનનો પ્રસાદ લઇને જ ભોજન કરે છે. રાજા પોતે જ સ્વહસ્તે દેવને વસ્ત્ર, આભૂષણ, અલંકાર. નૈવેદ્ય, પકવાન ધરાવે છે. આવેલા અતીતને અન્ન આપે છે—નંદાદીપ (અખંડ દીવો દેવ સમક્ષ રાત્રીદિવસ રાખે છે તે), અન્નક્ષેત્ર (મફત અન્ન આપવું તે) સુપાત્રને દાન અને અન્નપાણી સર્વને આપે છે. કોઈ એક સમયે રાજા મંદિરના મહાદ્વાર આગળ બેઠો છે અને સમય વિતાવવા માટે જુગાર રમે છે. તે રમતમાં રાજા દેહભાન ભૂલે છે. તેવે સમયે મહાદ્વાર આગળ પૂજારી પ્રસાદ વહેંચતો આવે છે. રાજાએ પ્રસાદ લેવા માટે ડાબો હાથ ધર્યો. પૂજારીને તે વખતે આ વિપરીત બનાવ લાગ્યો. ડાબો હાથ રાજાએ પ્રસાદ લેવા ધર્યો, તેથી પૂજારી તેમાં પ્રસાદ આપ્યા વિના જતો રહ્યો. જુગાર રમી રહ્યા પછી રાજા લોકોને પ્રસાદ મળ્યો કે કેમ તેવું પૂછે છે ત્યારે તેઓએ કહ્યું કે તમે ડાબો હાથ પ્રસાદ માટે આગળ કર્યો તેથી પૂજારી પ્રસાદ આપ્યા વિના પાછો ગયો. આ વૃત્તાંત સાંભળી રાજા ગભરાઇ ગયો. તે

કહેવા લાગ્યો કે મારું કર્મ વિપરીત છે જુગાર આગળ કર્યો તેથી અમૃત ત્યજીને દારૂ પીવા જેવું કૃત્ય કર્યું જેમ ગીદરીના ઝાડને પાણી પાયું અને કલ્પતરુને સુકાવી નાખ્યું મારું કૃત્ય પણ જુગાર રમતા તેવું જ થયું છે જેમ કોનસા વેચતા દ્રવ્યનો સંચય જતો રહ્યો તેવું જુગાર રમતા મને થયું છે જેમ હથેળી ભરી રાખ લેતા કસ્તુરી ઊડી ગઈ, તેમ દ્યુત રમતા મારી અધોગતિ થઈ જેમ રાજહંસ ઉડાડીને કાગડો પાળ્યો, જેમ ચંદન વૃક્ષ તોડીને હીંગનું ઝાડ રોપ્યું, તેવું જુગાર રમતા મેં કર્યું છે જેમ ગારૂડી આવેનો જોઈ બ્રાહ્મણ ઊઠી જાય, તેવું જુગાર રમતા થયું એમ રાજાને ઘણો પ્રશ્ચાતાપ થતો તે દેવળની અંદર જઈ શકતો નથી સેવા કરતા ભૂલ કરી એમ કહીને દરવાજા પાસે એમને એમ બેસી રહ્યો તે કહે છે કે પોતાના હાથે ઘણો અન્યાય કર્યો છે માટે તેને સત્વર શિક્ષા થવી જોઈએ એવું વિચારી નૃપનાથે મનમાં એક યુક્તિ શોધી કાઢી પછી પ્રધાનને બોલાવીને કહે છે કે રાત્રે જે મહેલમાં સૂઈ જાઉં છું ત્યાં એક પિશાચ આવે છે અને બારીમાંથી હાથ બહાર કાઢે છે, તેથી મને ઘણી બીક લાગે છે તો તું પલંગની નજીક ઊભો રહીને તેનો હાથ કાપી નાખજે તે પ્રમાણે પ્રધાન તીક્ષ્ણ શસ્ત્ર લઈને રાત્રીના સમયે સંતાઈને બેસે મહેલમાં દીવો સળગે છે પ્રધાન જાગૃત રહીને વાટ જુએ છે કે પિશાચ આવે કે સત્વર તેનો હાથ કાપી નાખું પછી રાજાએ ધીરેથી પોતાનો જમણો હાથ કે જેણે ગુનો કર્યો હતો તેને બારીમાંથી અંદર નાખ્યો પ્રધાને તરત જ પોતાના શસ્ત્રથી તે હાથ કાપી નાખ્યો હાથ કપાઈને નીચે પડતા જ, પ્રધાનને સમજાયું કે તે રાજાનો હાથ હતો આ જોઈ પ્રધાન પરસેવાથી તરબોળ થઈ ગયો તે ગભરાઈને જમીન ઉપર ઢળી પડ્યો તે આક્રંદ કરીને શોક કરવા લાગ્યો ત્યારે રાજા અંદર આવી કહેવા લાગ્યો કે આ હાથ મારો વૈરી હતો તેથી મેં જ તેને કાપી નખાવ્યો છે માટે તું તારું ચિત્ત સ્વસ્થ કર પછી પાલખીમાં તે કાપેલો હાથ મૂકીને નોકરની સાથે મહાદ્વારે મોકલ્યો અને કહ્યું કે ત્યાં જઈ જગન્નાથને મારા સંદેશો કહેજે —

હે રૂક્મિણીકાંત, મારો અપરાધ તું સાંભળ જુગાર રમતા દુર્બુદ્ધિ થઈ અને તારો પ્રસાદ લીધો નહી આ માટે જે અપરાધી છે તેને તારી પાસે મોકલ્યો છે કર્મેંદ્રિય પ્રમાણે માત્ર મારા હાથનો જ ગુનો મને દેખાયો તેથી તેને સત્વર શિક્ષા કરી તારી પાસે મોકલ્યો છે કદી કોઈ નિરપરાધીને તેણે શિક્ષા કરી હશે કે કદી તમારી ચોરી કરી હશે, તેથી તેને આ શિક્ષા

કરીને તમારી પાસે મોકલ્યો છે. જેમ કોઈ પારધી મદોન્મત્ત થઈને વનમાં શિકાર કરે, તેવો તમારો અપરાધી તમારી પાસે મોકલ્યો છે. તારું અર્ચન તેણે કર્યું નહીં હોય. ઘણો હિંસક, ખળ, દુર્જન જેવો એ હાથ પરિપૂર્ણ દુરાચારી છે. તે હે પુરુષોત્તમ, તું જાણે છે. સંતસેવા કરી નહીં હોય એવો એ પાપી હાથ તારી પાસે મોકલ્યો છે. હે જગન્નાથ! હવે તેને જે શિક્ષા કરવી હોય તે કરજે. એવો સંદેશો લઈને દેવદ્વારે દૂત મોકલ્યો; પછી તે રાજહસ્ત લઇને દૂત મહાદ્વાર આગળ આવ્યો અને દેવને સર્વ વર્તમાન કહ્યા. તે હસ્ત ઉપર વૈષ્ણવોએ જય જયકાર કરી ફૂલ, ચંદન ચઢાવ્યાં. તે કહેવા લાગ્યો કે આ નૃપનાથને ધન્ય છે! તે સંસારી છતાં વિરક્ત છે. દેવ ઉપર નિમિત્ત મૂકીને હાથ કાપી નાખ્યો. આ શરીર નાશવંત છે. અસંખ્ય નરનારીને આ નાશવંત દેહ મળ્યો છે, પણ ચિત્તમાં જગદીશ્વરને લાવીને દેહના સાર્થકનો વિચાર કરતાં નથી :

કરવા મારે કામ, ઉદરપોષણ, દેશ અનેક ફરે બહુ જન,  
નિમિત્ત ગમે તે કરી સેવક બને, પણ ઈશ્વર ભજન કરે નહીં;  
નવ જ્વર થાય શરીરે જ્યારે, ચૌદ લંઘન કરે રોગી ત્યારે,  
પણ અભાગી ન કરે એકાદશી, કદી સુકૃત જગમાં ના કર્યું.  
વ્યવહારમાં કોડી કો લઇ જાય, તો મિત્ર ભાઈથી કરે કંકાસ,  
પણ હરિગુણ ગાય નહીં નિર્લજ્જ,  
કમનસીબથી હરિગુણ ગવાય નહીં,  
ચોર જ્યારે હરી જાય સંપત્તિ, ત્યારે આંખ હાથ ચોળી બેસી રહે.  
પણ સત્પાત્રી સંગ ફરી, કુમતિ ત્યજી  
કરે નહીં સાર્થક તેનું સર્વદા.

આવો કળિયુગનો ધર્મ જાણો સાચાર, માયા લોભી જન જેમાં વસે અપારાં, તેમાં નિષ્ઠાવંત, સાત્વિક, સાચાર આ એક નૃપતિ છે એવું અમને લાગે છે. તે સમયે એક અદ્ભુત બનાવ બન્યો. રાજાએ જે હસ્ત કપાવ્યો હતો, તેમાંથી અકસ્માત છોડ ઉગ્યો. તેને તરત જ પુષ્પવાડીમાં લઇ જઇ રોપ્યો. પછી હરિપ્રસાદ લઈ પૂજારી પ્રેમથી રાજા પાસે ગયો. રાજાને દેહભાન નથી, તે હરિભજન કરે છે. તેમણે પ્રસાદ લેવા ઠૂંઠો હાથ લાંબો કર્યો. તત્કાળ પહેલાંના જેવો આખો હાથ થઇ ગયો. આ ચમત્કાર જોતાં જ ભક્તોએ જય જયકાર કર્યા. લોકોને ઘણું આશ્ચર્ય થયું.

આ કથા એમ સંપૂર્ણ થઈ.

## કર્માબાઈનું ચરિત્ર.

હવે ભાવિકજનો, સાભળો આ બીજી રસાળ કથા છે કે જે કાને સાભળતા જ આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એમ ત્રણ પ્રકારના તાપ દૂર થાય છે, તેમા જરા પણ સશય નથી જે જગન્નાથ ક્ષેત્રમા ભગવાન બૌદ્ધ રૂપે આનદથી રહ્યા છે તે ક્ષેત્રને મહાક્ષેત્ર જાણી તેમા ભક્ત જનોનો અખડ વાસ હોય છે ત્યા એક બ્રાહ્મણની સ્ત્રી નામે કર્માબાઈ રહેતી હતી તેનુ ચિત્ત હમેશા શ્રીહરિ ચરણમા જ રહેતુ હતુ તે બાઇ સગર્ભા થતા જ તેનો પતિ મરણ પામ્યો, તેથી તે અપાર શોક કરવા લાગી તેને ઘણુ ઘણુ કષ્ટ પડવા લાગ્યુ નવ માસ પછી તેને પુત્ર જન્મ્યો તે કહેવા લાગી કે હે જગન્નાથ, દેવાધિદેવ, આ તારા ભક્તનુ તુ રક્ષણ કરજે ધીમે ધીમે પુત્ર મોટો થયો અને તેનુ લગ્ન કર્યું તેની સ્ત્રી સગર્ભા થઈ તેથી કર્માબાઇને સતોષ થયો તેને પુત્ર જન્મ્યો ત્યારે પોતાનો પુત્ર મરણ પામ્યો તેથી તે રાતદિવસ શોક કરવા લાગી પછી મનને ધીરજ આપે છે કે આટનો પુત્રનો પુત્ર બચશે તો મને કામ આવશે તેથી તેનુ વધુને વધુ પાલનપોષણ કર્માબાઇ જતે કરતી હતી તેને ઊઠતા, બેસતા, ખાતા, પીતા, સૂતા તે બાળકને સૂનુ મૂકતી નહીં એમ કેટલોક સમય જતા તે બાળકનુ પણ કાળે હરણ કર્યું કર્માબાઇના ચિત્તમા હવે કયાય સ્વસ્થતા રહી નહીં દિનરાત શોક કર્યા કરે છે તે કહેતી કે હે કૃપાવતા શ્રીહરિ, આ સસાર દુખરૂપ છે તેમા મને શા માટે જીવતી રાખી છે? તેવે સમયે એક સત સાધુસત સાથે શ્રી જગન્નાથજીની જાત્રાએ જતો હતો તે સને કર્માબાઇને ઘેર રાતવાસો કર્યો તેને ચિંતાગ્રસ્ત જોઈ સતોએ ક્ષેમકુશળ પૂછ્યા ત્યારે કર્માબાઇએ જે બન્યુ હતુ તે સર્વ કહી સભળાવ્યુ તે સમયે વૈષ્ણવો કહે છે કે આ જોઓ દુખરૂપ સસાર! એમા અણુમાત્ર સુખ નથી, એ નિશ્ચય જાણજે જો માકણથી ભરેલી ખાટમા જરા જેટલો વખત પણ સુખથી નિદ્રા આવે તો જ આ સસારમા સુખ છે એમ માનવુ આ બધુ નજરે સ્વપ્ન જ દેખાય છે આ બધુ મૃગજળ જેવુ છે તેમા તરસ્યાની જો તરસ છિપાય, તોજ સસારમા સુખ મળે સ્વપ્નુ જો કદી નજર સામે સાચુ દેખાય, તોજ સસારમા સુખ છે એમ કહેવાય જો બહેરા સામે પુરાણી કથા કહીને તેને સંતોષ પમાડે, તોજ સસારીને સુખી કહેવાય અથવા સસારમા અક્ષય સુખનુ સ્વપ્નુ સાચુ પડે માટે તુ હવે સત્વર સાવધ થઈ જા સસાર બધો નાશવત છે એવુ

વિ ણભક્તોનુ કહેવુ સાભળી કર્માબાઈનુ ચિત્ત પીગળી ગયુ પછી કર્માબાઇ સાધુઓને કહેવા લાગી કે હવે તમે કહેશો તેમ કરીશ ત્યારે સાધુએ કહ્યુ કે રાતીદિવસ શ્રી જગન્નાથનુ સ્મરણ કરજે

અધિકાર તેવો ઉપદેશ, આપે સાધુ જગમા જનોને,
ઉદ્ધાર કરવા પતીતોનો, સાધુ અવતાર લે સૃષ્ટિમા

શ્રીહરિના ગુણકીર્તન મનુષ્યોને સભળાવવા અને પ્રેમ સુખ આપવા માટે સતજનો અવતાર લે છે જડ, મૂઢ અને અજ્ઞાનીને દિવ્ય જ્ઞાન સભળાવીને, દુર્જનોનુ અભિમાન ગાળવા સજ્જનો મૃત્યુલોકમા અવતર્યા છે ભક્તિમાર્ગ નિસ્તેજ થયો છે, સઘળા જન સસારમા પ્રપચમા રચ્યા પચ્યા રહે છે, તેના કળિયુગમા વૈષ્ણવજન મૃત્યુલોકમા અવતર્યા છે

હવે કર્માબાઈ સતોને પગે લાગી તેને એક ગોપાળમૂર્તિ આપી, વૈષ્ણવોએ કહ્યુ કે આની સેવા કરજે જેવી તને પુત્ર, પૌત્ર ઉપર માયા હતી તેવી જ આ ગોપાળ મૂર્તિ માટે રાખજે સાધુજનો આમ કહીને તીર્થાટન કરવા માટે જતા રહ્યા કર્માબાઇના ચિત્તમા હવે ઘણુ સુખ થયુ તે જેવી રીતે પુત્રના પુત્રને રમાડતી હતી, તેવી જ રીતે તેની દેવમૂર્તિ સાથે લગની લાગી કોઇ મૂર્તિ જોઇ જાય તો નજર લાગે એમ કરી તેની ઇર્ષાથી। કાઢના મડી જાય અને તેને લાડ કરે, ગરમ પાણી લઈ તેને પગ ઉપર મૂકી સ્નાન કરાવે પારણામા પોઢાડી તેને મોઢાથી ઝુલાવે તેને માટે પ્રેમથી વસ્ત્ર, આભૂષણો લાવે તેને હવે કૃષ્ણમૂર્તિ સિવાય બીજુ કઇ ગમતુ નથી થાળમા દહી ભાત લાવી ગોપાળમૂર્તિ સાથે વાત કરીને જમાડે અને કહે કે હે જગજેઠી, જમો, જમો, પેટમા ભૂખ લાગી હશે એનો એવો ભક્તિભાવ જોઈ શ્રીહરિ તેના ઘરમા રોજ જમવા લાગ્યા હવે એક દિવસ એક અગ્નિહોત્રી બ્રાહ્મણ કર્માબાઇને ઘેર આવી ઉતર્યો સવારમા ઊઠીને કર્માબાઈ દેવને ભોજન કરાવે છે ત્યારે બ્રાહ્મણ તેને પ્રશ્ન કરીને કહે છે કે હે કર્માબાઇ, તુ એક ચિત્તથી સાભળ પહેલા સ્નાન કરવુ પછી શ્રી કૃષ્ણનુ પૂજન કરવુ, પછી નૈવેદ્ય ધરવુ તોજ તે દેવને માન્ય છે નહી તો કદી નહી તે સાભળી કર્માબાઇ કહે છે કે હવે તેમ કરીશ બીજે દિવસે કર્માબાઇ ઊઠીને કચરો પૂજે, વાસીદુ, સ્નાન વગેરે પરવારીને પવિત્ર જળ લઇ આવી પછી સ્વયપાક કરવા બેસી આ સર્વ ખટકર્મ કરતા ઘણુ મોડુ થયુ રોજની ટેવ પ્રમાણે જગન્નાથને વહેલી ભૂખ લાગી તેથી તેમણે

પૂજારીને સ્વપ્નુ આપ્યુ અને એકાતમા તેને કહ્યુ કે એક કર્માભિમાની બ્રાહ્મણુ કર્માબાઇના મનમા સશય આવે તેવુ કરી જતો રહ્યો છે અને ઓવળામોવળા કરતા નૈવેદ્ય માટે ઘણી વાર થઈ છે તેથી તેની કઇ જરૂર નથી અને પહેલાની જેમ મને નૈવેદ્ય આપે તેવુ તેને જલદી કહે

**પરમાત્મા શુદ્ધ બ્રાહ્મણરૂપ, માયાથી પર તે આત્મારામ,**
**તેને માટે કર્મબધનની વાત, કોઈ કાળે થાય નહીં.**

કર્મ કરીને પણ અકર્તા થઈ સાક્ષીભૂત રહે તે જાણજે તે ભકતો માટે અવતાર લે છે તેને માટે કદી કર્મબધન હોય જ નહી વિશ્વવ્યાપક જગજીવન, જે સર્વને સિદ્ધાત જ્ઞાન આપે છે તેને કદી કાળ કે કર્મબધન લાગે નહી આ પ્રમાણે પૂજારીએ આવીને કર્માબાઈને કહ્યુ, એટલે તેણે લાલાને નૈવેદ્ય ધરાવ્યુ ભક્ત મડળે જય જયનાર કર્યો અને તાળી પાડી આનદયુકત થયા આ જોઇ કર્મકાડી બ્રાહ્મણોને નવાઈ લાગી તેઓ કહેવા લાગ્યા કે અગ્નિહોત્ર, યજ્ઞ, યાગ જ્યા હોય છે ત્યા આ શ્રીરગ આવતો નથી અને તે આ કર્માબાઇએ ધરેલુ નૈવેદ્ય સ્વહસ્તે જમે છે એ ખરેખર નવાઈ છે! બ્રહ્મા અને શકર કે જેમના હૃદયમા અખડ ધ્યાન છે તે શ્રીહરિ કર્માબાઈને ત્યા હાથે જમે છે તે ખરેખર નવાઇ છે! જુદા જુદા યોગ અને ચર્ચાથી જેને શોધવા માટે અખડ પ્રયત્નો થાય છે તે કર્માબાઈને ત્યા હાથે જમ્યા તે નવાઈ છે! એકજણુ કહે છે કે ભકત-મહિમા એવો છે કે જેનુ બ્રહ્મા પણ વર્ણન કરી શકે તેમ નથી તે સમયે બધા કર્માબાઇના ચરણુમા વદન કરવા લાગ્યા હજુ પણુ શ્રી જગન્નાથ ક્ષેત્રમા શ્રીજી સાક્ષી પુરાવે છે જ્યારે કર્માબાઈની ખીચડી આવે ત્યાર પછી જ નૈવેદ્ય ધરાવવામા આવે છે

આગળના અધ્યાયમા સુરસ કથા નિવેદન કરવામા આવશે તેમા જન જસવત ભકતની કથા છે તે જાણુશો મહીપતિ કહે છે કે સજ્જનો પ્રેમથી લક્ષ દઇને તે કથા સાભળજો

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રથ સાભળીને શ્રી જગન્નાથ સતોષ પામે છે પ્રેમાળ ભાવિક ભકતોએ આ પાત્રીસમો અધ્યાય સાભળ્યો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

અધ્યાય ૩૮ મો.

## જન જસવંત શાહુકારની કથા.
## સૂરદાસ મદનમોહનની કથા.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

આજનો દિવસ સુમંગળ અતિશય કલ્યાણમય છે કે મહાન પ્રેમાળ શ્રોતાઓ મળ્યા છે જેથી સર્વ ઇચ્છા સફળ થાય તેવી રસાળ કથા આજે સાભળવાનું ભાગ્ય પ્રાપ્ત થશે જન જસવંત નામે એક શાહુકાર હતો તે મોટો રામ ઉપાસક હતો તેનું ચરિત્ર ઘણુ પ્રિયકર છે ચતુર અને ભાવિક ભક્તો તે સાભળો તેના પાચ પુત્રો લક્ષપતિ હતા ઘરમા સર્વ સંપત્તિ ભરેલી હતી, છતા તે રાત્રીદિવસ પ્રેમથી શ્રીરામભજન કરતો હતો જે અતીત બારણે આવે તેને અન્ન આપતો હતો, તે સાધુજનનું સન્માન કરતો હતો, તે યાચકજનને સુખી કરતો હતો તે કોઈથી વિમુખ થતો નહી, તેનામા દાન ધર્મ કરવાની ઇચ્છા ઘણી હતી તેના પુત્રો જ્યારે મોટા થયા ત્યારે પરમ દુષ્ટ અને દુરાચારી થયા તે સર્વ હરિભજનથી વિમુખ હતા જેવી રીતે પુલસ્ત્ય ઋષિના વંશમા વિષ્ણુદ્રોહી રાવણનો જન્મ થયો, જેમ ચદ્ર વંશમા દુર્યોધન વગેરે અવગુણી પેદા થયા, તેમ જન જસવતને ઘેર અભક્ત દુરાચારી પુત્રો જન્મ્યા યોગ્ય કે અયોગ્ય એવુ કંઈ તે સમજતા નહી તે ઘણા પાપીષ્ટ, ખળ અને અતિ નિંદક હતા તેમને ધર્મ કામ ગમે નહી તે કહેતા કે વૃદ્ધ પિતાને ગાંડપણ આવ્યુ છે હવે તે માટે શુ કરવુ તેના વિચારમા તે પડી ગયા કહ્યુ છે કે.—

મુખમાં સોબતી થાય સવળા જન, પણ અંતકાળે તજે સઉ કોઇ,
તે માટે ચિત્તમા મન રહેવું સાવધાન, સર્વકાળ સાવધાન રહેવુ ઘટે,
જો હોય જીહ્વા સાવધાન કદી, તો વર્ણવો સદા શ્રીહરિ ગુણગાન
જો પગને લાગ્યો હોય હરિરંગ, તો નૃત્ય કરો નવરંગી લાજ,

જો હોય કર્ણ સાવધાન કહી, । સાંભળો ભકતચરિત્ર ફરી ફરી,
જો હોય શરીર શકિત તમ પાસ, તો કરો તીર્થયાત્રા વારંવાર,
જો નેત્ર તમાર હોય સાવધાન, તો કરો દર્શન રૂક્મિણીવરનું સપ્રેમ.

હવે જન જસવંત આ પ્રમાણે સાવધાન હતો. પોતે ધર્મધ્યાન કરે, તે તેની પત્ની તથા પુત્રોને ગમતું નથી. તેઓ કહેવા લાગ્યાં કે આ અમારો વૈરી છે. તે અમારું ધન આમજ વેડફી મારવાનો છે. તેથી તેમણે ઘરમાંથી કેટલુંક દ્રવ્ય ચોરીને બાજુએ મૂક્યું. જેમ દુર્જનોને સજ્જનની સોબત ગમે નહીં, જેમ ચોરોને ચંદ્રનું અજવાળું ગમે નહીં, જેમ પતિવ્રતાની આબરૂ સાંભળી વ્યભિચારિણીને બળાપો થાય, જેમ સૂર્યોદય થતાં ઘુવડને મરણ આવ્યા જેવું લાગે, જેમ જ્ઞાની પંડિત જોઇને મૂર્ખને કષ્ટ થાય, જેમ સાધુજનને જોઈને નિંદકને પરમ કષ્ટ થાય, જેમ હીજડાને જોઇને પ્રતાપીને શૂર ચડે નહીં, જેમ કર્મનિષ્ઠ બ્રાહ્મણને જોઇને ભ્રષ્ટ માણસને કષ્ટ થાય, તેમ જન જસવંત શાહુકારના પુત્રો નીચ હતા. તેથી તે ગમે તેમ બોલતા હતા. તેઓએ વિચાર કર્યો કે રાજ દરબારમાં જઈ ત્યાં અવળું કહી પિતાને મારી નંખાવીએ, એવો દઢ વિચાર કરીને ચારે પુત્રો રાજદરબારે ગયા ત્યાં જઈને ખોટું કહેવા લાગ્યા કે અમારા પિતા પૂરેપૂરા મૂર્ખ છે. તે દ્રવ્યનો ખોટી રીતે ગમે તેમ વ્યય કરે છે. હે રાજન્! અમારું જે દ્રવ્ય છે તે તમારું જ છે કારણ કે સંકટ પડતાં તે તમને કામ આવશે, તેમાં જરા પણ શંકા જેવું નથી અને અમારા પિતા તે વેડફી નાખે છે માટે તેમને બોલાવી તમે શિક્ષા કરો. રાજાએ તે દુર્જનોની આ વાત સાંભળી. રાજા પણ પૂર્ણ અવિચારી હતો. તેણે દુષ્ટ પુત્રોની વાત સાંભળી, મનમાં જરા પણ વિચાર કર્યો નહીં અને જન જસવંત શાહુકારને બોલાવ્યો. જ્યાં અવિવેકી રાજા હોય અને દુષ્ટ પ્રધાન હોય ત્યાં નદીમાં જળ પણ રહે નહીં.

જ્યાં ભાવિક પ્રેમળ લોક વસે નહીં,
ત્યાં :કુગ્રામ સમજી રહેવું નહીં,
જ્યાં ભલા અને સાધુજન વસે નહીં,
જ્યાં હરિ કીર્તન થતું ન હોય,

જ્યાં આત્મજ્ઞાન ચર્ચા વિચાર ન હોય,
જ્યાં પુરાણ શ્રવણ ન હોય,
તે સર્વ કુગ્રામ, કુસ્થાન સમજી, તે સ્થળમાં કદી રહેવું નહીં.

જ્યાં સત્કર્મમાં પ્રીતિ રાખનાર ન હોય, જ્યાં રાજા પણ ન્યાય નીતિ જોતો નથી, જ્યાં અધર્મની રૂઢી પ્રવૃત્તિ ચાલે છે તેઓની સોબતમાં બેસવું નહીં. જ્યાં વિવેકી માણસ ન હોય, ત્યાં સારા માણસોએ ક્ષણભર પણ રહેવું નહીં. રાજા જન જસવંતને બોલાવીને કહે છે કે તું આવો ઉન્મત કેમ થયો છે? યાચકોને દ્રવ્ય કેમ વહેંચી નાખે છે? તારા પુત્રને દ્રવ્ય વાપરતા પહેલાં કેમ પૂછતો નથી? ત્યારે જન જસવંતે રાજાને ઉત્તર આપ્યો કે હું એવો જ ઉન્મત્ત છું. શ્રીરામ ભજનમાં પ્રીતિ રાખીને સાધુસંતને પૂજું છું. આવાં વચન સાંભળીને રાજા અતિ ક્રોધાયમાન થયો. જેમ પોપટ પાંજરામાંથી બોલે તે સાંભળી અજ્ઞાનીને મનમાં સંતાપ થાય તેમ રાજાને થયું. પછી જન જસવંતના પુત્રોનો પક્ષ લઈને રાજા કહે છે કે તને આવા કૃત્ય માટે ઠાર મારવામાં આવશે. તે સાંભળી પુત્રો પણ કહેવા લાગ્યા કે આ અમારા પિતા નથી પણ વૈરી છે. માટે એમને ગાંસડીમાં બાંધી પાણીમાં નાખી દો. પછી સિપાઈઓએ જન જસવંતને ગાંસડીમાં બાંધી અંદર પથ્થર મૂકીને પાણીથી ભરેલા મોટા હોજમાં નાખી દીધો. આવું ભક્તને સંકટ પડતાં શ્રીરામ ભક્તકાર્ય માટે સત્વર આવ્યા. કાચબાનું રૂપ લઈને રમાવરે ભક્તને પીઠ ઉપર અદ્ધર રાખ્યા. આ જોઈ જન જસવંતે રાજાને કહ્યું કે જો રાજન! મારું હષિકેશી રક્ષણ કરે છે, જેણે સ્તંભ વિના આકાશ અદ્ધર રાખ્યું છે, જેણે ચંદ્ર તથા સૂર્યને તેજ આપ્યું છે કે જે તેજથી તે પ્રકાશે છે, તે વિશ્વવ્યાપક જગતપતિ ભક્તનું સંરક્ષણ કરે છે. જેણે રામાવતારમાં પાણીમાં પથ્થર તાર્યા હતા, તે જાનકીજીવન રઘુનંદન મારું સંરક્ષણ કરે છે. કાચબાનું રૂપ લઈને શ્રીપતિએ જન જસવંતને ઊંચકીને અદ્ધર રાખ્યો છે તે તું પ્રત્યક્ષ જોઇ શકે છે. આવાં વચન સાંભળી રાજાને ઘણો પશ્ચાતાપ થયો. રાજાએ પોતે પાણીમાં કૂદકો માર્યો અને જન જસવંતને બહાર કાઢ્યો. પોતાને હાથે ગાંસડીના બંધ છોડયા અને તેના ચરણ પકડયા. રાજા કહેવા લાગ્યો કે મારો અપરાધ થયો છે માટે ભક્તરાજ મને ક્ષમા કરો. રાજાએ તેના પુત્રોને શિક્ષા કરી અને કહ્યું કે પિતાને શરણે જાઓ. તેમણે રાજાના હુકમને માન આપીને પિતાને દંડવત્ પ્રણામ કર્યાં. તેઓ દુર્બુદ્ધિ ત્યજીને પિતાને પ્રેમભાવથી પૂજવા લાગ્યા. સર્વ શ્રીરામ ભજન કરવા લાગ્યા, એવો ભક્ત મહિમાનો પ્રભાવ છે.

## (૨) ભક્ત સુરદાસ મદન મોહનનું ચરિત્ર.

હવે શ્રોતાજનો, સાંભળો સુરદાસ મદન મોહનનુ ચરિત્ર અતિ પાવન છે, રસાળ છે અને ગહન પણ છે હસ્તિનાપુરમા અકબર નામે યવન રાજા રાજ્ય કરતો હતો તેના દરબારમા મદન મોહન નોકરી કરતો હતો તેને મથુરા જિલ્લાનો અધિકારી બનાવ્યો હતો મથુરા, ગોકુળ, વૃંદાવન એ ઘણા જુના પુણ્યક્ષેત્રો છે જ્યા શ્રીકૃષ્ણે અવતાર ધરીને સપૂર્ણ લીલા બતાવી હતી તેથી ભક્ત વૈષ્ણવ એવા પુણ્યશાળી જીવો અને વૈરાગીઓ ત્યા આનદથી રહે છે સસારી હોય તો પણ વિરક્ત થઈને ભજનમા લાગી જાય છે વૈષ્ણવોને અન્ન વસ્ત્ર આપવાથી જગજીવન તૃપ્ત થાય છે જેમ માતાની ઇચ્છા પૂર્ણ કરતા તેના ઉદરમા રહેલો ગર્ભ પણ સતુષ્ટ અને તૃપ્ત થાય છે જેમ પુત્રનો વિજય જોઈ પિતાના મનમા સુખ થાય છે તેમજ કોઇ નિજ ભક્તોને પૂજે તો ચક્રપાણિને સતોષ થાય છે જેમ વૃક્ષના મૂળને પાણી પાતા શાખાઓ તૃપ્ત થાય છે, તેમ નિજ ભક્તોનુ પૂજન કરતા વૈકુંઠપતિને ઉલ્લાસ થાય છે જેમ બાળકને અલકાર પહેરાવતા માતાને ઘણો આનદ થાય છે તેમ નિરતર વૈષ્ણવને પૂજતા સારગધરને ઉલ્લાસ થાય છે એવુ જાણીને સુરદાસ મદન મોહન વૈષ્ણવોની સેવા કરવા લાગ્યો સારા સારા પક્વાન કરીને પ્રેમથી સતોને જમાડતો મેવા, મીઠાઈ, દૂધ, પેંડા, ખાજા જલેબી વગેરેના કરડિયા ભરી ભરીને સતોને પહોચાડતો એમ સત્પાત્રોને લીધે દ્રવ્ય વહેચતા રૂક્મિણીકાતને સતોષ થયો તે કહેવા લાગ્યા કે સુરદાસ મદનમોહન સસારી છે, છતા પણ મારા ભક્તોને પ્રેમથી ભજે છે એ પ્રમાણે વૈષ્ણવોનો ભાવ ધરીને પોતાનુ સર્વ દ્રવ્ય ખર્ચી નાખ્યુ હવે સત સેવામા ઉણપ આવવા લાગી સુરદાસના મનમા ચિંતા થવા લાગી કે પાસે ધન હતુ તે ખર્ચાઈ ગયુ હવે સત સેવા થશે નહી, વૈષ્ણવોને મિષ્ટાન્ન જમાડાશે નહી, તો સસારી થયા શુ કામના? પછી વિચાર કરે છે કે રાજદ્રવ્ય મારી પાસે છે તે સદ્‌ભાવે વાપરવાનુ શરૂ કરુ અને સતભોજન ચાલુ કરુ કદી રાજા મારા ઉપર કોપ કરીને મને જીવથી મારશે તો આ સસારમા દેહ ધર્યો સાર્થક થશે આવો દૃઢ વિચાર અતરમા કરી સતસેવા કરવા લાગ્યો

વૈષ્ણવ સેવા કરતાં જો પ્રાણ જાય કદિ,
તો ભવ રોગ અતિ દારૂણ દૂર થશે તત્કાળ

એમ વિચાર કરીને રાજાનો દ્રવ્ય ભંડાર ઉઘાડ્યો અને વૈષ્ણવ સેવામાં અતિ તત્પર થવાનો દૃઢ નિશ્ચય કર્યો. તે દ્રવ્યમાંથી જાત જાતનાં ભોજન કરાવી સંતોને જમાડવા લાગ્યો. એમ મથુરાં, ગોકુળ, વૃંદાવનના સંતોને તૃપ્ત કર્યાં. વસ્ત્ર આભૂષણ, ક્ષેમેવાનો સામાન વગેરે સંતોને છુટથી વહેંચવા લાગ્યો. તેણે ઘણી ધર્મશાળાઓ બંધાવી. સંતો માટે વિશ્રામસ્થાનો બંધાવ્યાં. એમ કરતા કરતાં રાજભંડારમાંથી એંશી લાખ, દસ હજાર રૂપીઆનું ખર્ચ કરી નાખ્યું. તેનો દિવાન દુરાચારી હતો. આવું ખર્ચ જોઈ તે અંતરમાં ક્રોધાયમાન થયો. તેણે હસ્તિનાપુર જઈ અકબર રાજાને સર્વ વર્તમાન કહ્યા. તેણે કહયું કે સુરદાસ મદનમોહનને મથુરાંનો સુબો બનાવ્યો છે, તેણે તમારું સમસ્ત દ્રવ્ય અયોગ્ય પ્રકારે વેડફી માર્યું છે. આ વાત સાંભળતાં અકબર રાજા ઘણો ગુસ્સે થયો. જેમ યજ્ઞમાં ઘીની આહૂતિ અપાય તેને અજ્ઞાની કહે છે કે વ્યર્થ ગયું, જેમ તુળસીના ઝાડને પાણી પાય તો મૂર્ખને લાગે કે નકામું છે, જેમ યાચકને અન્નદાન કરે તો કંજુસને તે કાર્ય ગમે નહી, જેમ તપસી તીર્થાટન કરે તે વિલાસીને મન ભટકવા જેવું લાગે, જેમ બ્રાહ્મણ ઋગ્વેદના અધ્યાયનો મુખપાઠ કરે તે મુસલમાનને બડબડાટ લાગે, જેમ નિજ ભક્ત ભજનમાં પ્રેમ ધરે, તે નિંદકને મન ગાંડપણ લાગે, તેમ સુરદાસે વૈષ્ણવ માટે દ્રવ્યનો ઉપયોગ કર્યો તે નિંદકને મન વ્યર્થ ગયો તેમ લાગ્યું. રાજાને આ વાત કહેતાં તે ક્રોધાયમાન થયો. તેણે રાજદૂત મોકલી કહેવડાવ્યું કે પોતાની સાથે મથુરાંનું સમસ્ત દ્રવ્ય લઈ હસ્તિનાપુર તરત આવવું. તેને કહેવામાં આવ્યું કે એંશીલાખ, દસ હજાર રૂપીઆની રકમ તિજોરીમાં છે તે લઇને આવવું. આ પત્ર લઇ સુરદાસની વાડીમાં રાજદુત આવ્યો. તે દરવાજે ખખડાવી ક્રોધથી કહેવા લાગ્યો કે બે વર્ષ થયાં હજુ કરની રકમ દરબારમાં ભરી નથી, તેથી રાજા અકબર ગુસ્સે થયા છે અને તમને હજુરમાં રકમ સાથે બોલાવ્યા છે. જેટલા દેશની કામગીરી તમારી પાસે છે તેટલું દ્રવ્ય લઇને તમને બોલાવે છે. જો તેમ નહીં કરો તો રાજાની આજ્ઞા પ્રમાણે તમને બંધન કરીને લઈ જવામાં આવશે. આ સાંભળી સુરદાસ કહે છે કે નૃપવરનો ક્રોધ નકામો છે. મેં દ્રવ્ય આપીને જવાહિર અને રત્નો લીધાં છે તે અમૂલ્ય છે તે રાજાને બતાવતાં જ તેમનું મન સંતુષ્ટ થશે. જો પરીક્ષા કિંમત કરશે તો બમણી રકમ મળશે. તે દુતને આ પ્રમાણે કહીને પોતે મહેલમાં એકલો જ ગયો. તેણે પત્નીને આ વાતથી વાકેફ કરી તેની પાસે બે પેટી સત્વર મંગાવી. તેમાં માટી ભરી ઉપર સીલ કરી પછી રાજાને

પત્ર લખ્યો કે સાધુસંતને સમસ્ત દ્રવ્ય વહેંચી દીધું છે. મેં સત્પાત્રો માટે એંશીલાખ અને દસહજાર રૂપીઆ ખરચી નાખ્યા છે. એવો પત્ર સંદૂકમાં મૂકી ઉપર તાળુ વાસીને પોતાનો મહોર સિક્કો મારીને રાજદૂત જે દરવાજે બેઠો હતો તેને તે પેટીઓ અને સંદૂક આપી દીધાં. તેણે કહ્યું કે અનેક અમૂલ્ય વસ્તુ લઈને ઘરમાં રાખી હતી. મનમાં હતું કે રાજદ્વારમાં સર્વ લઈને જવું. આ વાત સાંભળી દૂતને મનમાં શાંતિ થઇ. દૂત કહેવા લાગ્યો કે તમે શાણા છો અને રાજાનું કામ તત્પરતાથી કરો છો, છતાં રાજા નકામા કોપાયમાન થયા છે. સુરદાસે ભાવતાં ભોજન બનાવડાવી દૂતને જમાડયો. વસ્ત્ર, આભૂષણ આપી સંતોષ્યો. તેને નિદ્રા કરવાની વ્યવસ્થા કરી આપી. પછી અર્ધ રાત્રિએ સુરદાસ જતો રહ્યો. અરણ્યમાં જઇને પ્રેમથી શ્રીરામ ભજન કરવા લાગ્યો. આખી રાત્રિ પૂરી થઇ અને સવાર થતાં સૂર્યોદય થયો. રાજદૂત સત્વર ઊઠીને સુરદાસને શોધવા લાગ્યો. તો તે ઘરમા ન હતો. ગામ આખું શોધ્યું, આસપાસનું જંગલ જોયું, નજીકની લગભગ બધી જ જગાએ જોઇ વળ્યા પણ સુરદાસનો પત્તો લાગ્યો નહીં. દૂતે વિચાર્યું કે રાજાના ભયથી સુરદાસ તીર્થાટન કરવા જતો રહ્યો હશે. હવે રાજા આ સાભળી આપણને શિક્ષા કરશે. આ પ્રમાણે સર્વે મનમાં ભય પામ્યા. પછી મનમાં સમાધાન કર્યું કે ઝવેરાત ભરેલી પેટીઓ આપણી પાસે છે તે રાજાને બતાવીશું. એટલે તે આપણા ઉપર ક્રોધ કરશે નહીં. એમ કહી તેઓ હસ્તિનાપુર (દિલ્હી) ગયા. અને અકબર રાજા પાસે જઈ સર્વવૃત્તાંત કહ્યો. સંદૂક કાઢીને રાજાને આપી કહ્યું કે હે રાજન ! સુરદાસ ઘણો શાણો છે. તેણે અમૂલ્ય ઝવેરાત લઈને ઘરમાં રાખ્યું હતું, પણ દુર્બુદ્ધિ પ્રધાનોના કહેવાથી તેની ઉપર આપે તગાદો કર્યો. તે તો નિર્ભય મને આપના દર્શને આવતો હતો. પણ ત્યાં જઇ બેઠા એટલે તે ભયભીત થયો અને ઝવેરાતની પેટીઓ અમને આપીને રાતોરાત નાસી ગયો. આવાં દૂતનાં વચન સાંભળી રાજાને મનમાં ઘણો અચંબો થયો. પછી બીરબલને બોલાવી સર્વ વૃત્તાંત કહ્યો. પછી તે સંદૂક લઇને તાળું ઉઘાડી જોયું તો ઝવેરાતના બદલે માટી નીકળી. દૂત થરથર કંપવા લાગ્યો. તો સંદૂકમાંથી એક પત્ર નીકળ્યો તે લઈ સર્વના સાંભળતાં વાંચવા માંડયો. રાજા પણ પ્રેમથી તે પત્ર સાંભળે છે. એંશીલાખ દસ હજાર રૂપીઆ રાજધન સાધુસંતો માટે ખરચી નાખ્યું છે. તેથી ભય પામી સુરદાસ અર્ધી રાત્રિએ નાસી ગયો છે. પત્ર વાંચી રાજાને આશ્ચર્ય થયું ! ચાડી કરનાર દિવાનને સત્વર બોલાવી કહ્યું કે તું જૂઠું બોલ્યો છે. સુરદાસે સત્પાત્રમાં દ્રવ્ય વાપર્યું

છે અને તેં કહ્યું કે નકામું ખર્ચ્યું છે. તું વૈષ્ણવદ્વેષી છે તે સાબિત થયું છે તેથી તું શિક્ષાને પાત્ર થયો છે એમ કહી તેને શિક્ષા કરી. પછી અકબર રાજા પોતે પત્ર વાંચવા લાગ્યા. તેમણે સુરદાસના અક્ષર ઓળખ્યા. તેમની આંખમાં આનંદાશ્રુ આવ્યાં. પોતાના પ્રધાનને મધુર વચને કહેવા લાગ્યા કે સુરદાસ જેવો સેવક ત્રિભુવનમાં પણ શોધ્યો મળશે નહીં. હું રાજમદથી ઉન્મત્ત થાઉં છું, જ્યારે સુરદાસે પરમાર્થ સાધન કર્યું છે. હવે તેને અભયવચન આપી તેની શોધ કરાવવી જોઈએ. સુરદાસને તેડી લાવવા દેશેદેશ પત્ર લખી મોકલ્યા. આવી રાજાની આજ્ઞા થતાં સર્વને સંતોષ થયો. પશ્ચિમ દેશના અધિકારીને પત્ર લખ્યો કે સુરદાસ નજરે પડે કે સત્વર તેડી લાવજો. મારા ભયથી તે તીર્થાટન કરવા ગયો છે. કોઈને અચાનક મળી જાય તો તેને અભય વાર્તા કહી તેડી લાવશો. આ પ્રમાણે પત્રો લખી દેશેદેશ મોકલ્યા. સુરદાસ મથુરાંમાં હતો, તેણે આ વાત સાંભળી. મનમાં નવાઈ પામ્યો કે રાજાના અંતરમાં દયા ઉપજી છે એ ઈશ્વરની કરણી કોઈથી કળાય નહીં. ચક્રપાણિ કૃપાળુ છે. જે વિશ્વવ્યાપક શ્રીહરિ સર્વ જીવોમાં રહેલો છે, તેની મારા ઉપરની કૃપાથી રાજાને અંતરમાં સંતોષ થયો. પછી સ્વસ્થ થઈ મનમા સમાધાન પામી હસ્તિનાપુર ગયો. રાજાનાં દર્શન થતાં ઘણું માન પામ્યો. અકબર રાજાએ સત્વર ઊઠીને સુરદાસને આલિંગન આપ્યું. તે કહેવા લાગ્યો કે તારા જેવો બીજો સેવક ત્રિભુવનમાં શોધતાં મળશે નહીં. મને ખબર નહોતી કે તેં સત્પાત્રને દાનમાં દ્રવ્ય આપી દીધું. દુર્બુદ્ધિ દિવાનના કહેવાથી તારા ઉપર ક્રોધ કર્યો હતો. હવે તું સત્વર નિર્ભય થઈ પહેલાંની જેમ અધિકાર કર. આ સાંભળી સુરદાસ કહે છે કે હે રાજન્! મેં હવે સંસાર, માયા ત્યજી છે માટે હવે સંસારી ફાંસો શા માટે નાખો છો? અકબર કહે છે કે તને વૈરાગ્યપ્રાપ્તિ થઈ છે. તેં પૂર્ણપણે માયા ભ્રાંતિ દૂર કરી છે, તે હું સમજી શકું છું. પણ પહેલાં પ્રમાણે અધિકાર ચલાવી, સંતો માટે દ્રવ્ય લાવીને, વૈષ્ણવસેવા તારા વિના બીજો કોણ કરશે? મારી નજરમાં કોઈ આવતો નથી. મારી આજ્ઞા છે કે એંશીલાખ અને દસહજાર રૂપીઆ પોતાના અધિકારથી ભેગા કરી વૈષ્ણવભક્તોને મથુરાંમાં ભોજન કરાવો. તમે મનમાં પશ્ચાતાપ કરી રાજસેવા મૂકી દીધી પણ મારી આજ્ઞાથી સંતસેવાનો અધિકારી થઈજા. રાજાનાં નમ્ર વચન સાંભળી સુરદાસ વિચાર કરે છે કે :—

**કહે છે કે સંસારમાં પરમાર્થ કાર્ય આવી પડે,**
**તો સર્વથા સંસાર તજવો કદી નહીં.**

પછી રાજાને સુરદાસ કહે છે કે આપની આજ્ઞા પ્રમાણે હું સંતસેવા કરીશ. અકબરે તેનું તત્કાળ સન્માન કર્યું અને સનદ લખી આપી. પછી સુરદાસ મદનમોહન મથુરાં ક્ષેત્રમાં આવ્યો. ભાતભાતનાં પકવાન કરાવી સંતોને ભોજન આપવાનું શરૂ કર્યું. પહેલાં ભય હતો કે રાજા કોપાયમાન થશે, પણ તે ભય શ્રીહરિકૃપાથી દૂર થયો. તેથી તેના અંતરમાં હરખ માતો નથી. સંતસેવામાં પ્રીતિ કરીને શ્રી કૃષ્ણની મૂર્તિનું ધ્યાન ધરીને અહોરાત્ર નામસ્મરણ કરવા લાગ્યો અને પ્રેમથી કીર્તન કરવા લાગ્યો. જુદા જુદા પ્રસંગનાં ગીત સ્વમુખે રચીને ગાવા લાગ્યો. સુરદાસ ચિત્તમાં રૂક્મિણીકાંતનું ધ્યાન ધરીને મનમાં મનન કરતો હતો. એક દિવસ કીર્તન કરતાં કરતાં, સંતસ્તવન કરતો હતો. તે સમયે પ્રેમઉલ્લાસમાં આવી કવિતા રચી. તે કવિતામાં શું હતું તે સાંભળો :

સુરદાસ સંતોના પગના જોડા સંભાળનાર છે એવું અભંગમાં લખેલું જોઈ વૈષ્ણવવીરો મનમાં વિસ્મય પામ્યા અને ઘણું આશ્ચર્ય છે એમ કહેવા લાગ્યા. કોઇવળી કહે છે કે આતો અસત્ય વચન છે. સુરદાસે અભંગમાં ખોટું લખ્યું છે. જાતે જે કામ કદી કર્યું નથી તેવું અસત્ય કવિત્વમાં શા માટે લખવું ? પૃથ્વી ઉપર વરસાદ પડતો નથી અને વ્યર્થ આકાશમાં ગર્જના કરે તેવું લાગે છે. શરીરમાં જીવ ન હોય તેવા પ્રેતને શણગાર શા માટે કરવો ? કસ્તુરીમાં સુવાસ ન હોય તો બજારમાં વેચવા શા માટે લાવવી ? જેમ બહુરૂપી રાજાને ખૂશી કરવા વેષ ધારણ કરે છે, પણ તેની તેવી કરણી ન હોવાને લીધે તેવો રંગ જામતો નથી ચિત્રમાં આલેખે છે કે સૂર્ય છે, પણ તેવો પ્રકાશ તેમાંથી આવતો નથી. માટે સુરદાસની કવિતા અમને એવી જ લાગે છે. એમ વિવિધ માણસો જુદી જુદી રીતે સુરદાસની કવિતાને દોષિત કહેવા લાગ્યા. જ્યારે કોઇ જ્ઞાની ભવિક જન હોય તેના મનમાં સમાધાન રહે છે. અતિ વાચાળ કોઈ હોય તે કહે છે કે આ તો નવીન કવિતા છે. નવું નાણું શુદ્ધ હોય તો પણ કોઇ તેને બાનું કાઢી નકારે છે. તેવી રીતે નવી કવિતા હોય તેને માથે પણ ગમે તે દૂષણ મૂકે છે. પણ અમુક સમય જતાં તેને જ સઘળા માન્ય રાખે છે. એવો સંસારમાં સંશયરૂપી કાદવ છે તે માયાએ મૂકયો છે. કહેવત છે કે ગઇ સાલ ધાન્ય પકવનારી સારી હતી પણ ચાલુ સાલ દુષ્કાળની છે. મરેલો માણસ ભાગ્યશાળી હતો એવી લોકવાયકા છે. જેમકે મુઇ ભેંસના મોટા ડોળા. મરી ગયા પછી કિંમત થાય.

સાક્ષાત્ જ્ઞાની સમક્ષ હોય, તેને અજ્ઞાની કહે મૂઢ જન.
પહેલાં ચૂકે પછી યાદ કરે, એવી રીતે સકળજન રહે.
સજ્ઞાન વિચક્ષણ જાણે, અનુભવથી પોતાનો રસ્તો.

હવે આગળ સાંભળો. ઈશ્વરની અપાર માયા છે. તેણે વિકલ્પ જાળ નાખી સંશયરૂપી કાદવમાં સર્વને ડુબાવ્યા છે. પણ સુરદાસ સંતસેવામાં અતિ તત્પર છે. ચપળાજનો તેની કવિતાનો મર્મ સમજ્યા વિના નિંદા કરે છે. કેટલાક કહે છે કે જે કાર્ય પોતે કરતો નથી, તેનું દંભથી જગતમાં વર્ણન કરે છે- હવે એક દિવસે સુરદાસ દર્શને જતો હતો, તેની નજીક એક વૈરાગી આવ્યો. તેણે મનમાં વિચાર્યું કે સુરદાસે કવિતા કરી પણ તે પ્રમાણે આચરણ છે કે નહીં તેની પરીક્ષા કરવી જોઇએ. એમ વિચારીને તે કહેવા લાગ્યો કે હે સુરદાસજી, હું હમણાં દેવદર્શને જાઉં છું, તો મારા જોડા હાથમાં લઇ થોડીવાર તેને સાચવજો. એવું વૈરાગીનું કહેવું સાંભળી સુરદાસને મનમાં સમાધાન થયું. તે કહેવા લાગ્યો કે આજ કામ બહુ દિવસથી કરવું હતું, પણ તે મનમાં જ રહ્યું હતું. આજે તે મનોરથ સફળ થયો; મારા જીવની તળમળ આજે પૂરી થઇ. પછી રથમાંથી નીચે ઉતરી વૈરાગીના પગમાંથી જોડા હાથમાં લઇને મહાદ્વાર આગળ જઈ ઊભા રહ્યા, સેવકોને આજ્ઞા કરી કે રથને પાછો લઇ જાઓ. વૈરાગી મનમાં વિસ્મય પામીને કહે છે કે સુરદાસની નિષ્ઠા સાચી છે. પછી સત્વર મહાદ્વારમાં જઈ વિચાર કરે છે કે જરા મોડો જાઉં એટલે સુરદાસના અંતરમાં શું છે તે જણાશે. મોડું થશે એટલે તેને કંટાળો આવશે. પછી વૈરાગી સભામંડપમાં જઇ હરિકીર્તન કરતો બેઠો. સવારથી સાંજ થઈ ત્યાં સુધી વૈરાગી કીર્તન કરતો બેસી રહ્યો. બે પ્રહર રાત્રી ગઇ ત્યારે તે વૈરાગી મહાદ્વારે આવીને જુએ છે તો હાથમાં પાદુકા સાથે સુરદાસ ઊભા જ છે. આવું નજરે જોતાં વૈરાગીને પરમ સંતોષ થયો, પછી સામે આવી ઊભો રહેતાં તેની નજીક પાદુકા મૂકી. વૈરાગીએ તેના મસ્તક ઉપર હાથ મૂકી કહ્યું કે તું નિષ્ઠાવાળો વૈષ્ણવ છે. મેં તારું મન કસી જોયું છે. તેં કવિત્વ કર્યું છે કે પોતે સંતોનાં પગરખાં ઉપાડનાર છે, તેથી મેં મોડું કર્યું હતું. પણ જેવું તું બોલ્યો તેવું કરી બતાવ્યું. મેં મનમાં અહંતા ધરી તને કસી જોવાનો વિચાર કર્યો હતો. આ સાંભળી સુરદાસનું હૃદય દ્રવી ગયું. પછી મનમાં પશ્ચાતાપ કરીને પોતાની સર્વ સંપત્તિ લુંટાવી દીધી અને ઉપાધિરહિત થઇને નિશ્ચિત મને પ્રેમથી

ભજન કરવા લાગ્યો. તેણે સંતસેવા ઘણી કરી હતી તેથી જગન્નાથ રૂક્મિણી-કાંત સંતોષ પામ્યા. તે સમયે સુરદાસને સાક્ષાત્ દર્શન દઈ પાવન કર્યો.

એવા એકથી અધિક અનેક વૈષ્ણભક્ત થયા છે તે પરમ ભાવિક સંતોની કથા અલૌકિક છે. તે રસાળ કથા સાંભળી શ્રોતાઓને નિજ સુખ મળે છે. શ્રી ભીમાતીરવાસી મહીપતિ શ્રોતાઓને કહી સંભળાવે છે.

સ્વસ્તિશ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમળ ભાવિક ભક્તોએ આ છત્રીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૩૭ મો.

# ભક્ત રસિક મુરારિનું ચરિત્ર.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

શ્રી ભીમાતીરવાસી રૂક્મિણીકાંત, તું નિજ બુદ્ધિને પ્રકાશ આપી જ્ઞાન આપનાર છે. હે અનંતા, તારા વિના બીજો કોઇ બોલનાર નથી કે બોલાવનાર પણ નથી. જેમ વૃક્ષ મૂળથી રહે છે, જેમ ધાન્ય જળથી જીવે છે, તેમ ભક્તકથા અતિ રસાળ છે અને તે તું ધનનીલ કહેવડાવે છે, તેમ મારી અત્યંત મંદ બુદ્ધિને તું કૃપાનિધિ પ્રકાશમાન કરે છે. જેમ સુત્રધાર દોરી બાંધી કઠપુતળીને નચાવે છે, તેમ તું હૃદયમંદિરમાં બેસીને પોતાના ભક્તોની વડાઇ વર્ણવે છે. જો કદી તારા ગુણનું વર્ણન કર્યું હોય નહીં અને તેમ કર્યા વિના અનેક કવિતાઓ લખી હોય તો તે બધી મહેનત વ્યર્થ છે એવું દેખાય છે. માટે વારંવાર હે શ્રીપતિ, તારી પ્રાર્થના કરૂં છું. મહીપતિ સપ્રેમ ચિત્તથી ગ્રંથ આગળ લખે છે. પાછળના અધ્યાયમાં ભક્ત

સુરદાસ મદનમોહનની કથા કહેવામાં આવી. તેનું ચરિત્ર અતિ ગહન છે તે સઘળા શ્રોતાઓએ સાંભળ્યું છે.

હવે રસિક મુરારનામે એક મોટો ભક્ત હતો. તે સંતસેવા કરવામાં તત્પર હતો. તે મથુરાં પ્રાંતના સાયનગરનાં રહેતો હતો. યમુનાતીરે સ્નાન કરીને પછી ષોડશોપચારે સાહિત્ય, પુષ્પ, તુળસી અર્પણ કરીને શ્રી કૃષ્ણનું પૂજન કરતો, પછી વૈષ્ણવજનોને બોલાવી પોતાના હાથે તેમના ચરણ ધોઈ, તે ચરણામૃત મુખમાં મૂકી પછી સંતપૂજન કરતો. ભાતભાતનાં પક્વાન બનાવી હંમેશાં સંતોને જમાડતો.

સંતમૂર્તિ વિષ્ણુ સમાન છે એમ તે હંમેશાં મનમાં પ્રીતિથી માનતો.

તેને ઘણા શિષ્યો હતા. તે રોજ સાહિત્ય તૈયાર કરતા. પોતે એકાંતમા બેસીને એકલો જ સપ્રેમ ભજન કરતો હતો. કોઇ એક દિવસે મંદિરમા વૈષ્ણવો આવ્યા. પછી સર્વને બોલાવી તૃણાસન ઉપર બેસાડયા. તેણે શિષ્યોને કહ્યુ કે હવે આ અવસર ઉપર સત્વર સંતપૂજન કરો. શિષ્યો તમે પોતાને હાથે પાણી લાવી તીર્થ લઈ મને ઝટ આપો. તે સમયે આજ્ઞા થતા જ સંતપૂજા શરૂ થઇ. જરા પણ આળસ કર્યા વિના જલદી જલદી સંતચરણ ધોવાનું શરૂ કર્યું. ત્યાં એક કોઢવાળો મલિન બ્રાહ્મણ પણ હતો. તેના પગ અતિ મલિન હતા. વસ્ત્ર ફાટેલાં અને જીર્ણ હતાં, તેમજ અમંગળ રીતે પહેરેલાં હતાં. આવું નજરે જોતાં શિષ્યોના મનમાં તત્કાળ ચીઢ આવી. તે કહેવા લાગ્યા કે આના ચરણનું તીર્થ લેતાં તત્કાળ ઉલટી થશે. જે જે સંતો જ્ઞાની અને પવિત્ર દેખાતા હતા, તેઓના ચરણ પ્રેમથી ધોયા અને યથાવિધિ પૂજન પણ કર્યું. આરતી ઉતારી અને ચરણ તીર્થ લઇ સત્વર સદ્દગુરુ રસિક મુરારને આપ્યું. એટલે મુરારદાસે ઝટ લઈને તે તીર્થનું પ્રાશન કર્યું. પછી સઘળા શિષ્યોને બોલાવ્યા અને પોતાના મનની વાત કહેવા લાગ્યા કે આજે જે તીર્થ પ્રાશન કર્યું છે, તેમાં મીઠાશ આવતી નથી. કોઇ શિષ્યે મનમાં સંશય ધરીને તીર્થ લીધું હશે તેવું મારા અંતરમાં થાય છે. તે કહે છે કે આજે ચરણામૃત ફીકું લાગે છે તેમ થવાનું કારણ શું છે તે તમે બધા ભેગા થઇ વિચાર કરીને મને સત્વર કહો. આવું સદ્દગુરુનું વચન સાંભળી સઘળા શિષ્યો મનમાં વિચાર કરવા લાગ્યા. જે શિષ્ય ચરણામૃત લેવાના કામમાં હતો તેને મનમાં ચમત્કાર થયો. પછી તે સત્વર આગળ આવીને ઊભો રહ્યો. બે હાથ જોડી સઘળા વૃત્તાંત કહેવા

લાગ્યો. હે સ્વામી, હું ખરેખરું કહું છું તે સાંભળો. હું સંતપૂજન કરતો હતો ત્યારે તેમાં એક કોડવાળો મલિન બ્રાહ્મણ હતો, તેને જોઇ મારા મનમાં કંટાળો આવ્યો. મનમાં ઘણી ચીઢ આવી. તેથી તેની પૂજા ત્યજી દીધી અને બીજા સર્વ સંત વૈષ્ણવની પૂજા કરીને તીર્થ લઈ તમારી પાસે આવ્યો. પછી રસિક મુરારિ તે જ ક્ષણે તત્કાળ તે બ્રાહ્મણની પાસે ગયા, તેમણે સંતમંડળીને નમસ્કાર કર્યા અને પોતાને હાથે તે કોઢીઆ બ્રાહ્મણના પગ ધોઈ પૂજા કરી. સ્વહસ્તે પગ સાફ કરીને પોતાના હૃદય સાથે પ્રેમથી ચાંપ્યા. તેના પગનો અંગૂઠો પોતાના નેત્રને લગાડ્યો અને પ્રેમથી તીર્થ પ્રાશન કર્યું. પછી તે કહેવા લાગ્યો કે હવે તીર્થમાં મીઠાશ આવી. તે સાંભળી સર્વ વૈષ્ણવજનોને આશ્ચર્ય થયું ! તે કહેવા લાગ્યા કે મુરાર સ્વામીનો ભાવ કોઇથી કળી શકાય તેવો નથી. એવો ગુરુકૃપાનો મહિમા એક સારો શિષ્યજ જાણી શકે છે. જેમ ચંદ્રના કિરણમાંથી જે અમૃત નીકળે છે તેનો પૂર્ણ અનુભવ ચાતક સિવાય બીજું કોઇ કરી શકતું નથી. જેમ પોતાના પતિના મનની વાત જે સમજી શકે તેજ પતિવ્રતા છે, જેમ પ્રેમાળ ભક્તોની કથા સાંભળતાં તેનો ખરેખરો અનુભવ વિરક્તજ ભોગવી શકે છે, જેમ કમળ-પુષ્પનો સ્વાદ ભ્રમરજ જાણી શકે છે, જેમ ગાયત્રીનો અગાધ મહિમા માત્ર વિશ્વામિત્રે જ જાણ્યો, જેમ રામ નામનો અનુભવ એક કૈલાસનાથ જ જાણે છે, જેમ ભાગવત ધર્મનો મહિમા અદ્‌ભુત છે તે માત્ર વિષ્ણુભક્ત જ જાણી શકે છે, તેમ સંતતીર્થની મીઠાશ મુરાર સ્વામી જ કળી શક્યા. આ તીર્થ જેવી મીઠાશ બીજા શુદ્ધ જળમાંથી આવશે નહીં. આ સાંભળીને વિષ્ણુ-ભક્તોએ પોતાનો વરદહસ્ત મુરારસ્વામીને મસ્તકે મૂક્યો અને પછી કહ્યું કે તને શ્રી કૃષ્ણનાથ સહાય થશે. તને સત્વર શ્રી કૃષ્ણકૃપા થશે કારણ કે તારી નિષ્ઠા ઉત્તમ છે.

ભાવ ધરીને સંતચરણનો, તીર્થ સ્વાદ સમજ્યા નિજ મનમાં.

સાધુસંત પૂજનમાં વાપરજો. એમ કહીને રાજા સત્વર પોતાના નગરમાં ગયો. દયાર્ણવ કહે છે કે શ્રી કૃષ્ણનાથે પોતાની પૂજા ચાલુ રહે તે માટે સર્વ વ્યવસ્થા કરી આપી. પછી તે સંતોષ પામીને શ્રીહરિનું પૂજન અર્ચન કરવા લાગ્યા. એમ કેટલોક સમય પૂજા વ્રત સારી રીતે થતું હતું. ત્યાં અકસ્માત વિઘ્ન આવ્યું. એક દુષ્ટ તે ગામમાં આવી ચડ્યો. તેણે રાજદરબારમાં નજરાણું ભરીને તે સર્વ ગામનો ઇજારો રાખી લીધો અને તેની સનદ લઇને સત્વર તે વૈષ્ણવ નગરમાં આવ્યો. તે દુર્જને દયાર્ણવની જાગીર જપ્ત કરી. જેમ ધર્મરાજાનું રાજ્ય દુર્યોધન પાપીએ હરી લીધું, તેવું થયું. તેને ઘણી ધર્મનીતિ કહેવામાં આવી, પણ તે કુમતિએ કોઇનું સાંભળ્યું નહીં, તેને માયાના લોભથી ભ્રાંતિ થઈ અને તે અધોગતિમાં ગયો. કંજુસને ધર્મ-વાર્તા ગમે નહીં. અભકતને હરિકથા ગમે નહીં, વ્યભિચારિણીને પોતાનો પતિ જોઇ મનમાં કષ્ટ થાય, તેવી રીતે તે દુર્જને કોઇનું કહેવું માન્યું નહીં. ઉલટો તે કહેવા લાગ્યો કે વૈરાગીને ભક્તનાં કોણે ગામ લખી આપ્યાં ? દયાર્ણવે તે અભકતની આવી વાત સાંભળી મનમાં વિચાર કરી પોતાના શિષ્ય રસિક મુરારને કાગળ લખીને બોલાવ્યો. તેમાં લખ્યું કે જમવા બેઠો હોય ત્યાંથી ઊઠીને આવજે. આવો પત્ર લખી મોકલીને સદ્‌ગુરુનાથ એના સત્શિષ્યની રાહ જુએ છે. પત્ર મળ્યો તે વખતે રસિક મુરાર પોતાના ઘરમાં જમવા બેઠો હતો. સદ્‌ગુરુના માણસને આવેલો જોઈ તેને પરમ સંતોષ થયો. જેવી રીતે સુકાતાં ઝાડ ઉપર મેઘવૃષ્ટિ થાય, જેમ સાસરે રહેલી દીકરીને પિયરથી તેડું આવે, તેવી રીતે ઉલ્લાસ ભર્યો તે ખબરઅંતર પૂછવા લાગ્યો. તે પૂછે છે કે સદ્‌ગુરુનાથે તને શું આજ્ઞા આપીને મોકલ્યો છે ? તેણે તરત જ હાથમાં પત્ર આપ્યો, તે ડાબા હાથમાં સત્વર લઇને વાંચવા લાગ્યો. જેમ લખ્યું હતું તેવો જ પ્રસંગ હતો, તેથી તેણે જ આજ્ઞા માથે ચઢાવીને જમતાં જમતાં ઝટ ઊઠ્યો, કોઈને કંઈ કહ્યા સિવાય સત્વર ચાલી નીકળ્યો. મનમાં કહે છે કે ગુરુ જે કહેશે તે તત્કાળ કરીશ. એવો મનમાં ઉલ્લાસ લાવી તે જતો હતો. સદ્‌ગુરુના નગરમાં જઇને તેમના મંદિરમાં પ્રવેશ કર્યો અને ગુરુએ સામું જોયું કે તરત જ સાષ્ટાંગ નમન કર્યું. જમતાં હાથ ઉચ્છિષ્ટ હતો તે પ્રમાણે જ આવેલો જોઈ સદ્‌ગુરુનાથે પૂછ્યું કે મુખમાં અન્ન કેમ રાખ્યું છે, તે મને સત્વર કહે. તે કહે છે કે સદ્‌ગુરુનાથ તમારી જ આજ્ઞા પ્રમાણે પત્ર વાંચતાં, જમતો હતો ત્યાંથી ઊઠીને આવ્યો છું. આવાં વચન સાંભળી ત્યાં બેઠેલા સર્વ માણસોને આશ્ચર્ય થયું. તે કહેવા લાગ્યા કે સદ્‌ગુરુ ભક્તિની યુક્તિ તારા વિના કોણ

સમજી શકે ? પછી મુરારને સદ્‌ગુરુએ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે કહે છે કે દેવ પૂજા માટે અપાયેલાં સર્વ ગામ દુર્જને હરી લીધાં છે. તેને ઘણી ધર્મનીતિ કહી પણ તે કુમતિએ કંઈ કોઈનું સાંભળ્યું નહીં. માટે હવે તું તેને ત્યાં જઈને ઉપદેશ કર. આપણાં ગામ છોડાવીને કાર્ય સાધીને તું જલદી પાછો આવજે. આ સમયે શ્રી કૃષ્ણનું નામ લઈને પ્રયાણ કર. સદ્‌ગુરુની આજ્ઞા માથે ચઢાવીને તે ત્યાંથી ઝટ નીકળ્યો. અને તે ઇજારદારને ગામ જઈ, ત્યાં જગા રાખી રહ્યો. ત્યાં કેટલાક ભાવિક સજ્જનો હતા. તેમને ગામ બાબતની વાત કરી. તે લોકોને મોરારે કહ્યું કે અહીંના અધિકારીએ અમારાં ગામનું ઇનામ રાજાએ આપ્યું હતું તે છીનવી લીધું છે, તેથી મારા સદ્‌ગુરુનાથે મને આજ્ઞા કરી છે કે સત્વર અહીં આવી ગામ પાછાં મેળવ. લોકો તેને કહેવા લાગ્યા કે તે અધિકારી દુષ્ટ છે. તે ભકતોનો દ્વેષ કરનાર ચંડાળ છે. માટે તમે ઉતાવળ કરીને એકદમ તેની પાસે જશો નહીં. તમે માત્ર સાત્વિક ભક્ત છો. ત્યાં તમારો ઉપદેશ ચાલવાનો નથી. માટે સોનાની જાળ નકામી પાણીમાં નાખશો નહીં. પાસે લોઢું હોય નહીં તો પછી નકામો પારસમણિને કચરા સાથે ઘસવો નહીં. જેમ અગસ્ત્યની તૃષા ખાબોચીયાથી તૃપ્ત થાય નહીં, બાવળને કલ્પતરુ કહેવાથી મનની ઇચ્છા પૂર્ણ થશે નહીં, પારકાં બાળકને ભૂખ લાગે ત્યારે વંધ્યાને પાનો ચઢે નહીં, તેમ સદ્‌ગુરુનાં વચન સાંભળી દુર્જનને અસર થાય નહીં, માટે તમે જાતે જ જલદી તેની પાસે જશો નહીં. અમે ધીમે ધીમે યુક્તિ કરીએ છીએ કે જેથી આપણું કાર્ય સિદ્ધ થાય. આ પ્રમાણે ઘણા સારા માણસો કહેવા લાગ્યા. પછી રસિક મુરાર કહે છે કે મને ગુરુઆજ્ઞા છે કે કામ જલદી પતાવી આવ. તેમની આજ્ઞા પ્રમાણે મારે તો તે દુર્જન અધિકારીની પાસે જવું જ જોઇશે એટલે હું તો જઇશ, પછી તે નહીં આપે તો અમારે માટે બીજો કોઈ ઉપાય નથી. તે દુર્જનને આ વાત કોઇએ પહોંચાડી કે મંદિરનાં ગામ છોડાવવા માટે રસિક મુરાર આવે છે અને તેની નજર પડતાં જ દુષ્ટજન મોહ પામે છે. આવું સાંભળી તે દુષ્ટને મનમાં અચંબો થયો, પછી તે કુમતિએ એક યુક્તિ કરવાનો વિચાર કર્યો. તેણે એક મદોન્મત હાથી મંગાવ્યો પછી એક પહેલવાનને એકાંતમાં બોલાવી કહ્યું કે આજે જ્યારે રસિક મુરાર મને મળવા આવે, ત્યારે સામો આ હાથી દોડાવીને તેને ચાવડી આગળ મારી નંખાવવો. આ કાર્ય પૂરું થતાં તને દ્રવ્ય આપીશ. આ સાંભળી તે પહેલવાને તેમ કરવાનું કબુલ કર્યું. પછી તેણે હાથીને પુષ્કળ દારૂ પાઇને રાજમાર્ગ ઉપર ઊભો રાખ્યો, આ તરફથી

રસિક મુરાર કીર્તન કરતો કરતો ધ્યાનમગ્ન થઈને આવે છે, તેની સાથે ઘણા શિષ્યો હતા તે પણ સાથે આવતા હતા. ટાળ, મૃદંગ સાથે પ્રેમથી હરિગુણ ગાતા હતા :—

જય જય રૂક્મિણીકાંતા, વિશ્વવ્યાપકા, વિધિજનકા, કંસાંતકા, નિજભક્તોને તુજ વિણ વૈકુંઠનાયકા બીજો કોઈ સખા નથી. તું ન હોય તેવી અણુમાત્ર જગા ક્યાંય નથી. જેમ આકાશ સર્વવ્યાપક છે, પણ ક્યાંય તે મલિન નથી. જેમ ચંદન કે હીંગ બંનેને કાષ્ટ મેળવી અગ્નિથી સળગાવી દીધા પછી સુગંધ કે દુર્ગંધ રહેતી નથી. તેમ દુર્જન અને સજ્જન બંને જણ જુદા છે. તે બંનેમાં તું તો એક સરખોજ જગજીવન વસેલો છે. તારા વિશ્વરૂપને મારા નમસ્કાર છે. હું નિજપ્રેમથી તને વંદુ છું, નમન કરું છું." આ પ્રમાણે સ્વાનંદમાં — (સ્વ-સ્વરૂપના આનંદમાં) શ્રીહરિના ગુણનું વર્ણન કરતા કરતા જતા હતા. નગરવાસી સમસ્ત લોક કૌતુક જોવા આવ્યા. તે ઉન્મત્ત હાથી રાજમાર્ગની પાસેની ગલીમાંથી બહાર દોડતો દોડતો આવ્યો. આ જોઇ નગરજનો ગભરાઇ ગયા. તેઓ રસિક મુરારના કાનમાં ધીમેથી પ્રેમપૂર્વક કહેવા લાગ્યા કે દુર્જન કુમતિ અધિકારીએ તમને મારી નાખવા માટે હાથી મોકલ્યો છે. આવું કહેવા છતાં તેના મનમાં ભય ઉત્પન્ન થતો નથી.

કહે છે કે આ નાશવંત શરીરનું રક્ષણ કરતાં અંત સમયે કાળ તેને મૂકશે નહીં. તો તે દેહ સદ્‌ગુરુના કામ માટે નાખતાં તત્કાળ સઘળાં વિઘ્ન દૂર થશે.

એવાં વચન કહીને આગળ ચાલવા માંડયું. તે સમયે ઉન્મત્ત હાથી દૂરથી સામે આવતો હતો. તેને આવતો જોઇને શિષ્ય સંપ્રદાય મુરારિને કહે છે કે સામે કાળ આવે છે માટે અહીંથી દૂર થઈ જઇએ; નહીંતો આપણે બધા જીવથી જઈશું. ત્યારે રસિક મુરાર તેમને કહે છે કે તમે સદ્‌ગુરુ ઉપદેશ, એકનિષ્ટતાથી અને પ્રેમથી લીધો છે. પછી આ દેહનો લોભ કરીને અહીંથી જવાની વાત કહો છો, તો પછી ગળામાં તુળસીમાળા ઘાલી નકામા શા માટે ગુંચાઓ છો ! આ સાંભળી સર્વ શિષ્યોએ ગળામાંથી માળા કાઢી આપી. રસિક મુરાર તેમને કહે છે કે હું હવે તમારાથી છૂટ્યો. આવાં વચન સાંભળીને અન્ય માણસો તથા શિષ્યો ત્યાંથી નાસી છૂટ્યા. રસિક મુરાર એકલો જ ત્યાં ઊભો રહ્યો.

જેમ ઉનાળો આવતાં જ મેઘ આકાશમાં રહેતો નથી, જેમ ચોમાસું આવતાં સર્વ નદીઓમાં ભરપૂર જળ વહે છે, પણ શિયાળો આવતાં પાણી આછાં થઇ જાય છે, જેમ દુશ્મનો રાજાને મારી નાખે ત્યારે જીવલોભી સૈનિકો નાસી છૂટે છે. જેમ સંકટ પડતાં દાંભિક આચાર ત્યજી દે છે, જેમ ઘડપણ આવતાં ઈંદ્રિયો વિષયજ્ઞાન ત્યજી દે છે, જેમ ગૃહસ્થને દરિદ્રતા આવતાં દુષ્ટો તેનો ત્યાગ કરે છે, જેમ શંકરાચાર્ય ભિક્ષા માગવા ગયા ત્યારે કાચ-રસ હાથમાં મૂક્યો હતો, તેમ શિષ્યો નાસી જવાથી એવી જ સ્થિતિ ઊભી થઈ હતી. નગરના લોકો ટોળે મળીને દૂરથી કૌતક જુએ છે. તેઓ કહેવા લાગ્યા કે ગામનો હાકેમ ઉન્મત્ત છે અને નકામો મુરારિને મારી નંખાવે છે. ત્યારે મુરારિ પ્રેમથી શ્રીહરિનું ભજન કરે છે. તેમનો શિષ્ય સંપ્રદાય દૂર ઊભો રહી જેયા કરે છે. પહેલવાન પણ ઉન્મત્ત અને કુમતિ હતો. તેણે દ્રવ્ય લોભે કરીને તે હાથીને મુરારિ સામે દોડાવી મૂકયો.

**પણ જેનો ભાવ સર્વ ભૂતોમાં, શ્રીપતિ વ્યાપક રૂપે રહે એવો છે,**
**જેની એવી સ્થિતિ થાય છે, તેને કદાપિ વિઘ્ન નડે નહીં.**

હાથી દોડતો મુરારિ પાસે આવ્યો, પણ તરત જ મુરારિને પગે પડયો. તામસગુણ ઉન્મત્ત હાથીએ જ્યારે સાષ્ટાંગ નમન કર્યું, ત્યારે સર્વના મનમાં ભારે કૌતુક લાગ્યું. તે કહેવા લાગ્યા કે આ ઉન્મત્ત હાથીએ કદાચ ઘણા જીવો મારી નાખ્યા હોત, પણ તે મુરારસ્વામીને પ્રણામ કરે છે. એ ખરેખર, અદ્‌ભુત નવાઈ છે ! શિષ્યોએ જે માળા નાખી દીધી હતી તે સર્વ મુરારિએ હાથીના ગળામાં પહેરાવી અને " રામ કૃષ્ણ નારાયણા " મંત્રનો તેને ઉપદેશ કર્યો. મુરારિએ તેને કહ્યું કે ઉન્મતપણું ત્યજીને હવે સંતોની સેવા કરજે.

**કાયા, વાચા, મનથી ભક્તોને શરણે જવું.**
**પછી કદી પ્રાણ જાય તો ભલે, ગુરુ આજ્ઞા તોડવી નહીં.**

એવું કહેતાં જ હાથીએ સાત્ત્વિક વૃત્તિ ધારણ કરી. લોકોએ જઇને આ કૌતુક ધ્વજદારને કહ્યું. તે કહેવા લાગ્યા કે તમે જે હાથી મુરારિને મારવા માટે મોકલ્યો હતો, તેણે તો ત્યાં જઇ દંડવત્ પ્રણામ કર્યા. આ વૃત્તાંત સાંભળી તેના મનમાં આશ્ચર્ય થયું ! મનમાં પશ્ચાતાપ કરતો કરતો તે ત્યાં આવ્યો. તે કહેવા લાગ્યો કે તમારો અદ્‌ભુત મહિમા સાંભળી મેં

તમારું નકામું છળણ કર્યું. તમે સાચા વૈષ્ણવ ભકત છો, તેથી જ હાથીએ તમને દંડવત્ પ્રણામ કર્યા. હવે તમારા મનમાં જે ઈચ્છા હોય તેની મને સત્વર આજ્ઞા કરો. રસિક મુરાર કહેવા લાગ્યો કે મારા અંતરમાં બીજી કંઇ ઇચ્છા નથી. શ્રી ગુરુવચન માથે ચઢાવીને પૂજા માટેનાં ગામ મુક્ત કરી આપો અને જે હાથીને મેં ઉપદેશ કર્યો છે તે મને આપી દો. તે ગ્રામાધિકારીએ કહ્યું કે અવશ્ય તે પ્રમાણે થશે. એમ કહીને દંડવત્ પ્રણામ કર્યા. તેણે સનદપત્ર લખી આપ્યું અને હાથી પણ આપ્યો. તે લઇને મુરારિ સત્વર કાર્ય સિદ્ધ કરીને શ્રી ગુરુ પાસે કીર્તન કરતો કરતો ગયો. પશુઓમાનો હાથી ઉન્મત્ત હતો તેને પણ જ્ઞાનવંત કર્યો. આવો પ્રકાર જોઇને સર્વજનોને મનમા આશ્ચર્ય થયું ! હાથીને પૂર્ણ જ્ઞાન થયું હતું. તે રાત્રે હરિકીર્તન સાભળતો અને દિવસે જંગલમાં જઇ લાકડાં બળતણ લઈ આવતો. વૈષ્ણવોને જમવા માટે પાંદડા જોઇએ તે રોજ વનમાં જઇ સવારમાં જ લઇ આવતો ઉષ્ટ પતરાળા કે જેમા વૈષ્ણવો જમતા તે બહાર નાખે, ત્યાં જઇ હાથી તે પતરાળા પ્રેમથી ભક્ષણ કરતો. તે સિવાય બીજો કોઇ પદાર્થ તે ખાતો નહીં. ભગવાનના મંદિરમા વૈષ્ણવ ભકતો રોજ શ્રી ભાગવત ગ્રંથ વાંચતા, તે હંમેશા સાભળીને તેના મનમાં અદ્ભુત વૈરાગ્ય ઉત્પન્ન થયો. તે કહે છે કે પશુયોનીમાં અતિ ઉન્મત્ત હાથીનો દેહ ધર્યો, પણ સદ્ગુરુનાથે કૃપા કરી અને સંત સમાગમ થયો. પૂર્વ જન્મનાં સુકૃત હતાં તેનું ફળ સત્વર મળ્યું. એ પ્રમાણે રોજ તે હાથી પોતાના મન સાથે વિચાર કરતો.

## રસિક મુરારની યાત્રા અને હાથીની મુક્તિ.

હવે કેટલાક દિવસ પછી રસિક મુરાર યાત્રા કરવા નીકળ્યા. વૈષ્ણવ ભકતોને મનમાં ઘણો આનંદ થયો. મનમાં ઉલ્લાસ સાથે હાથીને પણ લીધો. વૈષ્ણવ ભકતોનો સર્વ સામાન હાથી ઉપાડતો. અને એ રીતે તીર્થાટન કરવા લાગ્યા. રસ્તામા કોઇ ચોર મળે અને વૈષ્ણવ ભકતનું છળણ કરે, તેના ઉપર ક્રોધ કરી હાથી તેને મારી નાખતો. જે મુખથી રામનામ જપતો હોય, કપાળમા તિલક અને કંઠે તુળસીમાળા હોય, તે સિવાય કોઈને પણ નજીક આવવા દેતો નહીં. આ પ્રમાણે ઘણાં તીર્થોનાં દર્શન કરતાં કરતાં કુરુક્ષેત્રમાં જવાનું મન કર્યું. રસ્તે જતાં અરૂણાવતી નગરી આવી. ત્યાં હાથીને ઊભો રાખી રહેવાની વ્યવસ્થા કરીને નિરાત્રી રહેવાનું

નક્કી કર્યું. ત્યાં અવિંધ જાતિનો રાજા હતો. તેને બધી ખબર પડી. દૂતોએ જઈને કહ્યું કે વૈરાગી નગરમાં આવ્યા છે અને તેમની પાસે એક મરત હાથી છે; તે આપણા રાજ્યમાં શોભે તેવો છે. માટે તેમની પાસેથી બળાત્કારે પણ તે માગી લેવો. આવું દૂતનું કહેવું સાંભળી રાજાના મનમા લોભ થયો. તે કહેવા લાગ્યો કે રાજાને લાયક ચીજ સાધુ પાસે શા માટે હોવી જોઈએ ? પછી દૂતોને આજ્ઞા કરી કે હાથીને જબરદસ્તીથી લઈ આવો. જો વૈરાગી આપે નહી તો તેઓને પણ શિક્ષા કરજો. આવું દુર્બુદ્ધિનું વચન સાંભળી સિપાઇઓ ગભગયા. પછી તેઓ સત્વર તે હાથી પાસે ગયા. જોયું તો વૈષ્ણવો સાથે તે હાથી સ્વસ્થ મનથી બેઠો હતો. સિપાઇઓ સંતોને કહે છે કે રાજાએ અમને તમારી પાસે હાથી લેવા મોકલ્યા છે. જો તે તમો આપો નહીં તો બળાત્કારે લેવામાં આવશે. દુર્બુદ્ધિનું વચન સાંભળી વૈષ્ણવોને ચિંતા થઈ. એક બીજા સાથે વાત કરવા લાગ્યા. રાજા મુસલમાન છે, ઉન્મત્ત છે અને વળી તેને કુમતિ સૂઝી છે. તેને ધર્મનીતિ કહેવા જતાં તે પણ સાંભળશે નહીં. કદી કાગડાને પાંજરામાં પૂરી કૃષ્ણનામ કે રામનામ શીખવે તો તે કદી શીખશે નહીં. જેમ કંજુસ પાસે દ્રવ્ય માગતાં તેની માગણી નકામી જાય, જેમ ગાય કસાઇનું મોઢું ચાટે; તોપણ તેને તે બચાવશે નહી, જેમ તુલસી મહાત્મ્ય કહેવાથી બકરીને જ્ઞાન થશે નહીં, જેમ દારૂડીઓ બ્રહ્મજ્ઞાનીને જોતાં કંટાળે, જેમ બોલતો તેતર જોઈ પારધી તેને બચાવે નહીં, જેમ જળ વિના માછલું તરફડે; તો પણ બગલાને તેની દયા આવે નહીં, તેમ અભક્તને ધર્મનીતિ કહેતાં તેને તે રૂચે નહી. એવો વિચાર કરી, સંતોએ દૂતોને કહ્યું કે હાથી તો વિષ્ણુભક્ત છે. એટલે તે બીજા કોઈને હાથ લગાડવા દેશે નહી. જો તમે તેને પકડવા જશો તો તે તમને મારી નાખશે. એવું વૈષ્ણવભક્તોનું કહેવું સાંભળીને પણ રાજદૂતોએ હાથીને પકડવાનો પ્રયત્ન કર્યો. હાથી પકડાય નહીં એ નિશ્ચિત હતું. ક્રોધ કરી તે પકડનારને મારી નાખશે. આ વાત રાજાને જઈને કહી. તેમણે કહ્યું કે હાથી વિષ્ણુભક્ત સિવાય કોઇને પકડવા દેતો નથી આ વચન સાંભળી તે યવન રાજાએ મહાવતને યુક્તિ કરવા કહ્યું કે તું વૈષ્ણવનો વેષ ધરીને તેની પાસે જા. મહાવતે તે પ્રમાણે કર્યું. ગળામાં તુળસીમાળા પહેરી, કપાળે ગોપીચંદનનું ટીલું કર્યું અને મુખથી 'કૃષ્ણ ગોપાળ' કરતો ચાલ્યો. જેમ યાત્રિકોને લુટવા માટે રસ્તામાં ઠગ લોકો સાધુનો વેષ લઈને બેસે છે, જેમ મૃગને પકડવા પારધી કીર્તન કરે છે, જેમ ઉદર પોષણ કરવા માટે બહુરૂપી સન્યાસીનું રૂપ ધરે છે, જેમ માછલું પકડવા બગલું ધ્યાન ધરે છે,

તેમ તે મહાવત કપટી વૈષ્ણવભક્ત થયો અને હાથી પાસે સત્વર ગયો. તે મુખથી કૃષ્ણનામનો જપ કરતો હતો. હાથી પાસે જઈ ઝટ તેને પકડી લીધો. અંતર્યામિએ બધું જાણ્યું કે મહાવતે કપટથી દેખાવ બદલ્યો છે, પણ તે કપટી મુખથી રામનામ જપે છે તેથી કોઈ ઉપાય ચાલે નહીં. હાથીએ શાંતિ રાખી. મહાવતે તેને કપટથી બાંધ્યો અને તેને પછી રાજદ્વારમાં લઈ જવામાં આવતાં, તે મનમાં ઘણો ખિન્ન થયો. મનમાં કહેવા લાગ્યો કે હવે આજથી મારી સંતસેવા બંધ થઈ. તેને લાવીને ગજશાળામાં બાંધ્યો. ત્યાં તેણે અન્ન કે ગ્રાસ ખાવાનુ બંધ કર્યું. સાત દિવસ અપવાસ કરી વૈકુંઠ ધામમાં ગયો. આમ અકસ્માત દેહ મૂકવાથી તેનો દેહ ગંગા નદીમાં પધરાવ્યો. તે હરિસ્વરૂપમાં લીન થતા સાયુજ્ય મુક્તિ પામ્યો.

એ પ્રમાણે સંતસમાગમ થતાં પશુનો ઉદ્ધાર થતાં, ક્ષણવાર લાગી નહીં. તો પછી માણસને સદ્‌ગુણી થતા નવાઈ શેની કહેવાય? જેમ મલયાગિરિ પર્વત ઉપર બોર, બાવળ ઊગાડે તો તેની હવા જુદી હોય, પણ તેથી મલાયાગિરિ ચંદનની સુવાસ ઓછી થતી નથી. તેમજ ખળ હોય, હીન જાતિનો હોય, તેની બુદ્ધિ પણ સારી ન હોય, છતાં જો સંતનો સમાગમ કરશે તો તેનો ઉદ્ધાર જલદી થશે. માટે જ ભક્તકથાની સુરસવાણી તે સભાગી શ્રોતા કાને સાંભળે છે.

આગળના અધ્યાયમાં મીરાંબાઈનું દુઃખ જોઇ ચક્રપાણિ આવ્યા, તે રસાળ કથા શ્રોતાઓને કહેવામાં આવશે. શ્રોતાઓને મહીપતિ વિનવીને કહે છે કે સ્વાનંદથી જ સુખપ્રાપ્તિ થશે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે. પ્રેમાળ ભાવિક ભક્તોએ આ સાડત્રીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



# અધ્યાય ૩૮ મો.

## મીરાંબાઈનું ચરિત્ર.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

હે શ્રોતાઓ, સાવધાન થઇ એકચિત્તે સાંભળો. શ્રદ્ધા એજ પુનમની તિથિ છે તે જાણજો. ત્યાં ભક્તવિજય ગ્રંથ એજ ચંદ્રમા છે. તે ઓચિંતો નજરે પડે છે, તેનો પ્રકાશ હૃદયરૂપી આકાશમાં ફેલાય છે કે સત્વર જ્ઞાની જે ચાતક જેવા છે તે અંતરમાં જરૂર સુખ પામે છે.

પ્રેમ વિશ્વાસે નાખતાં દૃષ્ટિ, થઇ પ્રેમની અમૃત વૃષ્ટિ,
જેને અપારકોટી સુખ મળ્યું, તેને અંતર મન સુખ મળ્યું.

બીજા જે કોઇ રસિક માણસોને કથા શ્રવણ રૂપી પ્રસાદ મળ્યો છે, તેઓ સંતોષ પામીને મોક્ષનો આનંદ અનુભવે છે. અહો ! આ ચંદ્રમા જોઇને સંશયરૂપી ચોર મનમાં બડબડ કરે છે કે હવે તેની ખરાબ વર્તણુક નભશે નહીં. તેથી તે ઊઠીને ચાલતો થાય છે. માત્ર તરુવરો (અજ્ઞાનીઓ) રહે છે. તેને તો ચંદ્રનાં કિરણ લાગતાં લાગતાં ચૈત્ર માસ આવે ત્યારે જ તે ફૂલફળથી ભરાઈ જાય છે. તે માટે હવે સ્વસ્થ થઈને સાદર ચિત્તથી કથા શ્રવણ કરો. ગયા અધ્યાયમાં રસિક મુરારનું આખ્યાન પ્રીતિથી સાંભળ્યું. તે પ્રેમથી શ્રોતાઓને પીરસ્યું હતું.

હિંદુસ્તાન દેશ ઘણો મોટો છે. તેમાં ઉદેપુર નામે પુણ્ય નગર હતું. ત્યાંનો રાણો રાજા વિષ્ણુભક્ત હતો. બારણે અતીત આવે તેને અન્ન, વસ્ત્ર આપે. કોઇ વૈષ્ણવજન આવે તો તેની પૂજા કરે. તે રાજાના ઘરમાં ગોપાળમૂર્તિ હતી. રાજા તેની ષોડશોપચારે પૂજા કરતો. પછી હરિપ્રસાદ લઈને મંગળ આરતી કરતો અને ત્યારપછી રાજા ભોજન કરતો. તેને ઘેરે એક કન્યારત્ન હતું. તે તેની ભક્તિ સાચવવા જ અવતરી હતી.

તે બાર દિવસની થતાં તેનું નામ મીરાંબાઇ રાખ્યું. રાજમાતાએ તેને ઉંચકીને શ્રી કૃષ્ણને ચરણે ધરી. તેનું રૂપલાવણ્ય ઘણું સુંદર હતું. તે જોઇ રાણો સંતોષ પામતો. તે દિવસે દિવસે મોટી થતી તેમ માતાપિતાના ચિત્તમાં સંતોષ થતો. પોતાની દીકરીને સાથે લઇને રાણો શ્રી કૃષ્ણના દેવળમાં જતો, ષોડશોપચારે ગરૂડધ્વજનું સદ્‌ભક્તિથી પૂજન કરતો. શ્રીકૃષ્ણ મૂર્તિ અતિ સુંદર હતી. તે ઉપર રાજા પ્રેમથી આભૂષણ, અલંકાર ધરાવતા. અમૂલ્ય રત્નો તથા મોતીના હાર પહેરાવતા. માથે દિવ્ય મુગટ ધારણ કરાવતા, કટિમાં સુંદર કંદોરો અને પીળું પિતાંબર શોભા આપતાં હતાં. ગળામાં વૈજયંતિ માળાથી ઘનશામળો શોભે છે. મકરાકાર રત્નજડિત કુંડળ કાને શોભે છે. કંઠે અતિ સુંદર કૌસ્તુભ મણિ છે. શ્રી મુખ સુકુમાર, ઉદાર અને હાસ્યવદન લાગે છે.

આવું રૂપ નિત્ય નીરખતાં, મીરાંબાઇનું મન તેમાં મોહ્યું, પછી "મોહન તારા મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા" એમ ગાયું. હવે તે કહેવા લાગી કે કૃષ્ણ વિના મારે બીજો ભરથાર જોઇએ નહીં. એવો મનમાં તેણીએ નિશ્ચય કર્યો. પછી રાજકન્યાએ ગોપાળકૃષ્ણ સાથે પ્રીતિ જોડી. (શિવ–શક્તિનું મિલન થયું).

કોઈ એક દિવસે રાણાએ રાણીને કહેવા માંડયું કે હવે મીરાંબાઈ મોટી થવા આવી છે માટે તેને યોગ્ય ઉત્તમ વર જોઇને લગ્ન કરવાં જોઇએ. મીરાંબાઇ પિતાનું આવું કહેવું સાંભળી મંજુલ સ્વરથી કહેવા લાગી કે હે પિતાજી, ચિંતા કરશો નહીં. મેં મારે માટે ભરથાર શોધી મૂકયો છે. રાણો પૂછે છે તે કોણ છે ? ત્યારે મીરાં કહે છે કે જેની તમે નિત્ય પૂજા કરો છો તે શ્રી કૃષ્ણ મને ગમે છે. તમે વડીલ માતાપિતા બંને મનમાં વિચાર કરીને મને શ્રી કૃષ્ણનાથને અર્પણ કરો. તે સિવાય બીજું અનુમાન ચિત્તમાં ધરશો નહીં. રાણો કન્યાને કહે છે કે તે તો નિર્જીવ પાષાણ મૂર્તિ છે. તારા બાળપણના લીધે તને કંઈ સમજણ પડે નહીં. તેથી તેં તે મૂર્તિ સાથે પ્રીતિ કરી છે. આ કળિયુગને લીધે ભગવાન ક્ષીરસાગરમાં ગુપ્તરૂપે પોઢયા છે તેથી હવે મનુષ્યને તેમનું સાક્ષાત્ સ્વરૂપ નજરે જોવાનું મળે નહીં. આ તો તારી બાળકબુદ્ધિ છે, તેથી ગોપાળમૂર્તિને વરરૂપે જુએ છે. માટે આવો જંદ ત્યજીને પૃથ્વી ઉપરનો કોઈ મોટો નામાંકિત રાજા પસંદ કરી તેની સાથે લગ્ન કર. તેના ઉત્તરમાં મીરાંબાઇ કહે છે કે આ સર્વ દેવતાઓમાં શ્રેષ્ટ રૂક્મિણીવર છે. આનાથી મોટો વર શોધતાં મને

## સંત મીરાંબાઈ



મોર મુકુટ પીતાંબર શોભે,
કુંડલકી છબી ન્યારી,
મીરાકે પ્રભુ ગિરિધર નાગર,
ચરણ કમલ બલીહારી
પગ ઘુંઘરુ બાંધી મીરા નાચી રે

## સંત જનાબાઈ



ઐસા ભક્તિસી ભુલલા, નીચ કામ કરૂ લાગલા,
જની મ્હણે બા "વિટ્ઠલા, સ્વસ્થ" બૈસે તુ દયાળા

ગજાને નહીં તે નામદેવને પણ ઉત્પન્ન કરનાર છે તે સર્વ કરે છે છતાં અકર્તા છે તેનુ નામ જપતા મહાદેવજી આનદ પામ્યા તે બીના હે પિતા, તમે કેમ જાણી શક્તા નથી? દેવ, માણસ અથવા ગજા, એનાથી નરો જગતમા મોટો નથી, તેનુ સમજીને જ મારી તેનામા અત્યત પ્રીતિ થઇ છે તમે કહો છો કે તે નિર્જીવ પાષાણ મૂર્તિ છે તો હવે તેવુ કદી બોલશો નહીં જો પ્રહ્લાદ ભક્તે વિશ્વાસ રાખ્યો તો સ્તભમાથી શ્રી હરિ પ્રગટ થયા તમે કહેશો કે એ તો જુની વાત છે તેથી મનમા વિકલ્પ થાય છે તો પછી કળિયુગની વાત છે કે દ્વારકાથી શ્રી રણછોડરાય ઠાકોર ચાલીને એક રાતમા કેવી રીતે આવ્યા? મથુરામાથી શ્રી જગન્નાથની પુરાતન મૂર્તિ હરદ્વારમા ચાલીને એક રાતમા કેવી રીતે ગઇ? નામદેવની અત્યત ભક્તિ જોઇ શ્રી વિઠ્ઠલ તેની સાથે પ્રસાદ જમ્યા કહ્યુ છે કે —

"નિજ ભક્તોનો શુદ્ધ ભાવ, તેજ સાક્ષાત્ ઇશ્વર જાણજો"

કીર્તન કરતા કરતા પ્રેમથી રામનામ લેતા જ માધવના દર્શન થાય છે માધવ ત્યાજ વમે છે જેવી રીતે કમળ સાથે પ્રીતિ લાગતા ભ્રમર ગુજારવ કરી મૂકે છે, તેવી જ રીતે ભક્ત કીર્તન કરે છે ત્યારે રૂક્મિણીપતિ ત્યા સત્વર ગતિએ આવે છે કળિયુગમા જગતના અભક્તો સાથે મોન રાખે છે અને નિજ ભક્તો કે જે પ્રેમાળ અને ભાવિક છે તેઓની સાથે સભાપણ (વાતચીત) કરે છે માટે મનમા કોઈ વિકલ્પ ધરશો નહીં હે પિતા-રાજન્-મને તો ગોપાળમૂર્તિ આપો અને તેના ભજનમા પ્રીતિ થવા દો આ પ્રમાણે કન્યાનો ઉત્તર સાભળી રાજાના મનમા આશ્ચર્ય થયુ ! તે કહેવા લાગ્યા કે આના ગત જન્મનો વિષય હવે સમજાય છે કન્યા હજુ અજ્ઞાન બાળક છે તેણીએ પુરાણકથા શ્રવણ કર્યા નથી તો પણ આવુ અદ્ભુત જ્ઞાન ક્યાથી આવ્યુ તે અભાગથી સમજાતુ નથી પછી રાજા કન્યાને કહે છે કે ગોપાળમૂર્તિ તને આપી દીધી તુ તારા મદિરમા લઇ જઇ સત્વર તે શ્રી કૃષ્ણનાથનુ પ્રેમથી પૂજન કરજે આવા પિતાના વચન સાભળી મીરાબાઇને ઘણો હર્ષ થયો તે જલદી જલદી ગોપાળમૂર્તિ પોતાને મદિર લઇ ગઇ ત્યા ગરૂડધ્વજની સ્થાપના કરી ષોડશોપચારે પૂજા કરી રાજાએ સઘળુ સાહિત્ય મોકલવાની વ્યવસ્થા કરી મનમા સતોષ પામ્યો કે પોતાની કન્યા જ્ઞાની છે પ્રાતઃકાળમા સ્નાન કરી નિત્યનિયમ પ્રમાણે નામસ્મરણ કરી પછી તે હાથમા વીણા લઈ પ્રેમથી કૃષ્ણ ભક્તિના ગીત ગાતી હતી પછી કાકડ આરતી કરી શ્રી કૃષ્ણ પૂજન કરતી સુગધી

તેલથી મર્દન કરી ઉષ્ણ જળથી સ્નાન કરાવતી. દૂધ, દહીં, ઘી, સાકર અને મધનું પંચામૃત કરી તેનાથી સ્નાન કરાવી ફરીથી શુદ્ધોદકથી સ્નાન કરાવતી. પછી શુદ્ધ વસ્ત્રથી મૂર્તિને સ્વચ્છ કરી પિતાંબર અને ઉપવસ્ત્ર ધારણ કરાવતી. મસ્તક ઉપર મુગટ પહેરાવતી અને દિવ્ય અલંકાર ધારણ કરાવતી. ઉર્ધ્વ ત્રિપુંડ અને દ્વાદશ તિલક કરી ઘનનીલને શોભાયમાન કરતી. કાને મકરાકાર દિવ્ય કુંડળ પહેરાવતી. ગળે વૈજયંતીમાળા ધારણ કરાવતી. તે ઉપરાંત કૌસ્તુભમણિવાળો એકાવળ હાર પણ પહેરાવતી. હાથમાં પોંચી અને વીરકંકણ, આંગળીઓએ રત્નજડિત વીંટીઓ શોભતી અને પગે નેપુર એમ સર્વ આભૂષણો સપ્રેમ ધારણ કરાવતી. આથી ઘનશામળો અતિ શોભા આપી મીરાંને સગુણ સાકારરૂપ દર્શન આપતો. પછી મીરાં દશાંગ ધૂપ કરી નૈવેદ્ય ધરાવતી, મંગળ આરતી ગાતી અને દંડવત્ પ્રણામ કરતી. પછી મીરાં કહેતી કે :—

હે પતિતપાવન, ગરૂડધ્વજવાળા, ભકતભૂષણ, રાજાધિરાજ
શ્રી કૃષ્ણ, અધોક્ષજ, મારી ભોળી ભકિત સ્વીકારજો.

એ પ્રમાણે નમન કરીને પછીથી વૈષ્ણવભકતોને બોલાવતી. તેઓની સદ્‌ભાવે પૂજા કરતી અને પછી નમસ્કાર કરી હરિપ્રસાદ ધરાવતી. પછી જે અન્ન બાકી રહે તે પોતે જમતી. ત્યારપછી ત્રીજા પહોરે શ્રી ભાગવત પુરાણનું શ્રવણ કરતી. શ્રીહરિચરિત્ર સાંભળવા તેના મંદિરમાં વૈષ્ણવભકતો આવતા. તે વેદાંતજ્ઞાની અને સદ્‌ગુણવાળા હતા. તેઓમાં સદ્‌ગુણનો ભંડાર હંમેશાં ભરેલો રહેતો અને તેઓ કદી કોઇ પણ આશા રાખતા નહીં. તેમજ સર્વકાળ સંતોષથી રહેતા. તેઓ અતિ પ્રેમાળ સગુણ ભકિતવાળા હતા. જેના સ્પર્શથી તીર્થ નિર્મળ થાય છે તેવા દીનદયાળ કૃપાળુનું ચરિત્ર સાંભળવા આવતા હતા. ત્યાં એવા સાધુસંતો આવતા કે જેને મન રાજા અને રંક સરખા હતા, જેને મન સોનું કે છાણ બંને સરખું હતું, જેને મન ઉર્વશી કે બીલડી સમાન હતાં, જેઓ દરેક પ્રત્યે સમભાવ રાખતા હતા અને શ્રી કૃષ્ણ ભજન કરતા હતા, હરિગુણ ગાતા હતા અને આખી રાત્રી કીર્તનમાં જ ગાળતા. તે સમયે મીરાંબાઈ ભકિતની નવી નવી કવિતાઓ સત્વર રચીને ગાતાં અને સપ્રેમ શ્રી કૃષ્ણભજનમાં લીન થઈ જતાં.

તે નગરમાં કેટલાક કુટિલ દુર્જન લોકો રહેતા હતા. તે મીરાંબાઈની રાત્રીદિવસ નિંદા કર્યા કરતા. તેઓ કહેતા કે રાજકન્યાએ રાજાનું કુળ

બોલ્યુ તે તો ઘણા વૈરાગીઓને ભેગા કરીને નિર્લજ થઇને, લોકાચાર દૂર કરીને, કૃષ્ણ કીર્તન કરતા નાચે છે પોતે સુંદર સ્વરૂપવાળી લાવણ્યવતી છે છતા સદ્ગુણને ક્લક લગાડ્યુ છે બીજુ કોઈ આવુ કરે તો રાજા તેનો દંડ કરે છે, પણ પોતાના ઘરમા કોઈ અકર્મ કરે તો તે તરફ આડા કાન કરે છે નગરનો રાજા એવો મદાંધ થઇને ફરે છે જેમ સૂર્ય અતિશય તેજસ્વી છે પણ તેનો પુત્ર વ્યતિપાતવાળો છે, તેમ રાજા પ્રતાપ શિરોમણિ છે, પણ તેની પુત્રી અવગુણવાળી છે આ જોઈ દુર્જનો મશ્કરી કરી તાળીઓ પાડે છે, અને મનમા કુદૃષ્ટિ કરીને સામસામે વાતો કરે છે જેમ ઝાડ ઉપર બેસીને કાગડો ચરતા પ્રાણીઓના ઝખમ ઉપર નજર રે છે (કારણ કે તે ઉપર બેસી તેમા ચાચ મારી ખાઈ શકે) તેમ નિંદક લોકોને કઈ નજરે પડે નહી, ત્યારે સ્વભાવ પ્રમાણે લોકોના અવગુણ જોયા કરે આવી લોકવાયકા સાભળી રાજાને એક સમયે ઘણો ક્રોધ ચઢ્યો રાણો પોતાની રાણીને એકાતમા કહેવા લાગ્યો કે હજી તને ખબર પડે છે કે નહી ? લોકવાયકાથી આપણા કૂળને કલક લાગ્યુ છે મીરા પ્રેમાળ ભક્ત છે પણ દુષ્ટ લોકો તેની નિંદા કરે છે તેથી બહારની નજરે તે કુળને કલકરૂપ છે લોકો કહે છે કે વૈષ્ણવજનો ભેગા કરીને મીરા નિર્લજ્જપણે ગાયન કરે છે અને નાચે છે એવી લોકવાયકા થાય એ કુળવત માટે કુલક્ષણ કહેવાય માટે તુ સત્વર જઇને કન્યાને કહે કે આજ સુધી બાળ પણ હતુ તે હવે ગયુ છે તે તુ સમજતી નથી હવે તારે લાયક વર જોઈ લગ્ન કરવા માટે તારા પિતા કહે છે હવે તારો વિચાર શુ છે તે મને સત્વર કહે પતિના વચન સાભળી રાણી પોતાની કન્યા પાસે જઇને કહેવા લાગી કે માણસો તારી અપાર નિંદા કરે છે કારણ કે તુ લગ્ન કરવાની ના પાડે છે આજ સુધી તારૂ બાળપણ હતુ હવે તારા પિતા તારો વિવાહ કરવા માટે વિચાર કરે છે તેમણે મને પૂછવા માટે મોકલી છે આ સાભળી મીરાબાઈ કહે છે કે પિતાને મારો સદેશો કહેજો કે શ્રીકૃષ્ણ વિના બીજો પુરુષ મારે માટે તમારા જેવો અગર પિતા જેવો છે મારો આવો નિશ્ચય છે છતા પણ વારવાર નકામુ શા માટે પૂછો છો ? જનનિંદાનો અપવાદ મારે શિરે છે, પણ તેથી મારા ચિત્તમા ભય ઉત્પન્ન થતો નથી વેચાણ કરવાનો માલ તોલ કરતા પહેલા જોવો જોઇએ માલ મોંઘો છે એવુ હમેશા કહેવુ નહી તેમ માતાજી! મારુ અતર જાણતા છતા શા માટે પૂછો છો ? મેરા તો ગીરીધર ગોપાલ દુસરો ન કોઈ તાળ, મૃદગ, વિણા વગાડી વૈષ્ણવ સમુદાયમા કીર્તન કરુ છુ,

સાંભળીને ગામના કેટલાક લોકો આ કૃત્ય માટે નિંદા કરે છે. કેટલાક જ્ઞાની અને ભાવિક જનો કહે છે કે રાણાના કુળમાં દીવો પ્રગટયો; કોઈ અભક્ત કહે છે કે કુળમાં નર્કસમાન છે; કોઇ કહે છે કે ભજનમાં પ્રીત લગાડી છે; કોઈ કહે છે મીરાંબાઇ ગાંડી થઇ ગઈ છે. પણ મારી આત્મબુદ્ધિ ચોકખી છે; તે બાપડાં અજ્ઞાની શું જાણે? મેં જ્ઞાનરૂપી હથીઆર હાથમાં લીધું છે અને મારા સંપૂર્ણ બળથી ભક્તિમાર્ગે ચાલી નીકળી છું. તેથી મારી નિંદા કરવાથી દુષ્ટ બુદ્ધિવાળા મજુરી લીધા વિના મારો મેલ ધૂએ છે. હું તો રામનામમાં લીન થઈ ગઈ છું. એવો મારો સંદેશો મારા પિતાને કહેજો. કન્યાનું આવું સ્પષ્ટ કહેવું સાંભળી તેની માતા રાજા પાસે ગઇ. રાજાને એકાંતમાં સઘળી વાત કહી સંભળાવી. તે કહે છે કે ઘણું ઘણું સમજાવ્યું છતાં છોકરી વાત માનની નથી. આથી રાજા ક્રોધાયમાન થયો. તે કહેવા લાગ્યો કે હવે દારૂણ વિષનો પ્યાલો આપું છું તે સત્વર લઇને પાછી જા અને તારા હાથે પોતાની કન્યાને પીવડાવી દે. રાજા મનમાં વિચાર કરવા લાગ્યો કે કહેવત છે કે કન્યા તો મરેલી કે જીવતી કન્યા તો એવી જ હોય એવું કાને સાંભળ્યું છે. એવું રાણીને કહીને રાજાએ તત્કાળ વિષ મંગાવ્યું. પછી સત્વર પ્યાલામાં ભરીને રાણી સાથે મોકલ્યું. પતિના વચનની અવગણના કરાય નહીં પણ ચિન્તમાં પરમ દુઃખ થતું હતું. તેથી રાણી રૂદન કરતી કરતી દીકરીને મંદિર ગઇ. માતાના મનમાં અપાર મમતા છે.

વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે દેજો મીરાંને હાથ.
અમૃત ગણી મીરાં 'પી' ગયાં, જેને સહાય શ્રીવિશ્વના નાથ.

મૃગજળમાં પૂર દેખાય તેથી શા માટે ચિંતા કરવી? જેમ વંધ્યા પુત્રનું લગ્ન તૂટયું કહે તો શોકનું કંઇ કારણ ન હોય. અમાસની રાત્રે ચંદ્રમા લોપ થયો એ કહેવું વૃથા છે. આકાશમાંનાં ફૂલ પડી ગયાં એમ કહીને ભ્રમર ઉદાસ થાય તેની વૃથા નકામી વાત તું આજે કહેવા લાગી છે અને મનમાં ખોટો શોક કરે છે. જેમ ડીંટામાંથી ફળ ઉત્પન્ન થયું અને ત્યાંથી જઇને બીજે ઠેકાણે પડયું. તેમજ હું હવે શ્રીકૃષ્ણચરણમાં જડાઇ ગઇ એટલે તમારો અને મારો સંબંધ હવે રહ્યો એમ કહેવાય નહીં. જેમ પાણીમાં મોતી ઉત્પન્ન થયું અને તે શ્રીમંતનાં આભૂષણમાં જડાઇ ગયું તેવી જ રીતે હું તમારે પેટે જન્મી અને શ્રીકૃષ્ણમા લીન થઈ. જેમ અલંકાર સારો દેખાય તે માટે તેમાં રત્ન મઢવામાં આવે છે તેમ યદુનાયકે મારો અંગીકાર કર્યો છે. માટે હવે દુનિયાદારીની મમતા ત્યજીને નકામો શોક કરીશ નહીં. એવું કહી મીરાંબાઇ શ્રીકૃષ્ણને ચરણે નમન કર્યું. ચરણકમળમાં મસ્તક મૂકી મીરાંબાઈ શ્રીકૃષ્ણ સાથે વાત કરવા લાગી —

હે વનમાળી, મારા પિતાએ મારે માટે આજે વિષ મોકલ્યું છે તે લેતાં તારી કૃપાથી મને વૈકુંઠભુવનમાં રહેવાનું મળશે. પછી તારું અર્ચન કોણ કરશે તેની મને દારણ ચિંતા થાય છે. દુર્જન લોકો એવું કહેશે કે મીરાંબાઇએ ભક્તિ કરી તો અંતે તેને વિષ આપી રાજાએ ઠાર મારવાનો નિશ્ચય કર્યો. અભક્ત માણસો આવો પ્રચાર કરશે ત્યારપછી તેઓ તારું પૂજન પણ કરશે નહીં. હે દેવાધિદેવ, મને આજ કારણથી દારણ ચિંતા થાય છે. તને વસ્ત્ર, આભૂષણ, અલંકાર, પુષ્પહાર વિગેરેથી કોણ શણગારશે તેની મને અપાર ચિંતા થાય છે. રાજા પહેલાં તારું અર્ચન કરતા હતા, તે પણ ક્રોધાયમાન થયા છે અને મને નિમિત્ત બનાવીને તારી પૂજા ત્યજી છે. તું સુકુમાર શામળો રાજીવ લોચન, તારા ઉપર દુર્જન ગમે તેવું દૂષણ મૂકશે. તેઓ કહેશે કે આ નિમિત્તે મીરાંબાઇનો જીવ ગયો. ભલે! હવે હે રૂક્મિણીકાંત! મારે શા માટે નકામી ચિંતા કરવી જોઇએ? ભૂતકાળમાં જે થયું અને ભવિષ્યમાં જે થવાનું છે તે સર્વ તુંજ કરે છે. તારા વિના કંઈ પણ શકય નથી. લાખાગૃહમાં પાંડવો બળતા હતા, ત્યારે તેં સત્વર તેમનું રક્ષણ કર્યું હતું. તું કૃપાસાગર છે. અનાથનો નાથ તારો અંત શ્રુતિ કે શાસ્ત્ર પામી શકયા નથી. જ્યારે પ્રહ્‌લાદ ભકતને ત્રાસ આપવામાં આવ્યો ત્યારે હે હષિકેશી, તેંજ રક્ષણ કર્યું હતું. જેની જીભ ઉપર રામનામ

છે, તારુ નામ છે, તેને કળિકાળની બાધા નડતી નથી જ્યારે શિવજીએ હળાહળ પીધુ ત્યારે તે તારા નામથી, હે રામ, તે શીતળ થયું અને હુ આ સમયે નકામી શા માટે ચિંતા કરુ છુ હે નાથ! તુ તો દીનદયાળ છે, પછી મારે શી ચિંતા છે?

એમ સ્તુતી કરીને સત્વર મીરાબાઇએ વિષનો પ્યાલો લઈ દેવને નૈવેદ્ય રૂપે ધરીને કહ્યુ કે શ્રીહરિ આનો ભોકતા તુ છે એમ કહી તે પી ગઈ આ સમયે અદ્દભુત બનાવ બન્યો તે ભાવિક શ્રોતાજનો, સાભળજો મીરા બાઈએ વિષ પીધુ તે અમૃત થઈ ગયુ પણ ગડકી નદીના પત્થરની સફેદ ગોપાળ મૂર્તિનો રગ બદલાઇ ગયો તે મૂર્તિ સર્વાંગે લીલા રગની થઇ ગઇ આ દ્રશ્ય જે સત સજ્જન વગેરે ત્યા હતા તે સર્વેએ નજરે જોયુ રાણાને રાણી ઉપર વિશ્વાસ નહોતો તેથી તે એકદમ ઊઠીને પાછળ પાછળ મીરાને મદિર આવ્યો તેણે પણ પ્રત્યક્ષ પોતાની આખે આ બનાવ જોયો તેનો કઠ ગદ્દગદ્દ થઈ ગયો અને મનમા અતિ પશ્ચાતાપ થતા તે મીરા બાઈને ચરણે ઢળી પડયો તે કહેવા લાગ્યો કે હુ અતિ પતીત અને દુર્જન છુ કે મારી એમની એક પુત્રીને મે ઝેર આપ્યુ અર્થાત્ મે મારા ઇષ્ટદેવને ઝેરનુ પ્રાશન કરા વ્યુ એમ કહી તેણે નમન કર્યું પિતાનુ મસ્તક ઊચકીને મીરાએ તેમને સાષ્ટાગ નમન કર્યું પછી રાજાએ કહ્યુ કે તારા યોગથી મને શ્રી કૃષ્ણુનીના જેવા મળ્યા મીરાબાઈ કહે છે કે પિતાજી, તમારા ઝેરથી મૂર્તિનો રગ જ બદલાઇ ગયો છે તેની મને ચિંતા થાય છે તેથી હવે રૂક્મિણીપતિને પ્રાર્થના કરી પહેલા જેવી જ મૂર્તિ થાય ત્યારેજ મને સંતોષ થશે અને લોકમા કીર્તિ વધશે પછી મીરાબાઈ બે હાથ જોડીને શ્રી કૃષ્ણમૂર્તિ સામે પ્રાર્થના કરવા લાગ્યા —

હે ગોપાળ કૃષ્ણુ, આ શુ! જરાક વિષપ્રાશન કરતા તારો રગ બદલાયો, તારુ સુદર સ્વરૂપ શ્યામ થયુ, પણ કૃષ્ણાવતારમા યમુનાતીરમા તે આખા અગે કાળીયો નાગ ધર્યો હતો ત્યારે કઇજ થયુ નહી અને આજે જરાક જેટનુ વિષ તારા સવાગે કેમ ફેલાઈ ગયુ ? જ્યારે નિજ ભકતો તારુ નામ જપે ત્યારે વિષનુ અમૃત થયાની કથા પુરાણમા છે તેનો મને આજે અદ્દભુત અનુભવ થયો છે તારુ નામ જપતા શિવજીના કઠમા તત્કાળ શાતિ થઇ, શીતળતા થઈ, અને આજે વિષ લેતા હે જગ જેઠી, તને કષ્ટ થયુ હોય એવુ દેખાય છે જેમ સમુદ્રના ભયથી અગસ્ત્ય

ઋષિનું તપ ભંગ થાય તો જ હે દેવ, તને આજે વિષથી બંધન થાય. જ્યારે અગ્નિ ભડભડ પ્રગટ્યો હોય ત્યારે જો તે તૃણથી થરથર કંપાયમાન થાય તો જ રૂક્મિણીવર તને વિષથી બાધા થાય. એટલું નિશ્ચય છે કે કદી અમૃત પીવાથી, હે ગોવિંદ, કોઇને રોગ બાધા થાય તો જ હે સ્વાનંદ કંદ મુકુંદ, તને આજના ઝેરથી હાની થાય. દુનિયાને બતાવવા તું જુદાં જુદાં ચરિત્ર કરી બતાવે છે. તો હે હૃષિકેશી, હવે પહેલાંના જેવો તું થઇશને ?

આ પ્રમાણે મીરાંબાઇનું કહેવું સાંભળીને સારંગધરને આનંદ થયો અને સત્વર રૂક્મિણીવર પહેલાંના જેવા શુદ્ધ દેખાયા, તેની સામે ઊભા રહેલા સર્વજનોએ નજરે જોઇને સાક્ષી આપી એ પ્રમાણે મૂર્તિનો રંગ બદલાયો, પણ કંઠ આગળ કાળો ડાઘ રાખ્યો કે જેથી ભવિષ્યમાં લોકોને તેની પ્રતિતિ પડે. આમ જ હે કૃપાળુ, તું પોતાના દાસની કીર્તિ અખંડ રાખે છે.

રાજાએ ઊઠીને સત્વર દેવને નમસ્કાર કર્યા, પછી રાજા મીરાંબાઈને કહે છે કે તેં વંશનો સાચો ઉદ્ધાર કર્યો છે. આવું રાજાનું બોલવું સાંભળી ત્યાં કૌતુક જોવા દુર્જનો પણ આવ્યા હતા તેમણે શરમથી નીચું જોયું. રાજા કહેવા લાગ્યો કે જેણે જેણે નિજ ભક્તોનું ભૂંડું કર્યું છે તેને દુનિયામાં અપકીર્તિ મળી છે. ભક્ત મંડળીએ ત્યાં તાળી પાડીને જય જયકાર કર્યો અને આનંદ પ્રગટ કર્યો ત્યારે મીરાંબાઇ કહે છે કે હવે વનમાળી પ્રસન્ન થયા છે. મીરાંબાઈને મનમાં સંતોષ થયો અને તે મનમાં શ્રી કૃષ્ણ ભજન કરવા લાગી. મીરાંએ ભક્તમહિમા પ્રગટ કર્યો અને તે આત્મ-સાક્ષાત્કારને પામી. તે દેશમાં આજે પણ રાણાના મકાનમાં તે અતિસુંદર શ્રી કૃષ્ણમૂર્તિ છે અને તે ત્યાં જ રહી છે.

આગળના અધ્યાયમાં સુંદર કથા કાન્હોપાત્રા નામે ભક્તની કહેવાશે. તેનું રસાળ ચરિત્ર અતિ પવિત્ર અને પ્રિયકર છે તે ભાવિક ભક્તોને સત્વર કહેવાશે.

જે આદિમાયાને નિર્માણ કરનાર છે. જેણે બ્રહ્માને પણ નિર્માણ કર્યા છે તે જ શ્રીહરિ હૃદયમાં બેસીને સ્વાભાવિક રીતે ઉત્તમ કથા કહેવડાવે છે. એવો મનમાં નિશ્ચય કરીને કહું છું કે વકતા અને વદીતા રૂક્મિણીરમણ છે અને મહીપતિ તેની કૃપાને પાત્ર છે. તેથી પ્રસાદ વચન કહે છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમાળ ભાવિક ભક્તોએ આ આડત્રીસમો અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

## અધ્યાય ૩૯ મો

## કાન્હોપાત્રાનું ચરિત્ર.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

મનની કોઈ પણ ઇચ્છા હોય તો તે પૂર્ણ કરવા માટે દેવને અનન્ય ભાવે શરણે જવું જોઈએ. પછી દેવ મુક્તિ આપે છે. હવે શ્રોતાઓ, શાંતિથી સાંભળો. દક્ષિણમાં તીર્થક્ષેત્ર પંઢરપુર છે, ત્યાં શ્રી વિઠ્ઠલ બિરાજે છે. ત્યાંથી સાત કોસ દૂર મંગળવેઢા ગામ છે. ત્યાં શ્યામા નામની કલાવતી ગાનારી રહેતી હતી. તેને એક કન્યા હતી. તેનું નામ કાન્હોપાત્રા હતું. તે દિવ્ય રત્ન જેવી કન્યા હતી. તેનું સૌંદર્ય જોઇ દેવપત્ની પણ લજ્જાયમાન થતી. તેના જેવી સૌંદર્યવતી કન્યા બ્રહ્માએ સૃષ્ટિમાં સર્જી નહોતી. તે કન્યા બાળપણમાં સંગીત અને નૃત્યકળા શીખી. તેનું નૃત્ય નજરે જોઇ રંભા, તિલોત્તમા અને મેનકા જેવી અપ્સરાઓ પણ લજ્જાયમાન થતી. માતા કન્યાને કહે છે કે ચાલ રાજદરબારમાં જઈ નૃત્ય કર. તને રૂપલાવણ્યવતી જોઇ રાજા અલંકાર આપશે. ત્યારે કન્યા કહે છે કે હે માતાજી, મારા યોગ્ય સુંદર પુરુષ શોધવા જતાં નજરે પડશે નહીં તે તારા મનથી નક્કી જાણજે. મારા કરતાં કરોડગણું લાવણ્ય જેનામાં હશે તેને વરીશ; એવો મનમાં નિશ્ચય કરીને કાન્હોપાત્રા બેસી રહી છે. હે માતા, મૃત્યુલોકના માનવીઓ તો મને એવા દેખાય છે કે જાણે સૂર્યની આગળ આગીઓ. કોઈ એક દિવસ પંઢરપુરની યાત્રાએ લોકો જતા હતા. ગરૂડ ચિહ્નવાળી ધજાઓ, નિશાન, ભેરી સાથે વૈષ્ણવો ગાતા ગાતા જતા હતા. કાન્હોપાત્રાએ તેઓને જોઇને તેમની પાસે ગઈ અને દંડવત્ પ્રણામ કર્યા. તેણીએ પૂછ્યું કે તમે બધા ક્યાં જાઓ છો તે મને કૃપા કરીને કહો. તેઓ કહેવા લાગ્યા કે અમે પંઢરપુરની યાત્રાએ જઈએ છીએ. ત્યાં ભક્ત પુંડલિકને લીધે શ્રી વૈકુંઠવાસી ત્યાં આવીને રહ્યા છે. કાન્હોપાત્રા સંતોને પૂછે છે કે વૈકુંઠવાસી કેવા છે? ત્યારે સંતો કહે છે કે બ્રહ્માદિકથી પણ જેનો મહિમા

વર્ણવી શકાય નહીં તેવા તે વૈકુંઠવાસી છે, તે ઉદાર, ધીર, પરિપૂર્ણ રીતે સુંદર, લક્ષ્મીથી પણ કરોડોગણા સુંદર કે જેના તેજથી સૂર્ય, ચંદ્ર અને તારાગણો પ્રકાશી રહ્યા છે; તેવા તે વૈકુંઠવાસી છે. પછી તે સંતોને પૂછે છે કે જો હું તેને શરણે જાઉં તો તે મારો અંગીકાર કરશે કે ? સંતોએ જવાબ આપ્યો કે કંસની દાસી કુબ્જા કુરૂપ તથા હલકી જાતની હતી; તેનો પણ શ્રી કૃષ્ણે અંગીકાર કર્યો હતો અને પોતાના જેવી કરી દીધી હતી. અજામીલ, ચોખામેળા વગેરે ભક્તોનો તત્કાળ અંગીકાર કર્યો હતો. તેને પતિતપાવન, દીનદયાળ, ઘનનીલ કહેવામાં આવે છે; એવાં સંતવચન સાંભળી કાન્હોપાત્રા ઘેર આવી માતાને નમન કરી કહ્યું કે હું પંઢરપુર જાઉં છું. પછી હાથમાં વીણા લઈને સપ્રેમ ગાયન ગાતી ગાતી તે સુંદર કન્યા કાન્હોપાત્રા સંતો સાથે પંઢરપુર જવા નીકળી. તે શ્રીહરિનાં ગુણગાન ગાતી હતી. ત્યાં જઈને મહાદ્વાર આગળ દંડવત્ નમસ્કાર કર્યા. પછી વિઠ્ઠલ મૂર્તિ પાસે જઇ પ્રેમથી દંડવત્ પ્રણામ કરી કહેવા લાગી કે શ્રી વિઠ્ઠલા ! તારી કીર્તિ સાંભળીને હું તારે શરણે આવી છું. તું ઉદાર, ધીર, સુંદર અને પૂર્ણ છે. તારામાં ૭ સદ્ગુણ ઐશ્વર્ય લક્ષણ છે. તારી પાસેજ મારે રહેવું છે, એમ ધારીને શ્રી વિઠ્ઠલા તારે શરણે આવી છું. અજામીલ નીચ હતો. પણ તેનો તેં શરણે આવતાં જ ઉદ્ધાર કર્યો હતો. તેમજ સંતોના કહેવાથી તારે શરણે આવી છું.

લૌકિક કામ દેહાભિમાન, મારી પાસે હતા જાણો,
સર્વ ત્યજીને તુજ કારણ, શ્રી વિઠ્ઠલા આવી તુજ શરણે,
હવે કરો મારો અંગીકાર, શ્રીહરિ આવી તુજ શરણે,
કાન્હોપાત્રા એમ કહી, શ્રીહરિ ચરણ વંદન કરે.
હરિરૂપ ધરી નિજ અંતરમાં, રહી કાન્હોપાત્રા પંઢરપુરમાં,
મહાદ્વારે સદ્ભાવે જઇને, નિત્ય શ્રીહરિ ગુણગાન કરે.

*એક સમયે ત્યાં રહેતો એક દુરાચારી દરબારમાં ગયો. તેણે રાજાને* કહ્યું કે પંઢરપુરમાં શ્રી વિઠ્ઠલના મંદિરના મહાદ્વાર આગળ એક ગાનારીની સુંદર કન્યા આવે છે. તેના જેવી લાવણ્યવતી મૃત્યુલોકમાં જોવા મળશે નહીં. જેમ કોઈ પણ અપરાધ ન હોય તે છતાં કોળી લોકો જળચર પ્રાણીને મારી નાખે છે. તે પ્રમાણે દુર્જનોને સજ્જનો તરફ અખંડ વૈર ચાલતું આવ્યું છે, જેમ અપરાધ ન હોય છતાં પારધી જાનવરોનો વધ કરે છે, તેમ દુર્જનો સજ્જનો તરફ અખંડ વૈર રાખે છે. જેમ

માણસોને જોઈને વાઘ તેમને ક્રોધથી મારી નાખવા તૈયાર થાય છે, જેમ નિર્દોષ માણસનો અપરાધ ન હોય છતાં માકણ તેને કરડે છે, તેમજ દુર્જનોને સજ્જનો પ્રત્યે હમેશા મનમાં વૈરભાવના હોય છે, તેમ કાન્હોપાત્રાનો વાંક ગુનો નહતો, છતાંય દુર્જને રાજાને ફરીયાદ કરી તે સાંભળી રાજાએ તત્કાળ પંઢરપુર દૂત મોકલ્યો આ સમયે કાન્હો પાત્રા મહાદ્વાર આગળ સપ્રેમ કીર્તન કરતી હતી ત્યાં રાજાનો સેવક આવી તેને કહેવા લાગ્યો કે જલદી દરબારમાં ચાલ, નહીં તો તને બળાત્કારે લઈ જવામાં આવશે ત્યારે કાન્હોપાત્રાએ કહ્યું કે દેવને નમસ્કાર કરીને સત્વર પાછી આવું છું પછી દૂત સભામંડપમાં ઉભો રહ્યો કાન્હોપાત્રા દેવળની અંદર ગઈ શ્રી વિઠ્ઠલમૂર્તિ સામે બે હાથ જોડી ઘણી નમ્ર થઈ વિનતિ કરવા લાગી —

હે પુંડલિકવરદા પાંડુરંગા, હું તારી જ છું હે શ્રીરંગા હવે જો તું મને મોકલીશ ભવભંગ કરવા, તો પછી કોનું ઓછું દેખાશે? હું તારી થઈ છું, હવે જો રાજા બળાત્કારે પકડી લઈ જશે તો પંઢરીનિવાસી શ્રીહરિ કોનું ઉણું કહેવાશે? ગજેન્દ્રની કરૂણા સાંભળી સત્વર આવ્યા, તો પછી હે જગજીવન કરૂણાઘન, મને મોકલતા કોનું ઉણું કહેવાશે? હોવા-હોવીનું સંકટ જાણીને તે તેઓનું સંકટ ટાળ્યું, હવે મને હડસેલી કાઢતાં કોનું ઉણું કહેવાશે? શ્વાપદ હરણી જાળમાં ફસાતા તેણે હૃષિકેશનું સ્મરણ કર્યું તેને તે મદદ કરી તો મને મોકલતા પંઢરીશા કોનું ઉણું કહેવાશે? દુર્વાસા ઋષિએ અંબરીષનું હરણ કરતા તેના ગર્ભવાસમાં તે રક્ષણ કર્યું હવે મને બળાત્કારે લઈ જતા ઉણું કોનું કહેવાશે? અજામીલ અને ચોખામેળા મહાર જેવાઓનો તમે અંગીકાર કર્યો, તો પછી હવે મારો ત્યાગ કરતા ઉણું કોનું દેખાશે? ઉકળતા પાણીની કઢાઈમાં દેડકાનું બચ્ચું પડતા તેણે તારું સ્મરણ કર્યું, ત્યારે તત્કાળ તેને મદદ કરી તો મને આ વખતે મોકલશો તો કોનું ઉણું કહેવાશે? તારા સ્વરૂપમાં મારું મન જોડાયું છે અને હવે જો દુર્જન મારો સ્પર્શ કરશે તો તારા કારણથી દુષ્ટ લોકો મશ્કરી કરશે

આવા કરુણ વચન સાંભળી નારાયણ કૃપાવંત થયા અને કાન્હોપાત્રાનો આત્મા તેના શરીરમાંથી કાઢીને પોતાના સ્વરૂપમાં મેળવી લીધો ત્યાં સંતો અને પૂજારીઓ ઊભા હતા તેમણે આ ચમત્કાર જોયો કાન્હો પાત્રાને કૃપાળુએ પોતાના ખોળામાં સ્થાન આપ્યું કાન્હોપાત્રાનો આત્મા પીગળી ગયો અને શ્રી વિઠ્ઠલના ખોળામાં અદ્રશ્ય થઈ ગયો તેવો દેખાવ

હજુ પણ પંઢરપુરમાં જોવા મળે છે. પ્રેમાળ ભક્તો ત્યાં જઇ તેનાં દર્શન કરે છે. પછી કાન્હોપાત્રાનું પ્રેત ત્યાં પડી ગયું. તે પૂજારીઓએ લઇને દક્ષિણ દ્વાર આગળ દાટયું. ત્યાં તે સ્થળ ઉપર તરતજ 'તરટી' ઝાડ ઊગ્યું. હવે રાજાનો દૂત સભામંડપમાં ઊભો હતો તે અંદર આવી પૂજારીને પૂછે છે કે કાન્હોપાત્રાને શું થયું? તો પૂજારી કહે છે કે તેનું ચૈતન્ય હરિસ્વરૂપમાં લીન થયું. ત્યારે દૂત કહે છે કે તેનું પ્રેત બતાવો. ત્યારે પૂજારી દૂતને કહે છે કે તેના પ્રેતનું વૃક્ષ થયું. આ સાંભળી દૂત કહેવા લાગ્યો કે તમે તેને જરૂર સંતાડી છે. મહાદ્વાર પાછળથી ભોંયરામાં કોઇ ઠેકાણે નસાડી મૂકી છે અને હવે કહો છો કે તે વૃક્ષ થઇ ગઇ છે. એ અસત્ય વચન છે. તેથી રાજદૂતે કંઇ પણ વિચાર ન કરતાં સર્વ પૂજારીઓને પકડીને તે રાજદરબારમાં લઈ ગયો. ત્યાં જઇ દૂતે સર્વ વર્તમાન રાજાને કહ્યા. તે અવીંધ રાજા ઘણો અવિવેકી હતો. તેથી પૂજારીઓ ભયભીત થયા. પૂજારીઓએ નારિયેળ, સુગંધ, પ્રસાદ રાજા પાસે મૂકયો. રાજાએ તે પ્રસાદ લીધો તેમાંથી એક મોટો વાળ નીકળ્યો. તેથી તે યવન રાજાને ક્રોધ થયો. વાળ કયાંથી આવ્યો, એમ પૂજારીઓને પૂછ્યું. આથી તેઓને મનમાં ઘણો ભય ઉત્પન્ન થયો. પછી તેમણે વિચાર કર્યો કે રાજાને કહેવું કે તે વાળ દેવનો છે. આમ વિચારી તેઓએ કહ્યું કે ભીમા નદીને કિનારે ઈંટ ઉપર વૈકુંઠવાસી ઊભા છે. તેમણે કાન્હોપાત્રાનો ઉદ્ધાર કર્યો છે. આ વાળ એમનો જ છે. માટે તમે પંઢરપુર આવીને ખાત્રી કરો. જો દેવને વાળ ન હોય તો અમને શિક્ષા કરજો. આ બાબતનું લખાણ પણ કરી આપ્યું. પછી રાજા પૂજારીને પૂછે છે કે કાન્હોપાત્રા દેવમાં કેવી રીતે મળી ગઈ? પૂજારી જવાબ આપે છે કે જેમ સાગરમાં મીઠું મળે છે તેવી રીતે મળી ગઈ. આ બીના નજરે જોવા માટે રાજા સત્વર નીકળ્યો. બ્રાહ્મણ પૂજારીઓ વિચારવા લાગ્યા કે હવે શું થશે? જો દેવને વાળ નહીં જુએ તો મુસલમાન રાજા આપણને મારી નાખશે. શ્રી જગન્નાથ આપણી લાજ રાખશે કે ઉપેક્ષા કરશે તે કળી શકાતું નથી. જ્યારે પંઢરપુર નજીક આવ્યા, ત્યારે પૂજારીઓએ ત્યાં કરુણ વચનથી પ્રાર્થના કરવા માંડી :—

હે કૃપાવંત માધવા, તું અમારું રક્ષણ કરજે. લાખાગૃહમાં પાંડવો બળતા હતા ત્યારે ત્યાં અનંતા તું દોડતો ગયો તો હવે અમારું રક્ષણ કરવામાં તને કયું સંકટ નડે છે? દુર્બુદ્ધિવાળા કૌરવની પંક્તિમા રસોઇ પીરસતાં દ્રૌપદી સતીને ચતુર્ભુજ કરી લાજ તેં રાખી અને હવે અમારું રક્ષણ કરતાં હે રૂક્મિણીપતિ, તારા ચિત્તમાં કયું સંકટ આવ્યું છે? દાવાનળ

લાગ્યો ત્યારે જ્વાળાનું ભક્ષણ કર્યું અને ગાયો અને ગોવાળોનું રક્ષણ કર્યું, હવે અમોને આ વખતે બચાવતાં તને કયું સંકટ આવ્યું છે? જ્યારે બારે મેઘ વરસ્યા ત્યારે ગોવર્ધન પર્વતને નખ ઉપર અદ્ધર રાખ્યો, તો પછી અમારો પ્રાણ બચાવતાં તને કયું સંકટ આવ્યું છે? તારો પ્રતાપ જાણીને રાજદરબારમાં લખાણ કરી આપ્યું છે કે તું ચતુર્ભુજ શ્યામવર્ણ કેશવાળો છે. આવું જાણી નગરરાજા મહાદ્વારે સત્વર પધારે છે. ત્યાં બ્રાહ્મણો, દેવ અને ગરૂડ ઊભા છે અને દંડવત્ પ્રણામ કરે છે. પૂજારીઓ કહેવા લાગ્યા કે પુંડલિકવરદા, અનંતા, આ સંકટમાંથી અમારું રક્ષણ કરો. આ સમયે તારા વિના હે જગન્નાથ, અમારું સંકટ કોઈ ટાળી શકે તેવું નથી. નજીકના મંડપમાં જઈ રાજા એકદમ દેવ તરફ નજર કરે છે તો જુએ છે કે મસ્તક ઉપર પ્રકાશમાન મુગટ છે કોમળ કેશ અતિ સુંદર છે. કમળ સમાન નેત્ર અતિ વિશાળ છે. કાને દિવ્ય મકરાકાર કુંડળ છે. કંઠમાં કૌસ્તુભ મણિ શોભે છે. હૃદય ઉપર અતિ સુંદર પદક છે અને બંને હાથ કમર ઉપર મૂકયા છે. કમરે પીળું પિતાંબર પહેર્યું છે. ગળે વૈજયંતી માળા શોભે છે, જેનું યોગીઓ હમેશાં ધ્યાન ધરે છે, જેનું સઘળા દેવતાઓ અર્ચન કરે છે; આવું રાજાએ પોતે એકાએક જોયું. તેના ચિત્તમાં ઘણો પશ્ચાતાપ થયો. રાજા પૂજારીઓને કહે છે કે તમે જેવું મૂર્તિનું સ્વરૂપ વર્ણવ્યું હતું તેવું જ જોવા મળ્યું છે. અવીંધ રાજા અનન્યભાવે દેવ સામે દંડવત્ પ્રણામ કરે છે. પછી પૂજારીઓને આલિંગન આપીને કહે છે કે કાન્હો પાત્રાનું પરમ ભાગ્ય કે તે શ્રીહરિ સ્વરૂપમાં લીન થઈ. હું જ્ઞાનહીન અભાગી છું કે મેં તેનું અપમાન કર્યું. રાજા પછી પૂજારીને પૂછે છે કે કાન્હો વૃક્ષ કેવી રીતે થઈ? ત્યારે તેઓએ દક્ષિણ દ્વાર આગળ તરટી વૃક્ષ બતાવ્યું. બ્રાહ્મણો રાજાને કહેવા લાગ્યા કે પંઢરપુર ક્ષેત્ર અતિશય પુરાતન છે. અહીં સઘળા દેવ વૃક્ષ થઈને રહ્યા છે. તેવું જ આ તરટી વૃક્ષ છે.

હજુ પણ દક્ષિણ દ્વારે ભાવિક ભકતોને તેનાં દર્શન થાય છે. આગળના અધ્યાયમાં અદ્‌ભુત કથા છે તે દામાજી પંત વૈષ્ણવભકતની કથા છે તે કહેવામાં આવશે. મહીપતિ તેનો શરણાગત છે. અને સદ્‌ભાવે તેના ગુણનું વર્ણન કરે છે.

**સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમળ ભાવિક ભકતોએ આ ઓગણચાલીસમો રસાળ અધ્યાય સાંભળ્યો**

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

## અધ્યાય ૪૦ મો.

## ભક્ત દામાજી પંતની કથા.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

### પરોપકાર માટે પ્રત્યક્ષ પ્રાણ આપવાની તૈયારી હોય તો ઈશ્વરકૃપા થશે.

જય જય ભક્તવત્સલા રૂક્મિણીકાંતા, દીનબંધો અનાથનાથા,
નિજ ભક્તોને સુખદાતા તારા વિના બીજો કોઈ નથી.—જય.
જય અનંત અવતાર ધારણ કરનારા, કૃપાસાગરા, કરૂણાલયા,
ગુણસમુદ્રા, યાદવરાયા, ભક્તોની માયાનું નિવારણ કરો—જય.
જય નિધિપતે વિશ્વેશ્વરા, મોક્ષદાતા, અતિઉદારા, ભક્તભૂષણા,
જગદુદ્ધારા, તું નિજ ભક્તોના અંતરમા વસે છે—જય.

હે કમલલોચના, અક્ષયરૂપા ચૈતન્યઘના, વિશ્વકર્તા, રાજીવ નયના, દિનોદ્ધારા જગદ્‌ગુરુ, નિજ ભક્તોને સંકટ પડતા જગજેઠી તુ સત્વર દોડતો આવે છે તેઓના કાર્ય તુ ઊઠતા પહેલા કરી નાખે છે તેઓના કાર્ય કરતા તારા મનમા જરા પણ લાજ આવતી નથી તારા સગુણ ચરિત્રો હે રાજીવલોચન, તુજ બોલાવે છે હુ તો નિમિત્ત માત્ર છુ. મારામા સ્વતંત્ર બુદ્ધિ છે જ નહીં ગયા અધ્યાયમાનું પ્રવચન શ્રોતાઓએ પ્રીતિપૂર્વક સાભળ્યુ. કાન્હોપાત્રાને જગજીવને નિજ કૃપા કરીને દર્શન દીધાં ઉદાર, જ્ઞાની, ધૈર્યવંત, જે (પ્રપચમા) સસારમા રહીને પણ અતિ વિરક્ત હતો તે નિજભક્ત પારસમણિ જેવા દામાજી પતનુ ચરિત્ર સાભળજો

તે સમયે દક્ષિણ દેશમા યવન રાજાનુ રાજ્ય હતુ. તે રાજાની દામાજી એક નિષ્ટાથી નોકરી કરતો હતો અને સાથે સાથે સસાર મિથ્યા છે એનુ

અંતરથી સમજીને હરિભજન કરતો હતો પંઢરપુર ક્ષેત્રથી બે યોજન દૂર મંગળવેઢા ગામ છે ત્યા રાજ્યનુ થાણુ હતુ અને તેમા એક કોઠાર હતો રાજાએ દામાજીને વિશ્વાસુ માણસ જાણીને કોઠાર તેને સ્વાધીન કર્યો પછી તે ત્યા તેના કુટુંબ સાથે આવીને રહ્યો સંજોગના સમયે કોઈ પણ અતિથિ (જેની તિથિ નહીં તે) આવે તેને હમેશા અન્ન આપતો રાતદિવસ તે શ્રી પાંડુરંગચરણે મનમા ધ્યાન ધરતો એમ કેટલોક સમય વીતિ ગયો, ત્યારે અકસ્માત દુકાળ પડ્યો તેથી સમસ્ત પ્રાણીમાત્ર ભૂખે મરવા લાગ્યા મોઢામા સોનાનો સિક્કો મૂકીને માણસો મરતા હતા એટલે કે ધન હતુ પણ ધાન્ય મળતુ નહોતુ ક્યાય ધાન્ય ન મળે તેવો કઠણ સમય આવ્યો હતો ઘણા ગરીબ લોકો પોતાનો દેશ ત્યજીને પરદેશ અન્નની આશાએ જતા હતા જે લોકો અશક્ત હતા તેજ ગામમા રહ્યા હતા પંઢરપુર ક્ષેત્રમા અન્ન મળતુ નહોતુ તે વખતે એક ક્ષુધાર્થી પીડિત થયેલો બ્રાહ્મણ મંગળવેઢા ગામમા આવી પહોંચ્યો તે એક દિવસ ચાલીને તેના અન્નની ઇચ્છા કરીને દામાજી પંતને ઘેર આવ્યો વિપ્રને આવેલો જોઈને દામાજી પંતે તરત જ સદ્‌ભાવે નમન કર્યું પછી તેને કહ્યુ કે સ્નાન કરીને સત્વર પ્રસાદ લેવા આવો એવો ઘણો આદરભાવ જોઈને બ્રાહ્મણના મનમા સંતોષ થયો યાચકને નમ્ર વચન કહીએ તો શ્રી જગજ્જીવનને સંતોષ થાય છે જેમ બાળકને લાડકોડ કરતા માતાના મનનુ સમાધાન થાય છે, જેમ પોતાના પુત્રનુ આદરમાન થતા પિતાને મન ઘણો સંતોષ થાય છે, તેવી રીતે :—

તેમ દાસાનુપૂજા કરતા આદર ભાવે, સારંગધર મન અતિ ઉલ્લાસ,
કદી કોઈ જનનો સમય કઠણ હોય
કદી આપવા તેને અન્નવસ્ત્ર ન હોય,
તો પણ તેને નમ્ર વચન કહી, કરો નમન આદર ભાવે

કદી ભિક્ષા આપવાની હોય નહીં કે ઇચ્છા ન હોય તો ભલે, પણ કૂતરાના જેવી જીભ ઉપર કાબુ રાખવો કદી ભિક્ષા માગનાર દૂર કરીને પાછો આવે અને તેના ઉપર ગુસ્સો કરી તેને ત્રાસ પમાડે તો અઘોર નર્કમા પડે તેવુ શાસ્ત્ર વચન છે દામાજી પંત આ સર્વ જાણતો હતો તેથી તે નિજ પ્રેમથી બ્રાહ્મણોનો ઘણો જ આદર કરતો તે બ્રાહ્મણ સ્નાન કરીને આવ્યો એટલે તેને સન્માન કરીને પંક્તિમા સાથે બેસાડ્યો પછી પાત્રમા સાર

સારું જમવાનું પીરસ્યું. છેવટે જ્યારે ઘી પીરસવામાં આવ્યું અને જમવા માટે પુરોહિતે સંકલ્પ કરાવ્યો અને સત્વર આપોષણ લેવા કહ્યું, ત્યારે વિપરીત દેખાવ નજરે પડયો. પંઢરપુરનો બ્રાહ્મણ તે સમયે રુદન કરવા લાગ્યો. તેની આંખમાંથી અશ્રુ પડતાં જોઇ સર્વના મનમાં નવાઇ લાગી! ઘરધણી તેને પૂછવા લાગ્યા કે હે સ્વામી, તમારા રડવાનું કારણ શું છે? આ વખતે કયું દુઃખ યાદ આવવાથી મન ઉદ્વિગ્ન થયું છે. તે સાંભળી બ્રાહ્મણ કહે છે કે આજે ચાર ચાર દિવસથી મારા કુટુંબનાં માણસો, બાળકો સાથે ઉપવાસી છે. હું ઘણો કઠણ હૃદયનો નિર્દય છું કે તેઓ ઉપવાસી છે છતાં તમારે ત્યાં ક્ષુધા શાંતિ કરવા બેઠો છું. ઘેર શું દશા છે અને આગળ ઉપર શું થશે તે વિચારીને અંતરમાં ખેદ થાય છે. દામાજી પંતે બ્રાહ્મણના દુઃખનું કારણ જાણીને કહ્યું કે એક વર્ષ સુધી તારા અને તારા કુટુંબને માટે જોઈતું અન્ન હું ઘેર પહોંચાડી આપીશ. માટે હવે તું સ્વસ્થ ચિત્તથી સત્વર ભોજન કર. આવું અભય વચન સાંભળીને બ્રાહ્મણના મનનું સમાધાન થયું. જેમ આયુષ્યહીન માણસને ઇંદ્રદેવતા આવીને અમૃત પાન કરાવે, તેવો સંતોષ માનીને બ્રાહ્મણે ક્ષુધા પ્રમાણે ભોજન કર્યું. પાનબીડું અને દક્ષિણા લઇ પ્રેમથી આશીર્વાદ દઈ સંતોષ પામ્યો. પછી દામાજી પંતે પોતાના નોકરને બોલાવી બે ખાંડી અનાજ પંઢરપુર જઈ બ્રાહ્મણને ત્યાં આપી આવવાનું કહ્યું. આ પ્રમાણે સત્વર આજ્ઞા થતાં તે બ્રાહ્મણને ઘણો આનંદ થયો. તે કહેવા લાગ્યો કે મને તો શ્રી રૂક્મિણીકાંત મળ્યા હોય એવો મનમાં આનંદ થાય છે. પછી પોઠીઆ ઉપર ધાન્યની ગુણીઓ ભરીને સત્વર પંઢરપુર જવા નીકળ્યા. ત્યાં ગામમાં લોકોની નજરે પડતાં જ તેઓએ ધાન્યની ગુણીઓ ફાડીને સઘળું અનાજ લૂંટી લીધું. કોઇનું કહેવું માન્યું નહીં કારણ કે સર્વજનો ઉપવાસની પીડાથી દુઃખી હતાં. જે બ્રાહ્મણને ધાન્ય આપ્યું હતું તે રુદન કરવા લાગ્યો કે મારું ધાન્ય લૂંટી જનારા તમે કોણ છો? જેમ ખેડૂતનું ખેતર અનાજથી ભર્યું હોય અને તેમાં પક્ષીઓનાં ટોળાં પડે ત્યારે તેના જીવમાં જે તળમળ થાય; તેવું આ બ્રાહ્મણને થયું. તેની આસપાસ પંઢરપુરના સર્વ બ્રાહ્મણો ભેગા થયા અને તેને પુછવા લાગ્યા કે આ ધાન્ય તું કયાંથી લાવ્યો હતો તે અમને કહે: બ્રાહ્મણ કહેવા લાગ્યો કે દામાજી પંત મંગળવેઢાનો સુબો, ઉદાર, જ્ઞાની અને ધૈર્યવાન છે, તેણે મારા ઉપર કૃપા કરીને ધાન્ય આપ્યું હતું. પણ દૈવે આપ્યું અને કર્મે કરીને લુટાઇ ગયું; તેવી મારી દશા થઇ છે. મારા કુટુંબનું નસીબ ફૂટેલું છે. તેથી સઘળા લોકોએ મારું અનાજ લૂંટી લીધું.

આવી વાત સાંભળીને પંઢરપુરના સર્વ બ્રાહ્મણો સત્વર નીકળીને દામાજી પંતને ઘેર આવી પહોંચ્યા. બ્રાહ્મણોને નજરે જોતાં દામાજી પંતે સદ્‌ભાવે સર્વને નમસ્કાર કર્યા. બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યા કે તમારું કલ્યાણ થજો. પછી તેઓ કહેવા લાગ્યા કે દુષ્કાળનું દુઃખ ઘણું ભારે છે. તમે જે બ્રાહ્મણને અન્ન આપ્યું હતું તે લુટાઈ ગયું, પણ તેનું કહેવું સાંભળીને અમે બધા દોડીને અહીં આવ્યા છીએ. તમો ધૈર્યવાન અતિ ઉદાર છો અને તમારા મનમાં કોઇ મોટું કે નાનું નથી. અન્નદાન કરતાં તમે યોગ્ય કે અયોગ્ય પાત્ર છે તેનો વિચાર સરખો પણ મનમાં લાવતા નથી. જેમ આકાશમાં સૂર્ય ઊગે છે, તે સર્વને સમાન રીતે પ્રકાશ આપે છે તેમ તમે પણ અન્નદાન કરતાં કોઇને નાનું મોટું ગણતા નથી. અમે તીર્થક્ષેત્રમાં રહેનારા બ્રાહ્મણો અન્ન વિના ઉપવાસી રહીને મરીએ છીએ. તારી કીર્તિ કાને સાંભળીને આ સ્થળે આવ્યા છીએ. એમ આ બ્રાહ્મણોની વાત સાંભળીને દામાજી પંતને મનમાં દયા આવી. પછી તેણે સર્વને અભય વચન કહીને બેસાડ્યા. ઘરમાં પત્ની પાસે જઇ તેનો વિચાર પૂછી જુએ છે. તે કહેવા લાગ્યો કે પંઢરપુરમાં બ્રાહ્મણો અન્ન વિના મરે છે, તેથી બધા ભેગા થઈ ને આપણે ઘેર આવ્યા છે. જો અનાજ નથી એમ કહીશું તો આપણા સત્યવાદીપણાને ધોકો લાગશે. પણ બધાંને સંતોષ થાય તેટલું અનાજ આપણી પાસે નથી. તેથી મનમાં વિચાર થાય છે કે હવે આને માટે શું ઉપાય કરવો. એક વિપ્રને જે ધાન્ય આપ્યું હતું તે સર્વ મળીને હરી લીધું. દુષ્કાળથી લોકો પિડાય છે અને પોતાનો દેશ ત્યજી ધાન્યની શોધમાં પરદેશ જાય છે. તેની પત્ની કહે છે કે તમને જે યુક્તિ ધ્યાનમાં આવે તે કરીને બ્રાહ્મણોને યોગ્ય રીતે સંતોષ આપો. દામાજી કહે છે કે રાજાના ધાન્યના બે કોઠાર છે તે મારા તાબામાં છે. તે બ્રાહ્મણોના હાથે લુંટાવી દઉં અને સઘળાંના પ્રાણ બચાવું. જો રાજાને બધી ખબર પડશે અને ગુસ્સે થશે તો કદાચ મારા એકલાનો પ્રાણ લેશે. પણ —

**એક જીવનો પ્રાણ જતાં તીર્થક્ષેત્રના બ્રાહ્મણો જીવતા રહેશે તો ઉત્તમ થશે. હું એકલો જો મારા દેહનો લોભ કરીશ તો પણ એક દિવસ મૃત્યુ આવવાનું જ છે માટે દેહ લોભ કરીશ નહીં.**

આવો મનમાં વિચાર કરી તે સત્વર ઘરની બહાર આવ્યો અને ધાન્યનો કોઠાર ઉઘાડો મૂકી દીધો. પછી દામાજી પંત બ્રાહ્મણોને કહે છે

કે જેને જેટલુ ધાન્ય જોઇએ તેટલુ પોતાને ઘેર લઈ જાઓ આવા ઉદાર વચન સાભળી, બધા બ્રાહ્મણોએ આશીર્વાદ દીધો કે શ્રી રૂક્મિણીપતિ તમારુ હમેશા કલ્યાણ કરે પછી સર્વ બ્રાહ્મણોએ કોઠારમા જઇને ધાન્ય લીધુ આ વૃત્તાન્તની પઢરપુરમા જાણ પડતા સઘળા લોકો ત્યા દોડતા આવ્યા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, ગોવાળ, અનાથ, દીન સર્વ મગળવેઢામા આવી ધાન્ય લઈ જવા લાગ્યા સુથાર, ચમાર એમ બધી કોમના, કુંભાર, હજામ વગેરે દામાજી પતની કીર્તિ સાભળીને ધાન્ય લેવા આવ્યા ગવળી, પાથરવટ, કોળી, બાગવાન વગેરે સર્વ મગળવેઢામા આવી ઇચ્છા પ્રમાણે ધાન્ય લઈ જવા લાગ્યા ગુર્જર, ગગારી, અનુગતી, સત, મહત વગેરે કહેવા લાગ્યા કે અમારા ઉપર શ્રી રૂક્મિણીકાતની કૃપા થઇ છે અને તે દામાજી પતના રૂપ ઉપર વસ્યા છે દરજી, મોચી, ધોબી વગેરે અનેક જાતિના માણસો અને અત્યજો સહિત દીન માણસો પણ આવીને અપાર ધાન્ય લઈ ગયા હવે શ્રોતાઓને શકા થશે કે સઘળી જાતિના લોક એક સ્થળે લાવવાનુ કારણ શુ હશે? ઉચનીચનો તફાવત કેમ નથી? તો શ્રોતાઓએ લક્ષમા રાખવાનુ છે કે પઢરપુર ક્ષેત્રમા જે રહે છે તે સર્વને ખરેખર એકજ માનવા એવુ પુરાણા અભગોમા સતો કહી ગયા છે માટે આ વાતનો મનમા સશય ધરવો નહીં સાગરમા નવલક્ષ જળ ચર પ્રાણીઓ રહે છે પણ તે સર્વ ઉપર સાગર તો સમદષ્ટિજ રાખે છે, તેમ જગજેઠી પણ સઘળી જાતિ ઉપર કૃપાદષ્ટિથી જુએ છે જેમ આકાશમા દશ લાખ જાતના પક્ષીઓ ઉડે છે તેમને માટે આકાશમા કોઇ પ્રતિબધ નથી, તેમ સઘળી જાતના લોક પ્રત્યે રૂક્મિણીપતિ સમભાવથી જુએ છે જેમ પૃથ્વી ઉપર વીસ લાખ જાતના વૃક્ષો અને વનસ્પતિ ઉગે છે પણ તે સર્વને પૃથ્વી એક સરખી રીતે પોષણ આપે છે, તેવીજ રીતે પતિતપાવન દીનોદ્ધાર સકળ ચરાચર પ્રાણી તરફ સમભાવથી જુએ છે

> જેને છે પૂર્ણ આત્મજ્ઞાન, તેજ જાણે સિદ્ધાંતની ગુહ્ય
> તેની દ્દષ્ટિએ જુએ સકળ વર્ણ એક સમાન,
> ન કોઇ મોટું ન કોઈ નાનુ.

આ સ્થિતિ ઉત્તમ ભક્તોમા હોય છે તે દામાજી પતમા પણ હતી તેથીજ સર્વજનોને કોઠારમાથી પ્રેમ સહિત અન્ન વહેચી દીધુ તેમ કરતા અનાથ, દુર્બળ અને અતિ દીન માણસોનો પ્રાણ બચાવ્યો "આમ કરવા છતા પણ પોતાને અન્નદાનનુ પુણ્ય થશે તેવુ તેણે કદી મનમા વિચાર્યુ

નહીં." હવે એક જણે બીજાને કહ્યું, એમ કરતાં કરતાં આ વાત અને દામાજીની કીર્તિ દેશમાં ફેલાઈ. જે કોઇ કંજુસ માણસો સંસારમાં હોય છે તેનાથી ઉદાર જનની કીર્તિ સહન થતી નથી અને તે એવું સાંભળી મનમાં બળ્યા કરે છે. તેવી રીતે કેટલાક કહેવા લાગ્યા કે રાજાનું અન્ન વહેંચી માર્યું તેમાં તેનું પોતાનું શું ગયું ? જાત મહેનતથી અન્ન મેળવીને વહેંચ્યું નથી ત્યારે બીજો કોઇ કહે છે કે નકામા પોતાનું કામકાજ ત્યજીને શા માટે બીજાની નિંદા કરે છે. કદાચ રાજાને ખબર પડશે તો ઘણો ક્રોધ કરશે. પોતાની જાત મહેનતનું ધાન્ય વહેંચે તેના કરતાં રાજાનું ધાન્ય વહેંચી ઘણું અઘટિત કર્યું છે. યવન રાજાને ખબર પડતાં તે દામાજીનો પ્રાણ લેશે એમ પોતાના ઘરમા લોકો પરસ્પર વાત કરતા હતા. પણ દામાજી પંત આનંદયુકત થઈને રહેતો હતો. તેને આ વાતનું સુખદુઃખ લાગતું નહોતું આ પ્રમાણે એક મહિના સુધી યાચકજનોને ધાન્ય વહેંચ્યું. હવે આગળ મોટું સંકટ આવે તે સજ્જન ભાવિક શ્રોતાઓ સાભળજો

ત્યાંનો મજમુદાર કાનડી બ્રાહ્મણ હતો. તે વિષ્ણુદ્રોહી હતો અને દુર્જન પણ હતો. તેણે આ વર્તમાન લખીને રાજધાનીમાં રાજા ઉપર મોકલી આપ્યા. તે લખે છે કે રાજાધિરાજ, નગરાધિપતિ, આ સેવકની વિનંતિ સાંભળજો. તમારા ધાન્ય ભરેલા કોઠારો દામાજી પંતે બ્રાહ્મણોને હાથે લુંટાવી દીધા છે. હું તમારો આજ્ઞાંકિત નોકર છું, તેથી તમારી સેવામાં આ સર્વ વૃત્તાંત લખી મોકલું છું. એમ કરીને દૂતને રાજધાનીમાં મોકલ્યો. આ પત્ર વાંચતાં જ અવીધ રાજાને મનમાં સંતાપ થયો. જેમ, ઘીને અગ્નિમાં નાખવાથી તે પ્રદિપ્ત થઇને આકાશ સુધી પહોંચે છે, જેમ હાથીને દારૂ પાવાથી તે ગમે તેવાં ઝાડ તોડી નાખે છે, તેવી રીતે આ વૃત્તાંત સાંભળીને રાજા ક્રોધાયમાન થયો. તે કહે છે કે મારી આજ્ઞા લીધા વગર ધાન્યના કોઠાર કેવી રીતે વહેંચી દીધા ? તેથી દૂત મોકલીને તેને તાકીદ કરી બોલાવ્યો. તેના મનમાં ક્રોધથી દુર્બુદ્ધિ ઉત્પન્ન થઈ હતી કે દામાજી પંત હજુરમાં આવે એટલે સત્વર શિરચ્છેદ કરવો. તે દૂત મંગળવેઢા ગામમાં આવ્યો અને રાજાનો આજ્ઞાપત્ર સત્વર દામાજીને બતાવ્યો આ જાણી ગામના સર્વ લોકોને મનમાં ઘણી ચિંતા થઈ. તે કહેવા લાગ્યા કે દામાજીએ મોટો ગુનો કર્યો છે. તેણે રાજાનો ધાન્ય કોઠાર લુંટાવી દીધો, તેથી રાજાનો નોકર તેને રાજધાનીમાં તેડી જવા માટે આવ્યો છે. સત્વર પત્ર વાંચતાં દામાજી પંતના ચિત્તમાં હર્ષ થયો. તે કહે છે કે મેં મોટો

ગુનો કર્યો છે, તો હવે ચિંતા શા માટે કરવી ? જે દૂત તેડવા માટે આવ્યો છે તેને દામાજી પંત કહે છે કે રાજધાનીમાં જતા પહેલાં પંઢરપુરમાં શ્રી રૂક્ષ્મણીકાંતના દર્શન કરીને જઈએ, એવું કહીને તે સમયે દામાજી પંત પંઢરપુર આવ્યા ભીમાનદીમાં સ્નાન કર્યું, પછી મહાદ્વાર તરફ ચાલ્યા ગરૂડ પારે દંડવત્ પ્રણામ કરીને આગળ નિજ મંદિરમાં ગયા પછી મંડપ નજીક જઈને સાષ્ટાંગ નમન કર્યું ત્યાં ઊંચે નજર કરતા ઈંટ ઉપર ઊભેલા શ્રી વિઠોબાના દર્શન થયા જે અનાથના નાથ ભક્તની વારે ધાનારા વિઠ્ઠલ દ્વારા તે જગદ્‌ગુરુના દર્શન થયા શ્રીમુખ અતિ સુંદર શોભાયમાન દેખાયું કાને દિવ્ય મકરાકાર કુંડળ છે કંઠે કૌસ્તુભ મણિ છે તથા પુષ્પહાર છે કમરે પિતાંબર પહેર્યું છે બન્ને ચરણ સાથે સમપણે છે કર કટી ઉપર રાખ્યા છે અને નાસાગ્રે નજર રાખી છે એવા જગજેઠીનું દર્શન કરીને દામાજીને અંતરમાં ઘણો સંતોષ થયો સપ્રેમ આલિંગન દઈને સદ્‌ભાવે મને ચરણ ઉપર હાથ મૂક્યા પછી સ્વરૂપના દર્શન કરીને બે હાથ જોડી વિનંતી કરવા લાગ્યા

દેવાધિદેવ રૂક્ષ્મણીકાંત, આ મારી તારા દર્શનની છેવટની મુલાકાત છે તારા દર્શનનો લોભ હંમેશા છોડી શકાતો નથી એમ કહી ફરીથી વિઠ્ઠલચરણમાં માથું મૂક્યું

દામાજી કહે છે કે મેં ઘણો મોટો ગુનો કર્યો છે અને તે જાહેર થઈ ગયો રાજાએ મનમાં ક્રોધ કર્યો છે અને હવે તે મારો શિરચ્છેદ કરવા માગે છે, તે કારણથી તેણે દૂત મોકલ્યો છે પણ આ જન્મનું સાર્થક થયું છે કારણ કે છેવટે તારા ચરણના દર્શન થયા આમ બોલતા બોલતા દામાજી ગદ્‌ગદ્ કંઠ થયો, તેનું ગળું ભરાઈ આવ્યું, અને આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી ફરીથી દર્શન કરી દામાજી પંત રજા માગે છે

આ સાંભળી દૂત કહે છે કે હવે સત્વર ચાલો મોડું કરશો નહીં આપણે રાજધાનીમાં જલદી જવાનું છે પછી સત્યભામા, રાધા, રૂક્ષ્મણી સર્વને સાષ્ટાંગ નમન કર્યું ગરુડ હનુમંતને વંદન કર્યું અને પછી સત્વર ચાલી નીકળ્યા પંઢરપુર ક્ષેત્રવાસી સૌ પરસ્પર વાત કરવા લાગ્યા કે હવે પંઢરીનાથ શું કરશે તે કોઈથી કળી શકાતું નથી પંઢરપુરથી જમણી દિશાએ દામાજી પંત ચાલી નીકળ્યા

હવે આ સંકટ જોઈને રૂક્ષ્મણીપતિ શું કરે છે તે સાંભળો તે કહેવા લાગ્યા કે મારા ઉપર સર્વ ભાર મૂકીને દામાજીએ ધાન્યનો કોઠાર લૂટાવી

દીધો હવે રાજા ક્રોધાયમાન થઈને તેને મારી નાખવા માટે બોલાવી લઇ જાય છે તો હું તો ભક્તની વારે ધાનારો છું, એમ શાસ્ત્ર પુરાણો કહે છે તેથી હવે તેની વારે નહીં જાઉં તો મારામાં ઉણપ આવશે એવો મનમાં વિચાર કરીને મોહદાતા શું કરે છે? જેટલું અનાજ લુંટાયું હતું તેની કિંમત ગણી તેટલું દ્રવ્ય તે ક્ષણે લીધું પછી પંઢરીનાથે મહારનું રૂપ ધર્યું ભક્તના કામ માટે શ્રી જગન્નાથે ઉદ્યમ અને પ્રેમથી અત્યજનું સ્વરૂપ લીધું દામાજી પંતના હસ્તાક્ષરથી રાજા ઉપર અરજી લખી પોતે જાસુસ થઈને સત્વર રાજધાની તરફ ચાલ્યા રૂક્મિણીકાંતે ફાટેલી ચીંદરડી મસ્તકે બાંધી છે કકે કાળા સુતરનો દોરો બાંધ્યો છે કાનમાં કડી પહેરી છે કમરે લંગોટી પહેરી છે, હાથમાં લાકડી પકડી છે, આવો વેશ જોઈ રૂક્મિણીજી કહે છે કે હે જગજેઠી, આજે શું બીના બની છે કે આ પ્રમાણે કરવા માંડયું છે? પછી વૈકુંઠનાથ કહે છે કે દામાજી મારો ભક્ત છે તેનો પ્રાણ લેવા માટે તેને રાજધાનીમાં લઇ જાય છે તેનું કામ કરવા માટે આજે મેં મહારનું રૂપ લીધું છે મારા ભક્તોને સંકટ પડતા ગમે તે રૂપ ધારણ કરતા મને લાજ આવતી નથી દ્રવ્ય ભરેલી થેલી લઇને તેના ઉપર રાજમહોર મીન કરી, પછી શારંગધર ઉતાવળા ઉતાવળા એ સ્વરૂપે રાજધાનીમાં પ્રગટ થયા દ્વારપાળને જગજીવન કહે છે કે હું મંગળવેઢાથી આવું છું તે રાજાને જાહેર કર રાજાનો હુકમ લઇને પછી દ્વારપાળ તેમને અંદર લઈ ગયો પંઢરીનાથે રાજાને રામરામ જુહાર કર્યા, એ પણ એ નવાઈની વાત છે જેના ગુણ શ્રુતિ અને શાસ્ત્રો વર્ણવે છે, છતા પણ તેનો મહિમા કળી શકાતો નથી, તે નીચું માથું રાખીને યવન રાજાને જુહાર કરે છે અઠયાસી હજાર ઋષિઓ જેને મેળવવા માટે તપ કરે છે તે પોતે અવિધ રાજાને માબાપ કહી સંબોધે છે, તે આળ ભક્તોને લીધે છે તેમને વજીર પૂછે છે કે નાયક ક્યાંથી આવ્યો છે આ સાંભળી મનમોહન વચન બોલે છે તે સાંભળો તે કહે છે કે હું મંગળવેઢાનો દામાજીનું નિત્યકામ કરનાર મહાર છું તેના ઘરનો નોકર અને સાચો ગુલામ કહેવડાવું છું કોઈ કહેશે કે ક્ષીરસાગરમાં રહેનાર શેષશાયી ભગવાન તે કદી આવું નીચ વચન કેમ કહે તો આ વિષયમાં તમારા મનમાં કદી વિકલ્પ કરશો નહીં ગોકુળમાં નંદરાજાની ગાયો ચારીને ગોવાળ તરીકે પ્રસિદ્ધ થયા ધર્મરાજાને ઘેર યાદવ કુળના રાજા શ્રીકૃષ્ણ હોવા છતા પ્રેમથી ઉચ્છિષ્ટ પતરાળા કાઢતા હતા પોતે અર્જુનના સારથી થઈને ચારે હાથે રથના ઘોડાને દોર્યા હતા તે રૂક્મિણીપતિ પોતાને ખાનજાદ (નોકર) કહેવડાવતા મનમાં જરાપણ

સંકોચ લાવના નથી. જ્યારે વજીરે પૂછ્યું ત્યારે કહ્યું કે હું વિઠો નાઈક લેંકુરવાળો એવું ઘનશ્યામે કહીને વજીર સામે કાગળ મૂક્યો. અક્ષર ઓળખતાં વજીરને સાચું લાગ્યું અને તે સમયે રાજાને અરજીનો કાગળ વાંચી સંભળાવ્યો. રાજાએ પત્ર ધ્યાન દઈને સાંભળ્યો. રાજા વિચાર કરે છે કે દામાજીએ ગુનો કર્યો અને હવે તે શું લખે છે ? પત્ર આવી રીતનો લખેલો હતો. રાજાધિરાજ ભૂપતિ, તમારી સેવામાં દામાજી પંત વિનંતી કરે છે. સ્વદેશમાં દુષ્કાળ પડયો છે. અન્ન ઘણું મોંઘું થયું છે. તેથી સાતસો ખાંડી અનાજ તમારા હિતને માટે સત્વર વેચી નાખ્યું છે. અનાજનો દર રૂપીએ પાલી હતો, તે સર્વ દ્રવ્ય ગુણીમાં ભરીને તમારી પાસે મોકલ્યું છે. વિઠો નાઈક અમારો વિશ્વાસુ છે. તે ઘરનું સર્વ કામકાજ કરવાનો અધિકારી છે. તેથી દ્રવ્ય લઇને હિસાબ કરીને પૈસા મળ્યાની પહોંચ લખી મોકલશો. આવો પત્ર વાંચી દરબારમાં સર્વને વાત અસત્ય લાગી. તેમની નજરે પૈસાની થેલી નાની દેખાઇ. તેથી મનમાં સંશય થયો. બધાંના દેખતાં હિસાબ કર્યો અને રાજાને જઇ જણાવ્યું કે એકલાખ અડસઠ હજાર રૂપીઆ મળવા જોઇએ. જ્યારે થેલી ઉઘાડી જોયું તો અગણિત દ્રવ્ય નજરે પડયું, પછી દ્રવ્ય ગણવા લાગ્યા. તે ગણનારાના હાથ દુખવા લાગ્યા. રાજાના મનમાં અચંબો થયો ! જેમ નદીમાં પાણીના વહેણમાંથી પાણી ભરતાં તે પાણી ઓછું થતું નથી, તેવુંજ કૌતુક જગજીવને ત્યાં કરી બતાવ્યું. તેવું જોવા છતાં કોઈને સમજ પડતી નથી. માયાના લોભમાં સૌને ભ્રાંતિ પડી. દરબારીઓ તો રાજાને ધન મળવાથી નસીબદાર ગણતા હતા. થેલીમાથી દ્રવ્ય ગણતાં ઓછું ન થવાથી, તે થેલી એમને એમ રાજભંડારમાં મૂકી દીધી. રાજા કહેવા લાગ્યા કે ધન્ય છે દામાજી પંતને કે જેણે મારું હિત જાણ્યું છે. પોતે કાનડી મજમુદારનું કહેવું સાંભળી દામાજીને ખોટી તાકીદ કરીને અહીં બોલાવ્યો. જેવી રીતે ઘોબીનાં ગધેડાં ભૂંકવાથી કામધેનુને દોડાદોડ કરાવી. પછી સારંગધર કહે છે કે ધન મળ્યું છે તેનો જવાબ લખી આપો. મંગળવેઢા ઘણું દૂર છે અને મને પાછા જતાં ઘણું મોડું થશે. પછી રાજાએ દામાજી પંત ઉપર પત્ર લખી મોકલ્યો કે ધાન્યનું સઘળું દ્રવ્ય મળ્યું છે. મજમુદારને સત્વર પકડી મંગાવી કેદખાનામાં નાખવો. આ પત્ર વાંચતાંજ મજમુદારનો જે હક્ક છે તે સર્વ બંધ કરવામાં આવે છે; અને તું હંમેશાં મંગળવેઢામાંજ રહેજે. વિઠોબા નાઇકને વસ્ત્ર આપીને રાજાએ તેનું ગૌરવ સન્માન કર્યું. આ જોઇ જગજીવન તેને આશીર્વાદ આપે છે કે હે યવની, તારું પુષ્કળ લાંબુ આયુષ્ય

થશે તને જગમા અઢળક સપત્તિ મળશે પછી ગુજરો કરીને પત્ર માગી લીધો રાજાએ મનથી સતોષ પામીને દામાજી પત માટે વસ્ત્ર, આભૂષણ આપ્યા અને વળી વધારામા દૂત સાથે શીબિકા, હાથી, રથ વગેરે મોકલ્યા ત્યાથી નીકળી જગજીવન મગળવેઢા તરફ ચાલી નીકળ્યા

આ સર્વ વર્તમાનની દામાજી પતને ખબર નથી તેઓ રાજધાનીમા આવતા રસ્તો ભૂલ્યા તે માયાળાપની વૈકુઠનાયકે ભક્તો માટે લીલા કરી ત્યારપછી દૂતે દામાજી પતને રાજધાનીમા હાજર કર્યો રાજાને આ વાતની ખબર પડતા તે સામો આવ્યો એકબીજાની સામે આવતા રાજાએ તેને આલિગન આપ્યુ તે કહે છે કે કાને વિઠો મહાર આવીને અનાજની રકમ ભરપાઇ કરી ગયો છે તેની સાથે તારા માટે મે પ્રેમથી વસ્ત્ર આભૂષણ મોકલ્યા છે કાનડી બ્રાહ્મણ મજમુદારે કુમતિથી જે કઇ કહેવડાવ્યુ હતુ તેથી ગુસ્સે થઇ તને બોલાવ્યો હતો પણ તેટલામાજ કાને વિઠો નાયક આવી ગયો તેણે સઘળો વૃત્તાંત અમોને કહી સભળાવ્યો તારા હસ્તાક્ષરવાળો પત્ર તથા અપાર દ્રવ્ય લઇને આવ્યો હતો તે તરત પાછો મગળવેઢા ગયો છે આવુ રાજાનુ કહેવુ સાભળીને દામાજી પતને મનમા ઘણુ આશ્ચર્ય થયુ ! પછી કહે છે કે પઢરીનાથને મારુ સકટ દૂર કરવા માટે મહેનત લેવી પડી જે નિર્ગુણ, નિર્વિકાર, નિષ્કામ, નિરૂપમ જેની ઉપમા ન આપી શકાય તેવા, તેણે અત્યજ રૂપ ધરીને સત્વર માથા ઉપર દ્રવ્ય ભાર ઉપાડયો જેના મુગટનુ તેજ જોતા કરોડો સૂર્યને સતાઇ જવુ પડે છે, તે પુરાણપુરુષ લક્ષ્મિપતિએ માથે ચીથરડી બાધી મકરાકાર કુડળ ત્યજી દઈ માને ડકરી પહેરી સુદર કૌસ્તુભમણિ ત્યજીને ગળે માળી દોરી બાધી શખચક્ર મૂકી દઇને હાથમા લાકડી લીધી પિતાબર ત્યજીને મારી ખાતર લગોટી પહેરી ચરણમા નેપુર અને પાદુકા ત્યજીને ફાટેલા જોડા પહેર્યા અરે ! મારા જીવતરને આગ લાગો મારે લીધેજ જગજીવનને કષ્ટ થયુ આવુ કહીને દામાજી પતનો કઠ ગદ્દગદ્દ થઇ ગયો આખમા પ્રેમાશ્રુ નીકળવા લાગ્યા તે આનદનુ વર્ણન થાય તેમ નથી રાજા અને બીજા સર્વજનો મનમા આશ્ચર્ય પામ્યા ! તે કહેવા લાગ્યા કે વિઠો નાયક કઇ અત્યજ નહોતો, પણ રૂક્ષ્મિણીરમણ પોતેજ હતા તેને તો અનુભવીજ ઓળખી શકે જો તે મનુષ્ય હોત તો દ્રવ્યનો એટલો બધો ભાર કેવી રીતે ઉચકી શકત ! એક લાખ અડસઠ હજાર રૂપીઆ ગણી લીધા, તો પણ દ્રવ્ય થેલીમા ઓછુ થયેલ લાગતુ નહોતુ દ્રવ્ય

ગણનારાઓના હાથ દુઃખવા આવ્યા, તેથી તે થેલી ભંડારમાં એમને એમજ મૂકી દીધી આનું વૃત્તાંત સઘળાંએ કહ્યું પછી દામાજીને મનમાં ઘણોજ પશ્ચાતાપ થયો કે મારા જે કાર્યથી રૂક્મિણીપતિને શ્રમ પડ્યો તે કાર્ય હવે મારે કરવું જોઈએ નહી એટનું સોનું કાને શા માટે લટકાવવું જોઈએ કે જેથી કાન તૂટી પડે?

જે કામથી જગજીવનને ત્રાસ પડ્યો તે કામ ફરીથી હું નહીં કરું. પછી તે રાજાને કહે છે કે હવે તમારી નોકરી પૂરી થઈ હવે મને પંઢરપુર રહેવા જવા માટે રજા આપો પછી રાજા કહે છે કે હું તને તારા જીવને સ્વાધીન કરું છું તારા યોગથી મને પણ ચક્રપાણિ મળ્યા

હવે શારંગધર નીકળીને મંગળવેઢા ગયા અને સત્વર ઘેર સમાચાર આપીને અદૃશ્ય થઈ ગયા દામાજી પંત પણ રાજાની નોકરીનું રાજીનામું આપી સત્વર પંઢરપુર આવ્યા કંઠે ગદ્‌ગદ્‌ થતા દેવચરણમાં મસ્તક મૂકી આલિંગન કરી કહેવા લાગ્યા —

"પતિત પાવના, રૂક્મિણીકાંતા, દીનબંધુ પંઢરીનાથા, મારા અપરાધની ગણતરી કોઈથી થઈ શકે તેમ નથી. તું સનકાદિકથી પુજવા યોગ્ય, તારા ચરણમાં શિવાદિક વંદન કરે છે તેવો તું મારા પામરના પ્રાણનું રક્ષણ કરવા માટે મહાર રૂપ થયો તું ઇંદ્રનો પણ પિતા છે, તું પવિત્ર ગંગાનો પણ પિતા છે તે જગન્નાથ, તું મારે માટે અંત્યજ શા માટે થયો? તારું નામ વિઠ્ઠ્‌ નાયક પાડનાર કોણ હતું? ઘરનો નોકર એવું તું રાજાને શીદ કહી આવ્યો? એવું કહેતા તે ક્ષણે આંખમાંથી સપ્રેમ અશ્રુ વહેવા લાગ્યા પોતાની આંખે શ્રી વિઠ્ઠલ સ્વરૂપના દર્શન કરી ચરણમાં મસ્તક મૂક્યું.

ત્યારપછી દામાજી પંત પોતાના કુટુંબ સાથે પંઢરપુરમાં રહ્યો પ્રેમથી કીર્તન કરી હરિગુણ ગાતો હતો. પંઢરપુર ક્ષેત્રના લોકો કહેતા કે દામાજીની ભક્તિને ધન્ય છે કે જેણે રૂક્મિણીપતિને ઋણી કર્યા અને તેની કીર્તિ ઘણી વધારી કદી ન બની હોય તેવી બીના કરી બતાવી તેથી ચક્રપાણિ તેના ઉપર સંતોષ પામ્યા એમ લોકો કહેવા લાગ્યા.

આગળના અધ્યાયમાં મૃત્યુંજય ચરિત્ર કહેવાશે તે અલૌકિક છે. ભાવિક ભક્તો આગળ તે પ્રેમથી કહેવામાં આવશે. તે સાંભળી સર્વને સુખ મળશે. કદી ચિન્તમાં ભાવાર્થ નહીં આવ્યો હોય તેવા શ્રોતાને પણ આ ચરિત્ર પાવન કરશે. જેમ ચકોરને અમૃત મળે ત્યારે તે સર્વત્ર પ્રકાશજ જુએ છે, તેમ બાળકથી માંડીને વૃદ્ધ સુધીના સર્વને મહિપતિ કહે છે કે અંતરમાં પ્રીતિ લાવીને પ્રકાશમય શ્રીરૂક્મિણીકાંતનું ભજન કરો.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે પ્રેમાળ ભાવિક ભકતોએ આ ચાલીસમો અધ્યાય સાંભળ્યો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૪૧ મો

# શાંત બ્રાહ્મણી ઉર્ફે મૃત્યુંજય સ્વામીનું ચરિત્ર.

શ્રી ગણેશાય નમઃ ॥     શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

"કથાસાર એમ છે કે પરમાર્થની જબરદસ્ત તળમળ લાગતાંજ દેવની મદદ થાય છે અને ગમે તે રીતે તેનો પરમાર્થ માર્ગ સુલભ થાય છે. વૈભવ ગમે તેટલો હોય પણ તે નાશવંત હોવાથી ભક્તિ કરવી એજ આપણું ખરૂં કર્તવ્ય છે. સંત બ્રહ્મરૂપ હોવાથી શરીર દષ્ટિથી ગમે તે જ્ઞાતિ હોય; તો પણ વંદન કરવા લાયક જ છે. તેની નિંદા કોઈ પણ કરે તો ઈશ્વર સહન કરતો નથી."

જય જયાજી પંઢરીનાથા, લીલા નાટકી જગન્નિવાસા, વિશ્વરૂપા હૃષિકેશા, અભંગા, પરેશા, પાંડુરંગા. જય જયાજી કમલાપતિ વિશ્વાત્મા, તું અંતઃકરણમાં જ્યોતિરૂપે વસેલો છે. તારા સ્વરૂપની સ્થિતિનું વર્ણન કરતાં વેદ પણ થાકી ગયા છે. જય જયાજી હરિહરેશ્વરા, અપરીમિતા પરમઉદારા, હે જગદુદ્ધારા, પોતાના ભકતોના હૃદયમંદિરમાં તું હંમેશાં વસે છે. જય જય સગુણ સ્વરૂપા મેઘશ્યામા, ગુણનિધાના, આત્મારામા, દેવાધિદેવા પુરૂષોત્તમા. તારા ભજનમાં મારો પ્રેમ સદા રહેવા દેજે. હવે જીહ્વા ઉપર

બેસીને ભકત ચરિત્રોનું સારી રીતે વર્ણન કરાવો. જેનું શ્રવણ કરવાથી ભકતોનું હૃદય પ્રેમ લહરીથી ઉભરાઈ જાય. પાછળના અધ્યાયમાં દામાજી પંત નામે પ્રેમાળ ભકતની કથા કહી. તેના સંકટ સમયે શ્રી રૂકિમણીકાંતે જાતે હાજર થઈને તેનું સંકટ દૂર કર્યું.

હવે બ્રાહ્મણી વંશમાં એક મુસલમાન બાદશાહ હતો. તેનું નામ શાંત બ્રાહ્મણી હતું. તેને રાજ્ય કરતાં કરતાં ઘણા દિવસો વિતી ગયા. પછી તેને વૈરાગ્ય જ્ઞાન થયું. તમે કહેશો કે તેને જ્ઞાન કેવી રીતે થયું? તો તે ચરિત્ર હવે પ્રેમથી સાંભળો. એક સમયે તે પોતાની પત્નીને પાસે બેસાડી તેની સાથે સંવાદ કરતો હતો. જાતજાતનાં પુષ્પો, ચંદન, દિવ્ય વસ્ત્રો, અલંકાર, આભૂષણ વગેરેથી તે રાણી સાથે વિલાસ કરતો હતો અને નિર્ભય મનથી રહેતો હતો. પોતાના રક્ષણ માટે ઘણા સેવકો રાખ્યા હતા. બંને રાજારાણી ઝરૂખામાં બેસી ઉત્તમ ઘી કેળાં પ્રીતિથી ભક્ષણ કરતાં હતાં. તે કેળાંની છાલ કાઢીને રસ્તા ઉપર ફેંકી દેતાં હતાં. ત્યાં ચોકમાં ગરીબ, ભિખારી વગેરે આવીને બેસતાં હતાં તેઓ ભોંય પડેલી કેળાંની છાલ ખાવા માટે પડાપડી કરતાં હતાં. આ જોઈ રાણીએ રાજાને દૂરથી લાંબો હાથ કરી તે દશ્ય બતાવ્યું અને કહ્યું કે અહીં ચોકીદાર હોવા છતાં, આવા લોકો કેવી રીતે ચોકની અંદર આવ્યા તે સમજાતું નથી. રાણીનાં વચન સાંભળી શાંત બ્રાહ્મણી રાજા ક્રોધાયમાન થયો. દ્વારપાળને બોલાવી તેને પુછવા લાગ્યો કે તને દરવાજે બેસાડયા છતાં અને કોઇને ચોકમાં ન દાખલ થવા દેવાનો હુકમ આપવા છતાં, ભિખારી લોકો કેવી રીતે આવ્યા તેનો જવાબ આપ. એવું વચન કહીને રાજાએ દ્વારપાળને તમાચો માર્યો. તેથી દ્વારપાળ તરત જ ભિખારી પાસે જઈ લાતો મારવા મંડયો. તે લાત વાગવાનું દુઃખ ન ગણકારી ભિખારી તે સમયે હસવા લાગ્યો. આ જોઈ રાજાને મનમાં આશ્ચર્ય થયું! રાજાએ દૂતને કહ્યું કે ભિખારીને કોઈ મારશો નહીં. તેના દુઃખથી રાજા ગદ્‌ગદ્ કંઠે થયો. પછી તે ભિખારીને પુછવા લાગ્યો કે દ્વારપાળ તને મારતો હતો ત્યારે તને શા કારણથી હસવું આવ્યું; તે તું મને સત્વર કહે. આવું રાજાએ પૂછ્યું ત્યારે ભિખારી કહે છે કે હું મારા કર્મ પ્રત્યે હસતો હતો. મારી દૃષ્ટિએ કર્મની વિપરીત ગતિ જોઇ હું હસ્યો. જ્યારે કેળાની છાલ ખાનારને આટલી શિક્ષા થઈ તો આગળ જતાં તેમાંના ગર્ભને ખાનારની કેવી ગતિ થશે, તેનું મારા મનમાં આશ્ચર્ય થાય છે! બીજું મહેલના ચોકમાં પેસતાં આટલી શિક્ષા થઇ તો તમે રોજ

મહેલની અંદર રહો છો અને શયન કરો છો તો તમને કેટલું કષ્ટ પડશે તેનો વિચાર કરતાં મને ઘણી ચિંતા થાય છે. જેમ ગળ ઉપર લોટની કણેક લગાડીને માછીમાર પાણીમાં નાખે છે, તેને નિર્જીવ જાણી ગળતાં માછલીના પ્રાણ જાય છે, તો જીવંત પ્રાણીઓને મારીને ઉદર પોષણ કરનારાની શી ગતિ થતી હશે ? એમ તારા દુઃખનો વિચાર આવતાં મને હસવું આવ્યું. ભિખારીના આ શબ્દો સાંભળી રાજાની વૃત્તિ બદલાઈ ગઇ. મનમાં અનુતાપ લાવીને સર્વ રાજ્ય સંપત્તિ ત્યજી દીધી અને કોઈને પણ કહ્યા સિવાય મહાઅરણ્યમાં જતો રહ્યો. ત્યાં શાંત બ્રાહ્મણી રાજા એકાંતમાં બેસી મનમાં ઘણો અનુતાપ કરવા લાગ્યો. મનમાં કહેવા લાગ્યો કે સંત સમાગમ વિના હું અહીં એકલો દીનહીન છું. ઇશ્વરભજન કેવી રીતે કરવું, યોગ સાધન કેવી રીતે થાય, દેહદમન કેવી રીતે કરવું, એમાંનું કંઈ મને આવડતું નથી. રાગ્ય વાર્તા કેવી હોય, મનમાં કેવો અનુતાપ ધરવો, હું કેવું સંકટ સહન કરું કે જેથી મારા ઉપર શ્રીહરિની કૃપાદૃષ્ટિ થાય. માનસ પૂજા કેવી રીતે કરવી, ગરૂડધ્વજને કેવી રીતે પૂજવા, મારો જન્મ સફળ થાય તેવું કામ કેવી રીતે કરવું તે સમજાતું નથી. માણસો વસ્તીમાં કેવી સ્થિતિમાં રહે છે ? સંતમૂર્તિનો કયારે ભેટો થશે ? એવા સંકલ્પ વિકલ્પ મનમાં કરતો શાંત બ્રાહ્મણી રાજા વનમાં રહેતો હતો.

હવે અષાડ મહિનામાં પંઢરપુરની યાત્રાએ માણસો આનંદથી જતા હતા. તે નજરે જોઈને રાજાના અંતરમાં ઘણો આનંદ થયો. ટાળ, વીણા અને મૃદંગ વાગતાં હતાં અને વૈષ્ણવો આનંદથી નાચતાં ગાતા હતા. એક બીજાને નમન કરીને સપ્રેમ આલિંગન આપતા હતા. સાથે અનેક દિવ્ય ધજાઓ લીધી હતી અને તેમાં ગરૂડનું ચિત્ર હતું. એ પ્રમાણે અનેક વૈષ્ણવો (વારકરીઓ) યાત્રાએ જતા હતા. એવો સમારંભ નજરે જોઇને શાંતબ્રાહ્મણીના મનમાં હર્ષ થયો. તે પ્રેમથી ત્યાં જઇને વૈષ્ણવોના ચરણમાં દંડવત્ પ્રણામ કરવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે આજનો દિવસ ધન્ય છે કે મને સંત સમાગમ થયો. પૂર્વ જન્મના સુકૃતનો સાચો ઉદય આજે થયો. જે મનમાં ઇચ્છા હતી તે તત્કાળ પૂર્ણ થઇ. એવું ચિત્તમાં સમાધાન પામીને તે સંતો સાથે યાત્રાએ ચાલી નીકળ્યો. પંઢરપુર ક્ષેત્રમાં જઇને ચંદ્રભાગામાં સ્નાન કર્યું. પછી પુંડરીકનું પૂજન કર્યું. સંતો તથા સજ્જનોને નમન કર્યું. પછી તીર્થક્ષેત્રની પ્રદક્ષિણા કરીને શાંત બ્રાહ્મણી મહાદ્વાર આગળ આવ્યો. ત્યાં પોતે કીર્તન ગજર સાંભળી સંતોષ પામ્યો. ઘણુંયે

મોટાં તીર્થો અને દૈવતોની કીર્તિ કાને સાંભળી છે અને આંખે જોઈ છે, પણ પંઢરપુર ક્ષેત્ર જેવું અદ્‌ભુત તીર્થક્ષેત્ર ત્રિભુવનમાં જોવામાં આવશે નહીં. જો ઉપમા આપવા માટે ચારે બાજુએ નજર કરીએ તો એક પણ સ્થળ આના જેવું દેખાતું નથી. ગમે તેવી ખરાબ બુદ્ધિનો દુર્જન હોય પણ પંઢરપુર ક્ષેત્રમાં આવતાં પ્રેમાળ થઇ જાય છે. બીજાં કોઈ તીર્થ સ્થળોમાં સ્નાન કરતાં અભિમાન વધે છે જ્યારે ચંદ્રભાગાનાં દર્શન થતાં અભિમાન ત્યજી એકબીજાને સાષ્ટાંગ પ્રણામ કરે છે. આવું ક્ષેત્ર નજરે જોઇને શાંતબ્રાહ્મણીને મનમાં આનંદ થયો. પછી લોટાંગણ કરતો ગરૂડ પાસે પ્રેમથી ગયો. ત્યાં જઈ સઘળા વૈષ્ણવજનોને નમન કરીને પ્રીતિથી આલિંગન આપ્યું. પછી દેવદર્શન કરવા નિજ મંદિરમાં મંડપ પાસે ગયો. ત્યાં તે સમયે પરબ્રહ્મને ઇંટ ઉપર ઊભા રહેલા જોયા. સદ્‌ભાવે આલિંગન આપીને ચરણમાં નમસ્કાર કર્યા. કહેવા લાગ્યો કે :—

જય જયાજી પુરાણ પુરૂષા, સગુણ સ્વરૂપા હૃષિકેશા લીલા નાટકી સર્વેષા, પંઢરીશા શ્રીવિઠ્ઠલા, ચક્રપાણિ તારી કીર્તિ સાંભળીને શરણે આવ્યો છું. પણ તારું સ્વરૂપ અંતરમાં સમજાવનાર કોઇ સદ્‌ગુરુ મળ્યો નથી. માટે મારો મનોરથ પૂર્ણ કરજે. એમ કહીને વ્રત લઇને દરવાજે બેઠો. ફળ, મૂળ, પાણી અને અન્ન સર્વનો મનમાં અનુતાપ લાવીને ત્યાગ કર્યો. એમ ત્રણ રાત થતાં રૂક્મિણીકાંત પ્રસન્ન થયા. તેને સ્વપ્નમાં આવી સાથેસાથ "વિવેક સિંધુ" નામનું પુસ્તક આપ્યું. પછી પંઢરીનાથે સ્વપ્નમાં કહ્યું કે કલ્યાણમાં સહજાનંદ સ્વામી છે તેનો ઉપદેશ લેજે. પોતે સ્વપ્નમાં જાગૃત થયો તો નજરે પંઢરીનાથ દેખાયા નહીં; પણ પુસ્તક પડેલું જોયું. આવો મોટો ચમત્કાર જોઇને તેના મનમાં આશ્ચર્ય થયું ! પછી તે કહેવા લાગ્યો કે જગદ્‌ગુરુએ દર્શન દીધાં, તેથી હું પાવન થયો છું. પછી 'વિવેક સિંધુ' પુસ્તક વાંચીને એકાંતમાં બેસી મનન કરવા લાગ્યો. સહજાનંદ સ્વામીને ગુરુ કરવાનું કહ્યું હતું તે સ્વપ્નની યાદ આવી. પછી દેવની આજ્ઞા માગીને સત્વર નમન કર્યું અને વહેલા વહેલા કલ્યાણ ગયો. તો તે સ્થળે સદ્‌ગુરુ નહોતા. આગળ કારતક મહિનો આવતો જાણી પોતે પંઢરપુર ક્ષેત્રમાં ગયા અને ત્યાં અકસ્માત સહજાનંદ સ્વામી પણ યાત્રાએ આવ્યા હતા. શાંત બ્રાહ્મણી, સ્વામીને મળ્યા અને સ્વપ્નનો વૃત્તાંત કહી સંભળાવ્યો. સ્વામીએ તેને ઉપદેશ આપીને તેનું નામ 'મૃત્યુંજય' રાખ્યું. તે નારાયણ-પુરમાં જઇ વ્યવસ્થિત રીતે પૂજન કરવા લાગ્યો.

"સદ્‌ગુરુ મુખે શ્રવણ મનન, કરતા લાગ્યું નિદિધ્યાસન,
પછી સાક્ષાત્કાર સુધી જઇ, વિજ્ઞાન સ્થિતિ પ્રાપ્ત કરી"

તે સ્થળે 'ભવગયા જંગમ' નામે જ્ઞાની પરમ ભાવિક ભક્ત રહેતો હતો. તે મૃત્યુંજય પાસે પ્રીતિથી ગયો અને તેનો ઉપદેશ ગ્રહણ કર્યો. બીજો એક 'સમુચ્ચય જંગમ' નામે માણસ હતો, તે પોતાને સર્વ શ્રેષ્ઠ કહેવડાવતો અને ભવરાયાની નિંદા કરતો તેમજ તેને હલકો પાડતો. તે કહેતો કે મૃત્યુંજય જાતે યવન છે, તેને કંઇક જ્ઞાન થયું છે, પણ તેનો ઉપદેશ ભવગયાએ કેમ રીતે લીધો ? જેમ શુદ્રના ઘરનું પકવાન જોઇને બ્રાહ્મણ તેનું ભોજન કરી શકશે કે ? જેમ દારૂ ભરવાના પાત્રમાં મૂકેલું ગંગાજળ મળે તો પીવાશે કે ? તેમ નવી પાદુકા કઇ મસ્તક ઉપર મુકાશે કે ? મહાદ્વારનાં પગથીઆને કઇ દેવ કહેવાશે અને તેની પુજા થશે કે ? પગના સાંકળા કાને પહેરાશે કે ? સાગના ગરાની જરૂર હોય ત્યા દીવેલ કામ લાગશે કે ? પિત્તળને ઘણુ ઉજળુ કરીએ પણ તે સોનાની બરોબરી કરશે કે ? કડવા પાન સાકરમા ધોવાથી અંદરની કડવાશ જશે કે ? રાજાની સંગીત ગાયિકા ગમે તેટલી સુંદર હશે પણ તે પુણ્ય કાર્યમાં રાજા સાથે બેસી શકશે કે ? તેમ યવનને સદ્‌ગુરુ સ્થાન અપાય એવું કદી મનાય કે ? આવા ખોટા વિચારો દર્શાવી સમુચ્ચય ભવરાયાની નિંદા કરવા લાગ્યો આ સાભળી ભવગયાને અંતરમા ઘણો ખેદ થયો. પછી તે ગુરુ મૃત્યુંજય પાસે ગયો અને સમુચ્ચયની અયુક્તિ વાણી કહી સંભળાવી આ સાભળી સદ્‌ગુરુ તેને આશ્વાસન આપે છે —

"કહે છે કે પોતાનો વિશ્વાસ જતન કરીને રાખવો
પછી નિરાંતે કરવું ઇશ્વર ભજન
દ્વેષથી જે કહે કટુવચન, સાંભળવું નહિ સર્વદા"

હવે તે નગરમાં એક રાજા હતો. તેનું નામ કાશીપતિ હતું. તે પરમ ઉદાર સજ્ઞાન મૂર્તિ હતો અને શિવભક્તિમાં અતિ તત્પર રહેતો તે હમેશાં દસ હજાર જંગમોને બોલાવી પોતાના મહેલમાં બેસાડી ષોડશોપચારે પૂજા કરી મિષ્ટાન ભોજન જમાડતો. હવે એક દિવસ કાશીપતિએ જંગમોને પંક્તિમાં બેસાડી, પ્રેમથી પૂજા કરી. તેમને ભોજન માટે પાત્રમા અન્ન પીરસ્યું. રાજા પોતે સ્વહસ્તે ઘી તથા સાકર પીરસતો હતો પછી તેઓને કહ્યું કે શંકર ભગવાનને નૈવેદ્ય ધરાવો. તેઓએ જ્યારે રૂમાલ

છોડીને જોયું તો શિવલિંગ મળે નહીં. ( જંગમ લોકો જનોઇ સાથે શિવલિંગ ચાંદીમાં મઢીને બાંધી રાખે છે. કર્ણાટકમાં આ પ્રથા હજુ ચાલુ છે અને તે લોકોને લિંગાયત કહેવામાં આવે છે.). તેઓ કહેવા લાગ્યા કે આ તો વિપરીત થયું અને તેથી મનમાં લજ્જાયમાન થયા. જેમ ખટશાસ્ત્રી બ્રાહ્મણની જનોઈ બળી જાય, તો તે લાજ પામે, તેવી સ્થિતિ સર્વે જંગમોની થઇ. પછી તો કોનું પૂજન અને કેવું ભોજન? હવે તો મરણ એજ પ્રાયશ્ચિત કરવું રહ્યું. શિવલિંગ હરાઈ ગયેલું જાણીને હવે જીવનું રક્ષણ કરવું નહીં. જ્યારે શિવલિંગ ધારણ કરાય ત્યારે જ કુળગુરૂ તરીકે રહી શકાય. જંગમોને દેહનો અંત થાય, તોપણ શિવલિંગ તજાય નહી; એવું જીવન જીવવા માટે સોગન લેવા પડે છે. હવે સઘળા જંગમોની એવી સ્થિતિ થઇ, તેથી કોણ કોને નાત બહાર મૂકી શકે? દસે હજાર જંગમો મનમાં ભ્રાંતિ થવાથી જેમને તેમ બેસી રહ્યા. એક કહે છે કે હવે પ્રાણ આપીએ, બીજો કહે છે કે હવે શા માટે જીવવું? કોઇ કહે છે કે હવે ભોજન કેમ કરાય? આ તો ઓચિંતું વિઘ્ન આવી પડ્યું. એક કહે છે કે રાજઅન્ન જમ્યા તેથી આપણને દોષ લાગ્યો છે. કોઇ કહે છે કે અન્ન પવિત્ર છે તેમાં શું બાધ હોય? આપણો પોતાનો જ શુદ્ધભાવ નહીં, તેથી શિવજી આપણને ત્યજીને જતા રહ્યા અને તેમની અગાધ લીલા બતાવી છે. એ પ્રમાણે એક બીજાને કહે છે પણ કોઇને ઉપાય સૂઝતો નથી. સઘળાઓની મતિ કુમતિ થઈ છે અને જમીન સામે નીચું જોઇ રહ્યા છે. તે ઉપરથી કલ્યાણી કાશીપતિ રાજા જંગમોને કહેવા લાગ્યા કે —

**સાધુ પુરૂષોનું છળણ કોઇએ કર્યું હોય, એવું મારી નજરે દેખાય છે. આથી તમો સઘળા ઉપર ક્ષોભ કરીને વિશ્વેશ્વર જતા રહ્યા છે.**

રાજાનું કહેવું સાંભળી એક બીજાને પૂછવા લાગ્યા. ત્યારે સમુચ્ચય જંગમે પોતાના મનમાં વિચાર્યું કે મારાથી જ અન્યાય થયો છે. તે કહેવા લાગ્યો કે મેં ભવરાયાની નિંદા કરી છે. મેં કહ્યુ હતું કે તે મુસલમાનનો શિષ્ય છે. આનો મને દારૂણ દોષ લાગ્યો છે એવું મારૂં મન સાક્ષી આપે છે. તેનો શું ઉપાય કરવો તે મારાથી સમજાતું નથી. આ સાંભળી રાજા કહે છે કે તમે સર્વ જણા જઇને મૃત્યુંજયની પ્રાર્થના કરો, તો જ સંકટ નિવારણ થશે એ નક્કી છે. રાજાનું કહેવું સર્વેએ માન્ય રાખ્યું. પછી

સર્વે જંગમો મૃત્યુંજયના મઠમાં ગયા અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પછી તેમને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને બે હાથ જોડીને સામે ઊભા રહ્યા. તેઓ કહેવા લાગ્યા કે ભવરાયાને અમે કટુવચન કહ્યાં છે તેથી શ્રી શંકર ભગવાન પોતે ગુપ્ત થયા છે. આવું સાંભળી મૃત્યુંજયે તેઓને બેસાડીને પોતે મોટેથી કહેવા લાગ્યા કે મારા ઘરમાં બે કૂતરા છે, તેઓનાં નામ 'વેદાંત' અને 'સિદ્ધાંત' છે. તેમણે તમારાં શિવલિંગ હરી લીધાં હોય તેમ લાગે છે. પછી તેમણે હાક મારીને વેદાંતને બોલાવ્યો. એટલે તે શ્વાન ત્યાં પ્રગટ થયો. તેને કહ્યું કે જંગમોનાં શિવલિંગો શા માટે નકામો ચોરી લાવ્યો છે? હવે જલદી આપી દે. આવું મૃત્યુંજયનું વચન સાંભળી તે શ્વાને ઓકીને પાંચ હજાર લિંગનો ઢગલો કરી દીધો. પછી સિદ્ધાંતને હાક મારીને બોલાવતાં તે પ્રગટ થયો. તેણે બીજાં પાંચ હજાર લિંગ ઓકી કાઢયાં. આવું કૌતુક જોઇને સઘળા માણસોને ભારે આશ્ચર્ય થયું! તેઓ કહેવા લાગ્યા કે વિષ્ણુભક્તોનો મહિમા કોઇથી કળી શકાશે નહીં. પણ એ ઢગલામાંથી પોતાનાં લિંગ કોઇથી ઓળખી શકાય તેમ નહોતું. તેથી તેઓએ ફરીથી પ્રેમપૂર્વક મૃત્યુંજયને નમસ્કાર કર્યા. જેમ શિયાળોને પાર્વતીનાથે એકસો આઠ બચ્ચાં લાવી આપ્યાં હતાં, પણ તેઓ પોત-પોતાનાં બચ્ચાં ઓળખી શકયાં નહોતાં તેવી જ આજે અમારી દશા થઇ છે. પછી કૈલાસવાસીએ પ્રસન્ન થઇ દરેકને પોતાનાં બચ્ચાં શોધી આપ્યાં. માટે હે સ્વામી, તમે પણ અમને તે પ્રમાણે અમારાં લિંગ શોધી આપો. એમ કહીને ફરીથી ચરણમાં નમસ્કાર કર્યા. તેઓનો કરુણ સ્વર સાંભળીને જેનાં લિંગ હતાં તે સર્વની જનોઇમાં ફરીથી પ્રગટ થયાં. આથી સર્વેએ જયજયકાર કર્યો અને મુખથી હર હર મહાદેવ કહેવા લાગ્યા. સઘળાએ તેમનું નામ જ્ઞાનસાગર રાખ્યું. પછી સર્વે રાજમંદિરમાં ગયા અને ભોજન કર્યું. એવી રીતે વૈષ્ણવ ભક્ત વિલક્ષણ ચરિત્રો કરી અનુભવ આપે છે. મહીપતિ તેઓના શરણાગત છે અને તેમના ગુણનું પ્રેમથી વર્ણન કરે છે.

**સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમાળ સાત્વિક ભક્તોએ આ એકતાલીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.**

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૪૨ મો.

# સંત ભાનુદાસનું ચરિત્ર.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

કથાસાર : ઉમર ગમે તેટલી હોય પણ અંતર શુદ્ધ હોય અને સતત ભક્તિ કરતો હોય તેના ઉપર પૂર્ણ ઈશ્વરી કૃપા થાય છે ઈશ્વર તેનું યોગક્ષેમ ચલાવે છે એટલું જ નહી પણ, તેના ઉપર આવેલા વિઘ્નો તેના હિતકારી થાય છે

જય જય વાસુદેવા જગન્નાથા, કમલનોચના રૂક્મિણીકાંતા, નિજભક્તોને સુખદાતા તારા વિના કોઈ પણ સ્થળ ખાલી નથી જય જય પદ્મનાભા, વિશ્વમૂર્તિ, વિધિજનક, વૈકુંઠપતિ, વિરાટ સ્વરૂપા, વામનમૂર્તિ, જેની સ્થિતિ કળવાને વેદશાસ્ત્રો પણ અસમર્થ છે જય વિશ્વબાહો, અપરિમિતા, વિશ્વચક્ષુથી તું સર્વ જુએ છે, વિશ્વચરણથી તું ગમન કરે છે, તું જ વેદ વાર્તા બોલે છે હે વિરાટસ્વરૂપા હરિકેશી, નિજભક્તો તને હમેશા ઓળખી ન શકે તેથી સગુણસ્વરૂપ ધરીને તેઓને દર્શન આપીને તે તારા ભજનમાં જોડ્યા છે તેઓ મનમાં જેવી ઇચ્છા કરે છે તેવો જ તું ક્ષીરાબ્ધીપતિ થાય છે જેમ બાળકનો હાથ પકડીને તેની માતા હસ ગતિએ ચાલે છે તે બાળક બોબડું બોલે, તોપણ તેની માતાને તે વાણી મંજુલ લાગે છે અને તે મનમાં સંતોષ પામે છે પછી તે બાળક જેવું બોલી તેને પ્રેમથી ચુંબન કરે છે, તેવી જ રીતે ભક્તોને કંઈ જાણવા દીધા વિના તે ગમે તેવું વાંકુ ટેઢુ સ્તવન કરે છે, ત્યારે તું જગજીવન તેઓના જેવો થઈ તેઓની ઉપર કૃપા કરે છે પાછળના અધ્યાયમાં મૃત્યુંજયનું ગહન અને રસાળ ચરિત્ર સાંભળીને શ્રોતાઓ તલ્લીન થઇ ગયા હતા તેના સંતોનો મહિમા અગાધ છે

હવે સાક્ષાત્ સૂર્ય દેવે પૈઠણમા અવતાર લીધો હતો તેનુ પવિત્ર ચરિત્ર કાનને રસાળ લાગે તેવુ સજ્જન શ્રોતાઓને પ્રેમથી સભળાવુ છુ સૂર્ય ઉપાસક એક બ્રાહ્મણ હતો તે જ્ઞાની પવિત્ર અને ભાવિક હતો તેને ઘેર એક પુત્રનો જન્મ થયો તેથી તેને ઘણો સતોષ થયો તે દિવસે દિવસે મોટો થયો પછી તેના માબાપે તેને ઘણા પ્રેમથી યજ્ઞોપવિત દાન દીધુ એક દિવસ તેને પૂજાપાઠ નાખવતા તેનો પિતા ક્રોધાયમાન થયો તેથી તે રીસનો ભરેલો ગામ બહાર નીકળી ગયો ત્યા જઈ ઘણી તપાસ કરતા સતાઈ જવા માટે કોઇ સ્થળ જડયુ નહીં એટલામા તેની નજરે એક દેવળ અકસ્માત દેખાયુ તે લગભગ જમીનમા દટાયેલા જેવુ લાગતુ હતુ ત્યા મનુષ્યની અવરજવર નહોતી તેથી તેણે સત્વર અદર પ્રવેશ કર્યો અને ત્યા જ સતાઇને બેઠો તે દેવળમા સૂર્યનારાયણની પુરાતન મૂર્તિ હતી તેના ચરણના જઇને પ્રેમથી દડવત્ પ્રણામ કર્યા

આ બાળકનો ભાવ જોઇને સૂર્યનારાયણ પ્રસન્ન થયા તેમણે વિચાર કર્યો કે બાળક અજ્ઞાન છે અને મનમા નિશ્ચય કરીને બેઠો છે તેથી સત્વર મનુષ્યરૂપ લઇને સૂર્યનારાયણ તેની પાસે આવ્યા તેને પેટ ભરાય તેટલુ દૂધ પીવડાવ્યુ અને અભય વરદાન આપ્યુ અને કહ્યુ કે તારુ મન નિર્ભય કરીને શ્રી પાડુરગનુ સ્મરણ કર તને કઇપણ સકટ પડશે તો હુ તત્કાળ આવીશ આ તરફ તે બાળકના માતાપિતાને મનમા ઘણો ઉદ્વેગ થયો પુત્રને શોધતા શોધતા સાત દિવસ થઇ ગયા પણ ક્યાય પત્તો લાગતો નથી હવે એક દિવસ તે બ્રાહ્મણપુત્ર અકસ્માત તે દેવળની બહાર આવ્યો ત્યા એક બ્રાહ્મણ હતો, તેણે તેને નજરે જોયો તેણે તેને હાક મારતા જ તે પાછો દેવળમા જતો રહ્યો તે બ્રાહ્મણે નગરમા જઇને તેના પિતાને સર્વ વૃતાત કહ્યો પુત્રની શોધ લાગતા જ માબાપને હર્ષ થયો તે ગામના માણસોને લઇને તેને જોવા માટે જગલમા દેવળ પાસે આવ્યો તે હવડ દેવળ જોઇને સર્વ આમજનોને નવાઈ લાગી દીવો કરીને માણસો ધીરજથી અદર ઉતાર્યા ત્યા સૂર્યનારાયણની મૂર્તિના ચરણમા તે બ્રાહ્મણનો પુત્ર મસ્તક મુકીને સૂઈ રહ્યો છે માબાપે નજીક જઇને પુત્રને છાતી સાથે ચાપ્યો તે કહેવા લાગ્યા કે અહીં તુ કેવી રીતે જીવતો રહ્યો, એમ પૂછતાજ તેમની આખમા આસુ આવ્યા પછી લોકોએ પૂછ્યુ કે તારા પ્રાણ કેવી રીતે બચ્યા? તને ભૂખ તરસ તો લાગતી હશે અહીં અન્નજળ મળતુ નથી ત્યારે તે બાળક કહેવા લાગ્યો કે અહીં એક પરમ તેજસ્વી દેદિપ્યમાન

બ્રાહ્મણ પ્રગટ થાય છે તે મને રોજ દૂધ પીવડાવે છે તેથી જ મારો પ્રાણ બચ્યો છે આનુ બાળકનુ કહેવુ સાભળી, સઘળા માણસોને આશ્ચર્ય થયુ તેઓ કહેવા લાગ્યા કે આને તો સૂર્યનારાયણ મળ્યા તેનો ભાવ અને નિષ્ઠા જોઇને ઈશ્વર મળ્યા તેના ઉપર ભાસ્કર પ્રસન્ન થયા છે તેથી તેનુ નામ ભાનુદાસ રાખો પછી તેને કાદેથી પકડીને પોતાના ગામમા તેડી લાવ્યા સૌ કહેવા લાગ્યા કે ઈશ્વરે જાતે જ આવીને એના પ્રાણ બચાવ્યા છે તેથી તેને હવે કદી પણ કડવા વચન કહેવા નહી નારાયણે કૃપા કરી આપણને તે પુત્રનુ દાન કર્યું છે હવે નસીબમા જે ગતિ થવાની હશે તે થશે માટે આપણે ચિત્તમા નકામી ધડપડ શા માટે કરવી જોઇએ? ચિત્તમા સમાધાન પામીને તેના માબાપે તેના ઉપર પ્રીતિ કરવા માડી હવે વિદ્યાભ્યાસ કરવાનુ કહે અને પાછો ગિમાઈ જાય એમ વિચાર કરી પોતે તે બાબત કહેતા નહીં થોડા સમયે યોગ્ય કન્યા જોઈ ભાનુદાસનુ લગ્ન કર્યું ત્યાર પછી તેના માબાપે કેટલોક સમય ભજન કીર્તનમા ગાળ્યો અને આયુષ્ય પૂરુ થતા બને જણ (માબાપ) દેવલોક પામ્યા આમ થતા છતા ભાનુદાસ અતરમા નિર્ભય છે, તે દુનિયાદારીમા મન લગાડતો નથી અને પાડુરગનુ ભજન કર્યા કરે છે ઘરમા અન્ન વસ્ત્ર જોઇએ, તેથી તેની પત્ની રોજ કકળાટ કરે છે તેને બાનમચ્યા છે, છતા પણ તેનુ મન ઉદાસીન રહે છે એટલે કે ઈશ્વર ભક્તિમા છે ગામના બે ચાર માણસો ભેગા થઇ ભાનુદાસને શિખામણ આપવા લાગ્યા તે કહે છે કે તારા કુટુબ માટે અન્ન વસ્ત્ર જોઇએ તેનુ કઈ ભાન છે કે? તારે માથે માતાપિતા હતા, તેમણે આજ સુધી નભાવ્યુ હવે તેઓ નથી તેથી આગળ ઉપર તારો સસાર કેવી રીતે ચાલશે? તુ અતરમા ઉદાસીન થઇને રહે છે તે વધારે વિદ્યાભ્યાસ પણ કર્યો નથી હવે અમે કઈ કહીએ તે જરા કાને સાભળી વિચાર કર અમે તને એકસો રૂપીઆ ભેગા કરી આપીએ તેનુ કાપડ લાવી વેચવાનો ધધો કર તેમાથી જે કઈ નફો મળે, તેનાથી તારા કુટુબ માટે અન્ન વસ્ત્ર લાવી ભરણપોષણ કર અમારી મુદ્દલ રકમ ધીમે ધીમે ભેગી કરી પાછી આપજે પછી તે માણસોએ શહેરમા જઇ કાપડ વેચાતુ લઇને તેને આપ્યુ પછી તો ઉદ્યમ કરવા માટે ભાનુદાસને કહ્યુ કે બજાર ભરાય છે ત્યા કાપડ સાથે લઇને જજે અને બીજા વેપારી બેસે છે તેમની નજીક બેસી પ્રપચ વ્યવહાર કરજે ગૃહસ્થોનુ કહેવુ સાભળી તેણે વેપાર કરવાનુ કબુલ કર્યું પછી ગામના વેપારીઓ ભાનુદાસને સાથે લઇ જઇ નજીક બેસાડતા તેને વેપારી ભાષા શીખવી જેમકે મુણી એટલે પાચ, ઉદાનુ એટલે

નણ, અગોળુ એટને દસ, ગ્વના એટને એન, કાદી એટને તીમ, પનીતૃ એટલે સાત, એનુ એટને ૭, પોડ એટને ચાર, ઢકાર એટને હજાર અને આનાર એટને મે મને ૩ટલી કિંમતમા વસ્ત્ર આપનુ તે વાત પણ સમ જાની મુદ્દન ગકમનુ રક્ષણ કીને નફો થાય તેટની ગકમ કહેની જેકોઇને સત્ય કિંમત કહીશ તો વેપારમા ખોટ આવશે. તેઓને ભાનુદાસ કહે છે કે-

હું કદપાતે પણ અસત્ય બોલીશ નહીં. મને કંઇ નફો નહીં મળે તો ભલે, પણ હું નક્કી સત્ય બોલીશ

સઘળા વેપારીઓ હસના લાગ્યા તે કહેના લાગ્યા કે આના નમી બમા જ ભીખ માગવાનુ લખ્યુ છે તેથી તે અમારી વાત સાભળતો નથી એનુ નામજ દરિદ્રી છે કોઈ કહે છે કે એને ધનની લાનચ લાગી કે અસત્ય બોનવામા બધાથી ચઢી જશે સસાર વહનારમા સાચુ બોનનારો કોઇ દેવ જોયો નથી જેમ જન્મથી અધ હોય તેને મનથી દુનિયાના સર્વ આધળા લાગે તેમ જે માણસ પોતાના અતરથી અસત્ય બોનનાર હોય તેને કોઈ સાચો માણસ નજરે પડે નહીં જેનુ જેના અતરમા હોય તેવાજ તેને બીજા માણસો દેખાય છે ભાનુદાસનુ મોટુ ધૈર્ય છે તે સસાર વ્યવહારમા કદી અસત્ય બોનતો નથી તેની આવી ટેવ જોઈ સર્વ જાને નવાઇ લાગે છે! કોઈ ઘરાક વસ્ત્રની કિંમત પૂછે તેને સાચી કિંમત કહે અને તેના ઉપર પોતાનો નફો કહે તે એનજ વચન બોને અને કહે કે મનમા ઠીક લાગે તો લેનુ, નહીં તો લેનુ નહીં અને બીજી દુકાને જવુ માન એટનુ વચન કહી પોતે નામસ્મરણ કરવા લાગે તેના શરીરમા સર્વસ્વ જનાર્દન ભરેનો છે એવુ સઘળાને મનમા નક્કી થયુ તે કહેવા લાગ્યા કે આ કારણથી ભાનુદાસ અસત્ય વચન કદાપિ પણ બોનશે નહીં ઘરાકોએ આ જાણ્યુ ત્યારથી સર્વ તેનીજ દુકાને જવા લાગ્યા બીજા અસત્યવાદી વેપારીઓ દૂરથી આ કૌતુક જોતા હતા તે કહેવા લાગ્યા કે આને આપણી પાસે લાવ્યા તે આપણુને જ અડચણરૂપ થયો છે આથી તે દુરાચારીઓના મનમા ભાનુદાસ માટે દ્વેષ ઉત્પન્ન થયો તે કહેવા લાગ્યા કે તુ અમારી પાસે બેસે છે અને અમારા ઘરાક લઈ જાય છે આવતા ઘરાકોના મો સામુ જોઇને અમે બેગી રહીએ છીએ અને પેટ બાળીએ છીએ પછી કોઈ કહેવા લાગ્યા કે ભાનુદાસ ઘરાક ઉપર કામણ કરે છે તેથી માણસો ભ્રમથી ખેચાઈને તેની પાસે જાય છે અને તે જે ભાવ કહે છે તે આપીને માલ લઈ જાય છે કેઇ માલ લેતા કચકચ કરતા નથી

**એક કહે છે કે બેઠો વિશ્વાસ, તેથી સર્વજન જાય તેની પાસ,**
**આપણે અસત્યવાદી અને પ્રપંચકામ,**
**ઈશ્વર આપણને કેમ થાય સહાય?**

એક કહે છે કે હવે આપણે સાચુ જ બોલીશુ બીજો કહે કે આપણા ઉપર વિશ્વાસ કોણ રાખશે? આપણુ સત્ય કહેલુ કોઈ માનશે નહી. જેની એક વખત આબરૂ બધાઈ તે જન્મભર રહેવાની આપણે તેનો પ્રત્યક્ષ દાખલો ભાનુદાસનો નજરે જોયો છે જો ઘર પાસે કૂતરુ બેઠુ હોય અને ઘરમાથી કોઈ માણસ રોટલી ચોરી જાય તો પણ તે ચોરીનુ આળ કૂતરા ઉપર જ આવશે બીજા કોઇના ઉપર સશય આવશે નહીં જો વાઘ શાતિથી બેઠો હોય, તો પણ એમ લાગે કે શિકારના ધ્યાનમા બેઠો છે, કોઇ ધન લોભીએ ઉદાસીવત લીધુ હોય તો લાગે કે કોઇને ઠગવા નીકળ્યો હશે, કોઈ જાર પુરૂષ તીર્થાટને નીકળ્યો હોય તો એમ લાગે કે પરસ્ત્રી શોધવા જતો હશે કદી બિલાડી ખૂણામા શાતિથી બેઠી હોય તો લાગે કે ઉંદર પકડવાની તૈયારીમા હશે તેમ આખો જન્મારો લોકોના જતા ખોટુ બોલવામા ગયો અને હવે સાચુ બોલવા લાગે તો કોઇ કહેશે કે કઇક કપટવૃત્તિ હશે આપણી નજર આગળ ભાનુદાસનો વેપાર કેટલો થોડો હતો અને હવે તેનુ ભાગ્ય ઉઘડી ગયુ તેને ઈશ્વરે સહાય કરવા માડી છે આપણે આખો વખત ઘણી મજુરી કરીએ છીએ, પણ પેટ ભરીને ભાખરી મળતી નથી શાહુકાર લેણુ લેવા ઘેર આવીને બેસે છે હવે કેવો વખત આવશે? જ્યારથી ભાનુદાસને આપણી સોબતમા લાવ્યા, ત્યારથી આપણુ દેવાળુ નીકળ્યુ છે સઘળી ઘરાકી તે ખેચી ગયો છે અને અમે ઘરાક માટે ટળવળીએ છીએ

એક દિવસે સઘળા વેપારીઓ હાટ ભરાવાનુ હતુ ત્યા ગયા રસ્તો પૂરો થતા ત્યા દેવળ આગળ રાત રહેવાનો વિચાર કર્યો તેમા ભાનુદાસ વૈષ્ણવ ભક્ત હતો, તેણે પણ બધાની સાથે જ આરામ માટે રહેવાનુ રાખ્યુ તે ગામમા હરિદાસ આવીને કથા અને કીર્તન કરતો હતો તે ગામમા ફરીને સર્વને કથામા આવવાનુ કહેતો હતો આ સાભળી ભાનુદાસને મનમા ઘણો આનદ થયો તે કહેવા લાગ્યો કે આજે એકાદશીનો શુભ દિવસ છે, તેથી કીર્તન સભળવા જઇશ બીજા વેપારીઓને પણ કહે છે કે કીર્તન કરવા જલદી ચાલો પણ આરામ કરીને ના આવવુ હોય તો તમારા સ્થાનમા નિરતે ઊઘજો મારી દુકાન તમારી નજીક છે તેના તરફ ધ્યાન રાખી સાચવજો ભાનુદાસનુ આવુ કહેલુ સાભળી તેઓને ઘણો ક્રોધ ચઢયો તેઓ

કહેવા લાગ્યા કે તું મોટો દેવનો ભક્ત થયો અને અખંડ સત્યવક્તા થયો, તે હવે પાછો હરિકથા સાંભળવા કીર્તનમાં જાય છે. અમને તો થાક લાગ્યો છે, તેથી સઘળા ઊંઘવાના છીએ. તને ફાવે તો બીજી સહિસલામત જગા જોઇ તારો સામાન રાખજે. જો અહીં ચોર આવશે તો અમારાથી કંઇ બોલાશે નહીં. કીર્તન સાંભળવાથી તારા ખિસ્સામાં શું આવી જવાનું છે તે કંઈ અમને સમજાતું નથી. ભાનુદાસે ઉત્તર આપ્યો કે સામાન રહો કે જાઓ, પણ મારો ભાવ તો પાંડુરંગમાં જ જડયો છે; તે હું કદી છોડીશ નહીં. એવું કહીને તે વૈષ્ણવભક્ત ત્યાંજ સરસામાન રહેવા દઈને ચાલી નીકળ્યો: અને સત્વરે જ્યાં સાધુસંતો કીર્તન માટે બેઠા હતા ત્યાં આવ્યો. તેણે મનમાં અતિ ઉલ્લાસ લાવીને હરિદાસોને નમન કર્યું. તે કહેવા લાગ્યો કે આજ ધન્ય પર્વકાળ એકાદશી કે મને સંતોનો બેટો થયો. રામકૃષ્ણ ચરિત્ર કે જે જનસમુદાયનો ઉદ્ધાર કરે છે તે પ્રેમ પૂર્વક વૈષ્ણવજનો ગાય છે. ભાનુદાસ પ્રેમથી તે સાભળે છે.

આ તરફ વેપારીઓએ કુમતિ કરી અને જ્યાં રહ્યા હતા ત્યાં બેસી વિચાર કર્યો કે ભાનુદાસ તેનો સામાન રાખીને કીર્તનમાં ગયો છે. માટે હવે યુક્તિ કરીને તેનો ઘોડો છોડી મૂકો અને પાછળ ખાડામાં તેનો માલ નાખી દો. પછી આવીને આપણને પૂછે તો કહેવું કે ચોર આવ્યા હશે, અમને તો નિદ્રા આવી ગઇ હતી, તેથી અમને કંઇ પણ ખબર પડી નથી. આથી ચોર માલસામાન વગેરે લઇ ગયા હશે. પછી તે ઘેર જતો રહેશે એટલે આપણે તેનું કાપડ વહેંચી લઇશું. દુર્જનોએ એવો વિચાર કરીને અશ્વને છોડી મૂક્યો. પાછળ ખાડો હતો તેમાં કાપડની ગાંસડી સત્વર નાખી દીધી. પછી એક બીજા તાળીઓ પાડીને આનંદમાં આવી જઇ વાતો કરવા લાગ્યા. તે કહેવા લાગ્યા કે ભાનુદાસ આપણી સોબતમાં આવ્યો ત્યારથી તેની પાસે ધન આવવા લાગ્યું અને આપણને દરિદ્રતા પ્રાપ્ત થઈ. સર્વ ગ્રાહકો તેની પાસે જાય છે. તે સર્વ ચિંતા આજે મટી ગઇ છે. ઔષધ કર્યા વિના ખરજવું મટે તેવું થયું છે. દુર્જનો એમ વાત કરે છે. જેમ ધર્મરાજાની સંપત્તિ લઇ લીધા પછી, દુર્યોધનને ચિત્તમાં જે ઉલ્લાસ થયો હતો તેવો તે કુમતિવાળા વેપારીઓને થયો. તેઓ મનમાં સંતોષ પામી આરામ કરવા લાગ્યા.

આવું વિઘ્ન ઉપસ્થિત થયેલું જોઇ ત્વરિત ગતિએ રૂક્મિણીકાંત આવ્યા. કહે છે કે ભાનુદાસ નિશ્ચળ ચિત્ત કરીને કીર્તનમાં બેઠો છે. સઘળા દુર્મતિ

વેપારીઓએ મળીને તેની દુકાનનો સામાન ખાડામાં નાખી દીધો છે હવે શું કામ કરવું, તેનો જગજીવન વિચાર કરે છે તેનો ઘોડો કોઈ ઠેકાણે જતો રહેશે તો તે કોને પૂછશે? ભાનુદાસ તો પ્રપંચ માયાજાળ ત્યજીને મારા વચનમાં લીન થઈ બેઠા છે એમ કહીને પંઢરીનાથ બ્રાહ્મણનું રૂપ લઈને બજારમાં થઈ અશ્વ જતો હતો તેને પકડીને રસ્તામાં બેઠા જે ક્ષીરસાગરમાં રહેનારા અને શેષશય્યામાં પોઢનારા, જેના ચરણ શ્રીલક્ષ્મીજી ચાંપે છે, તે ભક્તની વારે ધાનારા મનમોહન પ્રભુ અશ્વ પકડીને બેઠા છે જેનું યોગીઓ ધ્યાન ધરીને સમાધિમાં બેસે છે, પણ તેના ધ્યાનમાં જે આનંદમ આવતા નથી, તે ભક્તકૈવારી (વિઠ્ઠલ) ઘોડો પકડીને બેઠા છે વ્રત, તપ, તીર્થયોગ કરતાં જે શ્રીરંગ મળે નહીં તે પુંડલિકવરદ પાંડુરંગ અશ્વ પકડીને બેઠા છે જે બ્રહ્મદેવના પિતા છે અને અનંત બ્રહ્માંડના કર્તા છે તે ભાનુદાસનો અશ્વ જતો હતો તેને પકડીને ચકડી આગળ બેઠા છે વેપારીઓ બેઠા બેઠા તેની નિંદા કરે છે તેઓ કહે છે કે હમણાં ભાનુદાસ આવીને દુકાન જોશે પછી અહીંની બીના જાણીને ટળવળશે, એમ તુચ્છ વેપારીઓ પર સ્પર બોલતા હતા આ સાંભળી ધનદીન કોપાયમાન થયા જગજીવનની તેમના ઉપર અકૃપા થતાં ત્યાં અકસ્માત ચોર લોકો આવ્યા અને તે વેપારીઓનો માલ લુંટી લીધો તેમજ તેઓને ખૂબ માર માર્યો, તેઓના ઘોડા છોડી ગયા આથી તેઓ રડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આપણે ભાનુદાસનું છળણ કર્યું તેની પ્રતીતિ પાંડુરંગે તત્કાળ આપી આ સમયે એક જણ કહેવા લાગ્યો કે જેવી બુદ્ધિ કરી તેવું ફળ તત્કાળ મળ્યું અથવા જેવું કર્મ થવાનું હોય તેવી બુદ્ધિ થાય આપણે જ્ઞાનહીન અશુદ્ધ જન છીએ પહેલા વિચાર કર્યો નહીં બીજો કહે આપણે નગીન જ એવું કે જેથી ખોટું કામ કર્યું ઈશ્વરી ન્યાય છે 'કર અને જો' ભાનુદાસ એકનિષ્ઠ ભક્ત છે તેની નકામી અદેખાઈ કરી નુકસાન કર્યું એમ કહીને તેઓ દીર્ઘ સ્વરે રુદન કરવા લાગ્યા પણ કોઈ તેમની મદદે આવ્યું નહીં તે માયાનાવડી રૂક્મિણીરમણે ગામમાં બધા ઉપર મોહજાળ નાખી હતી, તેનું પરિણામ આ હતું જ્યારે કીર્તનમાં આનંદના અવાજ થતા હતા, સુસ્વરથી વીણા અને મૃદંગ વાગતાં હતાં તેનો અવાજ આકાશ સુધી પહોંચતો હતો વિઠોબાના નામની ગર્જના થતી હતી ચાર ઘડી રાત્રી બાકી રહી ત્યારે વૈષ્ણવોએ આરતી કરી રૂક્મિણીપતિના ભાવથી ઓવારણાં લીધાં અને ક્ષીરપ્રસાદ વહેંચ્યો ભાનુદાસ પછી હરિદાસોને નમસ્કાર કરી પોતાના સ્થાન ઉપર જવા લાગ્યો તો રસ્તામાં એક બ્રાહ્મણ તેનો ઘોડો

પકડીને બેઠો હતો તે જ્યારે તેની પાસે થઇને જતો હતો ત્યારે ઘોડાએ ભાનુદાસને ઓળખીને હણહણાટ કર્યો તેથી તેને જતા ભાનુદાસને વિચાર થયો કે તેનો ઘોડો અહીં ક્યાંથી આવ્યો ? ત્યારે તે ઘોડાના ગળામાં પોતાનો ખેસ નાખીને એક બ્રાહ્મણે તેને પકડી રાખ્યો હતો તે ભાનુદાસને જોઇને અદૃશ્ય થઈ ગયો આવું કૌતુક જોઇને તે મનમાં વધારે વિસ્મય પામ્યો! ભાનુદાસ પછી પોતાના અશ્વને પકડીને પોતાની દુકાનના સ્થળે આવ્યો ત્યાં તો પોતાની સાથેના વેપારીઓ મોટેથી રુદન કરતા હતા તેઓને વૃત્તાંત પૂછતા તે સઘળા કહેવા લાગ્યા, અમે દુર્બુદ્ધિ અને ભાગ્યહીન છીએ તારા કીર્તનમાં ગયા પછી અમે કપટ કરવા લાગ્યા પાછળ ખાડામાં તારું કાપડ નાખી દઈ ઘોડાને છોડી મૂક્યો પણ બે પ્રહર રાત ગઇ ત્યારે ચોર લોકો આવ્યા અને અમને લૂટી ગયા અમારા કમનસીબની આની વાત કોને કહીએ? ઘોડા અને કાપડની ગાસડીઓ સર્વ ચોરાઇ ગયા તે ઉપરાંત સર્વેને પુષ્કળ માર પડ્યો હવે અમારો સંસાર પૂરો થયો લાગે છે અમારી હિંમત તુટાઈ ગઇ ઈશ્વરે તારું બચાવ્યું પણ ખાડામાંથી તારી ગાસડી લાવી તું તારું સંભાળ આવા વચન સાંભળીને ભાનુદાસનું હૃદય દ્રવી ગયું તે કહેવા લાગ્યો કે રુક્મિણીવરજ મારો અશ્વ પકડીને રસ્તામાં બેઠા હતા

પછી ભાનુદાસ પોતાની જાતને કહેવા લાગ્યો કે રે જીવ, શા માટે આ ખટપટ કરે છે પ્રપંચ વ્યવહાર સર્વ રોગ છે તેમાથી સ્વસ્વરૂપનો આનંદ મેળવવાની શક્યતા નથી હું કમનસીબ નકામો ભુલાવામાં પડ્યો છું શામળા સુકુમાર રાજીવનેત્રન, પિતાંબરધારી જગજીવન, તે મારે માટે વિપ્ર વેશ ધરીને મારો અશ્વ સાચવ્યો જે કાર્યથી પંઢરીનાથને જાતે ત્રાસ વેઠવો પડ્યો, તે કર્મ હવે કદી કરીશ નહીં એવો તેના ચિત્તમાં વૈરાગ્ય આવવાથી તે વેપારીઓને કહેવા લાગ્યો—હવે તમે તમારું મન સ્વસ્થ કરો ચોરે તમને દડ્યા છે, તો પણ મનમાં ખેદ કરશો નહીં ખાડામાંથી પોતાના કપડાની ગાસડી લાવીને તે બધા વેપારીઓને વસ્ત્રો વહેચી આપ્યા પાસેનું દ્રવ્ય તથા અશ્વ પણ તેઓને આપી દીધા ત્યાંથી ભાનુદાસ પાતાને ઘેર જવા નીકળી પડ્યો ઘેર જઇ માન અભિમાન ત્યજીને હરિભજન કરવા બેઠો હરિગુણનું કીર્તન કરવા લાગ્યો તે કોઈની પાસે યાચના કરતો નહોતો દુનિયાના કામમાં તે મન પરોવતો નહીં કુટુંબ, સ્ત્રી, બાળકો હોવા છતાં ઉદાસપણે વર્તવા લાગ્યો ને અષાઢ તથા કારતક મહિનામાં પંઢરપુરની

વારી કરવા લાગ્યો અને જતા ટાળ, મૃદંગ વગેરે વગાડી કીર્તન કરતો જુદા જુદા કવિત્વ કરી ઘનશામળાની સ્તુતિ કરતો તેના હૃદયમા પ્રેમનો ઝરો હતો કીર્તન કરતા તેનો કંઠ ભરાઈ આવતો જ્યારે ભાનુદાસ કીર્તનમા ઊભો રહેતો ત્યારે સ્વસ્વરૂપના આનંદથી તેની આંખો ભીની થતી તેની લાગણી જોઈને રૂક્મિણીપતિ તે સ્થળે નૃત્ય કરતા હતા દુર્બુદ્ધિવાળા અજ્ઞાની અથવા દુષ્ટ માણસો પણ ભાનુદાસનુ કીર્તન સાંભળી પ્રેમાળ ભાવનાળા થઈ જતા તે કહેના કે ભાનુદાસના મુખમાથી નીકળતુ કીર્તન એટલુ સ્પષ્ટ છે કે તે હમેશા સાંભળવાનુ મન થાય છે દુનિયાની વસ્તુની મમતા નકામી છે આપણી કાયા નાશવંત છે, એવુ જ્ઞાન શ્રોતાઓને થવાથી તે સર્વ પ્રાણી માત્ર ઉપર દયા રાખતા થઇ ગયા ભાનુદાસે અયાચકવૃત્તિ ધરી હતી તેથી કોઇ અન્ન, વસ્ત્ર આપતુ તે લેતા પણ પોતાના મુખથી કોઇની પાસે કોઈ વસ્તુ માગતા નહીં

આપણુ કે પરાયુ એ કલ્પના મનમા નથી
સર્વ પ્રાણી માત્રમા ઐક્યભાવ રાખી વિરુપભાવ ત્યજી દીધો

આથી ભાનુદાસનુ ચિત્ત હમેશા દરેક સમયે વૈરાગ્યથી ભરેલુ રહેતુ તે પ્રેમથી અને ઉલ્લાસથી શ્રીહરિનુ ગતદિવસ ભજન કરવા લાગ્યો

આગળના અધ્યાયમા નગરનો રાજા ભાનુદાસને વિધાન કરવા લઈ જશે તે સુરસ કથા સાંભળીને ચતુર શ્રોતાઓના અંતરમા ઉલ્લાસ થશે સંત સજ્જન દૈવત મળ્યા અને કથાની કડીઓ પુલકિત કરતો થઇ ગઈ તે હવે ઝોળીમા લઇ મહીપતિ નજીક ઉભો રહ્યો છે

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળતા શ્રી જગન્નાથ સંતોષ પામશે પ્રેમાળ ભાવિક ભક્તોએ આ બેતાળીસમો રસાળ અધ્યાય સાંભળ્યો

। શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૪૩ મો.

# ભાનુદાસ અને રામરાજાની કથા.
# વિઠોબાને રામરાજા વિદ્યાનગરમાં લઈ જાય છે પરંતુ ભાનુદાસ પાછા લાવે છે.

॥ શ્રી ગણેશાય નમઃ ॥   શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

કથાસાર : ક્ષુદ્ર દેવના કરતાં વિઠ્ઠલ શ્રેષ્ટ છે. અડગ આત્મવિશ્વાસ દ્રઢ નિશ્ચય, નિષ્કામ અને શુદ્ધ વિઠ્ઠલભક્તિ, દેહબુદ્ધિ જરાપણ નહીં; એવો ગુણ ભક્તોમાં હોવો જોઈએ. ભક્તની પૂર્ણ કસોટી કર્યા પછી જ ઈશ્વર તેની ઈચ્છા પૂર્ણ કરે છે. દેવ જે કરે છે તે સારા માટે જ કરે છે તેનો પણ અનુભવ થશે.

હે પ્રેમાળ સજ્જન શ્રોતાઓ, સાંભળો. આજ કલ્પતરુને ફળ આવ્યું છે. ભક્તકથા અતિ રસાળ છે, તેથી નિરૂપમ શ્રી વિઠ્ઠલ પ્રગટ થાય છે. જેનું વર્ણન કરી શકાય નહીં તેવો વૈષ્ણવમહિમા, જેની હદ સુધી બ્રહ્માથી પણ પહોંચી શકાય નહીં, કે જેનો અંત બ્રહ્મા પણ પામી શકે નહીં, વેદ પણ જેનો પાર પામી શક્યા નથી; તે સર્વ પ્રેમાળ ભક્ત જાણી શકે છે. જેનાં કર્મ શ્રેષ્ટ હોય છે તે અંતે બ્રહ્મલોક અથવા સત્યલોકમાં જાય છે. જે કોઇ યજ્ઞયાગ કરે છે તે સ્વર્ગલોકમાં જાય છે. જે પિતૃઓમાં ભાવ રાખે છે તે અંતે પિતૃલોકમાં જાય છે. જે માણસ દેવને ભજે છે તે અંતે તેના પદને પામે છે. જે તામસી લોકો પિશાચની ઉપાસના કરે છે તે મરણ પામતાં પિશાચ યોનીમાં જાય છે. જે પોતાના કાને ભક્ત કથાનું શ્રવણ કરે છે તે વૈકુંઠને પામે છે. તેવા ભક્તોનું સંકટ નજરે પડતાં ચક્રપાણિ તત્કાળ તેનું નિવારણ કરે છે. અંતે ચતુર્ભુજ સ્વરૂપ ધરીને મોક્ષપદને સ્થાને લઇ જાય છે. એવું વરદાન પંઢરીનાથે આ ગ્રંથને આપ્યું છે. માટે શ્રોતાઓ આદરભાવ સાથે પ્રેમથી ભક્તચરિત્ર શ્રવણ કરો.

પાછળના અધ્યાયને અંતે ભાનુદાસને વિપ્રરૂપે શ્રીવિઠ્ઠલ પંઢરીનાથ મળ્યા. પછી તેણે વિરકત થઇ તે સંસારકામો ત્યજી દીધાં. હવે આગળ કથા સાંભળો. પંઢરપુર ક્ષેત્રમાં એક વિપ્ર રહેતો હતો. તેને મનમાં દ્રવ્ય મેળવવાની ઇચ્છા થઈ. તેથી તે પરદેશ જવા નીકળ્યો. તે શહેર અને નગરો જોતો જોતો વિદ્યાનગરમાં આવી પહોંચ્યો. તે નગરમાં પ્રવેશ કરતાં તેને રાજાને મળવાની ઇચ્છા થઇ. તે બ્રાહ્મણ સ્નાનસંધ્યા કરીને, રાજ-વાડામાં પ્રવેશ કરવા ગયો. ત્યાં દ્વારપાળે તેને અટકાવ્યો અને કહ્યું કે ક્ષણવાર અહીં બેસો. રાજાની આજ્ઞા લેવા સત્વર જાઉં છું. તેમની આજ્ઞા મળ્યા પછી નૃપમંદિરમાં પ્રવેશ કરી શકાશે. નોકર રાજાની આજ્ઞા લઇને આવ્યો, પછી તે બ્રાહ્મણને અંદર જવા દીધો. બ્રાહ્મણને જોઇને રામરાજાએ નમન કર્યું અને પૂજા કરી. બ્રાહ્મણને મનમાં ઉલ્લાસ થયો અને કહેવા લાગ્યો કે ધન્ય છે મહારાજાને. તમે ધર્મમૂર્તિ છો. રાજાએ તેને પૂછ્યું "તમે કયાંથી આવો છો અને તમારા મનમાં શી ઇચ્છા છે?" એવાં રાજાનાં વચન સાંભળી બ્રાહ્મણે ઉલ્લાસયુકત થઈને કહ્યું કે અતિ અદ્‌ભુત પંઢરપુર ક્ષેત્રમાં મારો વાસ છે. તમારી ઉદારતા સાંભળીને દેશાવર ફરતો ફરતો તમારાં દર્શને આવ્યો છું. આવાં વિપ્રવચન સાંભળી રાજાને ઘણો સંતોષ થયો. રાજા તેને કહે છે કે તમે સ્વસ્થતાથી બેસો. હું સ્નાન કરીને સત્વર દેવીપૂજન માટે જઇશ. તમે ત્યાં આવીને તે સ્થળ જુઓ. સોના સરખું તેજસ્વી દેવળ છે. હું સપ્તશતી પૂજા કરીને તુળસીપત્ર અર્પણ કરીશ. એવું સાંભળી બ્રાહ્મણને પણ મનમાં સંતોષ થયો. રાજા જ્યારે દેવીનાં દર્શન કરવા ચાલ્યો, ત્યારે બ્રાહ્મણ પણ તેમની સાથે જવા લાગ્યો. દેવાલયની આજુબાજુની જમીનમાં રાજાએ ફૂલઝાડના કયારા કર્યા હતા. મંદિરના અંદરના ભાગમાં શ્રી અંબિકાની સ્થાપના કરી હતી. રાજા ત્યાં જઈ પૂજા કરતો હતો. જુદાં જુદાં વાજીંત્રો વાગતાં હતાં. તે સમયે રાજાએ પૂજન શરૂ કર્યું. વિપ્રોએ મંત્રોચ્ચાર શરૂ કર્યો. સપ્તશતીથી પૂજા કરવા માંડી. આનંદના અવાજ સંભળાવા લાગ્યા. ષોડશોપચાર પૂજા કર્યા પછી, દેવીને વસ્ત્ર, આભૂષણ અને દિવ્ય રત્નોથી શોભાયમાન કર્યાં. ચંદન, કંકુથી પૂજા કરીને કંઠે ફૂલનો હાર પહેરાવ્યો. પછી રાજાએ ધૂપ દીવો કરીને ભાવથી નૈવેદ્ય ધરાવ્યું. પંચઆરતી પ્રગટાવી મહામાયાની આરતી ઊતારી. અને સાષ્ટાંગ નમસ્કાર કરી નૃપનાથ પગે લાગ્યો. સઘળાં જનોને પ્રસાદ વહેંચી રાજા સ્વસ્થ મન કરીને બેઠો. પછી પંઢરપુરના બ્રાહ્મણ સાથે વાત કરવા લાગ્યો કે રાજાઇ માતા જેવું દૈવત ત્રિભુવનમાં કદી મળે નહીં. મેં

તેવુ કરી જોયુ કે સાભળ્યુ નથી અહીં રોજ સમજવાનુ કે આ સુદર દેવળ નજરે જુઓ તેમા પાણીની જેમ ધન વાપર્યું છે જમીન ઉપર પુષ્પવાટિકા બનાવી છે તેમાના સુગધીદાર પુષ્પોથી જગદબા, જગજ્જનનીની પૂજા થાય છે વિદ્યાનગરના સઘળા લોકો અહીં દર્શન કરવા માટે આવે છે દેવીસેવાની વ્યવસ્થા માટે પ્રધાન તથા ચાકરો રાખ્યા છે, અને દેવીની પૂજા હુ મારી જાતે નિત્ય કરુ છુ તમે પઢરપુરમા રહો છો, ત્યા કઈ આવો મહિમા નહીં હોય રાજાઇ માના જેવી પૂજા પાડુરગની થતી નહીં હોય ગરીબ બ્રાહ્મણો પૂજા કરે તે ક્યાથી વસ્ત્ર, આભૂષણ લાવી શકે? આવુ રામરાજાનુ કહેવુ સાભળી, તે વિપ્રને મનમા ક્રોધ થયો તે કહેવા લાગ્યો કે પઢરી નજરે જોયા વિના પોતાનુ મદિર જ મોટુ છે એમ કહો છો એ ખોટુ અભિમાન છે તમારા દેવળમા તમે પાણીની જેમ રૂપીઆ ખર્ચ્યા છે પણ પઢરપુર ક્ષેત્રમા તો સુવર્ણના કાગરા છે, અને તે વિશ્વકર્માએ રચી ગયા છે ત્યા તો કલ્પતરુના ઝાડ રોપ્યા છે, ત્યાના પથ્થર પણ પારસમણિ છે ચારે બાજુ દિવ્ય ધજાઓ ઊડે છે, તે વીજળીની જેમ ચમકારા મારે છે ત્યા કામધેનુની ગૌશાળા છે ત્યા રત્નજડિત તુલસીક્યારો છે પ્રેમ ઉલ્લાસથી પ્રેમાળ ભક્તો નિશદિન કીર્તન કર્યા કરે છે ચદ્રભાગા નદીમા અમૃત વહે છે અને તેથી તે સર્વ તીર્થની રાણી કહેવાય છે તેના દર્શનથી પ્રાણી માત્રને મુક્તિ મળે છે અને વૈકુઠ ભુવનની પ્રાપ્તિ થાય છે દેવળમા ગરૂડ સ્થાન આગળ આવીને રભા અને તિલોત્તમા નૃત્ય કરે છે ત્યા ગધર્વ આવીને સગીતવાદન કરે છે, જેનો અવાજ આકાશ સુધી જાય છે એવા દેવાધિદેવ રૂક્મિણીપતિ જે ક્ષીરસાગરમા પોઢયા હતા, તે પોતાના ભક્ત પુડરીકનો ભાવ જોઈને પઢરપુરમા આવીને રહ્યા છે ચક્રપાણિ કમર ઉપર બે હાથ મૂકીને ઊભા છે અને ત્યાથી નિજભક્તોના સકટ જાણીને તે પોતે દૂર કરે છે તેમનુ સ્વરૂપ નજરે જોતા શ્રી લક્ષ્મીજી મનમા લજ્જિત થાય છે તેમના મુગટનુ તેજ જોતા કરોડો સૂર્ય ઝાખા લાગે છે તે શામળા સુકુમાર સારગધરે અમર પિતાબર પહેર્યું છે અને મકરાકાર દિવ્ય કુડળ છે શ્રીપતિનુ મુખ મનોહર શોભા આપે છે આવુ સ્વરૂપ નિરખવા માટે ઇંદ્ર સાથે તેત્રીસ કરોડ દેવતા સામે આવીને બે હાથ જોડી ઊભા રહે છે તે સદ્ભાવે નિજપ્રેમથી સ્તવન કરે છે જેનુ નામ એકાતમા રાત્રીદિવસ કૈલાસવાસી શકર જપે છે જેનુ શ્રુતિ શાસ્ત્રો વર્ણન કરે છે, જેનો પાર બ્રહ્મા પણ પામી શકયા નથી, જેનુ સ્તવન હજાર મુખે કરતા શેષનાગ પણ પાર પામી શકયા નથી, જેનુ સ્તવન કરતા કરતાં

શેષનાગની જીભના અમે ચીરા થઇ ગયા ત્યારે જ તે શાંત થઇ ગયા અને પોતાના શરીરની તેમને માટે શય્યા કરી, એવા પાંડુરંગ જેવા દેવ અને પંઢરપુર જેવું પુણ્ય ક્ષેત્ર છે. ચંદ્રભાગા જેવી પવિત્ર નદી ત્રણે ભુવનમાં નજરે પડે નહીં. તે સર્વ હે રાજા, તમે હજુ જોયું નથી અને નકામી પોતાની વડાઈ કરો છો. રાજાઈ તમારી કુળદેવી છે, તે ખરું, પણ મારા મનમાં તેની મોટાઇ લાગતી નથી. તે તો હંમેશાં પંઢરપુર ક્ષેત્રમાં જઈ તે ક્ષેત્રમાં સાફસુફી કરવાનું કામ કરે છે. આવું તે બ્રાહ્મણનું કહેવું સાંભળી રાજા ક્રોધાયમાન થયો. તે કહેવા લાગ્યો કે મારી આરાધ્ય દેવીનું મારા દેખતાં અપમાન કર્યું છે અને પોતાના દેવની સ્તુતી કરે છે. બ્રાહ્મણે આ વિચાર વિનાનું કામ કર્યું છે. હવે હું તેને જીવથી મારી નાખું, તો તે બ્રાહ્મણ છે તેથી મને પાપ લાગે. માટે તેને શિક્ષા કરી વિદ્યાનગરમાંથી દૂર કાઢી મૂકવો. એવો વિચાર કરી રાજા તે વિપ્રને કહે છે કે તું અસત્ય વાત કરે છે. પંઢરપુર સુવર્ણમય છે, તેવું કદી સાંભળ્યું નથી અને રાજાઈ દેવી મૂળ પીઠ છે, તેને તારે મોઢે તું દાસી કહે છે. તેથી તને શિક્ષા કરું છું કે તું જંગલમાં ચાલ્યો જા. પછી તે બ્રાહ્મણ કહેવા લાગ્યો કે હે ભૂપતિ, મેં તમને યથાર્થ વાત કહી છે. તમે પંઢરપુરમાં સત્વર ચાલો અને રૂક્મિણીપતિનાં દર્શન કરો. મેં જે વર્ણન કર્યું છે તેથી કરોડગણું વધારે જો તમારી નજરે પડે નહી તો મને શિક્ષા કરજો. જ્યાં સુધી તમે દેવાધિદેવનાં દર્શન કર્યાં નથી, ત્યાંસુધી રાજાઈ દેવીને મોટી માનશો. જેમ સૂર્યોદય ન થયો હોય ત્યાંસુધી દીવાનું અજવાળું ઘણું તેજસ્વી લાગે છે. જેણે ઐરાવત હાથી જોયો ન હોય, તેને હાથી મોટો લાગે છે. જેમ પૂર્ણિમાનો ચંદ્ર ઊગ્યો ન હોય, ત્યાંસુધી તારાઓ સતેજ દેખાય છે. જ્યાં સુધી સુધારસ ચાખ્યો ન હોય, ત્યાંસુધી બીજા રસની વાર્તા સારી લાગે. જ્યાંસુધી દરીઓ નજરે ન જોયો હોય, ત્યાંસુધી સરોવર મોટું લાગે. જ્યાં સુધી કલ્પતરુનું વન જોયું ન હોય, ત્યાંસુધી આંબાના ઝાડનું વન મોટું લાગે. જ્યાં સુધી વેદાંત જ્ઞાન સાંભળ્યું ન હોય, ત્યાંસુધી પાખંડજ્ઞાન ગમે છે. જ્યાં સુધી સુવર્ણ પર્વત જોયો નથી, ત્યાં સુધી પિત્તળ ઝગઝગાટ લાગે છે. તેવી રીતે જેણે પંઢરીનાથનાં દર્શન કર્યાં નથી, તેને બીજા દેવ ગમે છે. આ સાંભળી રાજા કહે છે કે ચાલ હવે આપણે સત્વર પંઢરપુર જઇએ. તેં કહ્યું તેવું નજરે દેખાય તો ઠીક છે અને જો જરા પણ અસત્ય બોલ્યો હોઈશ તો તને સત્વર શિક્ષા કરીશ. પછી રાજા પ્રધાનને કહે છે કે તેની સાથે જવા માટે જોઇતી સવારી તૈયાર કરો. અશ્વ, ગજ, રથ, પાલખી, દાગીના ઈત્યાદિ ।

સાથે થોડું સૈન્ય લઈને રાજા પાંડુરંગનાં દર્શન કરવા આવ્યો. આગળ વાજિંત્રો વાગતાં હતાં, તેની પાછળ તે વિપ્ર ચાલ્યો જાય છે. તે મનમાં વિચાર કરે છે કે રૂક્મિણીવર લાજ રાખશે કે આ દીનજનની અવગણના કરશે ? મેં જે રીતે વર્ણન કર્યું છે, તે રીતે જો રાજા જોશે નહીં તો મને શિક્ષા કરશે, તેનો મનમાં જરા પણ સંશય નથી. પછી ધ્યાનમાં પાંડુરંગ મૂર્તિ લાવીને મનમાં અને મનમાં સ્મરણ કરવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે-

ભક્ત વત્સલા રૂક્મિણીપતિ મને આ સંકટમાંથી છોડાવજે. અનાથ-દીન આ તારો બ્રાહ્મણ છે. દેશાવર ભિક્ષા માગવા નીકળ્યો હતો. તારું નામસ્મરણ કરીને કુટુંબનું રક્ષણ કરતો હતો. દેવ તારી અદ્ભુત કીર્તિ છે, તે આગળના સંતોએ ગાઈ છે, તેની જ કીર્તિ રાજા આગળ કહી છે. પણ તે યથાર્થ છે એવું કળિયુગમાં દરેકને કેવી રીતે દેખાશે ? તેની કુળદેવીની નિંદા કરી છે તેથી રાજા ક્રોધાયમાન થયો છે. તારી કીર્તિનું સત્ય પારખવા માટે તે પંઢરપુર આવે છે. જેવી રીતે પંઢરીની કીર્તિ ગવાય છે, તેવીજ રીતે કહ્યું છે; પણ આજે તો કળિયુગમાં માટીની ભીંતો છે, તે લોકોને તેમના ભાવ પ્રમાણે દેખાય છે. જેમ વડિલનું દ્રવ્ય ઘરમાં ભરેલું હોય, પણ તેના અભાગી વંશજને તે કોલસા રૂપે નજરે પડે છે, તેવી જ રીતે પંઢરી સુવર્ણમય છે પણ વિકલ્પને લીધે તેની દેખાતી નથી. સંતોએ આગળ જેમ કહ્યું, તેવું મેં તે રાજાને કહી સંભળાવ્યું. હવે જો તે પ્રમાણે ચક્રપાણિને નજરે નહીં જુએ તો તે મને શિક્ષા કરશે. જો એમ થશે તો હું પ્રાણ આપીશ અને સંતવચન અસત્ય ઠરશે. જમાનો આગળ જતાં સજ્જનો પંઢરી મહાત્મ્ય આવું જાણીને મનમાં વિશ્વાસ ધરશે નહીં. હે અનાથનાથા, રૂક્મિણીવર, મારા આ સંકટમાં તું જલદી આવજે. તુંજ મારો આધાર છે.

આ પ્રમાણે બ્રાહ્મણની કરુણા સાંભળી જગજીવન વિચારે છે કે મારી કીર્તિ વખાણતાં બ્રાહ્મણના અપમાનનો પ્રસંગ ઉભો થયો છે. માટે તેણે જેવું કહ્યું તેવું જ રાજાને બતાવવું પડશે. પછી પોતે સારંગધર રૂક્મિણીને કહે છે કે વિદ્યાનગરનો રાજા ઉતાવળે દર્શન કરવા આવે છે. તથા જેવી દ્વારકાપુરી હતી, તેના કરતાં પણ પંઢરપુર ક્ષેત્ર વિશેષ છે એવું તેને ક્ષણવાર દેખાડવું છે અને તેના મનનો સંશય દૂર કરવો છે. જો એમ નહીં કરીએ તો બ્રાહ્મણને શિક્ષા થશે અને તે આપણને તેના પ્રાણ આપશે. આથી

અ પણા મિત્રને ઉણપ આવશે અને સ ત સજ્જનમાં હાસી થશે આવાં વચન સાભળી રુક્મિણી માતાએ શ્રી પઢરીનાથના ચરણમા તે ક્ષણે નમસ્કાર કરી કહ્યુ કે વૈકુઠની નામના આ સમયે રાજાને બતાવીશ એવી કલ્પના કરતા જ પઢરપુરમા તેની રચના થઇ ગઇ અને તેમ કરતા ક્ષણવાર પણ લાગી નહીં એમ માયાલાધવી જગજીવન પોતાના ભક્તોનો મહિમા વધારે છે

આ તરફ રામરાજા ઉતાવળે ચાલતા પઢરપુર નજીક આવી પહોચે છે બ્રાહ્મણ મનમા ભયભીત થાય છે અને રૂક્મિણીવરની યાચના કરે છે હવે રામરાજા તે વિપ્રને કહે છે કે યાદ રાખજે, મારો સ શય દૂર નહીં થાય તો તારુ અપમાન કરીશ હવે હાથીને નજીક મગાવી તે ઉપર અ બાડીમા રાજા બેઠો અને દૂરથી પઢરપુર જોવા લાગ્યો તે સમયે તેને અદ્ભુત દેખાવ નજરે પડયો

જેમ પૂર્ણિમાના ચદ્રની આજુબાજુ નક્ષત્રો ચમકે છે, તેમ દેવાલયના કળશની આજુબાજુ મ દિર ચકચકાટ કરતુ ચળકે છે આવુ કૌતક નજરે જોતા, રાજા મનમા વિસ્મય પામ્યો ! તે કહેવા લાગ્યો કે બ્રાહ્મણે જેવી કહી હતી તેવી પઢરી દેખાય છે પછી મનમા પશ્ચાતાપ કરતો રાજા હાથી ઉપરથી નીચે ઉતર્યો અને સત્વર તે વિપ્રને બોલાવીને કહેવા લાગ્યો કે તે કહી હતી તેવી જ પઢરી દેખાય છે મે નજરો જોયા જાણ્યા વિના મનમા અભિમાન કર્યું અને ચિત્તમા વિકલ્પ કર્યો રાજાએ એમ કહીને તે વિપ્રને નમસ્કાર કર્યા પછી અ તઃકરણ શુદ્ધ કરીને તેને ચરણે દડવત્ પ્રણામ કર્યા બ્રાહ્મણ હવે મનમા વિસ્મય પામ્યો અને કહેવા લાગ્યો કે ખરેખર રૂક્મિણીપતિએ મારી લાજ રાખી ખરી તેને અત્યત હર્ષ થયો અને પ્રેમથી ગુણગાન ગાવા લાગ્યો .—

ભક્તોમા શ્રેષ્ટ થઇ ગયા તેમાનો એક પુડરીક ભક્ત શિરોમણિ હતો. તેને મળવા માટે ચક્રપાણિ દ્વારકાથી પઢરપુર આવ્યા સર્વ તીર્થોમા શ્રેષ્ટ ગગા નદી છે, તેનાથી વિશેષ ચદ્રભાગા છે, તે સર્વને દર્શન માત્રથી પાવન કરે છે ત્યા કોઇના અગને અભિમાન સ્પર્શ કરી શકતુ નથી મથુરા, ગોકુળ, વૃદાવન સ્થળોમા જગજીવન આનદથી રહે છે દ્વારકામા શ્રીકૃષ્ણ ભક્તો માટે રહ્યા છે, પણ આ પઢરપુર ક્ષેત્રનો મહિમા મને અનુતાપ લાગે છે બ્રાહ્મણો દુનિયાની ટીકા ત્યજીને નિજ પ્રીતિથી પઢરી

નાથનાં ગુણગાન ગાય છે. નૃપનાથે ત્યાં ટાળ, મૃદંગ લાવીને સમારંભ શરૂ કર્યો. વૈષ્ણવભક્તોને ભેગા કરીને સ્વાનંદે નામનો ઉચ્ચાર કર્યો. આગળ નજર કરતાં ત્યાં કલ્પતરુનું વન દેખાયું અને ત્યાંના પથ્થર પારસમણિ જેવા લાગ્યા એવો પંઢરપુરનો દેખાવ થઈ રહ્યો છે. કામધેનુ જેવી અનેક ગાયો ત્યાંની જમીન ઉપર ફરતી હતી. આવું દૃશ્ય જોઇ રાજા વિસ્મય પામી બ્રાહ્મણને ધન્યવાદ આપવા લાગ્યો. તે બ્રાહ્મણનો હાથ પકડી રાજા આગળ જુએ છે, તો પંઢરપુર ક્ષેત્રનો ઝગઝગાટ જોઇને આંખો અંજાઇ ગઈ. ત્યાં તરુવરો ઉપર પક્ષીઓ બેસીને પોતાના આનંદમાં આવી કલરવ ગાન ગાય છે. હંસ, મોર નૃત્ય કરે છે અને સપ્રેમ ટહુકા કરે છે. ત્યાં તપસ્વીઓને અનુષ્ઠાન કરતા જોયા. બ્રાહ્મણો વેદાધ્યયન કરે છે, વિષ્ણુભક્તો વીણા અને મૃદંગ લઇ કીર્તન કરે છે. અપ્સરાઓ નૃત્ય કરે છે. તે જોઈ આંખો ઠરી જાય છે અને વિષયીજનો ભુલાવામાં પડે છે. સંતો ઠેકાણે ઠેકાણે બેસીને આત્મા વિષે ચર્ચા કરે છે અને તે સમયે અનુભવીઓના અનુભવનું જ્ઞાન લઈને તલ્લીન થતાં એક બીજાને ભેટે છે. ચંદ્રભાગામાં એકસો આઠ તીર્થો મૂર્તિમંત થઇને આવીને સ્નાન કરે છે અને તે પાવન થાય છે. આ સર્વ રામરાજા નજરે જુએ છે. એક સુવર્ણનો તુળસીક્યારો છે. તે ઉપર રત્નો જડયાં છે. ત્યાં દિવ્ય વસ્ત્ર, આભૂષણ પહેરેલી સ્ત્રીઓ તથા પુરુષો આવીને પૂજા કરે છે. તે સમયે રાજાએ ભીમરથીમાં જઇ સ્નાન કર્યું. ત્યાંથી તે દેવદર્શન કરવા જાય છે. ત્યાં ઈંદ્ર સાથે સઘળા દેવોને પંઢરીરાયાનાં દર્શન કરતાં જોયા. અષ્ટેય સિદ્ધિઓ દેવ સામે હાથ જોડી ઊભી છે. તેઓની સાથે અકસ્માત પોતાની ઇષ્ટ દેવી રાજાઇને ઓળખી રાજા કહેવા લાગ્યો કે વિદ્યાનગરમા હું જેની પૂજા કરું છું, તે મારી કુળ-સ્વામીની પંઢરપુરમાં દેવળ આગળ આંગણું સાફ કરે છે. તેથી રાજાને આશ્ચર્ય થયું ! તે સમયે "ઉદા" – ઉદય થાઓ એમ કહી તે રાજા તેને પૂછે છે કે માતાજી તમે શા માટે આવ્યાં છો અને શા માટે આવું કામ કરો છો ? ભવાનીએ તેને કહ્યું કે તું મનમાં નકામો અહંકાર કરતો હતો. મારા જેવી અનેક દાસીઓ પંઢરીમાં કામ કરવા આવે છે. આ પુંડરીકના આંગણામાં સઘળાં તીર્થો આળોટે છે, અને તત્ક્ષણ પવિત્ર થાય છે. રાજા વિસ્મય પામીને આગળ જુએ છે તો નારદ અને તુંબર ઋષિને કીર્તન કરતાં જોયા. ત્યાં સર્વ નરનારી ચતુર્ભુજ સ્વરૂપે દેખાયાં. તેથી રાજા સ્વાનંદથી નિર્ભર થઇને દંડવત્ પ્રણામ કરવા લાગ્યો. શંખ, ચક્ર, આયુધ લઇને દરવાજા આગળ જય અને વિજય બન્ને ઉભેલા જોયા. આકાશમાં

દિવ્ય ધજાઓ વીજળીની જેમ ચમકતી જોઈ. ફરીથી દંડવત્ પ્રણામ કરી રાજાએ દેવળમાં પ્રવેશ કર્યો તો વિઠોબાનું તેજ જોઈ આંખો અંજાઇ ગઇ તેથી તેણે બ્રાહ્મણનો હાથ પકડયો. પછી રાજાએ તે શામળા સુકુમાર રાજીવનયન પિતાંબરધારી, જગજીવન, કમલલોચન, સુહાસ્યવદનને સંપૂર્ણ સ્વરૂપે જોયા. જેનું યોગીઓ હમેશાં ધ્યાન ધરે છે, જેનું શંકર હૃદયમાં ધ્યાન ધરે છે તે સ્વરૂપનું વર્ણન કરતાં ઉપમા આપવી ભારે પડી જાય છે. જેમ અમૃતનો સ્વાદ કેવો છે તે કહેવા માટે કયા રસની ઉપમા આપવી, તેવા દેવાધિદેવ રૂક્મિણીકાંતનું વર્ણન કરી શકાય નહીં. પણ નજરે જોતાં નિજ ભકતજનને તેનો અનુભવ થાય છે અને તે જ તેને જાણી શકે છે. બીજા બુદ્ધિમાન સ્તવન કરતાં અટકે છે અને શ્રુતિ શાસ્ત્રો પણ મૌન ધારણ કરે છે. એવી પરબ્રહ્મ મુર્તિ કે જેને ઉપમા આપી શકાય તેમ નથી તેને રાજાએ પ્રીતિથી આલિંગન કર્યું અને નજરે સ્વરૂપ જોતા રહ્યા. તે બ્રાહ્મણને કહેવા લાગ્યા કે તું મારો જીવલગ મિત્ર અને ગુરુ છે. તારો ઉપકાર શી રીતે વાળી શકું? તેં મને ગરૂડધ્વજનાં દર્શન કરાવ્યાં. તેં જે મને કહી સંભળાવ્યું હતું તે કરતાં કરોડગણું અધિક જોયું. મારી દ્રષ્ટિએ વૈકુંઠનાયકનાં દર્શન થયાં અને અનેક સુખ પામ્યો. આ સ્થળે રાજાઈ મારી કુળ સ્વામિનીને આંગણું સાફ કરતાં જોઈ. ઇંદ્ર સાથે સર્વ દેવો આવીને બે હાથ જોડી ઊભા રહયા છે તે જોયું. એવું અદ્ભુત ક્ષેત્ર પંઢરપુર છે. ત્યાં પાંડુરંગ જેવા શ્રેષ્ઠ દેવ છે. ચંદ્રભાગા જેવું પાવન તીર્થ છે. આવું ત્રિભુવનમાં જોવા મળશે નહીં. જેમ ઉમરડાના ઝાડમાં ભમરો દર કરી રહે તેને મન બ્રહ્માંડ એટલે તેનું દર; પણ જ્યારે તેને બહાર કાઢે ત્યારે ચારે બાજુ જોઈ ગાંડા જેવો થઇ જાય છે. તેવી જ સ્થિતિ રાજાની પંઢરપુર જોતાં થઇ. તે રાજા બ્રાહ્મણના ચરણ પકડીને બેઠો. પછી તે કહેવા લાગ્યો કે હું માયાના આવરણને લીધે અભિમાની થયો હતો; પણ તારે લીધે પાવન થયો છું. આ પ્રમાણે કૌતુક બતાવ્યા પછી તે રચના અદ્રશ્ય થઈ ગઇ. પછી કળિયુગમાં છે તે પ્રમાણે માટી પત્થરની ભીંતો દેખાવા લાગી. આથી રાજાના મનમાં આશ્ચર્ય થયું! જેવી રાજાને પંઢરપુર નગરી દેવે બતાવી હતી, તેવીજ હજુ પણ છે એ નકકી છે. પરંતુ તે ભાવિકને તેવી દેખાય છે, સામાન્ય મનુષ્યને તે માટીની દેખાય છે, તેનું કારણ પોતાની કર્મગતિ છે જ્યારે સર્વને દેખાય તેવું રાજાને દેખાવા લાગ્યું, ત્યારે મનમાં વિસ્મય પામ્યો અને કહેવા લાગ્યો કે આજે ઘણો મોટો ચમત્કાર જોયો. રાજા પોતાના મનમાં વિચાર કરે છે કે હવે ભવાનીને નકામી શા માટે પૂજવી

જોઈએ? સામે જ ક્ષીરસાગર હોય પછી સરિતામા શા માટે નહાવુ? અમૃત સરોવર નજીક જોયા પછી દિવ્ય ઔષધિનુ સેવન શા માટે કરવુ? કલ્પતરુ નજીક હોય છતા બાવળને છાયે શા માટે બેસવુ? હાથમા પારસમણિ હોય તો પછી શા માટે ધાતુની ઇચ્છા કરવી? ઘેર બેઠે કામધેનુ આવે તો પછી બકરી શા માટે પાળવી? સૂર્યનારાયણ પ્રગટતા હોય, તો પછી દીવો શા માટે સળગાવવો? તેમ પાડુરગનુ દર્શન થતા પછી દેવીઉપાસના શા માટે કરવી? એમ કહીને રામરાજા ગરુડધ્વજની પુજા કરવા લાગ્યો

દેવાધિદેવા વૈકુઠરાણા, મનોરથ મારા પૂરા કરજો મનમા મને એવુ હેત આવે છે કે તમને વિદ્યાનગરમા લઈ જાઉ હવે શરણાગતને હે દેવરાયા અભયવચન આપીને સત્વર ચાલો ત્યારે દેવ તેની સાથે વાત કરીને કહે છે કે હુ તારી સાથે આવુ પણ મને તુ ભૂમિ ઉપર મૂકીશ તો હુ ત્યાજ રહીશ બીજુ તારાથી કોઈ અન્યાય થશે તો હુ સત્વર પઢરપુર આવીશ આવુ ચક્રપાણિનુ કહેવુ સાભળી, રાજાને મનમા હર્ષ થયો તે કહેવા લાગ્યો કે સ્થળે સ્થળે માણસો રાખીને દેવને લઈ જઈશ તે પ્રમાણે પઢરપુરથી વિદ્યાનગર સુધી બને બાજુમા માણસો ઊભા રાખ્યા અને પછી રાજા મૂર્તિ કાઢી લઈ જવા લાગ્યો પૂજારી બ્રાહ્મણ ત્યા નમીને ઊભા રહ્યા રાજાની સામે તેમનુ બળ કઇ ચાલે નહી તરતજ મૂર્તિ ઉચકીને હાથો હાથ લઇ ચાલ્યા વિદ્યાનગરમા લઈ જઈને ત્યા પાડુરગની સ્થાપના કરી ત્યા જુદી જુદી રીતે રાજા દેવની પૂજા અર્ચના કરવા લાગ્યો અને દેવનુ પ્રેમથી ભજન કરતો

હવે પઢરપુરમા અષાડ માસમા વૈષ્ણવો જાત્રાએ આવ્યા તેઓએ એવી વાત સાભળી કે પઢરીનાથ વિદ્યાનગરમા ગયા છે તેથી પઢરપુર સૂનુ સૂનુ લાગે છે જેમ પ્રાણ વિનાનુ શરીર હોય, જેમ પાણી વિનાની સરિતા હોય, તેવુ નગર ભયાનક લાગે છે જેમ રાજા વિનાનુ સૈન્ય નકામુ, જેમ ચદ્ર વિના નક્ષત્રો શોભે નહી, જેમ પતિ વિનાની પતિવ્રતા સ્ત્રી સસારમા નકામી લાગે છે, તેવી રીતે શ્રીહરિના વિદ્યાનગરમા જવાથી પઢરપુર અતિ ઉદાસ દેખાય છે સત, મહત ગરુડસ્થાન આગળ બેઠા છે તે કહે છે કે કોનુ કીર્તન કરીએ અમને તો જગજીવને ત્યજી દીધા છે ભક્ત પુડરીકને વરદાન આપ્યુ છે તે અસત્ય થયુ કે શુ? તેવામા ભાવિક ભક્તો સર્વ ભેગા થઈને ત્યા આવ્યા તે કહેવા લાગ્યા કે થયુ શુ કે જેથી પઢરીરાય વિદ્યાનગર જતા રહ્યા? પછી સઘળાને જે બીના બની તેની ખબર પડી

ત્યારે સત–સાધુ વૈષ્ણવજન સર્વ એકમીજાને કહેવા લાગ્યા કે કોઇએ જાતે વિદ્યાનગર જઇને રૂક્મિણીરમણને લઈ આવના જોઇએ એ પ્રમાણે એક બીજા સાથે વાત કરે છે પણ કોઈ આશ્વાસન આપી કહી શક્તુ નહી કે તે કાર્ય કરના પોતે તૈયાર થશે કોઇ કહે કે અમારાથી રાજમદિરમા પ્રવેશ થાય નહી બીજા કોઇ કહેવા લાગ્યા કે પુડરીકને આપેલુ વચન તોડીને ગયા, તેથી અમારાથી આવે નહી રાજાને આ વૃત્તાત જણાવવામા આવે કે કોઇ શ્રીપતિને લઇ જવા આવે છે, તો અમને શિક્ષા કરે કોઇ એક નિર્ગુણ ભાન બતાવતા કહે છે કે આપણા દેહમા જ પરમાત્મા છે જેના મનમા અનુભવ ન હોય, તે પણ આત્મજ્ઞાનની વાતો કરવા લાગ્યા એક કહે છે ઇશ્વર ઇચ્છા પ્રમાણે જે જે બને જે બનવાનુ છે તે બનશે માટે આપણે બેઠા બેઠા નજરે જોયા કરો કોઇએ નકામી તળમળ કરવી નહી

તે સમયે ત્યા ભક્ત ભાનુદાસ બેઠો હતો તે પ્રતિજ્ઞા કરીને બોલ્યો કે હુ રૂક્મિણીકાતને લઈ આવુ છુ નહી તો હુ પ્રાણ આપીશ તેઓને આ પ્રમાણે કહીને તે સત્વર ચાલી નીકળ્યો તે વિદ્યાનગરમા રાત્રે આવી પહોચ્યો ત્યા જઈ ગામ લોકોને પૂછવા લાગ્યો કે પઢરપુરથી પાડુરગ મુર્તિ અહીના રાજા લાવ્યા છે તેની સ્થાપના ક્યા કરી છે તે મને જલદી કહો રાજાના ભયથી તેને કોઇ સાચી વાત કહેતુ નથી અમને ખબર નથી એવો પ્રત્યુત્તર મળે છે પછી ભાનુદાસે કોઇને ખાનગીમા પૂછ્યુ, ત્યારે તેને એક વૈષ્ણવ ભક્તે કહ્યુ કે રૂક્મિણીપતિને રાજમદિરમા પધરાવ્યા છે અને રાજા એકાતમા પોતે પૂજન કરે છે રાજા પૂજા કરીને જાય છે, પછી બીજા કોઇથી દર્શન થતા નથી દરવાજે તાળા વાસીને દરવાન રક્ષણ માટે મૂક્યા છે એવી વાત સાભળીને ભાનુદાસને હર્ષ થયો પછી અર્ધ રાત્રિ ગઇ અને જ્યારે સઘળા લોકો નિદ્રાને વશ થયા, ત્યારે તે રાજમદિરના દરવાજા પાસે આવ્યો તે ક્ષણે તરત જ તાળુ ઉઘડી ગયુ ભાનુદાસે અદર પ્રવેશ કર્યો અને સાષ્ટાગ નમન કર્યુ શ્રીહરિનુ સ્વરૂપ નિહાળીને પ્રીતિથી આલિગન કર્યુ તેનો કઠ ગદ્‌ગદ્ થઇ ગયો તે દેવને વિનતી કરવા લાગ્યો —

હે લક્ષ્મીકાત, વૈકુઠવાસીયા, પુડરીકવરદા, યાદવરાયા, અમારા ઉપરથી માયા ત્યજીને રાજાને સ્વાધીન થયા તમે પુડરીકને વરદાન આપ્યુ હતુ કે કદી અહીથી જઈશ નહીં તે તારુ અભયવચન અસત્ય થયુ કે શુ ? અમે દુર્બળને પૂજા કરતા આવડતુ નથી અહીં તો રાજા ઠાઠમાઠથી

પૂજા, અર્ચન કરે છે. તે સુખ માનીને હે અધોક્ષજ, ગરુડધ્વજવાળા, અહીં રહ્યા છો. અહીં દિવ્ય વસ્ત્ર અને અલંકાર ધારણ કરાવે છે. નૈવેદ્યમાં અનેક પકવાન સામગ્રી થાય છે. તેથી અમે દુર્બળનું સ્મરણ તને કેમ રહે? હે પુરુષોત્તમા, તમે રૂક્ષ્મિણી, રાધા, સત્યભામાને ત્યજીને રામરાજાએ જે પ્રેમ દેખાડયો તેથી અહીં ચાલી આવ્યા. હે મેઘશ્યામા, પંઢરપુર ત્યજીને તમે વિદ્યાનગરમાં કેમ વાસ કર્યો ? ત્યાં પંઢરપુરમાં ઋષિઓ, ભકતો તમારી વાટ જુએ છે. તારા સંતો ત્યાં ઊભા રહ્યા છે. ત્યાં રંભા, તિલોત્ત ા, ઉર્વશી, મેનકા, એમ અષ્ટ નાયિકા તારી સેવા માટે આવે છે તે સર્વ ત્યજીને હે વિધિજનકા, તું આરામથી અહીં બેઠો છે. અમારાથી કોઈ દારૂણ દોષ થયો કે જેથી તું અહીં નાસી આવ્યો છે? તું પ્રેમદાન માગે છે તેથી અહીં આવતો રહ્યો છે? કીર્તનના ઘોંઘાટથી તને નિદ્રા આવતી નથી, તેથી આવું એકાંત શોધ્યું છે એવું મને લાગે છે કે પછી યાત્રામાં ઘણા ભકત આવે છે તેઓને ભેટી ભેટીને થાક લાગ્યો છે, તેથી વિદ્યાનગરમાં આવીને આ સ્થળે વિશ્રાંતિ લે છે.

આ પ્રમાણે ભાનુદાસનાં વચન સાંભળીને જગજીવન કહે છે કે તું ઉદાસ થઇ બોલે છે, પણ મનમાં કંઈ વિચાર કરતો નથી. મને આ વિવિધ ઉપચાર ગમતા નથી. મને વસ્ત્ર, આભૂષણ, અલંકાર પણ ગમતા નથી. હું કયારે ભીમાતીર નજરે જોઇશ એ વિચારે અંતર ઝૂરે છે. રાજાએ મને અહીં લાવીને બંદીખાને નાખ્યો છે. તમે બધા પણ નિષ્ઠુર થઈને મને પાછો લઈ જતા નથી. હુ તમને રિદ્ધિસિદ્ધિ અને ચારે મુકિત આપતો હતો, પણ તેથી ન લોભાતાં તેને ત્યજીને તમે પ્રેમથી મારું ભજન કરતા હતા. આ સિવાય મારી પાસે તો આપવા માટે બીજું કંઇ નથી. મારાથી તમારું સેવાઋણ ફીટે તેમ નથી. તેથી જ તમે મને ત્યજી દીધો છે. આવું કહીને રૂક્ષ્મિણીકાંત ગદ્દગદ્દ કંઠે થયા. આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. બંનેનાં પ્રેમથી શરીર ફરકવા લાગ્યાં. પછી જગજીવને ભાનુદાસને આલિંગન આપ્યું. તેને કહ્યું કે પ્રાતઃકાળે પૂજન કરતી વખતે તને દર્શન આપીશ. પછી નવરત્નનો હાર પોતાના ગળામાંથી કાઢીને સારંગધરે ભાનુદાસના ગળામાં પહેરાવ્યો અને કહ્યું કે હવે સત્વર તારે રહેવાને ઠેકાણે જતો રહે. રાજાને હવે દર્શન માટે આવવાનો વખત થયો છે. ભાનુદાસે બહાર આવીને દરવાજાને તાળું વાસી દીધું. કોઇને જરા પણ ખબર ન પડતાં સારંગધર નિજ ભક્તને મળ્યા.

પ્રાતઃકાળમાં ઊઠીને રાજાએ સત્વર સ્નાન કર્યું અને પ્રીતિથી દેવને નમન કરીને તે કાકડ આરતી ઉતારવા લાગ્યો. તે સમયે દેવના કંઠમાં રત્નહાર જોયો નહીં. તેથી પૂજારીને પૂછ્યું કે અહીં કોઈ ચોર આવ્યો હતો? ત્યારે પૂજારીએ કહ્યું કે કોઈ જોવામાં આવ્યું નથી. એવું કહેતામાં તો રાજાને ખૂબ ક્રોધ ચઢ્યો અને પૂજારીને ખૂબ માર માર્યો. તેને કહ્યું કે ચોર નથી આવ્યો તો દેવનો હાર જ્યાં હોય ત્યાંથી સત્વર લઈ આવ. પૃથ્વી શોધતાં એવાં અમૂલ્ય રત્નો મળી શકશે નહીં. રાજાની આજ્ઞા થતાં સત્વર ઘરોઘરની ઝડતી લેવાઇ પણ ક્યાંય હારનો પત્તો લાગ્યો નહીં. ત્યારે નગર બહાર ચોરની શોધ કરવા માંડી. તે સમયે ગંગાસ્નાન કરીને ભાનુદાસ નામસ્મરણ કરતો બેઠો હતો. રાજદૂતો દૂરથી તપાસ કરતા હતા. તેમણે ભાનુદાસના ગળામાં રત્નહાર ઝળકતો જોયો. તે કહેવા લાગ્યા કે ચોરનો પત્તો લાગ્યો છે. હવે તેને સત્વર પકડીને લઇ ચાલો. તે વૈષ્ણવવીરને અકસ્માત બાંધીને રાજાના નોકરો નગરમાં થઈને લઇ ચાલ્યા. ભાનુદાસને લઇ જતો જોઈ સર્વ હાંસી કરવા લાગ્યા. તે કહેવા લાગ્યા કે આ માણસ લોકોને છેતરવા માટે સંત થઇને ફરતો લાગે છે. જેણે દેવમિલ્કત ચોરી તે માણસોથી કંઇ બીશે કે? જેમ કસાઇને કપિલા ગાય મળે તો તે કંઈ તેની પૂજા કરશે નહીં. એમ વિવિધજન જુદી જુદી રીતે ભાનુદાસની નિંદા કરતા હતા. પણ ભાનુદાસને મનમાં ખેદ થતો નહોતો. તે તો નામસ્મરણ કરતો જતો હતો. એક કહે છે કે આ ઠગે ગળામાં તુળસી માળા પહેરેલી છે. પણ આજે નજરે પ્રત્યક્ષ જોતાં માલમ પડે છે કે તેણે હાર ચોર્યો છે. તેના ગળામાંથી નવરત્નનો હાર લઈને દૂતોએ રાજાને આપ્યો અને કહ્યું કે ચોરને બાંધીને લાવ્યા છીએ. તેને કેટલી શિક્ષા કરવી છે? રાજા અતિ ક્રોધાયમાન થઇને કહે છે કે તેને સત્વર શૂળીની સજા કરો. ચોર કોણ છે, કેવો છે એનો કંઇ પણ વિચાર કર્યો નહીં. ભાનુદાસ દૂતોને કહે છે કે હવે મારું મરણ નજીક આવ્યું છે તો મને છેવટનું પાંડુરંગનું દર્શન કરવા લઇ ચાલો. તેઓમાં કોઈ સજ્જન હતો, તેણે ભાનુદાસનું કહેવું માન્ય રાખ્યું. પછી રાજાની આજ્ઞા લઇને તેને રાજમંદિરના દેવળમાં લઈ ગયા. ત્યાં જઈ ભાનુદાસ દેવ પ્રત્યે કહે છે કે હું એકાંતમાં તને લઇ જવા માટે આવ્યો એટલે તેં આવી યુક્તિ કરી મને રાજાના હાથે શિક્ષા કરાવી. હવે જે કોઇ તને લેવા માટે આવે તેનો આવી જ રીતે પ્રાણ લેજે અને રાજમંદિરમાં સુખેથી વિલાસ ભોગવજે અને રહેજે. હે ઘનનીલ, આવો વિચાર કરીને તેં મારા ગળામાં હાર પહેરાવ્યો હતો કે?

એવું બોલતા બોલતા તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યા. પછી તે કહે છે કે ભલે તે તને ગમે તે કર્યું, પણ મો હજાર જન્મોના અંતે પણ હે રૂક્મિણીપતિ તને છોડીશ નહીં એવું બોલીને ફરીથી પ્રેમથી નમન કર્યું. દૂત કહે છે કે હવે ઝટ ઊઠ અને ચાલવા માંડ. પહેલા ચોગી કરી ન હોત તો આવા સંજોગો શા માટે ઉપસ્થિત થાત? એમ કહીને સત્વર ગતિએ ભાનુદાસને દેવળ બહાર કાઢ્યો. સાથે દૂતો અને શૂળી ઉપાડીને જાય છે. ભાનુદાસના માથામાં સીંદુર ભર્યું છે. આ સન્ત જોવા માટે અગણિત નરનારી ભેગા થયા છે. પછી તેને નગર બહાર લઇ ગયા. જમીનમાં શૂળી રોપી પછી ભાનુદાસને ઊંચકી તે ઉપર મૂકવાની તૈયારી થઇ છે. હવે ભાનુદાસ દેવને છેલ્લી પ્રાર્થના કરે છે કે —

કદી આકાશ કડ કડ થઇને મારા ઉપર પડે, તો પણ તારું ધ્યાન અંતરમાં ધરીશ જ. કદી સાત સમુદ્ર એકત્ર થઇ જાય, તો પણ દેવરાયા તને છોડીશ નહીં. તારા વિના સર્વ કાયા નાશવંત છે. આ જગતમાં તે પેદા કરી અંતે ત્યજી દેવાની છે. કદી આખી પૃથ્વીનો પ્રલય થઇ જાય, કદી પંચમહાભૂતનો લય થઇ જાય તો પણ તારા વિના હે રૂક્મિણીપતિ બીજા કોઇનું મનમાં સ્મરણ કરું નહીં. કદી વડવાનળ ત્રિભુવનનું ભક્ષણ કરે, તો પણ તું મારો જીવ લગ પ્રાણ છે.

આવો ભાનુદાસનો નિશ્ચય જોઇને જગજીવન પ્રસન્ન થયા. તે સમયે અતિ અદ્ભુત નવાઇનો બનાવ બન્યો. તે ભાવિક ભક્તોને સાદર કહું છું. જે શૂળી રોપી હતી તેને અકસ્માત ડાળીઓ અને પાંદડા ફૂટવા અને તરત જ ફૂલફળ લાગ્યા. આ બીના દૂતોએ રાજાને જઇને કહી. તે કહેવા લાગ્યા કે આ તો સાચો વૈષ્ણવભક્ત છે, અને તેના ઉપર પંઢરીનાથ પ્રસન્ન થયા છે. રાજાને દૂતો કહે છે કે શૂળીનું તો વૃક્ષ થઇ ગયું છે. આવા વચન સાંભળીને રાજાને નવાઈ લાગી. સત્વર ગતિએ તે જાતે જોવા માટે આવ્યો. તો નજરે સાક્ષાત્ શૂળાનું ઝાડ થયેલો બનાવ જોયો. પછી તેને મનમાં ઘણો પશ્ચાતાપ થયો. તે કહેવા લાગ્યો કે મારાથી ઘણો અન્યાય થયો છે. પછી રાજાએ ભાનુદાસને પ્રેમથી નમસ્કાર કર્યા અને કહ્યું કે મારાથી અપરાધ થયો છે અને તે મારાથી વગર વિચાર્યે થયો છે. પછી રામરાજા ભાનુદાસને સત્વર ગતિએ દેવળમાં લઇ ગયો. તે પાંડુરંગને જોતા જ ગળગળો થઇ ગયો. અને ચરણમાં જઇ પડયો. જગજીવને તેને

હાથથી પકડીને ઊભો કર્યો રૂક્મિણીરમણ ભાનુદાસને કહે છે કે તુ મારે લીધે દુઃખી થયો છું. હવે તું મને ખભા ઉપર ઊચકી લઇને પંઢરપુર સત્વર ચાલ. હું હવે ત્યાં કાયમને માટે પુંડરીકને દ્વારે રહીશ રામરાજા દેવના પગ પકડે છે, તે કહે છે કે મારી ઉપેક્ષા કરીને કેમ જતા રહો છો ? દેવ કહે છે કે તેં વગર વિચાર્યે અન્યાય કર્યો છે તારુ કઇક સુકૃત હશે તેથી આટલા દિવસ તારે ત્યા રહ્યો હવે મારા સ્વરૂપનુ હૃદયમાં ધ્યાન ધરીને રોજ પ્રેમથી ભજન કરજે હવે ભાનુદાસ કહે છે કે રૂક્મિણીકાંત, હું તમને કેવી રીતે ઊંચકીને લઇ જાઉ. મારો કઈ રાજાના જેવો અધિકાર નથી કે હુ ઘણા માણસોને બોલાવીને તમને ઊચકીને લઇ જાઉ. આ સાભળી દીનદયાળ કહે છે કે હવે તો માન હુ તારેજ સ્વાધીન થયો છુ

હવે સઘળે ઠેકાણે જે મારી સત્તા છે,
તે મારા ભકત તારીજ સત્તા છે.

જગજીવને એવુ કહીને તત્કાળ નાનુ રૂપ ધર્યું અને પછી ભાનુદાસને કહ્યુ કે હવે મને કામળીમા બાધીને લઇ જા તે પ્રમાણે કામળી લાવીને તેમા ચક્રપણિને બાધ્યા. આવી કથા સાભળીને કોઇએ મનમા શકા લાવવી નહીં જેમ આકાશ ઘણુ મોટુ છે છતા ગાગરના પાણીમા સમાયેલું દેખાય છે તેમ ભકતોના માટે વૈકુંઠનાથ પ્રેમથી સૂક્ષ્મ રૂપ ધરે છે કદી પવન ઘણો જ વાતો હોય પણ તેની ઇચ્છા હોય તો તે વીંઝણાથી પવન નાખે તેટલો જ લાગે તે પ્રમાણે ભકતને આધીન રૂક્મિણીકાંત છે તે પણ નિજ છદે તે પ્રમાણે રૂપ ધરે છે આગળ કૃષ્ણાવતારમા યશોદા માતા દહીં વલોવતા હતા, ત્યારે ગોળીમા કૃષ્ણને જોયા, તો પછી ભાનુદાસની કામળીમા બધાઇને જતા મનમા શા માટે સશય લાવવો જોઈએ ? જે અનત ઘટમા વ્યાપે છે તે સમયે સમયે દરેક ઘટ જેવો મોટો લાગે છે અને જ્ઞાનદ્રષ્ટિએ જોતા અણુથી પણ સુક્ષ્મ લાગે છે તે ભાનુદાસની ઇચ્છા પ્રમાણે તેની કામળીમા સમાય તેવડા થયા પછી ભાનુદાસ ખભા ઉપર લઈને સત્વર ગતિએ પઢરપુર તરફ ચાલવા લાગ્યો. તે કામળીમા બેઠે બેઠે જગજીવન ભકતને મજુલ સ્વરથી વાત કહે છે કે ધન્ય છે આજનો સુદિન હવે સત સજ્જનને ભેટી શકાશે જ્યારે ભાનુદાસ પઢરપુરના પદ્માલય આગળ આવ્યો ત્યારે જગન્નિવાસીને જમીન ઉપર મૂકયા. પછી પોતે સ્નાન કરવા ગયો તેમના હર્ષનો પાર નથી અહીં કામળીમા રહેલા

જગન્નાથ એ...એક મોટા હતા તેવડા થઈ ગયા મસ્તક ઉપર દામગીની ગાંઠ વાળી હતી તે ફાટીને ચુરા થઈ ગઇ ભાનુદાસ જ્યારે સ્નાન કરીને આવ્યા ત્યાર આ પ્રમાણે જોઈ કહે છે કે હે દેવાધિદેવ, આ શું કર્યું ? એકદમ આટલા બધા મોટા થઈ ગયા ? હવે મારાથી કેવી રીતે ઉચકી શકાશે ? પછી રૂક્મિણીવર કહેવા લાગ્યા કે તું હવે સત્વર એકનો ગામમા જા અને સતસાધુઓને લઇને વાજીન વગેરે વગાડતા આવી સામૈયુ કરી આજના દિવસની ઘડી સારી છે તેથી મને સિંહાસને બેસાડો ચક્રપાણિએ એવું કહ્યું એટલે ભાનુદાસ ત્યાંથી સત્વર ચાલી નીકળ્યો હવે ગરૂડસ્થાને વૈષ્ણવ ભક્તો ચિંતાતુર થઇને બેઠા હતા તે કહેતા હતા કે ભાનુદાસને ગયાને ઘણા દિવસ થઈ ગયા, પણ રૂક્મિણીનાથ આવ્યા નહી તેટલામા તો અકસ્માત વિજય પામેલો ભાનુદાસ હસતે મોઢે આવતો તેમની નજરે પડયો તેને આવતાજ સર્વ કહેવા લાગ્યા કે રોકશાથી ભગવાનને લઇ આવ્યા કે ? સત્વર સતોને ક્ષેમકુશળ પૂછીને ભાનુદાસ કહે છે કે પદ્માલય આગળ રૂક્મિણીનાથ આવ્યા છે એવી આનદની વાત સાભળી સઘળાના મનમા સતોષ થયા દિંડી પતાકા લઇને વૈષ્ણવજનો સામૈયુ કરવા ચાલ્યા ટાળ, મૃદગ વગેરે અપાર વાજીત્રો વાગવા લાગ્યા પૂજારી અને ગામના આગેવાન લોકો તેમજ સઘળા નરનારી તે સમયે પદ્માલય પાસે આવી પહોચ્યા દેવને આલિંગન આપીને સત્વર રૂક્મિણીકાતને રથમા બેસાડ્યા પછી સર્વ ચાલવા લાગ્યા સતો ભગવાનના ગુણ ગાતા હતા ત્યા નટ લોકો નાચ કરતા હતા નગારા અને વાજીત્રો વાગતા હતા સઘળાને મનમા આનદ આનદ થઇ રહ્યો હતો તે સમારભનુ વર્ણન વાચાથી કરી શકાય તેમ નથી તે પ્રસગનુ દ્રષ્ટાત આપવા માટે બીજો કોઇ સરખામણી થાય તેવો પ્રસગ મળે તેમ નથી

હવે વારકરીઓ કારતક માસમા પ્રત્યક્ષ રૂક્મિણીકાતના દર્શન કરી શકશે પૂર્ણિમાએ રથોત્સવ હતો તેની ઉપમા આપી અપાય નહી તેવીજ રીતે પઢરીનાથ નિર્જન દબધા સાથે પાછા સ્વસ્થાને આવે છે ચદ્રભાગાના તીર પાસે પહોચતા તે સામી આવતી હોય તેમ લાગતુ હતુ ત્યા દરને ઝટ કરીને સ્નાન કરાવ્યુ પછી મહાદ્વાર આગળ આવ્યા, રથમાથી શામળીઆની મૂર્તિ નીચે લઇ પાલખીમા પધરાવ્યા પછી હાથોહાથ ઊચકીને દેવાલયમા સત્વર લઇ ગયા ત્યા પચામૃત, મધુપર્કની અભિષેક કર્યો બ્રાહ્મણો મત્રોચ્ચાર કરવા લાગ્યા વૈષ્ણવોએ કીર્તન ગજર કર્યો એ

સમયે જગન્નિવાસ સિંહાસને બિરાજ્યા તે દિવસ ધન્ય થયો. વસ્ત્ર, અનકાર, આભૂષણો વગેરે ષોડશોપચારથી પૂજા કરી, નૈવેદ્ય પક્વાન અર્પણ કર્યાં અને આરતી મંગળ ગાયા પછી પૂજારીઓએ પુષ્પોથી ખોબા ભરી, મંત્ર ક્ષેપ કરીને દેવને અર્પણ કર્યાં તે સમયે સંત વૈષ્ણવ તેમજ યાત્રાળુઓને ઘણો આનંદ થયો. સમસ્ત નરનારીઓએ મળીને ભાનુદાસનું સન્માન કર્યું તે કહેવા લાગ્યા કે આના યોગથી વૈકુંઠનાથ પાછા પંઢરપુરમાં આવ્યા. એક નગરમાં સાકર વહેંચે છે એ બ્રાહ્મણોને પક્વાન જમાડે છે, તેની સેનાભી લોકોને મનમાં ઘણો આનંદ થાય છે. જેમ ચૌદ વર્ષ વનવાસ વેઠીને અયોધ્યામાં રઘુનંદન આવ્યા ત્યારે નગરજનોને જે આનંદ થયો હતો, તેવો આનંદ પંઢરપુરના માણસોને આજે થયો. જેમ દુષ્કાળમાં પર્વત સુકાઇ જાય અને પછી તે ઉપર પુષ્કળ વરસાદ પડે ત્યારે તે સંતોષ પામે, તેમ પંઢરપુરના સમસ્ત જનોને સંતોષ થયો. જેમ અગસ્ત્ય ઋષિના પેટમાંથી સમુદ્રને બહાર આવતો જોઇ મેઘને મનમાં ઉલ્લાસ થયો, તેવું જ પંઢરપુરના જનોને થયું. જેમ વસંતઋતુ આવતાં જ સઘળી વનસ્પતિ સુશોભિત થાય છે, તેવી જ રીતે પંઢરીમાં અનાથનાથ આવતાં સમસ્ત લોકોને આનંદ થયો. જેમ શરીરમાંથી પ્રાણ ગયો હોય અને તે પાછો આવે ત્યારે સર્વ ઇંદ્રિયો સાવધાન થઇ જાય, તેમ પંઢરપુરના સઘળા જનોને થયું. આગળના અધ્યાયમાં સુરસ કથા છે તે સાંભળતાં નિર્દોષપણે યશ મળે છે માટે હે ભક્તો, ધૈર્યથી આ કથા સાથે મન જોડજો. આસ્તિક ભક્તોના મહિમા શ્રી રુક્મિણીરમણ વધારે છે. મહીપતિ તેનો ભાટ છે તે તો સદ્ગુણના કીર્તન કરી ગાય છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમાળ સાત્વિક ભક્તોએ આ તેતાળીસમો અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૪૪ મો

# બહિરંભટનું ચરિત્ર.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

શ્રોતાઓ, આજે જ્ઞાનેંદ્રિય પૂર્ણ ભાગ્યશાળી છે. વૈખરી વાણી પુણ્ય વાત છે, કારણ કે વૈષ્ણવ ભકતોના ગુણનું વર્ણન કરતાં સર્વ પાપ દૂર નાસી જાય છે. ધ્યાનમાં સંત મૂર્તિ લાવવાથી નેત્ર અને પાંપણો પાવન થાય છે. સંતચરિત્ર સાંભળવાથી કાન પવિત્ર થાય છે. તેમ કરતાં કંઇ શ્રમ લાગતો નથી. ચાલીને ભકતકથા સાંભળવા જતાં પગ પવિત્ર થાય છે. આળસ ત્યજીને બેસતાં સર્વ અંગ પાવન થાય છે. આ ભકતવિજય ગ્રંથને નમસ્કાર કરતાં બે હાથ પવિત્ર થાય છે. આ ગ્રંથને મસ્તક નમાવતાં અહંતા સત્વર જતી રહે છે ભકતકથાને નમન કરતાં ઉન્મુનિ અવસ્થા થાય છે. (મનની આનંદની સ્થિતિ મન જીતવાથી થાય છે તે ઉન્મુનિ દશા કહેવાય છે). તે દશામા મનમાં નિશ્ચળતા આવીને મનનું સમાધાન થાય છે. તેવું જાણીને ભાગ્યશાળી શ્રોતાઓ, આ ભકતોની કથા સાંભળવા માટે પૂર્ણભાવ રાખશો. ગયા અધ્યાયમાં અનુપમ કથા કહી હતી કે વિદ્યાનગરમાં સપ્રેમ ભાનુદાસ ગયો અને સત્વર પ્રાર્થના કરી પાંડુરંગ મૂર્તિ પાછી લાવ્યો, અને પંઢરપુરમાં પુનઃસ્થાપિત કરી. હવે આ અધ્યાયની કથા સપ્રેમ સાભળો.

પ્રતિષ્ઠાન ક્ષેત્રમાં બહિરંભટ નામે બ્રાહ્મણ રહેતો હતો. તે ષટશાસ્ત્ર જાણનારો પંડિત હતો અને વેદાંતજ્ઞાનમાં પણ પ્રવિણ હતો. બીજા ઘણા બ્રાહ્મણ શ્રુતિશાસ્ત્ર ભણેલા હતા, પણ તેઓને તે પોતાના વિદ્યાર્થી કહેવડાવતો. તેની સોબતમાં લાગીને કેટલાયે બ્રાહ્મણો પુરાણ વ્યુત્પત્તિ શીખ્યા. તેનામાં આટલું સામર્થ્ય હતું, છતાં પણ તે કદી રાજદરબારમાં જતો નહીં. ઘરમાં અગ્નિહોત્ર વગેરે જુદાં જુદાં સત્કર્મો કરતો હતો. છતાં તેનું

મન કદી ઉદ્વિગ્ન રહેતુ નહી તે વેદનારાયણની પૂજા અયાચકવૃત્તિ રાખીને કરતો ગગાતીરે સ્નાન કરીને જપ અનુષ્ઠાન પણ કરતો હતો ત્યાથી બપોરના સમયે ઊઠીને સત્વર પોતાને ઘેર આવતો પછી બહિરભટ નૈવેદ્ય, વૈશ્વદેવ વગેરે કરીને બ્રાહ્મણોની પક્તિએ બેસતો અને તેમની સાથે ભોજન કરતો ત્રીજા પ્રહરમા પુરાણ વાચતો તે સાભળવા જ્ઞાની અને વેદાતનિપુણ માણસો આવતા એક દિવસ ભોજન કરતા કરતા પોતાની સ્ત્રીની મજાક કરી કે આજે તો મીઠા વિનાનુ શાક પીરસ્યુ છે તેની પત્નીએ જવાબ આપ્યો કે આજે સાઠ વર્ષની ઉમરે તમને જીભનો સ્વાદ ક્યાથી થયો? નઠારા મનને વશ કેમ થયા? પત્નીના વચન સાભળી ભટજીને મનમા ખરેખરો પશ્ચાતાપ થયો તે કહેવા લાગ્યો કે હવે આવુ નઠારુ જીવન શા માટે જીવવુ? હવે હુ મારી જીદગીનુ સાર્થક કરીશ એમ કહી પત્નીને નમસ્કાર કરી બહિરભટ ત્યાથી સત્વર ઊઠ્યો તેણે કહ્યુ કે માતા! તે મને બરાબર સભળાવ્યુ છે તે મારા ભલા માટે ઉપદેશ કર્યો છે પહેલા સુકૃત કર્યા હશે તેનુ ફળ આજે મળ્યુ છે તેથી તારા શબ્દોએ નિમિત્ત રૂપ બનીને અદ્ભુત વૈરાગ્ય ઉત્પન્ન કર્યો પછી ભટ અતરમા વિચાર કરે છે કે જો વનમા એમને એમ ચાલ્યો જઈશ તો લોકો બળજબરીથી મને વસ્તીમા પાછો લાવશે માટે એવી યુક્તિ કરવી કે જેથી પોતાની જ્ઞાતવાળા સાથેનો સબધ તૂટી જાય અને પોતાને કોઈ બોલાવે નહી હવે જો પોતે સન્યાસ ગ્રહણ કરે તો સઘળા બ્રાહ્મણો તેની પૂજા કરે, કારણ કે તે પરમ હસ દીક્ષા લીધી કહેવાય અને તે બ્રહ્મરૂપ બનાય છે બધા મારી નિંદા કરે, તેવુ થાય એવી મારી ઇચ્છા છે જ્યારે આમ થાય ત્યારે જ આ દેહ પાવન થશે એવો પશ્ચાતાપ મનમા કરીને તે ઘરમાથી બહાર ચાલ્યો પછી તે સમયે પોતે મુસલમાન પુરોહિતને ઘેર ગયો બહિરભટ તે કાજીને મધુર શબ્દથી કહેવા લાગ્યો કે મને તમારી જ્ઞાતિમા લો તમારા શાસ્ત્રમા હિંદુને મુસલમાન કરવાનુ પુણ્ય ગણ્યુ છે તેથી મનમા સકોચ લાવ્યા વિના મને તમારા ધર્મમા સામેલ કરી દો તે ઉપરથી કાજી કહે છે કે ભટજી આજે આમ ઉદાસ કેમ છો? તમારી વાસના પલટાઈ ગઈ છે માટે આજે કામ કરી આપીશ તમે જ્ઞાની પડિત હોવા છતા અમારી જાતિમા શા માટે આવો છો? તમારા મનની કઈ ઇચ્છા હશે તે હુ પૂરી કરીશ તે ઉપરથી બહિરભટ કહે છે કે હુ કોઈ ઇચ્છા પૂરી કરવા માટે વિરક્ત થયો નથી ભગવાનની પ્રાપ્તિ માટે તમારી પૂજાની રીત એકનિષ્ઠા લાગે છે એવી નિષ્ઠા જોઈને કાજીએ બહિરભટને મુસલમાન કર્યો આ વૃત્તાત સભળીને સઘળા

બ્રાહ્મણો મનમા સંતાપ પામ્યા હવે કંઈ ઉપાય થાય નહી એમ સમજીને તેઓ મનમા શાંત રહ્યા પૈઠણમા કોઇને મનમા વિકલ્પ થતો તો તે તેની નિંદા કરતા કોઇ કહે તે વૈરાગ્યનામગી છે કોઈ કહે તેને પિશાચભાસ થયો છે કોઇ કહે તેનુ લેતા આપણા સુકૃત નાશ પામે કોઇ કહે છે કે તેની પત્નીએ આવુ મહેણુ કહેવુ જોઈતુ નહોતુ કોઇ કહે તેનુ નસીબ વિપરીત થવાનુ હશે તેથી એમ કહ્યુ એક કહે છે કે તે મનમા નિર્ભય થયો છે કારણ કે તેની પત્નીએ કંઈ અણગમતુ કહ્યુ, જો કે તેણે વૈરાગ્ય લાવીને હજી સંસાર ભ્રાંતિ ત્યજી નથી કોઈ કહે છે કે પરમે દ્રવ્યસંપત્તિ સારી થવાથી અને કુટુંબનુ ભરણપોષણનુ સહેજ હોવાથી વૈરાગ્ય આવ્યો હશે લોકો પરસ્પર આવી વાતો કરતા હતા એક કહે છે કે પોતે શાસ્ત્રમા નિપુણ હતો, તો સંન્યાસ દિક્ષા લેવી હતી હવે તે નીચ જાતિમા જઈ મુસલમાન થયો છે કોઇ કહે અનુષ્ઠાન કરતા મંત્રમા ચૂક પડી હશે તેથી આવી બુદ્ધિ થઈ કોઇ કહે કે વિવેક વિચાર કર્યા વિના નકામા તેની નિંદા કરો છો.

> વિદ્યા, વય, કુળ ઉત્તમ જાણ, સર્વ સંપત્તિ અને ધન,
> પુત્ર કલત્ર સર્વ હોય તો, વૈરાગી થવું અઘટિત છે

એમ પૈઠણના લોકો કોઇ નિંદે છે તો કોઈ વખાણ કરે છે પણ બહિરંભટ વિરક્ત છે અને હમેશા નિર્ભય મનથી રહે છે એક દિવસે એક સવારે ગંગા કિનારે વિપ્રો બેઠા હતા તેઓની પાસે જઇને બહિરંભટ રડવા લાગ્યો અને પશ્ચાતાપ કરવા લાગ્યો કંઠ ગદ્‌ગદ્‌ થયો, આંખોમા આનંદાશ્રુ વહેવા લાગ્યા, એવો દેખાવ જોઈને બ્રાહ્મણો પૂછવા લાગ્યા કે તુ યવન શા માટે થયો ? તે ધર્મમા કયો સારો ગુણ તે જોયો કે જેથી હિંદુ ધર્મ ત્યજ્યો ? બ્રાહ્મણોનુ એવુ કહેવુ સાંભળી તેણે પ્રત્યુત્તર દીધો કે મને દુષ્કર્મ કર્યુ તેથી મારા મનમા અવિચાર આવ્યો ઈશ્વર પ્રાપ્તિ માટે મે મારી ઇચ્છાથીજ યવન ધર્મ સ્વીકાર્યો પણ અહીંઆ આત્મપ્રાપ્તિના કંઇ ચિહ્ન દેખાતા નથી ત્યારે બ્રાહ્મણો કહે છે કે પોતાના સત્કર્મથીજ સદ્‌ગતિ થાય છે એવુ તેને કહીને એકબીજા સાથે વાતો કરે છે તે કહે છે કે આ બ્રાહ્મણ સર્વજ્ઞ અને ગુણવાન હતો પોતાના કર્મથી પોતેજ ભ્રષ્ટ થયો માટે તેને શાસ્ત્રમા કહ્યા પ્રમાણે વિધિ કરી પાછો બ્રાહ્મણ જ્ઞાતિમા લાવવો જોઈએ ઘણા લોકો આપણી સલાહ લેવા આવે છે તો

પછી આની શુદ્ધિ જરૂર કરવી જોઇએ. જેવી રીતે ગામેગામ વહેતા વહેળા ગંગામાં મળતાં પવિત્ર થાય છે, અને તે પવિત્ર મનાય છે તો તે વહેળામાંથી બહાર વહેતું જળ તેને કેમ અપવિત્ર ગણવું ? તેવી જ રીતે બીજા કોઇ ગામના ભ્રષ્ટ થયેલાને પૈઠણમાં પવિત્ર કરવામાં આવે છે, તો પછી આ સર્વજ્ઞ, ગુણવાનને અહીંથી પાછો કાઢીએ તો આપણો શબ્દ (પ્રમાણ) ગયો. તેવું કહેવાય. પછી સત્વર શાસ્ત્રો જોઇને બહિરંભટને પ્રાયશ્ચિત કરાવ્યું. તેણે દ્રવ્ય પણ ઘણું ખર્ચ્યું. આવી રીતે તે બ્રાહ્મણને પવિત્ર કર્યો. સઘળા બ્રાહ્મણો બહિરંભટને કહેવા લાગ્યા કે અમારાં સત્કર્મથી તને શ્રીહરિનાં દર્શન થશે. તે સમયે સમસ્ત મુસલમાનો ભેગા થઈને બ્રાહ્મણોને કહેવા લાગ્યા કે તમે યવનને કઈ રીતે બ્રાહ્મણ બનાવ્યો. તેનો રાજદરબારમાં ખુલાસો કરો. ત્યારે બહિરંભટ તેમને કહે છે કે મને મુસલમાન કેવી રીતે કર્યો હતો ? મારા કાનમાં છિદ્ર છે તે હજુ પણ દેખાય છે. તેથી મને સંશય થાય છે કે હું મુસલમાન થયો નથી. જેમ નેત્ર હોવા છતાં અંધ કેવી રીતે કહેવાય ? જેના જીવમાં અહંતા છે તેને મુક્ત કહેવું નકામું છે. કાને સાંભળે તેને બહેરો કેમ કહેવો ? સાકરને દારૂમાં મેળવે, તોપણ તેનું ગળપણ જાય નહીં. તેવી રીતે તમે મને ભ્રષ્ટ કર્યો પણ કાન વિંધેલા તેવા જ રહ્યા. વિંધેલા કાનવાળાને અવિંધ કહેતાં તમને શરમ આવતી નથી ? આ પ્રમાણે યવનો સાથે વાદવિવાદ કરતાં તેઓ સર્વ જતા રહ્યા. હવે બ્રાહ્મણોને બહિરંભટ કહે છે કે તમે મને પ્રાયશ્ચિત આપીને બ્રાહ્મણ કર્યો પણ એવું તમારું કયું ધર્મશાસ્ત્ર છે તે મને સમજાતું નથી. મારી સુન્નત કરી હતી તે ચર્મ પ્રાયશ્ચિત કરવાથી પાછું આવ્યું નથી. માત્ર ભસ્મ, ગોમય વગેરે શરીર ઉપર લગાડવાથી હું કેવી રીતે પવિત્ર થયો કહેવાઉં ? જેનું નાક કાપી લીધું હોય તેનું સન્માન ક્યાં રહ્યું ? તેવી રીતે મને યવનોએ ભ્રષ્ટ કર્યો તેથી બ્રાહ્મણત્વ રહ્યું નહીં. પૂર્ણિમાનો ચંદ્ર ઘણો ઉજ્વળ કર્યો પણ તેમાં કલંક રહી ગયું. તેમ મને પ્રાયશ્ચિતે શુદ્ધ કર્યો તો પણ શિશ્ન ઉપર અસર રહી ગઇ. હજામ પાસે શિખા રખાવી પણ ચર્મ નવું ફૂટતું નથી. આ સંશય મારા મનમાં છે તે અક્ષય થઈ જડાઇ ગયો છે. માટે હું ખરેખર બ્રાહ્મણ નથી, તેમ યવન પણ નથી. મારા માટે એક પણ વર્ણનું નામ નથી. જેમ કુંભારે ચક્ર ઉપર માટીનો પિંડ મૂક્યો તેને કુંભ પણ ન કહેવાય કે માટી પણ ન કહેવાય. મારી સ્થિતિ પણ તેવી જ થઈ છે.' ભટનું આવું કહેવું સાંભળી બ્રાહ્મણો છાનામાના બેસી રહ્યા. તેઓ કહેવા લાગ્યા કે આના સંશયનું સમાધાન કેવી રીતે થઈ

શકે ? કોઇ જાંની મજો તેને બહિરંભટ પૂછે છે કે હું કોણ છું તે મને કહીને આગળ જાઓ. યવન કહે તો તે ક્રોધયુક્ત થઈ કહે છે કે હું ખરેખરો યવન હોઉં તો કાનમાં છિદ્ર કેમ છે ? કોઈ કહે કે બહિરંભટ મોટા પ્રતિષ્ઠાની બ્રાહ્મણ છે તો તેની નિંદા કરી કહે છે કે મારી સુન્નત કરી છે તે જુઓ. આથી તેનું કોઇ સમાધાન કરી શક્યું નહીં. કોઇએ કહ્યું કે તેનું નામ હવે બહિરપિશાચ નાખો. તે દરેકને પૂછે છે કે મને સદ્‌ગુરુ ક્યારે મળશે કે જે મારો સંશય દૂર કરે. એમ કરતાં ઘણા દિવસો વાની ગયા. એક દિવસે તે વડવાનળ ગામે આવ્યો. ત્યા નાગનાથ સિદ્ધ પોતાના સદ્‌ગુરુના આશ્રમમાં રહેતા હતા. તે પોતાના પ્રેમથી ગુરુની સમાધિ બંધાવતા હતા. તે માટે તેમણે પર્વત જેવડો પથ્થરનો ઢગલો કર્યો હતો. આ સિદ્ધિને જોઇને બહિરપિશાચ આશ્ચર્ય પામી વિચાર કરે છે કે આજ ગુરુ મારા સંશયનું નિવારણ કરશે અને મારામાં બ્રાહ્મણત્વ પાછું લાવશે. પછી નાગનાથને બહિરભટ પૂછે છે કે હું હિંદુ કે અવિંધ છું, તે મને સ્પષ્ટ કહો. એવી ઉદ્ધત વાણી સાંભળીને તે સદ્‌ગુરુનાથ કોપાયમાન થયા. તેમના હાથમાં જે કાષ્ટદંડ હતો તે તેના તાળવા ઉપર માર્યો. એટલે તેને મૂર્છા આવી અને તે સત્વર ભૂમિ ઉપર ઢળી પડયો. તેની ચિત્તવૃત્તિમાં કંઈ ભાન રહ્યું નહીં. જીવ પણ તાળવે જઇ અટકી રહ્યો. હું કોણ છું એવું સ્ફુરણ રહ્યું નહીં. દેહમાં જીવ ન હોય તેવું થયું. નાગનાથ તેની તેવી સ્થિતિ કરી નાખી કહેવા લાગ્યા કે આની ભૂલભુલામણી મૂળથી જ દૂર કરવી છે તેના સંશયનું નિવારણ કરીને આત્મ સ્થિતિ જાણતો કરવો છે. પછી મુશળ લાવીને શિષ્યોને હાથે તેનો કૂટીને પિંડો બનાવી દીધો. હાડકા માંસનો ભૂકો કરીને પોતાને હાથે સર્વસ્વનો પિંડો બનાવી તેમાંથી મૂર્તિ નિર્માણ કરી. સ્વહસ્તે અગ્નિમાં ચઢાવી દીધો. આવું કૌતુક જોઇને ત્યાં સર્વના મનમાં ભારે આશ્ચર્ય થયું. અગ્નિ શાંત થતાં નાગનાથે કદી ન બન્યું હોય તેવું કરી બનાવ્યું. તે મૂર્તિ ઉપર કૃપાદૃષ્ટિ કરતાં તેમાં જીવ સંચાર થયો. તેનું બ્રહ્મસ્વરૂપ થયું. તે શરીર સદ્‌ગુણથી તેજસ્વી થયું. જેમ યોગી ઉન્મુનિ દશામાં બેઠો હોય તેમ નાગનાથ બેસીને તેવી દૃષ્ટિથી જોતા હતા. તેમના મનમાં સંતોષ થયો. પછી સદ્‌ગુરુ તેને ગુપ્ત વાત પૂછે છે કે હે બહિરપિશાચ બોલ તું કોણ છે ? સત્વર મને જવાબ આપ. એવો પ્રશ્ન સાંભળીને તે મનમાં વિચાર કરે છે. પછી તે કહે છે કે સદ્‌ગુરુ ! સંશયનું નિવારણ થઇ ગયું છે તેથી મૌન રહ્યો છું. જો પોતાને યવન કહે તો શિશ્ન ઉપર હવે ચર્મ છે. બ્રાહ્મણ છે એમ કહે તો કાન વિંધેલો નથી. સદ્‌ગુરુ

સિદ્ધાંત જ્ઞાન કહે છે. પણ દેહપલટો કોણ કરી શકે? તે ન બને તેવી બીના નાગનાથ ગુરુએ કરી બતાવી. તેના મનનો દારુણ વિકલ્પ દૂર કર્યો. પછી નાગનાથે તેના મસ્તક ઉપર હાથ મૂકીને ઉપદેશ કર્યો. એટલે તેને તત્કાળ આત્મજ્ઞાન થયું અને તે શ્રીહરિભજનમાં લાગ્યો. અહિરંભટના ચિત્તમાં ઘણો હર્ષ થયો. ધન્ય, ધન્ય, ગુરુ નાગનાથને કે જેમણે આ જન્મમાં બીજો જન્મ આપ્યો અને તેમ કરતાં ક્ષણમાત્ર વિલંબ કે સમય ન લાગ્યો. ઉદંડ ગુરુ આત્મજ્ઞાની હોય છે, તે જન્મમરણનું નિવારણ કરે છે. પણ દેહને પલટાવી નાખવાની કરણી કરવી મુશ્કેલ છે. કર્મની ગતિનું નિવારણ થઇ શકે તેમ નથી. પાંડુરંગ મૂર્તિનું ધ્યાન ધરીને મોટા ભકતો ઉપાસના કરે છે. નામદેવ ભકતે પાષાણ મૂર્તિને નૈવેદ્ય જમતી કરી. પણ આ બનાવ તેથી વધારે આશ્ચર્યકારક છે. જ્ઞાની માણસો જનસમુહને જ્ઞાન બતાવે છે, શ્રુતિ અને અનેક શાસ્ત્રો સમજાવે છે પણ પાડાના મુખથી વેદપાઠ બોલાવ્યાથી જ્ઞાનદેવે આશ્ચર્યકારક કામ કરી બતાવ્યું. સર્વલોક કહે છે કે માયા મિથ્યા છે, અને સંકટમાં અતિ ઘણું ધૈર્ય ધરે છે. પણ કબીર ભકતે પુત્રનો વધ કર્યો. આ બનાવ પણ વિચિત્ર લાગે છે. સાંવતા માળી નામે મોટો ભકત હતો. તેને ધન્ય છે કે જ્યારે પંઢરીનાથ સંતાવા આવ્યા ત્યારે પોતાના હાથે છાતી ચીરીને હૃદયમાં રાખ્યા. એવા વૈષ્ણવ ભકતો પ્રેમાળ હૃદયવાળા હોય છે. અને તેઓ એકથી એક શ્રેષ્ટ હોય છે. તેઓનો મહિમા કોઈથી કળાય નહીં તેવો હોય છે. તેઓએ ધનનીલને વશ કર્યા હતા. હવે પાછળની કથાના અનુસંધાનમાં કહું છું. નાગનાથની કૃપા થતાંજ અહિરંભટને જ્ઞાન થયું. તેને આત્મા ઓળખવાની ગુપ્ત વાત સમજાઈ ગઈ. પછી તેણે પંઢરપુર જઈને સગુણ સ્વરૂપનાં દર્શન કર્યાં. તે જોઈ પ્રેમયુકત થઈને સ્વાનંદે કીર્તન કરતાં નાચવા લાગ્યો. શ્રી ભાગવતનો દશમ સ્કંધ જુઓ. તેમાંથી ભાષાંતર કરેલી આ કથા છે. તેની કડીઓ અમૂલ્ય છે. જે સપ્રેમ સાંભળતાં ભાવિકજનોને નિજ અંતર સુખની પ્રાપ્તિ થાય છે. આ અહિરંભટે પદ પદાંતરે કાવ્ય રચ્યાં તે સાંભળતાં પાપ એકદમ દૂર થાય છે. આ નિજ ભકતની કીર્તિ સાંભળતાં સઘળા જડ જીવો પવિત્ર થાય છે. મહીપતિ શ્રોતાઓને વિનવે છે કે આ 'નામ'માં દૃઢ પ્રીતિ કરજો.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે. પ્રેમાળ ભાવિક ભકતોએ આ ચુંવાળીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

## અધ્યાય ૪૫ મો.

# એકનાથ સ્વામીનું ચરિત્ર.

શ્રી ગણેશાય નમઃ ।। શ્રી રાધાકૃષ્ણાય નમઃ ।।

હે શ્રોતાજનો, હવે આ એક રસિક કથા સાંભળો. તે સાંભળતાં તમારા ભવરોગરૂપી દુઃખનું નિવારણ થશે. દરેકે અંતરમાં પૂર્ણ વિવેક ઠસાવવો જોઇએ. ત્યારે જ પોતાની શાંતિ અને સુખ હાથમાં આવશે. કંઇ પણ યોગ સાધન કરવાની જરૂર નથી. કોઇ પણ તીર્થાટન કરવાની જરૂર નથી. પણ ભકતકથામાં મન લગાવીને સાંભળતાં વૈકુંઠભુવન પામશો. કદી બહુ શાસ્ત્રીય વ્યુત્પત્તિ ન ઉત્પન્ન થતી હોય, તો પણ હરિકથામાં પ્રીતિ થતાં તે મનુષ્ય ક્ષણ માત્રમાં પાવન થાય છે.

જેને ગમે નહીં વ્રત નેમ, જેને બ્રહ્મ ઉપર કાણુ નહીં, તે પણ કદી વાચાથી 'રામનામ' સ્મરણ કરે, તો પુરૂષોત્તમ રૂપ થઇ જાય. જેના અંગમાં વસી કૃપણતા, જેની કુટુંબ ઉપર મમતા ઘણી, તે પણ કદી ભકતકથાનું શ્રવણ કરે તો પશ્ચાતાપ તેના અંતરમાં વસે.

જેમ લોહદંડ ઉપર મેલ ચઢયો હોય, પણ પારસમણિ લાગતાં તત્કાળ તે પલટાઈ જાય છે, તેમ ભકતકથાની લેહ લાગતાં અજ્ઞાની વિવેકી થઈ જાય છે. જેણે પૂર્વ જન્મમાં પુણ્યસંચય કર્યો હશે, તેને જ ભકતકથામાં રુચી થશે. બીજા કમનસીબ બિચારાનું તો મનના સંશયથી સર્વસ્વ ડૂબી જાય છે. તેથી તમે બધા શ્રોતાજનો, મને તો ભાવિક, પ્રેમાળ અને નસીબવાન લાગો છો કે જેવી સાત્વિક કથાની મીઠાશનું પ્રેમથી સેવન કરો છો. પાછળના અધ્યાયમાં પરમપાવન પવિત્ર કથા શ્રોતાઓને કહી હતી. ભાનુદાસ પાંડુરંગ મૂર્તિને વિદ્યાનગરના રાજા પાસેથી પાછો પંઢરપુર લઇ આવ્યો હતો. તે ભાનુદાસનો પુત્ર સદ્દગુણી હતો. તેનુ નામ ચક્રપાણિ હતું. તે

જ્ઞાનથી પ્રકાશિત અને જ્ઞાની હતો. તે શ્રીહરિભજનમાં નિમગ્ન રહેતો. તેના પુત્રનું નામ સૂર્યનારાયણ હતું. તે જ્ઞાનથી પ્રકાશિત અને દેદિપ્યમાન હતો, તેની સુલક્ષણા પત્નીનું નામ રૂક્મિણી હતું. તેને પુત્ર જન્મ્યો તેનું નામ એકનાથ હતું. તે જાણે જગદ્‌ગુરુ સાક્ષાત્ અવતર્યા હોય તેવો હતો. તેનું ચરિત્ર હવે કહું છું, તે પ્રેમથી સાંભળજો. એકનાથ દિવસે દિવસે મોટો થયો. તેનાં માબાપ તેના ઉપર અપાર પ્રેમ રાખતાં હતાં. ત્યાં જનાર્દન સ્વામી નામે પૂર્ણ જ્ઞાની રહેતા હતા. (ઔરંગાબાદ પાસે દૌલતાબાદના કિલ્લામાં તેમનું પાદુકાસ્થાન છે). તેમને દત્તાત્રેય ભગવાનનાં દર્શન થયાં હતાં. એકનાથ એક દિવસે ઊઠીને તેમના દર્શને ગયો. તેમના મસ્તક ઉપર પુષ્પ મૂકી પછી દૃઢ શ્રદ્ધાથી તેમને નમસ્કાર કર્યા. તે સમયે જનાર્દન સ્વામી મનમાં ઘણા વિસ્મય પામ્યા. તે પૂછવા લાગ્યા, "તું કોનો પુત્ર છે અને અહીં કેમ આવ્યો છે? મનમાં જરાપણ સંકોચ રાખ્યા વિના મને સત્ય કહે કે તું તારાં માતાપિતાને ત્યજીને આવ્યો છે કે રિસાઇને મારી પાસે આવ્યો છે?" ત્યારે બે કરજોડીને એકનાથ મૃદુ સ્વરે કહે છે કે હું ઋગ્વેદી બ્રાહ્મણનો પુત્ર છું અને તમારાં દર્શન કરવા માટે જ આવ્યો છું. માતાપિતાથી રિસાઇને આવ્યો નથી. મારા મનમાં એવો અનુભવ થયો કે દેહ સાથે પ્રપંચ માયા જોડાઈ છે. કામક્રોધથી ચિત્ત ઘેરાઇ ગયું છે. આ દેહમાં માયા, લોભ અને અહંકાર ભરેલાં દેખાય છે. તેથી આપનાં દર્શન કરવા પ્રેમથી આવ્યો છું. હવે મનમાં એવી ઇચ્છા થાય છે કે નિરંતર તમારી પાસે રહેવું અને રાતદિન નિજભાવે પ્રેમથી તમારી સેવા કરવી. મારા જેવા પતિતને તમારે શરણે આવેલો જોઇને હે સદ્‌ગુરુ, મારો અંગીકાર કરો. એમ કહીને સદ્‌ભાવે ગુરૂના ચરણ પકડયા. એકનાથનાં આવાં વચન સાંભળીને શ્રી જનાર્દન સ્વામીને ઘણું આશ્ચર્ય થયું. તે કહેવા લાગ્યા કે વય નાની છે પણ જ્ઞાન ઘણું વિશાળ છે. પછી શ્રી જનાર્દન સ્વામીએ તેને આશ્વાસન આપ્યું અને કહ્યું કે ભલે તું સુખેથી મારી સાથે રહે. આવાં વચન સાંભળીને તેના ચિત્તમાં ઉલ્લાસ થયો. જેમ વ્યાસજી સંશયમાં પડયા ત્યારે તેમને નારદમુનિ મળ્યા, તેવી રીતે જનાર્દન સ્વામીનાં અભયવચનથી એકનાથને મનમાં સંતોષ થયો. જેમ હંસરૂપ નારાયણને મળતાં બ્રહ્માને સમાધાન થયું હતું. તેમ જનાર્દન સ્વામીના અભયવચનથી એકનાથને થયું. —

**સ્વામી સેવામાં સત્વર, જે અહોરાત્ર રહે તત્પર,**
**કોઈ વિષયમાં પડે નહીં અંતર, જેણે ભાવાર્થ સર્વ ગહ્યો અંતર.**

રાત્રે જનાર્દન સ્વામી સૂઈ જાય, ત્યારે પોતે સ્વહસ્તે તેમના પગ દબાવતો હતો. પોતાને તે વખતે નિદ્રા આવે તો પણ ઊઠે નહીં. પોતાના હાથે પાનબીડું બનાવી નમ્રભાવે જનાર્દન સ્વામીના મુખમાં પ્રેમથી મૂકતો. મોં ધોવાની તથા થૂંકવાની થૂંકદાની પણ સ્વહસ્તે લાવી પાસે મૂકતો. પોતે સ્વહસ્તે સ્નાન કરાવતો અને પછી પૂજાનો સામાન લાવી આપતો. ગંધાક્ષત, ફૂલ, ચંદન, ધૂપ, દીપ વગેરે જે કંઇ જ્યારે જ્યારે જનાર્દન સ્વામી મંગાવે ત્યારે સત્વર હાજર કરતો. તેમના જમ્યા પછી તેમની થાળીમાનું ઉષ્ટ પોતે પ્રેમથી જમતો. થૂંકદાની વગેરે સ્વહસ્તે સાફ કરતો શૌચક્રિયા માટેની જગા પણ પોતે જ સાફ કરતો. એવી ગુરુભક્તિમા એકનાથ લીન થઇ ગયો. જનાર્દન સ્વામીએ આ નજરે જોયું ત્યારે પોતાના મનમાં આશ્ચર્યચકિત થઈ ગયા. તે કહેતા કે એકનાથને મનુષ્ય કહેવો નહીં તે સર્વ ગુરુ ભકતોમાં શ્રેષ્ટ છે. એક દિવસ એકાંત જોઇને જનાર્દન સ્વામી તેના ઉપર કૃપા કરીને પુછે છે કે તું તારા માતા પિતા ન જાણે તેવી રીતે મારી સેવા કરે છે. તું તો વિરકત દેખાય છે પણ ઘેર વૃદ્ધ માબાપ છે તેમને માટે અન્ન વસ્ત્રની જરૂર છે અને તેથી તેઓ ઘણી ચિંતા કરે છે. પછી જનાર્દન સ્વામી તેમને માટે અન્ન વસ્ત્ર મોકલવા લાગ્યા. આ વર્તમાન વડીલોએ જાણ્યા ત્યારે તેમના મનનું સમાધાન થયું. પછી જનાર્દન સ્વામી પોતાના મનમાં વિચાર કરે છે કે એકનાથને કંઈ કામગીરી સોંપવી જોઇએ. પછી તેને આજ્ઞા કરી કે સર્વ ખર્ચનો હિસાબ તેણે રાખવો. તેને કહ્યું કે જો તું આ કામમાં પ્રવીણ થઈશ તો તને અગણિત જ્ઞાનની સમજ પડશે. તેણે જવાબ આપ્યો કે જેવી સ્વામીની આજ્ઞા. એ કામ હું અવશ્ય કરીશ; એમ કહીને નમન કર્યું. આ કામ કરતાં તેની હંમેશની સેવામાં કંઈપણ કચાશ આવતી નહોતી. તે રોજનો હિસાબ રોજ તૈયાર રાખતો. આ જોઈ જનાર્દન સ્વામી કહે છે કે હવે મને લાગે છે કે એકનાથ પરમ ચતુર થયો છે. માટે હવે કંઇક નિમિત્ત ઊભું કરીને તેને સ્વસ્વરૂપમાં મન લગાડતો કરવો જોઇએ. એમ વિચાર કરી એકનાથને પાસે બોલાવી કહે છે કે મને હિસાબ બતાવ. ખરડો, ખાતાવહી વગેરે લઈ આવી પૂરો હિસાબ મને આપ. અવશ્ય લાવીશ, એમ કહીને તે સામે આવીને ચરણે નમ્યો. સેવા માટે જે નિત્યનો નિયમ હતો તે પૂરો કરી રાત્રે દીવામાં તેલ પૂર્યું અને હિસાબમાં એક પૈસાની ભૂલ હતી તે તપાસવા બેઠો. પણ તે ભૂલ સત્વર જડતી નહોતી, હિસાબનો તાળો મળતો નહતો. પછી એકાગ્ર ચિત્ત કરીને તે હિસાબ ફરીથી તપાસવ

બેઠો. રાત્રે ક્ષણવાર પણ શયન કર્યું નહીં. પોતાના દેહને ત્રાસ થાય તેની પરવા કરી નહીં. તેને ઘણી તરસ લાગી હતી, તો પણ પાણી પીવા ઊઠયો નહીં. તે મનમાં કહેતો જમ્યા પછી પાણી પીવામાં આવે તો નિદ્રા આળસ સત્વર આવે. તે પછી સદ્દગુરુનાથને શો જવાબ આપવો તેનો મનમાં વિચાર કરવા લાગ્યો. તે સમયે જનાર્દન સ્વામી જાગૃત થઇને પથારી પાસે જમીન ઉપર નજર કરી તો ત્યાં એકનાથ દેખાયો નહીં, તેથી મનમાં વિસ્મય થઈ ઘરના અંદરના ભાગમાં શોધવા ગયા. ત્યાં જઈ જોયું તો દીવામાં તેલ ભરીને હિસાબ તપાસતાં બેઠેલો તેને જોયો. તે સ્વસ્થપણે એક પૈસાની ભૂલ શોધતો હતો. અકસ્માત તાળો જોડતાં તેને ભૂલ જડી. પછી એકનાથને ઘણો આનંદ થયો. નજીકમાં બીજું કાંઈ ન હોવાથી પોતાના બન્ને હાથ વડે તાળી પાડી. તે સમયે તેની પાછળ ઊભા રહી જનાર્દન સ્વામી કૌતુક જોતા હતા. પછી પોતે સન્મુખ જઇને સત્વર પૂછવા લાગ્યા. સદ્દગુરુ પૂછે છે કે, "એકનાથ! તને એવું શું નવાઇ જેવું લાગ્યું કે અત્યંત હર્ષ થયો અને તેં આનંદમાં આવી જઇ તાળી પાડી?" આ સાંભળી એકનાથે સામે ઊંચે નજર કરી. પછી એકદમ ઊભા થઇને ગુરુને સદ્દભાવે નમન કર્યું. પછી કહેવા લાગ્યો કે સર્વ હિસાબ શોધીને તપાસતાં એક પૈસાની ભૂલ જણાઇ. તેનો અકસ્માત તાળો મળતાં ચિત્તમાં ઉલ્લાસ થયો. આવાં વચન સાંભળી જનાર્દન સ્વામી મનમાં વિસ્મય પામ્યા પછી એકનાથને સદ્દગુરુ કહે છે કે —

તને પૈસા ઉપર જેવું ચિત્ત લાગ્યું તેવું જ શ્રીકૃષ્ણ ચરણમાં લગાડીશ તો તારું સ્વહિત થશે.

આવા શબ્દો એકનાથને કાને પડતાં તે જ ક્ષણે તેને પશ્ચાતાપ શરૂ થયો. તે કહેવા લાગ્યો કે મારા મનમાં આવી જ ઇચ્છા હતી કે સદ્દગુરુ મને આ પ્રમાણે આજ્ઞા કરે. ધન્ય દિવસ સુદિન આજનો કે ગુરુકૃપાથી મને ઉપદેશ મળ્યો. માયાનો વિકાર તોડી નાખીને સંસારની માયા દૂર કરીને પછી એકનાથે તેજ ક્ષણે સદ્દગુરુને ચરણે કલમ મૂકી દીધી. જમા ખર્ચનો સઘળો હિસાબ કહી દીધો તે સજ્જનો પ્રેમથી સાંભળજો. —

"નરદેહ મુદ્દલ ચાલુ સાલનું, ગતજન્મનુ દેવું તેં પૂર્વ સંસ્કાર,
પ્રેમપત્ર હૃદયમાં કોરેલા અક્ષરે, સ્વધર્મે ખર્ચ મોટો કર્યો,
ફળત્યાગ સફળ જેણે કર્યો, તે મેળવશે ઋણ સ્વામી પાસથી,
ફળત્યાગ કરતા થયું બ્રહ્માર્પણ, ન કળે તે માનવી સર્વજ્ઞ.

વિચાર સુગ્સ આ નિજ કર્મનો, સાવધાનપણે સાચો લખ્યો,
વળી આદેશ ગુરુ કૃપા થકી, હિસાબ સઘળા કર્મનો પૂછિયો,
એમ નગદેદ થયો જમે થતા, બાકી દેવુ રહ્યુ તે અજ્ઞાનથી.
હુ નમુ પ્રભુ તુજ ચરણમા, માયા મમતા તજી નિજ હૃદમા,
ત્રૈલોક્યનો સ્વામી તુ પોતે, તારા થકી મે કર્યો વ્યાપાર,
અને કૃપા થઇ સ્વામી તુજ થકી, તેથી ગમે લેવુ શ્રીકૃષ્ણનામ,
"સોહ" મુખ્ય ખત તે દીધુ, તે મે લઇ નિજ મસ્તકે ધર્યુ
પ્રેમરૂપ વસ્ત્રો અપરિમિત, તે પામ્યો હુ નફો આ સમે,
નિજ મુકિતનુ મળ્યુ પાનખીડુ, તેથી ભવ રોગ પીડા દૂર થઈ,
દૈન્યપુરમા જઈ મેરો રોકડો, ચૈતન્ય સ્વરૂપ હુડી મળી
સ્વાનુભવની અરજી કરી, રસીદ સ્વામીને દીધી પછી,
સત્સગ કરતા વમુલ માફી, રહી એક તુજ ભકિતની

પૂર્વજન્મના કઇ સુકૃત હશે, જેથી રામનામના વ્યાપારમા લાગી ગયો છુ એવુ કહીને એકનાથે સ્વામીના ચરણમા મસ્તક મૂકયુ આ સાભળી સ્વામી મનમા વિસ્મય થઇ કહેવા લાગ્યા કે આ ઉપદેશ લેવાનો અધિકારી થતો જાય છે પછી એકનાથને ઊભો કરીને સ્વામીએ આલિગન આપ્યુ સદ્દગુરુએ તે સમયે "શ્રીરામ કૃષ્ણહરિ"નો મત્ર જે સર્વને તાર નાર છે તે આપ્યો તે મત્રમા જ દઢ વિશ્વાસ રાખીને ગુપ્ત રીતે પરમાર્થ યોગ સાધ્યો એકનાથે પ્રેમથી કીર્તન કર્યું અને હરિગુણના પવાડા ગાયા

આટલી કૃપા થયા છતા સદ્દગુરુ સેવામા જરા પણ ઉણપ આવી નહીં દિવસે દિવસે અધિકાધિક સેવા કરીને પોતે સાક્ષાત્ સદ્દભાવ મૂર્તિરૂપ હોય તેવો દેખાતો

આવો નિશ્ચય જોઇને જનાર્દન સ્વામી કહેવા લાગ્યા કે આને તો મનુષ્ય કેમ કહેવાય? આતો વિષ્ણુ પોતે જ વિશ્વનો ઉદ્ધાર કરવા માટે અવતર્યા છે તેથી વધારે કૃપા કરીને એકનાથને શ્રી દત્તાત્રેયના દર્શન કરાવવાનુ પોતાના મનમા થયુ પછી સ્વામી કહે છે કે એકનાથ, તને હુ શ્રી દત્તાત્રેયના દર્શન કરાવીશ પણ મનમા નિર્ભય રહેજે અને ચિત્તમા કદી બીક ધરીશ નહી તેઓ પોતાનુ સ્વરૂપ ઘડીએ ઘડીએ બદલે છે જેની અજ્ઞાની માણસો નિંદા કરે છે, તેવી જાતનુ શરીર પોતે ધારણ કરે છે તેથી હુ જેની સાથે વાત કરુ તેમના ચરણ તુ પકડજે

અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી સદ્‌ગુરુને ભેટજે. તને ત્યાં પ્રસાદ આપે તે પણ પ્રેમથી આરોગજે. એવી જનાર્દન સ્વામીએ શિખામણ આપી એટલે એકનાથે તેમના ચરણમાં મસ્તક મૂક્યું. એકનાથ કહેવા લાગ્યો કે આ ઇચ્છા મારા મનમાં ઘણા દિવસથી હતી. પણ સ્વામીની મર્યાદા ઓળંગીને મારાથી પૂછાતું નહોતુ. તે આજે પોતે સ્વમુખે સ્વામીએ મને અભયવચન આપ્યું. તેથી આજે મારા મનોરથ પૂર્ણ થશે અને ગુરુ દત્તાત્રેયનાં દર્શન થશે. જનાર્દન સ્વામી પૂર્ણ હેત ધરીને એકનાથને અરણ્યમાં લઈ ગયા. તે સમયે અકસ્માત અનસુયા સુત દત્તગુરુદેવ તેમને મળવા માટે આવ્યા. દૂરથી આવતાં જોઈ જનાર્દન સ્વામી કહે છે કે એકનાથ મારો સ્વામી આવે છે તેને ઓળખજે. તે સમયે એક મુસલમાન ઘોડા ઉપર બેસીને ઓચિંતા તે સ્થળે આવી પહોંચ્યા. એવું સ્વરૂપ નજરે જોઈને એકનાથ મનમાં ભયભીત થયો. મનમાં કહેવા લાગ્યો કે આ તો પ્રત્યક્ષ યવન દેખાય છે તેથી ગુરુજીનું કહેવું અસત્ય લાગે છે. તે અવિંધનું કપાળ વિશાળ હતું, નયન રક્ત હતાં, હાથમાં શસ્ત્ર હતું અને અશ્વ ઉપર બેઠેલા હતા. તે તેમની નજીક આવીને ઘોડા ઉપરથી નીચે ઉતર્યા. એટલે જનાર્દન સ્વામીએ તેમને નમન કર્યું. યવન ભાષામાં ગુરુદત્તાત્રેય અને જનાર્દન સ્વામી વાતો કરતા બેઠા. આવું દૃશ્ય નજરે જોઇ એકનાથને નવાઇ લાગી. સદ્‌ગુરુ કહેવા લાગ્યા કે હે જનાર્દન ! ભૂખ લાગી છે માટે ભોજન કરવું છે. પછી તેમણે ત્યાં નાના પ્રકારનાં પકવાન પેદા કર્યાં અને આશ્ચર્ય પમાડે તેવી રચના બતાવી. ત્યાં રત્નજડિત સોનાના થાળમાં પડ્રસ ભોજન પીરસ્યું. પછી જનાર્દન સ્વામી નજીક બેસીને સંગાતે ભોજન કરવા લાગ્યા. ગુરુદત્તાત્રેય કહે છે કે જનાર્દન, પેલો છોકરો દૂર ઊભો છે તેને જો તમારા મનમાં ઠીક લાગે તો ભોજન કરવા માટે બોલાવો. એકનાથને આવવા માટે કહેતાં તેને મનમાં સંશય આવ્યો કે યવનનું અન્ન કેવી રીતે ભક્ષણ કરી શકાય? તેથી તે નજીક આવવાને બદલે દૂર જવા લાગ્યો. એટલામાં ભોજન સમાપ્ત કરી શ્રી દત્તાત્રેય અદૃશ્ય થઈ ગયા. આવું જોતાં એકનાથને આશ્ચર્ય થયું ! પછી એકનાથ સદ્‌ગુરુ જનાર્દન સ્વામી પાસે આવી તેમના ચરણમાં મસ્તક મૂકી પ્રેમથી પૂછવા લાગ્યા કે આ કોણ યવન તમને મળવા આવ્યા હતા ? સ્વામી કહે છે કે તને જે વાત કરી હતી તે તે શ્રી દત્તાત્રેય હતા. જેની સાધના કરતાં પણ કોઇને દર્શન થવું દુર્લભ છે. તેમનાં તને અનાયાસે દર્શન થયાં, પણ તારા મનમાં સંશય થવાથી તેમના પ્રસાદનો લાભ તેં ગુમાવ્યો છે. જેમ રસ્તે જતાં અભાગીઆને ઓચિંતું કલ્પતરુ નજરે પડે

તેની અવગણના કરે, તેવું તેં આજે કર્યું છે. જેમ એક અમૂલ્ય મોતી હાથમાં આવ્યું, પણ નસીબમાં નહીં તેથી તેને ફેંકી દીધું. જેમ અમૃત ભરેલો દરીઓ નજરે પડે પણ તેમાંથી પીધું નહીં, કદી અંધકારને લાકડી મારી શકાય, તો પણ અનસુયા સુત કદી અજ્ઞાનીને નજરે પડે નહીં. જે કોઇ વજ્રાસને બેસીને યોગસાધના કરે તેને બીજી કોઇ સિદ્ધિ મળે, પણ દત્તાત્રેયના દર્શન થાય નહીં. તેમનાં દર્શન તને અનાયાસે થયાં. પ્રાણી માત્રના વિચારો કહ્યા વિના સત્વર જાણી શકાય પણ હે એકનાથ! અત્રી-સુતનાં નજરે દર્શન કરવાં ઘણાં અઘરાં છે. પોતાના સામર્થ્યથી કદી સાત સાગરનાં પાણીથી સ્નાન કરી શકે, પણ સદ્‌ગુરુનાં દર્શન તો તારા નમીબને લીધે જ થયાં. આગળનું ભવિષ્ય જાણી શકાય એવા કોઈ છે એમ કોઇ કહે તે માની શકાય, પણ શ્રી દત્તાત્રેય સાક્ષાત્ આવીને કોઇને મળતા જ નથી. આવા શ્રી દત્તાત્રેય તને અનાયાસે મળતાં તેં મનમાં નકામો વિકલ્પ કર્યો, હવે જે બનવાનું તે બની ગયું. કદી ફરીથી આગળ ઉપર ઓચિંતાં દર્શન આપે ત્યારે સાવધપણું રાખજે. તે સાંભળી એકનાથ કહે છે કે :—

હું તમારો શિષ્ય કહેવાઉં છું, માટે બીજે ઠેકાણે ચિત્ત લગાડતાં મનમાં વિકલ્પ થાય છે.

બાળક પિતાનું અંતર જાણે છે અને પિતાના પિતા થોડો વધારે ભાવ રાખે છે, તો પછી તમારા ચરણમાં મારું શિર રાખવાથી કુદરતી રીતે જ શ્રી દત્તગુરુ મારા ઉપર તુષ્ટમાન થશે. જેમ પુષ્પને ડીંટામાંથી પકડતાં તેમાં કુદરતી રીતે જ મુળનો રસ આવે છે તેવી જ રીતે —

તમારું નિદિધ્યાસન કરતાં મને શ્રીદત્તભગવાન અનાયાસે મળશે. એવી વાતચીત કરીને બંને ગુરૂશિષ્ય પોતાને ઘેર આવ્યા.

હવે ફરીથી એક દિવસે જનાર્દન સ્વામી એકનાથને કહે છે કે આજે તારા કામ માટે વનમાં જઇએ. ત્યાં તને શ્રી દત્તાત્રેયનાં દર્શન કરાવું પણ આજે તે ત્યાં કયા રૂપમાં આવશે તે કહી શકાય નહીં. એવું તેને કહીને બંને વનમાં ગયા. ત્યાં ગુરૂ દત્તાત્રેય ફકીરના રૂપમાં આવતા સ્વામીએ જોયા તેમની સાથે કામધેનુ ગાય કૂતરીના રૂપમાં આવતી હતી. આવું રૂપ નજરે જોતાં જનાર્દન સ્વામીને ઘણો આનંદ થયો. પછી સામે ઊભા રહીને સત્વર સાષ્ટાંગ નમસ્કાર કર્યા. હાથથી હાથ મીલાવી એકબીજા સાથે વાત

કરવા લાગ્યા. તે વચન ભાષામાં અનસુયાસુત જનાર્દનને કહે છે કે મને ખુબ ભૂખ લાગી છે માટે જલદી ભોજન કરાવો. પછી માટીનું પાત્ર કાઢીને સ્વહસ્તે કૂતરીનું દૂધ સ્વામીએ કાઢયું. તે દૂધમાં અન્ન મિશ્રિત કરીને બંને એક પાત્રમાં ભોજન કરવા બેઠા. શ્રી દત્તાત્રેય કહે છે કે જનાર્દના, પેલી બાજુ બેઠેલા છોકરાને બોલાવી લાવીને સાથે ભોજન કરવા બેસાડો. આ વચન સાંભળી એકનાથને મનમાં સંકોચ થયો. તે કહેવા લાગ્યો કે આ તો સાક્ષાત્ ફકીર દેખાય છે. તેમની સાથે જમવાનું અનુચિત કાર્ય કેવી રીતે થાય? જનાર્દન સ્વામી તેને પોતે કહેલી ગુહ્ય વાત યાદ કરાવે છે. અને કહે છે કે તને શિખામણ આપી હતી તે પ્રમાણે ફરીથી જગદ્ગુરુનાં દર્શન થયાં છે માટે પ્રસાદ લેવા નજીક આવ. આ સાંભળી એકનાથ મનમાં સંકોચ કરીને બીતો બીતો નજીક ગયો. પણ જઇને કહ્યું કે હું તમારી સાથે જમવા બેસીશ નહીં. પછી પ્રેમથી ઉચ્છિષ્ટ અન્નનો કોળિયો જનાર્દન સ્વામીએ તેના હાથમાં મૂકયો. તે પ્રસાદ લઈ એકનાથે વસ્ત્રને છેડે બાંધ્યો અને પછી સ્વસ્થપણે બેઠો. ભોજન સમાપ્ત થતું જોઈ શ્રી દત્તાત્રેય જનાર્દનને કહે છે કે પેલો છોકરો કોણ છે તે મને કહે. પછી એકનાથને જલદી પાસે બોલાવી તેને ઉંચકીને ગુરુ દત્તાત્રેયના ચરણમાં નમાવ્યો. ગુરુએ આશ્વાસન તેમજ વરદાન આપ્યું કે શ્રુતિ શાસ્ત્રનો જે સારાંશ તે વ્યાસે બનાવેલું ભાગવત અને તેની અંદર રહેલો ગુહ્યાર્થ આ છોકરો પ્રાકૃત ભાષામાં કહી બનાવશે તેમજ રામાયણનો ભાવાર્થ આ છોકરો નિરૂપણ કરશે. તેનું પ્રીતિથી શ્રવણ કરતાં સઘળાં માણસો આ ભવસાગર તરી જશે. તે બીજાં અનેક પદો રચશે. શ્રીહરિચરિત્ર જે ઘણું અદ્ભુત છે તેનું પ્રેમભરી રીતે કીર્તન કરીને પતિતનો તેના શ્રવણ માત્રથી ઉદ્ધાર કરશે. આ પ્રમાણે વરદાન આપીને ગુરુ દત્તાત્રેયે એકનાથના મસ્તક ઉપર અભય વર આપતો હસ્ત મૂકયો. પછી આંખના પલકારા જેટલા સમયમાં ત્યાંજ અદ્રશ્ય થઇ ગયા. જનાર્દન સ્વામી કહે છે કે આજે મારા ચિત્તમાં સમાધાન થયું છે. તને જે પ્રસાદ આપ્યો હતો તે ક્યાં મૂકયો છે તે કહે. ત્યારે એકનાથ કહે છે કે તે તો મેં નાખી દીધો છે. પછી જનાર્દન સ્વામીએ પોતાના મુખમાંથી પાનનું બીડું કાઢીને પોતાના હાથે એકનાથના મોંમાં મૂકયું. પછી તેનો હાથ પકડી સત્વર ગતિએ પોતાને ઘેર આવ્યા. ગુરુશિષ્ય બંને એકબીજાથી છૂટા પડતા નથી. જેમ બાળક પ્રત્યે માતાનો ભાવ હોય તેમ અને બાળકને પણ તેની માતા વિસરાતી નથી, તેવી રીતે બંને પરસ્પર મનથી એક થઇ ગયા હતા. "એકનાથ અને જનાર્દન સ્વામી હંમેશાં એક ચિત્તથી સાચાર બની રહેતા."

જેમ દીપક અને પ્રકાશ જ્યોતિરૂપે જુદા નથી, જેમ સુવર્ણ અને તેનો ઝળમાટ જુદા નથી, જેમ પાતળાપણુ અને પાણી જુદા નથી, જેમ સૂર્ય અને તેના કિરણુ જુદા નથી, જેમ ચદ્ર અને તેનો ઠડો પ્રકાશ જુદા નથી, જેમ પવન અને તેનુ ચચળપણુ જુદા નથી તેમ ગુરુશિષ્ય રહેતા હતા જેમ સમુદ્રને તેના મોજા જુદા દેખાતા પણુ એક જ સ્વરૂપે રહે છે, જેમ અમૃત અને તેનો રસસ્વાદ એકનપણે રહે છે, જેમ લક્ષ્ય અને આભળનુ, જેમ પૃથ્વી અને ઘનપણુ, અધ્યાત્મ અને સત્વગુણુ, એ સર્વના બે નામ છે, પણુ અભિન્નપણે રહે છે તે એકબીજાથી જુદા નથી, જનાર્દન સ્વામી અને એકનાથ એ બે નામથી જુદા છે, પણુ તેઓ અભિન્નપણે રહે છે એક બીજાને વીસરતા નથી, સુખદુ ખ બંનેનુ એક જ ટોય એવી રીતે રહેતા હતા કોઈ એક દિવસે જનાર્દન સ્વામીને વિચાર થયો કે હવે એકનાથ પાસે સેવા લેવી એ અનુચિત છે પછી તેને બોલાવીને કહેવા લાગ્યા કે હવે મારી તને આજ્ઞા છે કે તારે પૈઠણમા જઈને ગૃહસ્થાશ્રમ ચાલુ કરવો સ્નાન, સધ્યા, દેવતાર્ચન, વૈશ્વદેવ, અતિથિપૂજન, રોજનુ વિશેષ પ્રસગનુ કર્માચરણુ કરી જનસમુદાયને માર્ગ ઉપર લાવ

"તુ અધ્યાત્મજ્ઞાની પ્રવીણુ થઈશ, પણુ હમેશા સત્કર્મ ત્યજીશ નહીં કદી આપણે નદીની પેલે પાર તરી ગયા તો હોડીને તોડી ફોડી નાખવાની ધૃષ્ટતા કરવી નહીં તેમજ મિથ્યા કર્મ અતરમા સમજાય, તો પણ લોકરૂઢિને માન આપી તેવી રીતે વર્તવુ શાસ્ત્ર પ્રમાણે જે કર્મ દરરોજ કરાય તે સર્વ નિત્ય શ્રીકૃષ્ણાર્પણુ કરવુ એમ મારા કહેવા પ્રમાણે વર્તન કરતા રુક્મિણીકાત પ્રસન્ન થશે "

શ્રી જનાર્દન સ્વામીએ તેના મસ્તકે હાથ મૂક્યો પછી એકનાથ પણ જવા નીકળ્યો

**ગુરુવચન સત્ય માનવું તેથી મોટું સાધન બીજું કંઈ નથી આ વાત માત્ર ગુરુભક્ત જ સમજી શકે છે, તે બીજા કોઈથી કદી સમજાશે નહીં**

પછી એકનાથ પોતાને ઘેર આવ્યો અને વૃદ્ધ વડીલ માતાપિતાને નમન કર્યું પુત્રને પાછો આવેલો જોઈ તેમના મનમા સમાધાન થયુ પછી પોતાને ઘેર રહીને સ્નાન, સધ્યા, દેવતાઅર્ચન અને માતાપિતાની સેવા કરવા લાગ્યો ઋતુકાળે સ્વદારા ગમન પણુ વિધિ આજ્ઞા પ્રમાણે

કરતો. તે કોઈની પાસે ભિક્ષા કે યાચના કરતો નહીં. તેના મનથી કોઈ મોટું કે નાનું ન હતું. જે ચરાચર દુનિયામાં નજરે પડે છે તે સર્વ તેને જનાર્દન સ્વરૂપ જ લાગતાં. ઘરમાં એક જુની પાંડુરંગ મૂર્તિ હતી તેની પૂજા એકનાથ પ્રેમથી કરતો. જેવી રીતે શાસ્ત્રમાં લખ્યું છે તે પ્રમાણે અર્ચન કરતો. અનેક ફૂલ, ચંદન, અત્તર, સુગંધી દ્રવ્યો, આભૂષણ, ધૂપ, દીપ, કપુર, નિરાંજન, નૈવેદ્ય વગેરે પ્રેમભાવથી અર્પણ કરતો હતો. પછી પ્રદક્ષિણા ફરીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતો હતો. મનમાં પ્રાયશ્ચિત કરતાં કરુણા વચન બોલતો કે :—

જય પતિતપાવના, જગદુદ્ધારા, દ્વારકાવાસિયા, રૂક્મિણીવરા, અનાથનાથા, કરૂણાકરા, સર્વેશ્વરા પાંડુરંગા.

હું એક નિષ્ઠાથી તારે શરણે આવ્યો છું. એમ કહીને ફરીથી સામો ઊભો રહી નમન કરતો. પછી તુળસી પ્રસાદ લઈને તીર્થપ્રાશન કરતો. પછી પંક્તિમાં સાથે બ્રાહ્મણોને બેસાડી પોતે પ્રેમથી ભોજન કરતો. ત્રીજા પ્રહરમાં પુરાણ વાંચન કરતો અને સદ્‌ભાવે શ્રોતાઓને શ્રવણ કરાવતો. રાત્રીની શરૂઆતમાં હરિકીર્તન કરતો, તે સાંભળવા ઘણા ભાવિક ભક્તો આવતા. એકનાથનું કીર્તન સાંભળી ઘણાં નરનારી તલ્લીન થઇ જતાં. જનાર્દન સ્વામીની કૃપાથી એકનાથના મુખમાંથી પ્રસાદ વાણી કવિત્વરૂપે બહાર આવતી. સંત સજ્જન તે કાને સાંભળીને મનમાં સંતોષ પામતા.

એક દિવસે એકનાથ રાત્રે નિદ્રિત હતા, તે સમયે શ્રી રઘુનાથે તેને સ્વપ્નું આપ્યું અને કહ્યું કે વાલ્મિકીકૃત રામાયણ સંસ્કૃત ભાષામાં ગહન વાણીમાં છે અને તે સર્વથી કળી શકાય તેમ નથી, માટે એના ઉપર મહારાષ્ટ્રની ભાષામાં ટીકા લખીને જનકલ્યાણનું કાર્ય કર. એવું સ્વપ્નમાં સાંભળતાં જ ક્ષણવારમાં પોતે જાગૃત થયા. પોતે શ્રીહરિની આજ્ઞા માની લીધી અને રામાયણને પ્રાકૃત ભાષામાં લખવાનું શરૂ કર્યું. એક સારો દિવસ જોઈને રામાયણના સાત કાંડ શોધી કાઢયા. એકનાથ તેનું ધ્યાન ધરીને તલ્લીન થઇ ગયા. પછી પોતે કહે છે કે આ ગ્રંથનું જ્ઞાન ઘણું ઊંડું અને ગહન છે. હું શું પ્રાકૃત બોલી જાણું છું કે રામાયણ જેવો ગ્રંથ પ્રાકૃતમાં લખી શકું ? પણ શ્રી જનાર્દન સ્વામીની કૃપા થકી યથામતિ ગ્રંથ લખીશ. પછી બાલકાંડનો આરંભ કરતાં જ —

પ્રથમ અધ્યાયમાં મંગળાચરણ, ગણપતિસ્તવન અને સરસ્વતીવંદન કરીને સદ્‌ગુરુનું સ્તવન કરીને, પછી સંત સજ્જનદેવ મૂર્તિની પ્રાર્થના કરીને એકનાથે ગ્રંથનો આરંભ કર્યો. પોતે સદ્‌ભાવે કહેવા લાગ્યો કે ભાવાર્થ રામાયણ લખતાં મુખે શ્રી રઘુનંદન બેસીને યથાર્થ રીતે ગ્રંથ લખાવજો. એકનાથ તો માત્ર નિમિત્ત છે. એ તો માત્ર પવિત્ર ભક્ત જ છે.

હવે એકનાથની પડોશમાં એક ગૃહસ્થ રહેતો હતો. તે હંમેશાં એકનાથની નિંદા કરતો હતો. તે કહેતો કે સંસ્કૃત ગ્રંથ ઉપર પ્રાકૃતમાં એકનાથ શા માટે ટીકા લખે છે? કોઇ ભાવિક પ્રેમાળ સજ્જનો હતા તે કહેતા કે એકનાથનું કવિત્વ રસાળ છે. તે કાને પડતાં જ ચિત્તમાં પ્રેમ ઉત્પન્ન થાય છે. એક સમયે રાત્રીના વખતે એકનાથ નિદ્રિત હતા ત્યારે જાનકીનાથે આવીને તેને કહ્યું, "હવે નિદ્રા અને આળસ ત્યજીને રામાયણ લખવાનું શરૂ કર. તારા મુખમાંથી નીકળતું મારા માટેનું રસાળ ભાષણ મને ઘણું ગમે છે." કાગળ, શાહી અને લેખણી તેના હાથમાં લાગીને અયોધ્યાપતિએ પોતે આપ્યાં. પછી જાગૃત થતાં જુએ છે તો શ્રીરામ નજરે પડતા નથી એટલે પોતે આજ્ઞાનુસાર રઘુનાથનું સ્મરણ કરતા રામાયણ લખવા બેઠા. તે લખતાં અદ્‌ભુત બનાવ બન્યો હતો તે સજ્જનો પ્રેમથી સાંભળજો.

મારુતિ જ્યારે સીતાજીની શોધ કરવા જાય છે તે પ્રસંગની કથા સપ્રેમ લખતી વખતે એકનાથને દેહનું ભાન રહ્યું નહિ અને પોતાપણું પણ બીલકુલ રહ્યું નહીં. જે ક્ષણે મહેંદ્ર પર્વત ઉપરથી હનુમંત ઉડયા તે ક્ષણે આ ખીતાની કવિતાની કડી લખતાં મનમાં આવિર્ભાવ થયો અને તે પ્રેમ ભાવને લીધે એકનાથ પણ ઉડયા અને પાડોશીના વાડામાં અર્ધી રાત્રે જઇને પડયા. તે અવાજથી પાડોશી જાગૃત થયો અને ત્યાં જઇ જુએ છે તો એકનાથને મુર્છિત અવસ્થામાં પડેલા જોઇ અંતરમાં વિસ્મય પામ્યો. પછી તેના હાથમાંથી પત્ર લઇને વાંચી જોતાં પોતાના મનમાં સમજ પડી કે એકનાથ પ્રેમભાવના આવેશમાં ઊડયા હતા. તે ગૃહસ્થ એકનાથને શું થયું એમ પૂછે છે, અહીં કેવી રીતે આવીને પડયા છો એમ પૂછે છે, પણ તેને કંઈ દેહભાન નથી. તેથી કંઈ ઉત્તર આપતા નથી. આવી સ્થિતિ જોતાંજ ગૃહસ્થના મનમાં પશ્ચાતાપ થયો. તે કહેવા લાગ્યો કે એકનાથ સાક્ષાત્ અવતારી પુરૂષ છે. મેં તેમની નકામી નિંદા કરી! પછી તેમને પોતાની પીઠ

ઉપર ઊંચકીને તેમને તેમના ઘરમાં મૂકી આવ્યા. પછી થોડીવારે એકનાથે સાવધ થઇને ફરીથી લખવાનું ચાલુ રાખ્યું. તે ગૃહસ્થે આ જોયું અને તેમને નમન કરી પોતાને ઘેર પાછો ગયો. તેણે દૃઢ વિચાર કર્યો કે હવે તે એકનાથનો ઉપદેશ લેશે.

ચમત્કાર અતિ અદ્ભુત જોયો, ત્યારે તેને હેત થયું; પણ તે કંઇ શુદ્ધ ભાવ નહોતો, તે તો ઢોંગ હતો પારસમણિનો દેવ બનાવી શોડપોપચારે પૂજન કરે તો એવો ભક્તિ ભાવાર્થ દાંભિકનો જાણવો. કામધેનુનો ચમત્કાર જોઈને તેની પ્રદક્ષિણા કરે પણ તેના સદ્‌ભાવની અંતરગત વાત તો સજ્ઞાન ભાવિક જ જાણી શકે કે સમજી શકે. કલ્પતરુ ઓળખીને કંઇ મેળવવાની ઇચ્છા કરનાર માણસ તેને પાણી પીવડાવે તો તેને પરોપકારી કોણ કહેશે ? તેને કદી સજ્જન કહેવાશે નહીં. તેમ તેણે પહેલાં સંતનો ઉપહાસ કર્યો, પણ ચમત્કાર જોઇ તેના ઉપર ભાવ ધર્યો, તેને માટે દાંભિક સિવાય બીજો શબ્દ યથાર્થ કહેવાશે નહીં. સારા માણસોનો વૈભવ જોઇને દુષ્ટ તેનો આદર સત્કાર કરે છે. પણ પહેલાં તેનું અપમાન કર્યું હતું તે મનમાં લાવી તેનો અફસોસ કરવો; એમ તેના મનમાં થતું નથી. તેમજ તે ગૃહસ્થ પહેલાં એકનાથનો ઉપાસક હતો, પણ ચમત્કાર જોઇને શરણે આવ્યો. તે છતાં પહેલાંના વૃત્તાંત યાદ કરીને તેને દાંભિક લાગતો હતો. હવે એક દિવસ જનાર્દનસુત (એકનાથ) દેવઘરમાં એકાંતમાં બેઠા હતા ત્યારે તે ગૃહસ્થે એકાએક આવીને તેની પ્રાર્થના કરીને કહ્યું કે સ્વામી, તમારો મહિમા ન જાણતાં મેં પહેલાં તમારો ઉપહાસ કર્યો હતો. પણ હે સમર્થ, હવે મનમાં સદ્‌ભાવ ધરીને તમારી પાસે આવ્યો છું. માટે મારા મસ્તક ઉપર હાથ મૂકીને મને સત્વર ઉપદેશ આપો. એકનાથ આવાં વચન સાંભળીને શાંત પણે બેસી રહ્યા. કહેવત છે કે કંઇ અધિકાર પ્રાપ્ત કર્યા વિના પોતાના સંપ્રદાયમાં કેમ લેવાય ?

ખરડ ભૂમિ જોઈ તેમાં કંઇ રોપવું નહીં; જેના કુળનું ઠામ ઠેકાણું ન હોય તેને ધન ધીરવું નહીં. કુંભ ફૂટેલો હોય તે તપાસ્યા વિના તેમાં પાણી ભરવું નહીં.

એવું વિચારી એકનાથ તે ગૃહસ્થને શું ઉત્તર આપે છે તે સાંભળો. તું તારા યોગ્ય સમર્થ ગુરુ જોઈને તેના ઉપર ભાવ રાખીને તેનો શિષ્ય થઇ જા. પણ તે કંઇ સાંભળતો નથી. તે કહે છે કે તમારા સિવાય બીજા

કોઈનો ઉપદેશ લઇશ નહીં. એમ કહીને ફરીથી પગે લાગ્યો. પછી એક નાથે બાલ દષ્ટિએ તેને કહ્યુ કે કાલે સારૂં મુહૂર્ત છે માટે તું સ્નાન કરીને સત્વર આવજે. પછી તે ગૃહસ્થ ઊઠીને પોતાને ઘેર ગયો. એકનાથ પછી મનમા વિચાર કરે છે કે આળસુ તેમજ કૃપણને સત્વર ઉપદેશ આપવો નહીં બીજે દિવસે સ્નાન કરીને એકનાથ દેવળમા આવ્યા પછી ઘરના માણુસોને કહી રાખ્યુ કે પૂજા માટેનુ જળ મારી પાસે મૂકશો નહીં અને હુ હાક મારૂં ત્યારે કોઇએ ઉત્તર આપવો નહીં. એવું કરીને પછી માનસપૂજા કરવા બેઠા તે સમયે તે ગૃહસ્થ સ્નાન કરીને સત્વર દેવઘરમા આવ્યો ત્યા એકનાથ ધ્યાનસ્થ બેઠા છે અને મુખથી શ્રીકૃષ્ણનામ જપે છે, પોતાના મનમા હવે વિચાર કરે છે કે આ ગૃહસ્થની પરીક્ષા કરી જોઈએ જો દાંભિક હોય તો તેને ઉપદેશ દીધેલો નકામો જાય; તેવુ ન થવુ જોઈએ. પછી ઘરમા હાક મારીને ઘરના માણસોને કહે છે કે આજે અહીં અમોદક કેમ મૂકયુ નથી? આજે શુ વિચાર કર્યો છે? ફરી ફરીને તે પ્રમાણે બૂમ મારી કે હવે તો ઝટ પાણી લાવો. પણ ઘરમાથી કોઇ જવાબ આપતુ નથી. પછી એકનાથ પોતે ઝટ ઊઠયા અને સ્વહસ્તે પાણીનો ચરુ લીધો તે કહેવા લાગ્યા કે અહીં કોઇ પાણી લાવી આપનાર નથી, તેથી હુ જાતે ઘરમા જઇ પાણી લઈ આવ્યો એ પ્રમાણે તે ગૃહસ્થની પરીક્ષા કરીને એકનાથ દેવપૂજા કરવા લાગ્યા મનમા વિચારવા લાગ્યા કે આ ગૃહસ્થ નિંદા કરનાર અને આળસુ છે માટે તે ઉપદેશ આપવાને લાયક નથી. જે સાંભળ્યા છતા દેવસેવા માટે પાણી લેવા ઊઠતો નથી, તે આગળ ઉપર શુ સેવા કરવાનો છે? જે બ્રાહ્મણને જોઇને નમસ્કાર કરતો નથી, તે તેને જમવાનુ કયાથી આપશે? જે વટેમાર્ગુને રસ્તો બતાવતો નથી, તે પોતાના ઘરમા તેને આશ્રય કયાથી આપશે? જે પરોણાને આવકાર આપી બેસાડતો નથી, તે તેને પાઘડી કયાથી બંધાવશે? તેમ જે પૂજાનુ પાણી લેવા ઊઠતો નથી તે આગળ સાધન શુ કરવાનો છે? એવુ મનમા વિચારીને પોતે શ્રીહરિનુ પૂજન કરવા બેઠા એટલે તે ગૃહસ્થે ઉતાવળા થઇને કહ્યુ કે હવે મારે માથે હાથ મૂકો એકનાથ કહે છે કે જળ લેવાની ખટપટમા મુહૂર્ત જતુ રહ્યુ અને હવે તેનુ મુહૂર્ત આગળ દેખાતુ નથી આ વચન સાંભળી તે ગૃહસ્થ પોતાને ઘેર જતો રહ્યો એકનાથના મનમા સમાધાન થયુ તે કહેવા લાગ્યા કે દાંભિકપણુ નકામુ છે. મારે શિષ્યસમુદાય શા માટે જોઇએ? સર્વ ઉપાધિ ત્યજીને પંઢરીરાયને જ ભજવા જોઈએ જનાર્દન સ્વામીનો નાનો બાળક તેને શિષ્ય શા માટે જોઈએ? તેમ કરવાથી મનમાં અભિમાન

આવે। અને તેથી આશંકા ઉપજે. એમ વિચારી પૂર્ણ વૈરાગ્ય લાવી એકનાથ ભજન કરવા લાગ્યા.

આગળના અધ્યાયમાં દ્વારકાંથી શ્રીકૃષ્ણનાથ જાતે આવીને એકનાથને ઘેર રહી તેની સેવા કરશે તે કથા કાને સાંભળનાં શ્રોતાઓને મન ઘણો પ્રેમભાવ આવશે. પછી ભવરોગનું આવી બન્યું. તે તો તાબડતોબ જતો જ રહેશે. માટે શ્રોતાઓને ફરી ફરીને મહીપતિ વિનંતી કરે છે કે કથા શ્રવણ કરવામાં પ્રેમ રાખો અને ચિત્તમાં સમાધાન થઇને સાંભળજો.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમાળ ભાવિક ભકતોએ આ પીસ્તાલીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૪૯ મો.

## એકનાથનું ચરિત્ર (ચાલુ)

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ધેનુકાસુરમર્દનાય નમઃ ॥

આજે અમૃતસમુદ્રમાં ભરતી આવી કે આજે બ્રહ્મવિદ્યાનો ભંડાર ઉઘડ્યો કે આજે સુર્યદેવના પ્રકાશ જેવું તેજ શ્રોતાઓના હ્રદયમાં પ્રગટ થયું અથવા શુદ્ધ જ્ઞાનનો ગુંજારવ કાન ઉપર અણધાર્યો પડયો કે ભાગ્યવશાત્ મોક્ષ મેળવવાની ચાવી આજે મળી કે આ મંત્રરાજ કલ્યાણરૂપી ખજાનો આજે દૈવવશાત્ પ્રગટ થયો કે વૈરાગ્ય વિવેકની બુદ્ધિ ભકતકથા કહેતાં પ્રાપ્ત થઈ અથવા શાંતિનું આત્મસુખ મળ્યું કે વિવેકરૂપી વેલનો છોડ ઊગ્યો કે પછી આનંદસુખનો હર્ષ પૃથ્વી ઉપર પ્રગટ થયો કે વૈરાગ્યનું નિરીચ્છાપણું કે ભૂતદયાની મમતા કે પ્રેમથી ગમતું તત્ત્વજ્ઞાનઃ તે સર્વ આ રસાળ ભકત કથામાં સમાયેલું છે. આ કથા જ મુકિતનું નિજ ધામ છે આમાં જ કીર્તન સુખનો પ્રેમ છે. આજ નિર્વિકલ્પરૂપે પ્રગટેલું કલ્પવૃક્ષ છે. આજ નિષ્કામ સાધન છે. પાછળના અધ્યામાં એકનાથે તે ગૃહસ્થની પરીક્ષા કરી પાછો મોકલ્યો. જેમ પિત્તળની અગ્નિ પરીક્ષા કરતાં તે કાળું દેખાય છે, જેવી રીતે સુવર્ણની કસોટી ઉપર પરીક્ષા થાય છે, પણ પિત્તળને કસોટી ઉપર ચઢાવતાં તે કસ વગરનું લાગે પછી પરીક્ષકો તેને નાખી દે છે. અને કહે છે કે આ કંઇ કામનું નથી. જેમ વારાંગનાનું સંગીત કર્ણપ્રિય હોય, પણ તેમાં વિરકત મન લગાડતો નથી. જેમ રાજમંદિરમાંથી મળતું વર્ષાસન પવિત્ર સજ્જન લેતા નથી; જેમ સુગ્રહિણી ભાતનો એક જ દાણો દબાવીને પરીક્ષા કરે છે, તેમ એકનાથે એક જ કાર્યમાં (પાણી માગીને) તે ગૃહસ્થની પરીક્ષા કરી અને તેને આળસુ ગણી ઉપદેશ આપ્યો નહીં.

હવે શ્રી વિઠ્ઠલની પૂજા એકનાથ ષોડશોપચારે રોજ સદ્‌ભાવથી કરે છે. તેને સાહિત્ય વગેરે તૈયાર કરી આપનાર બીજું કોઇ નથી તે ગરુડ

## શ્રી સંત એકનાથ મહારાજ



બસોનિયા જીહ્વે વદાવેં કવિત્વ,
હરિનામીં ચિત્ત નિરતર,
આણીક મકલ્પ નાહીં માઝે મની,
એકા જનાર્દની વદિતસે

## શ્રી સંત તુકારામ મહારાજ



ઉદકીં રાખીલે કાગદ, ચુકવિલા જનવાદ,

તુકા મ્હણે બ્રીદ, સાચ કેલેં આપુલેં

ધ્વજે જાણ્યું. પોતે કહેવા લાગ્યા કે મારા પૂજનમાં જેને ઘણી પ્રીતિ છે, તે એકનાથ ઉપર મારો અત્યંત પ્રેમ છે. માટે હું જાતે જ જઇને તેનું કાર્ય ઝટપટ કરીશ. દ્વારકાંનાથે એવું કહીને બ્રાહ્મણનું રૂપ ધારણ કર્યું. અને સત્વર પૈઠણ આવી પહોંચ્યા. ત્યાં આવીને અનંત પ્રભુ લોકોને ગામના વૃત્તાંત પૂછે છે. જે અંતરસાક્ષી ચૈતન્યઘન બ્રહ્માંડનિવાસી જગજ્જીવન છે, તે એકનાથનું ઘર ક્યાં છે એમ ગામ લોકોને પૂછે છે. તેમના અંતરમાં તો બધી જ ખબર છે. તે પૂછે છે કે આ ગામમાં કોઈ વૈષ્ણવવીર છે કે જેને શ્રીકૃષ્ણપૂજામાં ઘણો ભાવ છે અને જેને ઘેર હંમેશાં બ્રાહ્મણો ભોજન કરે છે. તેવા માલિકનું ઘર કોઈ બતાવશો ? એવું પૂછતાં પૂછતાં ઘનશામજી એકનાથના ઘરમાં પ્રવેશ કરે છે. તે સમયે જે નરનારી ત્યાં હાજર હતાં, તે સર્વને નમસ્કાર કર્યા પછી એકનાથને જગજ્જીવન કહે છે કે હું અનાથ પરદેશી બ્રાહ્મણ છું. તમે રોજ બ્રાહ્મણભોજન કરાવો છો, તે કીર્તિ સાંભળીને હું અહીં આવ્યો છું. તેથી મને વસ્ત્ર અને પેટ ભરાય તેટલું અન્ન આપો, તો હું રોજ અહીં જ રહીશ. જે કાર્ય સોંપશો તે હું સત્વર કરીશ અને તે કરતાં જરા પણ આળસ કરીશ નહીં. તેને એકનાથ પૂછે છે કે તમે કોણ છો અને ક્યાં રહો છો ? તમારો પરિવાર કેટલો છે ? તમારું શુભનામ શું છે ? તે સાંભળી રૂક્મિણીપતિ કહે છે કે હું એકલો જ છું એ નિશ્ચિત છે. પુત્ર, પત્ની અને સંપત્તિ મારે કંઇ જ નથી. તમારે ત્યાં ભોજન પ્રસાદ લઇને એક ચિત્તથી સેવા કરવી છે. મારા મનમાં આવો ભાવ લાવીને હું આ સ્થળે સત્વર આવ્યો છું. બીજાં ઘણાં સ્થળો જોયાં; પણ મારું ચિત્ત બીજે ક્યાંય ચોંટયું નહીં. આવું વચન સાંભળી એકનાથ મનમાં આશ્ચર્ય પામે છે અને કહે છે કે જો તમારી ઇચ્છા એવી હોય તો મારે ઘેર રહો. આ સાંભળી શ્રીહરિને મનમાં ઘણો સંતોષ થયો. જે બ્રહ્માદિકને પૂજ્ય છે, જેનું શિવાદિક ધ્યાન ધરે છે, તે લીલાનાટકી જગજ્જીવને બ્રાહ્મણનું સ્વરૂપ લીધું. જેની કીર્તિનું શુદ્ધ વર્ણન કરતાં શ્રુતિ અને પુરાણ પણ થાકી ગયાં, તે શ્રીહરિ કાવડમાં દક્ષિણ ગંગાનું (ગોદાવરી) પાણી ભરીને લાવે છે. ક્ષીરસાગરમાં પ્રભાકર એટ છે. ત્યાં શેષશાયી વૈકુંઠ છે. પ્રભુ પોતે પ્રાતઃકાળ થતાં ઊઠે છે અને કામ કરતાં દેહને કષ્ટ થાય તેવું માનતા નથી. અષ્ટાંગ યોગ સાધન કરનારા યોગીઓ જેને લીધે કાયાને કષ્ટ આપે છે, તે શ્રી જગજ્જીવન દેવપૂજાનાં વાસણ અજવાળીને એકનાથને આપે છે. સુકુમાર શામળા રૂક્મિણીકાંત સાયુજ્યદાતા, જગવિખ્યાત, તે પોતે ઝાડુ લઈ સત્વર એકનાથનું દેવઘર શુદ્ધ કરે છે. જેના ચરણમાંથી

ભાગીરથી પ્રગટ થઈ છે, તે પોતે દેવપૂજા માટે પાણી ભરીને એકનાથને આપે છે. અઠયાશી હજાર ઋષિઓ જેનું સદ્દભાવે અર્ચન કરે છે તે જગજીવન બ્રાહ્મણરૂપે પ્રેમથી ચંદન ઘસે છે. જેની અષ્ટસિદ્ધિ દાસી છે, જે દિનરાત જેની સેવામાં હાજર રહે છે અને જેની આજ્ઞા માને છે, તે હરિ કેશી હાર ગૂંથીને દેવપૂજા માટે તૈયાર કરે છે. ચંદ્ર, સૂર્ય નક્ષત્રગણ, જેને લીધે સતેજ દેખાય છે, તે અધોક્ષજ પોતે દીવો પ્રગટાવે છે પણ તેમના મનમા આવા કાર્યો કરવા માટે લાજશરમ આવતી નથી સઘળા દેવો ઇંદ્ર સાથે જેમના સેવક ગણાય છે, તે જગજીવન દેવપૂજાની સામગ્રી એકનાથ માટે તૈયાર કરી તેને આપે છે.

કૃષ્ણા કહીને હાક મારતા, એકદમ સામે આવી આજ્ઞા ઊભા રહે અને તેમના કામમા ક્યાય પણ ખામી આવે નહીં. પોતે હમેશા સર્વકાળ 'સાવધાન' થઇ રહે છે. ચદન ઘસીને પોતે તૈયાર રાખે છે. કોઇ તેમને શીખવ્યા બ્રાહ્મણ કહેતા હતા ગામના સર્વ માણસોને પણ તેમના વર્તનથી નવાઇ લાગતી ! તેઓ કહેતા કે એકનાથને ઘેર એક બ્રાહ્મણ કંઈપણ પગાર લીધા વિના રહે છે અને તે કામ કરવામા હદ કરે છે એકનાથને ખબર ન પડે તેવી રીતે દ્વારકાનાથ તેના ઘરની અદર જાય છે અને તેની પત્નીને ઘરકામ કરવા લાગે છે તે કામ પોતે અતરપ્રેમથી અને ઉલ્લાસથી કરે છે ઝાડુ કાઢવું, વાસણ ઘસવા એ કાર્યમાં મોડુ થતા જ ઘરમા ઘૂસી જઈને કહે છે કે મને કઇ કામ આપો, મનમા કઇ સંકોચ રાખશો નહીં કદી મોડુ થતા ઘનશામજી પોતે જાતે રસોડામા ઝાડુ કાઢી સઘળું સાહિત્ય લઇને સ્વયપાક કરવા લાગી જતા. કામ કરતા કદી અડચણ પડી તો પોતે જાતે બ્રાહ્મણોને પીરસવાના કામે લાગી જતા તેમના હાથે પીરસેલુ અન્ન ઘણુ મીઠુ અને સ્વાદિષ્ટ લાગતું તેથી તેઓને નવાઇ લાગતી ! જ્યારે જગજીવન બ્રાહ્મણોને પીવા માટે પાણી આપતા ત્યારે તે પણ અમૃત જેવું લાગતુ તેથી તેઓ બધા આશ્ચર્યચકિત થઇ જતા. બ્રાહ્મણો જમ્યા પછી ઉચ્છિષ્ટ સાફ કરવા માટે પોતે ઘણી ઉતાવળ કરતા. તે કાર્ય તેમને અત્યંત પ્રિય હતું. ધોતિયાનો છેડો ઊંચો લઇને ઉચ્છિષ્ટ અન્ન હાથેથી ભેગુ કરી પતરાળી ઊંચકીને પ્રેમથી તે બહાર નાખી આવતા એવા એ વનમાળી હાથ ધોઇને તરત જ રસોડાની જમીન પણ પાણીથી ધોઈ ચોખ્ખી કરતા એમ સમય જતા એકનાથના માતાપિતા આયુષ્ય પૂરુ થતા સ્વર્ગસ્થ થયા ત્યારપછી એક નવાઇ પમાડે તેવી બીના બની તે હે ભાવિક શ્રોતાઓ, તમે સાભળો.

એક વખત શ્રાદ્ધનો દિવસ આવતાં એકનાથે બ્રાહ્મણોને આમંત્રણ આપ્યું કે આવતી કાલે પિતૃતિથિ છે તેથી તમે બધા ભોજન માટે નક્કી આવજો. પ્રાતઃકાળે ઊઠીને ઘરમાં સત્વર ભોજન તૈયાર કરવા માટે ગોઠવણ કરી. દેઢ પ્રહર દિવસે વિપ્રોને સ્નાન કરીને જમવા આવવાનું કહ્યું. જ્યાં શ્રીકૃષ્ણ પોતે વિપ્ર સ્વરૂપે આવીને રહ્યા છે. ત્યાં સાહિત્યમાં ઊણપ ક્યાંથી આવે ? ધોતિયાં, સુવર્ણ, દક્ષિણા વગેરે સર્વ સાહિત્ય લાવી બ્રાહ્મણો માટે તૈયાર રાખ્યું; પછી સ્નાન કરીને સત્વરગતિએ એકનાથ પોત ને ઘેર આવી, મેડીએ જઈને ભીના ધોતિયાં સૂકવતા હતા, ત્યારે એક હરિજન અને તેની પત્ની બંને એકનાથના ઘર પાસેનો રસ્તો સાફ કરતાં હતાં. તે સમયે ઓચિંતી પકવાનની સુવાસ ત્યાં આવી. ત્યારે અંત્યજ પત્ની તેના પતિને કહે છે કે અન્નની કેવી સુવાસ આવે છે ! આવું અન્ન આપણને ક્યાંથી મળે ? ભાગ્યશાળી બ્રાહ્મણો તે જમશે. ત્યારે તે અંત્યજ તેની પત્નીને કહે છે કે તું નકામી શા માટે મોંઢામાં પાણી લાવે છે ? આવું ગરમાગરમ પકવાન આપણને આ જન્મમાં કદી મળે નહીં. આજે આ ઘરમાં શ્રાદ્ધ ભોજન છે, તેનું ઉચ્છિષ્ટ નાખે તો ઠીક પડે. તેં મૂર્ખપણાને લીધે જ આવું અન્ન મેળવવાની મનમાં વાસના કરી. બળદ વરની વહેલ લઈને જાનમાં જાય છે, પણ તેના નસીબમાં તો ઘાસની કડબજ મળે છે, તેરી રીતે પકવાન ભોજન આપણા નસીબમાં ક્યાંથી હોય ? આ પ્રમાણે અંત્યજને તેની પત્ની પરસ્પર વાત કરતાં હતાં તે એકનાથે કાનોકાન સાંભળી. પછી નીચે આવીને એકનાથ પોતાની પત્નીને કહે છે કે બે અંત્યજો રસ્તો અને શેરી સાફ કરે છે. તેમના મનમાં પકવાન જમવાની ઇચ્છા થઈ છે તો આપણા ઘરમાં જે પકવાન તૈયાર થયું છે, તે તેમને જમાડી દઇએ. ત્યારે તેમની પત્ની કહે છે કે આપણે ત્યાં ઘણી રસોઈ થઇ છે તો બાળકો સહિ બધા જ અંત્યજોને જમવા બોલાવો. જો આપણે આ બે જણને જ જમાડીશું તો બીજા અંત્યજો અતૃપ્ત રહેશે. આ બે જણ ઘેર જઇ વાત કરશે એટલે સઘળાં જમવાનું લેવા માટે દોડી આવશે; માટે પહેલેથી જ સર્વને બોલાવી સત્વર જમાડી દઇએ. શ્રી જનાર્દન સર્વ પ્રાણી માત્રમાં છે; તો પછી આ હરિજનોને તૃપ્ત કરવા જોઇએ. પછી એકનાથે ઘર બહાર આવીને તત્કાળ સર્વ અંત્યજોને બોલાવ્યા, શેરીમાં બધાને બેસાડયાં અને મનમાં અત્યંત રાજી થયા. બ્રાહ્મણપૂજા માટે જે ગંધ, અક્ષત, પુષ્પ વગેરે સાહિત્ય લાવ્યા હતા, તે સર્વ અનામિકોને અર્પણ કર્યું. શુદ્રોને હાથે પત્તરાળાં મૂકાવી બધાને પકવાન પીરસ્યાં. ઘી, સાકર, શાક, મીઠું સર્વ રસોડામાંથી લાવીને આપી દીધું.

'જન હરેકમાં વસે જનાર્દન' ભાવ એવો મનમાં લાવી
એકનાથે સમર્પણ કરી સંકલ્પ મૂક્યો ભોક્તા શ્રી કૃષ્ણનાથ કહી

પછી તેઓએ જમવાનું શરૂ કરવા કહ્યું ત્યારે સર્વ હરિજનોએ પક્વાન ખાવા માંડ્યા નાના મોટા બાળકો અને સ્ત્રીઓ પણ યથારુચિ જમવા લાગ્યા કાને પણ જે સાંભળ્યું નહોતું અને આંખે જોયું નહોતું તેવું સ્વાદિષ્ટ રસદાર ભોજન તેઓને મળ્યું તે કહેવા લાગ્યા કે ધન્ય એકનાથ તમારી દયાદૃષ્ટિ અને સમભાવ કે અમને આજે તૃપ્ત કર્યા અમે તો અંત્યજ હલકી જાતિના એટલે જે અન્ન અમે કદી જોયું નહોતું, તે આપીને તે દયાવંત વૈષ્ણવે જન્મભર યાદગીરી કરી છે જે જે ચીજની ઈચ્છા જેને જેને થતી તે માગતા જ પીરસવામાં આવતી આથી સઘળાને તૃપ્તિ થઈ પછી બધાને પાનના બીડા આપ્યા જે રસોઈ વધી હતી, તે પણ અંત્યજોને ઘેર લઈ જવા આપી દીધી પછી રસોડું સાફ કરી નાખ્યું [વાસણો ઝ' ધોઈ નાખ્યા અને ફરીથી બીજી રસોઈ બનાવી તે જોવા ગયા ત્યારે માલૂમ પડ્યું કે પહેલાથી દસ ગણી રસોઈ થઈ ગઈ છે ઘરમાં વાસણ અને મિષ્ટાન્ન સર્વ દસ ઘણાં તૈયાર થયા છે હવે બ્રાહ્મણોને જમવાનું કહ્યું હતું તેમને આ વાતની ખબર પડી કે તેમના પહેલાં એકનાથે અંત્યજોને ભોજન કરાવ્યું આથી તેઓ એકબીજા સાથે વાત કરવા લાગ્યા કે આ તો એકનાથે અઘટિત કાર્ય કર્યું છે આપણને પિતૃશ્રાદ્ધ નિમિત્તે ભોજન માટે આમંત્રણ આપ્યું અને અનામિકોને ભોજન કરાવ્યું, આથી સર્વ વિપ્રો કોપાયમાન થયા સર્વ વિચારવા લાગ્યા કે આજથી આ ભ્રષ્ટનું અન્ન કોઈએ લેવું નહીં પછી તે સર્વ શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણો એકનાથને ઘેર આવ્યા તે અવસરે તેઓ કોપાયમાન થઈને કહે છે કે હે કર્મભ્રષ્ટ, તેં અઘટિત ચેષ્ટા કરી છે, હે દુષ્ટ, તેં વિપ્રોની પૂજા અને ભોજન કરાવ્યા પહેલાં અંત્યજોની પૂજા અને ભોજન કરાવ્યું છે આજે તારા વડીલની પિતૃતિથિ છે તે અનામિકો તારા શું થતા હતા કે તેં એ બધા અતિશુદ્રોનું પૂજન કરી જમાડ્યા ? જેમની વેદશાસ્ત્રમાં નિંદા કરી છે, તેમને વિપ્રોની પહેલાં તેં કેમ જમાડ્યા ? તારા યોગથી હવે સત્વર વર્ણશંકરો પેદા થતા નજરે પડશે તેં પોતે જ ભ્રષ્ટાચાર માંડ્યો અને બ્રાહ્મણ આચાર ડુબાવ્યો એવાં બ્રાહ્મણોનાં વચન સાંભળીને એકનાથ બે હાથ જોડી કહે છે કે બીજી રસોઈ તમારે માટે તૈયાર થઈ ગઈ છે પહેલી રસોઈ તૈયાર કરી ઘરમાં મૂકી રાખી હતી તેની સુવાસ અંત્યજોએ લીધી હતી તેથી તે અન્ન તમારે માટે ઉચ્છિષ્ટ થયું

તેથી તે કેવી રીતે તમને પીરસી શકાય? તે કારણથી તે રસોઈ તેઓને આપી દીધી અને પ્રેમથી બીજી રસોઇ તૈયાર કરી રાખી છે. માટે ક્ષમા કરીને હે કૃપામૂર્તિ વિપ્રો, આજે પિતૃતિથિને દિવસે મારે ત્યાં ભોજન કરીને પાવન કરો. આ ઉપરથી વિપ્રો શું કહે છે, તે સાંભળો. આજે તેં અમારું અપમાન કર્યું છે. જેવી રીતે મહાયજ્ઞનો પ્રસાદ કાગડાઓને ખવડાવ્યો, જેમ ભાગીરથીના જળથી ભરેલી કુપી શૌચ કરવાની જગ્યાએ ખાલી કરી, જેમ રાજરાણીનું રત્નજડિત આભૂષણ દાસીને પહેરવા આપી દીધું, જેમ મલયગિરિના શુદ્ધ ચંદનનું લેપન ગધેડાને કર્યું, જેમ વિષ્ણુપૂજન માટેના તુળસીપત્ર મસીદમાં જઈ નાખ્યાં, જેમ યજ્ઞકુંડમાંનો અગ્નિ હુકાની ચલમમાં ભર્યો, જેમ અમૃતને રાખોડીમાં નાખવાથી તે નકામું ગયું કહેવાય, તેવી રીતે અમે બ્રાહ્મણોને પહેલાં ભોજન ન કરાવતા, તેં અંત્યજોનું પ્રેમથી પૂજન કરી તેમને જમણ કરાવ્યું. એ ઘણું અનુચિત કાર્ય કર્યું છે અને તેથી તને દોષ લાગ્યો છે. બ્રાહ્મણો એવાં વચન કહીને પોતાને ઘેર જતા રહ્યા. હવે એકનાથ ચિંતાતુર થયો અને નીચે ભોંય ઉપર બેસી ગયો. તેના ઘરમાં કૃષ્ણ બ્રાહ્મણ રહેતો હતો, તેનું બીજું નામ શ્રીખંડ્યા હતું. તે આવીને એકનાથને કહે છે કે તમે ઉદ્વિગ્ન મન શા માટે કરો છો? આજે તમારે ઘેર પિતૃતિથિ છે તેથી કંઇ ચિંતા કરવી નહીં. તમારા પિતૃઓ સાક્ષાત્ પોતે જ. અહીં આવીને ભોજન કરશે. ઘરમાં જે રસોઈ બનાવી છે તે પાત્રમાં પીરસવાનું શરૂ કરો, અને પંક્તિમાં પાત્રો ગોઠવી મૂકો. આવાં ધીરજનાં વચન સાંભળીને એકનાથને હર્ષ થયો. પણ સાથે સાથે તેના મનમાં નવાઈ લાગી! જુદાં જુદાં પકવાન ઉપર ઘી સાકર પીરસી "આગત" એમ પોતે કહ્યું. તે સમયે સર્વ પિતૃઓ આવી જમવા બેઠા. અર્ધ્ય, પાદપૂજા કરી, સોપારી, ચંદન, જનોઈ વગેરે સઘળા પિતૃઓને આપ્યાં. મોનામહોરની દક્ષિણા આપી. એકનાથે પછી બ્રહ્માર્પણ કરી જળ મૂકતાં સાક્ષાત્ પિતૃઓએ જમવાનું શરૂ કર્યું. જે જે અન્ન, પકવાન જેને ભાવતું હતું, તે તે સર્વ પ્રેમથી જમતા હતા. શ્રી જનાર્દન સ્વામીના ચરણમાં ભાવ ધરવાથી પિતૃઓ સ્વરૂપ લઈને પ્રગટ થયા. એકનાથને આનંદ થયો કે તેણે પોતાના પિતૃઓનાં દર્શન કર્યાં. પિતૃપંક્તિ સંતોષ પામી તૃપ્ત થઈ. તેઓને કરશુદ્ધિ કરાવી પછી પાનબીડાં અને સુવર્ણ દક્ષિણા આપી. પછી એકનાથ પૂછે છે કે થોડું અન્ન પકવાન વધ્યું છે તેનું શું કરવું? ત્યારે પિતૃઓએ ઉત્તર આપ્યો કે ઇષ્ટ આપ્તજનો મળીને સર્વ ભોજન કરો. ગામના બ્રાહ્મણો ચર્ચા જોવા બહાર આવી ઊભા હતા. તેમણે

આ શબ્દો સાંભળ્યા. તેથી બારણું ઉઘાડી અંદર આવીને જોવા લાગ્યા, તો ત્યાં સાક્ષાત્ પિતૃઓએ ભોજન કરેલું જોયું. પિતૃઓ વિપ્રોને જોઇ અદૃશ્ય થઇ ગયા. બધા દ્વિજોને આથી આશ્ચર્ય થયું અને કહેવા લાગ્યા કે તેમણે ખરેખર નવાઇ જેવું જોયું ! પછી તે બ્રાહ્મણો ઘરની બહાર ભેગા થઈ એકબીજા સાથે બોલવા લાગ્યા કે આ એકનાથ કંઇ માનવી નથી. એ તો સાક્ષાત્ વિષ્ણુનો અવતાર લાગે છે. આપણે કર્મનું અભિમાન ધરીને તેનું નકામું ઝઘડણ કર્યું. એને તો સાક્ષાત્ શ્રીકૃષ્ણ સહાય છે. તેની એકનિષ્ઠાથી તે એકનાથ ઉપર પ્રસન્ન થયા છે. તેને સંકટ પડતાં ગરુડધ્વજ સત્વર આવે છે. તેણે પ્રત્યક્ષ પિતૃઓને ભોજન કરાવ્યું અને આપણને લાજ આવે તેવું કર્યું. એક કહે છે કે પકવાન નાના પ્રકારનાં બનાવ્યાં હતાં તે અને હેમ દક્ષિણા બંને ગુમાવ્યાં. હવે આગળ શું થશે તે સમજાતું નથી. આપણા નસીબનો જ દોષ. હવે કાલે સત્વર જઇને એકનાથને કહેવું કે તેણે પ્રાયશ્ચિત કરવું અને પછી પોતાની જ્ઞાતિમાં આવવું. જો તેને એમને એમ પવિત્ર કહીશું તો આપણી અહંતા નકામી જશે. માટે એકનાથને શિક્ષા કરીને પછી પાછો સત્કર્મમાં લગાડવો, એમ કહેવું.

બીજે દિવસે બધા બ્રાહ્મણો નદી કિનારે ભેગા થયા અને ત્યાં એકનાથને બોલાવી લાવવા કહ્યું. ત્યાં એકનાથે આવીને સર્વ બ્રાહ્મણોને નજરે જોઇ નમસ્કાર કર્યા. તે ક્ષણે એકનાથ પૂછે છે કે સ્વામીઓએ મને આજે ક્યા હેતુથી અહીં બોલાવ્યો છે. આ સાંભળી બ્રાહ્મણો કહે છે કે તું અજ્ઞાન દશામાં દોષને પાત્ર થયો છે, માટે વિધિયુક્ત પ્રાયશ્ચિત કરીને વેદવચનને માન આપ તે સાંભળી એકનાથ કહે છે કે હું કદી પ્રાયશ્ચિત કરવાનો નથી મારે શ્રી કૃષ્ણનાથ માબાપ છે. પછી કેવી રીતે વિપરીત કામ કરું ? બ્રાહ્મણો કહે છે કે એ બધું યથાર્થ છે. પણ અમારાં વચનને માન આપીને પ્રાયશ્ચિત લીધા વિના તારા દેહની શુદ્ધિ થશે નહીં. પછી તેને ગંગા–ગોદાવરીમાં સ્નાન કરવાની ફરજ પાડી. એકનાથે સ્નાન કરવા માંડયું એટલે બ્રાહ્મણો તેને પ્રાયશ્ચિત કર્મક્રિયા કરાવે છે. ભસ્મ અને ગાયનું છાણ વગેરે તેને શરીરે લગાડીને વેદોક્ત મંત્ર ભણવા લાગ્યા. તે સમયે એક ચમત્કાર થયો. ત્ર્યંબકેશ્વરથી એક બ્રાહ્મણ ઓચિંતો ત્યાં આવ્યો અને ભેગા થયેલા વિપ્રોને પૂછે છે કે એકનાથ કોણ છે તે મને કહો. તે આવેલા બ્રાહ્મણને સર્વ અંગે કોઢ થયો હતો. તલમાત્ર જગા શરીર ઉપર બાકી રહી નહોતી. તેની એવી દુર્દશા જોઈ, તે દુષ્ટ બ્રાહ્મણો કહેવા લાગ્યા કે પેલો પાણીમાં ઊભો રહી

પ્રાયશ્ચિત કરે છે તેનું જ નામ એકનાથ છે. તમે તેનું નામ પૂછતા શા માટે આવ્યા છે। તે અમને સત્વર કહો. આ સાંભળી કુષ્ટી બ્રાહ્મણ કહે છે કે મેં ત્ર્યંબકેશ્વરમાં અનુષ્ટાન કર્યું હતું, ત્યારે શંકર ભગવાને દ્રષ્ટાંત આપ્યું અને અહીં મોકલી આપ્યો. ઉમાકાંતે દ્રષ્ટાંત સમયે કહ્યું કે પૈઠણમાં એકનાથ નામે વિષ્ણુભકત છે. તેણે ઘણા અનામિકોને ભોજન કરાવ્યું છે. તે દિવસે પિતૃતિથિ હતી તેથી તેને પુણ્ય મળ્યું છે. માટે તું સત્વર ત્યાં જા અને એમાંનું કંઇ પુણ્ય તેની પાસેથી મેળવીશ તો જ તારો આ રોગ મટશે. આ સ્વપ્નમાં દ્રષ્ટાંત મળતાં જ હું અહીં દોડી આવ્યો છું. આવાં વચન સાંભળી સઘળા બ્રાહ્મણોને નવાઇ લાગી. બ્રાહ્મણોને ત્યજીને અંત્યજોને જમાડયા તેથી પુણ્ય થયાનું કયા શાસ્ત્રમાં લખ્યું છે ? એક કહે છે કે આ કોઢીઓ અસત્ય બોલે છે. મહાદેવજીએ એવું કહીને આ હહામહીને ઊડાડી મૂકયો લાગે છે. એક કહે છે નકામી ચર્ચા શા માટે કરવી ? હાથમાં કંકણુ જોવાને આરસીની શી જરૂર ? એકનાથનો જેવો ભાવ હશે તે હમણાં જ આપોઆપ જણાઇ આવશે. પછી તે કોઢીઓ જાતે જ ગોદાવરી નદીમાં ગયો. પછી એકનાથને કહે છે કે એક અનામિકને પિતૃતિથિને દિવસે જમાડ્યાનું પુણ્ય શંકરે મને તમારી પાસેથી મેળવવાનું કહ્યું છે. તે સાંભળી એકનાથે તેના હાથમાં પાણી મૂકી તે પુણ્ય અર્પણ કર્યું. સઘળા કર્મકાંડી વિપ્રો સ્તબ્ધ થઇને આ કૌતુક જોઈ રહ્યા છે. તે સમયે આંખનો પલકારો ન થાય તેટલા સમયમાં તો તે કોઢીઆનું શરીર સુંદર કાંતિમાન થઇ ગયું. આ કૌતક જોઇ સર્વના મનમાં આશ્ચર્ય થયું ! તે કહેવા લાગ્યા કે કર્મપણાનું અભિમાન મનમાં ધર્યું, તેથી અમે સર્વ ડૂબ્યા છીએ આ વિષ્ણુભકતને પ્રાયશ્ચિત કરાવ્યું, તેનો દોષ અમને લાગ્યો. બ્રાહ્મણો એકનાથને કહે છે કે તું કેવળ વિષ્ણુનો અવતાર છે ખરેખર, તું માણસ નથી તેવું અમને આજે સ્પષ્ટ દેખાય છે. જેમ હિમાલયને પંખાના પવનની શી જરૂર ? જેમ આકાશને ઓઢવાના વસ્ત્રની શી જરૂર ? જેમ અગ્નિને જળસ્નાનની શી જરૂર ? તેમ તારા જેવા વૈષ્ણવવીરને પ્રાયશ્ચિતની શી જરૂર ? તું સ્વયં નિર્મળ પવિત્ર વૈષ્ણવવીર છે. જેમ અમૃતનું સેવન કરવા માટે રસોઇ કરવાની ખટપટની જરૂર નથી, જેમ સમુદ્રને તીર્થાટનની જરૂર નથી તેમ તારે માટે પ્રાયશ્ચિતની જરૂર નથી; એવું હવે અમને સમજાય છે. તેં કદી ન બન્યું હોય તેવું કાર્ય કોઢીઆનું દુઃખ દૂર કરીને બતાવ્યું છે. વળી પિતૃઓને બોલાવીને સાક્ષાત્કાર રૂપે ભોજન કરાવ્યું. આવું કોઇએ નજરે જોયું નહોતું કે કાને સાંભળ્યું નહોતું. તે તારે ત્યાં પ્રત્યક્ષ જોયું.

પછી સર્વ વિપ્રો એકનાથને સાથે લઈને તેને ઘેર .આવ્યા અને કહેવા લાગ્યા કે તને શ્રી રૂક્મિણીપતિ સહાય કરે છે. એવું હવે અમારા મનમા નક્કી સમજાયું છે. એકનાથે બ્રાહ્મણોને દક્ષિણા આપીને તીર્થ મસ્તકે મૂક્યું. તેઓ પોતાને ઘેર જઈ મનમાં આશ્ચર્ય પામે છે અને કહે છે કે આ વિષ્ણુભક્તને ધન્ય છે કે તે બ્રાહ્મણ સેવામા અતિ તત્પર રહે છે. દેવના અર્ચન વિધિયુક્ત અને પ્રેમભાવથી કરે છે. આ પછી લોકો કોઈ એકનાથની સ્તુતિ કરે છે, તો કોઈ નિંદા કરે છે પણ પોતે હમેશાં સંતોષયુક્ત રહે છે. તેને કોઈ વાતથી હર્ષ કે શોક થતો નથી.

હવે એક તાપસી બ્રાહ્મણ દ્વારકાં ગયો અને ઘણા અનુતાપયુક્ત તપ કરવા લાગ્યો. મનમાં ઇચ્છા કરી કે મારે રૂક્મિણીપતિનું દર્શન કરવું છે. આ માટે તેણે મનમાં સંકલ્પ કર્યો. પછી તેને રાધા રૂક્મિણીએ સ્વપ્નું આપી કહ્યુ કે દ્વારકાંમાં ચક્રપાણિ નથી. તેથી તું અહીંથી સત્વર ચાલતો થા. દક્ષિણગંગા (ગોદાવરી) તીરે પ્રતિષ્ઠાન (પૈઠણ) ગામમાં એક એકનાથ નામે વૈષ્ણવ ભક્ત રહે છે. તે રોજ બ્રાહ્મણને ભોજન કરાવે છે. તું ત્યાં નક્કી જા અને તેના ઘરમાં કૃષ્ણા શ્રીખંડયા નામે બ્રાહ્મણ બાર વર્ષથી રહે છે. તે સાક્ષાત્ પરબ્રહ્મ નારાયણ છે. તો તેમનાં દર્શન ત્યાં જરૂર તો થશે. પોતે પોતાના ભક્તની સેવા કરે છે. શ્રી વૈકુંઠનાથ ત્યાંજ બેઠા છે. અમને યાદ પણ કરતા નથી. માટે ત્વરિત ગતિએ ત્યાં જઈ તેમને બોલાવી લાવો. આવું સ્વપ્નમાં કાને સાંભળીને તે તાપસી બ્રાહ્મણને મનમાં હર્ષ થયો. પછી તે બ્રાહ્મણ પૈઠણમાં જઈ પહોંચ્યો. ત્યાં જઇ લોકોને પૂછે છે કે અહીં એકનાથ નામે વૈષ્ણવ ભક્ત છે? જે બ્રાહ્મણને ભોજન કરાવે છે અને બ્રાહ્મણ સેવામાં આનંદ માને છે, તેનું ઘર મને સત્વર બતાવો. એમ પૂછતો પૂછતો તે જાય છે. એમ કરતાં તે બ્રાહ્મણ એકનાથના ઘર આગળ આવી પહોંચ્યો. તે તાપસીને જોતાં જ એકનાથે સત્વર નમસ્કાર કરીને બેસવા માટે આસન આપ્યું. પછી પૂછ્યું કે આપનું આગમન ક્યાંથી થયું છે? ક્યાં ક્યાં તીર્થ ફરતાં ફરતા અત્રે આવ્યા છો? આ સાંભળી તે તાપસી કહે છે કે તમારે ત્યાં કૃષ્ણા શ્રીખંડયા નામે બ્રાહ્મણ છે, તેનાં દર્શન કરવા આ સ્થળે દોડતો આવ્યો છું; તે સાંભળી એકનાથ કહે છે કે ગંગા-તીરે પાણી ભરવા ગયો છે તે નિમિષ માત્રમાં આ સ્થળે જ આવશે, માટે તમે સ્વસ્થ થઈને બેસો. એટલામાં ખભે કાવડમાં પાણી લઈને ચક્રપાણિ વાડીમાં આવ્યા. તેમણે તાપસીને નજરે જોયો કે મનમાં સંકોચ થયો.

વિચાર કરે છે કે બાર વર્ષ સુધી હું અહીં આનંદથી રહેતો હતો અને આ લેણીઆટ અહીં ક્યાંથી ઓચિંતો આવી ચઢ્યો ? એમ કહેતાં વૈકુંઠનાથના મનમાં ચિંતા થઈ. તે સમયે નવીન બનાવ બન્યો. હે શ્રોતાઓ, ભાવિક ભક્તો, તે સાંભળજો.'

એકનાથ તાપસી બ્રાહ્મણને કહે છે કે આ આવે છે તે કૃષ્ણા બ્રાહ્મણને નજરે જુઓ. તાપસીએ સત્વર ઊઠીને તેમના પગમાં પડીને પ્રણામ કર્યા. શ્રી જગન્નાથ કાવડ લઈને સત્વર ગતિએ દેવઘરની અંદર ગયા. પાણીની ગાગર નીચે મૂકીને તત્કાળ અદશ્ય થઇ ગયા, તાપસી બહાર કૃષ્ણાની વાટ જુએ છે પણ રૂક્મિણીકાંત પાછા બહાર આવતા નથી. જ્યારે દેવઘરમાં જઇને જોયું તો ત્યા કોઇ દેખાયું નહીં ત્યારે તે શોક કરવા લાગ્યો અને શરીર જમીન ઉપર પછાડવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે અરેરે, મને જોઇને ચક્રપાણિ ઝટપટ જતા રહ્યા. એકનાથે આ ચમત્કાર નજરે જોયો એટલે તાપસીને સર્વ વૃત્તાત પૂછે છે કે તમે કેમ દુઃખી થાઓ છો ? તે મને સત્વર કહો. તેણે પોતાના વૃત્તાંત કહ્યા અને પછી એકનાથને પગે લાગ્યો. આથી બંને જણા ગદ્‌ગદ્ કંઠે થયા અને એકબીજાને ભેટ્યા. એકનાથ તાપસીને કહે છે કે તારું ભાગ્ય વિશેષ છે. તને ધન્ય છે કે તેં નજરે જગન્નિવાસીને ઓળખ્યા અને તેનના ચરણમાં વંદન કર્યા. મેં પામરે તો દેવને ઓળખ્યા નહીં અને તેમની પાસે ઘણું કામ કરાવ્યું. એવો પશ્ચાતાપ કરી એકનાથ શ્રી કેશવને કાલાવાલા કરે છે; "કહે છે હે ભક્તવત્સલા દીનાનાથ, તમે મારે માટે મારે ત્યાં રહીને ઘણું કષ્ટ સહન કર્યું. મારી જાણ બહાર આ મોટો અનર્થ થયો છે. તું પરમ સુકુમાર ચક્રપાણિ છે અને મારે ત્યાં ઉઘાડા પગે કાવડથી પાણી ભર્યું છે. તારા કોમળ ચરણમાં કાંકરા ખૂંચી ગયા હશે. આ ભારે અઘટિત બનાવ બની ગયો છે. બાર વર્ષ સુધી મારી પાસે હતા, છતાં પણ મારા ચિત્તમાં કંઇ જાણી શકાયું નહીં. હે અનંતા ! બ્રાહ્મણ વેશ ધરીને રહ્યા અને મેં ન ઓળખતાં સર્વકામ કરવાનું કહ્યું.' તમે બ્રહ્માદિકથી પૂજવા યોગ્ય છો. તમારા ચરણનું મહેશ ધ્યાન ધરે છે અને અહીંઆં તમે તમારા હાથે ચંદન ઘસીને મને પૂજા કરવા માટે આપતા હતા. તાપસીઓ અઘોર તપ કરીને તારું ઘણા પ્રેમથી ધ્યાન ધરે છે. તને મળવા, કોઇ અનેક તીર્થાટન કરે છે. પણ કોઈની નજરે તું પડતો નથી. હે હૃષિકેશી ! તું એવો દુર્લભ છે. તારી મોટાઈ કોઇથી કળી શકાય' તેમ નથી; યશોદાને ત્યાં જતાં તે તને પુત્ર પ્રમાણે માનતી હતી પણ જ્યારે

તું ગોકુળ ત્યજીને મથુરાં જવા નીકળ્યો ત્યારે જ તેના મનમાં ખરું જ્ઞાન થયું. તેવી રીતે બાર વર્ષ સુધી મારી પાસે હોવા છતાં, હે અનંતા! હું તને ઓળખી શકયો નહીં. એકનાથ એવો પશ્ચાતાપ મનમાં કરીને ઘણો ઘણો દુઃખી થવા લાગ્યો. તે એકનાથના પ્રેમનું સવિસ્તર વર્ણન કરતાં ગ્રંથ વિસ્તાર પામે. ત્યાં એકનાથની પત્ની કે જે પરમ ભાવિક અને પતિવ્રતા હતી, તે આવીને કહેવા લાગી કે હે દેવાધિદેવ, રુક્મિણીકાંત, અમે તમને નકામો ત્રાસ આપ્યો. હે ગોવિંદ, તું પરમ સુકુમાર છે. પ્રાતઃકાળમાં ઊઠીને કામ કરતા હતા. હે મુકુંદા, તને ન ઓળખતાં અમે અમર્યાદિત રીતે વર્ત્યાં. તું સઘળા દેવોનો પૂજ્ય છે. તું અમે જમી રહીએ ત્યાર પછી ભોજન કરતો હતો. ભુખતરસની દરકાર કર્યા વિના મારું કામ કર્યું. એવી હું અધમ છું. હે શ્રીકૃષ્ણ હું અતિ અધમ છું. એવો પશ્ચાતાપ કર્યો.

ખરેખર, બાર વર્ષ સુધી શ્રીકૃષ્ણ એકનાથને ઘેર રહ્યા હતા. તેમના ગુણનું નિત્ય વર્ણન કરી યાદ કરતાં ગ્રંથનો વિસ્તાર વધી જાય.

એક દિવસ એકનાથ રાત્રે સૂઈ રહ્યા હતા. તેમના સ્વપ્નમાં જ્ઞાનેશ્વર આવ્યા અને તેને કહેવા લાગ્યા કે તું અલકાપુરી (આળંદી) આવ અને મારી સમાધિ ઊંચી કરીને દર્શન કર. ત્યાં જ્યારે અજાતવૃક્ષની મુળી આડી થાય ત્યારે એક હાથે બાજુએ કરીને પછી સમાધિ બંધ કરી દેજે. આવું સ્વપ્નું જોઇને એકનાથ સત્વર જાગૃત થયા. પછી આળંદીમાં આવીને ઇંદ્રાયણીમાં સ્નાન કર્યું. સમાધિ ઊઘાડીને સિધ્ધેશ્વરનાં દર્શન કર્યાં. ત્યાં જોયું તો વજ્રાસન કરીને સહજ સ્થિતિમાં જ્ઞાનેશ્વર બેઠા હતા. તેમનું દિવ્ય સ્વરૂપ તેજપુંજ, અતિશય તેજસ્વી દેખાતું હતું. તે સમયે નમસ્કાર કરીને એકનાથ સમાધિસ્થ મૂર્તિને જોઇ રહ્યા હતા. એટલામાં અજાતવૃક્ષનું મૂળ જ્ઞાનદેવ પાસે આવ્યું. તે પોતાના હાથે એક બાજુએ કરી પછી સમાધિનાં દ્વાર બંધ કર્યાં. ચૂના ગચ્છી ગોઠવીને ફરીથી પહેલાની જેમ પથ્થર ગોઠવી દૃઢ કરી દીધા. તે વખતે આળંદીમાં વસ્તી ઘણી ઓછી હતી. ત્યાં સીધુ-સામગ્રી મળતી નહોતી, અને એકનાથના શિષ્ય સંપ્રદાયને ભૂખ લાગી હતી. એટલામાં પંઢરીનાથ પ્રસન્ન થયા. નિજ ભકતની ભૂખ તરસ જગજીવન જાતે તૃપ્ત કરે છે. પોતે શાહુકારનું રૂપ ધરીને એક નાના તંબુમાં દુકાન લઇને બેઠા. તે નજરે જોઇને એકનાથને મનમાં હર્ષ થયો. તે કહેવા લાગ્યા કે વેપારી બજારમાં આવ્યા છે, તેમની પાસેથી વેચાતી સામગ્રી લઇ આવવી જોઇએ. પછી બે બ્રાહ્મણને ઝટ લઇને મોકલ્યા. તેમણે જઇ સર્વ સાહિત્ય

લઈ પોટલાં બાંધ્યાં. કિંમત પછી આવીને આપીએ છીએ એમ કહ્યું. શાહુકારને કહ્યું કે તમે દુકાનમાં સ્વસ્થ થઈને બેસો અમે તમારાં નાણાં આપી જઈશું. આ સાંભળી પંઢરીનાથ કહે છે કે અમે આજનો દિવસ જ અહીં રહેવાના છીએ. તમે સ્વયંપાક કરીને સર્વ સાથે જમજો. અમે એકનાથને ઓળખીએ છીએ, પણ તે અમને ઓળખી શકતો નથી. તે યાત્રા કરવા આવ્યો છે એવું સાંભળીને અમે અહીં સામગ્રી લઈને આવ્યા છીએ. બ્રાહ્મણો સામાન લઈને જાય છે એટલામાં તો હૃષિકેશી અદૃશ્ય થઈ ગયા. તે જોતા સર્વને આશ્ચર્ય થયું. તેઓએ એકનાથને કહ્યું કે અમને સામગ્રી આપીને વાણીઓ તત્કાળ અદૃશ્ય થઇ ગયો. તેણે સામગ્રીની કિંમત પણ લીધી નહીં. આવો અદ્‌ભુત બનાવ બન્યો છે. આ વાત સાંભળીને એકનાથ ગદ્‌ગદ્ કંઠે થયા. તે કહેવા લાગ્યા કે અમારે માટે પંઢરીનાથને ઘણું કષ્ટ પડયું, પછી રસોઈ થઈ ત્યારે બ્રાહ્મણોની પંક્તિમાં એકનાથે ભોજન કર્યું. તે રાત્રે ત્યાં આળંદીમાં રહીને પ્રેમથી હરિકીર્તન કર્યું. બીજે દિવસે જ્ઞાનેશ્વરની સમાધિનાં દર્શન કરીને નમસ્કાર કર્યા. પછી ત્યાંથી નીકળી પૈઠણ પાછા આવ્યા. ત્યાં રહી સપ્રેમ ભજન કરવા લાગ્યા. હવે એકનાથની એવી સ્થિતિ થઇ કે પોતે જનાર્દન સ્વામીસ્વરૂપ સર્વને જોવા લાગ્યા. સ્વામી જ સર્વ પ્રાણીમાત્રમાં વ્યાપક છે, તેમાં સંશય નથી એવું તેમને લાગતું.

જનાર્દનનું ધ્યાન લાગતાં સ્વયં જનાર્દન સ્વરૂપ થઈ ગયા. તે બંનેમાં કંઈ ભિન્નતા રહેતી નથી. જેમ દીપકને પ્રકાશ એમ બે નામ છે પણ તે એક જ છે, તેમ એકનાથને જનાર્દન સ્વામી એકરૂપ હતા.

મહીપતિ તેમનો અનન્ય શરણાંગત છે. તે તેમના ચરણમાં સદ્‌ભાવે વંદન કરે છે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે. પ્રેમાળ ભાવિક ભકતોએ આ છેંતાલીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

। શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૪૭ મો

# સ્વામી રામદાસનું ચરિત્ર.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

હે શ્રોતાઓ, આ કથા સ્પષ્ટ છે તે સાંભળો કે જેથી પરમાર્થ કરવાનું મન થશે. આ કથા કાને પડતાંની સાથે જ તમારાં કોઈ દુઃખ ટકી શકશે નહીં. તમારો માયાથી થયેલો ભ્રમ અને બંધન તૂટી જશે. તમારા મનનો વિકલ્પ કે સંશય નાશ થશે. ભેદાભેદ પૂર્ણપણે નષ્ટ થશે. અને અનાયાસે શાંતિ સુખ હાથમાં આવશે–અનુભવ થશે. તમારાં કર્મ અને અકર્મનાં બંધન તૂટી જશે. તમારા ચિત્તમાં ભજનનો પ્રેમ ઠાંસીને ભરાશે, ભક્ત કથાનો મહિમા ઉપમા ન અપાય તેવો મોટો છે. એમ શ્રી પુરુષોત્તમ ભગવાને કહ્યું છે. અરે, વધારે વિવેચન હું શું કરી શકું ? એ તો અનુભવી અને ભાગ્યશાળી હોય તે જ તે વાત સમજી શકે. જેના ચિત્તમાં વિરક્તી પ્રગટ થઈ છે અથવા જે કોઇ ભક્તિપંથે લાગ્યા છે તેવાજ સમજી શકશે. લોકોમાં માન–સન્માનની ભાવના ત્યજીને જે કીર્તન રંગે નાચે છે અને તેમાં એકરસ થાય છે તેઓનેજ ભક્તકથા મીઠી લાગે છે અને તેઓના સિવાય બીજા કોઇને તે ગમતી નથી. તેથી તમે ભાગ્યશાળી શ્રોતાઓ છો કે જે ગત જન્મમાંથી પુણ્યરૂપી સંપત્તિ સાથે લઇને જન્મ્યા છો, માટેજ આ કથાશ્રવણમાં પ્રેમ ધરાવો છો અને તેથીજ પ્રેમપૂર્વક બેસીને સાંભળો છો. પાછળના અધ્યાયમાં અદ્‌ભુત કથા સાંભળી. એકનાથ પ્રેમાળ વૈષ્ણવ ભક્ત હતો કે જે મૂર્તિમંત વિષ્ણુનો અવતાર હતો. તેનું ચરિત્ર તમે સાંભળ્યું છે. .

હવે કૃષ્ણા નદીને કિનારે જાંબનગર નામે ગામ હતું. ત્યાં એક બ્રાહ્મણ શ્રીરામનો ઉપાસક રહેતો હતો. તે પરમ ભાવિક, જ્ઞાની, ચતુર અને સર્વદા ઉદાર હતો. પતિ પત્ની બંને જણ એક ધ્યેયવાળાં હતાં. તેઓ રાત્રિ દિવસ પ્રેમથી શ્રીરામભજન કરતાં હતાં. તેને કુલકર્ણીની નોકરી હતી. તેથી તે

સાંજ હંમેશાં આનંદથી રહેતો. મનમાં પ્રાણી માત્ર પ્રત્યે દયા હોવાથી તે જે કોઇ ભૂખ્યું માણસ તેને ત્યાં આવે તેને જમાડી તૃપ્ત કરતો. શ્રીરામ જયંતિને દિવસે સાધુસંતોને અને વૈષ્ણવજનોને તેડાવતો. મંડપ રચી ધજા પતાકાથી શણગારી ઉલ્લાસથી ઉત્સવ કરતો. સર્વ સાહિત્ય પ્રેમથી ભેગું કરીને બ્રાહ્મણોને પકવાન ભોજન જમાડતો. નવરાત્રિ સુધી કીર્તન કરી જાગરણ કરતો. તેના ઘરમાં શ્રીરામ, સીતાજી અને લક્ષ્મણની પુરાતન મૂર્તિઓ હતી. તેને દિવ્ય વસ્ત્ર આભૂષણ અને દાગીનાથી શણગારતો અને તેની ષોડશોપચારે પૂજા કરતો. અનેક વાજીંત્રો, ભેરી, મૃદંગ, વગેરે મંડપના દરવાજે વાગતાં. એ પ્રમાણે દરેક વર્ષે મોટા આનંદ અને દાદથી તે શ્રીરામ જયંતિ મહોત્સવ ઉજવતો હતો. દશમીની રાત્રે ઉત્સાહનો મહિમા વર્ણવતો અને સાધુસંતનું ગૌરવ વધારતો. મનમાં અત્યંત પ્રીતિ લાવીને બધાને નમસ્કાર કરતો. આવો પવિત્ર ભાવિક માણસ હતો, છતાં તેને ઘેર પુત્ર સંતાન ન હતું. તેથી તેની પત્નીને માનસિક દુઃખ થતું. એક રાત્રે નિદ્રામાં તેને સ્વપ્નું આવ્યું. તેમાં શ્રીરઘુવીર આવીને તેને કહે છે કે મારુતિ પોતે મૂર્તિમંત તારે ઘેર જન્મ લેશે. તેના અંગમાં ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય પૂર્ણપણે રહેશે. તે મારો પરમ ભક્ત અંજનીનંદન તારો પુત્ર થશે. તે બ્રાહ્મણે આવું સ્વપ્નું જોયું અને તે જ ક્ષણે જાગ્રત થયો. પોતાના મનમાં વિસ્મય પામીને પત્નીને સર્વ વાત કહી. પતિનું વચન સાંભળીને તેના મનમા સમાધાન થયું. નવ માસ થયા પછી તેને ત્યા પુત્રનો પ્રસવ થયો. ઘરમાં સર્વ સંપત્તિ હતી. તે ઉપરાત પુત્રનું મુખ જોવાનું મળ્યું. આથી તે બ્રાહ્મણને ઘણો હર્ષ થયો. તે કહેવા લાગ્યો કે શ્રીરામ પ્રસન્ન થયા છે. અયોધ્યાધીશે પ્રસન્ન થઇને પુત્ર આપ્યો તે મોટો આનંદ છે. બાર દિવસ થતાં તેનું નામ "રામદાસ" રાખ્યું. તે દિવસે દિવસે મોટો થયો. પાંચમે વર્ષે તેને જનોઇ દીધી. પછી ઘરમાં વૈદિક બ્રાહ્મણ બોલાવીને રામદાસને શિક્ષણ આપવાનું શરૂ કર્યું. બાર વર્ષનો થતાં તેની માતા તેના પિતાને કહે છે કે આ પુત્રનાં આપણે હવે લગ્ન કરીએ. પછી પુરોહિતે તત્કાળ તપાસ કરીને યોગ્ય કન્યા જોઈ સગપણ નક્કી કર્યું. પછી તો લગ્નસામગ્રી, અલંકાર, વસ્ત્ર, આભૂષણ વગેરે તૈયાર કરાવ્યાં. સગાવહાલાંને લગ્ન પ્રસંગે તેડાવ્યાં. હવે જાન લઇને જવા લાગ્યા. વેવાઇએ સામેથી આવીને વરનું પૂજન કર્યું. જાનના માણસોને રહેવાનો ઉતારો આપ્યો. વાજીંત્રો અને સંગીતથી સર્વને ઉલ્લાસ થયો. ત્યાં ગણપતિ પૂજન કર્યું. બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરતા હતા. દિવસ આથમતાં ગોરજ લગ્ન હતાં. તે

સમયે મધુપર્ક પૂજા થઈ. પછી અંતરપટ ધરીને બ્રાહ્મણો મંગળાષ્ટક ગાવા લાગ્યા. છેવટના અષ્ટક વખતે "સાવધાન" શબ્દ બોલ્યા. તે સમયે એક પુરોહિત નજીક બેઠો હતો તેને રામદાસે પૂછ્યું કે તમે કોને સાવધાન થવાનું કહો છો તે મને હમણાં જ કહો. ત્યારે આનંદથી તે બ્રાહ્મણ કહે છે કે તમને જ સાવધાન થવા કહ્યું છે. આજથી તમને સંસારની બેડી લાગુ પડી ગઈ છે તે નક્કી જાણજો.

પરમ દુઃખ રૂપ સંસાર જુઓ, જ્યાં અણુમાત્ર સુખ નહીં દીસે,
જેને કહેવામાં આવે સંસાર, ત્યાં ત્યાં સર્વસ્વ અડચણ દીસે

તેથી જ સઘળા પુરોહિતોએ તને સાવધાન થવાનું કહ્યું છે. આ વાત સાભળતાં જ રામદાસ થરથર કંપવા લાગ્યા. પોતાના અંતરમા સંસાર વિષયનો પૂર્ણ કંટાળો આવ્યો. તેથી તે એકદમ ઊભા થઈને જંગલ તરફ નાસવા લાગ્યા. માબાપ તેની પાછળ દોડીને પકડે છે પણ તેને કોઈનો મોહ થતો નથી.

જેમ વિષ નાખ્યું હોય અન્નમાં, અને જમનાર તે જાણી જાય,
પછી જેમ તે પાત્ર નાખી દે, તેમ સમસ્ત માયા ત્યજી દીધી.

વિષયસુખનો મનમાં કંટાળો લાવી, એકાએક રામદાસ વનવાસી થયા. બધા લોકોએ મનાવવા માટે ઘણા જ પ્રયત્નો કર્યા. છેવટે કોઈનું સાભળ્યું નહીં. તેની પાછળ પાછળ તેનાં માતાપિતા અરણ્યમાં ગયાં. માયા કરી પુત્રને ઘેર પાછો લાવવાના તેમના બધા પ્રયત્નો નકામા ગયા. તે પાછો આવ્યો જ નહીં. રામદાસ તેના પિતાને કહે છે કે તમે મને નકામો માયામાં શા માટે નાખો છો ? સંસાર માત્ર દુઃખથી ભરેલો છે એવું મારા મનમા ઠસી ગયું છે.

"કામવાસના પુરવા માટે સુંદર પત્ની લાવે,
તેનું પાલન કરવા કાયા સર્વ ઘસી નાખે,
ધનવતોની સેવા કેરી દ્રવ્ય મેળવવું પડે,
અને તસ્કર આવે ઘરમાં ત્યારે, પ્રાણ પણ દેવા પડે.

જેમ માછલાં પકડવાના કાંટા ઉપર લોટ ચોંટાડી રાખે છે તેની જો માછલાને પહેલેથી ખબર પડે તો તે ઊંડા પાણીમાં નાસી જાય છે. તેવી

રીતે હું પણ સાવચેત થયો છું. જેમ પોપટ પકડવાનું નાલિકા યંત્ર જોતાંજ પોપટ આકાશમાં ઊડી જાય છે. તેમ પ્રપંચ ફાસીમાં નહીં પડવાનું ભાન મને તેમાં પડતાં પહેલાં થઇ ગયું છે. હવે તમારૂ મનમાં મારા માટે કંઇ મમતા રાખશો નહી અને તમે હવે ઘેર જાઓ. એમ કહી પોતે સત્વર ગતિથી અરણ્યને રસ્તે જવા લાગ્યા. પિતાના મનમા ખાત્રી થઇ કે આ બ્રહ્મચારી મારુતિનો અવતાર છે તેથી તે ભવસમુદ્રમાં પડશે નહીં. એવું વિચારી પોતાને ઘેર પાછા ગયા. હવે જે પહેલાં સ્વપ્ન આવ્યું હતું તે તેની પત્નીને યાદ કરાવ્યું અને કહેવા લાગ્યો કે આપણા વંશને ધન્ય છે કે વૈરાગ્યયુક્ત પુત્રનો જન્મ થયો. એ પ્રમાણે ચિત્તનું સમાધાન કરીને પતિપત્ની ગામડામા રહેવા જતાં રહ્યા. ત્યાં જઈ માયા, મમતા ત્યજીને હૃદયમા શ્રીરામનું ધ્યાન ધરવા લાગ્યાં. આ તરફ રામદાસ અરણ્યમાં જઈ એકાંત સ્થળે સત્વર ધ્યાન ધરવા લાગ્યા. વૈરાગ્યપૂર્ણ થઇને મનમાં વિચાર કરે છે.

તીર્થ, વ્રત, અનુષ્ઠાન એ કળિયુગમાં સાધન નથી,
માટે શ્રીરામને શરણે જઈ, કરવું નિશદિન ચિંતન તેહનું.
હરતાં કરતાં ઊઠતાં બેસતાં, નામસ્મરણે ગણિકા વૈકુંઠે ગઇ,
નામ જપતાં શિવજીને કંઠે, વિષજ્વાળા શાંત થઇ.
એવો વિશ્વાસ મનમાં ધરી, રામદાસ કરે નામસ્મરણ,
ફળ, મૂળ, જળ ત્યાગીને, નિજ નિષ્ઠાએ તપ આદર્યું.

કહે છે કે જય હો અયોધ્યાવાસી દશરથ કુંવરનો, જય હો કૌશલ્યા તનયનો, જય હો જાનકી વરનો, જય હો રાવણાતકનો, જય હો જગદુદ્ધારકનો, જય હો મોક્ષદાતા શ્રીરામનો.હું તારો અનાથદીન બાળક છું. દીન થઈને અરણ્યમાં બેઠો છું. તું ભકતની વારે ધાનાર અને પતિતને પાવન કરનાર છે. આ મારી કરુણા સ્વીકારી મને હવે દર્શન આપજે.

એ પ્રમાણે માનસિક પૂજા કરતા હતા. ત્યાં મારુતિ પ્રગટ થયા અને રામદાસને વિકરાળ સ્વરૂપ બતાવ્યું. પણ તે મનમાં જરા પણ ભયભીત થયા નહી. જેમ પ્રદિપ્ત અગ્નિ પ્રગટ થઇને અંગારાની સામે આવે તો તેને ભય થાય નહીં કારણ કે બન્નેનો દેહ એક જ છે. જેમ દિનકર ભાસ્કરને

ઘેર જાય તો તેને કદી ઉકળાટ થાય નહીં. તેમ ઉગ્રરૂપે મારુતિ રામદાસને મળ્યા. પણ પોતે મનમાં જરા પણ ગભરાયા નહીં. જેમ પૂર્ણિમાને દિવસે સાગરમાં ભરતી આવે છે તે પોતે દૂરથી જોઈને કલ્લોલ કરે છે કારણ કે પૂર્ણિમાને તેમાં ડૂબી જવાનું નથી એ નિશ્ચિત છે. અને બને ચંદ્ર અને પૂર્ણિમા એક જ છે. કદી આકાશ ક્રોધાયમાન થઈને કહે કે હું નભને ગળી જઈશ તો તે પોતે પોતાને જ ગળી ગયો એવું કહેવું વૃથા લાગશે. તેમ વિકરાળ સ્વરૂપ બતાવી અંજનીસુત રામદાસને ભય બતાવે છે. પણ તે તો નિર્ભય ચિત્તથી જુએ છે કારણ કે બંનેનો ભાવ એક જ છે. રામદાસનો નિશ્ચય જોઈને મારુતિને મનમાં સમાધાન થયું. એટલે પોતે સૌમ્યરૂપ ધર્યું અને રામદાસને દર્શન આપ્યું. રામદાસે મારુતિને આલિંગન કર્યું અને પછી તેમના ચરણમાં નમસ્કાર કર્યા. રામદાસ હવે મારુતિને પૂછે છે કે શ્રીરામનાં દર્શન થાય તેવો ઉપાય બતાવો. તે સમયે અભય વચન આપીને મારુતિ સત્વર અદશ્ય થઇ ગયા. પછી રામદાસ ગામમાં કરતલ ભિક્ષા માગવા લાગ્યા. (હથેળીમાં રહે તેટલી ભિક્ષામાં ઉદર પોષણ કરવું તે કરતલ.)

"તે ભિક્ષાનું અલ્પ અન્ન સેવીને, અરણ્યમાં જઈ કરે નામસ્મરણ.
નિદ્રા આળસ તેને નહીં, એવું અનુતાપ બળ રાખે સર્વદા.
પોતાનું મનન અને પોતે કરે શ્રવણ, પોતે થયા વક્તા અને પોતે શ્રોતા.
પોતાનું મન જ્ઞાન દેનારૂં, પોતે પોતાના ગુરૂ થયા.
પછી પોતાના મનને બોધ દઇને, માનસ બોધ ૨૦૫ શ્લોક લખ્યા.

તે શ્લોકો જે પ્રેમથી રોજ ગાય છે, તેને વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. રામદાસ પછી શ્રીરામરૂપ મનમાં લાવીને કીર્તન કરતાં પ્રેમથી નાચવા લાગ્યા. તે સમયે કંઠ ગદ્ ગદ્ થાય છે, આંખમાંથી આનંદાશ્રુ વહે છે. ઝાડ, પાન, પાષાણ, પક્ષી, પ્રાણી, વનચર, જળચર, એ સર્વે આપણાં સગાંવહાલાં છે; એવો મનમાં દઢ નિશ્ચય કર્યો. મધ્યાહ્ન સમયે ગામમાં વસ્તીમાં જઈ ભિક્ષા માગી લાવતા અને તેથી ભૂખને શાંત કરીને પાછા અરણ્યમાં જ ધ્યાનસ્થ થઈ બેસતા. દુનિયાના લોકો ત્યાં આવે કે પોતે તત્કાળ દૂર બીજે સ્થાને જતા રહેતા. તે કહેતા કે આવી માયા જાળથી હંમેશાં દૂર રહેવું.

જે પરમાર્થી અને વિષયમાં જેને આસક્તિ નથી.
તેવા સંસારીની પણ કદી સંગત કરે, તો હોય અનર્થ નક્કી.

કદી કસ્તુરીની પોટલી હીંગની ગુણીમાં મૂકી હોય તો નક્કી તેની કિંમત ઓછી ઉપજશે. ભોબતનો અવગુણ ક્ષણવાર સદ્દગુણીને જરૂર લાગશે. જેમ તમાકુ અને સોપારી બને એક સ્થળે ભેગાં રાખવામાં આવે તો સોપારીમાં નક્કી દુર્ગંધ આવશેજ, એમાં કંઈ સંશય નથી. તેવી રીતે દુનિયાદારીના માણસ કે જે અજ્ઞાન છે અને જે માયાથી એકદમ ભરપૂર છે તેની સોબત વિરક્તજન કરે, તો તેની વિરક્તિમાં અડચણ નક્કી આવશેજ. તેથીજ રામદાસ વૈરાગ્યશીલ છે અને માણસોને પાસે આવતા જોઇને તત્કાળ તે દૂર જતા રહે છે. તે સર્વકાળ નામસ્મરણ કરે છે અને તેને દેહનું ભાન પણ રહેતું નથી. એક દિવસ અષાઢ મહિનામાં પંઢરપુર વિઠોબાનાં દર્શને જવા માટે એક યાત્રિકોનો સંઘ જતો હતો. મારુતિએ રામદાસને કહ્યું કે આ સંઘની સાથે જતાં રસ્તામાં તને શ્રીરામ દર્શન થશે આવું દ્રષ્ટાંત મળતાં રામદાસના મનમાં ઘણો હર્ષ થયો. પછી રામદાસ સપ્રેમ રામનામની ગર્જના કરી પંઢરપુર જવા માટે ઝટ નીકળ્યા. સંઘમાં જતા લોકો ટાળ મૃદંગ વગાડે છે. વૈષ્ણવો આનંદથી ભજન કરતા નાચતા ચાલ્યા જાય છે. આગળ ભીમા નદી વહે છે. પંઢરપુર આવતાં રામદાસને મનમાં સંશય થયો. તે વિચાર કરે છે કે જેનું હું નિશદિન ધ્યાન ધરૂં છું તે તો અહીં દેખાતાજ નથી. પછી મનમાં સંશય લાવીને પણ શ્રીરામ ભજન ચાલુ રાખ્યું. તે મુખથી શ્રીરામનામસ્મરણ કરે છે, રામભજન ગાય છે અને શ્રીરામચરિત્રનું વર્ણન કરે છે. એમ કરતાં કરતાં પોતે વિઠોબાના મંદિરના મહાદ્વાર આગળ આવી પહોંચ્યા. ત્યાં આગળજ ગરૂડ અને હનુમંતનાં ઓચિંતાં દર્શન થયાં. ત્યાં મારુતિને નમન કરીને સામે નજર કરી જુએ છે તો સંત, સાધુ, વૈષ્ણવજન સ્વાનંદે કીર્તન કરે છે. ગરૂડના નિશાનવાળી ધ્વજાઓ અને પતાકાઓ સાથે જાણે વૈકુંઠ નીચે ઉતર્યું હોય તેવું દેખાયું. આથી રામદાસને ઘણો હર્ષ થયો. પોતે સપ્રેમ સુખનો આનંદ ભોગવવા લાગ્યા. હરિદાસોને નમન કરીને પોતે દેવદર્શન કરવા ચાલ્યા. ત્યાં જગજીવનને ઇંટ ઉપર ઊભેલા દૂરથી જોયા. બંને ચરણ એક સાથે છે-સમચરણ છે. બંને હાથ કમર ઉપર મૂક્યા છે અને નાકના અગ્ર ભાગ ઉપર નજર રાખી છે. આવું સ્વરૂપ જોઇને રામદાસ ભેટવા જતા નથી. તે કહે છે કે હું જેની રોજ માનસપૂજા કરૂં છું, તે

શ્રીરામ સ્વરૂપ અહીં દેખાતું નથી. પછી સન્મુખ ઊભા રહીને દેવને કહે છે કે :—

હે દેવા! હાથમાંનાં ધનુષ્યબાણનું શું કર્યું અને હવે હાથ કમર ઉપર કેમ મૂક્યા છે? હે શ્રીરામ! તમે તમારો વેશ કેમ બદલ્યો છે તે મને કહો. હે જગજેઠી! અબોલા કેમ રહ્યા છો? મારી સાથે વાત કેમ કરતા નથી? મારો કયો અપરાધ તમારા મનમાં વસ્યો છે, તે મને સત્વર કહો. સરયુ ગંગાનો કિનારો કેમ તજ્યો અને આ ભીમાતીરે કેમ આવીને વસ્યા છો? આવું વિપરીત કેમ થયું છે તે હે રઘુનાથ, મને કહો. શું અયોધ્યા નગરીનો લોપ થયો છે કે અહીં પંઢરીક્ષેત્ર વસાવીને રહ્યા છો? સીતા સતી ક્યાં છે? અહીં તો બીજું કોઇ દેખાય છે. તમારી અપાર વાનર સેનામાંથી અહીં કંઈજ નજરે પડતું નથી. માટે મારે કોને નમન કરવું તે શ્રીરામ તમે જ મને કહો. એક હનુમત એકલા જ અહીં દેખાય છે. તે આખા સૈન્યમાંથી કેમ જુદા પડી ગયા છે? તમને ચોરીને કયા ભક્તે અહીં લાવી ઊભા રાખ્યા છે? હવે કોનું આલિંગન કરવું કે જેથી ચિતમાં સમાધાન થાય? કોને મારે સાષ્ટાંગ નમન કરવું તેની મને સમજ પડતી નથી. એમ કહેતાં રામદાસનો કંઠ ગદ્‌ગદિત થયો. આંખોમાં આંસુ વહેવા લાગ્યાં. પછી કહે છે કે હે અયોધ્યાવાસી, જાનકીકાંત, મને સત્વર દર્શન આપો. હું તો તારો છું, અનાથ છું, દીન છું, અહીં તો ધનુષ્યબાણ વિનાના દેખાઓ છો. હવે મારા ઉપર કૃપાદૃષ્ટિ કરીને શ્રીરામ દર્શન આપો. તેના મનનો આવો નિશ્ચય જોઇને રૂક્મિણીપતિને સંતોષ થયો. તે કહેવા લાગ્યા કે ધન્ય છે રામદાસની ભક્તિને! એ ખરેખર, ઉપાસકના નામને યોગ્ય છે. પછી રૂક્મિણીને જગજીવન કહે છે કે આ મારો ભક્ત છે અને તે શ્રીરામ ઉપાસક છે. તે આપણાં દર્શન કરવા આવ્યો છે. માટે તું સીતારૂપ ધારણ કર. એમ કહીને પંઢરીનાથે પોતાનું સ્વરૂપ સત્વર બદલી નાખ્યું. શ્રીરામ સ્વરૂપ ધારણ કરીને પોતે ભેટવાને તૈયાર થયા. માથે મુગટ અને કાને કુંડળ છે. સુંદર સગુણસ્વરૂપ છે અને મેઘશ્યામ વર્ણ છે. હાથમાં ધનુષ્યબાણ છે. તે સર્વ શ્રીરામરૂપ નિશાની લઇને ઊભા છે. બાજુમાં રૂક્મિણીમાતા પણ તત્કાળ સગુણરૂપે સીતાજી થયાં. આવું સ્વરૂપ નજરે જોઈને નિજભક્ત રામદાસને મનમાં આનંદ થયો. પછી રામદાસ નજીક આવ્યા અને શ્રીરામને આલિંગન કર્યું. ધ્યાનદૃષ્ટિથી આ સ્વરૂપ જોઇને મનનું સમાધાન થયું. કંઠ ગદ્‌ગદ્ થઈ ગયો. નેત્રમાં આંસુ ઉભરાયાં, પછી

ચરણમા મસ્તક મૂકીને પ્રણામ કર્યા પછી તે કહે છે કે મને ઘણા દિનમે દર્શન આપ્યા છે, પણ હવે મનમા સમાધાન થયુ છે આવુ કહેતા જ રામદાસની સામે જગજેઠીએ કૃપા દષ્ટિ કરીને જોયુ અને કહેવા લાગ્યા કે તને ગમે તેથી જ મે શ્રીરામ રૂપ દેહમા ધારણ કર્યું છે હવે આજ રૂપ ધ્યાનમા લાવીને ઈશ્વર જુદા છે એવી બુદ્ધિનુ ખડન કરજે શિષ્ય સપ્રદાય કરીને સદ્ભાવે કીર્તન કરતો જજે કે જેથી જડ મૂઢ અજ્ઞાની વગેરે મારા ભજનમા જોડાશે આવુ કહ્યા પછી જનકીવર પોતાનો અભય કર તેના મસ્તક ઉપર મૂક્યો પછી કમર ઉપર બને હાથ મૂકીને સ્વરૂપ બદલી દીધુ પાડુરગ સ્વરૂપ થતા જગજીવનને ક્ષણ વાર લાગી નહીં તે માયા વડે ચમત્કાર બતાવનાર જગજીવન, મનમોહન, પૂર્ણ ચમત્કારી, કળી ન શકાય તેવા છે ધન્ય રામદાસની સપ્રેમ ભક્તિને ! જેણે જગપતિને સ્વાધીન કર્યા પોતે મનમા જેવી ઇચ્છા કરી તેવા શ્રીપતિ થયા પછી રામદાસે શ્રીવિઠ્ઠલ મૂર્તિને આલિગન કરીને સદ્ભાવે ચરણમા નમસ્કાર કર્યા ત્યારપછી રામદાસે હરિકીર્તન કરવુ શરૂ કર્યું તેમના મનમા પ્રેમ ઉલ્લાસ થયો

રામ અને કૃષ્ણ સ્વરૂપે મે જુદા છે, એ સશય રામદાસના મનમા હતો તે દેવે તત્કાળ દૂર કરીને જીવ અને શિવ બે અલગ નથી તેમ સમજાવી દીધુ ગોપાળભજન કર્યા પછી દેવની રજા લઇને રામદાસ સત્વર ચાલી નીકળ્યા પોતાને આશ્રમે જતા રસ્તામા જેજુરી ગામ આવ્યુ રામદાસ તે ગામમા આવતા મહાળસાકાત (મહાદેવજી)ને ચિત્તમા હર્ષ થયો તે કહેવા લાગ્યા કે આ વૈષ્ણવ ભક્તને ધન્ય છે તે બીજા કોઇ દૈવતને માનતા નથી જે પાડુરગ મૂર્તિને નમન કરે નહી તે મારા દર્શન કરવા કેમ આવે ? એટલે પોતે મનુષ્ય સ્વરૂપ લઇને તેને મળવા જવાનુ નક્કી કર્યું તે સમયે ત્યા શિવાજી મહારાજ રાજ્ય કરતા હતા. મહાળસાપતિએ શિવાજીનુ રૂપ ધરીને સત્વર ઘોડા ઉપર બેસીને કપાળ ઉપર હળદરની આડ કરીને નીકળ્યા એવા રૂપમા મણીમલ્લમર્દન ક્ષણવારમા સામે આવતા હતા દૂરથી રામદાસને જોઇને પોતે અશ્વ ઉપરથી નીચે ઉતર્યા પછી તે કહેવા લાગ્યા કે ધન્ય છે આજનો સુદિન કે સ્વામીના અકસ્માત દર્શન થયા પછી તેમણે રામદાસના ચરણ પકડયા અને આલિંગન આપ્યુ, જે સાક્ષાત્ શિવ અવતાર છે તે રામદાસના ચરણમા વદન કરે છે બે હાથ જોડીને તે શુ કહે છે ? જ્યારે જ્યારે પઢરપુર જાઓ ત્યારે અમને દર્શન આપતા જશો હુ ગઢ ઉપર ઘણા સમયથી

રહું છું અને તમારા દર્શનની ઇચ્છા રાખતો હતો. એવું બોલીને મહાળસાપતિ રામદાસ સાથે વધુ વાર્તાલાપ કરે છે. તે કહે છે કે જે શ્રીરામનું ભજન કરે છે તે સજ્જન મને ઘણો ગમે છે. તેનો રામદાસ ઉત્તર આપે તે પહેલાં પોતે અદશ્ય થઇ ગયા. અશ્વ કે રાજા બેમાંથી એકે દેખાયા નહી, તેથી રામદાસ કહે છે કે આતો નવાઇની વાત થઇ, પછી વિવેક દૃષ્ટિથી જોવા લાગ્યા તો ખબર પડી કે સાક્ષાત્ મહાળસાકાંત આવ્યા હતા. તે સાક્ષાત્ શંકર ભગવાનનો અવતાર હતા અને પોતે શ્રીરામનું રાતદિવસ ભજન કરે છે. માટે હવે પાછા જઇને તેમનું સ્થાન કેવું છે તે જોવું જોઇશે. એવો વિચાર કરીને ત્યાંથી સત્વર ચાલી નીકળ્યા. જે શ્રીરામના પ્રિયકર સાક્ષાત્ મારુતિનો અવતાર છે તેમણે સત્વર ગઢ ઉપર જઇને મહાળસાપતિનાં દર્શન કર્યાં. મનમા શ્રીરામ સ્વરૂપ ધરીને પછી તે ક્ષણે નમસ્કાર કર્યા. સભામંડપમાં કીર્તન કર્યું અને તેમની આરતી રચીને ગાઈ સંભળાવી. પંચાનન (મહાદેવજી) હયવાહન (અશ્વ ઉપર બેઠેલા) એમ કહીને રામદાસે આરતી ગાઈ. પછી નમસ્કાર કરીને સત્વર ગતિએ ત્યાંથી પાછા ચાલી નીકળ્યા. ત્યાંથી જોબગામમાં આવી પહોંચ્યા. શિવાજીને કોઇએ ખબર કહી હતી કે મહાળસાપતિ તેમનું સ્વરૂપ ધારણ કરીને રામદાસને મળ્યા હતા. આવી કીર્તિ સાભળીને પોતે સદ્દભાવે રામદાસને શરણે ગયા. પછી રામદાસે તેનો અધિકાર જોઇને ઉપદેશ આપ્યો. બીજા કેટલાક વૈરાગ્યશીલ માણસો જોઇને તેમને પોતાના શિષ્ય બનાવ્યા. શ્રીરામભજનમાં પ્રેમાળ ભક્તો સામેલ થયા. આવું છતાં રામદાસે પોતે હંમેશાં ઉદાસી વૃત્તિ રાખી અને કદી જીવની તળમળ કરતા નહીં તેમને મનમાં માન અને અપમાન બંને સરખાં હતાં. પોતે જંગલમાં જઈ એકલા બેસતા. કદી લૌકિક જાળમાં ગુંચાવાનો સમય આવે ત્યાંથી દૂર જતા રહેતા. રાજા, રંક અને દીન સર્વને પોતાની નજરે સમાન ગણતા હતા. સર્વ પ્રાણીમાત્રમાં પૂર્ણ સદ્દભાવ રાખવો, એવું આત્મજ્ઞાન તેમનામાં પ્રગટ થયું.

અનુભવથી ઉપજેલા શબ્દે, ગ્રંથ નામે 'દાસબોધ' રચ્યો.
તે સદ્દભાવે વાંચતાં બુધ્ધિમંદ, થાય અગાધ જ્ઞાની સર્વદા

રામદાસનું અદ્દભુત જ્ઞાન હતું. તેમણે સ્વમુખે અધ્યાત્મ ગ્રંથ રચ્યો જે વૈષ્ણવ ભક્ત તેમના ગ્રંથનું શ્રવણ, પઠન કરશે તે જીવન્મુક્ત થશે

વિશ્વોદ્ધાર કરવા પૃથ્વી ઉપર વૈષ્ણવ વીરો જન્મે છે તેઓ અધ્યાત્મ જ્ઞાનવાળા અતિ ઉદાર હોય છે. તે દીન જનો ઉપર કરુણા કરે છે. રામદાસની આવી અદ્ભુત સ્થિતિ હતી. પોતે સોનું અને છાણમાટી સરખાં જ ગણતા. કદાચ પોતાની સામે કુબેરની સંપત્તિ કે ઇંદ્રનો વૈભવ આવે તો પણ તેની કદી ઇચ્છા કરતા નહીં. કહેતા કે —

કાને સાંભળવું શ્રીરામ કીર્તન, મુખે જપવું શ્રીરામ નામ,
ધ્યાને લાવવા આત્મારામ, સમદૃષ્ટિ રાખવી સર્વપ્રાણીમાં.

હવે આવતો અધ્યાય અતિ સુગમ છે. તે કથા રસાળ નિરૂપમ છે, તે શ્રોતાઓને કહેવામાં આવશે જે તુકારામ નામે વૈષ્ણવ ભક્ત હતા, જેમને પુરૂષોત્તમ ભગવાન મળ્યા હતા તે કથાની રસ ઉત્પત્તિ શ્રી રૂક્મિણીપતિ કહેવડાવે છે. શ્રોતાઓને મહીપતિ વિનવે છે કે તમારા ચિત્તમાં સાવધાનતા થવા દો . .

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે પ્રેમાળ ભાવિક ભક્તોએ આ સુડતાળીસમો અધ્યાય સાંભળ્યો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૪૮ મો.

# સંત તુકારામ ચરિત્ર

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ધેનુકાસુરમર્દનાય નમઃ ॥

શ્રી પંઢરીનાથાય નમ : ॥ પ્રખર વૈરાગ્ય, અટળ શ્રદ્ધા, પરોપકારીપણું નિસ્પૃહતા, સહનશીલતા વગેરે ગુણ આ કથા શીખવશે. જય જય કરુણાસાગરા, આનંદઘન, ભક્તવત્સલ, રાજીવનયન, કમળનયન, બ્રહ્માના પિતા, દાનવોને મારનારા જગજીવન, જગદીશ, જય જય વિશ્વવ્યાપક, કમલાપતિ, સજ્જનજીવન આનંદમૂર્તિ, નિર્ગુણ સગુણ વિશ્વપતિ તારી ગતિ વેદ કે શાસ્ત્રો જાણી શકતાં નથી. જય જય વિશ્વબાહુ (અગણિત બાહુવાળા) તું દિવ્ય ચક્ષુથી (જગતમાંના સર્વની આંખોથી) જુએ છે. તું વિશ્વચરણથી ગમન કરે છે. તું વેદવાક્ય બોલે છે. જય જય ચિત્સ્વરૂપ આત્મારામ, ગુણનિધાન. ઉત્તમોત્તમ, સ્વાનંદ પ્રકાશ, પુરુષોત્તમ, તારો મહિમા અનુપમ છે. તારી મૂર્તિ ધ્યાનમાં લાવવા માટે શ્રુતિ થાકીને નેતિ નેતિ કહે છે. પુરાણો પણ વર્ણન કરતાં કરતાં થાકી ગયાં. શાસ્ત્રો પણ લજ્જિત થયાં. જે અનુષ્ટાન, તપ કે તીર્થાટન કરવાથી પણ મળી શકતા નથી, તે નિજ ભક્તોનાં કીર્તન સાંભળવા ત્યાં દોડતા આવે છે. યોગસાધન કરનારા યોગીઓ વજ્રાસન કરી દૃઢતાથી બેઠા છે, તેઓને પણ હે ચક્રપાણિ, તું મળતો નથી. પણ ભાવિક ભક્તોને શોધતો તું તેમની પાછળ ફરે છે. તું સર્વ દેવોમાં મુગટના મણિ જેવો શ્રેષ્ટ છે. સનકાદિથી પણ મોટા પૂજ્ય છે અને તું તેમનાથી પૂજ્ય છે. તેવો તું ભાવિક ભક્તોનું કષ્ટ ઉઠાવીને પોતે તેમનું કામ કરે છે. પોતાના ભક્તોનું ગમે તેવું કામ કરતા તને મનમાં લાજ શરમ આવતી નથી. તે માટે તેં માન કે અપમાન કદી જાણ્યું નથી. તેવા હે પંઢરીનાથ, તું ભક્તોનાં સંકટ દૂર કરનારો છું. પણ-

તારા ભક્તો એવા નિષ્ટાવાળા છે કે કદી તે તને પોતાના કામ માટે સંકટમાં નાખતા નથી. સંસારદુઃખનું કષ્ટ દૂર કરીને તું તેમને વૈરાગ્ય

આપે છે. તે વૈરાગ્યમાં તારું નિજબળ છે, તેથી તે તારું સર્વકાળ ભજન કરે છે. પ્રેમાળ ભક્તો ચિત્તની તળમળ ત્યજીને તારાં કીર્તન ગાય છે. તું અભક્તોના મનમાં પેસીને ભક્તોનું છળણ કરાવે છે પછી પોતે જાતે દોડીને પોતાના ભક્તનું સન્માન સાચવે છે. કદી ન બન્યું હોય તેવું કરી બતાવે છે અને ભક્તોની કીર્તિ ત્રણે ભુવનમાં ફેલાવે છે. હે ચક્રપાણિ, હે ગોવિંદ, તું એવો ભક્તનો ઋણિ છે. તે ભક્તોનાં સગુણ ચરિત્રનું વર્ણન કરવા કોઇને નિમિત્તમાત્ર બનાવે છે. તેમ હું પણ સ્વતંત્ર બુદ્ધિ વિનાનો, જડ બુદ્ધિવાળો છું. તેને તું રાજીવનેત્ર જ્ઞાન (પ્રકાશ) આપે છે. હે અનાથના નાથ રૂક્મિણીપતિ, હું તને વારંવાર નમન કરું છું. નિજ પ્રેમથી આટલું કહેતાં પણ મારી મતિ કુંઠિત થાય છે.

જો તારી કૃપા હોય નહીં, તો તને કદાપી નમન કરવાનું મન થાય નહીં. અને જે કાળે જે કંઇ બને છે તે તારી સત્તા કે આજ્ઞા વિના બનતું નથી.

ક્ષણે ક્ષણે મતિ પલટાય છે. મનમાં સંકલ્પ વિકલ્પ થાય છે તે સર્વ હે શ્રીપતિ તું જાણે છે. તું સાક્ષી છે. એવાં તારાં કેટલાં વખાણ મારા મુખથી કરી શકું? હે રૂક્મિણીકાંત! હું કંઈ પણ કરું નહીં તો તને સર્વથા કરુણા ઉપજશે નહીં. જેવી રીતે નાનું બાળક જો રડે નહીં, તો તેની માતા તેને દૂર જ રહેવા દેશે. તેવી રીતે હે ચક્રપાણિ, તારા ભક્તો તને કરુણાવચનથી બોલાવે છે. પછી તેઓના ઉપર કૃપાદષ્ટિથી જોઈને તેને સપ્રેમ ભજન કરવા દે છે. એવી તારા ઘરની રીત છે તે તારા ભક્તોની અદ્દભુત કીર્તિ હે શ્રીપતિ, તુંજ બોલાવે છે.

પાછળના અધ્યાયમાં કૌતકરૂપે રામદાસનો દૃઢ ભાવ જોઈ પંઢરીનાથે શ્રીરામરૂપે દર્શન આપ્યાં. હવે પ્રેમાળ ભક્તો તમે આદરભાવ સહિત આ રસાળ કથાનું શ્રવણ કરો. આળંદીથી છ ગાઉ દૂર દેહુગામ નામે પુણ્યક્ષેત્ર છે. ત્યાં તુકારામ નામે પરમ ભક્ત રહેતો હતો. તેનું ઉપનામ આંબળે હતું. પણ તે પોતાના ધંધામાં કદી જૂઠું બોલતો નહીં. તેને બે પત્ની હતી. ઘરમાં ઘણી ધન સંપત્તિ હતી. પણ તે હંમેશાં વિદેહવૃત્તિથી (દેહના અભિમાન રહિત) રહેતો હતો. એકાંતમાં નામસ્મરણ કરતો. તેનાં માતાપિતાના મરણ પછી તેનો સંસાર દુઃખમય થયો. મોટો દુષ્કાળ પડયો. તેમાં તેનું સમગ્ર દ્રવ્ય ખરચાઈ ગયું. ધન, ધાન્ય સર્વ જેમ તેમ વપરાઈ

ગયું. જેમ પૂર્ણિમાની ભરતીનું પાણી સમુદ્રમાં સમાઇ જાય, જેમ વર્ષાઋતુનાં વાદળ શિયાળામાં જતાં રહે, જેમ સૂર્યોદય થતાં આકાશમાં નક્ષત્રો દેખાતાં બંધ થાય, જેમ ઘડપણ આવતાં શરીરમાં તારુણ્ય દેખાતું બંધ થાય, જેમ ઉનાળો આવતાં સર્વ તૃણનો નાશ થાય, તેમ સ્વદેશમાં દુષ્કાળ પડતાં સઘળું ધન, ધાન્ય વપરાઇ ગયું. માણસો, બાળકો, સ્ત્રીઓ સર્વ ટળવળવા લાગ્યાં, પણ અન્ન મળતું નહોતું. તેની મોટી પત્નીને બે પુત્ર હતા. નાની પત્નીને સંતાન નહોતું. ભાજીપાલો ઉકાળીને ખાતાં હતાં. પણ અન્નનો દાણો નજરે પડતો નહોતો. "તો પણ થવાનું તે ન થવાનું નથી." મોટી પત્ની અન્ન અન્ન કરતી મરી ગઇ. તેથી લજ્જિત થઈને પણ તુકારામને મનમાં પ્રપંચ મમતા થતી નહોતી. સંપત્તિ, વૈભવ જતાં રહેવાથી તેનું સર્વ સન્માન જતું રહ્યું. તેને જોઇને સગાંવહાલાં અને દુર્જનો હાંસી કરવા લાગ્યાં. આ જોઈ તુકારામના મનમા ક્ષોભ થયો. જે તેની મર્યાદા રાખતા હતા તેજ તેની સામે આવી નિંદા કરવા લાગ્યા. અન્ન, વસ્ત્ર ન હોવાથી મુશ્કેલી પડતી. કોઇ ઉદ્યમ ધંધો ચાલતો નહોતો; માણસો ધનહીન થઈ ગયાં હતાં. સગાંવહાલાં દુશ્મન થઇને તુકારામની ખબર પણ પૂછતાં નહીં. જેમ વૃક્ષનાં પાંદડાં પડી જાય ત્યારે કોઈ પણ તેની નીચે આરામ કરવા બેસે નહીં, જેમ લશ્કરમાં રાજા માર્યો જાય ત્યારે છત્ર અચાવનારા લડાઇના મેદાનમાંથી નાસી જાય છે, તેમજ ગરીબ માણસ બીજા માણસો પામે જાય ત્યારે તેમાંના લુચ્ચા લોકો તેનું અપમાન કરે છે. આવો બારીક સમય આવેલો જોઈ તુકારામને ઘણી લાજ આવી. તેને સંસારમાં કોઈ સાચું સગું નજરે પડયું નહીં. પછી તેના મનમાં વિવેક વિચાર આવ્યો. પોતે કંઇ પણ વેપાર ધંધો કરે તેમાં ખોટ જ આવતી હતી. આવા કઠણ સમયમાં સંકટ પડવા લાગ્યું. એટલે તેના મનમાં પશ્ચાતાપ ઉત્પન્ન થયો. તે કહેવા લાગ્યો કે સંસાર અસાર છે અને માયા મિથ્યા છે. નરદેહ કેવળ નાશવંત છે અને મેં અત્યાર સુધી નકામો વખત ગુમાવ્યો છે અને પંઢરીરાયાને વીસરી ગયો છું. જેમ માકણવાળા પલંગમાં સૂઇને સુખની નિદ્રાની આશા કેવી રીતે રાખી શકાય? જેમ વિષ નાખેલું અન્ન હોય તેને ઉત્તમ ભોજન કેમ કહેવાય? તેમજ સંસારમાં વિષય સુખને જે સુખ કહે છે તે અતિ મૂર્ખ છે. જેમ વંધ્યાને પુત્ર જન્મ્યો એવી વાત કરવી તે મનને ખોટો હર્ષ કરાવવા જેવું છે એવો મનમાં વિવેક વિચાર કરીને તુકારામને વૈરાગ્ય થયો. પછી સુખ અને દુઃખ બંને સરખાં માનીને રાતદિવસ ભજન કરવા લાગ્યો. તેના ગામમાં પાંડુરંગનું એક પુરાતન દેવળ હતું, તે ઘણા દિવસથી

જીર્ણ દશામાં હતું. પોતે તેને લીંપીને સુંદર બનાવ્યું, કહ્યું છે કે સઘળા સાધનોમાં શ્રેષ્ટ એકાદશીવ્રત મોટું છે, તેથી તેણે એકનિષ્ઠાથી વ્રત કરવા માંડયું.

રોજ કીર્તન કરાવે, પણ પહેલાં અભ્યાસમાં ચિત્ત ન હોતું. કોઇ સંત સપ્રેમ ગાય ત્યારે પાછળ ઊભા રહી સૂર પૂરાવે. પછી જે સંતો મોટા થઈ ગયા તેમનાં વચન મુખપાઠ કર્યાં. આ સિવાય બીજો કોઈ મોટો માર્ગ નથી. તેમાંજ એકનિષ્ઠ ભાવ ધરવો

પ્રાણીમાત્ર નજરે જોઇ તેમના તરફ કરુણા કરવી. તેઓના પરોપકાર માટે કાયાને કષ્ટ આપવું એમ કરવાથી સંતમ મન શાંત થશે. તો કોઇ કહેશે કે કેવી રીતે ? તો તાત્પર્ય રૂપે સર્વ શ્રોતાજનો સાંભળજો. :— કોઇ પ્રવાસી વસ્તીમાંથી જતો જોવામાં આવે તો તેને ઘેર બોલાવી લાવી ભૂખ્યો હોય તો અન્ન આપવું કે ભોજન કરાવવું. અન્ન ઘરમાં ન હોય તો કષ્ટ કરીને પણ તેને માટે લાવવું. વનમાં કોઈ તરસ્યો મળે તો તેને બોલાવી પાણી પાવું. કોઇ દૂરથી ચાલતો આવતો હોય તો તેને બેસાડી વિશ્રાંતિ આપી, પગચંપી કરી થાક ઉતારવો. કોઇએ માથે ભાર ઊપાડયો હોય તો તે આપણે ઉપાડી તેને થોડીવાર વિસામો ખવડાવવો. પ્રવાસ કરતાં કોઈ દુઃખી માણસ મળે અને તેનું કોઈ સગુંવહાલું પાસે ન હોય તો તેના ઉપર દયા કરીને ઔષધ લાવી આપી, કરી પળાવી, સારવાર કરવી. ગાય, બળદ નિર્બળ થાય ત્યારે તેના નિર્દય માલીક તેને ત્યજી દે છે. તેવાં પ્રાણીઓને ગળે હાથ ફેરવી ઘાસચારાની વ્યવસ્થા કરવી. ઘેર કોઈ વૈષ્ણવજન આવે તો તેમને પ્રણામ કરવા. સદ્ભાવે ચરણ ધોવા અને તીર્થ લેવું. આવું શારીરિક તપ કરતા કરતાં કવિત્વ શકિત આવે છે, જે પ્રાકૃત ભાષામાં બોલાશે. આ પ્રમાણે પાછળની કથા કહેતાં અનાયાસે દ્રષ્ટાંત ઉપર આવી જવાયું. હવે આગળ કથા ઘણી સુરસ છે તે શ્રોતાઓ શાંત ચિત્તથી સાંભળજો.

એક સમયે નામદેવ વૈષ્ણવભકત પાંડુરંગની સાથે વાત કરતા હતા કે સો કરોડ કવિતા મરાઠી ભાષામાં લખીને તારી કીર્તિનું વર્ણન કરીશ. આ સાંભળી શ્રીરૂક્મિણીકાંત કહેવા લાગ્યા કે નામદેવ તેં નકામી આવી પ્રતિજ્ઞા કરી છે. કળિયુગમાં આયુષ્ય સો વર્ષનું છે તેમાં હંમેશાં અપમૃત્યુનો ભય હોય છે. તેથી હમણાં જે પ્રતિજ્ઞા કરીને બોલે છે તે કદી સિદ્ધ થશે નહીં

આથી નામદેવ રૂક્મિણીકાંતના ચરણમાં માથું મૂકી વિનંતી કરવા લાગ્યો કે હે દેવ! મેં તો તારે આશ્રયે રહીને આવું કર્યું હતું. તો હવે તારા પોતાના ઉપર તે પ્રતિજ્ઞા લઇને પણ સિદ્ધ કરાવજે. હે દેવ! તું શું કરી શકે તેમ નથી. તો પછી મારી પ્રતિજ્ઞા પૂરી કરવામાં શું મોટી વાત છે. આવું કરુણા ભરેલું નામદેવનું કહેવું સાંભળી સારંગધર પ્રસન્ન થયા અને તેના મસ્તક ઉપર અભય કર મૂક્યો. સરસ્વતીને આજ્ઞા આપી કે તું નામદેવની જીભના અગ્ર ભાગ ઉપર બેસ અને અતિ કુશળતાથી કવિતા કહેવડાવ. જે ગુપ્ત હેતુ શ્રુતિમાં રહેલો છે તે (પ્રાકૃત) માતૃભાષામાં બોલાવજે. પછી સરસ્વતી બોલાવે છે, તેમ નામદેવ પ્રસાદરૂપે વાણી બોલે છે. પણ એટલી ઝડપથી કોણ લખી શકે? તેનું નિર્માણ કરવા માટે ચક્રપાણિને પ્રાર્થના કરી. મુખમાંથી વાણી નીકળતાં જ તત્કાળ નિજહસ્તે લખવી. પછી ઉત્તર પૂછે તે પણ તે જ પ્રમાણે લખવો. આ સાંભળી ઘનનીલ કહે છે કે નામદેવ તારા અભંગ લખવા માટે હું જ હંમેશાં તારી પાસે બેસીશ. કારણ કે બીજો કોઈ ચપળ લેખક આ સમયે નજરે પડતો નથી. પછી ભોગવિલાસ સર્વ ત્યજીને ચક્રપાણિ પોતે નામદેવના અભંગ કાગળ ઉપર લખવા માટે હાથમાં કલમ લઈ જાતે બેસવા લાગ્યા. જેનાં વેદશાસ્ત્રો સ્તુતિ કરે છે અને જેનું વર્ણન વ્યાસ વાલ્મિકીએ કર્યું છે, તે નામદેવની રચેલી કવિતા લખવા શ્રીપતિ પોતે બેઠા. એ સર્વને નવાઇ જેવું લાગશે. વૈકુંઠ ભુવન ત્યજીને, ક્ષીરસાગરમાં શેષ ઉપર શયન કરવાનું ત્યજીને, હાથમાં કલમ અને ખડીઓ લઇને જગજ્જીવન બેઠા છે. જે જે નામદેવના મુખમાંથી કવિતા નીકળે છે તે સર્વ ચક્રપાણિ લખે છે. નિદ્રા અને આળસ ત્યજીને રાત્રી દિવસ સાવધ રહેવા લાગ્યા. તે કવિતાની કેટલી કડીઓ લખાઇ તે સાંભળજો. ચાલીસ લાખ, પછી ચોરાણું કરોડ, પછી નવ લાખ લલિત કડીઓ છેવટે લખાઇ. આટલું બધું કવિત્વ જોઇ જગજેઠી વિસ્મય પામ્યા! કહે છે કે ધન્ય છે નામદેવના પ્રેમને કે તેણે મારો મહિમા અદ્ભુત રીતે વર્ણવ્યો છે. તેનો પાર નિગમ પણ પામી શકે તેમ નથી. તો પણ નામદેવે કવિતા કરી પુરુષોત્તમને પ્રેમવશ કર્યા. એમ કહી જગજેઠી પોતાના હાથથી નામદેવની પીઠ થાબડે છે. તે કહે છે કે હજુ કંઈ પ્રેમ કવિતા તારા પેટમાં રહી હોય તો તે હવે આગળ ઉપર કહેવડાવીશ. હવે તું મારા સ્વરૂપનું સપ્રેમ ધ્યાન ધરીને જોઇ લેજે. એવું ચક્રપાણિએ કહ્યું. એટલે નામદેવ ચરણે નમ્યો. શ્રી જગજ્જીવન કહે છે કે તેં સો કરોડ કવિતાની પ્રતિજ્ઞા કરી હતી તે સિદ્ધ કરવા માટે બાકી રહેલી કડીઓ પોતે લખી સંપૂર્ણ કરશે.

પછી નામદેવનો હાથ પકડીને તુકારામને સ્વપ્ન આપ્યું. તેને કહ્યું કે વ્યર્થ શબ્દો બોલવા નહીં પણ મારી આજ્ઞા છે કે મારું કવિત્વ કરવું, નામદેવની પ્રતિજ્ઞાની સો કરોડ ઓવીઓમાંથી બાકી રહેલી તારે પૂરી કરી પ્રતિજ્ઞા સિદ્ધ કરવાની છે. એમ કહીને જગજેઠીએ તુકારામની પીઠ થાબડી. જ્યારે તે જાગૃત થઈને જુએ છે તો ત્યાં નથી શ્રીરૂક્મિણીકાંત કે નથી નામદેવ. પછી તે જ આજ્ઞા માથે લઈને નમસ્કાર કરી કુશળતાથી તુકારામે કવિત્વનો પ્રારંભ કર્યો :—

તેની જીભ હરિભજન સિવાય બીજો કોઈ બોલ બોલે જ નહીં : કીર્તન કરતાં પ્રેમે કરીને પ્રસાદાત્મક, રસિક વચન કહેવા લાગ્યા. તે પ્રેમાળ ભક્ત પોતાને સ્ફુરણા થાય તેમ તેમ પ્રેમથી કવિતા કરવા લાગ્યા. તે હજુ પણ સદ્ભાવે શ્રોતાઓ સાંભળે છે. કોઈ સંશયખોર કહે છે કે આ તો નવીન કવિતા છે અને તે અમને માન્ય નથી માટે અમે તે શ્રવણ કરીશું નહીં. ભૂતકાળમાં થઈ ગયેલા સંતોનાં વચનો લઈ આપણે શા માટે ડોળ કરવો ? તૈયાર પક્વાન મૂકીને શા માટે લોટ બાંધવા હાથ બગાડવા ? કહેશે કે રૂક્મિણીરમણે આજ્ઞા કરી છે તો પછી માણસો તેના કવિત્વની નિંદા શા માટે કરે છે ? તો ભાવિકજનો સાંભળજો કે કેટલાયે વર્ષોથી માણસના મનમાં વિકલ્પ જાળ ચાલી આવે છે. પહેલાંના સમયમાં વાલ્મિકીએ ભવિષ્ય રામાયણ રચ્યું હતું. તે સમયે પણ અભક્તજનો તો હતા જ અને રામાયણને અસત્ય માનતા હતા. પણ જ્યારે જાનકીપતિએ અવતાર લઈને તેવી જ રીતે લીલા કરી બતાવી, ત્યારે તેનો અનુભવ થતાં પ્રતીતિ આવતાં સઘળાએ તેને યથાર્થ માન્ય કર્યું. દ્વાપર યુગમાં વ્યાસ મહારાજે કથા કરી પણ તે ઉપર કૌરવોને વિશ્વાસ ન આવ્યો. પછી અનાયાસે તે જ બીના બનવા લાગી અને ધૃતરાષ્ટ્રે સંજયને નમસ્કાર કરી તે કથા સાંભળી. એમ ભાવાર્થ પાછળ માણસો વિકલ્પ કરે છે. તેથી તે વિકલ્પની પરંપરા ચાલી આવી છે. તેથી જ તુકારામની ભક્તિના અભંગની નીચ માણસો સ્વાર્થ સાધવા નિંદા કરે છે. જેમ સૂર્યનો પ્રકાશ નજરે જોઈ ઘૂવડ નકામું બડ બડ કરે છે, જેમ પૂર્ણિમાનો ચંદ્ર નજીક આવતાં ચોર લોકોને તે પ્રકાશ ગમતો નથી, જેમ દાતારની કીર્તિ સાંભળીને કંજુસ તેને નકામો ધિક્કારે છે, જેમ પંડિતની વાચાળ શક્તિ જોઈને અભણને એમ લાગે કે આ મિથ્યા બડબડાટ કરે છે, જેમ ગંધર્વ સુસ્વરથી ગાયન કરે, ત્યારે ગર્દભ ભૂંકવાનું શરૂ કરે છે, કદી સુંદર કપિલા ગાય હોય તો કસાઈ કે યવન

કંઈ તેની પૂજા કરે નહીં, જેમ બ્રાહ્મણ પ્રતિમાની પૂજા કરે છે ત્યારે યવન તેનું ખંડન કરે છે તે પ્રમાણે ભાવિક લોકો તુકારામનું કીર્તન સાંભળે છે અને નીચ માણસો તેની નિંદા કરે છે પણ તુકારામને તો બંને સમાન છે અને તે પોતાની શ્રીહરિકથા કે ભજન ચાલુ રાખે છે. માટે કોઈ હરિદાસ કીર્તન કરતા હોય તો આદરપૂર્વક તેનું શ્રવણ કરવું.

દિવસે દિવસે અધિક અધિક વધે પ્રીતિ,
વિઠ્ઠલ નામે ચઢતી વધતી ભક્તિ;
નામે નિદ્રા કિંચિત ન લાગે રાત્રીએ,
માટે કરે છે એકાંતે શ્રીહરિભજન.

તુકારામ અષાડી અને કાર્તિકી એકાદશીએ પંઢરપુર જાય છે અને તે નિયમ ચાલુ રાખે છે. પંદર દિવસ એકાદશી આવનાં બાકી હોય અને પોતે દર્શન માટે નિજ ભાવથી પંઢરપુર જાય છે. તુકારામની નિરપેક્ષતા (એટલે કે કોઈપણ ચીજની ઇચ્છા જ કરવી નહીં) એટલી બધી હતી તેની કથા સાંભળો.

તુકારામની કીર્તિ સાંભળીને એક દિવસ શિવાજી મહારાજ તેનાં દર્શને જવા નીકળ્યા. તે સમયે મોગલોનું જોર ઘણું હતું. શિવાજી મહારાજ સિંહગઢ ઉપર રહેતા હતા. તે કોઇને કહ્યા વિના તુકારામનાં દર્શને ચાલી નીકળ્યા. ત્યાં એક શાહુકારને ઘેર તુકારામ કીર્તન કરતા હતા. આ સાંભળી રાજાના મનમાં સંતોષ થયો. પછી રાત્રીના સમયે કોઇ ન જાણે તેવી રીતે શહેરમાં છુપી રીતે આવ્યા કારણ કે યવનોનો ભય હોવાથી, તેમને જાણ પડે તો રાજાને બાંધીને પકડી લઈ જાય. શિવાજીને મનમાં હતું કે તુકારામનાં દર્શન કરીને ગઢ ઉપર પાછો જતો રહીશ. આવું હેત ધરીને તે નૃપનાથ આવ્યા. રૂપાની થાળીમાં સુવર્ણ મહોરો મૂકી તુકારામ સામે અર્પણ કરી, શિવાજીએ સાષ્ટાંગ નમન કર્યું રાજદ્રવ્ય જોઇને વિષ્ણુભક્ત થર થર કંપવા લાગ્યા. પછી શિવાજીને તે કહે છે તેં તો ભાવિક ભક્તની પરીક્ષા કરી, પણ મારે શા માટે દ્રવ્યસંચય કરવો જોઇએ? મારે તો એક વિઠ્ઠલ જ જોઇએ. તે સિવાય બીજી સંસારીને ગમતી ચીજો મારા જીવને ગમે નહીં. જેમ ઝવેરી સામે કાચનગોળી પારખવા માટે મૂકે, તેવી બીના મને સોનાનું નજરાણું લઇને મળવા ... ગી સમ છે. હે રાજા!

તારી વિશાળ બુદ્ધિની વાત સાંભળી હતી, તેવું તારું ઉદારપણું આજે સમજાયું. અમે વૈષ્ણવોને જે ચીજ ગમે નહીં તે તેં અમારી આગળ પ્રેમથી મૂકી. જે દ્રવ્ય તું લાવ્યો છે તે અમારે મનથી ગાયના માંસ જેવું છે. આવું દૃઢ વચન સાંભળી રાજાના મનમાં ઘણી શરમ આવી. પછી તુકારામ શિવાજીને કહે છે કે જો મારા મનનું સમાધાન થાય એવી તારી ઇચ્છા હોય તો એક ગુપ્ત વાત તને કહું છું તે સાભળ. તારે રોજ વિઠ્ઠલ નામ સ્મરણ કરવું, તેથી મને સુખ થશે. બીજી કોઇપણ ચીજ સંપત્તિધન વગેરે આપીશ તો તે મારે મનથી માટી સમાન છે. માટે હે નૃપતિ, તારા ગળામાં તુળસીમાળા પહેર અને એકાદશીનું વ્રત કર. તો ધનના ઢગલા કરતાં તારા આવા આચરણથી મારા મનનું સમાધાન થશે. ચિત્તમાં પ્રેમ ઉલ્લાસથી કહેવું કે, હું વિઠોબાનો દાસ છું.. મારી આટલી ઇચ્છા છે તે હે નૃપતિ, તુ દૃઢતાથી પૂર્ણ કરજે. આવી નિરીચ્છ સ્થિતિ જોઇને રાજાના મનમાં ઘણું આશ્ચર્ય થયું. પછી અનન્ય ભાવે દંડવત્ પ્રણામ કરીને રાજાએ મહોરો પાછી લીધી.

તે દિવસે એકાદશી હતી. તેથી પ્રેમભાવે કીર્તન રંગ જામ્યો હતો. પરંતુ ચાણક ગામથી મુગલ બાદશાહે બે હજાર પઠાણોને આજ ગામમાં શિવાજીને પકડવા માટે મોકલ્યા હતા. એમ બન્યું હતું કે કેટલાક ગુપ્ત વાત કાઢનાર જાસુસોને ખબર પડવાથી તેમણે યવન શાહને ખબર આપેલી કે આજે રાત્રીના સમયે શિવાજી મહારાજ તુકારામને દર્શને આવે છે. તેથી બે હજાર ઘોડેસવારો તે દુર્જને મોકલ્યા અને કહ્યુ કે રાજાને પકડીને શીઘ્ર તેની સામે લઇ આવવો. તે સવારો અસ્ત્રશસ્ત્ર લઇને અર્ધરાત્રીએ તે ગામમાં દોડતા આવ્યા. જે સ્થળે કીર્તન થતું હતું તે વાડીને ઘેરો ઘાલ્યો. અંદરથી કોઇ પણ મનુષ્યને બહાર જવા દેતા ન હતા. પઠાણો પૂછતા કે શિવાજીની ઓળખાણ આપો અને તેને બાંધીને અમારી પાસે બહાર લઇ આવો. રાજાને ખબર પડી કે શત્રુ સૈન્યે આ મંદિરની આસપાસ ઘેરો નાખ્યો છે. કોઇએ રાજાને કહ્યુ કે અહીંથી ઊઠીને સત્વર નાસી જાઓ. તેથી તેને મનમાં ભય ઉત્પન્ન થયો અને શું કરવું તેના વિચારમાં પડી ગયો. શ્રોતાઓનાં ખિન્ન ચિત્ત જોઇ તુકારામને બહાર શું બીના થઇ રહી છે તે કહેવામાં આવ્યું. તુકારામે પણ પૂછ્યું કે બધા મનમાં શું ગુપચુપ વાત કરો છો તે નિઃશંક મને સત્વર કહો. તુકારામનાં વચન સાંભળીને કોઇ જ્ઞાની માણસોએ ધીમેથી કહ્યું કે રાજાને પકડવા દુશ્મનના લશ્કરે મંદિરની

આસપાસ ઘેરો નાખ્યો છે માટે આ અવસરે રાજાને દૂર મોકલાવી દેવા જોઇએ તે માટે હવે તમારી આજ્ઞા જોઇએ છે તેમ થાય તો જ રાજાના પ્રાણ બચે તુનરામે દઢતાથી સર્વને કહ્યુ કે —

કીર્તનમાંથી કદી કોઇએ ઊઠવુ નહીં

ધર્મનીતિ આવુ કહે છે, તે અમરા શુ જાણતા નથી ? આવુ સાભળી રાજાએ તે પ્રમાણે કરવાનો નિશ્ચય કર્યો અને પછી એક ચિત્તે બેસી કહેવા લાગ્યો —

તારે કે મારે તોપણ રૂક્મિણીપતિ જે કરે તે ખરૂં તેના વિના ત્રિજગતમા બીજો કોઇ નથી આજે એકાદશી પર્વકાળ સારો દિવસ છે નજીકમા સત વૈષ્ણવજન છે જો કદી અહીં કીર્તનમા જ મરણ આવે તે મારુ ધન્ય ભાગ્ય છે આ તરફ બહાર શત્રુનુ લશ્કર વિચાર કરે છે કે રાજાને પકડીને સત્વર બહાર લાવવો જોઇએ વાડીમા માણસોની ભીડ ઘણી છે, પણ શિવાજી રાણ છે તે અમે કરી શકતા નથી એવા સિપાઇના વચન સાભળીને તે દુર્જનને ઘણો ક્રોધ થયો તેથી તે કહેવા લાગ્યો કે કથામા જેટલા માણસો બેઠા છે તે સર્વને કાપી નાખો એટલે તેમા રાજા પણ આવી જશે જ્યારે શત્રુઓએ આવો વિચાર કર્યો ત્યારે તુકારામ અતર જ્ઞાની હતા તેમને તે સર્વ સમજાઈ ગયુ તેથી પોતે પઢરીનાથનુ ધ્યાન ધરીને કરુણ વચનથી સ્તુતિ કરવા લાગ્યા —

જય જય અનાથનાથા કૃપાવંત આન દર્શિત આ સમયે
તારા કીર્તનમાં આવ્યો છે સજ્જન, તેને તત્કાળ આવ્યુ વિઘ્ન
માટે આ અગ્નિનું નિવારણ, તારા વિના કોણ કરી શકે ?
જ્યા જ્યાં તારું નામ સંકીર્તન, ત્યાંથી વિઘ્ન જાય દૂર
એવુ સતો કહી ગયા અને કહે છે, તે અસત્ય થવાનુ કે શુ ?

જો મારી દશા તુ જગજીવન પૂછે તો મને પોતાના મરણની જરા પણ બીક નથી પણ સત સજ્જનને દુ ખ થાય તે મારાથી નજરે જોવાશે નહીં અમારી સતોની જાતિપરપરા આવી જ છે હે રૂક્મિણીપતિ, શુ તે તુ નથી જાણતો ? જો ભજનમા વિક્ષેપ થયો તો અમને મરણ કરતા વિશેષ દુ ખ થશે આવા કરુણ વચન સાભળી તત્કાળ જગજીવન આવ્યા

અને તુકારામને આલિંગન આપ્યું; પછી તે કહે છે કે તમે મુખેથી કીર્તન કરો. જે દુશ્મનોનું મોટું વિઘ્ન આવ્યું છે તેનું હું જાતે નિવારણ કરીશ. તું તારું મન સ્વસ્થ રાખીને સપ્રેમ ભજન ચાલુ રાખજે. એવું કહીને ઘનશામજી પોતે શિવાજી મહારાજ બની ગયા. અને અશ્વ ઉપર બેસીને સત્વર બહાર ચાલી નીકળ્યા. આ વૃત્તાંત કીર્તનમાં બેઠેલા લોકોએ જાણ્યા નહીં. તે કૌતક અતિ અદ્દ્ભુત બન્યું. તેનું વૃત્તાંત નિજભક્તો સપ્રેમ સાંભળો.

જે વાડીમાં હરિકીર્તન થતું હતું ત્યાં અકસ્માત જગજીવન પ્રગટ થયા તેમણે શિવાજીનું રૂપ લીધું અને પોતે જ સ્વમુખે હાક મારીને કહ્યું કે હું શિવાજી નાસી જાઉં છું. બે હજાર પઠાણો વાડી ઘેરીને બેઠા હતા. તેમના જેટલાં રાજાનાં સ્વરૂપ લઈને આગળ પાછળ તેઓની નજરે ક્ષણવાર દેખાયા. આથી સર્વ ઊઠીને એકદમ દોડાદોડ કરવા લાગ્યા. જગજેઠીએ આવી માયા બતાવી. આખું સૈન્ય પોતાની પાછળ દોડાવ્યું. ગામના લોકો કોલાહલથી જાગૃત થઈ ગયા અને મેડી ઉપર રહી જોવા લાગ્યા. પછી તેઓ કહેવા લાગ્યા કે અરે રાજા આગળ આગળ દોડતા જાય છે અને તેમની પાછળ યવન લશ્કર દોડે છે. હવે તેમના પ્રાણ બચી શકશે નહીં. હવે ભારે અનર્થ થશે. મુસલમાન સૈન્યમાં જે ગુપ્તચરો રાખ્યા હતા તેઓની નજરે જગજીવન શિવાજી રૂપે દેખાયા એટલે તે કહેવા લાગ્યા કે પકડો! પકડો! રાજા નાસી જાય છે. લશ્કરમાં દોડાદોડ થઈ રહી છે. કોઈ કહે છે કે આ નજીકમાં જ દેખાય છે અને પકડવા જઈએ ત્યારે કોઈ હાથમાં આવતું નથી. એક કહે છે કે દોડવાથી શું વળે? એકદમ મારી નાખો. કોઈ કહે છે કે સર્વ બાઘા બન્યા છો, આગળ પાછળ જોયા શું કરો છો? ત્યારે કોઈ કહે કે એ તમારો મિત્ર છે તેથી તમે પકડતા નથી. આપણે બે હજાર શૂરા લડવૈયા છીએ અને તે એકલો વીર પુરૂષની જેમ નાસી જાય છે, તે જોવા છતાં પકડાતો નથી તો આ હથિયાર પકડયાં શા કામનાં? તેનો સત્વર પ્રાણ લઈ લો. ત્યારે કેટલાક કહે છે કે સૂરજ ઊગવા દો પછી નિરાંતે પકડીશું. હમણાં રાત્રીના સમયે નજરે કંઈ દેખાતું નથી. માટે નકામી શા માટે મહેનત કરી મરવું? એવો વિચાર કરી ક્ષણ વાર બધા ઊભા રહ્યા. એટલામાં સારંગધરે કૌતક કર્યું. પોતે ત્યાં જ શિવાજી રૂપે પ્રગટ થયા અને કહેવા લાગ્યા કે પકડો! પકડો! શિવાજી જડયા છે. એટલે બધા તેમની પાછળ પાછળ દોડવા લાગ્યા. એટલામાં જગજેઠી દેખાતા બંધ થયા. વળી પાછા નજીકમાં જ એક ક્ષણ નજરે પડે છે અને લશ્કરના

માણસો પકડવા જતા દેખાય નહી. એટલામા શુક્લ પક્ષનો ચંદ્રમા દેખાયો અને અજવાળુ થયું. તેના પ્રકાશમા યવન સૈન્ય દોડવા લાગ્યુ. એક પ્રહર રાત્રી બાકી રહી એટલામા તો તે ગામથી વીસ ગાઉ દુર અરણ્યમા લશ્કરને ખેચી ગયા ત્યા ડુંગર ઉપર કાંટાવાળા ઝાડોનુ વન હતુ અને મહા ભયાનક ગીચ ઝાડી હતી, ત્યા સૈન્યને મૂકીને જગજીવન પાછા કીર્તન મધ્યે આવ્યા તે ડુગર ઉપર બધા યોદ્ધાઓ આમતેમ જોતા રહ્યા, પણ તેમને કયાય શિવાજીનો પત્તો લાગ્યો નહી. તેઓ કહેવા લાગ્યા કે આપણને નકામી ભ્રાંતિ થતા આખી રાત નકામા ભટકયા એક કહે છે કે નજર ભમી ગઇ તેથી નકામુ કષ્ટ વેઠયુ એક કહે કે અમે ખરેખર તેને અમારી નજીક જ જોયો હતો. એવી વાતો કરતા કરતા આગળ ચાલ્યા જાય છે એટલામા ચદ્ર આથમી ગયો અધારામા રાત્રે કઈજ દેખાય નહીં, અને રસ્તો પણ કેમે કર્યો જડે નહી એકની પાછળ બીજો અશ્વ ચલાવે છે કોઈ અથડાઇને નીચે પડે છે એકબીજાની સાથે વાત કરે છે કે આપણી સ્થિતિ સારી દેખાતી નથી કાંટાવાળા ઝાડથી શરીરે ઉઝરડા થયા અને વસ્ત્રો ફાટી ગયા કોઇ તો મોટેથી રડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે હવે તો જીવ જવાનો છે પછી સખત પવન છૂટયો, તેથી આખુ સૈન્ય વ્યાકુળ થઇ ગયુ તેઓ અઘોર જગલમા ટળવળવા લાગ્યા. એટલામા સર્વ અશ્વો ચમકયા અને સવારોને નીચે પાડી નાસી ગયા એવી અદ્ભુત કરણી જગજીવને કરી પણ કોઇને જીવથી માર્યા નહીં પણ આ યવનોને કપડા ફાડી અર્ધ નગ્ન દશામાં જગલમા ફેરવ્યા હાથમાના શસ્ત્રો પડી ગયા અને અશ્વો વનમા જતા રહયા. કાંટાથી વસ્ત્રો ફાટી જતા બધાને ભિખારી હાલતમા મૂકી દીધા એવી દુર્જનોને શિક્ષા કરીને ચક્રપાણિ નગરમા પાછા ગયા તુકારામના ભજનમા આવીને પ્રેમ રંગથી નાચવા લાગ્યા જે માણસો કીર્તન સાભળવા બેઠા હતા તેઓને આ વૃત્તાંતની ખબર પડી પઢરીનાથે આવેલુ મહાન વિઘ્ન ટાળ્યુ અને કદી ન બન્યો હોય તેવો બનાવ કરી બતાવ્યો. પછી આવીને તુકારામના કાનમા જગજીવને બધી બીના કહી સાથે સાથે કહ્યું કે હવે નિર્ભય થઇને મનગમતા ભજન ગાઇ કીર્તન કરો પછી તુકારામે જયજયકાર કરીને તાળી પાડતા સઘળી મંડળીએ હરિનામની ગર્જના કરી. વનમાળી પ્રસન્ન થયા છે એમ કહીને વૈષ્ણવો કીર્તન મેળામા નાચવા લાગ્યા રાજા ત્યા હતા તેમને સઘળા લોકો કહેવા લાગ્યા કે શત્રુનું મોટું સૈન્ય આવ્યુ હતુ તેનો તેમને નિકાલ ન કરવો પડયો અને તે આપોઆપ પાછું જતુ

રહ્યું. શિવાજી મનમાં આશ્ચર્ય પામ્યો કે તેના ઉપર રૂક્મિણીવર પ્રસન્ન થયા અને મોટા અરિષ્ટમાંથી તેને તથા બીજા બધાને બચાવ્યા. આ પ્રમાણે મનનું સમાધાન કરીને હરિકીર્તન સાંભળતાં ચાર પહોરનું જાગરણ થયું. એટલામાં સૂર્યોદય થયો એટલે રૂક્મિણીપતિની આરતી ઉતારી. હરિનામની ગર્જનાથી પૃથ્વી ધ્રુજાવી પછી દેવને દંડવત્ પ્રણામ કર્યા.

શિવાજી ઉતારે ગયા ત્યારે ગામ લોક કહે છે કે તમારા જેવાજ એક માણસને નગરમાંથી ઘોડા ઉપર બેસીને નાસી જતા અમે જોયા હતા. યવન લશ્કરે તેમને જોયા એટલે તેમની પાછળ લશ્કર દોડતું ગયું. તે સંકટમાંથી કેવી રીતે બચ્યા, તે અમારા મનમાં નવાઈ જેવું લાગે છે! રાજાના મનમાં ચમત્કાર લાગ્યો. તે કહે છે કે આ તો કદી ન થયું હોય તેવું ઈશ્વરે કર્યું છે અને મને અરિષ્ટમાંથી બચાવ્યો છે. ચક્રપાણિ એવા કૃપાળુ છે; પછી પોતે ગઢ ઉપર જતા રહ્યા.

એક દિવસ શિવાજી રાજા મનમાં વિચાર કરે છે કે તુકારામને ધન સંપત્તિ આપતાં પોતે લેતા નથી. પણ હું દીન વેશધારી થઈને તેને ઘેર કંઇ લઇ જાઉં કારણ કે મારું રાજાનું અન્ન તે લેશે નહીં. એવી યુક્તિ કરીને ફાટેલાં જીર્ણ વસ્ત્રો પહેર્યાં અને પોઠીઆ ઉપર બે મણ અનાજ લઈને તેને ઘેર જવા નીકળ્યો. ઘડી બે રાત્રી ગઇ એટલે તુકારામને ઘેર પોતે ગયા. તે સમયે તુકારામ વૃંદાવનમાં એટલે તુળસી કયારા પાસે માળા લઇને બેઠા હતા. ત્યાં રાજાએ સત્વર જઈને બારણા આગળ ગુણી નાખી દીધી. પછી તે કહેવા લાગ્યા કે હે સ્વામી! હું મજુરી કરીને તેના પૈસામાંથી આ ધાન્ય લઈ આવ્યો છું. તમારા ચરણે હેત ધરીને જે કંઇ અહીં લાવ્યો છું તે તમારે ઘેર વાપરજો. હું ઘણો અનાથ દીન છું અને મારી ભેટ સ્વીકારો. પછી નમન કરીને સત્વર રાજા ત્યાંથી જતા રહ્યા. તુકારામને અંતરમાં ખબર પડી કે આ બધો કપટી વ્યવહાર થયો છે, જો રાજાને કહીશ કે મેં તેને ઓળખ્યો છે, તો તેના પ્રેમનો નાશ થશે. તેથી મૌન સેવીને નામસ્મરણ કરવા લાગ્યા. પછી પોતાની પત્નીને બોલાવીને કહે છે કે રાજાએ આ ધાન્ય આપ્યું છે. જો તે ઘરમાં રાખીશ તો આપણું સુકૃત નાશ પામશે. માટે તારા હાથથી એક જ દિવસ માટે જોઇએ તેટલું ધાન્ય રાખી બાકીનું બ્રાહ્મણોને બોલાવી તેમને અર્પણ કરી દે. આવી આવી વાત સાંભળી તુકારામની પત્ની ઘણી ક્રોધાયમાન થઇ. પોતાને હાથે કપાળ

ફૂટી કહેવા લાગી કે હું અભાગણી છું. ઓચિંતી અનાજની ગુણી ઘરમાં આવી, તે અનાજ પણ ઘરમાં છોકરાંને ખાવા દેતા નથી. પછી બ્રાહ્મણોને તે વહેંચી દીધું, તેથી તે કહે છે કે હવે હું સંસાર કેવી રીતે ચલાવું ? તે સાંભળી તુકારામ તેની પત્નીને કહે છે—

જેવું આપણું સંચિત કર્મ હશે તે મુજબ આપણને નક્કી જ મળશે. વધારે ક્યાંથી મળે? એક દિવસ દેવાલયમાં તુકારામ આનંદથી કીર્તન કરતા હતા. ત્યાં નવીન બનાવ બન્યો, તે ભાવિકજનો સાંભળજો. ટાળ, મૃદંગ સુસ્વરથી વાગતાં હતાં અને તેના અવાજથી આકાશ ગાજી રહ્યું હતું. સ્ત્રીપુરુષો તટસ્થ રહીને હરિલીલા પ્રેમથી સાંભળતાં હતાં. ત્યાં એક કંસારો સજ્જન અને ભાવિક હતો. તે રોજ કીર્તન સાંભળવા જતો હતો. તેના છોકરાને ઘણું દરદ થતું હતું અને તેનો પ્રાણ મુઝાતો હતો તેની પત્ની તેને કહેવા લાગી કે આજે તમે હરિકીર્તનમાં જશો નહીં. તેણે તેની પત્નીનુ કહેવું માન્યું નહીં અને સત્વર કીર્તનમાં ગયો તેના ગયા પછી તે બાળકનો પ્રાણ જતો રહ્યો. આથી તે બાળકની માતા દીર્ઘ સ્વરે રુદન કરવા લાગી. પછી તે પ્રેતને ખભા ઉપર લઈ કીર્તનમાં આવી નીચે મૂક્યું. કંસારાની પત્ની તુકોબાને કહે છે કે તેં અમારો પીછો શા માટે પકડ્યો છે? તેં મારા પતિને ઘેલો બનાવ્યો છે, અને દુનિયાદારી તજાવી છે. તારી આ કથા સાંભળવા આવવાથી મારા બાળકની દરકાર ન લેતાં તેનો પ્રાણ નીકળી ગયો છે. અમારા ઘરમાં પહેલેથી જ હરિનામ ભૂંસી નાખ્યું છે. એવી રીતે ઉદ્ધતાઈથી બોલીને કીર્તન રંગમાં પ્રેત મૂકીને રડવા લાગી. તે જોઈ શ્રોતાઓના મનમા દુઃખ થયું અને બધા એકદમ શાંત થઇ ગયા. જેમ ભિખારી પકવાન જમતો હોય અને તેના પાત્રમાં ઓચિંતી ધૂળ આવીને પડે તેવી જ રીતે કીર્તન વચ્ચે પ્રેત લાવવાથી સઘળો પ્રેમરંગ નાશ પામ્યો. લોકો કહેવા લાગ્યા કે હે કંસારણ, તું પ્રેત લઇને અહીં કેમ આવી? અહીં તુકોબા પાસે કંઈ મૃત્યુસંજીવની નથી કે તારું બાળક સજીવન કરી આપે. બધા આમ કહેવા લાગ્યા, ત્યારે તુકારામ સર્વને શાંત પાડી કહે છે કે હરિનામના રસ આગળ સુધારસ ફીકો પડે છે. તે હરિનામ રસ ઇંદ્રને પણ દુર્લભ છે. જો તમારા મનમાં વિશ્વાસ ન હોય તો તત્કાળ નજરે જુઓ અને અનુભવ કરો. એમ કહીને વૈષ્ણવભક્તે બધા આશ્ચર્ય પામે તેવું કરી બતાવ્યું. તે શ્રોતાઓને કહે છે સર્વ વિઠ્ઠલ, વિઠ્ઠલ કહેવાનું શરૂ કરો. એ જ મૃત્યુસંજીવની છે. મનમાં જરા

પણ વિકલ્પ ધરશો નહીં. એમ કહેતાં સભામાં એક સુરથી વિઠ્ઠલ નામનો ધ્વનિ ઉત્પન્ન થયો. નાદબ્રહ્મ ઘૂમીને આખું આકાશ ભરાઇ ગયું. મંડપ, તકીઆ, ગાલીચા બધામાંથી વિઠ્ઠલ શબ્દ સંભળાવા લાગ્યો. પથ્થર, પાષાણ અને જમીનમાંથી પણ હરિનામ ધ્વનિ નીકળવા લાગ્યો. દિંડી, પતાકા, મંજીરા વગેરેમાંથી પણ વિઠ્ઠલ નામનો ધ્વનિ નીકળવા લાગ્યો. તે સમયે દેવલોકો આકાશમાં આવીને તે આનંદથી જોવા લાગ્યા. જાણતાં કે અજાણતાં પણ સર્વ નાનાંમોટાં પ્રેમથી વિઠ્ઠલ નામ બોલવા લાગ્યાં. સઘળા જનો પ્રેમથી ડોલવા લાગ્યા. એકબીજા સામે લોકો જુએ તો તેમને વિઠ્ઠલ મૂર્તિનું સ્વરૂપ દેખાવા લાગ્યું. જાતિ વર્ણ જુદા લાગતા નથી, એવી અદ્ભુત સ્થિતિ થઈ ગઈ. તે સમયે નવાઇ પમાડે તેવો કદી ન બનેલો બનાવ બન્યો. તે મૃત બાળક સજીવન થઇને ઊઠીને બેઠો થયો. સઘળા શ્રોતાઓ પણ વિસ્મય પામી આ બનાવ જોઈ રહ્યા છે. નજીકમાં તેની માતા હતી, તે પણ તેના પુત્રને જીવતો થયેલો જોઈ સંતોષ પામી. તે કહેવા લાગી કે મેં અજ્ઞાનપણે ન જાણતાં નકામી તુકારામની નિંદા કરી. આ કૌતુક સઘળા માણસોએ ત્યાં નજરે જોયું અને તેઓના મનમાં વિશ્વાસ પડ્યો. તે કહેવા લાગ્યા કે —

શ્રીહરિના નામ વિના બીજી કોઈ મૃતસંજીવની નથી. ઉપરનો પ્રસંગ વર્ષો પહેલાંનો છે, પણ આ લેખકને કહેવામાં આવેલો જાતિ અનુભવનો પ્રસંગ નીચે લખું છું.

ઇંદોરમાં નાના મહારાજ નામે વાસુદેવાનંદ સરસ્વતીના શિષ્ય હજુ હયાત છે. તે સંસારી છે. તેમને ત્યાં નારાયણ સ્વામી નામે એક સંત આવતા હતા. તે થોડા જ સમય પહેલાં ખંભાતમાં સમાધિસ્થ થયા છે. એક દિવસે નારાયણ સ્વામી નાના મહારાજને ત્યાં ગયા હતા. સર્વ આવેલા માણસો જતા રહ્યા પછી તેમણે નાના મહારાજને પૂછ્યું કે તમે કંઇ સવાલ કેમ પૂછતા નથી? નાના મહારાજ કહે કે તમને જે યોગ્ય લાગે તે કહો. એટલે પ્રસન્ન થઇ નારાયણ સ્વામીએ ચીપીઓ ઉપાડી જમીન ઉપર પછાડ્યો અને તે જ ક્ષણે પોતે અદશ્ય થઈ ગયા. પછી તે ઓરડામાં જે કંઈ ચીજ હતી તેમાંથી રામનામનો ધ્વનિ નીકળવા લાગ્યો. જડ વસ્તુઓ પડી હતી તે દરેકમાંથી રામનામ ધ્વનિ નીકળતો નાના મહારાજે સાંભળ્યો. નીચે પડેલું નાળિયેર હાથમાં લીધું તો તેમાંથી પણ રામનામનો

ધ્વનિ નીકળતો કાને સાંભળ્યો. કાગળનો ટુકડો, કચરો, ફોટો ફ્રેઇમ એવી દરેક ચીજમાંથી ઓરડીની દિવાલમાંથી પણ નામ ધ્વનિ સ્પષ્ટ રીતે નીકળતો સાંભળ્યો. પાંચેક મિનિટ આ પ્રકાર અનુભવ્યો, તેટલામાં નારાયણ સ્વામી તે જ સ્થળે પાછા પ્રગટ થયા. નાના મહારાજે તેમને નમસ્કાર કર્યા. ત્યારે સ્વામીએ કહ્યું કે જોયું ને સર્વ ઠેકાણે અને સર્વ જડચેતન વસ્તુમાં ઇશ્વરનું અસ્તિત્વ છે. આવો અનુભવ થયા પછી ઇશ્વરના અસ્તિત્વ માટે બીજું શું પ્રમાણ જોઇએ? તેમણે કૃપા કરી મને આવા તેમના કેટલાક અનુભવો કહીને મારા ઉપર ઉપકાર કર્યો છે. માટે આ દીનની પ્રાર્થના છે કે ઇશ્વર છેજ અને શ્રદ્ધા રાખી તેનું નિશદિન સ્મરણ કરવું. એજ નામ આ દુનિયારૂપી સમુદ્રને તરવાની ઉત્તમ નાવડી છે.

આગળના અધ્યાયમાં સંત તુકારામની બીજી સુંદર કથા શ્રીરુક્મિણીવર કહેવડાવશે. તે તો મહીપતિને માથે અભય કર મૂકીને આશ્વાસન આપીને તેના હૃદયકમળમાં કૃપા કરીને બિરાજમાન છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમાળ ભાવિક ભક્તોએ આ અડતાલીસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૪૯ મો

# સંત તુકારામે તેની પત્નીને કરેલો બોધ.

( સર્વને માટે છે )

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

જય કૃપાસાગરા જગજેઠી, તું સગુણ સ્વરૂપ નજરે બતાવે છે. જે કોઈ ભકતને મહાસંકટ પડે છે, ત્યાં તું ગયા વિના આપોઆપ દુઃખ ટાળે છે. તું સર્વાંગે ઘનશામજો દેખાય છે, કમરે દિવ્ય પિતાંબર પહેર્યું છે; હૃદય ઉપર પીળું પદક છે, સુવર્ણનો રત્નજડિત તેજસ્વી પીળો મુગટ છે, જે જોઇને ચંદ્ર લજ્જિત થાય છે. કાને પીળાં મકરાકાર કુંડળ ચમકે છે. ગળે પીળા રંગની મોહનમાળા છે, તેની વચમાં કૌસ્તુભમણિ ચમકતો દેખાય છે. આવી શોભા જોતાં પ્રેમાળ ભકતોને સમયનું ભાન રહેતું નથી, લલાટમાં પીળા કેસરનું તિલક કર્યું છે, અંગે ચંદન ઉટી પણ પીળા રંગની લગાડી છે. ઘંટ પણ પીળા રંગનો શોભે છે. આ સર્વ નજરે જોતાં જ દૃષ્ટિ તલ્લીન થઇ જાય છે. ઓઢવાને પીળાં વસ્ત્ર છે, હાથનાં કાંડાંમાં વીરકંકણ પણ પીળાં છે, અંગે આભૂષણ સર્વ પીળાં છે, પગમાં તોડા પણ પીળા છે. વાળ અને નેપુર પણ પીળાં શોભે છે. નખ પણ સર્વકાળ તેજસ્વી દેખાય છે, પણ આ સર્વ શોભા પ્રેમાળ ભકતોને જ નજરે પડે છે. જે ચરણ બ્રહ્માદિકને પણ દુર્લભ છે તે દાસને માટે પ્રાપ્ત થયાં છે, જ્યાં સંસારનું ભાન ત્યજીને તારા સદ્‌ગુણનું વર્ણન થાય છે, જેના ચિત્તમાં માન કે અપમાન એવું કંઇજ નથી, જેણે લૌકિક સ્થિતિ ત્યજી છે. જે લાજ બીક રાખ્યા વિના કીર્તનમાં ગાય છે, તેવા સંતને શ્રીપતિ મળ્યા છે. જે સંતે મનમાંથી દુષ્ટ ઇચ્છાનો ત્યાગ કર્યો છે, જેને મન સોનુ અને માટી સરખાં છે, જેનું મન સ્વર્ગ સુખમાં લુબ્ધ નથી, તેવા સંતો જ તને ગમે છે.

"જેણે દેહાસક્તિ ત્યજી સત્વર, જેણે ચારે મુક્તિને ત્યજી,
એવી જે જનની નિરપેક્ષતા, તેને રૂક્મિણીકાંત મળે છે.

કેટલાક દુષ્ટ લોકો તેને પિશાચ કહે અને કુટિલજનો તેની સ્વમુખે નિંદા કરે, પણ તેની દરકાર કર્યા વિના વિદેહ સ્થિતિમાં એકાંતમાં જઈ તુકારામ ભજન કરે છે.

કોઈ સ્વમુખે સ્તુતિ કરે ત્યાંથી સત્વર દૂર જાય છે,
પોતાની કોઈ નિંદા કરે, ત્યાં જઈ બેસી સાંભળે છે.
કોઈ પકવાન કરી આદરથી ભોજનનું આમંત્રણ આપે,
ત્યારે તે વિવેક કરી કહે નહી બને, કારણ જીભને આદત પડે.
કોઈ દુર્બળ અનાથ દીન, કદી પીરસે ભાજીપાન,
તો દેહ નિર્વાહ પુરતું, પ્રેમે ભોજન તે કરે.

તુકારામ વલ્લાળના વનમાં દિવસના સમયે એકાંતમાં જઈને શ્રીહરિ કીર્તન કરતા હતા. એ પ્રમાણે ત્યાજ શ્રીહરિચિંતન કરતા કરતાં બે માસ થયા. રાત્રીના સમયે ગામમાં જઈને તે હરિકીર્તન કરતા પણ પોતાને ઘેર જતા નહીં. તેની પત્ની ઘેર ઘેર તપાસ કરે છે અને લોકો તેને આશ્વાસન આપે છે. બેનપણીને કહે છે કે સજની મારું કર્મ ઘણું વિપરીત છે. ઘરધણી અમારી દેખરેખ કરતો નથી અને અરણ્યમાં જઈ બેઠો છે. ધંધો રોજગાર ત્યજી દીધો છે અને કીર્તન કરી પ્રેમથી નાચે છે. તેના હૃદયમાં પુરુષોત્તમનું ધ્યાન ધરે છે તેણે ભજન કરવાનું નીમ લીધું છે, બે મહિનાથી ઘેર આવતા નથી, તેથી મને મનમાં ઘણી ચિંતા થાય છે અને રાત્રીદિવસ ઝૂરું છું. કદાચ તમને મળે તો તેમને ધર્મનીતિ સંભળાવજો કે તમે પત્નીને ત્યજી દીધી તેથી ગામલોકમાં ફજેતી થઈ છે પડોશણો રોજ એવાં કઠણ વચન કહે છે. એક દિવસ તે પાણી ભરવા ગાગર લઈને નદીએ ગઈ હતી. ઘડામાં પાણી ભરીને પાછી ઘેર જતી હતી, તેટલામાં તુકારામ સ્નાન કરીને દેવળ તરફ જતા તેની નજરે પડયા. પત્નીએ, ઝટપટ ત્યાં જઈને તેમના કપડાનો છેડો પકડયો. મર્યાદા છોડીને તે તે-સમયે શું કહે છે તે સાંભળો. તમે નિર્લજ્જ થઈને મનમાં નિઃશંક રીતે કીર્તનમાં રાતદિવસ નાચો છો અને પાછા ઘેર આવતા નથી. મને મનમાં ઘણી ફિકર થાય છે. જરા લોકલજ્જાનો તો વિચાર કરો. હું રોજ ઘેર ઘેર તપાસ કરાવું છું. તો પછી મને પરણી લાવ્યા શા માટે? તેનો ઝટપટ જવાબ આપો. આ સાંભળી તુકારામ કહે છે કે તારા માબાપે

મારી સાથે તારાં લગ્ન કર્યાં તે વખતે મને કંઈ પા મહોર આપી નહોતી. તો પછી કેવી રીતે તારાં વસ્ત્ર અને અન્ન પૂરાં કરું ? ત્યારે તેની પત્ની કહે છે એવું કોઇનાં માબાપે આપ્યું હોય તો કહી બતાવો. તુકારામ કહે છે કે મારાં માબાપે મને તારે સ્વાધીન કરી દીધો. તે સાંભળી પત્ની કહે છે કે તમારાં માબાપ મરી ગયાં અને તમે જાતે મસાણમાં બાળી દીધાં. હવે હું ક્યાં તેમને શોધવા જાઉં ? આ સાંભળી તુકારામ સંત શું કહે છે તે ધ્યાન દઈ સાંભળો.

પાંડુરંગ મારા પિતા છે. વિશ્વજનની રૂક્મિણી મારી માતા છે, તેઓ અચળ અક્ષય છે. જ્યારે સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે ત્યારે તેમની વધઘટ થતી નથી. તેમજ યુગનો પ્રલયકાળ આવે ત્યારે તેમનો નાશ પણ થતો નથી. જેમ ઘડાના પાણીમાં આકાશનું પ્રતિબિંબ જોતાં તે આકાશથી જુદું લાગતું નથી અને ઘડાનો નાશ થતાં આકાશ(ફૂટી ગયું) નો નાશ થયો એવું કહેવાતું નથી; તેવાં મારાં માબાપ છે. તું તેમના ચરણમાં ચિત્ત જોડી દે તો તે અન્ન, વસ્ત્ર પૂરાં કરશે, તેમાં જરા પણ સંશય નથી. પછી તુકોબાની પત્ની કહે છે કે હવે તમે ઘેર ચાલો. એટલે દુર્જનોની નિંદામાંથી મારો બચાવ થાય. તમે ઘરમાં હશો તો સંસાર ઠીક ચાલશે. હું હવે શ્રીહરિનાં ચરણની સેવા કરીશ અને તે અમારે માટે અન્ન, વસ્ત્ર પૂરા પાડશે. તમે તમારે ઘરમાં બેસીને શ્રીહરિભજન કરજો. તુકારામ તે સમયે કહે છે કે મારું કહેલું કરવાનું તું વચન આપે તોજ હું ઘેર આવીશ. પત્નીએ વચન આપ્યું ત્યારેજ વૈષ્ણવભક્ત તુકારામ ઘેર આવ્યા. આથી ગામના લોકોને ઘણું આશ્ચર્ય થયું ! એકબીજા સાથે બોલવા લાગ્યા કે ચાર દિવસ વૈરાગ્ય બતાવી પોતાની આબરૂ ગામમાં વધારી. વળી પાછો માયાને સ્વાધીન થઈને સંસારમાં આવી પડયો. કોઈ કહે જેવું જોઈએ તેવું થયું કારણ કે સંસારમાં રહીને પણ પરમાર્થ સાધી શકાય છે. તો કોઈ કહે તુકારામે પોતાની પત્નીનો અંગીકાર કર્યો. તેથી અમારા ચિત્તનું સમાધાન થયું. તુકારામ પર્વતની ગુફામાં બેસે અને ત્યાંથી બારોબાર વૈકુંઠ જાય તો તે કોણે જોયું ? એ પ્રમાણે લોકો ગમે તેમ વાતો કરે છે. કોઈ વિવેક વિચાર કરતા નથી.

કોઈ નિંદે, કોઈ સ્તવન કરે, કોઈ ઉત્તમ, કોઈ અધમ કહે,
પણ તુકોબાને નહીં હર્ષ કે શોક, રહે સર્વદા આનંદ ચિત્તમાં.

જે દિવસે તુકારામ વૈકુંઠ પધાર્યા તે દિવસે એકાદશી હતી તુકારામ વૃંદાવન-તુળસી ક્યારા પાસે જઇ બેઠા પછી પોતાની પત્નીને પાસે બોલાવી તે કહે છે કે આજે હરિકથા સાંભળ પછી તેને સન્મુખ બેસાડી પોતે હાથમા મંજીરા અને વીણા લીધી તેમણે અગિયાર અભંગ કહ્યા, તે કોઇ સજ્જનોએ સાંભળ્યા હશે તેનો અર્થ ધ્યાનમા લાવી મારી અશુદ્ધ ભાષામા આ ગ્રંથે કહુ છુ તે સાંભળજો હું તો જેમ કોઇ હાથમા દીવાનુ કોડિયુ લઈ સૂર્ય બતાવવા જાય તેવુ કરુ છુ જેમ અમૃતસિદ્ધિનો ગુણ આપવા વૈદ્ય પોતાની ઔષધિ આપે તેમ તુકારામના અભંગની અર્થસિદ્ધિ હું મંદમતિ કહેવા તૈયાર થયો છુ કોઇ વહેળો ગંગામા મળે તેને સર્વથા અપવિત્ર કહેવાય નહીં, જેમ પારસમણિને લોઢુ અડકે તો તેની કાળાશ રહે નહીં, તેવી રીતે સંતના અનુપમ વચન હોય છે તેનો અર્થ જોતા ઘણો ગહન લાગે છે પણ જે કઈ તે કૃપા કરી મોને તે સજ્જનો નિજ પ્રીતિથી સાંભળજો પછી તુકારામ પોતાની સન્મુખ બેઠેલી પત્નીને સંબોધીને ઉપદેશ આપે છે —

નરદેહ એ ક્ષેત્ર છે તેમા આવીને હરિસ્મરણ કરે તો નિજ ભાગ્યને લીધે તે ક્ષેત્રમા ઘણો જ પાક થશે જેણે દૃઢ પરમાર્થ કર્યો નહીં તે માત્ર ડૂબ્યો જાણજે અને તેણે સંસારનો ભાગ નમામો વહી તે દેહનુ દમન કર્યુ છે એમ સમજજે અહીં સરાસરી એંશી ટકા કાર્યકર્તાઓને આપવા પડે છે, નહીં તો કાળોજી હવાલદાર ઘણી બીક બતાવે છે તેનો મનમા ભય લાગવાથી દસ ટકા પડી ગયા બાકી રહ્યા સીત્તેર ટકા તે નજરે પડતા નથી હવે દસ ટકા શુ તેની શંકા મનમા આવશે તો તે આ દેહરૂપી ક્ષેત્રની દસ ઇંદ્રિયો છે જે શરીર સાથે જોડાયેલી છે

શ્રવણેંદ્રિયને અપશબ્દ કે રસાળ વખાણ સરખા લાગે છે નેત્રને માટી કે સોનુ સરખુ છે જીભને ગળ્યુ કે કડવુ સારૂ કે ખોટુ લાગતુ નથી નાકને જંગલી વેલનુ ફૂલ કે બકુલનુ ફૂલ સરખા છે પણ—

ઇંદ્રિયોમા મન ચંચળ છે— તેને શ્રી વિઠ્ઠલચરણમા જડ્યુ છે તેમજ કર્મેન્દ્રિયો જે દેહમા વસે છે તેને તો કદી કર્તાપણુ હોતુ નથી

જે ઇંદ્રિયોનો વિષય છે તે તેને સમજાવો જોઇએ નહીં, તો પછી સહેજ સહેજમા દશે ઇંદ્રિયો જીતાય છે હવે બાકી સીત્તેર વધ્યા તેનો હિસાબ કહું છુ આ ક્ષેત્રનો અધિકારી 'પાંડુરંગ છે' માટે બાકી રહ્યુ તે

સર્વની ઝડતી તે હદયરૂપી ચોરા ઉપર બેઠીને લે છે અને શું કહે છે તે સાંભળો. કહે છે કે ક્ષેત્રમાં વાસણ, કુસણ, રાચરચીલું, અન્ન, વસ્ત્ર જે કંઇ હોય તે સાફસૂફ કરીને જે કંઇ બાકી રહે તેને પૂરું કર. આ પ્રમાણે બુદ્ધિ વાપરી નિર્મળ થઈજા. હે કાંતા, જો આ પાંડુરંગનું કરજ નહીં આપીએ તો કયાં જઇ રહીશું ? સંતાવા માટે કોઇ સ્થળ નથી કારણ કે તેના વિના કોઇ પણ સ્થળ ખાલી નથી. તે વિવેક ચિત્તથી વિચારી જો. એ તો વિશ્વવ્યાપક જગજેઠી છે. તેની બીકથી દોડાદોડ કરીશું તો આપણને બીજો એવો કોણ સમર્થ છે કે જે આશરો આપશે ? તેવો કોઇ મને નજરે દેખાતો નથી. પાંડુરંગનો દૂત પાછળ પડશે તો જંગલમાં કયાં સુધી દોડી શકાશે. પહેલેથી જ જો પસારો કર્યો ન હોત તો તે મને કેવી રીતે ગભરાવી શકતો ?

માટે કંઇ બાકી રાખ્યા વિના સર્વોપરી થઇને અહીં જ નિરંતર રહેવું. તેની ઇચ્છા પ્રમાણે જે કંઈ મજુરી આપશે તે સઘળાં ભેગાં મળી ખાઇશું.

એણે જેને જેને ખાલી કરી મૂકયા તે પછી કદી સંસારમાં આવ્યા નથી. આવું ભેગું થવાની બીકથી પોતાને ત્યાં ઉત્પત્તિ કોઇપણ જાણકાર લેવા માગતો નથી.

કોઇ સદ્‌ગુરુ જામીન રહીને તેના શિષ્યને નિઃસંતાન કહે છે. તેની લોકો માન અપમાન કરીને મશ્કરી કરે છે. આ કસોટીમાંથી જે પસાર થાય છે, તેને જગજેઠી વૈકુંઠમાં લઇ જાય છે. તેવી રીતે મારી પાછળ પડી તેં મારા જીવની કસોટી કરી છે. આવું મને પહેલેથીજ સમજાયું છે. તેથીજ હું મારા મન ઉપર બહારની કંઇ અસર ન થાય તેવો થઈ ગયો છું ( એટલે અંતર્મુખ થયો છું ) જે શ્રી હરિએ અનેકનો નિર્દયપણે સંહાર કર્યો છે. તેને જ હાથે હું ફસાયો છું. માટે મનમાં વિવેક વિચાર કરી સંસાર પ્રત્યે ઉદાસ રહું છું અને મારા જીવના નાશનો આરંભ કર્યો છે. પછી અનુમાન શા માટે કરવું. ? જેની જરૂર છે તે સહેજમાં મળે છે; તો પછી તે કરવાનું મને કેમ ના ગમે તે તું કહે ? મારે શું કરવું તે પૂરેપૂરું મને આવડે છે. પછી મારે શા માટે લાજ રાખવી ? જો તેં દેહનો લોભ કર્યો તો પછી તારા જીવની શી દશા થશે ? હું અને તું કદી જુદા ન પડીએ તેવી વાત કહું તે સાંભળ. બાળબચ્ચાં બધાંનાં સરખાં છે. એમ કહી

આનંદથી એક સ્થળે રહેવું, આવો વિચાર મનમાં તું દૃઢ કરીશ તો કદી વિયોગનો સમય આવશે નહીં કદી તું કહીશ કે છોકરાં શું ખાશે ? તો તે ચિંતા કદી જ કરીશ નહીં. તેમને માટે અન્નવસ્ત્ર જે જે જોઇએ તે વિધિએ તેમને માટે લખી રાખ્યું છે. તારે તે કામનો બોજો તારા પોતાના માથે નકામો શા માટે લેવો ? તેમ કરીને તેં ચોરાશી લાખ વખત જન્મ લીધો. હવે તો ગર્ભવાસ ચૂકવાનો સમય આવ્યો છે. તે કેવી રીતે તે તને કહું છું તે સાંભળ. હું તને ત્યજીને દૂર જાઉં છું અને તું મને પાછો ઘેર બોલાવે છે. કદી તારા હાથમાં હોઇશ તોપણ યમદૂત ગળે ફાંસો નાખશે અને ધર્મ રાજાના દૂતો અઘોર માર મારશે તે જેનાં જીવ થર થર કંપશે. માટે જો મારી ગરજ તારે હોય તો સર્વ રીતે ઉદાર થવું પડશે. આ મારા નસીબને શું કરૂં કે જીવતે બુધ્ધિ બગાડી; પણ આ કંઇ હું કરતો નથી પંઢરીનાથને જેમ ગમે તેમ કરે છે, જો હું બરાબર ભિખારી થયો જાણે કે તરત જ પંઢરીનાથ પાછળ પાછળ આવે છે, તેની હમેશા કરણા–દયા છે એવો મનમા દૃઢ નિશ્ચય થયો છે માટે જ તૂંબડીમાં પાણી પીવું અને પાન ઉપર જમવું. પાડુરંગ પાસે કદી દયા માગવી નહી. તેમ કરવાથી તેને નિશ્ચય દરકાર લેવી પડશે. માટે હે કાંતા, તું મોટુ મન કરીને તારું સર્વસ્વ દાન કરી દે. જો તું એવો મનમાં નિશ્ચય કરીશ તો બધા લોકો તને માન આપશે અને બન્ને લોકમા ( પૃથ્વી અને સ્વર્ગ ) તારી કીર્તિ વધશે માટે તારા ચિત્તમાં પૂરેપૂરો વિચાર કરી જો એમ સમજજે કે રોગથી ઢોર મરી ગયાં અને ઘરવખરી ચોર ચોરી ગયા. વળી મને બાળક પણ થયાં નથી; એવું કઠણ હૈયું કરવું જોઇએ.

સર્વ આશાનું નિરસન કરીને કઠણ-કરી લે એટલે કે વજ્રની ઉપમા અપાય છે તેવુ તારા ચિત્તમાં ધૈર્ય રાખ ૮

સંસારમાં વિષયસુખ જે કંઈ છે તેને થૂંકની જેમ નાખી દેવું જોઇએ. તો પછી પરમાનંદ ઘણી અનેકગણું સુખ આપશે કે જે સુખની સનકાદિક ઇચ્છા કરે છે. ઘણો મોટો પ્રયત્ન કરવાથી આવું બને છે. પછી ભવબંધન ( સંસાર ફાંસો ) આપોઆપ તૂટે છે. અંતે વૈકુંઠ વાટે જવાનું મળે છે. તે રસ્તે ઘણો આનંદ થાય છે. તે સુખ આપણુ બનેને મળશે. દેવો આપણો ત્યાં સત્કાર કરશે. વિષ્ણુદૂત આપણને રત્નજડિત વિમાનમાં બેસાડી સન્માન કરશે. સંત, મહંત, કિન્નર, સિદ્ધ વગેરે સામે આવશે. પછી માનસહિત વિમાનમાં બેસાડી નામઘોષ કરશે જય જયકાર કરશે;

ત્યાં માતાપિતા નજરે પડશે. તેમનાં ચરણ દૃઢ પકડજે અને સુખાકારીના સમાચાર પૂછજે. અરે! ત્યાં જે કોઈ નજીક આવશે તે સર્વ પ્રકારનાં સુખના કોડ પૂરશે. માટે હું કહું છું કે તું તારું મન ઉદાર કર અને આ માયાવી ફાંસો ત્યજી દે. પરમાર્થ સાધન દૃઢ કર. તું દેવનાં દર્શન કરવા પ્રયત્ન કર. અને નાશવંત છે તે માટે આશા કરીશ નહીં. પ્રાતઃકાળમાં ઝટ ઊઠીને કરેલાં કર્મનો પશ્ચાતાપ કરી સ્નાન કરજે. આવતી કાલે દ્વાદશી અને સોમવારનું પર્વ છે તે ઉત્તમ સમય તને પ્રાપ્ત થયો છે. તેથી મન શુદ્ધ કરીને સત્વર બ્રાહ્મણોને બોલાવી લાવજે. પછી વિધિપૂર્વક સંકલ્પ કરીને બ્રાહ્મણોને હાથે ઘર લુટાવી દેજે.

આગળ ઉપર ઘરસંસાર કેવી રીતે ચાલશે અને ઘર માટે જોઈતી ચીજ કેવી રીતે મળશે તેની કાળજી મનમાં જરાપણ કરીશ નહીં.

માબાપ, જીવલગ મિત્ર જે ગણો તે આપણે માથે છે અને તે પાંડુરંગ પોતેજ છે. તે સર્વ ચીજ વસ્તુ પૂરી પાડશે અને દુઃખી થવા દેશે નહીં. તે પાંડુરંગ મારી નજીક જ છે. પણ પરીક્ષા કરવા દૂર છે; એમ કહું છું. તું આ બધું જોઈ શકતી નથી, છતી આંખે અંધ છે કારણ કે તું સર્વ ચિહ્નો ઓળખી શકતી નથી.

પાંડુરંગ મુજ હૃદયમાં પ્રગટેલા તું જો,
તેથી મને વિષયસુખ ગમે નહીં.
સગુણ સ્વરૂપ જ્યારે મેં નિરખ્યું,
ત્યારથી તૂટી મનની શંકા અનેક.
સોનું અને સ્ત્રી એ બે જગ પદાર્થ,
માણસોને જીવથી પણ પ્રિય છે.
તે મારે મન પાપણથીયે નકામું,
તું આ ગુપ્ત વાત કેમ જાણે નહીં?

મને ભૂખતરસ લાગતી નથી. સગાંવહાલાં અને જંગલનાં વૃક્ષવેલા મારે મનથી સરખાં છે. કારણ કે રૂક્મિણીપતિ મારી નજીકમાં જ છે એટલે મને સુખદુઃખ સમાન લાગે છે વિષયવાસના શાશ્વત સુખ આપનારી છે તે ભ્રાંતિ મનથી દૂર કરો અને પ્રેમથી હરિભજન કરો. આ પ્રમાણે સદ્ગુરુની કૃપાથી દેવે મારી પાસે બેલાવ્યું છે તે તમે સર્વે સાદર સાંભળ્યું છે. તો તે પ્રમાણે કેમ કરી બતાવતા નથી? રૂક્મિણીવરે પ્રસન્ન થઈને

મારો અંગીકાર કર્યો છે માટે હવે બીજો વિચાર થતો જ નથી મારા વચનમા વિશ્વાસ રાખીને મનને મજબુત બનાવ કંઈ પ્રયત્ન કર્યા સિવાય હમણા જ તને ઉપદેશ મળ્યો છે હવે સાફસૂફી કરીને તુળસી વૃંદાવન શણગારીને અતિત અને બ્રાહ્મણોનુ પૂજન કર

કાયાવાચા મનોભાવે, થઇ જા વૈષ્ણવની એકનિષ્ઠ દાસી અને હવેથી તુ વિઠ્ઠલ નામ નિજ પ્રેમથી રાત્રદિવસ લેજે

આ કથા કહેતા વચ્ચે તુકારામનો તેની સ્ત્રીને આપેલા ઉપદેશનો વિષય આવ્યો તેનુ બનવાનુ હશે તે સત સજ્જન જાણે છે મુખ્ય અગિયાર અભંગ છે તે સ્વમુખે વૈષ્ણવ તુકારામ બોલ્યા છે ઉપર તો તેનો અર્થમાત્ર કહ્યો છે માટે મૂળપદ જોઈ વાચી, સતો અર્થ ધ્યાનમા લેશે તે પ્રમાણે જે કોઈ વર્તશે તે ભાગ્યશાળી આ ભવસાગર નક્કી તરી જશે

નિજ પત્નીને નિમિત્ત બનાવીને તુકારામે સાધકોને આ ઉપદેશ કહ્યો છે તે પ્રમાણે આચરણ કરવાથી સસારબધન તૂટી જશે અને અનાયાસે મનમા સમાધાનનુ સુખ મળશે જેમ ચાતકને ગમતી વસ્તુ જાણીને આકાશમા ચદ્રમા ઊગે છે, પણ તે કોઇથી પ્રકાશ છુપાવતો નથી એવી તેની સમાન સ્થિતિ છે તે પ્રમાણે તુકારામે તેની પત્નીને ઉપદેશ કર્યો, પણ તેનો અર્થ કોઇથી છુપાવ્યો નથી જે કોઈ તેને પોતાના આચરણમા ઉતારશે તેને તેટલી આત્મસિધ્ધિ મળશે આવા વચન સાભળી તુકારામની પત્નીનુ હૃદય દ્રવી ગયુ પછી તે સમયમા પ્રેમપૂર્વક શ્રવણ કરે છે, એમ શ્રીહરિના ગુણ ગાઇને ચાર પ્રહર રાત્રી જાગરણ કર્યુ પછી સવાર થતા અરુણોદય થયો રૂક્મિણીરમણની આરતી ઉતારી ત્યારપછી ઇંદ્રાયણીને કિનારે જઈ સ્નાન કરી, તેની પત્નીએ પોતાને ઘેર આવીને ઝટપટ બ્રાહ્મણોને બોલાવવા મોકલ્યા ચિત શુદ્ધ કરીને પ્રેમથી સકલ્પ કર્યો મનમા કંઈ ઇચ્છા કરી નહી અને વિપ્રો પાસે ઘર લુટાવી દીધુ વાસણ, વસ્ત્રો, અન્ન, ઢોર વગેરે સર્વ ચીજો બ્રાહ્મણો લઈ ગયા પછી એક જટાવાળો સાધુ આવ્યો અને ઘરમા શોધવા લાગ્યો જ્યારે કંઈ ન મળ્યુ ત્યારે ચૂનાની રાખોડી લઇને પ્રેમથી સર્વાંગે લગાડી તે જોઈ સઘળા લોકો હસવા લાગ્યા તેઓ કહેવા લાગ્યા કે ચૌદ રત્ન વહેચતા છેવટે હળાહળ ઝેર રહ્યુ તે શકરને મળ્યુ તેવી રીતે નસીબ વિનાના જતિનુ નસીબ જ એવુ હોય તે આપણે નજરે જ જોયુ આ પ્રમાણે પત્નીને

તુકારામ ઘર બહાર નીકળી ગયા.' ઘરમાં તલભાર અન્ન રહ્યું નહિ, તેથી તેની પત્નીનું મન ખિન્ન થયું. કાલે એકાદશી અન્ન વિના કરી અને ભૂખથી છોકરા દુખી થશે એમ વિચારીને બિચારી મનમાં ચિંતાતુર છે. તે વિચાર કરે છે કે હવે શું કરવું ?

તે સમયે તુકારામનું સત્ત્વ જોવા ગામની મહારણનું રૂપ લઈને રૂક્મિણીમાતા આવ્યા અને વસ્ત્ર માગી જોવાનો વિચાર કર્યો. તુકારામને જોઈ વિશ્વજનની શું કહે છે ? તેં વિપ્રોના હાથે ઘર લુટાવ્યું, પણ હું તારા ઘરની મહારાણ પાછળથી આવી છું, માટે કંઈ બાકી રહ્યું હોય તે મને આપ ત્યા વાડીની પરસાળમા ભીના વસ્ત્ર સૂકાતાં હતા, તે ઉપાડીને તુકારામે તેને આપી દીધા. આ પ્રકાર જોઈ ગામ લોક તે ક્ષણે વિસ્મય પામ્યા ! તે કહેવા લાગ્યા કે તુકારામે તો વિપરીત કર્મ કરવા માડયું છે અને પોતાના સંસાર ઉપર પાણી ફેરવ્યુ છે. આ વસ્ત્રની વાત તુકારામની પત્નીએ જાણી ત્યારે તેને ઘણો ક્રોધ થયો તે કહેવા લાગી કે મારુ નસીબ જ ઊંધું છે. મારી લોકોમા અપકીર્તિ થઈ છે. વાડીના પાડોશણો ભગી છે, તેઓની પાસે જઈ તે પોતાનું દુઃખ રડે છે. તે કહે છે કે બેન ! મારે કોની આગળ જઈ દુઃખ રડવું ! મારા મનમાં ઘણી ચિંતા થાય છે. બે મહિના સુધી પતિએ મને ત્યજી દીધી અને પાછા ઘેર પણ આવતા નહોતા દુનિયામા જાતજાતના લોકો રહે છે, તે આગળ પાછળ ગમે તેવું બોલતા હતા. એટલે હું તેમને સમજાવીને ઘેર બોલાવી લાવી. રાત્રે કીર્તન કરવા માંડ્યુ અને મને વાત વાતમા વશીકરણ કર્યુ. મને જુદાં જુદાં દ્રષ્ટાંત કહી સંભળાવ્યા, તે સાભળો:

" માબાપ તો વિઠ્ઠલ રખુમાઇ છે. તેમના ચરણને યાદ કરતી જા તો તે વખત આવે અન્ન વસ્ત્ર આપશે બીજી કંઈ મજુરી કરવી પડશે નહી. તેના કહેવામા મેં વિશ્વાસ રાખ્યો અને ઘરનું સઘળું ધન, ધાન્ય, વાસણ કુસણ, ઢોર વગેરે સર્વ બ્રાહ્મણોને લુંટાવી દીધું અને હવે ઉદાસ થઇને બેઠી છું. ભીના વસ્ત્ર ધોઇને લાવ્યા હતા, તે પણ મહારણને આપી દીધા તે તમે નજરે જોયું. હું મહેનત મજુરી કરીને બાળકોનું ભરણ પોષણ કરતી હતી અને તેમનું તો બહારનું બહાર પ્રારબ્ધવશાત ચાલતુ હતું. આ પ્રમાણે સમય પસાર થતો હતો, ત્યા મેં નકામી બુદ્ધિનો ઉપ યોગ કર્યો અને પ્રાણનાથને ઘેર લઇ આવી. તેમણે તો સર્વ સંપત્તિ લુંટાવી

દીધી. મને કહે છે કે વિઠ્ઠલચરણને રાત દિવસ યાદ કરતાં તે અન્ન તેમજ વસ્ત્ર આપશે. તેમના વચનમાં મને વિશ્વાસ આવ્યો અને મેં બે ત્રણ વખત તેમનું ચિંતન કર્યું. તો ઉલટું દરિદ્રતા આવી. અન્ન મળતું નથી તેથી બાળકો ટળવળે છે. આવી રીતે મારું નુકશાન કર્યું છે. તેથી હવે મારું મગજ તપી ગયું છે. હવે હું તેના દેવળમાં જઈ વિપરીત કાર્ય કરીશ તે જોજો. મારો ઘરધણી જે ચરણનાં મોટાં વખાણ કરે છે તેને આ સમયે તોડી નાખીશ. તે કહે છે કે રૂક્મિણીપતિનાં ચરણ કે જેનું બ્રહ્માદિક ધ્યાન ધરે છે, જેનું નારદાદિક ગાન કરે છે અને જેનું મોટાપણું વર્ણવે છે તે ઉપર હું પથ્થર નાખીને ફોડી નાખીશ." એવો નિશ્ચય તુકોબાની પત્નીએ કર્યો અને તે મોટો પથ્થર લઈને મહાદ્વાર આગળ જવા લાગી. આ જાણીને પંઢરીનાથ દેવળમાં ઊભા ઊભા થરથર કંપવા લાગ્યા!

તે ભક્તવત્સલ દીનાનાથ પોતાના દાસોને લીલા બતાવે છે. જેણે મત્સ્યરૂપ ધરીને શંખાસુરને સમુદ્રના પાણીમાં માર્યો, તે ચક્રપાણિ તુકારામની સ્ત્રીની બીકથી કંપવા લાગ્યા! જે ધનનીલે કૂર્મ થઈને પીઠ ઉપર મંદાર પર્વત ઉપાડ્યો તે સપ્રેમ ભક્તિનુ બળ જોઈને નિજાગે થરથર કંપવા લાગ્યા! જે શ્રીહરિએ વરાહ રૂપ ધરીને દાઢ ઉપર પૃથ્વી રાખી હતી તે લીલા નાટકી વૈકુંઠ વિહારી નિજ ભક્ત પત્નીથી બીએ છે. સ્વબળથી સ્તંભની અંદર પ્રગટ થઈને હિરણ્યકશ્યપ દૈત્યનો નાશ કર્યો અને પોતાના ભક્તોનો ભય પોતે લઈ લીધો. દાનના અભિમાનમાં બળી રાજા છકી ગયો, ત્યારે વનમાળીએ ત્રિવિક્રમ થઈને તેને પાતાળમાં નાખ્યો. તે જગજેઠી આજે દેવળમા થર થર કપે છે. જેણે રેણુકાના ઉદરે જન્મ લઈને સઘળી પૃથ્વી નક્ષત્રી કરી, તે ચક્રપાણિ પોતાના ભક્ત માટે ભયભીત થઈને કંપે છે. જેણે સઘળા સુરવરને જીત્યા અને દશકંઠ રાવણનો રઘુનંદને નાશ કર્યો, એવા પ્રતાપી ભક્તભૂષણ કોના ભયથી કંપે છે! કંસ ચાણુર જેવા મહાન દૈત્યોનો શ્રીકૃષ્ણનાથ થઈને સ્વહસ્તે નાશ કર્યો, તે આજે તુકારામની પત્નીથી ઘણા ભયભીત થયા છે, એવું ભક્તોને બતાવે છે. ચક્રપાણિ પરસેવાથી રેબઝેબ થયા છે તે જોઈ રૂક્મિણીમાતા વિસ્મય પામ્યા! તે કહે છે કે આજે તમને મનમાં શી ચિંતા ઉપજી છે તે મને કહો. આ ઉપરથી ચક્રપાણિ કહે છે કે આજે મને એવી ચિંતા થઈ છે કે તુકારામની પત્ની ક્રોધે ભરાઈ, પાષાણ લઈને મારા ચરણ ફોડવા આવે છે. એવો તેનો નિશ્ચય છે તેથી શું ઉપાય કરવો, તે મને સૂઝતો નથી. રૂક્મિણીજી કહે છે કે સંકટ શાનું?

અહીંથી ઝટ બીજે જતા રહો એ આવે તેટલો સમય ચૂકાવી પછી પાછા આવતા રહેજો આ સાભળી જગજીવન કહે છે કે તે તો મારી ઇચ્છાની વાત નથી હું તો ભક્તોને આધીન છુ. અને તેઓના કહેવા પ્રમાણે વર્તુ છું જો બાળક તેના પિતાનુ પદર પકડી ઊભો રહે તો તે બળે કરીને છોડાવવુ નહીં તે તો બાળકના મોહથી સ્થિર ઊભો જ રહેશે તેવી આજે મારી સ્થિતિ થઇ છે જેમ ભ્રમર લાકડુ કોરે છે, પણ કમળમા તે બિડાઈ જાય, ત્યારે તે કમળપાદડી તોડી શકતો નથી, પણ તેના મોહમા અદર બિડાઈ જાય છે, તેવી મારી સ્થિતિ છે પણ જો આપણે અહીંથી જતા રહીએ તો તુકારામનુ મન દુભાય અને મૂર્તિમા સગુણરૂપ જુએ નહી તો આપણને તેનો પ્રાણ આપે પરતુ જો તેની ઇચ્છા પ્રમાણે અહી રહીએ તો તેની પત્ની હમણા પથ્થર લઇને આવશે અને મારા પગ ઉપર મારશે, તે ચિંતા મારા મનમા થાય છે

હવે તુકારામની પત્ની ક્રોધાયમાન થઈને માથે પથ્થર મૂકીને દેવળ તરફ સત્વર ગતિએ આવે છે, તુકારામ તેને જોઇને પૂછે છે કે તુ કયા જાય છે તે મને કહે પત્ની તેને ઉત્તર આપે છે કે તારા બાપ રૂક્મિણી કાતે મારો ઘાત કર્યો છે તેના ચરણને યાદ કર્યા પણ વિશ્વાસઘાત થયો છે તમે મને ઉપદેશ કર્યો હતો કે તેના ચરણને યાદ કરતી રહે એને અન્ન વસ્ત્ર તે પુરા કરશે તે વચન મે સાભળ્યા અને મનમા વિશ્વાસ રાખી બ્રાહ્મણોને હાથે ઘર લુટાવી દીધુ, બાલ બચ્ચાને અનાથ કર્યા, તેમને માટે હવે અન્ન વસ્ત્ર મળતુ નથી એના ચરણનો ઘાત કરવો છે એટલા માટે દેવળમા જાઉ છુ આ સમયે ત્યા જઈને હરિચરણ ઉપર પથ્થર મારીને તેને ફોડી નાખીશ, એ મારો નિશ્ચય છે પત્નીનુ આવુ કહેવુ સાભળી તુકારામનુ હૃદય કકળી ઊઠ્યુ તે કહેવા લાગ્યો કે અરે તો વિપરીત કામ કરવા ધાર્યું છે એમ કહેતા આખમાથી આસુ વહેવા લાગ્યા હવે તેની પાસે જઇ મારે નમ્ર વચન કહેવા જોઇશે, કદી તેનો ક્રોધ ઉતરે નહી તો મારા ઉપર પથ્થર કેમ મારતી નથી ? એમ વિચાર કરી સત્વર ગતિએ તુકારામ તેની પત્નીની આગળ આગળ ચાલવા લાગ્યો વૈકુઠપતિને આ વાતની ખબર પડી એટલે તેની ચિંતા કરવા લાગ્યા પહેલા જે પોતે થરથર કપતા હતા તે શાત ઉભા રહ્યા આ જોઈ રૂક્મિણી વિસ્મય પામ્યા દેવને હસતા હસતા પૂછે છે કે હે દેવાધિદેવ, પઢરીનાથ, પહેલા તો કપતા હતા હવે કોનો આશ્રય મળ્યો એટલે શાત

થયા છો ? એ મારા મનનો સંશય દૂર કરો. કોણ તમારો પ્રાણ સખા છે, જે મદદ કરવા માટે આવી પહોંચ્યો છે કે જેથી વૈકુંઠનાયક તમે આ સમયે શાંત ઊભા છો ? પછી દીનદયાળ કહે છે કે તુકારામ આપણો પ્રેમાળ ભક્ત છે. તેણે આવતું અરિષ્ટ પોતાને માથે લઈ લીધું છે. મારા ગભરાટની તેને ખબર પડી છે, તેની પત્ની મારા ચરણ ફોડવા આવે છે તેની આગળ આગળ પોતે આવે છે અને પછી મારા ચરણ ઉપર માથું મૂકી તેની પત્નીને કહેશે કે હવે મારા ઉપર પાષાણનો ઘા કર. આથી મારું દુઃખ વિસરી જઈને તુકારામની ભારે ચિંતા થાય છે અને આ માટે શું ઉપાય કરવો તે મને સૂઝતો નથી. તુકારામની પત્નીની તો વિરોધ ભક્તિ છે. તેના ચિત્તમાં વિવેક વિચાર નથી અને ઓચિંતી તુકારામને પથ્થર મારી બેસશે, તેની મને ચિંતા થાય છે. કદાચ તુકારામના પગ કે શિર ઉપર પાષણ મારે તો તે કીર્તનમાં કેવી રીતે નાચી શકે તે ચિંતા મારા અંતરમાં થાય છે. આ સાંભળી રૂક્મિણી કહે છે કે તમે નકામા ચિંતા કરી મનને કષ્ટ શા માટે આપો છો ? જેના ઉપર તમારી જરા પણ દયા હોય તેની આગળ કળિકાળ પણ કંપે છે. જેના ઉપર સૂર્ય પ્રસન્ન થાય ત્યાં સર્વથા અંધકાર પડી શકે જ નહીં. જેને ક્ષીરસાગર મળે તે કદી ભૂખ્યો રહે જ નહીં. જેને અમૃત સંજીવની મળી તેને કદી રોગ બાધા થાય જ નહીં. તેમ તમારું નામ તુકારામના રોમેરોમમા છે. તો ચક્રપાણિ તેને ભય શાનો હોય ? જગન્માતા એવું કહે છે એટલામાં સામેથી મહાદ્વાર આગળ તુકારામની પત્નીને માથા ઉપર મોટો પથ્થર લઈને આવતી જોઈ. તે મંદિરની અંદર દાખલ થતાં જ, રૂક્મિણી માતાએ જલદી જલદી દરવાજા બંધ કરી દીધા અને તુકારામને બહાર રાખ્યો, તેનું શું કારણ તે સાંભળો. પત્નીને અંતરમા ઘણો ક્રોધ છે, તેથી તુકારામ ઉપર પથ્થર નાખે તેટલા માટે જ તેને મંદિર બહાર રાખ્યો અને અંદર આવવા દીધો નહીં. આ પ્રમાણે પંઢરીનાથ ભક્તોનું રક્ષણ કરે છે. જેમ બાળક અગ્નિ પકડવા જાય, ત્યારે માતા તેનું રક્ષણ કરે છે; તેવું રૂક્મિણી માતાએ કર્યું. તુકારામના મનમાં એવો ભાવ થયો કે તેની પત્નિ ઉપર પંઢરીનાથની કૃપા થઇ અને તેના ઉપર રૂક્મિણીનાથ રિસાયા એટલે દરવાજો બંધ કરી તેને બહાર રાખ્યો. કદાચ કીર્તનમાં ઘનશામળાને ઉજાગરો થતો હશે અને તેથી હમણાં વિશ્રાંતિ લેવા નિદ્રિત થયા હશે અને હું ત્યાં જઈ ગરબડ કરું; તેથી મને આ પ્રમાણે બહાર રાખ્યો છે. માટે હવે પાછો ઘેર જાઉં. નકામો દેવને ઉજાગરો કરાવીશ નહીં. કદાચ આ કારણથી જ

રૂક્મિણીવરને ક્રોધ આવ્યો હશે અને તેથી જ દરવાજા બંધ કર્યા હશે અથવા તો મારી પત્નીની ભકિત મારાથી વિશેષ હશે તેથી તેને જગજીવને આશ્રય આપ્યો અને મને બહાર લઈ દીધો. આવું કહીને તુકારામ રુદન કરવા લાગ્યા. હવે તુકારામના પ્રેમનું વર્ણન કરવા બેસીએ તો એક મોટો ગ્રંથ લખી શકાય. તુકારામની પત્ની પથ્થર ઊંચકીને પંઢરીનાથના પગ ઉપર મારવા જતી હતી એટલામાં રૂક્મિણીમાતા તેને પૂછે છે કે જગજીવને, તારો શો અપરાધ કર્યો છે કે તેમના ચરણ ફોડવા આવી છે? કારણ દર્શાવતા મનમાં જરાપણ સંકોચ કરીશ નહીં તુકારામની પત્ની કહે છે કે હે માતા, સાભળો એક બે વખત જગજીવનના ચરણને યાદ કર્યા, એટલામાં તો મારા ઘરનું સર્વસ્વ જતુ રહ્યું, ઘરમાં એકપણ ચીજ રહી નહીં અને મારો સંસાર તૂટયો છે. ઘરમાં વસ્ત્ર કે અન્ન નથી, બાળકો ભૂખથી રુદન કરે છે તેથી મારા મનમાં ઘણો સતાપ થયો છે અને તે કારણથી જગજીવનના ચરણ ફોડવા આવી છું. એ ચરણને યાદ કરતા અમારુ નુકશાન થયુ છે, તેથી જ તેને ફોડવા આવી છું. મારું મન ક્રોધથી ભરાઈ ગયુ છે. આવી તેની વાત સાંભળી જગન્માતા તેને કહે છે કે તારા સંસારમાં જે કંઈ કમી પડે તે હું સર્વ પૂરી કરીશ પછી સાડી અને ચોળી આપી, પછી મૂઠી ભરીને સોનાના સિક્કા પણ તેને આપ્યા. આ લેતા તેનું મન શાંત થયું. પછી પથ્થર દૂર ફેંકી દઈ, તેણીએ તે વસ્ત્ર પહેર્યાં અને રૂક્મિણીમાતાને ચરણે નમન કર્યું પછી સત્વર ગતિએ મૂઠીમાં સોનામહોરો લઈને તે મંદિર બહાર આવી

આગળના અધ્યાયમાં આ કથા આગળ કહેવામાં આવશે તે રસ ઉત્પન્ન કરશે હૃદયમાં બેસીને રૂક્મિણીકાંત પોતે જ યથાર્થ કથા બોલાવે છે. મહીપતિ તેનો લહીઓ છે અને ઇશ્વરના દાસનો શરણાગત છે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે પ્રેમાળ ભાવિક ભકતોએ આ ઓગણપચાસમો અધ્યાય સાભળ્યો

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૫૦ મો.

# સંત તુકારામ ચરિત્ર (ચાલુ)

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ધેનુકાસુરમર્દનાય નમઃ ॥

જય જય કૃપાસાગરા, ચક્રપાણિ, ભવભંજના, સાયુજ્યદાતા, મારા ઉપર કૃપાદ્રષ્ટિથી જોઇને, મને કર્મબંધનમાંથી મુક્ત કરો. હે શ્રીપતિ, આશાનું બંધન તોડીને મને ઇચ્છારહિત, ઉદાસ વૃત્તિવાળો કરો. હે શ્રીપતિ, તમારા ભજનમાં હું મગ્ન થાઉં એવું કરો. શરીરમાં અનિવાર્યપણે કામ, ક્રોધ, મદ, મત્સર ઉત્પન્ન થાય છે. માટે હે સારંગધર, તું કૃપા કરે તો અંતર શુદ્ધિ થાય. લૌકિક પ્રતિષ્ઠા, માન અને અપમાન, એવાં મહાન વિઘ્નો મૂકેલાં છે. તેમાં મન વળગી રહે છે, તેથી તારું ચિંતન થતું નથી. એવા અવગુણથી હું ભરેલો છું, છતાં લોકવ્યવહારથી કહેવડાવું છું કે હું તારો છું. આવું અભિમાન દૂર કરાવી હે શ્રીહરિ ! મારા જેવા પતિતનો ઉદ્ધાર કર. મારું મન અનિવાર્યપણે ચંચળ છે. તે તારા ચરણમાં સ્થિર થાય તેવું કર. મારી નિરંતર એ જ ઇચ્છા છે. હે પાંડુરંગ ! તું અંતરની વાત જાણે છે. મારા હાથ તારી પૂજા કરવા ઇચ્છે છે. ષોડશોપચારે પૂજા કરવાનું મન થાય છે. તેનું સમાધાન કરો અને મારા મનોરથ પૂર્ણ કરો. સમદ્રષ્ટિથી હે વૈકુંઠપતિ, તારી ચરાચર મૂર્તિનાં દર્શન કરવાં છે. મારા ચિત્તમાં વિકલ્પ કે દ્વેષ કદી ન આવે, તેવું શ્રીપતિ કરાવજે. મારા ચરણનું સાર્થક ક્યારે થાય કે જ્યારે તારી યાત્રા કરવાનું મળે અને કોઈની લાજ શરમ વિના ભજનમાં નૃત્ય કરાવે અને દેહાભિમાન ત્યજી શકાય. હે રૂક્મિણીપતિ ! તારી કીર્તિ તારા ભક્તોના મુખે કેટલી વર્ણવવી, તે જાણવા માટે ઇચ્છા કરી છે. હે દીનદયાળ ! તે માટે તને વિનંતી કરું છું. મેં તો આ અંતરિન ઇચ્છા કરી છે, પણ તું તેનું રસાળ વિવેચન બોલાવજે કે જે કાને પડતાંની સાથે જ પ્રેમળ શ્રોતાઓને સંતોષ થશે. પાછળના અધ્યાયમાં છેવટની કથા એમ હતી કે તુકારામની પત્ની વિઠોબાના દેવળમાં

ગઇ. ત્યાં રૂક્મિણીમાતા પ્રસન્ન થયાં અને તેના સદ્‌ભાગ્યે તેની સાથે વાત કરી, તેને વસ્ત્રમાં સાડી, ચોળી અને મુઠ્ઠી ભરી સોનામહોર આપી એટલે તેના મનનું સમાધાન થયું. પાષાણ મૂર્તિએ વાત કરી, એ અલૌકિક બનાવ જોઇ તે વિસ્મય થઇ ગઇ. જે દિવ્ય વસ્ત્ર આપ્યું હતું તે પહેરીને રૂક્મિણી માતાને નમસ્કાર કર્યા પછી તે દેવળની બહાર આવી. તેટલામાં જ તુકારામને બધી ખબર પડી ગઇ. પછી તે પત્નીને કહે છે કે તેં ઉતાવળ કરી તેથી આપણા પરમાર્થ હિતમાં અડચણ આવી છે. તે કેવી રીતે તે તું તારે જ કાને સાભળ. ખેતરમાં ઊભો મોલ હોય તેને વચ્ચે તોડનાં લણતી વખતે ઓછો થાય. જેમ દૂધની અંદરની મલાઈ ખાઈએ પછી ઘી કયાથી થાય? જો શેરડીને ઊભી જ ચૂસી લઈએ, તો પછી સાકર કેવી રીતે બને? માટે વિવેક મનમાં લાવીને સોનાના સિક્કા લાવી છું તે વહેંચી આપ. જો કાચન મણિને ત્યજીએ તોજ મોતી હાથમાં આવે. માટે તારા મનમાં ધીરજ રાખીને હવે ઉદાસ વૃત્તિવાળી થતાં શીખ. મનથી આગીઆના તેજનો મોહ ત્યજીએ તો સૂર્ય આપણે ઘેર આવે. જો ખાબોચિયું ત્યજીએ તો સમુદ્ર મળવા આવે. ખોટા મોતીનો હાર માયાથી ન લઇએ તો ઘણાં કિંમતી રત્નો આગળ મળે. જો ઔષધ માટે ઇચ્છા ન કરીએ તો આગળ અમૃત રસ મીઠો મીઠો પીવા મળે. જો સિદ્ધિને આદરમાન ન આપીએ તો ભાગ્યવશાત્ કલ્પતરુ મળે. જો દુર્જનોનો ત્યાગ કરીએ તો સજ્જન સદ્‌ગુરુ મળે, માટે દુર્જનને કેમ તજવો નહીં ?

જો રિદ્ધિ સિદ્ધિ સંપતિ ધન, તે સર્વનો ત્યાગ કરીશ મનથી.
તો તું પામશે સાયુજ્ય સદન, જેને ઇચ્છે સુરગણ મનથી.

આવાં વચન સાંભળી તુકારામની પત્નીના મનનું સમાધાન થયું. તત્કાળ બ્રાહ્મણોને બોલાવી તેઓને સોનાના સિક્કા વહેંચી આપ્યા. લોભ, મમતા ત્યજીને હૃદયમાં શ્રીપંઢરીનાથનું ધ્યાન ધરીને રહેવા લાગ્યાં.

આગળ એક અપૂર્વ કથા થઇ તે સાવધાનતાથી સાંભળો. તુકારામની પ્રશંસા ઘણી થતી. મોટા લોકો તેને માન આપતા. લોકો પરસ્પર વાત કરતા કે એની સાથે તો શ્રીરૂક્મિણીવર જમવા બેસે છે. આ વાતની ચીંચવડના બ્રાહ્મણોને ખબર પડી. તે પ્રશંસા તે વિપ્રોથી સહન થઇ નહીં તેઓ કહેવા લાગ્યા કે અમે પ્રતિષ્ઠિત બ્રાહ્મણો છીએ અને અમે ગણપતિને પ્રસન્ન કર્યા છે. તુકારામ તો ક્ષુદ્ર શાહુકાર જાતનો છે અને તેના સાથે

ચક્રપાણિ જમે છે, તેતો અઘટિત કરણી કહેવાય. અમને તે કંઇ યથાર્થ લાગતું નથી, માટે તેને અહીં બોલાવીને આપણી નજરે કંઈ પ્રતીતિ કરવી. એવો તેઓએ વિચાર કર્યો. દેહુગામમાં રહેલા તુકારામને તેની ખબર પડી. તે બોલવા લાગ્યા કે ચીચવડના મોટા બ્રાહ્મણોએ મને યાદ કર્યો છે, માટે ત્યાં જઇને તેઓનાં દર્શન કરવાં જોઇએ. એવી મનમાં કલ્પના કરીને તે તરફ ચાલવા માંડ્યું. ત્યાં ગણપતિનાં દર્શન કરીને પછી બ્રહ્મદેવોની પાસે જઇને બેઠા. તેઓ તુ રામને જોઇને કહેવા લાગ્યા કે જે મનમાં ઇચ્છા હતી તે અનાયાસે પૂરી થઈ, હવે નજરે ચમત્કાર જોઈ શકાશે. એટલામાં મધ્યાહ્ન કાળનો સમય થયો હતો. પંકિતમાં સઘળા બ્રાહ્મણો જમવા બેઠા હતા. તેઓએ તુકારામ માટે પણ પતરાળું મૂક્યું. વૈષ્ણવ ભકત તુકારામ કહે છે કે મારી સાથે પંઢરીનાથ છે તે પણ જમવા માટે આવશે, માટે એક વધુ પતરાળું મૂકો. અને તમે પણ ગજવદનને પ્રાર્થના કરીને ભોજન માટે અહીં બોલાવી લાવો. આવી વાત બ્રાહ્મણોએ સાંભળતાં જ તેમના મનમાં આશ્ચર્ય થયું. તે કહેવા લાગ્યા કે આ તો અઘટિત થયું. અમારા મંત્રનો અમારા ઉપરજ ઉપયોગ થયો. પછી દેવમંદિરમાં જઇ બ્રાહ્મણોએ જુદી જુદી રીતે ઘણી સ્તુતિ કરી, પણ ગણપતિ ભોજન કરવા આવ્યા નહીં. જ્યાં જરાપણ ભાવસહિત સદ્‌ભકિત હોય નહીં. ત્યાં શાસ્ત્ર વચનથી શું વળે? બાહ્યાચારથી પૂજન કર્યું; પણ અંતરમાં તો ઘણો સંશય ભર્યો હોય, તો પછી કોઇપણ દૈવત પ્રસન્ન થાય નહીં. જેનું એકચિત્ત નથી તેને દેવ પ્રસન્ન થાય નહીં. ગજેન્દ્રને વૈકુંઠપતિ મળ્યા હતા. તેને શું શાસ્ત્રો આવડતાં હતાં? કૃષ્ણે કેટલીયે ગોપીઓનો ઉદ્ધાર કર્યો કારણ કે તેમની સપ્રેમ ભકિત હતી. વિધિયુકત કર્મઠપણે યજ્ઞ કરનારા બ્રાહ્મણોને શ્રીકૃષ્ણ મળ્યા નહીં. પણ ઋષિ પત્નીઓએ ભાવપૂર્વક અન્ન લઇ જઇને આપ્યું, તે લેવા માટે જગજ્જીવન તેમને મળ્યા. ભોળા ભાવિક પ્રેમાળ ભકત હોય તેમને દીનદયાળ સ્વાધીન રહે છે. ગોવાળો હુંકાર કરે કે તરત જ ઘનનીલ પ્રેમથી તે સાંભળે છે. હવે વધારે વિવેચન કર્યાથી શું વધારે છે? આ ધર્મ તો પરાક્રમી ભકત જ જાણે છે કે જેણે પોતાનું અંતર શુદ્ધ કરીને સારંગધરને વશ કર્યા છે. પછી બ્રાહ્મણો તુકારામ પાસે આવીને કહે છે કે પાષાણમૂર્તિ કેવી રીતે જમે? ગજવદનને નૈવેદ્ય બનાવીએ એટલે તેની સુવાસ પહોંચી જાય. આ સાંભળી તુકારામ કહેવા લાગ્યા કે હમણાં મૂર્તિમાં વિગ્રહર નથી. જો મારા કહેવામાં તમને સંશય હોય તો હું કહું છું તે તમારા કાન સાંભળજો.

સમુદ્રના પાણીમાં સ્નાન કરતાં એક ભક્ત ડૂબી જતો હતો. તેણે એકદંતનું સ્તવન કર્યું અને કહ્યું કે દોડી આવો અને મને બચાવો. તેને બચાવવા માટે વિનાયક ત્યાં સત્વર ગયા છે. આનો અનુભવ કરવો હોય તો ક્ષણભર બેસો. દેવળમાં ગજવદન નહોતા છતાં તમે કોને નૈવેદ્ય બનાવ્યું? આવું તુકારામનું કહેવું સાંભળી સર્વ વિપ્રોને આશ્ચર્ય થયું! એટલામાં એક મુહૂર્ત વખત ગયો એટલે સર્વએ પોતાની નજરે કૌતુક જોયું. સિંહાસન ઉપર ગણપતિની મૂર્તિ પાણીથી દદડતી જોઈ. પિતાંબર નિચોવીને જોયું તો તેમને સમુદ્રનું ખારું પાણી લાગ્યું. આવો અદ્ભુત ગહન ચમત્કાર જોઈ સર્વને આશ્ચર્ય થયું. તુકારામને બ્રાહ્મણો પૂછે છે કે પિતાંબર શાથી ભીનું થયું? ત્યારે તુકારામ કહે છે કે હવે વિઘ્નહર અહીં આવ્યા છે. પોતાના ભક્તને દરિયામાં ડૂબતો જાણી ત્યાં સત્વર જઈને તેને બચાવ્યો અને આ તરફના કિનારે તેને બેસાડીને ગજવદન અહીં આવ્યા છે. તુકારામનું કહેવું સાંભળી બ્રાહ્મણોને મનમાં આશ્ચર્ય થયું અને કહેવા લાગ્યા કે વૈષ્ણવવીર વિષ્ણુભક્તની સ્થિતિ અદ્ભુત છે. આપણાથી તે જાણી શકાય તેવી નથી. પછી બ્રાહ્મણો કહે છે કે પાર્વતી સુત સમુદ્રમા જ ગયા હતા તેની જાણ તમને કેવી રીતે થઇ? પછી બ્રાહ્મણો પરસ્પર અંદર અંદર કહેવા લાગ્યા કે તુકારામે રૂક્મિણીપતિનું આરાધન કર્યું છે તેથી સઘળા દૈવતની ગતિ તેના જાણવામાં આવે છે. જેમ સૂર્યનારાયણ પ્રસન્ન થાય તો તેનાથી શું ન જોઈ શકાય? જેવી રીતે કલ્પતરુનો બગીચો જોવા મળે પછી કોઇ ઇચ્છા અપૂર્ણ રહે નહીં. ક્ષીરસાગરમાં રહેવા મળે પછી ભૂખ તરસનો ત્રાસ કેવી રીતે રહે? જેમ સાધકને અમૃત સિદ્ધિ મળે તો બીજી કોઇ ઔષધિની જરૂર પડે નહીં. તેમ જેના ઉપર પંઢરીનાથ કૃપા કરે તેને સઘળા દૈવત વશ થાય છે; જેમ ચંદ્રમાને જોતાં સર્વ નક્ષત્ર દેખાય છે. આ પ્રમાણે પરસ્પર બ્રાહ્મણો વાત કરે છે. એટલે તુકારામ કહે છે કે મારા પંઢરીનાથ જમવા માટે આવ્યા છે કારણ કે તેમણે અંતરનો ભાવ જોયો છે, હવે તમે ગજવદનની પ્રાર્થના કરીને તેમને સાક્ષાત્ અન્ન જમાડો. એમ કહ્યું ત્યારે બ્રાહ્મણો મૌન રહ્યા. પછી તુકારામને બ્રાહ્મણો કહે છે કે તમે રૂક્મિણીવરને તેડી લાવ્યા છો તો તે જ પંક્તિમાં વિઘ્નહરને પણ પ્રેમથી જમાડો. અવશ્ય જમવા બેસાડીશ એમ કહીને બીજું પાત્ર પણ બાજુમાં પીરસાવ્યું. તુકારામે પછી ગણપતિની મૂર્તિની નજીક જઈને બે હાથ જોડીને વિનંતી કરવા માંડી :—

જય જયાજી લંબોદરા, ચૌદ વિદ્યાના સાગરા.
તુજ તાંડવ જોઇ ઉમાવરને, હર્ષ અંતર નવ સમાય.
તારી કૃપા દૃષ્ટિ થતાં, વિઘ્ન નાસે ઊઠાઊઠી.
સપ્રેમ અનુભવ લેતાં દીઠી, તૂટતી ફાંસી ભવબંધનની.

હવે તારી પ્રાર્થના એટલા માટે કરું છું કે પ્રીતિપૂર્વક નૈવેદ્ય ભક્ષણ કરવા આવો. આવાં વચન ગજવદને સાંભળ્યાં એટલે તે ભોજન કરવા આવ્યા. એક પાત્રમાં રૂક્મિણીરમણ અને બીજા પાત્રમાં નજીકમાંજ ગજવદન–તુકારામની ભક્તિ જોઇ બંને જણ જમવા લાગ્યા. કોઇની નજરે દેખાતા નથી, પણ પાત્રોમાંથી અન્ન ઓછું થતું દેખાય છે. આ ચમત્કાર નજરે જોતાં બ્રાહ્મણોને આશ્ચર્ય થયું ! તે કહેવા લાગ્યા કે અમે લંબોદરની ઉપાસના કરી પણ કદી સાક્ષાત્ જમ્યા નથી. તુકારામે આશ્ચર્યજનક લીલા કરી બતાવી. ગણપતિ જમ્યા એમાં અપૂર્વ શું છે ? પણ સાક્ષાત્ પંઢરીરાય જમ્યા તે તો સાધકોને પણ દુર્લભ છે. જેને સમુદ્ર પ્રસન્ન છે, તેને નદીઓનો શો હિસાબ કહેવાય ?.

રૂક્મિણીવર તેવી કૃપા કરતાં, દૈવત સર્વ સંપૂર્ણ તુષ્ટમાન થાય છે, કામધેનુને ઘરમાં આવતી જોઇ બીજી ગાયો સહેજમાં આવે. જેમ ચંદ્રમાનાં દર્શનથી બીજાં નક્ષત્રો સહેજમાં દેખાય, પણ વજ્રાસને બેસનારા યોગીઓને જે મળવું દુર્લભ છે, તે સગુણ સાકાર જગજેઠી, પોતાના દાસના સંકટ સમયે હાજર રહે છે. આ અનુભવથી બ્રાહ્મણો તુકારામની સ્તુતિ કરવા લાગ્યા. તે કહેવા લાગ્યા કે તુકોબા પ્રેમાળ વૈષ્ણવ ભક્ત છે કે જેણે વૈકુંઠનાયકને સ્વાધીન કર્યા કે જે કામ બ્રહ્માદિકને પણ દુર્લભ છે. પછી કર શુદ્ધિ કરી તાંબૂલ ભક્ષણ કરી ત્યાં તુકારામે હરિકીર્તન કરવા માંડ્યું. એક રાત્રી ત્યાં રહીને પછી રજા લઈ પોતાને ગામ જવા નીકળ્યા. ગજવદનને નમન કર્યું. બ્રાહ્મણોને બે હાથ જોડી વિનંતી કરી કહે છે કે હવે દેહુગામ જવાની મને રજા આપો. આ સાંભળી બ્રાહ્મણો કહે છે કે ફરીથી તમને તેડાવીએ ત્યારે આવીને દર્શન આપજો. એટલી પ્રીતિ અમારી ઉપર રાખજો. વૈષ્ણવ ભક્તે કહ્યું કે અવશ્ય આવીશ. પછી ત્યાંથી સત્વર ચાલી નીકળ્યા. પોતાના ગામની નજીક આવતાં રસ્તામાં એક માળી મળ્યો. તુકારામને સાષ્ટાંગ નમન કરી બે હાથ જોડી કહેવા લાગ્યો કે વાડીમાં ગોળ બને છે ત્યાં ચાલો. તેના અંતરનો સદ્ભાવ જોઈને તુકારામે ત્યાં જવાનું કબુલ કર્યું. તુકારામ વાડીની અંદર ગયા એટલે માળીના મનમાં

સંતોષ થયો. પંચિયાની ઘડી કરી તેમને તે ઉપર બેસાડ્યા. તે કહેવા લાગ્યો કે ધન્યભાગ્ય અમારાં કે આજે દીનદયાળ અહીં આવ્યા છે. શેરડીને એકદમ તોડીને વચલો ભાગ આપ્યો. પણ તુકારામને તે મીઠો લાગ્યો નહીં. આ મીઠાશ તેને રુચી નહીં.

જેણે બ્રહ્મરસ પ્રેમથી સેવ્યો, તેને બીજો રસ સર્વદા ભાવે નહીં.

જેમ સૂર્યની સોબતે જતાં દીપક તેજહીન લાગે છે. જે વેદાંત જ્ઞાનમાં મગ્ન હોય તેને નાસ્તિકપણું કાને સાંભળવું કદી ગમે નહીં. જેને કામધેનુ ગાય મળી તે કદી બકરી પાળશે નહીં. તેમ નામરૂપી અમૃતરસની મીઠાશ જેણે ચાખી તેને બીજો કોઈ રસ મીઠો લાગે નહીં. શેરડીનો સરસ છોડ આપે તો પણ તેને લેવાની ઉતાવળ કરે નહીં. પણ માળીનો સદ્ભાવ જોઈને તુકારામ શાંતિથી ત્યાં બેઠા. માળીએ એક પાત્ર લઇ સરસ રીતે સાફ કરીને તેમાં રસ લાવીને તેમને પીવડાવ્યો. જતી વખતે માળી તુકારામને બે હાથ જોડી વિનંતી કરે છે કે છોકરાં માટે શેરડીના થોડા સાંઠા આપું છું તે ઘેર લઇ જાઓ. એમ કહી ભેગા કરીને એક શેરડીનો ભારો બાંધી તુકારામને ખભે મૂક્યો. તે લઈ ને ત્યાંથી ચાલતા દેહુગામમાં આવી પહોંચ્યા. ગામનાં છોકરાંએ સાંઠા માગતાં એકએક આપવા માંડયા. તેમના મનમાં પોતાનાં અને પારકાં છોકરાં એવું કંઈ હતું નહીં. જેવી રીતે દીપક ઘરમાં રહેલાં માણસોને કે ચોરને એક સરખું તેજ આપે છે, જેમ સૂર્ય પણ દરિદ્રી કે રાજાને સરખો પ્રકાશ આપે છે, જેમ ગંગાનદીને કિનારે ઊગેલા આંબાને કે બાવળને એક સરખી રીતે પાણી મળે છે, જેમ પૃથ્વી ઉપર કીડી અને કુંજર રહે છે પણ તેને લીધે પૃથ્વીને સમ કે-વિષમ લાગતું નથી, તે તો બંનેને સરખાં ગણે છે, જેમ અસંખ્ય જળચર દરીઆમાં રાત્રીદિવસ રહે છે પણ કોઇ ઉપર પોતાનું કે પારકું એવો ભાવ દરીઆને થતો નથી, જેમ પૂર્ણિમાનો ચંદ્ર સર્વને સરખો પ્રકાશ આપે છે તેવો જ તુકારામનો સર્વ ઉપર ભાવ છે એ નક્કી છે. તેમની અદ્ભુત સ્થિતિ જોવા જેવી છે.

શેરડીના સાંઠા ઘેર લઈ જવાના છે તેનું ભાન તુકારામને નથી. સર્વ પ્રાણીમાં તેને સમભાવ છે. તેની દૃષ્ટિએ ચરાચર જીવ સરખા છે. ગામનાં છોકરાંને વહેંચતાં વહેંચતાં પોતાનાં છોકરાં માટે એક સાંઠો રહ્યો. તુકારામની પત્નીએ આ જોયું, તેથી તેના મનમાં સંતાપ થયો. તે સમયે

તુકારામે ઘરમાં આવી મધુર શબ્દથી પત્નીની સાથે વાત કરવા માંડી. તેણીએ શેરડીનો સાંઠો હાથમાં લઈ કઠણ શબ્દો કહ્યા. બધા શેરડીના સાંઠા વહેંચી દીધા તે કંઈ તારા વડીલને પહોચ્યા કે ? ઘરમાં છોકરાંને કંઈ ખાવાનું નથી અને તેથી તે ઉદાસ થઇ રહ્યાં છે. એમ કહી અંતરમાં ક્રોધ લાવી તુકારામના બરડા ઉપર તે સાંઠો માર્યો. તેના બે કકડા થઈ જમીન ઉપર પડયા અને એક કકડો તેના હાથમાં રહ્યો. અંતરમાં પૂરેપૂરી શાંતિ રાખી તુકારામ તેની પત્નીને કહે છે કે ઉત્તમ રીતે ભાગ વહેંચાયા. તારો ભાગ તારી પાસે રહ્યો અને નીચે જે બે કકડા પડયા છે તે હું તથા છોકરાં પ્રેમથી વહેંચી લઇશું. એવી મનની શાંતિ જોઇ પત્નીને આશ્ચર્ય થયું ! તે કહેવા લાગી કે આ તો નિર્લજ્જ થયો છે. તેણે સંસાર ભ્રાંતિ ત્યજી છે અને હવે માયા ભ્રાંતિ પણ ત્યજી છે. હવે તેને દુઃખ દેવાથી શું વળે ? તેને માન અપમાન જેવું કંઇ છેજ નહી ? સંસાર સુખ ત્યજી દીધું છે. મનમાં એવો વિવેક વિચાર કરીને તેની પત્ની શાંત બેઠી. તુકારામની શાંતિનું વર્ણન કરવા માટે અને સરખામણી કરવા દૃષ્ટાંત મળતું નથી. પછી વિવેક કરીને મહીપતિ જુના ભકતોની સ્થિતિ શોધે છે. ત્યારે ભાગવતના એકાદશ સ્કંધમાં કદર્યુની કથા કહી છે તે જોઇ તેના ઉપર એકનાથે ટીકા લખી સંત સજ્જનને સંભળાવી છે. તેવી જ શાંતિ તુકારામની છે તે દૃષ્ટાંત નજરે દેખાય છે. એની ઉપમા પણ મને તો ઓછી લાગે છે કારણ કે કદર્યુએ સંન્યાસ લીધો હતો અને પછી એને દુઃખ પડયું હતું. અહીં વૈષ્ણવભકત તુકારામ ગૃહસ્થાશ્રમમાં છે અને તે માન અપમાન સરખાં માને છે. પોતાની પત્નીએ તેને સાંઠાથી માર્યો પણ લેશમાત્ર ક્રોધ કર્યો નહીં. તેથી તેની શાંતિની ઉપમા આપવા માટે કોઈ દૃષ્ટાંત મળતું નથી. જેમ ક્ષીરસાગરની તુલનામાં સમુદ્ર આવે નહીં, તેમ તુકારામની તેવી અદ્ભુત સ્થિતિ સભાગ્ય શ્રોતાઓ જાણજો. જેણે કળિયુગમાં અવતાર ધરી સદેહે વૈકુંઠમાં જઈ ધજા ફરકાવી, તે પ્રેમળભકત વૈષ્ણવરાજ જગદ્ગુરુનો જ અવતાર છે. તેને સર્વ મોટા કહે છે. પણ હંમેશાં મોટા કહેવાની જરૂર નથી. જેમ સમુદ્રની ગંભીરતા સૌ જાણે છે, પછી કહેવાની શી જરૂર ? જેમ સૂર્ય તેજ આપનારાઓમાં શ્રેષ્ટ છે, તો પછી ફરી ફરીને તેમ કહેવાની શી જરૂર ? તેવીજ રીતે ચંદ્રમાને શીતળ છે એમ કહેવાની જરૂર નથી. પૃથ્વીની ક્ષમાનું વર્ણન કરતાં જુએ તો તે સ્વભાવથી જ તેવી છે તો મુખથી કહેવાની શી જરૂર ?

તેમ વિવેક શાંતિનું ભૂષણ તુકારામને અંગે અક્ષય અલંકાર છે.
તે નિજ મુખે શા માટે કહે, પણ પવિત્ર સજ્ઞાની સર્વ જાણે છે.

કાયાથી, વાચાથી અને મનથી જોતાં, તેને તપાસતાં બરોબરી કરનાર કોઈ મળશે નહીં, તે અસત્ય વચન પ્રાણ જતાં પણ બોલે નહીં. તેને વાચાનું તપ છે તેવું નકકી જાણજે. સર્વ પ્રાણીમાત્રમાં દયાભાવ એવી રીતે રાખે છે અને કોઇમાં ભેદભાવ ગણે નહીં તે માનસિક તપ છે તેવું નકકી જાણજે. આ માનસ તપનો વિચાર ટૂંકમાં કહ્યો છે. પોતાના અંગે કષ્ટ સહન કરીને પરોપકાર કરવો તેને શરીરતપ કહે છે. આ ત્રણે તપ પદ્ધતિસર તુકારામને અંગે આભૂષણરૂપ હતાં. તે પગે ચાલીને પ્રેમથી પંઢરપુર જતો હતો. પંદર દિવસે એકાદશીનું નીમ લઇને પંઢરપુરની વારી કરતો. એક દિવસ ઘેર રહીને બીજે દિવસે પાછા પંઢરપુર જવા નીકળતા. રસ્તામાં પ્રેમથી ગાતા ગાતા અને નાચતા જતા હતા. સાતમે દિવસે પંઢરપુર પહોંચતા. ત્રણ રાત્રી ત્યાં રહીને પાછા દેહુગામે ઘેર આવતા. એ પ્રમાણે કરતાં ત્રણ વરસ પૂરાં થયાં અને તુકારામને શરીરે ટાઢીઓ તાવ લાગુ પડયો. પછી અશકિત થવાથી મનની તળમળ શરૂ થઈ. જાતે ડગલું ભરીને ચલાય નહીં. તેથી તે કહેવા લાગ્યા કે હવે પંઢરપુરની વારી અટકી ગઈ. મારા નસીબનો કંઈ દોષ હશે એટલે જલદી વિઘ્ન ઊભું થયું. તે સમયે વિઠોબાના વારકરીઓ પંઢરપુર જતા હતા, તેમના હાથમાં પત્ર લખીને વિઠોબાને પંઢરપુર મોકલ્યો. તેમાં વીસ અભંગ હતાં કે જે વૈષ્ણવ ભકિતનો નમુનો છે. તે સાંભળતાં જ મનમાં પ્રેમ ઉત્પન્ન થશે. ધ્યાનમાં પાંડુરંગ મૂર્તિ લાવીને કહે છે કે —

હે દેવાધિદેવા રૂક્મિણીપતિ, ખરેખર તારી વિનવણી કરવા જેટલું ભાગ્ય મારું નથી. પણ મારા મનથી ધીરજ ધરીને પ્રેમભાવથી આ પત્ર લખું છું. મારું જેવું તેવું ગાડુંઘેલું બોલવું હે ચક્રપાણિ, સ્વીકારજે. પ્રેમથી તારા ચરણમાં નમન કરું છું અને મારું મસ્તક તારે ચરણે ધરું છું. તું સઘળા દેવોમાં શ્રેષ્ટ છે. તું ગોપીકા પ્રાણવલ્લભ સગુણ માધવ છે. સર્વ તારી ઉદારતાનું વર્ણન કરે છે. ત્રિભુવનમાં તારી સત્કીર્તિ અને અને વૈભવ છે. હે હષિકેશી, તારા નામ માત્રથી પાતકના ડુંગરો નાશ પામે છે અને કર્મબંધનો આપોઆપ બળીને ભસ્મ થઇ જાય છે તેમજ નજરે દરિદ્રતા દેખાતી નથી. રૂક્મિણીમાતા જગત જનની સર્વ સુખદાયી તારા ચરણ ચાંપે છે. રિદ્ધિસિદ્ધિ સર્વ તને અનુકુળ રહે છે અને ચારે મુકિત તારા આંગણામાં રહે છે. જે સુખ-ઇંદ્રાદિક દેવોને મળે નહીં તે ભકતોને પ્રેમથી મળે છે. કીર્તનમાં નાચતાં ઘણો આનંદ થાય છે. તેથી તાળીપાડી

નાચું છું. આ આ વિશ્વમાં જડચેતન અનંત છે. તું રૂક્મિણીકાંત તે સર્વનું જીવન છે. પણ મારું નસીબ ખોટું છે તેથી તું મને તારી પાસે બોલાવતો નથી. તેં મને બોલાવ્યો નહીં તેથી મારું મન ઘણું ઉદાસ છે. નિર્દય થઈને તેં આ પર્વ સમયે જ મને ત્યજી દીધો છે. અથવા તો કંઇ જરૂરી કામ આવી પડયું તેથી હે ગોવિંદ, તું મને વીસરી ગયો છે. હે મુકુંદ ! હું તારી રાહ જોઉં છું અને તારી સ્તુતિનાં પદ ગાઉં છું. કદાચ મને કંઈ આપવું પડશે તે સંકટ તને મનમાં આવ્યું હશે, તેથી હે વિઠ્ઠલા, તેં મને ત્યજી દીધો છે અને મને બોલાવતો નથી. એટલો સંકોચ તારા મનમાં થાય છે તો આટલો જનસમુદાય શા માટે પેદા કર્યો ? અમે બીજા કોની પાસે જઇ મોં ઉઘાડી વાત કરીએ ? તેં અમને નાખી દીધા છે તો તેમાં અમારી શું ભૂલ છે ? અમારી મુશ્કેલીઓનું એક પાંડુરંગ તારા વિના કોણ નિવારણ કરી શકે ? તુંજ કહે કે હું કોની વાટ જોઉં ? અમારો જીવલગ મિત્ર બીજો કોણ છે ? હે શ્રીરંગ ! જો તું અમને નાખી દઇશ તો અમારા સંસારનો નાશ કેવી રીતે થશે ? મારા જીવનું દુઃખ કહ્યા વિના મને તું જાણી શકે છે. તેનું નિવારણ કરનાર તારા વિના મને બીજું કોઇ દેખાતું નથી. હે દેવાધિદેવા રૂક્મિણીપતે, મારો શો અન્યાય તારી નજરમાં આવ્યો છે કે જેથી મારા ઉપર દયા આવતી નથી. હે દયાળુ, મને શા માટે નાખી દીધો છે ? મને હવે નજરો નજર સત્વર દર્શન આપો. તેમ કરવાથી તને કંઇ ખર્ચ લાગશે નહીં. હું તો વારંવાર રાતદિવસ તારું નામસ્મરણ કરું છું. જે તારી ઈચ્છા પ્રમાણે મળશે તે પ્રમાણે ચાલશે. નહીં તો 'કાળ' મોકલી આપ એટલે ચિત્તની તળમળ છૂટી જાય. હે પંઢરીનાથ ! મારો નિશ્ચય છે કે હું મારા ઉપર કોઇ જવાબદારી મૂકવાનો નથી. તું મારા હૃદય મંદિરમાં વસે છે, તો મારા અંતરની સર્વ વાત તું જાણે છે. પણ અમે બાળક જેવાંનો સ્વભાવ તને મળવાનો છે. માટે હે રૂક્મિણીપતિ, અમે તને મળવા માટે તળમળ કરીએ છીએ. તારે તો ઘણાં છોકરા (ભકતો) છે. તેથી તે બધાંની કચકચ સહન થતી નહીં હોય, એટલે તું મનમાં અમારા પ્રત્યે નિષ્ઠુર થયો હોઇશ અને તેથીજ મારો ત્યાગ કર્યો હશે. હે રૂક્મિણીપતિ, અમે કળકળાટ કરીએ છીએ અને તને ભાંડીએ છીએ, તેથી જ હે દયાળુ, મને તેં તજ્યો હોય એ નકકી લાગે છે. જેમ કુટુંબ ઘણું મોટું થઇ જાય અને કન્યાઓ તેમના વરને ત્યાં જાય, એ પ્રમાણે નિષ્ઠુર થઈને અમને સાસરે મોકલી દીધા જેવું કર્યું છે કે પછી વેપાર કરતાં જગજેઠીને ખોટ આવી તેથી મનમાં કંજુસાઇ આવવાથી અમને

સંકટ સમયે ત્યજી દીધા. કે પછી લોકાચારમાં આબરૂ ગઈ અને લેણદારો દરવાજે બેઠા છે તેથી શ્રીહરિ અમને વીસરી ગયા છે? કદી માણસ તેડવા આવનાર ન હોય તો સંદેશો કહીને પણ બોલાવવો હતો. ઉપર ઉપરનો યશ પણ ના લીધો એટલો બધો ભય મનમાં કેમ આવ્યો? હે જગજેઠી, મને ત્યજી દીધો ત્યારે બીજો કોણ તને મળી આવ્યો છે કે જેને માટે તું આડુંઅવળું કરે છે અને પોતાનું બાળક નજરે ગમતું નથી. ફોગટનો શબ્દ મોકલીને પણ તેં યશ ના લીધો? તેં બહુ જતન કરીને ધન ભેગું કર્યું છે, તે તું કોને આપીશ? પોતાનાં છોકરાને સુખ નથી (તેને ભૂખ લાગી છે અને રુદન કરે છે) રડી રડીને થાકવાથી ભૂખ લાગી છે, તો હવે તારું લૌકિક સારૂં દેખાય તેવો વિવેક કરજે. જો તું મારો કકળાટ લઈશ તો તારું ભલું નહીં થાય. માટે મનમાં વિચાર કરીને આ દીનની ખબર અંતર લેજે. જો તું મારી બીક અંતરમાં નહીં ધરૂં, તો હું કંઈ બાકી રાખીશ નહીં. બધા સંતોને સત્વર કહીને તારો બીજો કોઇ જોડીદાર થયો હશે તેને હુબાવી દઈશ. હે દયાળુ, જો તું મારી ઇચ્છા પૂરી નહીં કરું તો હું જે રાતદિવસ તારું નામ જપું છું, તે પછી હું જીભથી કદી નહીં બોલું. તું એટલો સમર્થ જગજેઠી છે અને તારે ત્યાં હું આવો અભાગીઓ જન્મ્યો છું. એજ તારા માટે મોટી અપકીર્તિ ગણાશે અને દુનિયામાં તારી મોટી ફજેતી થશે. અહીંતો ખાવાને અન્ન પણ મળતું નથી અને પિયેરનું (તારે ત્યાંથી) પણ કંઇ આવતું નથી તો હવે આ જીવતર નકામું છે. શા માટે નકામી બડબડ કરવી? માટે યાદ રાખીને હે રૂક્મિણીપતિ. મને દર્શન આપજે. રાતદિવસ દુઃખ સહન કરું છું. તો નિષ્ઠુર મનનો થઇશ નહીં. કંઠે પ્રાણ આવ્યા છે અને તારા ચરણમાં મારું મન છે. તારું દર્શન ન કરવાથી ચિત્તમાં ઘણો ઉદ્વેગ થાય છે. સંસારની અડચણો ત્યજીને હું બૂમો પાડતો તારા આવવાની વાટ જોઉં છું. માટે પૂર્ણ કૃપાદષ્ટિ કરી જલદી આવીને દર્શન આપજે. હવે ક્ષણવાર પણ ધીરજ રહેતી નથી. મારી બુદ્ધિ કેવી રીતે સ્થિર રહે? મનનો વારંવાર નિગ્રહ કરું છું, પણ મતિ શુદ્ધ થતી નથી. આ શરીરની એવી દશા થઈ છે તે તું પાંડુરંગ સર્વ જાણે છે. એટલા માટે હે રૂક્મિણીરંગા, મારો ભવભંગ કરજે. તેં કોઈ શરણાંગતને દૂર કર્યો હોય એવું કદાપિ સાંભળ્યું નથી. માટે તારા ચરણને યાદ કરીને મારા મસ્તક ઉપર મૂકું છું. માટે તું યોગ્ય ક્યારે કરીશ તે તો હું નક્કી સમજી શકતો નથી. પણ ચિત્તમાં સરખાપણું રાખીને રાતદિવસ તારી કીર્તિ ગાયા કરું છું. આ વિનંતિ

સાંભળીને હે સારંગધરા, મને સત્વર દર્શન આપજે. વારકરીઓ ઘેર પાછા આવે ત્યાંસુધી તારી રાહ જોઈશ. પછી તેમની સામે જઈ દંડવત્ પ્રણામ કરી સદ્દભાવે સંદેશો મોકલ્યો તેની વાત પૂછીશ કે તેં કંઈ યોગ્ય સંદેશો મારા માટે કહેવડાવ્યો છે. ખરેખર, મહાદ્વારનાં પગથીઆં ત્યા ખાલી પડયાં હશે. ત્યાં મારા દંડવત્ પ્રણામ સંતોએ તને પહોંચાડયા હશે. જેમ લાકડીને મૂકી દેતાં ઓચિંતી તે જમીન ઉપર પડે તેવા જ પંઢરીનાથ, મારા તને દંડવત્ પ્રણામ છે, તે સંતોએ તને કહ્યા હશે. જેમ બાળક રિસાઇને તેની માના પગ આગળ આળોટે અને ગબડે, તેવા જ મારા દંડવત્ પ્રણામ સંતોએ તને કહ્યા હશે.

પછી વારકરીઓને તુકારામ કહે છે કે મારાવતી તમે પંઢરીનાથને વિનંતી કરજો કે તુકારામને તેનો કયો અન્યાય જોઇને વનમાં ત્યજી દીધો છે ? મારી નમ્ર આજીજી કહી બતાવીને તેમને પૂછજો કે તુકારામનો કયો અન્યાય જોઈને તેને ત્યજી દીધો છે કે જેથી તેનું પંઢરપુરમાં આવવાનું બંધ થયું છે ? તે ઈંટ ઉપર સમચરણે જોતો નથી કે તેના કયા અવગુણને લીધે ત્યજી દીધો ? તે કારણ પણ પૂછતા આવજો. પછી કૃપા કરીને પંઢરીનાથ મને જ્યારે ત્યાં બોલાવશે ત્યારે હું ત્યાં સત્વર દોડતો જઇશ અને વિઠ્ઠલને તથા સાધુસંતને ભેટીશ. શરીરમાં ત્રિવિધ તાપ છે. તે આપાઆપ તત્કાળ જતા રહેશે. જે ગુણ ચરિત્ર કંઠથી ગાતાં હર્ષથી નાચવા લાગીશ. માતાજી પાસે આનંદથી જઈ હર્ષથી સ્તનપાન કરીશ. મારાં કરણા વચન સાભળી સત્વર ઉત્તર મોકલશો. વળી તુકારામ કહે છે —

હે કૃપાસાગર જગજીવન, મારો કોઇ ગુણદોષ મનમાં લાવીશ નહીં અને મારા પાપનો નાશ કરજે. મને તારા ચરણનાં દર્શન કરાવજે. હે હૃષિકેશ, મારા દુઃખ દૂર કરવાનું તારામાં સામર્થ્ય નથી કે શું કે જેથી તું નિષ્ઠુર થઇને મને પરદેશમાં ત્યજી દીધો છે. રૂક્મિણીપતિની કીર્તિ સાભળીને રાતદિવસ ખંત આવે છે અને ખરેખર હું સાક્ષાત્ ભેટવા આવીશ ત્યારે પ્રેમસાગરમાં ભરતી આવશે. હે જગજીવના, તારી લીલાનું વર્ણન કરવા માટે મારી પાસે જીભ નથી. પ્રેમામૃત ચાખવા મારા અંતરમા ઉતાવળ થાય છે. પણ સમયની મદદ નથી એટલે નકામો શોક કરતો બેઠો છું. આગળ દુઃખ વધે છે અને અનેક કલ્પના થાય છે. હે શ્રીહરિ, તું અંતર સાક્ષી છે. હવે તું ગમે તે કરજે. હવે હું સર્વ પ્રકારની તળમળ મૂકી દઇ અંતરમાં સ્થિર થઇને બેસી રહ્યો છું. જો હું તારી અવગણના

કરું તો તને શાપ લાગે અને હે અધોક્ષજ, તું મરી જાય તો તેથી મારાં છોકરાંને શું લાભ થાય ? માટે હું તને આશીર્વાદ આપું છું કે હે રૂક્મિણીકાંત સુખરૂપે આનંદ કરજે અને કોઇ વખત મનમાં મમતા લાવીને આ અનાથનો અંગીકાર કરજે. કદી દૂર નાખી દઇશ તો પણ સંદેશો મોકલીને તો ખબર ખંતર રાખજે. તારા મોહથી મારું અંતઃકરણ ભરાઈ ગયું છે, તો મારા ઉપર કૃપા કરજે. હે કૃપાસાગર, જગજેઠી, હવે મારી એક વાત સાંભળજે. છેવટે જેમ તને ઠીક લાગે તેમ કરજે. પછી હુ બડબડ કરું નહીં. જેવું તારા મનમાં આવે તેવો જવાબ હે પંઢરીનાથ, મોકલજે. પહેલાં બાળક ગણી જે લાડ કર્યાં છે તેવી જ રીતે મારા કોડ પૂરા કરજે. દર્શન આપીને સંસારના બંધનનું સંકટ તું નિવારજે.

એવા કરુણાભર્યા શબ્દો પ્રેમથી લખીને એક પત્ર વારકરીઓ સાથે પંઢરપુર મોકલ્યો. આટલી પ્રાર્થના સાંભળી શ્રોતાઓ મનમાં શંકાશીલ થશો નહીં. તમે કહેશો કે અનુસંધાન દૂર કરીને આ ગ્રંથ વિસ્તારીને લખ્યો છે. તે સ્વાનંદ પ્રેમની ભૂલ છે. આગળ કથા કરવાની યાદ રહી નહીં એવું કંઇ નથી. આ ગ્રંથ વગર વિચાર્યે વિસ્તારીને લખ્યો નથી. પત્રિકાના અભંગ સંક્ષિપ્ત રીતે અહીં લખ્યા છે તે મૂળ અભંગ જોઈ વાંચી ખાત્રી કરજો. તુકારામના પ્રેમનું વર્ણન કરતાં આપણી બુદ્ધિ કામ કરી શકે નહીં. જેમ ચિતારો સૂર્યનું ચિત્ર દોરે પણ તેમાં પ્રકાશ મૂકી શકે નહીં, કદી સરિતા પાણીના પૂરથી છલકાતી જાય તો પણ તે સમુદ્રની બરોબરી કરી શકશે કે ? ગમે તેટલી દૂધાળ ગાય હોય; તો પણ તે કામધેનુની બરોબરી કરી શકે નહીં. દૂરથી પિત્તળ ચકચકિત દેખાય પણ તે શુદ્ધ સુવર્ણ થઈ શકે નહીં. જેમ સુધારસનું સામર્થ્ય કોઈ દવાથી લાવી શકાય નહીં; જેમ મેઘની ગર્જના સાંભળી મોર નાચે છે, તેમ ઢેલ પણ નાચવા લાગે છે. પણ બંનેની દેહકળા જુદી જુદી હોય છે તેવા સર્વ ભેદ જ્ઞાની ચતુર જ જાણી શકે છે. તેમ તુકારામના પ્રેમનું પ્રીતિથી વર્ણન કરતાં મતિ કુંઠિત થાય છે. જેમ આકાશમાં સૂર્યનો ઉદય થતાં નક્ષત્રો દેખાતાં બંધ થાય છે, જેમ કસ્તુરીમાં માટી પડી હોય તો તે પણ તેટલા જ મૂલ્યથી વેચાય છે તેવી રીતે સંતસ્તવન કરતાં વાણી અનાયાસે પાવન થાય છે. હવે આગળ અનુસંધાનમાં કહીએ. વૈષ્ણવજનો અને વારકરીઓ પંઢરપુર જતા હતા. તેમના હાથમાં તુકારામે પ્રેમથી પત્ર લખીને આપ્યો, તેઓ તુકારામને ભેટીને પંઢરપુર તરફ ચાલ્યા.

આગળના અધ્યાયમાં ભકતચાતુર્યની પ્રેમભરી કથા કહેવાશે. જેમ કંજુસ પોતાનું ધન ગણતાં મનને જરા પણ બહાર જવા દેતો નથી, જેમ કુટિલ માણસો પરનિંદા કાને સાંભળવા તલ્લીન બને છે, તે પ્રમાણે સંત-કથા પ્રેમથી સાંભળતાં શ્રી રૂક્મિણીપતિ સંતોષ પામશે. મહીપતિ શ્રોતાઓને વિનવે છે કે સંત કથા શ્રવણમાં તમારો સદ્ભાવ થવા દો.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમાળ ભાવિક ભકતોએ આ પચ્ચાસમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૫૧ મો.

## સંત તુકારામ ચરિત્ર (ચાલુ)

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ગોપાળકૃષ્ણાય નમઃ ॥

જય જય દીનદયાળ હૃષિકેશા, સપ્રેમ ભકત હૃદય નિવાસી, રૂક્મિણી-રંગ પંઢરીશા, આદિસર્વેશા, જગદ્‌ગુરુ, જય જય લીલા નાટકી સુત્રધારા, ગુણનિધાના માધવરાયા, તારા ચરણનું હૃદયમાં ધ્યાન ધરીને સમુદ્રતનયા શ્રી લક્ષ્મીજી તલ્લીન થાય છે. જય અંતરસાક્ષી, ચરાચરવાસી, આદિસ્વરૂપ નિર્ગુણવેષા, પુંડરીકવરદા, સર્વ શ્રેષ્ટા, જય અવિનાશી આત્મ-રૂપા, જય કરુણાસાગર વૈકુંઠપતિ, વિરાટસ્વરૂપ વામનમૂર્તિ તમે પરશુથી પૃથ્વીને નક્ષત્રી કરી, વિપ્રોને સ્વાધીન કરી. જય અસુરમર્દના, ધર્મ-સ્થાપનારા ત્રિલોકપતિ, વિધિના પિતા, પ્રેમાળ ભકતોના સજ્જન સખા તારા વિના બીજો કોઈ નથી.

હું નિજ મુખે તારી સ્તુતિ કરું છું, પણ મારી બુદ્ધિમાં અખંડ સ્ફુર્તિ નથી.

નિજ પ્રીતિથી અરજ કરું છું, પણ તે માટે યોગ્ય સાહિત્ય મળતું નથી. પશ્ચાતાપ કરીને તીર્થાટન કરવું ગમે છે પણ શરીર હવે શકિતહીન

થયુ છે સત્પાત્રને દાન કરવુ હોય તો પાસે ધન નથી વિધિ પ્રમાણે વ્રત કરવુ હોય તો ભૂખથી પ્રાણ વ્યાકુળ થાય છે નદન કરીને સર્વ પ્રાણીને નમુ છુ તો ગુણ દોષ મનમા આવે છે હે શ્રીપતિ, જો શાસ્ત્રનો અભ્યાસ કરુ તો પૂરતુ આયુષ્ય નથી પશ્ચાતાપ કરીને સમાગ ભક્તિ ત્યજીએ તો પણ ચિત્તમા વૈરાગ આવતો નથી એમતના તારુ ધ્યાન કરીએ તો ચચળ મનને લીધે બુદ્ધિ કામ કરતી નથી સ્વસ્વરૂપ તરફ એકલક્ષ કરીને જગને જગને ભગુ અથવા ઇંદ્રિય દમન કરુ, તો પણ જીભ સ્વાધીન રહેતી નથી એવા દુર્ગુણોથી ભરેલો છુ તેનો તુ અતર સાક્ષી છે માટે હે રૂક્મિણીપતિ, મારી નમ્ર પ્રાર્થના છે કે તારા જે ભક્તો તને ઘણા પ્રિય છે તેના સદ્ગુણની કીર્તિનુ વર્ણન કરવા માટે મારામા સપ્રેમ સ્ફુર્તિ થવા દે હુ કાયા, વાચા, મનથી એજ દાનની ઇચ્છા કરુ છુ તે સિવાય મને બીજી ઇચ્છા નથી માટે મારો મનોરથ પૂર્ણ કરાવજે

હવે શ્રોતાઓ, સાદર કથા સાભળજો પાછના અધ્યાયમા સુદર કથા કહી તુકારામે અતર પ્રેમ લાવીને છેવટે પઢરીનાથ ઉપર પત્ર લખી મોકલ્યો તેમા ચોવીસ અભગ હતા, તે સત્વર લઇને વારકરી પઢરપુર તરફ ચાલ્યા રસ્તે જતા સ્વાન દે કીર્તન ગજર કરી ડોલતા હતા એમ ભજન કરતા વૈષ્ણવો સત્વર પઢરપુર આવ્યા સઘળાઓ એકબીજાને સગાને લોટાગણ કરવા લાગ્યા તેઓ એકબીજાને ભેટે છે અને આલિંગન આપે છે તેઓના નેત્રોમા આનદાશ્રુ વહેવા લાગ્યા શ્રીપતિની આરતી કરીને પ્રેમથી ઓવારણા લીધા પછી હાથમા ધજાપતાકા લઇને ચદ્રભાગાને તીરે આવ્યા પહેલા ધૂળી વદન કર્યું કહેવાય છે ત્યાર પછી સ્નાન કરીને ઝપાટ નિત્યનિયમથી પરવારી, પુડરીકને નમન કર્યું અને ભેટયા પછી ક્ષેત્ર પ્રદક્ષિણા કરી ટાળ, મૃદગ વગાડી સ્વાન દે નૃત્ય કરવા લાગ્યા ત્યારપછી વૈષ્ણવો સત્વર મહાદ્વાર આગળ આવ્યા આગળ ગરુડસ્થાન જોઇને લોટાગણ કરવા લાગ્યા તુકારામે પત્રમા જે અભગ લખ્યા હતા તે વૈષ્ણવજનો—વારકરીઓ આનદે ગાતા હતા એવા કરુણ વચન સાભળી રૂક્મિણીરમણને તે સમયે ગળુ ભરાઇ આવ્યુ તુકારામને ઠીક નથી તે સાભળી હષિકેશી ગભરાયા જેમ હરણાનુ બચ્ચુ પારધીની જાળમા ફસાય અને હરણીને દુખ થાય તેવુ થયુ જેમ બાળકને ઓરી, અછબડા નીકળે ત્યારે તેની માતાને ચેન પડે નહીં, તેમ તુકારામનો પત્ર સાભળી જગજીવન ગભરાયા જેમ જળદેવના પાણી શોષી લે ત્યારે માછના પોતાની જગાએ ટળવળે, તેમ તુકારામની

કરુણા સાંભળી શેષશાયી ગભરાયા. જેમ કંજુસના ધન ઉપર ચોર નજર નાખી લઇ જાય અને તે જોઇ કંજુસના જીવમાં ડચુરો ભરાય તે રીતે સારંગધર ગભરાયા. પછી વૈકુંઠપતિ રૂક્મિણી માતાને કહે છે કે તુકારામ માટે મને ચિંતા થાય છે. તેથી ચિત્તમાં ગદ્‌ગદ્ થવાથી નેત્ર કમળમાંથી અશ્રુ પડે છે. સઘળા વારકરી આવ્યા છે પણ એક તુકારામ એકલો જ નજરે પડતો નથી. તેથી મારા જીવને સુખ પડતું નથી. હવે આપણે અહીંથી જઇએ તો યાત્રામાં ઘણા ભકતો આવ્યા છે તેઓનો વિચાર પણ કરવો જોઈએ. હવે શું કરવું તે તમને પૂછું છું. આ સાંભળી રૂક્મિણી માતા કહે છે કે ગરુડને બોલાવવા માટે મોકલો. તો તે તુકારામને પીઠ ઉપર બેસાડી ક્ષણવારમાં તેડી લાવશે. આપણી પાસે આટલું સામર્થ્ય છે પછી મનમાં ચિંતા શા માટે કરવી ? તેમનાં આવાં વચન સાંભળી હૃષિકેશીને સંતોષ થયો. પછી ગરુડને બોલાવીને પંઢરીનાથ તેને કહે છે કે તું દેહુગામ જલદીથી જઈને આ કામ કરી આવ. પછી પોતાના હાથમાં કલમ લઈને જગજીવન પત્ર લખે છે તે સાવધાન બનીને ભાવિક સજ્જનો સાંભળો. " કહે છે કે જ્યાં સુધી વૈકુંઠ અને કૈલાસ રહે ત્યા સુધી તુકારામ ચિરંજીવ રહેજે અને મારા હૃદય મંદિરમાં તારો પ્રેમ અખંડ રહેશે." એવો આશીર્વાદ આપ્યો. ત્યારે રૂક્મિણી મનમાં વિસ્મય પામ્યાં ! તે કહેવા લાગ્યાં કે તમારા મુખનાં આ વચન કદી અસત્ય થશે નહીં. પંઢરીનાથ મૌન રહી હસતા હતા. તેમનું હૃદય પ્રેમથી ઊભરાતું હતું. તે કહે છે કે તુકયા, તારી વિપરીત દશા સાંભળીને અંતરમાં તારી યાદ આવે છે. તું પૂછશે કે તે કેવી રીતે, તો તારું મન અંતરમા સાક્ષી પૂરશે. વારકરીએ સ દેશો કહ્યો તે સાભળતાં જ અંતરમાં કાસાવીસ થાય છે, માટે સત્વર મળવા માટે આવજે. અહીં યાત્રામાં ઘણા માણસો આવ્યા છે એટલે ગરુડને મોકલ્યો છે. તે તને અહીં નકકી લઈ આવશે. માટે અંતરમાં કંઇ પણ સંકોચ લાવ્યા વિના એની પીઠ ઉપર બેસીને ક્ષણવારમાં પંઢરપુર આવીને મને સત્વર ભેટ. એવો પત્ર જગજીવને લખીને ગરુડને આપ્યો અને પછી કહ્યુ કે મારી જગાએ તુકારામને જાણજે અને પીઠ ઉપર બેસાડી સત્વર લઈ આવજે. તે સમયે અવશ્ય લઇ આવું; એમ કહી ગરુડે ચરણમાં માથું નમાવ્યું. ગરુડ કહે છે કે–સ્વામીએ જેનો હાથ પકડયો તે અમારે શિરો-વંદ્ય છે. મૂર્ખને જ્યારે સરસ્વતી પ્રસન્ન થાય ત્યારે તેનું પંડિતો પણ સન્માન કરે છે. જ્યારે નદીનો સમુદ્રે અંગીકાર કર્યો પછી વહેળા તેની અવગણના કેવી રીતે કરશે ? જેમ બોરડી તેમજ બાવળને મલયાચળ પર્વતે

પ્રેમથી ઊગવા દીધાં તો પછી તેને કાંટાવાળું કોણ કહેશે ? પછી ભલેને તેમાં સુગંધ ન હોય. જેનો બ્રહ્સ્પતિએ અંગીકાર કર્યો તેને સઘળા દેવોએ માન્ય રાખવો જ પડે, જેમ લોખંડની લાકડીને પારસમણિનો સ્પર્શ થયો પછી તેને મલિન કોણ કહી શકે ? તેમ તુકારામનું શુદ્ધ અંતઃકરણ જોઈ તમે તેના ઉપર તુષ્ટમ ન થયા છો, પછી મારાથી તેમને દૂર રાખવાનો કદી અધિકાર નથી. તે સમયે આવું કહીને ગરુડે તેમના ચરણમાં મસ્તક મૂક્યું. પછી ખગપતિ ઝટ ઊઠીને પવનવેગે નીકળ્યા. અહીં તુકારામના મનમા ઘણી ઉતાવળ થઇ છે. તે માથા ઉપર હાથ મૂકીને વિઠોબાના આવવાની રાહ જુએ છે. જેમ બાળક માતાને જોતો નથી ત્યારે આતુરતાથી વાટ જુએ છે, તેવી જ રીતે કારામ પણ વાટ જુએ છે. જ્યારે ચાતકને તરસ લાગે છે ત્યારે તે ચાંચ ઉઘાડીને આમતેમ જુએ છે. જેમ પેટમાં ભૂખ લાગતાં કાચબીનાં બચ્ચાં તેની માતાની નજર માટે ચારે બાજુ જુએ છે; જેમ કૃપણનું સર્વ ધન ચોરાઈ જતાં તેને રાત્રીદિવસ ચેન પડે નહીં; જેમ માછલી પાણી ખૂટતા તળમળ કરે છે, તેમ પંઢરિનાથના વિયોગે કરીને તુકારામ રાત્રીદિવસ તળમળ કર્યા કરે છે, એટલામાં ઓચિંતો ત્યાં આવીને ગરુડ નજીકમાં ઊભો રહ્યો. ખગપતિને જોઈને તુકારામે સાષ્ટાંગ પ્રણામ કર્યા અને પ્રેમભાવથી તે સમયે આલિંગન કર્યું. પ્રેમથી કુશળ વર્તમાન પૂછે છે કે શ્રી રૂક્મિણીપતિ સુખી છે કે ! મને રાત્રીદિવસ ચિંતા થતી હતી કે કયારે મળાશે જગજીવને નિષ્ઠુર થઇને બહુ કઠણ મન કરીને મને પરદેશમાં નાખી દીધો છે અને પછી વિચાર આવતાં મન ઉદ્વિગ્ન થાય છે. પંઢરપુરમાં તો ઘણા વારકરી આવ્યા હશે; તો પણ મને શા કારણે વિસારી મૂક્યો ? મારો એવો કયો મોટો દોષ નજરે પડ્યો તે હું સમજી શકતો નથી. તુકારામનાં વચન સાંભળી વિષ્ણુવાહન શું કહે છે ! તારા ઉદ્વેગથી જગજીવનના મનમાં ઘણી વિહ્વળતા થઇ છે. જેમ બાળકના વિયોગે માતાની દશા થાય, જેમ બચ્ચાંના વિયોગે હરણીની દશા થાય, જેમ પાણી વિના તરસ્યો મનમાં ટળવળે તેવી દશા રૂક્મિણીપતિની તારા વિના થઇ છે. રાતદિવસ તને યાદ કર્યા કરે છે એટલે જ મારી સાથે સંદેશો મોકલ્યો છે અને તને તેડાવ્યો છે. જે પત્ર રૂક્મિણીકાંતે મોકલ્યો હતો તે ગરુડે તેને વાંચી સંભળાવ્યો. તે કાને પડતાં તુકારામની આંખોમાં અશ્રુ ઊભરાઈ આવ્યાં. તુકારામ તે પત્ર હાથમાં લઈ હૃદય ઉપર મૂકી પ્રેમથી પત્રને આલિંગન આપ્યું. જેમ સુકાતા ઝાડ ઉપર ઓચિંતો મેઘ વર્ષા કરે તેવી જ રીતે ગરુડે પત્ર આપતાં તુકારામને આનંદ થયો. જેમ ભરત

શ્રીરામની વાટ જોતા નંદીગ્રામમાં બેઠા હતા, ત્યારે હનુમાનજી મારફતે રામનો સંદેશો મળતાં, તેમને જેવો આનંદ થયો હતો, તેવો આનંદ તુકારામને થયો. પછી ગરુડ મધુર સ્વરથી કહે છે કે હવે મારી પીઠ ઉપર બેસી જાઓ એટલે આંખનો પલકારો થાય તેટલામાં તમને પંઢરપુર લઇ જાઉં. તમારું શરીર રોગથી બહુ જર્જરિત થયું છે અને ચાલવાની શક્તિ રહી નથી, તેથી પંઢરીનાથે કૃપા કરીને મને મોકલી તમને તેડાવ્યા છે. માટે હવે ઝટ ઊઠો અને જવાનો વિલંબ કરશો નહીં. એવાં વચન ગરુડનાં સાંભળી, તેને તુકારામ ઉત્તર આપે છે કે તું અમારા સ્વામીનું વાહન છે. અમારા જેવા સેવકોનો તું પૂજ્ય ગણાય; એવું શાણા માણસો કહે છે. પગનો જોડો માથા ઉપર શોભે નહીં. તે તો પગમાં જ સારો લાગે. જેમ વાળી કે નેપુર માથે બંધાય નહીં એ ચતુરાઇથી વિચારવાની વાત છે. જેમ મહાદ્વારની પાયરીને પ્રતિમા સ્થાન ઉપર મુકાય નહીં, જેમ રાજાનો ઘણો માનીતો ખવાસ હોય; પણ તેને સિંહાસન ઉપર બેસાડાય નહીં. માટે હે વિષ્ણુવાહન, હું કદી તારી પીઠ ઉપર બેસીશ નહીં. તારા ભાગ્યની મોટાઇનું મારાથી વર્ણન થઇ શકે તેમ નથી. જે પુરાણપુરુષ વૈકુંઠવિહારી જેના ઉદરમાં અનંત બ્રહ્માંડ સમાયાં છે, તેને તું પીઠ ઉપર લઈ જઈ શકે છે તેજ અમારે મન નવાઇ જેવું છે. જે સુર અસુરથી જીતી શકાય નહીં તેઓને જીતીને તેમની પ્રતિજ્ઞાઓ ભંગ કરી તેમનું વાહન થવાનું અભિમાન તને છે. તેમની આગળ તને બે હાથ જોડી ઊભા રહેવાનું રોજ મળે છે. માટે અમે ઉપાસકોને તો સ્વામીનો સેવક તેમની સમાન જ છે. એટલા માટે પીઠ ઉપર બેસવું સર્વથા યોગ્ય નથી. મારી તો આટલી જ વિનંતી છે કે મારી આવી અવસ્થા જોઇને સત્વર ગતિએ પંઢરપુર જઇને રૂક્મિણીપતિને તેડી આવ. પછી ગરુડનાં ચરણ પકડીને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને કહે છે કે તમારે આધીન જગજીવન છે, તો તેમને અહીં લઈ આવી મને દર્શન કરાવો. વિનતાસુતે કહ્યું કે અવશ્ય તેમને અહીં લઈ આવીશ. એમ કહીને સત્વર ત્યાંથી નીકળ્યો. મનમાં વિચાર કરે છે કે તુકારામને પંઢરીનાથનાં દર્શન કરાવીશ. એવો મનમાં નિશ્ચય કરીને ગરુડ પંઢરપુર આવ્યો. તુકારામને ગરુડની પીઠ ઉપર ન જોયો એટલે હૃષિકેશીને ગભરામણ થઇ. જેમ કન્યાને તેડું મોકલતાં તેડનાર એકલો જ ખાલી હાથે પાછો આવે, ત્યારે કન્યાની માતા ખિન્ન થઇ ઊભી રહે તેવી સ્થિતિ રૂક્મિણીકાંતની થઇ. પછી ગરૂડે નજીક આવી ચરણમાં મસ્તક મૂક્યું અને કહેવા લાગ્યા કે દેવાધિદેવા શ્રીહરિ, તુકારામ મારી પીઠ ઉપર બેઠા નહીં.

પણ હે રૂક્ષ્મિણીપતિ તમારા વિયોગે તે રાત દિવસ ઝૂરે છે માટે કૃપા કરીને વૈકુંઠપતિ તેને દર્શન આપવા ચાલો જગજીવને કહ્યું કે અવશ્ય જઈએ, એમ કહીને ગરૂડને આલિંગન આપ્યું પછી રૂક્ષ્મિણીમાતાને બોલાવીને પોતાના અંતરની વાત કહી ત્યારે વિશ્વજનનીએ ઉત્તર આપ્યો કે યાત્રા કરવા વૈષ્ણવ ભક્તો આવ્યા છે તેમને મળવાનો આનંદ ત્યજીને ત્યાં જવું તે યોગ્ય નથી જેમ પત્ની વિના ઘર સૂનું કે પાણી વિના નદી સૂકી, તેમ હે વૈકુંઠનાથ, તમારા વિના પંઢરી શૂન્ય દેખાશે જેમ રાજા વિનાનું સૈન્ય સૂનું કે કુમકુમ વિના અલંકાર પહેરેલી સ્ત્રી મલીન છે, તેમ તમે આ અવસરે અહીં ના રહો તો પંઢરી ઉદાસ દેખાય માટે ગોપાળકાલા થયા પછી તુમાગમને મળવા માટે જઈશું રૂક્ષ્મિણીમાતાના વચન સાંભળી જગજીવને કહ્યું કે અવશ્ય તે પ્રમાણે જઈશ હવે દર્શન માટે સંતો આવ્યા હતા તેમના નામ સાંભળો

શેખમહમદ, ગણેશનાથ, બોધલેબુઆ, નીમરાજ, પ્રખ્યાત છે, સંતે મા પ્રકાર વૈષ્ણવભક્ત સત્વર દર્શન માટે આવ્યા છે ટાળ, વીણા, મૃદંગ વાગે છે અને વૈષ્ણવો સપ્રેમભાવે ગાય છે શોભાયમાન પતાકાઓ ફરફરે છે તે ઉપર ગરુડચિહ્ન ચમકે છે સઘળા ભક્તો લોટાંગણ કરે છે હવે રૂક્ષ્મિણીમાતાને જગજીવન કહે છે કે નીમરાજને ઘણો શ્રમ પડયો છે અને તે દૂરથી લોટાંગણ કરતો આવ્યો છે તો તેના ઉપર પ્રસન્ન થઈને કંઈ યોગ્ય વરદાન આપો

હવે કદાચ શ્રોતાઓને શંકા થશે અને પ્રેમથી પ્રશ્ન પૂછશે કે નીમરાજ કોણ હતો, તેની સવિસ્તર કથા કહો એ પ્રશ્ન સાંભળી વક્તાને મનમાં હર્ષ થયો તે પ્રશ્ન કેવી રીતે થયો કે જેમ ચકોર પક્ષીને ચંદ્ર ઉગવાથી હર્ષ થાય, કે ક્ષુધાર્થીને નસીબ જોગે ઓચિંતુ અમૃત મળે, કે ગરીબને આંગણે કામધેનુ આવીને ઊભી રહે, કે લોખંડની પેટીમાં ઓચિંતો પારસમણિ આવીને પડે, કે ક્ષેત્રમાં અનાજ તૈયાર થવાનું હોય તેજ વખતે વર્ષા થાય અને બમણું અનાજ પાકે તેવું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે, તે પ્રમાણે શ્રોતાઓના પ્રશ્નને લીધે વક્તાના અંતરમાં સંતોષ થયો હવે નીમરાજનું ચરિત્ર વિસ્તારથી અને પ્રેમથી કહું છું તે સાંભળજો ,—

દેવ પૈઠણ નામે એક ગામ હતું તે ગામમાં પહેલેથી નીમરાજની કુલકર્ણી વૃત્તિ હતી (એટલે તે ચાણુંર હતા) નીમરાજને છોકરા હતા પોતે વૈષ્ણવભક્ત કહેવાતો સંતપૂજનમાં તેને ભાવ હતો તેમ કરતા તેને

અંતરમાં પશ્ચાતાપ ઉત્પન્ન થયો. તે કહેવા લાગ્યો કે હવે આ સંસાર ઘણો ભોગવ્યો. માયા ઘણી અસહ્ય છે. તેમાંથી દૂર થવાય તેમ નથી. સંસાર વહેવાર કરતાં સઘળું આયુષ્ય પૂરું થવા આવ્યું છે. મનમાં એવો પશ્ચાતાપ કરીને તે તીર્થાટન કરવા ચાલી નીકળ્યો. બાર જ્યોતિર્લિંગનાં દર્શન કર્યાં અને મનમાં સંતોષ થયો. પૃથ્વી ઉપર અઘરાં તીર્થો હતાં. હિમાલય ઉપર અમરનાથ મહાદેવ તે પણ અતિ પ્રેમથી નજરે જોયા. સપ્તપુરીનાં દર્શન કર્યા પછી હિમાલય તરફ ગયો. તે રસ્તાની ખ્યાતિનાં વર્ણન કરતાં કથા વિસ્તાર ઘણો વધી જાય માટે સંક્ષિપ્તમાં કહું છું તે શ્રોતાઓ અંતરમાં જાણજો. તેણે ભાગીરથીમાંથી ત્રણ કાવડ પાણી ભરીને પ્રેમથી રામેશ્વર લઈ જઈ મહાદેવજીને અભિષેક કર્યો. એવાં સુકૃત ગાંઠે બાંધીને પછી સત્વર પોતાને ઘેર પાછો આવ્યો. તેને અંતરમાં એવી ઇચ્છા થઇ કે સ્વમુખે હરિકીર્તન કરવું એવી ઇચ્છા મનમાં રાખી નામસ્મરણ કરવા લાગ્યો :

> જેણે નિષ્કામ બુદ્ધિથી વ્રત, તપ કર્યાં હશે તેને જ શ્રીહરિ કીર્તનમાં પ્રેમ વૈરાગ્ય થાય. તીર્થાટન, યજ્ઞ અને વેદપઠન પણ ત્યારે ફળદાયી થાય કે જ્યારે મનમાં લોકલાજ ત્યજીને શ્રીહરિ ગુણગાન ફરી ફરીને ગાતાં નાચે.

હવે ભાષણ ઘણું થયું. વૈષ્ણવ જ પ્રેમની ગુપ્ત વાત જાણે છે, તે માન કે અભિમાન ત્યજીને રાતદિવસ ભજન કરે છે. શ્રીહરિકીર્તનમાં જો મસ્ત થાય નહીં તો સઘળાં સાધન વ્યર્થ છે. જેમ વાવ ઘણી ઊંડી ખોદી; પણ તેમાં પાણી નીકળ્યું નહીં, જેમ ઘણાં કણસલાં ખેતરમાં બેઠાં પણ તેમાં દાણો જામ્યો નહીં, જેમ દેસાઇએ વતન વસાવ્યું પણ સંતાન વિના તે નકામું છે. જેમ વિદ્યાભ્યાસ ઘણો કર્યો પણ યોગ્ય વખતે જવાબ આપી શકાયો નહીં; જેમ તેજ શૌર્ય વિનાનો રાજા સિંહાસન પર શોભે નહીં. (બેઠેલો નકામો છે), જેમ પાત્રમાં ઘણાં પકવાન પીરસ્યાં પણ છેવટે ઘી પીરસ્યું નહીં; તેમ શ્રીહરિચરિત્રનું વર્ણન ના કરે તો તેનાં સર્વ સાધન નકામાં છે. માટે જ પ્રેમ-યુક્ત કીર્તન કરવાનું નીંબરાજે મનમાં વિચાર્યું. પછી પંઢરીનાથે એક દિવસે ગજવદનને આજ્ઞા કરી કે મારું કીર્તન કરવાની સ્ફુરણા થાય તેવું વરદાન નીંબરાજને આપ. ગણપતિએ કહ્યું કે અવશ્ય કરીશ. પછી એક દિવસે રાત્રીના સમયે નીંબરાજ નિદ્રામાં હતા, ત્યારે ગણપતિએ બ્રાહ્મણના સ્વરૂપમાં તેને સ્વપ્નું આપ્યું, થાપટ મારી સાવધ કર્યા અને કહ્યું કે મારા વરદાનનો પ્રસાદ લે. પછી તાંબુળ કાઢીને

તે સમયે તેને હાથમાં આપ્યું. નીંબરાજે સુષુપ્તિ અવસ્થામાં તે તાંબુળ તત્કાળ પોતાના મુખમાં મૂક્યું. પછી ગજવદન કહે છે કે તને અક્ષય વરદાન આપું છું. હવે અભ્યાસ કર્યા વિના શ્રીહરિના ગુણ ઘણા પ્રમાણમા વર્ણન કરીને તું ગાઇશ. અને રંગદેવતા આવીને કીર્તનમાં અખંડ આનંદ કરાવશે એ પ્રમાણે વરદાન આપીને પાર્વતીસુત અદશ્ય થઈ ગયા. નીંબરાજ જાગ્રત થઇને સ્વપ્નું ધ્યાનમાં લાવવા લાગ્યા, પણ વિપ્ર પાસે દેખાતો નથી. મુખમા સાક્ષાત્ તાંબુલ છે. એટલે તે ખાઇ જઈને ઉઠીને બેઠા થયા. હાથ તરફ જુએ છે તો તાંબુલનો રાતો રંગ હાથને લાગ્યો છે. પાણી લઈ હાથ ધોયા પણ તે રંગ ગયો નહીં દરિયાનું અને કૂવાનું પાણી લઇ હાથ ધોયા તો પણ તે રંગ ઉપર અસર કરી શક્યું નહીં. જેમ યોગીઓએ ખેચરી તૃપ્ત કરી એટને ...દી ભૂખ લાગે જ નહીં, જેમ પારસમણિથી લોઢાનો રંગ બદલાય પછી કાળો રંગ ફરીથી થાય જ નહીં, જેમ ગંગા નદીમા વહેળો મળી ગયો પછી તેને સઘળા હમેશ માટે પૂજ્ય ગણશે, જેમ બ્રહ્માજીએ જેટલુ આયુષ્ય આપ્યુ, તેને ભય કે વ્યાધિ કઇ બાધ કરી શકશે નહી, જેમ રંકને રાજાએ મદદ કરવા માંડી પછી તેની સંપત્તિ કદી ઓછી થાય નહી, જેમ સૂર્યે દિવ્ય તેજ આપ્યું. તે પછી ગમે તેટલો પવન વાય તો પણ જાય નહીં, તેની જ રીતે તાંબુલનો ડાઘ હાથે લાગ્યો તે ગમે તેટલી રીતે ધોતા ગયો જ નહીં. તે દિવસથી જ નીંબરાજ કીર્તન કરવા લાગ્યા તે વૈષ્ણવજનો સાંભળતા અને તેમાં તલ્લીન થઇ જતા.

ત્યજીને માન લૌકિક લજ્જા, ત્યજીને આશાબંધન સર્વ,
ત્યજીને ભેદ અભેદ અનેક, કરીને કીર્તન ભોગવે સપ્રેમ સુખ.

એવી સહજ વૃત્તિ રાખીને નીંબરાજ પંઢરપુર આવ્યા. અહીં પ્રશ્ન થયો તે સાભળીને શ્રોતાઓને ઉમંગ થશે. જગજીવન રુક્મિણીમાતાને કહે છે કે નીંબરાજને કંઈ વરદાન આપો. આ સાભળી જગન્માતાને મનમા આશ્ચર્ય થયું ! પછી પોતે માળણનું રૂપ લઇને વિશ્વજનની રસ્તામાં ટોપલી ભરીને ફૂલ ગજરા લઇને બેઠા. તે સમયે નીંબરાજ દેવળમાં જતા હતા. તેમને મધુર વચનથી કહ્યું કે મારુ નાનું બાળક ઘેર રડે છે, તેને લેવા મારે જવું છે તો મારી ઉપર કૃપા કરીને ક્ષણવાર અહીં બેસો. હું બાળકને લઇને સત્વર ગઇ તેવી પાછી આવું છું. જો તું મારું કહેલું માન્ય નહીં રાખે તો મારા ગજરા કોણ સાચવશે ? બજારમાં ઘણા માણસો ફરે છે તે ઉપાડી જશે. વિશ્વજનનીએ એવું કહેતા નીંબરાજના મનમા દયા આવી

તે કહેવા લાગ્યા કે સત્વર પાછી આવે તો હું અહીં બેસું. પછી તેને ટોપલી સ્વાધીન કરીને માળણ મંદિર તરફ ગઇ. એક પ્રહર સમય થયો પણ તે માળણ પાછી આવીજ નહીં. ત્યારે ટોપલી ઉપરનું વસ્ત્ર દૂર કરી નીંબરાજે જોયું તો સોનાની પાંખડીઓ દેખાઇ અને એકપણ ફૂલ ગજરો દેખાયો નહીં. પછી મનમાં વિસ્મય થઇ કહે છે કે હે આદિમાયા, મને ગુંચવવા માગો છો ? આ સોનું નથી પણ મહા અનર્થ છે, એમ મને દેખાય છે મનમાં આવો પશ્ચાતાપ કર્યો. જેમ બ્રાહ્મણ મુસલમાનના ઘરમાં પ્રવેશ કરે અને ત્યાં નજરે માંસ દેખાય તે જોઈ કંટાળીને પાછો ફરી જાય કે કોઈ રોગી માણસ નજરે પડે તેના તરફ સુંદર માણસ જુએ નહીં, તે પ્રમાણે તે સુવર્ણ પાંખડી ભરેલી ટોપલી જોઇ નીબરાજને મનમાં કંટાળો આવ્યો. પછી દેવળમાં જઇ સદ્‌ભાવે સાષ્ટાંગ પ્રણામ કર્યા અને બે હાથ જોડી વિનંતી કરી કહેવા લાગ્યા.

"હે દેવ, મને શા માટે ગુંચવણમાં નાખો છો ? તારી કૃપાની મનમાં ઇચ્છા રાખું છું. મારે કંઇ સંપત્તિ કે ધન જોઇતું નથી." પછી રૂક્મિણી માતાને નમસ્કાર કરીને રહેવાના સ્થળે આવ્યા. નિરંતર પ્રેમભાવથી નામ-સ્મરણ કરે છે. અહીં રૂક્મિણીમાતા કહે છે કે જગજ્જીવન, મે તમારી આજ્ઞા માની નીંબરાજને સુવર્ણ આપ્યું પણ તેના મનમાં તે ગમતું નથી. ત્યારે હરીને જગજ્જીવન કહે છે કે મારા ભક્તોને ભજનમાજ સંતોષ છે તેને મમતા, લોભ, આશા વગેરે બંધન કરી શકતાં નથી. જેમ વરસાદની ધારા પર્વતને નડી શકતી નથી, કે વાદળા આકાશને કાળું કરી શકતા નથી, કે ઠંડક સૂર્યને બાધારૂપ નથી; કે ચંદ્રને ઉકળાટ થતો નથી કે સમુદ્રને કદી તૃષા લાગતી નથી. કે અગ્નિને કાચું અન્ન બાધક નથી કે પવનને કદી બંદીખાનું નથી, એવી રીતે મારા ભક્તો ઉદાસી થઇ રહે છે. તેમને કોઈ આશાપાશ બંધનકર્તા નથી. એવું વૈકુંઠપતિએ કહ્યું ત્યારે રૂક્મિણી વિસ્મય પામ્યાં।

બીજે દિવસે પ્રાતઃકાળે સંતમંડળી સ્નાન માટે ગઈ. તેઓની સાથે નીંબરાજ પણ ચંદ્રભાગા ઉપર ગયા. ત્યારે પંઢરીનાથ વિચાર કરે છે કે નીંબરાજને તેને યોગ્ય સુખ આપવું જોઈએ. જેથી તે મારા કીર્તનમાં પ્રેમપૂર્વક આનંદ કરે. તેમણે એવો વિચાર કરીને તત્કાળ વિપ્રવેશ લીધો. ગળામાં તુળસીમાળા પહેરી તમાલનીલ આવી પહોંચ્યા. માથે ડોઇસટોપી પહેરી છે અને કમરે દોરીનો કંદોરો છે, કપાળે સુવાસિત ચંદન શોભે છે.

ધનશામળો આવીને નીંબરાજને કહે છે કે હું ભીમરથીમાં સ્નાન કરવા જાઉં છું. યાત્રામાં ચોર લોકો આવે છે તો મારી મેખળા, ટોપી અને માળા તમારી પાસે રહેવા દો. એમ કહીને રૂક્મિણીપતિએ તેમને હાથમાં પોતાનાં આભરણો આપ્યાં, ત્યાંથી આગળ જઇ પોતે અદશ્ય થઈ ગયા. નીંબરાજ થોડીવાર પછી ચારે બાજુએ શોધે છે, પણ ત્યાં સર્વથા તે બ્રાહ્મણ દેખાતો નથી. તેથી એક પ્રહર સુધી તેની વાટ જોતા ત્યાંજ બેશી રહ્યા. પણ વિઠ્ઠલ ગયા તે પાછા આવ્યા જ નહીં. એટલે સંતો પાસે જઇ તેણે સર્વવાત કહી, "હું સ્નાન કરવા જાઉં છું અને મારાં આભરણ તમારી પાસે રહેવા દો. પછી માળા, ટોપી અને મેખળા કાઢીને મને આપ્યાં, અને પોતે પત્તો ન લાગે તેમ ત્યાંજ અદશ્ય થઇ ગયા. હું ચિંતા કરતો, રાહ જોતો બેઠો છું. પણ તે હજીએ આવતા નથી હવે આનો વિચાર શું કરવો તે સંતો મને કહો." આવાં વચન સાંભળી સંતો મનમાં આશ્ચર્ય પામ્યા! સઘળા કહેવા લાગ્યા કે વૈષ્ણવ ભકત, એ કોઈ બ્રાહ્મણ નહોતા પણ સાક્ષાત રૂક્મિણીકાંત પોતે જ હતા, તેમણે તમને ઉચિત ભેટ આપી સત્વર તે જ ઠેકાણે ગુપ્ત થયા. માટે હવે મનમાં સંશય લાવ્યા વિના એ આભરણો તમારે અંગે ધારણ કરો; એવાં સંતોનાં વચન સાંભળી તેમણે સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પછી કમરે મેખલા પહેરી અને કંઠે તુળસીમાળા શોભવા લાગી, માથે ટોપી પહેરી સંતોને ચંદન લગાડયું. ભક્તમંડળી ટોળે વળીને નીંબરાજને તે સમયે કહે છે કે તને વનમાળીએ યોગ્ય બક્ષિસ આપી છે અને ભાવિકને દિવાળી કરાવી છે. માટે હવે સર્વ એકત્ર ઊભા રહીને સ્વમુખે કીર્તન કરો. તમારું કીર્તન સાંભળવાની અમારા કાનને ભૂખ લાગી છે માટે તમે કરો. પછી મૃદંગના સ્વર ઉપર તે અવસરે વીણાનો સૂર મેળવ્યો. ઝટ કરીને તાલ સૂર મેળવ્યા. દિવ્ય પતાકાઓ ઊભી કરી, અઢારે વર્ણના અનેક લોકો ત્યાં કીર્તન સાંભળવા માટે આવ્યા. દિવસ જતાં સૂર્યાસ્તના સમયે કીર્તન શરુ કર્યું. વિઠ્ઠલ નામથી તાળી પાડી નીંબરાજે નમન કર્યું.

અંતરમાં રૂક્મિણીપતિને યાદ કરતાં નીંબરાજની આંખમાં આનંદાશ્રુ વહે છે. વિમાનમાં બેસીને દેવ આવે છે અને ત્યાં કૌતુક જુએ છે. સપ્રેમ ગાયન સાંભળી સઘળાંનાં મન મોહિત થઇ ગયાં. જ્ઞાની અને ચિકિત્સા કરનારા સર્વ ત્યાં તલ્લીન થઈ ને બેઠા.

વકતાના ચિત્તમાં પ્રેમ હોય, તો સંતોષે પુરૂષોત્તમ.

પછી ચતુરાઇ, કળા, શાણપણ વગેરે કશાની જરૂર પડે નહીં. પ્રેમ વિનાનું ગાયન તે પ્રાણ વિનાના શરીર જેવું લાગે. જેમ મીઠા વિનાનું અન્ન કદી રૂચિકર લાગે નહીં; જેમ સંતાન વિનાની સુંદરી ઘરબારી કહેવાય નહીં; જેમ નાક વિનાનું ગોરાપણું વ્યર્થ છે તેમ

### પ્રેમ વિનાનું ગાયન કરે, તેને કીર્તન કદી નહીં કહેવાય

કૃષ્ણ, રામ, મેઘશ્યામ, ગોવિંદ, ગોપાળ, પુરૂષોત્તમ, અચ્યુત, નરહરિ, આત્મારામ, તારા ભજનમાં પ્રેમ થવા દેજે. આ નામોનો ઉચ્ચાર કરતાં નીંબરાજ નૃત્ય કરે છે. તેથી સંતોષ પામી ગરૂડધ્વજ તે સમયે શું કરે છે? શ્રીપતિએ બાળરૂપ ધરીને હાથમાં મોરનું પીછું લીધું. પછી તે સમયે કૌતુક કરવા માંડયું, તે સાદર સાંભળજો. નીંબરાજના ખભા ઉપર શ્રીહરિ ઊભા રહીને પોતાને હાથે ચમર ઢોળે છે. હે ભાવિક શ્રોતાઓ, આવું નવલ સાંભળજો. જે ક્ષીરસાગરવાસી જગજીવન સમુદ્ર તનયાના પ્રાણજીવન તે જગજીવન પોતાના ભકતો ઉપર પ્રેમથી ચમર ઢોળે છે, જે વજ્રાસન ઉપર યોગીઓ બેસે છે, તેને પણ જલદી મળતા નથી. તે નીંબરાજની પાછળ રહીને મયુરપીંછથી ચમર ઢોળે છે, ઘણા યજ્ઞ, તપ વગેરે કરનારા સાધકોને પણ મળે નહીં, તે દીનદયાળ હૃષિકેશી પોતાના દાસનું સન્માન કરે છે. શંકર ભગવાન પણ મનની એકાગ્રતા કરીને એકાંતમાં બેસી જેનું સ્મરણ કરે છે. તે ભકતભૂષણ રૂક્મિણીરમણ દાસનાં સન્માન કરે છે. કીર્તનમાં ઘનશામળા આવ્યા છે. તેથી ત્યાં ચોસઠ કળા આવી અને ચૌદ વિદ્યા પણ અનુકુળતા જોઇને ત્યાં આવે છે. સભાજનો તટસ્થ બેસીને સાંભળે છે. ચાર પ્રહર કીર્તન કર્યું. પણ કોઇને નિદ્રા કે આળસ જરા પણ આવ્યું નહીં. જેમ ક્ષીર સાગરમાં દુકાળ પડે નહીં, અમૃત આગળ રોગ રહે નહીં અને સૂર્યના ઘર આગળ અંધકાર કેવી રીતે રહે તે ચતુર કહેજો.

તેવી રીતે પ્રેમાળ ભકતનું કીર્તન જુઓ
નિદ્રા આળસ કદી ન આવે,
વર્ણ ભેદ નાખી દઇ હવે
થયાં એકમન સઘળાં શ્રોતાતણાં,

ટાળ મૃદંગના તાલ પ્રમાણે બ્રહ્માનંદથી તાળીઓ પાડવા લાગ્યા. સર્વ કોઇ ત્યાં હતા તે ભેદાભેદ વિસરી ગયા. સર્વ શ્રોતાઓ નામસ્મરણ કરતા ડોલવા લાગ્યા. રાતની ચાર ઘડી પૂરી થતાં નવાઇનો બનાવ બન્યો.

એક શાહુકારની પત્ની વસ્ત્રો લઇને નદી ઉપર સ્નાન માટે જતી હતી, તેણીએ તેની નજરે અકસ્માત શ્રી પંઢરીનાથને સાક્ષાત્ જોયા. એટલે તે દોડતી દોડતી કીર્તનમાં આવી. નીંબરાજની પાસે જઇ રૂક્મિણી-રમણને જોવા લાગી. એટલામાં જ તે અદરય થઇ ગયા. આ જોઇ તેના મનમાં આશ્ચર્ય થયું. પછી તે આક્રંદ કરતી રડવા લાગી...તેણે નીંબરાજ-ના ચરણ પકડયા. લોકો તેમ કરવાનું કારણ પૂછવા લાગ્યા. તે પૂછે છે કે તું કેમ અહીં દોડતી આવી ? તેં તારી નજરે શું કૌતુક જોયું, તે ઝટ કહે. પછી સઘળાને નમન કરીને તે શું બોલી તે સાંભળજો :—

નીંબરાજના ખભા ઉપર મેં હમણાં શ્રીકૃષ્ણને જોયા. હાથમાં મયૂરનાં પીંછાં લઇને સ્વહસ્તે પ્રેમથી ચમર ઢોળતા હતા, એટલે હું અહીં દોડતી આવી અને જોઉં છું તો કંઇજ દેખાતું નથી. રૂક્મણીકાંત શ્રીહરિ ક્યાં ગયા તે મને ખરેખર સમજાતું નથી. શામળા સુકુમાર જગજેઠી, ફરીથી મને દર્શન આપો. એમ કહીને તે ચિત્તમાં દુઃખી થાય છે. પણ શામળો એમ ફરી ફરીને દર્શન આપે નહીં. શ્રોતાઓને ઘણું આશ્ચર્ય થયું ! તેઓ કહેવા લાગ્યા કે આવી નવાઈ વર્ણવી શકાય તેમ નથી. પણ સાક્ષી પ્રમાણ મેળવવા ચિકિત્સકો વહેલા વહેલા નજીક આવ્યા. નીંબરાજના ખભા ઉપરથી ચક્રપાણિ અદરય થઈ ગયા પણ તેમના ઉપર જે સુગંધ ભૂકો નાખ્યો હતો તે ઉપાડવા માટે સર્વેએ ચપટીઓ ભરવા માંડી. આવો અનુભવ જોઇને સંતસજ્જનો આશ્ચર્ય પામ્યા ! એક બીજાને આલિંગન આપીને પગે લાગે છે. જે શાહુકારની પત્નીએ પંઢરીનાથને જોયા હતા તેને ભાવિક ભકતોએ નમન કર્યું. તે કહેવા લાગ્યા. તારા નસીબમાં સુકૃત હતું તેથી તને રૂક્મિણીકાંતનાં દર્શન થયાં. આ પ્રમાણે સ્ત્રીપુરૂષો સ્તવન કરતાં હતાં. એટલામાં સૂર્યોદય થવાનો સમય થયો. પછી નિંબરાજે સત્વર આરતી ઉતારી સારંગધરનાં ઓવારણાં લીધાં. પૂર્ણિમાને દિવસે ગોપાળકાલા કર્યો. પછી યાત્રાનાં માણસો પોતાને ગામ જવા લાગ્યાં અને ભીડ ઓછી થઇ. તેથી દીનબંધુ દુઃખી થયા. નિજલોભે કંઠે ગદ્ ગદ્ થયા. જેમ કન્યા સાસરે જાય ત્યારે તેની માતા ડૂસકાં ભરી રડે તે પ્રમાણે યાત્રાળુ પાછા જતાં પંઢરીનાથની સ્થિતિ પણ પેલી માતા જેવી થઈ. રૂક્મિણીને પછી શ્રીહરિ કહે છે કે હવે પંઢરી ઉદાસ દેખાય છે. નિજ ભકતો પોતાને ઘેર કે ગામ ગયા છે. હવે મને ચેન પડતું નથી માટે જલદી જલદી તુકારામને મળવા જઇએ. એમ કહેતાં જગજેઠીને મનમાં ઘણી ઉતાવળ થઈ. ગરુડને

સત્વર બોલાવ્યો. પોતે સાકાર સગુણરૂપ ધર્યું કે જેનું શંકર ભગવાન શુદ્ધ અંતઃકરણ કરી અખંડ ધ્યાન ધરે છે. ગરુડની પીઠ ઉપર શ્રીહરિ રૂક્ષ્મિણીમાતા સાથે બેઠા. ઇચ્છા કરતાં ઝટ લઇને દેહુગામે આવી પહોંચ્યા. અહીં વૈષ્ણવ તુકારામ મનમાં આતુરતાથી વાટ જૂએ છે. તે કહે છે કે ચક્રપાણિ માતા રૂક્ષ્મિણી સાથે-ક્યારે આવશે ? આજે મારી જમણી આંખ ફરકે છે. ઘડીએ ઘડીએ હાથ ફરકે છે. ક્ષણેક્ષણે મનમાં સમાધાન લાગે છે. આ ઉત્તમ શુકન થાય છે. એટલામાં અકસ્માત આકાશ માર્ગે ગરૂડના નિશાનવાળી ધજા ફરકતી દેખાઇ. પછી સત્વર સામે જઇને નિજપ્રેમે દંડવત્ પ્રણામ કર્યા. હવે નિજ ભકતનો પ્રેમભાવ જોઇ દેવાધિદેવ પ્રગટ થયા, જેને મળવાનું બ્રહ્માદિકને પણ સર્વદા મળતું નથી તે જાતે તુકારામને ત્યાં પ્રગટ થાય છે. રૂપ શામળું અતિ સુકુમાર છે. કમરે પિતાંબર પહેર્યું છે. દિવ્ય મકરાકાર કુંડળ કાને શોભે છે, કૌસ્તુભમણિ ગળે સુંદર શોભા આપે છે. શિર ઉપર દેદિપ્યમાન મુગટ વિરાજે છે. તેના ઉપર દિવ્ય રત્નો જડયાં છે. જગજીવને પદકવાળો એકાવળ હાર પહેર્યો છે. ચરણમાં નેપુર વાળી ઝમકે છે. તેનો ધ્વનિ સાંભળી શ્રુતિ લજ્જાયમાન થાય છે. તેવું સ્વરૂપ લઇ માતા રૂક્ષ્મિણી સાથે જગજીવન તુકારામને ત્યાં પ્રગટ થયા. એવું રૂપ નજરે જોઈને તુકારામના મનમાં ઘણો હર્ષ થયો. સપ્રેમ આલિંગન આપીને ચરણમાં ભેટી પડયા.

આગળના અધ્યાયમાં સુરસવાણીમાં લખાયેલી કથા છે. દેવ ભકતોનું બોલવું—વાતચીત થશે. તે સાદર સંત સજ્જનોને પ્રેમથી શ્રવણ કરાવવામાં આવશે. તે પ્રેમરસ ગંગાના પાણી જેવો સુરસ કે આનંદ સમુદ્રના સુધારસ જેવો છે તે ધીરે ધીરે પ્રેમથી પીશો. એવી મારી શ્રોતાઓને વિનંતી છે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે.

પ્રેમાળ ભાવિક ભકતોએ આ એકાવનમો રમાણ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૫૨ મો.

# સંત તુકારામ કથા (ચાલુ)

શ્રી ગણેશાય નમઃ ।। શ્રી રાધાકૃષ્ણાય નમઃ ।।

જય જય ભકત કરુણાકરા, અક્ષય અભંગ જગદુદ્ધારા, આસ્તિંભ, સાયુજ્ય ઉદાર, રૂક્મિણીવર શ્રી વિઠ્ઠલ, તું જેના ઉપર કૃપા-દૃષ્ટિથી જુએ છે તેના ભવબંધનની ફાસી તૂટે છે. સંસારનાં બંધન તોડી છેવટે મોક્ષનો અધિકારી બનાવે છે. તારી ઉદારતાનું વર્ણન શેષનાગ હજાર મુખથી પણ કરી શકતો નથી. મોટા કવિઓની મતિ પણ કુંઠિત થઇ જાય છે. તો પછી હું તેની આગળ શી ગણતરીમાં ? પણ પ્રેમ એવી જાતનો છે કે બાળક માતા સામે ગમે તે પ્રમાણે બોલે પણ માતાને તે ખરાબ લાગતું નથી. તે તો પોતાના પ્રેમથી સાંભળીને સંતોષ પામે છે તે પ્રમાણે કૃપા કરીને જગજીવન મારાં આર્ત વચનોનો અંગીકાર કરે એટલુંજ હું તેની પાસે માગું છું. હે દયાળુ, એ સર્વ તારી સત્તાનું કામ છે. મેઘ સાગરનું પાણી લાવે છે અને તે પાણી સરિતા પાછી સાગરમાં લઇ જાય છે. તો તે માટે ઉપકાર કોનો ? જેનું છે તેને અર્પણ કરવાનું છે. સૂર્યને મળવા જવું એટલે તેના જ પ્રકાશથી તેને જેવાનું છે, તે પ્રમાણે હે હૃષિકેશી, તારી પ્રાર્થના કરવાની સત્તા અમારી નથી. જેમ કે પૃથ્વીને નમસ્કાર કરવા એટલે તેના ઉપર જ ભાર નાખવો. તે પ્રમાણે તારું વર્ણન કરવા તારા સિવાય બીજો કોઈ આધાર નથી. જેમ વાયુને વિનવણી કરવી એટલે તેના જ યોગથી શ્વાસ લેવાય છે, તે પ્રમાણે તારૂં ચરિત્ર જીભ ઉપર લાવવા માટે તુંજ કારણ રૂપ છે. જેમ અગ્નિને ધૂપ બતાવવો એટલે કે તેનાજ યોગથી ધૂમાડો નીકળે છે, તેમ તારાજ યોગથી ચિત્ત સ્થિર થાય છે. અને કથાનો ઉદ્ગાર નીકળે છે. જેમ ગંગા નદીને અભિષેક કરવો એટલે કે તેની જ પાસેથી જળ લઈ તેને જ અર્પણ કરવું. તેમ તારા પ્રસાદથી જ કવિ તારું અનેક રીતે વર્ણન કરે છે. જેમ ચંદ્રનો ઉદય થયો

એટલે કે તેનાજ પ્રકાશે તેને જોવો. જેમ માતાની વિશેષ સેવા કરવી, પણ આ શરીર માતાથીજ થયું છે. કલ્પતરુ નીચે બેસી કલ્પના કરીને તેને પાણી પાવું અને આપણે તેના ઉપર ઉપકાર કર્યો એમ કહીએ તો આપણા જ્ઞાનને લાજ આવશે. તે પ્રમાણે તારા સામર્થ્યથી હે રૂક્મિણી પતિ, વેદોએ અપાર સ્તુતિ વર્ણવી છે. પછી પોતાની મતિથી વિવેક કરી કહે છે કે "નેતિ–નેતિ". હે અધોક્ષજ એવા સ્વસામર્થ્યથી તું તારા દાસના મનની ગુપ્તમાં ગુપ્ત વાત જાણુ શકે છે...હવે મને અભય વરદાન આપીને મારાથી નિજ ભકતોની વિજય કથા કહેવડાવો :

પાછળના અધ્યાયમાં છેવટે રૂક્ષ્મિણી પતિ દેહુ આવ્યાની કથા સાંભળી. પોતે સગુણ રૂપ ધરીને તુકારામને પ્રીતિથી ભેટયા, પછી પ્રસન્ન થઈને જગજીવને કહ્યું કે કંઇ વરદાન માગ. જે ઇંદ્રને પણ પ્રયત્ન કરતાં ન મળી શકે તે હું તને આપીશ. આ સાંભળી તુકારામ ઉત્તર આપે છે કે મારા મનમાં તારા નામની વિસ્મૃતિ ન થાય અને વારંવાર તારા ગુણ ગાયા કરું તેમ જ તારે માટે મારા અંતરમાં પ્રેમ કાયમ રહે તેટલુ માગું છું. તારા પોતાના ભકતો કે જે તને ગમે છે તેઓની સોબત અખંડ રહે તેવું આ પ્રસંગ આવ્યો છે તો માગું છું. માટે મારો મનોભંગ હે દયાળુ, કરીશ નહીં. તારા ભજનમાં પ્રીતિ રાખતાં કંઈ ધન સંપત્તિની જરૂર લાગે નહીં. અને જો તું મને ચારે મુકિત આપીશ તો તે મને ગમશે નહીં.

મારે જોઇએ અખંડ સંત સમાગમ,
મારી વાચાએ રહે અખંડ તુજનામ.

પછી ગર્ભવાસ થતાં મનમાં સંભ્રમ થાય તો તે હંમેશાં સુગમ થઈ જાય. એટલું જ રૂક્ષ્મિણી પતિ હું માગું છું. એમ કહી સામે આવી નમન કર્યું : એવું સાંભળીને વૈકુંઠપતિ મનમાં આશ્ચર્ય પામે છે. પછી, ગરુડને કહે છે કે ભકતના મિત્ર તુકારામ તો ઉદાસ વિરકત અને પ્રેમાળ છે. એણે તો સર્વસ્વનો ત્યાગ કર્યો છે અને મને એકલાનેજ આરાધે છે. મારા વિયોગદુઃખે કરીને તેણે અન્ન અને પાણી તજ્યાં હતાં. તેથી તેનો દેહ સુકાઇ ગયો છે તેનું અંગ ગળી ગયું છે. આ સાંભળી ગરુડ કહે છે કે તમે પત્રમાં આશીર્વાદ લખ્યો હતો કે જ્યાં સુધી કૈલાસ અને વૈકુંઠ નજરે પડશે ત્યાં સુધી તુકારામ ચીરંજીવ રહેશે. તો હે વૈકુંઠ પતિ, તમારું વચન કલ્પાંતે પણ અસત્ય થાય નહીં. તો પછી શરીર ગળી ગયું છે

એવું પ્રેમભાવે કહી મનમાં શા માટે ચિંતા કરો છો ? તેનું ચિત્ત ભજનમાં લીન થયું છે. તેથી જ કલિયુગ તેને આધીન થયો છે. આ સાક્ષાત્ નામદેવનો અવતાર છે તે ગુપ્ત વાત સંતો જાણે છે. અનેક જન્મોથી ભજન કરીને મન એકાગ્ર નિશ્ચળ કરી તમને પોતાને સ્વાધીન કર્યા છે. તે પોતે પ્રેમથી તમારાં ગુણગાન ગાય છે. પછીથી તુકારામને જગજેઠી કહે છે કે મને પેટમાં બહુ ભૂખ લાગી છે. આજે ઉપવાસી જ એકાએક ઊઠીને તને મળવા માટે આવ્યો છું. માટે તારા ઘરમાં જે કંઇ અન્ન ભોજન તૈયાર હોય તે પીરસીને પાત્રમાં લઇ આવ. કાચું, પાકું કે કોરૂં હોય, તો પણ મનમાં સંકોચ લાવીશ નહીં. તમે કહેશો કે રૂક્મિણી-માતા સાથે હતાં, તો પણ ચક્રપાણિ ભૂખ્યા કેમ રહ્યા ? તો કહેવાનું કે તુકારામના મનમાં ઘણું હેત હતું કે દેવને ભોજન કરવા માટે બેસાડવા. તેવી તેના મનની ઇચ્છા જાણીને જ તે પ્રમાણે કરવા પંઢરીનાથ બોલ્યા, જેથી પ્રેમાળ ભક્તના મનના કોડ પૂરા થાય. તે પછી તુકારામે જળ લાવી દેવના ચરણ કમળ ધોયા. કોમળ તુળસીદળની માળા કંઠમાં ધારણ કરાવી અને અત્યંત પ્રીતિ કરીને નમન કર્યું. પછી પાત્રમાં અન્ન–પીરસી લાવ્યા. સુકી ભાખરી અને ભાજી તેમજ શાકને બદલે મીઠું લાવ્યા. જગજીવન તે પ્રેમથી જમવા લાગ્યા. કોઇ શ્રોતાજનને મનમાં શંકા થશે કે ક્ષીરાબ્ધિવાસી નારાયણ કાચું કોરૂં અન્ન કેમ ખાય છે ?

**તો એક સદ્ભાવ અંતરે હોય જેને, ત્યાંજ ક્ષુધિત થાય છે શ્રીહરિ,**
**પછી કુળ જાતિનો વિચાર ન કરી, નિજ પ્રિતિ સારી જોઇ ભોજન કરે.**

દુર્યોધન કુમતિવાળો અનેક જાતનાં પક્વાન તૈયાર કરાવી રાહ જુએ છે, છતાં શ્રીપતિ ત્યાં જમવા જતા નથી; પણ વિદુરની ભાજી ખાય છે. દ્રૌપદી સદ્ભાવે વાટ જોતી હતી, અને પછી જમીને વાસણ ધોઈ નાખ્યાં, ત્યારે દોડતા આવી નજીક બેસીને શ્રીહરિ ભાજીનું દીઠું માગે છે. જે યજ્ઞ પુરૂષ અતિ નિર્મળ છે, તે બળે કરીને ગોવાળીયાઓનું એંઠું ખાય છે. ધનનીલ ભીલડીનાં ઉચ્છિષ્ટ ફળ પ્રેમથી ખાય છે. તો પછી તુકારામને ઘેર કોરું અન્ન ખાતાં મનમાં કેમ આશ્ચર્ય થાય છે ? માટે શ્રોતાઓએ આ પુરાતન કથા સાંભળી મનમાં શંકા કરવી નહીં.

હવે જગજીવને રૂક્મિણીમાતા સાથે બેસીને પ્રેમથી ભોજન કર્યું. તુકારામે હાથ ધોવડાવી વધેલું ઉચ્છિષ્ટ અન્ન પોતે જમ્યા. દેવને મુખ

શુદ્ધિ માટે તે સમયે તુળસીપત્ર આપ્યું. પ્રેમ જોઈને દીનદયાળ, તે અતિ આદરથી પ્રાશન કરે છે. આથી સંતોષ પામીને પછી તુકારામને જગજેઠી કહે છે કે હવે મને હૃદયસંપુટમાં રાખી કષ્ટ કરવું નહીં. તું જ્યારે મને બોલાવીશ ત્યારે સગુણ સ્વરૂપે હું તને મળીશ. એવું કહીને અધોક્ષજ જવાને તૈયાર થયા. તે સમયે તુકારામે દોડીને ચરણમાં મસ્તક મૂક્યું. પછી રૂક્મિણી સહિત વનમાળી ગરૂડ ઉપર બેસીને પંઢરપુર ગયા.

હવે એક બ્રાહ્મણ આળંદીમાં અનુષ્ટાન કરતો હતો. તેના મનમાં ઇચ્છા હતી કે તેને પુરાણના અર્થનું જ્ઞાન થાય. તેથી જ્ઞાનેશ્વરનું મનમાં અખંડ ચિંતન કરવા લાગ્યો. પછી જ્ઞાનેશ્વરે તેને દૃષ્ટાંત આપી કહ્યું કે તું સત્વર તુકારામ પાસે જા તો તે પોતાના હાથે તને પ્રસાદ આપશે એટલે તારો મનોરથ પૂર્ણ થશે. તેથી તે બ્રાહ્મણ મનમાં વિચાર કરી સત્વર દેહુગામમાં આવી પહોચ્યો. તુકારામને મળીને એકાંતમાં પોતાના મનની વાત સંભળાવીને કહે છે કે મેં આળંદીમાં અનુષ્ટાન કર્યું હતું. એટલે જ્ઞાનદેવે મને તમારી પાસે મોકલ્યો છે. આવાં વચન સાંભળી તુકારામ મનમાં વિસ્મય પામે છે; તે કહે છે કે કંઈ પુણ્યનો સંચય કર્યો નથી કે જે વેચીને કંઇ પ્રાપ્ત થાય? જ્ઞાનેશ્વરે તેમની કટકટ છેવટે મારા ઉપર લગાવી આપી. પછી પોતાના મન સાથે વિચાર કરે છે કે આના નસીબમાં વિદ્યા નથી. એટલે જ્ઞાનદેવે કંટાળીને આ અનુષ્ટાન કરનારને અહીં મોકલી આપ્યો. તેને પોતે કહેવા લાગ્યા કે હું અજ્ઞાન કંઈ જાણતો નથી. મંત્ર જપ, તપ કે અનુષ્ટાન આવડતું નથી જ્ઞાનદેવે મને શા માટે મોટાપણું આપ્યું? પછી અગિયાર અભંગ લખીને એક નાળીયેર સાથે તે વિપ્રને આપ્યાં અને કહ્યું કે જ્યારે આ શ્રીફળ તું ખાઈશ ત્યારે તને તત્કાળ જ્ઞાન થશે. બ્રાહ્મણના મનમાં સંશય હતો. તે કહે છે કે નારિયેળ ખાતાં કંઇ જ્ઞાન થાય નહીં અને અભંગ ભણતાં કંઈ આકૃત ભાષા આવડે નહીં. તો પછી આવી બે ચીજ લઈને શું કરવું? એવો મનમાં સંશય લાવીને, તે કમનસીબ બંને ચીજ નાખીને જતો રહ્યો. જેમ કોઈને ચિંતામણિ હાથ લાગ્યો અને ગોફણનો પથ્થર ધારી નાખી દીધો. જેમ દ્રવ્યથી ભરેલો ચરૂ અભાગિયાને નજરે પડે તો તેને તે કોલસા જેવો લાગશે; જેમ રોગીને પકવાન આપે તો તેની જીભે તે કડવું લાગશે, જેમ ગંગાજળથી ભરેલી કૂપી દારૂડીઆને દારૂથી ભરેલી દેખાય, જેમ કલ્પતરુનું વન નજરે પડે ત્યારે દરિદ્રી તેનો તિરસ્કાર કરીને જતો રહે. તેમ તુકારામે તે વિપ્રને પ્રસાદ

આપ્યો, તે તેણે લાજ નાખી દીધો અને જતો રહ્યો. પછી આળદીમાં જ્ઞાનેશ્વરને તુકારામ પત્ર લખે છે કે મારા જેવા પામરને મોટાઈ આપવા વિપ્રને અહીં મોકલી આપ્યો. તમારી આજ્ઞા શિરોવંદ્ય માની ઝટ દઈને ધર્તુ કર્યું, પણ તે વિપ્રે મનમાં વિકલ્પ ધરીને એકાદશ અભંગ નાખી દીધા અને મહાફળનો ત્યાગ કરી અહીંથી જતો રહ્યો આની રીતનો સંદેશો આળંદી પહોંચાડ્યો પછી હૃષિકેશીનું ધ્યાન ધરીને નામસ્મરણ કરવા લાગ્યા ત્યારે શિવાજી રાજા પાસે શાસ્ત્ર જાણનાર પુરાણી હતા તેનો એક બ્રાહ્મણ અતિ મૂર્ખ અને અજ્ઞાની હતો તે સત્વર તુકોબા પાસે નમસ્કાર કરવા આવ્યો તે વૈષ્ણવવીરે તે નાળિયેર ઊંચકીને તેના હાથમાં આપ્યું અને અગિયાર અભંગ લખીને રાખ્યા હતા તે પણ તેને આપી દીધા તે નાળિયેર ફોડીને પ્રેમથી ત્યાં બેસી ખાઈ ગયો હવે ત્યાંથી નીકળી તે રહેવાને સ્થળે ગયો, ત્યાં પુરાણ કથા થતી હતી તે સાંભળવા પંડિતો અને નિપુણ શાસ્ત્રીઓ બેઠા હતા બીજા સજ્ઞાન ચતુર શ્રોતાઓ પણ ત્યાં આદર સહિત સાંભળવા બેઠા હતા. ત્યાં તે બ્રાહ્મણે આવીને પુરાણીને સત્વર પ્રશ્ન કર્યો કે તમે જે શ્લોક હમણાં વાંચ્યો તેમાં એક શબ્દનો અર્થ કહેવાનું રહી ગયું છે પછી પુરાણીએ વિચાર કરી જોયો તો તેનું કહેવું ખરું લાગ્યું આથી સર્વ કહેવા લાગ્યા કે આ ઘણું આશ્ચર્ય કહેવાય ! આને એક આંકડો તો આવડતો ન હતો તે એકાએક પુરાણ વ્યુત્પત્તિ કરનાર કેવી રીતે થયો તે સમજાતું નથી તેણે સવિસ્તર હકીકત કહી સંભળાવી તે કહે છે કે અગિયાર અભંગ અને એક નાળિયેર તુકારામે આપ્યા હતા નાળિયેર ફોડીને ખાતા જ સંસ્કૃત ભાષા સમજવા લાગી આવું સાંભળી સઘળી સભા સ્તબ્ધ થઇ ગઇ ! પુરાણીએ તે વિપ્રને પ્રેમથી પાસે બોલાવી તેના હાથમાં પત્ર આપ્યો અને કહ્યું કે આ અમને વાંચી સંભળાવે તો પ્રતીતિ પડે પછી ચિત્તમાં તુકારામના ચરણને યાદ કરી તે વિપ્ર પુરાણ વ્યુત્પત્તિ કહેવા લાગ્યો આ સાંભળી પંડિતો સ્તબ્ધ થઈ ગયા ! તે કહેવા લાગ્યા કે વિષ્ણુભક્તોની કરણી કોઈ દિવસ બની ન હોય તેવી છે. જે ન બન્યું હોય તે જ કરી બતાવે છે. તેણે એક માન ચિત્તમાં સદ્‌ભાવ ધરીને ચક્રપાણિને વશ કર્યા છે જે લીલાનાટકી ભગવત છે, તે રાઈનો પર્વત કરી શકે છે તેમને ગમતા જે ભક્ત તેઓના ચરિત્ર પણ કદી ન બન્યા હોય તેવા છે મૂર્ખ બ્રાહ્મણને ઘણું જ્ઞાન થયું તે વાતની ચીંચવડના બ્રાહ્મણોને ખબર પડી પછી સમસ્ત બ્રાહ્મણો એકમીજા સાથે ભેગા થઈ સ્વભાવ પ્રમાણે વાતચીત કરવા લાગ્યા તેઓ કહે છે આપણે

કર્મઠપણાનું અભિમાન કરીને તુકારામની નિંદા કરીએ છીએ. પણ તેને મનુષ્ય કહેવો નહીં, એ યથાર્થ વચન જાણજો. એક વિપ્ર કહે છે કે તુકારામને એક દિવસ પ્રીતિથી પૂછ્યું કે તું કોણ છે તે અમને કહે. તે બ્રાહ્મણ ભકત અતિ પ્રેમાળ છે અને આપણને તત્કાળ બધું કહી દેશે. એ પ્રમાણે ચીંચવડના બ્રાહ્મણોએ તે વખતે વિચાર કર્યો. પછી એક માણસ તુકારામને બોલાવી લાવવા મોકલ્યો. એટલું જ 'જઈને કહેજે કે ચીંચવડનાં બ્રાહ્મણોએ તમને તેડયા છે. આ સાંભળી તે માણસ સત્વર ઊઠયો અને દેહુગામ આવી તુકારામને સાષ્ટાંગ નમન કર્યું; તે સમયે ત્યાં હરિકીર્તન થતું હતું અને સજ્જનો સાંભળવા બેઠા હતા.

નામઘોષથી આકાશ ભરાયું, દેહભાન સર્વ ભૂલી ગયા,
સંસારભ્રાંતિ કોઇને યાદ રહી નહીં,
પાંપણો પલકારા પણ ભૂલી ગઈ;
નામરૂપમાં વૃત્તિ જડાઈ ગઇ, સઘળા શ્રોતાઓ વિશ્રાંતિ પામ્યા

ટાળ, વીણા, મૃદંગ વગાડનારાને પોતે કોણ છે તે પણ યાદ રહ્યું નહીં. કોઇને પોતાનું કે પારકાનું ભાન રહ્યું નહીં. દરેકના મનમાં પ્રેમભાવ પ્રગટ થયો. જેણે મશાલ પકડી હતી તેને પણ દેહભાન રહ્યું નહીં, તેથી તે સમયે મંડપમાં મશાલ લાગવાથી કપડું સળગવા લાગ્યું.

અહીં બીજી ઉપકથાનું અનુસંધાન છે. મંડપમાં મશાલથી કપડું સળગ્યું તે સાથે આ કથાને સંબંધ છે તે સાદર ચતુર શ્રોતાઓ સાંભળજો,



## શેખમહંમદ સંતનું ચરિત્ર.

ચાંભાર ગોંદિયા ગામમાં શેખમહંમદ નામે અતિ જ્ઞાની તેમજ પ્રસિદ્ધ માણસ રહેતો હતો. તે આનંદથી કીર્તન અને પ્રેમથી નામસ્મરણ કરતો હતો. તેનું કીર્તન સાંભળવા ઘણા માણસો બેઠા હતા. અઢારે વર્ણના નાના મોટા સજ્જનો, ચતુર શ્રીમંતો અને બ્રાહ્મણ પંડિતો પણ ત્યાં આવતા. તેઓ બધા પૂર્ણ એકાગ્રતાથી કીર્તન સાંભળતા હતા. પાખંડીઓ પણ તે સમયે ટીકા કરી શકતા નહીં. મોં બંધ કરીને ચુપ બેસી રહેતા. એટલામાં શેખમહંમદે કૂદકો મારી મંડપનું કપડું ચોળવા માંડયું. આવું

કૌતુક નજરે જોતા સઘળાને આશ્ચર્ય થયું ! પછી જે લોકો આગળ સાંભળના બેઠા હતા તે બધા પૂછવા લાગ્યા કે શા કારણથી શેખ સ્વામીએ અમને મંડપનું કપડું ચોળી બતાવ્યું. આવુ કૌતુક જોઇને તેઓના મનમાં તર્કવિતર્ક થવા લાગ્યા શેખમહમદ કહે છે કે હમણાં દેહુગામમા વૈષ્ણવ ભકત તુકારામ પ્રેમભાવે કીર્તન કરે છે. ત્યાં અકસ્માત મંડપને સળગતી મશાલ લાગવાથી કોઈને ખબર ન પડે તેમ તેનુ કપડુ બળવા લાગ્યુ, તે મારી નજરે પડવાથી અહીંથી મેં તેને મારા હાથે બુઝાવી નાખ્યુ આવી વાત સાભળીને શ્રોતાઓને શંકા થઈ, આ વાત કોઇને સાચી લાગી નહીં બધા કહે છે કે દેહુગામ ઘણુ દૂર છે ત્યાના સમાચાર તમને કેવી રીતે મળ્યા ? ત્યા પણ શ્રોતાઓનો મેળો થયો હશે તેઓની આંખે આ પ્રકાર કેમ દેખાયો નહીં એટલે તમે મંડપ સળગતો બુઝાવ્યો અને તે પણ અહીંથીજ. આ તો અમને બરાબર સાચુ લાગતુ નથી પછી શેખ મહમદ કહે છે કે તુકારામના કીર્તનમા માણસો બેઠા છે પણ તેમને શ્રીહરિલીલા શ્રવણ કરતાં દેહભાન રહ્યુ નહીં નામરૂપમા ચિત્ત જોડાવાથી સઘળા શ્રોતાઓ દેહ છતા દેહની યાદ રહે નહી તેવા થઇ રહ્યા છે. મશાલચીને પણ ભાન ન રહેવાથી મંડપને મશાલ અડકવાથી તે સળગવા લાગ્યો મેં તે જોયુ તેથી સત્વર બુઝાવી નાખ્યો આ સાભળી શ્રોતાઓએ કહ્યુ કે કીર્તનમા પંઢરીનાથ હશે તેમણે મંડપ બળતો જોઈ તે બુઝાવી કેમ ન નાખ્યો ? પછી શેખમહમદ કહે છે કે પ્રેમભાવમા હરિકૃપાથી પણ ભાન ભૂલી જવાથી તેમને પોતાપણુ યાદ રહ્યુ નહી તે ઉપરાંત ભકતોને ભકતપણુ અને શ્રોતાઓને શ્રોતાપણુ યાદ રહ્યુ નહી ભકત, શ્રોતા અને ભગવાન સર્વ એકરૂપ થઈ ગયા તેવે સમયે કોણ કોનુ રક્ષણ કરે ? જેમ દીવેટ અને દીવો બન્ને છે પણ તે સર્વથા જુદા દેખાતા નથી, તે એક સ્થળે ભેગા થતા સમરસપણે મળી જાય છે. એવી તેઓની વિદેહ સ્થિતિ થઈ હતી. તે મારા અંતરથી જાણવા મળ્યું. જેમ સરિતામા વિશાળ બેટ હોય તો પાણીના બે ભાગ પડે છે, પણ આગળ જતા એ બે ભાગ એક થઇ જાય છે અને તેમા જુદાપણુ રહેતુ નથી જેમ પ્રતિમા અને પૂજા કરવાના વાસણો બન્ને એક ધાતુ-પિત્તળના હોય અને તે બંનેને ભઠ્ઠીમા નાખતાં તેમા ભિન્નપણુ રહેતું નથી, જેમ ઘી અને માખણ બંનેને એક સાથે ઓગાળતા જુદાપણુ લાગે નહી, તેમ દેવ અને ભકત બંને એકરૂપ થયા ત્યારે કોણ કોનુ દુઃખ સાંભળી શકે ? સમરસ થતા અવિનાશી સુખ મળે અને ભેદાભેદ ટળી જાય

રૂક્મિણીકાંત કીર્તનમાં દેવપણું વિસરી ગયા. તુકારામ પણ ભૂલી ગયા કે તે ભકત છે. શ્રોતાઓનું પણ તેમજ થયું. આ વૃત્તાંત મેં જાણ્યા હતા. આ જો તમને ખરૂં ન લાગે તો ત્યાંથી સમાચાર મેળવો: આ સાંભળી ચતુર શ્રોતાઓને મનમાં સમાધાન થયું પછી દેહુગામના પટેલ ઉપર એક પત્ર લખીને સાંઢણી ઉપર મોકલ્યો કે રાત્રે કીર્તનમાં જે બનાવ કે કૌતુક નજરે જોયું હોય તે સત્વર લખી મોકલશો. સૂર્ય આથમવાના સમયે જવાબ આવ્યો, તેમાં લખ્યું હતું કે રાત્રીના સમયે દેહુમાં તુકારામનું કીર્તન થતું હતું ત્યાં મંડપને મશાલ લાગી અને ત્યાં દોઢ હાથ કપડું બળી જવાથી છિદ્ર પડયું છે. પણ રાત્રે તે કોણે બુઝાવ્યું તે કોઇથી કળાયું નથી. સવારમાં ઊઠીને સર્વેએ આ નજરે જોયું ત્યારે નવાઇ લાગી. આવો પત્ર કાને સાંભળતાં સર્વને વાત યોગ્ય લાગી. પછી સર્વ શેખમહંમદ પાસે આવીને નમસ્કાર કરવા લાગ્યા. બધા પૂછવા લાગ્યા કે ત્યાંના વૃત્તાંત અહીં તમે શી રીતે જાણ્યા ? આ અદ્‌ભુત ચમત્કાર જોઇ સઘળાંના મનમાં આશ્ચર્ય થયું ! એવાં વચન સાંભળી શ્રોતાઓને મારે શું કહેવું ?

જેમ માછલી પાણીના વહેણની સામે તરતી જાય છે, પણ તે બીજાને અઘરૂં લાગે. બીજાં ઘણાં જળચર પ્રાણી છે પણ માછલી જેટલું પાણીમાં ફરતાં નથી. તેમ ભકતોના મનની ગુપ્ત વાત ભાવિક સિવાય બીજાથી સમજાય નહીં. જેમ કીડીના રસ્તે કીડી જ ચાલી શકે તેમ વૈષ્ણવના મનની ખૂંચ ભાવિક વિના કોઇ કળી શકે નહીં. જેમ હવામાં પંખીઓ ઊડે છે ત્યાં કયો રસ્તો હશે પણ પક્ષીઓજ તે રસ્તે ચાલી શકે અને બીજાથી તે સમજાય નહીં. કૂવામાં દેડકો રહે તે સમુદ્ર કેવડો છે તે શું જાણે ? તેમ ગુરુભકતોની વાત માયા લોભીઓથી કળાય નહીં. તેવાં વચન કહીને શેખમહંમદ શાંત રહ્યા. શ્રોતાઓએ આશ્ચર્ય માનીને દંડવત્ પ્રણામ કર્યા.

× × ×

હવે પાછળની વાતના અનુસંધાનમાં શ્રોતાઓને પહેલાંની કથા યાદ કરાવીએ. ચીંચવડના બ્રાહ્મણોએ તુકારામને તેડવા માણસ મોકલ્યો. તે તુકારામની કથા સાંભળતાં જ ત્યાં ભાવમાં આવી ગયો અને સંદેશો કહેવાની યાદ રહી નહીં. ઘેર પાછા જવાનું પણ તેને યાદ આવ્યું નહીં. તુકારામનાં દર્શન થવાથી પ્રેમમાં તલ્લીન થઇ ગયો. અહીં ચીંચવડમા બ્રાહ્મણો તેની વાટ જુએ છે તે કહે છે કે તુકારામને આવતાં ઘણા દિવસ થઇ ગયા. મોકલેલો માણસ પણ પાછો આવ્યો નહીં, તો શું કારણ છે તે

સમજાતું નથી. પછી બધા વિપ્રોએ વિચાર કરી બીજો માણસ મોકલ્યો તે પણ તુકારામનું કીર્તન સાંભળી વિદેહી થઇને બેઠો. તેને વિલંબ થતાં ત્રીજો માણસ મોકલ્યો, તે પણ મનમાં પ્રેમ લાવીને બેઠો અને તેને પણ દેહભ્રાંતિ ઊડી ગઇ. આથી ગજવદનના સબળા ઉપાસક વિપ્રોને આશ્ચર્ય થયું. ત્રણ માણસો ગયા પણ તેમાંનો એકપણ પાછો આવ્યો નહીં. જેમ ગંગામાં વહેંચો ગયો તેણે પોતાપણું તદ્દન મૂકી દીધું, જેમ ફૂલમાંથી ભમરાઓ રસ લેતાં વાયુ સાથે ભળી ગયા. જેમ તરંગ જળમાં ભળી જાય કે વાદળાં આકાશમાં છુપાઇ જાય, તેવું જ આ ત્રણે માણસોને થયું. તેઓ સંદેશો કહી શકયા નહીં. તુકારામનું સપ્રેમ કીર્તન સાંભળી તલ્લીન થઇ ગયા. તુકારામને તેઓએ સંદેશો કહ્યો હોત; તોપણ તે જવા માટે મનમાં વિચાર કરી શકત નહીં. તેના જેવો બ્રાહ્મણ ભક્ત વૈષ્ણવ જ્ઞાની દુનિયામાં હશે નહીં. હવે વિપ્રો વિચાર કરે છે કે જ્ઞાતિનું અભિમાન ત્યજીને તુકારામને ગામ જઇ તેમનું દર્શન કરવું. જેને મનમાં કંઇ સંશય હશે તે તેના મનની વાત તુકારામને પૂછશે, આવો વિચાર કરીને ચીંચવડના સર્વ બ્રાહ્મણો તુકારામને ગામ મળવા જવા નીકળ્યા. આ વાત કોઇએ કહ્યા વિના તુકારામને ખબર પડી અને કહે છે કે વિપ્રોએ માણસો તેડવા મોકલ્યા પણ કોઈએ સંદેશો કહ્યો નહીં. હવે તે કૃપાળુ વિપ્રો ચાલીને મળવા આવે છે, તો આપણે અહીંથી સામે ન જઇએ તો બ્રાહ્મણોનું અપમાન થશે કારણ કે લક્ષ્મીકાંત પણ વિપ્રનાં ચરણ હૃદયમાં ધારણ કરે છે. તેથી તેઓ અહીં આવી પહોંચે તે પહેલાં આપણે સત્વર સામે જઈએ. એવો અંતરમાં વિચાર કરી ત્યાંથી તેઓ નીકળ્યા. જેમ ચાતકને તરસ લાગે છે ત્યારે મેઘ સત્વર દોડી આવે છે અથવા જેમ ચંદ્રમા ઉગતાં સમુદ્રમાં ભરતી આવે છે, જેમ હીરાકણીથી ઘસતાં સુંદર હીરો તૈયાર થાય છે તેમ એકબીજાની પ્રીતિ સાક્ષી પૂરે છે. જેમ લોહચુંબકની પ્રીતિ જોઈ લોહરજ તેની સામે આવે છે તેમ બ્રાહ્મણોની અત્યંત પ્રીતિ તુકારામનું મન જાણી શક્યું એટલે જ વિષ્ણુભક્ત ઝટપટ શ્રીહરિના ગુણ ગાતા ગાતા સામે જાય છે. અર્ધે રસ્તે પહોંચતાં બ્રાહ્મણોએ અકસ્માત તેમને સામે આવતા જોયા. એટલે તુકારામે સામે ઊભા રહી તેઓને દંડવત્ પ્રણામ કર્યા. આ જોઈ બ્રાહ્મણો કહે છે કે તું સાક્ષાત્ વિષ્ણુભક્ત છે, એટલે દર્શન કરવાનું મનમાં હેત લાવીને તારી પાસે આવતા હતા. એટલામાં અહીંઆં જ અમારા મનોરથ પૂરા થયા. પછી સપ્રેમ આલિંગન આપી ભેટયા. આસન કરી બ્રાહ્મણો બેઠા પછી તુકારામને શું કહે છે તે સાંભળો. કળિયુગમાં અવતાર લઈને ન બન્યાં હોય તેવાં કાર્ય ચરિત્રો–લોકોને કરી

બતાવ્યાં અને તે અમે નજરે જોયાં. તેથી મનમાં ઘણા વિસ્મય પામ્યા છીએ, પછી એકાંત સમય જોઇને તેમને પૂછવા લાગ્યા કે તમે કોણ છો તે સત્વર કહો. બ્રાહ્મણોનાં વચન સાંભળી તુકારામે મનમાં વિચાર કર્યો કે આ લોકોને પ્રતીતિ કરાવ્યા સિવાય સંશય ખંડન થશે નહીં. પછી પોતાના પેટનું ચામડું પકડીને તાણીને ચીરી નાખ્યું તો ત્યાં પીંજેલું રૂ નજરે પડયું, આ જોઇ બ્રાહ્મણોના મનમાં ઘણું આશ્ચર્ય થયું! તે કહે છે કે તુકારામની મનુષ્ય પ્રમાણેની રહેણીકરણી કેવી રીતે ચાલતી હશે તે સમજાતું નથી. તેનામાં રુધિર, માંસ નથી, તો તેના દેહમા ચૈતન્ય કેવી રીતે રહ્યું હશે? એક કહે છે કે આતો માયા લાઘવી ઇશ્વરની અલૌકિક કરણી છે. પંચભૂતનો દેહ બનાવ્યો, તેને માયામમતાથી જોડી જીવ મૂકી વિષય વાસનાથી બાંધ્યો છે અને તેમ કરીને સંસાર ભર્યો છે. તુકારામ વૈષ્ણવ-ભકત આ બધાથી રહિત છે એ પ્રતીતિ અનુભવથી સમજાય છે. આને પ્રાકૃત મનુષ્ય જાણવો નહીં. એ તો ખરેખર જગદ્‌ગુરુએ અવતાર લીધો છે. જેમ ગંગાજળને પાણી કહેવાય નહીં કે પારસમણિને કંકર કહેવાય નહીં કે સુવર્ણને અન્ય ધાતુ સમાન ગણાય નહીં, કલ્પતરુને વૃક્ષ ન કહેવાય અને સમુદ્રને સરોવર ન કહેવાય, કે મેરુ પર્વતને સામાન્ય ડુંગર જેવો ન ગણાય. જેમ ઈંડાંમાંથી નિજભકત ગરુડરાજનો જન્મ થયો, તેમ શુદ્ર જાતિમાં આ તુકારામ વૈષ્ણવનો જન્મ થયો તે ઉપમા સારી લાગે છે. ગરુડે વિષ્ણુનું વાહન થઇને પોતાનું શરીર પવિત્ર કર્યું. તેમ તુકારામે હરિકીર્તન કરીને જડ જીવોનો સંપૂર્ણ ઉદ્ધાર કર્યો. આગળ ઉપર તુકારામની કવિતા સાંભળી દુષ્ટોના મનમાં પણ વૈરાગ્ય ઉત્પન્ન થશે. ભાવિક અને જ્ઞાની વૈરાગ્યપૂર્ણ ભકતોને તેની કવિતાથી સરળ માર્ગદર્શન થશે. એ પ્રમાણે કહીને બ્રાહ્મણોએ તુકારામને સાદર નમસ્કાર કર્યા. તુકારામ પણ બ્રાહ્મણોનાં નમતાં શિર અટકાવીને પોતે જ તેમને કહે છે કે મારી વાત સાંભળો. આ તમે અપૂજ્ય કરો છો. અમારા સ્વામીએ ભૃગુઋષિની લાતનું ચિહ્ન હજુ સુધી પોતાની છાતીમાં રાખી મૂકયું છે. જે દેવાધિદેવ જગજીવન તેનાથી પણ તમે પુજાવા યોગ્ય છો અને હું તો હલકી જાતનો છું. અનાથ અને દીન છું, તેને તમે કૃપા કરીને મોટાપણું આપ્યું છે. આ સાંભળી બ્રાહ્મણો ઉત્તર આપે છે કે જેને વિષ્ણુભજનમાં પ્રીતિ લાગી છે તેને નીચ જાતિ કહેતાં મતિ કુંઠિત થઇ જાય. રામાયણમાં વાલ્મિકી ઋષિએ વર્ણન કર્યું છે કે વાનરોને શ્રીરામભજનનો રંગ લાગ્યો હતો. શ્રી વ્યાસ મુનિએ ગોવાળિયાઓની કીર્તિ પુરાણમાં લખી રાખી છે માટે જ તારી સ્તુતિ

કરવાનો અધિકાર અમને બ્રાહ્મણોને મળ્યો છે, વિષ્ણુભક્તોની અદ્દભુત કીર્તિ ત્રણે જગતમાં ભરાતાં પણ વધી હશે. અમને ઘણા દિવસથી મનમાં ઇચ્છા હતી તે મનોરથ આજે પૂરો થયો છે, કેમકે પોતાને હાથે પોતાનું પેટ ચીરીને તુકારામે પ્રતીતિ કરાવી છે. પછી બ્રાહ્મણો તુકારામને પ્રેમથી આલિંગન આપીને કહે છે કે ચીંચવડ એકરાત્રી માટે આવીને પ્રેમથી કીર્તન કરો એવી ઇચ્છા છે. તેમના મનનો હેતુ તુકારામને એક ગત મહેમાન રાખવાનો હતો.

એજ સમયે લોહગામના લોકોએ મળીને વિચાર કર્યો કે તુકારામને પોતાના ગામમાં લઈ જઈ તૃપ્તિ થાય ત્યાં સુધી કીર્તન સાંભળવું. તે પ્રેમામૃતનું સેવન કરતાં આ સંસારમાં આવ્યું સાર્થક થશે. પછી તુકારામ પાસે જઈ વિનંતી કરીને તેમને લોહગામ લઇ ગયા રોજ રોજ પ્રેમથી હરિકથા સાભળવા લાગ્યા ત્યાંના લોકો ભાવિક હતા, પકવાન કરીને વિપ્રોને તેમજ સંતોને ભોજન કરાવતા, દિવ્ય મંડપ રચીને ફૂલહાર, ચંદન વગેરેથી કીર્તન શરૂ થતા પહેલા વૈષ્ણવવીર તુકારામની પૂજા કરતા. તે પ્રમાણે લોહગામમાં એક મહિના સુધી આનંદ કર્યો. તે સમયે પંઢરપુરના હરિદાસ કથાકાર પરદેશ જવા નીકળ્યા હતા, તે આ ગામમાં આવ્યા. ત્યાં એક વેપારી અશ્વ ઉપર બેસીને બજારમાથી જતો હતો. હરિદાસ તે વેપારીને કહે છે કે અશ્વ ઉપર બેસીને તને નિદ્રા કેમ આવે છે? આવી નવાઇ જોઇ અમને આશ્ચર્ય થાય છે. તેનું કારણુ તે બતાવે છે કે તુકારામનું એક માસથી કીર્તન થાય છે તેથી રોજ રાત્રે ચાર પ્રહરનું જાગરણ થાય છે. આ વાત સાંભળી હરિદાસને ચિંતા થઈ. તે કહેવા લાગ્યા કે હવે આપણે લોહગામમાં કીર્તન માટે રહેવું નકામું છે. જ્યાં પ્રેમાળ ભક્તનું કીર્તન થતું હોય ત્યાં આપણી કથા કોઇને રૂચે નહીં. જેમ રોગીને દિવ્યામૃત મળે તો તે કલ્પાંતે પણ ઔષધ લેશે નહીં, જેમ અમૂલ્ય હીરાના તેજ આગળ કાચમણિ ઝાંખા પડે છે, જેમ સૂર્યનો ઉદય થતાં દીવા તેની આગળ ઝાંખા પડી જાય છે, જેમ પાસે ગંગા નદી વહેતી હોય તો પછી વાવ કે કૂવાનાં પાણીની કોણ ઇચ્છા કરે? તે પ્રમાણે પ્રાસાદિકનાં કીર્તન સાંભળનાં મોંઢે કરેલાં ગાયન સાંભળવાં કોઇને રૂચે નહીં. તેથી હરિદાસો લોહગામ પડતું મૂકીને બીજે ગામ જવા લાગ્યા. આવું બોલીને હરીદાસ સત્વર જતા હતા ત્યારે ગામ લોકો ત્યાં હતા. તેમણે સત્વર નગરમાં જઈ સઘળા સમાચાર તુકારામને કહયા. તે સાંભળી તુકારામ ને ઉઠતાં ક્ષણવાર

પણ લાગી નહીં. તે કહેવા લાગ્યા કે આપણે તેમની પાસે જઈને પ્રાર્થના કરીને તેડી લાવીએ. એમ કહી પોતે આગળ આગળ ઝડપથી ચાલે છે અને મનમાં ઘણો ઉલ્લાસ છે. તેથી ગ્રામવાસી લોકો પણ બધા હરિદાસને તેડી લાવવા માટે તુકારામ સાથે સામેલ થયા. તે કહે છે કે પંઢરીક્ષેત્રના હરિદાસ ઉદાસ થઈને જાય છે તો તેમને વિનંતી કરીને નગરમાં તેડી લાવીએ. પછી એક માણસને આગળ દોડાવી તેઓને કહેવડાવ્યું કે વૈષ્ણવ તુકારામ પ્રેમથી તમને મળવા માટે આવે છે. આટલો સંદેશો કહેતાં જ તે હરિદાસો તરત જ પાછા આવ્યા પછી તેઓ હરિદાસોને નમન કરીને આલિંગન આપી ભેટયા. તુકારામને ક્ષેત્રવાસીઓ કહે છે કે અમે દેશાવરે નીકળ્યા છીએ કારણ કે વૈશાખ મહીનામાં ઘેર પુત્રીનાં લગ્ન કરવાં છે તેથી ધનપ્રાપ્તિની ઇચ્છા છે. સારી વાત છે એવું કહીને હરિદાસોને ગામમાં લઈ આવ્યા; રહેવા માટે સારૂં સ્થળ આપ્યું અને સીધુંસામાન પણ મોકલી આપ્યું. પછી ભોજન કાર્યથી પરવારી રાત્રે હરિકીર્તન શરૂ કર્યું. એક માસ પર્યંત હરિદાસની કથા ચાલી અને સર્વને ઘણો આનંદ થયો. પછી તુકારામ વૈષ્ણવે ગામ લોકોને આજ્ઞા કરી કે હવે હરિદાસોને બીજા ગામે ભિક્ષા લેવા માટે જવાની વિદાયગિરિ આપો. બ્રાહ્મણોને કષ્ટ કરાવીને પછી તેમને દાન આપવું એમાં તમને મોટાઈ લાગે છે પણ તેથી કંઈ પુણ્ય કમાશો નહીં. હવે આ ગામમાં ઘણી વસ્તી છે અને નાના, મોટા બધાએ આનંદ લીધો છે, તેઓની શકિત જોઈને બધાંની પાસે ભિક્ષા માગો. એવું તુકારામનું કહેવું સાંભળી ગામલોકે ખડીઓ, કલમ અને કાગળ લાવીને આસામીઓનાં નામ લખી કાઢયાં. નગરમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ એમ સર્વ લોકો રહે છે. તેઓ બધા તુકારામને કહે છે કે તમે રકમ માંડી આપો તે અમે ઉઘરાવીશું. પછી ઉત્તમને એક રૂપીઓ, મધ્યમને આઠ આના અને કનિષ્ટને ચાર આના એમ લખી આપ્યું. *તે જોઈ ગામલોક કહે છે કે આ તો અમને ઓછું લાગે છે. તે સાંભળી* તુકારામ તેમને કહે કે ત્યારે તમને જે ઠીક લાગે તે લખો. તેથી તેઓએ મનમાં ઉલ્લાસ લાવી ઉત્તમને પાંચ રૂપીઆ, મધ્યમને બે કે ત્રણ રૂપીઆ અને કનિષ્ટને એક રૂપીઓ લખ્યો. તે તુકારામને સત્વર બતાવી ગામલોકો ગામમાંથી ભિક્ષા ભેગી કરી લાવ્યા. ગામના આગેવાને તુકારામ સામે દ્રવ્યનો ઢગલો કરી કહ્યું કે અમે કેવું મોટું કાર્ય કર્યું? હવે આ ભિક્ષા હરિદાસોને તમારે હાથે સમર્પણ કરો. તે સાંભળી તુકારામના મનમાં સમજાયું :

દાતારોના મનમાં અહંકાર વૈરી પ્રગટ થયો છે. જેમ પક્વાનમાં મક્ષિકા પડે કે જેમ દૂધમાં મીઠાની કણી પડે કે પ્રેમાળ ભાવિક પાસે કુટિલ આવી બેસે કે જુવાનીમાં ક્ષય રોગ લાગુ પડે કે બ્રાહ્મણની સભામાં અસ્પૃશ્ય આવે કે વિરક્તને કર્મયોગે સ્ત્રીસંગ થાય કે ક્ષેત્રમાં અન્નનો ઘણો પાક થતાં અકસ્માત તીડનું ટોળું આવી પડે કે પૂર્ણિમાનો ચંદ્ર ઊગતાં જ રાહુ અકસ્માત આડો આવે તે પ્રમાણે દાન દેતી વખતે ગામ લોકોને અભિમાન રૂપી વૈરી પેદા થયો છે. માટે જેથી આ શત્રુ નાશ પામે તેવુ કરવું જોઇએ. પછી તુકારામ વૈષ્ણવ ભક્ત ગામ લોકોને પૂછે છે કે તમે સમસ્ત ઠેકાણેથી ભિક્ષા લઇ આવ્યા. ભૂલે ચુકે પણ કોઈ ઘર રહી જવું જોઇએ નહીં. તે સમયે લોકો કહે છે કે ગામમાં એક દુર્બળ વણકર રહે છે. તે નિંદક તેમજ નટખટ છે. તેના અંતરમાં પ્રેમનો છાંટો પણ નથી. ફક્ત તે એક રહ્યો હશે. બીજા બધાએ શક્તિ પ્રમાણે આપ્યું હશે. આવાં વચન સાંભળી પ્રેમાળ ભક્ત કહે છે કે તમે તેને ઘેર જાઓ અને સત્વર મારો સંદેશો કહેજો. પછી તે રૂકો, અધેલો ગમે તે વસ્તુ ધર્મ અર્થે આપે તે લેજો. તુકારામનાં વચન સાંભળી સર્વેજનોને આશ્ચર્ય થયું. પછી વણકરને ઘેર જઇ તે ગ્રામજનો ઊભા રહ્યા. પણ પોતે કંઈ બોલતો નથી. તે ઝડપથી પીંજણ કરતો હતો. તમે કોણ છો ? કેમ આવ્યા છો ? એવું કોઇને પૂછતો નથી. ગામના લોકો વિસ્મય પામી એક બીજાનો મત પૂછે છે. તેઓ કહે છે કે તુકારામનું માન રાખીને આ મૂર્ખા પાસે આવવું પડયું છે. પણ આતો કંઈ વચન બોલતો નથી. પછી ગામ લોકે કહયું કે પંઢરપુરથી હરિદાસ આવ્યા છે અને એક મહિનો કીર્તન કર્યું છે. તુકારામે તેમને માટે કંઇ ભિક્ષા માગવા તારી પાસે અમને મોકલ્યા છે. આવાં વચન સાંભળી તે મૂર્ખને મનમાં સંતાપ થયો. તે કહેવા લાગ્યો કે તુકયાએ બડબડ શરૂ કરી છે ત્યારથી જ તમને બધાંને ગાંડપણ આવ્યું છે. લૌકિક લાજ તજીને કીર્તનમાં ઉઘાડે છોગે નાચે છે. પોતાનો સંસાર તો ખેરવી નાખ્યો છે અને પાછો મારી પાછળ શા માટે લાગ્યો છે? ઘરમાં થાળી કે વાડકો પણ નથી તો હું તમને શું આપું ?.તે મૂર્ખનાં વચન સાંભળી તેની પત્ની તેને કહે છે કે મોટા મોટા લોકો તુકારામના કહેવાથી આંગણે આવી ઊભા છે. તમે નિંદક છો. મુખથી જરા સભ્ય વચન બોલતા નથી અને બેસવા ચોખ્ખું સ્થાન પણ તમારે ત્યાં નથી. હવે મનમાં વિવેક વિચાર કરીને એમને કંઈક આપો. પત્નીનાં આવાં વચન સાંભળી તે મૂર્ખને મનમાં સંતાપ થયો. તે ક્રોધાયમાન થઇને કહે છે કે ઘરમાં એક લોટો છે

તે આ લોકોને ઝટ આપી દે કે જેથી તે સત્વર રસ્તો માપે. પતિનું વચન સાંભળી પત્નીના મનનું સમાધાન થયું. પછી ઉદકપાત્ર લાવીને તેણીએ પતિનાં હાથમાં આપ્યું. તેણે તે ડાબા હાથે ગામલોકના હાથમાં આપ્યું. આ લોકો મનમાં ભિક્ષા મળ્યાનો આનંદ પામીને લોટો લઇને ઝટ ત્યાંથી નીકળી ગયા. બધા લોકોને આશ્ચર્ય થયું. તે કહેવા લાગ્યા કે આખરે દુષ્ટ માણસે પણ ભિક્ષા આપી. જેમ દાવાગ્નિ શીતળ થયો, કે કાંટાળા વૃક્ષને ફળ આવ્યા, આજે સુકાં લાકડાંને અંકૂર ફુટયા જેવું થયું કે પત્થરને પવિત્ર ધામ મળ્યું કે જાણે રાહુ ઉજ્જવળ દેખાયો અને તેનો પ્રકાશ પૃથ્વી ઉપર પડયો, તેવું જ આજે સ્પષ્ટ બન્યું છે કારણ કે આ પરમ દુષ્ટ માણસે ઉદારતા બતાવી છે. એક કહે કે આપણું નસીબ સારૂં હતું તેથી તેને ત્યાંથી પણ ભિક્ષા મળી. પરસ્પર એમ વાત કરતા કરતા તુકારામ પાસે સત્વર આવ્યા અને ઉદકપાત્ર સામે મૂકયું અને પછી નમસ્કાર કર્યા. તે જોઇને વૈષ્ણવવીર તુકારામ લોકોને કહે છે કે તે (શાળી) વણકર પરમ ઉદાર છે. તેણે ઘણી મોટી રકમની ભિક્ષા આપી છે. પોતાના હાથમાં તે લોટો લઇને તુકારામ કહે છે કે આતો સુવર્ણપાત્ર છે. તેની તમને કેમ જરા પણ ખબર પડી નહીં? તમને તેની પરીક્ષા ન આવડી. કેટલાક કહેવા લાગ્યા કે એતો ઉજવળ પિત્તળનું પાત્ર છે. ઉટકીને ઘણું નિર્મળ કર્યું તેથી સોના જેવું ચળકે છે. જ્યારે અગ્નિમાં તપાવી જોયું ત્યારે તે શુદ્ધ સોનાનું લાગ્યું ત્યારે જ સર્વને મનમાં ભારે કૌતુક થયું અને બધાં નવાઈ પામ્યા! તે કહેવા લાગ્યા કે સંતોનો મહિમા વર્ણવી શકાય તેમ નથી. તે ન બન્યું હોય તેવું કરી બતાવે છે. તેમને ઉપમા આપી શકાય તેમ નથી. પછી હરિદાસોને બોલાવી તેમના ચરણ ધોયા, પુષ્પહાર ગળામાં નાખ્યા અને સર્વને વસ્ત્રો આપ્યાં. ગામલોક કહે છે કે ભિક્ષા લાવ્યા છીએ તેનો અંગીકાર કરો. એમ અતિ આદરથી સર્વેએ નમસ્કાર કર્યા. પછી તુકા વૈષ્ણવ કહે છે કે આ ગામના લોકો ઘણા ઉદાર છે. તેમણે સત્વર સંપ કરીને દ્રવ્ય ભેગું કર્યું છે અને તમને આપ્યું છે. ગામમાં એક દુર્જન શાળી પણ રહે છે તેને બધા પરમ શઠ કહે છે, તેણે પણ મનોભાવે એક સુવર્ણપાત્ર તમને અર્પણ કર્યું છે. તે તુળસીપત્રનો સ્વીકાર કરીને તમારી પુત્રીનું લગ્ન કરશો. એવાં વચન કહીને સદ્ભાવે તેમના ચરણમાં વંદન કર્યું. હું એક જ લોકોમાં ઉદાર છું એવું જેના મનમાં અભિમાન હતું તેણે આ કૌતુક નજરે જોયું અને તલ્લીન થઈ ગયો. હરિદાસો મનમાં સર્વે સંતોષ પામી પંઢરપુર ગયા. પ્રેમાળ ભકત તુકારામ દેહુગામ પાછા આવ્યાં.

સન્માન, પૂજાની ઇચ્છા ત્યજીને હૃદયમાં અધોક્ષજનું ચિંતન કરવા લાગ્યા. તેમની નજરે દીન, અનાથ કે રાજા સર્વ સરખા હતા.

એક દિવસ પ્રેમાળ ભકત તુકારામ જરા નિદ્રિત અવસ્થામાં હતા. તે સમયે સ્વપ્નમાં જે બનાવ બન્યો તે ભાવિક શ્રોતાઓ સાંભળજો. તુકારામ ઇંદ્રાયણી નદીમાં સ્નાન કરવા જતા હતા, ત્યારે પંઢરીનાથે શું કર્યું ? તે વિપ્રનો વેષ લઇને સત્વર તુકારામને મળ્યા. બ્રાહ્મણને નજરે જોતાં તુકારામે તેમને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પછી તુકારામને મસ્તકે નિજ પ્રેમથી હરિકેશી હાથ મૂકયો અને તે અવસરે ઉપદેશ આપ્યો. બ્રાહ્મણને તુકારામે નમસ્કાર કર્યા અને કહ્યું કે સ્વામી, મારે ઘેર આવી નિજ પ્રીતિથી ભોજન કરો. તે સાંભળી વિપ્રે ઉત્તર આપ્યો કે મારે પાશેર ઘી જોઇશે. જો તુ તેટલું આપી શકે તેમ હોય તો સત્વર તારે ઘેર આવું. તે સાભળી તુકારામે કહ્યું કે અવશ્ય મળશે. તુકારામ તે વિપ્રને પોતાના હાથે પકડી સત્વર ઘેર આવ્યા. પત્નીને કહ્યું કે આ બ્રાહ્મણ ઉપવાસી છે અને તેમને ભૂખ લાગી છે. માટે સીધું સાહિત્ય આપ. તે રોજ પાશેર ઘી જમે છે તો મનમાં ભાવ રાખી તેટલું ઘી પણ આપજે. આવાં વચન સાંભળતાં તુકારામની પત્નીને ક્રોધ ચઢયો. તે કહેવા લાગી કે આવો બ્રાહ્મણ કયાંથી તેડી લાવ્યા ? હું ઘી કયાથી લાવું ? એવું ગુસ્સા ભરેલું કહેવું સાભળતાં જ સારંગધર અદસ્ય થઈ ગયા. જે લીલા નાટકી સર્વેશ્વર છે, તે પોતાના ભકતોને કૌતુક બતાવે છે. આવું સ્વપ્નું જોઈ તુકારામ જાગૃત થયા. આ કૌતુકથી તેમને હૃદયમાં અદ્દભુત પ્રેમભાવ ઉત્પન્ન થયો. તે કહે છે કે કૃપા કરીને સદ્દગુરુનાથ આવ્યા પણ મારાથી સેવા થઈ નહીં. ગંગાસ્નાન કરવા જતાં રસ્તામા મને મળ્યા અને મારે શિરે વરદહસ્ત મૂકી આશીર્વાદ આપી પાશેર ઘી માગ્યું. ઘરમાં પત્નીએ કજીઓ કર્યો અને પોતે સત્વર જતા રહ્યા. કેશવચૈતન્ય, રાઘવચૈતન્યે માળા કરવાની રીત કહી, પોતાનું નામ સદ્દગુરુએ બાબાજી એમ કહ્યું. મન ગમતો મંત્ર "રામ કૃષ્ણ હરિ". ઝટ દઈને કહ્યો. એજ મંત્ર ત્રિપુરારી રોજ જપે છે. મહા સુદી ૧૦ને ગુરૂવારે મારો અંગીકાર કરીને સદ્દગુરુ ગયા. મનમાં એવો વિશ્વાસ રાખીને પ્રેમથી હરિભજન કરતાં અને નિજનિષ્ટાથી કીર્તન કરતાં રાત્રી ગમન કરી. એમ જુદાં જુદાં દષ્ટાંત, સહજમાં સમજાય તેવી રસાળ કવિતા ભાગ્યશાળી લોક રોજ તુકારામ પાસેથી સાંભળતા અને મનમાં તલ્લીન થઈ જતા. લોકો કહેતા કે આ મનુષ્ય નથી પણ કેવળ ઈશ્વરનોજ અવતાર છે, એના

હે વનમાળી, તમે સ્વપ્નામાં આવીને મને અજ્ઞાનીને આજ્ઞા આપી કે નામદેવનું જે કાર્ય બાકી રહ્યું છે તે કવિત બનાવી પૂરું કરવું. એમ છતાં હે રૂક્ષ્મિણીકાંત, તેં કેમ આવું અરિષ્ટ મારે માથે પાડ્યું ? ભલે! હે પંઢરીનાથ, તારા ચિત્તમાં જે આવે તે કરજે."

એવું કહીને તે સમયે પોતાના અંતરમાં પંઢરીનાથનું ધ્યાન ધર્યું. મુખે "શ્રીરામ કૃષ્ણ હરિ" મંત્ર તે સપ્રેમ જપવા મંડયા. ફળ, મૂળ કે અન્ન સર્વનો ત્યાગ કર્યો. કોઇની સાથે બોલવાનું બંધ કર્યું. જીવવાની આશા ત્યજી દીધી, પાણી પીવાનું પણ બંધ કર્યું. આવી ભયંકર તપશ્ચર્યા જોઇને જગજીવને બાળરૂપ શામળું સુંદર સગુણરૂપ લીધું અને તુકારામના મનનું સમાધાન કરવા રૂક્ષ્મિણીરમણ આવી પહોંચ્યા. તુકારામના મસ્તક ઉપર અભયકર મૂક્યો અને કહ્યું કે તારું અંતઃકરણ સ્વસ્થ બનવા દે. જે દુર્ઘટ અરિષ્ટ તારે માથે આવી પડયું છે તેનું હું નિવારણ કરીશ. એવું તે સમયે દૃષ્ટાંત આપીને તમાલનીલ અદશ્ય થયા. તેમણે તુકારામનું નિર્મળ હૃદયકમળ બેસવા માટે જોયું અને ત્યાંજ અદશ્ય થઇને ચક્રપાણિ 'સ્વસ્થ' રહ્યા. એ પ્રમાણે તેર દિવસ પૂરા થતાં ચિકિત્સકોનું ટોળું નદીકિનારે જ્યાં પુસ્તકો ડુબાડ્યાં હતાં ત્યાં ભેગું થયું. તેટલામાંજ સર્વ પુસ્તકો સ્વયં બહાર આવ્યાં અને એક પણ અક્ષરને પાણી અડયું નહોતું. આ ચમત્કાર નજરે જોતાં તેઓ કહેવા લાગ્યા કે સમજ્યા વિના તુકારામને ઘણો અન્યાય કર્યો છે. તે વિષ્ણુભકતને છળ્યો પણ તેને જગજીવને સહાય કરી છે અને આ મહાન દારુણ અરિષ્ટ દૂર કર્યું છે. એવો મનમાં પશ્ચાતાપ કરીને બ્રાહ્મણો મહાદ્વારે તુકારામ પાસે આવ્યા. તેને કહેવા લાગ્યા કે તારા ઉપર શ્રીહરિ પ્રસન્ન થયા છે. તારા કાગળો પાણી અડયા સિવાય કોરા નીકળ્યા તે હવે આંખ ઉઘાડીને જો. એવું કહીને સઘળા માણસોએ તેને સાષ્ટાંગ નમન કર્યું. કહે છે કે જેને રૂક્ષ્મિણીપતિ સહાય કરે છે ત્યાં કોઈનાં કપટી યત્નો ક્યાં સુધી ટકી રહે ? અમૃતકુપીમાં રોગ ભરાયો એવું કલ્પાંતે પણ બને નહીં અથવા સૂર્યને ઘેર અંધકારે પ્રવેશ કર્યો એવું બને નહીં, કે ચંદ્ર મંડળમાં ઉકળાટ થયો એવી રીત કદી થાય નહીં તેમ વિષ્ણુ ભક્ત ઉપર કપટી રીત કદી થઇ શકશે નહીં. એમ પરસ્પર વાતો કરી દુર્જનોએ પણ નામસ્મરણ કરવાનું શરૂ કર્યું. હવે તુકારામ નેત્ર ઉઘાડીને સામે જોવા લાગ્યા તો બ્રાહ્મણોએ કોરાં પુસ્તકો લાવીને દેવળમાં મૂકયાં હતાં. આ કૌતુક નજરે જોઇને તુકારામના મનનું સમાધાન થયું જેમ

આંધળાને નેત્ર આવતાં તેના મનમાં ઉલ્લાસ થાય, જેમ મરેલું પ્રેત ઊઠીને જીવંત થાય, તેવો તુકારામના મનમાં ઉલ્લાસ થયો. કહે છે પંઢરીનિવાસી પ્રસન્ન થયા. પછી મે હાથ જોડી પોતાના મુખથી સાત અભંગ કહ્યા. તે અનુપમ છે. તેનો થોડો અર્થ યથાબુદ્ધિથી કર્યો છે તે શ્રોતાજનો પ્રેમથી સાંભળજો. તુકારામ ગદ્દગદ્ કંઠે થઇને આંખોની પાપંણો બંધ કરી કહે છે:—

"જય જયાજી વિઠ્ઠલા! મારાથી ઘણો અન્યાય થયો છે. લોકોનું કહેવું મનમાં લાવીને તારા ઉપર ભાર નાખ્યો. તને ઘણું કષ્ટ આપ્યું. હું તારો અધમ દાસ છું. તેર દિવસ આંખો બંધ કરીને તારા દ્વારે હઠ લઇને બેઠો હતો. હે શ્રીહરિ! મેં ભૂખ તરસનો ભાર પણ તારા ઉપર નાખ્યો હતો."

મારા હૃદયમંદિરમાં બેસી શ્રીહરિ
યોગ ક્ષેમ મુરારી તેં મને નાખ્યો.

"પાણીમાં ત્રણ દિવસ ચાર ચોપડા કોરા રાખ્યા અને લોકોના અપવાદને રદીઓ આપ્યો. હે દયાળુ! તું અનાથનો નાથ છે તે બિરદ વાણી સાચી કરી બતાવી. નાનું બાળરૂપ ધરીને રુક્મિણીપતિ મને આવીને મળ્યા; પ્રેમથી મારા મનનું સમાધાન કર્યું અને પોતાના હાથે મને અભય વરદાન આપ્યું. હવે દુર્જનો ભલે મારું ગળું કાપે કે ગમે તે પીડા કરે પણ કદાપિ તારા ઉપર સંકટ નાખી દઇશ નહીં. હું તો ચંડાળ, દુષ્ટ, પતિત છું. એક વખત તો ખરેખર ભૂલ થઇ. પાણીમાં ઊભા રાખી હાથમાં અભંગની પોથીનો ભાર ઉચકાવ્યો. સમર્થને ભાર ઉચકાવવાનો મને અધિકાર નથી હું પામર તે સર્વથા જાણતો નહોતો. મારાથી વિવેક વિચાર સમજાયો નહીં. હે શ્રીપતિ! જે વાત બની ગઇ તેવી વાત ફરીથી થશે નહીં. હે રુક્મિણીપતિ! હવે ફરીથી તારા ઉપર સંકટ નાખીશ નહીં. મારા ગળા ઉપર કોઇએ છરી મૂકી નહોતી કે મારી પીઠ ઉપર કોઇએ ઘા કર્યો નહોતો; તોપણ હે શ્રીહરિ! મેં ઉતાવળ કરીને આવો ભાર તારા ઉપર નાખ્યો. મારી પાસે અને પાણીની અંદર બે ઠેકાણે મારું ચિત્ત વહેંચાયેલું હતું. એ બંને આઘાત ચૂકવીને લોકોમાં કીર્તિ વધારી. તને માબાપ સમાન કહું છું. પણ તે સ્વાર્થ માટે પ્રાણ લેવાની ઇચ્છા કરવા જેવું થયું છે. મેં તો અઘટિત કર્યું છે. પણ તું જગજીવન એકલો જ સહાય કરનાર છે. તું કૃપાસાગર ચક્રપાણિ તુજ સમાન ત્રિભુવનમાં કોઇ નજરે પડતું નથી. પ્રીતિ કરીને તારી સ્તુતિ કરું છું. પણ મારી વાણી કુંઠિત થઇ જાય છે તું

દીનબંધુ દયાળુ છે અને ચંદ્ર કરતાં પણ શીતળ છે. માતા કરતાં પણ સ્નેહાળ છે. અને પ્રેમ કલ્લોલથી આવે છે. ઉપમા આપવાને કોઇ બીજું બરાબરી કરે તેવું નથી. સઘળા જીવોનો જીવ છે. તારું નામ લેતાં શિવજી થાકી ગયા. પાંચ મહાભૂતો નિર્માણ કર્યાં તે પણ તારામાંથી જ થયાં છે. અમૃત સમાન મીઠા કહું તો તું જગજીવન તેનાથી પણ પર છે. હવે કંઇ ન બોલતાં તારા ચરણમાં મસ્તક મૂકું છું. હે વિઠામાઇ! મારો અનંત અપરાધ છે તું સ્નેહાળ મને ક્ષમા કરજે. હું અવગુણી ઘણો અન્યાયી છું તે કેટલીવાર વારંવાર કહું છું. હા! આ સંસાર હવે પૂરો કરાવ. કદીય તે ચિત્ત સ્થિર થશે નહીં. બુદ્ધિના વિકલ્પ અનંત છે. ક્ષણે ક્ષણે મનના તરંગ પલટાય છે. સંસર્ગ કરતાં મન વધારે બંધનમાં નાખે છે. હે દેવાધિદેવા! પંઢરીનાથા! મારી સકળ ચિંતાનું નિરસન થયું છે. કર્મ જાળ દૂર કરી હે અનંતા, હવે હૃદયમંદિરમાં નિવાસ કરો."

આ પ્રમાણે તુકારામે પ્રેમથી પ્રાર્થના કરી અને શ્રી રૂક્મિણીરમણનું આરાધન કર્યું. પછી મંદિરના અંદરના ભાગમાં જઈ દેવને પ્રેમથી આલિંગન આપ્યું. સગુણ સ્વરૂપ આંખમાં ઉતારી મુખે નામસ્મરણ કરવા લાગ્યા. આગળ ઉપર દેહસહિત તુકારામ વૈકુંઠમાં ગયા તે કથા સવિસ્તર જુદા ગ્રંથમાં લખાઈ છે. તેમના સ્વર્ગમાં ગયા પછી બાર અભંગ, ટાળ અને કંથા મોકલી હતી. તે અભંગ ઉપોદ્‌ઘાતમાં લખ્યાં છે. હૃદયમાં રહેલા શ્રી રૂક્મિણીપતિ કહે છે કે તુકારામ હજુ પણ આલોકમાં નક્કી વિચરે છે. જે કોઇ શ્રદ્ધાળુ પ્રેમાળ ભક્ત હોય તેને સ્વપ્નમાં દર્શન આપે છે. જેમ અનસુયા સુત દત્તાત્રેય ઇચ્છા પ્રમાણે ભૂમંડળમાં વિચરે છે. આ કથનનો મનમાં કદી સંશય થાય તો સંત સજ્જનોની સાક્ષી સાંભળજો.

ભક્ત નિળોબાના સ્વપ્નામાં આવીને નિજકૃપા કરી તુકારામે ઉપદેશ કર્યો હતો. જો ચિત્તમાં શુદ્ધ પ્રેમ હોય તો તુકારામ આજેય ઉપદેશ આપે છે. તે જગદ્‌ગુરુ નિરૂપમ હજી પણ ચીરંજીવ છે. એક સમયે તેમણે કૃપા કરીને મારા હાથે ગ્રંથ લખાવ્યો. પણ આ વિષયમાં ચતુર શ્રોતાઓ મનમાં સંશય કરશો નહીં. તે ચૈતન્યઘન, વિશ્વવ્યાપક ચૈતન્યઘન અમારો સદ્‌ગુરુ તુકારામ છે. મહીપતિ તેનો અનન્ય શરણાંગત દેહાભિમાન ત્યજીને રહ્યો છે.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે.

પ્રેમાળ ભાવિક ભક્તોએ આ બાવનમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

## અધ્યાય ૫૩ મો.

## માણકોજી બોધલાનું ચરિત્ર

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

જય વિશ્વભૂષણા વિશ્વંભરા, માયાતીતા જગદુધ્ધારા, સગુણસ્વરૂપા, નિર્વિકારા, સાયુજ્યઉદારા જગદ્ગુરૂ. જય જય માયાચક્રચાલકા પિતાંબરધારી વૈકુંઠનાયકા, બ્રહ્માના પિતા, વેદનો ઉદ્ધાર કરનારા પાંડુરંગા. હાથીમાં અને અણુથી પણ નાનું હોય તે સર્વમાં હે જગન્નાથ, તું એક સરખી રીતે રમે છે. ખરેખર ઇંદ્રાદિક સર્વ દેવો તારી સત્તામાં રહે છે. ચંદ્ર અને સૂર્ય આકાશમાં દોડે છે. તેઓની સુત્રદોરી પણ તારા હાથમાં છે. જેવી રીતે દીવાની મદદથી પડદા ઉપર ઢીંગલીઓનો નાચ મદારી કરી બતાવે છે, જેમ એક પવન માત્ર સઘળાં તરુવરો હલાવે છે, તેવી રીતે તું એકલોજ સકળ બ્રહ્માંડને હલાવે છે. હે જગજેઠી ! જે જે નજરે દેખાય છે તે સર્વ તારા રોમરંધ્રમાં છે. તોપણ તું ભકત પુંડરીકને આપેલા વચનને લીધે કમર ઉપર બે હાથ મૂકીને ઊભો રહ્યો છે. તારો પાર બ્રહ્માદિક પણ પામી શકયા નથી. તેવો તું નિજ ભકતોનાં વચન પાળવા તૈયાર રહે છે. જુદી જુદી રીતે સંકટ પાડીને પછી તું પોતે જાતે દોડી જઈ નિવારણ કરે છે. તું શેષશાયી ગરૂડ ધ્વજવાળો છે. શ્રી લક્ષ્મીજી તારા ચરણરજની ઇચ્છા કરે છે. તેવો તું અધોક્ષજ ઊભો રહીને દાસની પૂજા સ્વીકારે છે. જે યોગીઓ વજ્રાસન વાળીને બેઠા છે, તેઓના ધ્યાનમાં પણ તું ઝટ આવી શકતો નથી. તેવો તું પ્રેમાળ ભકતોના કીર્તનમાં જઈ બીક વગર નિર્લજપણે નાચે છે. હે જગજીવન, ભકતોનાં કદી સાભળ્યાં ન હોય તેવાં ચરિત્રો તુંજ બોલાવે છે. નહીં તો હું તો મંદ બુદ્ધિનો છું અને ચરિત્રો લખવા માટે મારી પોતાની બુદ્ધિ છે જ નહીં. પાછળના અધ્યાયમાં અદ્દભુત કથા સાંભળી. સંત તુકારામને પંઢરીનાથ પ્રસન્ન થયા. તેર દિવસ સુધી અભંગ લખેલી વહીના કાગળ પાણીમાં કોરા રાખ્યા. હવે શ્રોતાઓ, સાવધ થઇને આગળની રસાળ કથા સાંભળજો —

તાલેધાટમાં ધામણગામ સંતો અને સાધુઓ માટે પ્રસિદ્ધ ગામ હતું. ત્યાં એક પાટીલ વૈષ્ણવભક્ત હતો તેનું નામ માણુકોજી બોધલા હતું. તે ખેડૂત જાતિમાં જન્મ્યો હતો. તેની પત્નીનું નામ મમતાઈ હતું. તે પરમ ભાવિક પતિવ્રતા હતી. જે પતિની આજ્ઞાપાલન સિવાય બીજું કંઇજ કરતી નહોતી. તેનો મોટો પુત્ર નામે યમાજી ઉદાસીવૃત્તિનો હતો. અને તેની સદ્‌ગુણી પત્નીનું નામ ભાગીરથી હતું. એમ ચારે જણ એકમનથી રહી સંસારી છતાં અતિ વિરક્તપણે રહેતાં હતાં. પંઢરનાથનું હૃદયમાં ધ્યાન ધરીને રાતદિવસ ભજન કરતાં હતાં. ઘરમાં ઘણું ધનધાન્ય છે, મોટાઇ છે, અને ઘણો કારભાર ચાલે છે. ગમાણ ભરાય તેટલાં ગાયબળદ તેને ઘેર હંમેશાં રહે છે. પંદર દિવસે એકાદશી આવે ત્યારે પંઢરપુર જવાનું તેણે વ્રત લીધું હતું. એવી એકનિષ્ઠાથી બોધરાજ પંઢરપુર જઇને બારશના પર્વકાળના સારા દિવસે બ્રાહ્મણ પાસે સંતર્પણ કરાવી દીન, યાચક અને ભૂખ્યાઓને અન્ન વહેંચી આપતો. તેરશને દિવસે ત્યાંથી નીકળી પાછો ધામણગામ આવતો. એમ કેટલોક કાળ જતાં દેશમાં ભારે દુકાળ પડયો જેથી અનાજ થઈ ગયું. લોકો દ્રવ્ય આપી અન્ન વેચાતું લેતા હતા, પણ દુર્બળને અન્ન મળતું નહીં. આવો કઠણ સમય આવેલો જોઈ બોધલાના અંતરમા દયા આવી કહે છે કે પ્રાણીમાત્રમાં જગજેઠી વસે છે. તે સર્વ ઠેકાણે સર્વ ઘટમાં વ્યાપક છે. પછી પોતાની પત્નીને એકાંતમાં લઇ જઇ પોતાના મનની અને સ્વહિતની વાત તેને કહે છે. તેને કહ્યું કે યથાશક્તિ ભૂખ્યાઓને અન્નજળ આપજે. ભૂખ્યાને અન્ન આપવું, સુકાતા ઝાડને પાણી પાવું, શરદીમાં વસ્ત્રદાન કરવું, તેથી અક્ષય પુણ્ય સંચય થાય છે. પ્રવાસ કરતાં રોગીને ઔષધ આપવું કે ડુબતા માણસને પાણીમાંથી બહાર કાઢવો, કે દુર્બળ બ્રાહ્મણને લગ્ન કરાવી આપતાં અક્ષય પુણ્યસંચય થાય છે. આગથી ઘર બળતું હોય તો ઓલવવા જવું, કે કોઇ માલીક ન થતું હોય તેવા પ્રેતને અગ્નિ સંસ્કાર કરાવવો, કે તૃષાથી પીડાએલાને જળ આપવાથી અક્ષય પુણ્યસંચય થાય છે. નિર્બળ ઢોરને પંપાળવું કે બંધનમાથી વ્યાઘને છોડાવવો અથવા યાચકને નમ્ર વચન કહેવાથી અક્ષય પુણ્યસંચય થાય છે.

આવું સુકૃત જેણે સંગ્રહ કર્યું હશે તે સાત્વિક વૈરાગ્ય
મેળવવા માટે યોગ્ય થયો ગણાશે. પછી તે શ્રીરામ ચરણમાં
મન જોડતાં તેનાં સંસાર વિઘ્ન સર્વ દૂર નાસી જાય છે.

બીજા કોઈ જપ તપ ઉમ રીતે કરે છે. તેનું ફળ ભોગવી રહે એટલે તેનાં સુકૃતનો અંત આવી જાય છે. પણ જે પરોપકાર કરે છે તેના મનમાં વિરકતી આવી વસે છે. આ પ્રમાણે એકાંતમાં બોધલો પટેલ તેની પત્નીને શિખામણ આપે છે. તે સાંભળી તેની સ્ત્રી કહે છે કે જરૂર તે પ્રમાણે તે ભૂખ્યાંને અન્ન પાણી આપશે. એ પ્રમાણે સર્વ દીનજનો આવે તેના ઉપર દયા કરીને આ દુકાળના સમયમાં અન્નદાન કર્યા કર્યું. દેશમાં તેની કીર્તિ ફેલાઇ, તેથી યાચકજનો, ત્યાં દોડતા આવવા લાગ્યા. જેમ સાકરની ગોળી ઉપર કીડી, માખી આવીને ટોળું વળે છે, જેમ રસ્તે જનાર વટેમાર્ગુઓ ઝાડનો છાંયો જોઇને ત્યાં ઉતાવળે જાય છે; જેમ ડુંગરમાં પાણીના ઝરા પાસે પ્રાણીઓ પ્રેમથી જાય છે, તેવી જ રીતે બોધલાને ઘેર તરસ્યાં ભૂખ્યાં ઘણાં માણસો આવવા લાગ્યાં. બોધલો ઘોડા ઉપર અનાજ સામગ્રી લઇને દશમ પહેલાં પંઢરપુર પહોંચતો. એકાદશીએ ત્યાં જઈ ચંદ્રભાગામાં સ્નાન કરીને પછી પુંડરીકનાં દર્શને જતો. હાથમાં ટાળ, વીણા લઇને હરિનામની જય ગર્જના કરતાં ક્ષેત્રની પ્રદક્ષિણા કરતો. સપ્રેમ ભાવથી તે મહાદ્વારે જઈ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતો. પછી દેવળમાં પ્રવેશ કરી વિઠ્ઠલસ્વરૂપને નજરે નિહાળતો. દેવને આલિંગન આપીને પોતાના મનની વાત કરતો. જેમ કન્યા સાસરે ગઈ હોય તે આવીને માતાને પોતાની વાત કહે તેમ કહેતો. પછી ચરણમાં મસ્તક નમાવીને સભામંડપમાં કીર્તન કરતો. ચાર પ્રહર રાત્રી જાગરણ કરીને સ્વાનંદગજર કરતો. વિપ્રના હાથથી રસોઈ કરાવી તે અન્ન ક્ષુધાર્થીને અર્પણ કરતો. પછી દેવની આજ્ઞા લઇને પાછો ઘેર આવતો. એમ ઘણા દિવસ વીતી ગયા. પાસે હતું તે ધન ધાન્ય ખર્ચાઈ ગયું. પછી અલંકાર અને વસ્તુઓ વેચીને પણ યાચકને અન્નદાન કર્યા કર્યું. પોતાનાં ગાય બળદ હવે ઘાસ ચારા વિના દુઃખી થતાં જોઇ લોકોને વહેંચી આપ્યાં. એમ સર્વસ્વ જવાથી ત્રાસરહિત થઇ ગયો એટલે એકાંતમાં બેસી ભજન કરવા લાગ્યો. પોતે જાતે કષ્ટ કરીને અન્ન મેળવવા લાગ્યો અને તેમાંથી પણ અતિથિનું પોષણ કરી પછી કુટુંબનું રક્ષણ કરતો.

" એવી દરિદ્ર આપદા આવી છતાં તેણે પોતાનો નિશ્ચય કદી તજ્યો નહીં. "

સદ્‌ભાવે ગોવિંદને યાદ કરીને તેના ગુણાનુવાદનું વર્ણન કરતો હતો. તેની એવી નિષ્ઠા જોઇ રૂક્મિણીપતિ પ્રસન્ન થયા. એકાંતમાં બોધલાને

સાક્ષાત્ દર્શન આપ્યાં. "જ્યાં સુધી ભાવમાં એકચિત્ત ન થવાય ત્યાંસુધી દેવાધિદેવ કદી દર્શન આપતા નથી." પ્રેમભક્તિ વિના જોવું કે જાણવું એ સર્વ, શા કામનું ? અંગમાં જ્ઞાનનું અભિમાન આવે તો પછી કદાપિ તેમાં ભોળપણ આવશે નહીં. જેમ ઝાડ ઘણું મોટું વધી જાય પછી તે ફરી વળી શકશે નહીં, જેમ વૃદ્ધ થયા પછી વિપ્ર વેદાભ્યાસ કરવા બેસે તો તે યાદ રહે નહીં, જેમ (પ્રાણી) મોટું થાય પછી તેનું અંગ વળે નહીં, જેમ અગ્નિમાં માટલું પાક્યા પછી તેની ફરીથી માટી બનશે નહીં, જેમ અગ્નિમાં બીજ શેકી નાખ્યા પછી તેમાંથી અંકુર ફુટશે નહીં તેમ જાણપણું મનમાં આવતાં તેનું ભોળપણ રહે નહીં. ભાવ વિશ્વાસ જેને મન નહીં, તેને હરિ કેશી પ્રસન્ન થાય નહીં. તે વિચારી સાધુસંતો જ્ઞાનાભિમાન ત્યજી દે સર્વથા. જેમ ખરસાડીના છોડને અડીને કદી જાણકાર જાય નહીં, એમ સંતોની સ્થિતિનું વર્ણન કર્યું. વધુ વર્ણન કરતા ગ્રંથ વિસ્તાર પામે છે. હવે બોધલાની ભોળી ભક્તિને લીધે પંઢરીનાથ તેને પ્રસન્ન થયા.

એક દિવસ અગિયારશને પ્રસંગે તે યાત્રા કરવા માટે જતો હતો, ત્યારે બોધલા પાસે વાટખરચી કંઈ નહોતી. આથી તેની પત્નીને મનમાં ચિંતા થઈ. બોધલો કહે છે કે ચંદ્રભાગામા સ્નાન કર્યા પછી બ્રાહ્મણને આપવાને, દક્ષિણા નથી. બારશને દિવસે, વિપ્રને ભોજન કરાવવું કેવી રીતે ? હવે હું જાતે લાકડાનો ભારો કાપી લાવી પંઢરપુરના બજારમાં વેચીશ. પછી કૂહાડી લઈને પોતે પંઢરપુર જવા નીકળ્યો. પગમાં જોડા નથી. વસ્ત્ર ઘસાઈ ગયેલાં જીર્ણ થયેલાં છે. માથે ચીંદરડી બાંધી છે. પોતે મુખથી શ્રીહરિનું ભજન કરતા જાય છે. તે કહે છે કે ઘરમાંથી ધનસંપતિ હતું તે જતું રહ્યું, તેથી મનનું સમાધાન થયું છે. માયાજાળ કાઢી નાખીને સંસાર કરવાની ઇચ્છા ઉડાવી દીધી. જેમ વાદળ વરસી ગયા પછી આકાશ અતિનિર્મળ દેખાય છે, કે જેમ પૂર વહી ગયા પછી ગંગાજળ નિર્મળ વહેતું દેખાય છે તેમ સર્વ ધનસંપતિ વપરાઈ ગયા પછી બોધલો ચિત્તમા નિશ્ચળ થયો. અંતરમાં પ્રેમ ભરીને ભજન કરતો જાય છે. પંઢરપુર ક્ષેત્ર નજીક આવતાં લાકડાં કાપી તેનો ભારો માથા ઉપર લઈ સત્વર બજારમાં જઈ ત્રણ પૈસે વેચી દીધો, મનમાં અનુતાપ લાવીને ચંદ્રભાગામાં સ્નાન કર્યું અને વિપ્ર મળતાં એક પૈસો દક્ષિણા આપી. બીજે એક પૈસો ખરચીને માળા, અબીલ ચંદન લીધું, મંદિરમાં જઈને

ઘનશ્યામજીની પ્રેમભાવે પૂજા કરી. રાત્રે હરિકીર્તન સાંભળીને ચાર પહોર જાગરણ કર્યું. બારશને દિવસે સ્નાન કરી ઉદ્વિગ્ન મનથી બેઠો. કહે છે કે વિપ્રને સીધું આપવા જેટલી આજે મને અનુકૂળતા નથી. પછી વધેલો બીજો પૈસો વાણીઆને આપીને અર્ધો શેર લોટ લીધો. તે કપડામાં બાંધી લઈને ચંદ્રભાગાને કિનારે જઈ બેઠો. તેના મનમાં થયું કે કોઇ બ્રાહ્મણ જો અહીં આવશે તો હું મારી જાતને ભાગ્યશાળી જાણીશ. નથી દાળચોખા કે મીઠું, મારું દુર્બળનું અન્ન (લોટ) કોણ લેશે ? મોટા મોટા લોકો યાત્રામાં આવે છે અને પૂજા કરે છે. જેમ દિવ્ય ઘર ત્યજીને વસ્તીવાળો માણસ ઝુંપડામાં જાય નહીં, જેમ પાત્રમાં દૂધ જમતા હોય તે છાશ લે નહીં, તેમ મોટા મોટા યજમાન ત્યજીને મારી પાસે કયો બ્રાહ્મણ આવે ? એવી રીતે ચિંતા કરતો તે શ્રીહરિનું ભજન કરતો બેઠો છે. બોધલાનો નિર્મળ ભાવ જાણીને ભક્તવત્સલ દીનદયાળે તે સમયે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લીધું. હાથમાં લાકડી અને માથે ટોપસટોપી, તથા જીર્ણ વસ્ત્ર જગજેઠીએ પહેર્યાં છે. આવા વેશે પોતે નદી કિનારે આવી પહોંચ્યા. જગજીવન બોધલાને કહે છે કે તું મારો જુનો યજમાન છે અને હું પંઢરપુર ક્ષેત્રમાં રહીને તને આશીર્વાદ આપું છું. અહીં બીજા ઘણા મોટા બ્રાહ્મણો છે અને તેમના યજમાન પણ મોટા મોટા છે, જ્યારે મારા જેવા દુર્બળ બ્રાહ્મણનો કોઈ ભાવ પૂછતું નથી. હું ભૂખ્યો થવાથી તારી પાસે આવ્યો છું. જે સાહિત્ય બાંધી લાવ્યો હોય તે ઝટપટ મને આપી દે. વિપ્રનાં વચન સાંભળીને બોધલાના મનનું સમાધાન થયું. તે કહેવા લાગ્યો કે આજે મારા ઉપર રુક્મિણીરમણે આનંદઘન કૃપાળુ પ્રસન્ન થયા છે. પછી કપડાની ગાંઠ છોડીને તે સમયે બોધલે સત્વર લોટ કાઢ્યો અને તે બ્રાહ્મણને પદરમાં આપ્યો. આપતાં તેના મનમાં સંકોચ થયો. તે કહે છે કે હે સ્વામિ ! આ કોરો લોટ જ છે! મારી પાસે આપવા માટે દાળમીઠું કંઇજ નથી. આવાં વચન સાંભળી વૈકુંઠપતિ કહે છે કે સમય પ્રમાણે જે અનુકૂળ તારી પાસે હતું તે તેં આપ્યું છે. ધનનીલ વળી કહે છે કે શા માટે દાળમીઠું જોઇએ ? બોધલાનાં મનમાં એવો ભાવ થયો કે બ્રાહ્મણને મારી નજર સમક્ષ જમાડવા. આ અંતરની વાત પંઢરીનાથે તે સમયે જાણી. પછી રુક્મિણીકાંત કહે છે કે મારે રહેવું દેવળમાં, ત્યાં સ્વયંપાક કરવા માટે ખાલી જગા પણ દેખાતી નથી. જો છાણાં વીણી આપે તો હું અહીંજ પાનિયાં કરીને જમી શકું. આ સાંભળી બોધલાના ચિત્તમાં પરમ સંતોષ થયો. તે કહે છે કે જેવું મારા મનમાં હતું તેવુંજ વિપ્રે મને કહ્યું. પછી કપડાની ઝોળી કરીને તેમાં

બોધલો છાણાં ભરી લાવ્યો, એટલામાં બ્રાહ્મણ સ્નાન કરી આવ્યો. વસ્ત્ર જીર્ણ અને ભીનાં પહેર્યાં છે. બોધલાએ યાત્રિકો પાસેથી અગ્નિ લાવી આપ્યો.

જે પંઢરીનાથનું ઐશ્વર્ય નજરે જોતાં લક્ષ્મી તેમના ચરણકમળમાં આવી રહ્યાં છે તે વૈકુંઠવાસી ઘનશામળો પાનિયાં કરવા બેઠા છે. જેમને ઋષિ મુનિઓ વેદોક્ત મંત્ર ઉચ્ચારથી અગ્નિમાં આહુતિ આપે છે તે નિજભક્તનો પ્રેમ જોઈને પોતાને હાથે લોટ મસળે છે. આ વૃત્તાંતની રૂક્મિણી માતાને જાણ થતાંજ, પોતે સત્વર વૃદ્ધાનું રૂપ લઈને તે સ્થળે આવ્યાં. જેમ દીપક ક્ષીણ થતાં અજવાળું ઝાંખુ પડે છે, જેમ વૃક્ષ જૂનું થતાં ડાળ પાંદડાં પીળાં થાય છે, જેવી મૃદંગ વાગે તેવો ધ્વનિ ઉઠે, જેવું પુષ્પ તેવી સુવાસ આવે, જેમ કાળાં વાદળાંમાં વીજળી શોભા આપે છે, જેવું ચિત્ર તેવો રંગ શોભે છે, જેવી પ્રકૃતિ તેવું શરીર, જેવો ભગનો છોડ તેવી તેની શીંગ, જેવી ઋતુ તેવું આકાશ દેખાય, જેવું વહેણ તેવી સરિતા વહે, તે પ્રમાણે જેવા પતિ તેવું રૂક્મિણીમાતાએ સ્વરૂપ ધારણ કર્યું. માતાના મુખમાં દાંતની બત્રીસી દેખાતી નથી. કાને લોળીયાં ચકચકે છે. સૌભાગ્ય આભૂષણ સર્વ પહેર્યાં છે. લલાટે કંકુ લગાડયું છે. સફેદ જીર્ણ વસ્ત્ર પહેર્યાં છે. સ્થિર રહેવા હાથમાં લાકડી લીધી છે. એવે સ્વરૂપે નદી કિનારે આવ્યાં અને જગજીવનને શોધવા લાગ્યાં. ત્યાં નદીની રેતી ઉપર બેસી જગજીવનને થાળીમાં લોટ ચોળતા જોયા. આ જોઈ વિશ્વ-જનની હસીને કહે છે કે યજમાન યાત્રા કરવા નીકળ્યા અને મને પાછળ મૂકીને પોતે એકલાજ અહીં આવી પહોંચ્યા અને સ્વયંપાક પણ કરવા બેઠા છો? પણ આ સમયે હું સ્વયંપાક કરવા આવી પહોચી છું. એમ કહીને ઝટપટ સ્નાન કરીને પાસે આવીને બેસી ગયા. પછી બોધલે વિચાર્યું કે વિપ્ર એકલાનેજ ભોજન કરતાં જોવા વિચાર હતો એટલામાં સુવાસીન પણ જમવા આવ્યાં છે. આ જોઈ બોધલાનું મન અતિ સંતોષ પામ્યું. બોધલો મનમાં વિચાર કરે છે કે લોટ ઘણો થોડો છે અને બે જણ કેવી રીતે જમશે? તે મારાથી સમજાતું નથી. પણ અનંત શકિતની સ્વામિની જ્યાં હોય ત્યાં સઘળી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તેમનો હાથ લાગતાંજ લોટમાં બરકત આવી. જ્યાં ભાગીરથીજ પાણી પીવડાવવા બેસે પછી પાણી કયાંથી ખૂટે? કામધેનુના વાછરડાને ચારાની ખોટ કેવી રીતે પડે? જેમ પૃથ્વીનું લગ્ન હોય ત્યાં જમીનની અડચણ કેવી રીતે પડે? તે પ્રમાણે જ્યાં જગન્માતા રૂક્મિણી બેઠાં છે

ત્યાં કોઈ ચીજની ન્યુનતા આવે જ નહીં. હવે જો માતા પકવાન ઉત્પન્ન કરે તો ઓધલાનું મન દુઃખ પામે છે, માટેજ પાનિયાં શેકીને તૈયાર કર્યાં. જે અમૃતથી પણ વધુ સુરસ બન્યાં. ત્રણ પાત્રમાં પીરસીને નિજ ભકતને જગજીવન કહે છે કે તું પણ ઊઠ અને અમારી પંકિતમાં જમવા બેસી જા. ઓધલો કહે છે હે દ્વિજવરા, હું હમણાં જમીશ નહીં. તમે બંને જમી રહ્યા પછી જે ઉચ્છિષ્ટ રહેશે તે પાત્ર મને આપજો. હરિકેશીએ કહ્યું ભલે. પછી જગજીવન તથા માતા રૂક્ષ્મણી પાનિયાં જમવા બેઠાં. તે દ્રશ્ય જોવા માટે સુરવર આકાશમાં આવ્યા અને નજરે કૌતુક જોવા લાગ્યા. તે જોઇ દેવો પણ બીજાની નજરે પડયા વિના પરસ્પર વાતો કરે છે કે ભકતવત્સલ જગજેઠી, પ્રેમાળ ભકતોની પાછળ પાછળ ફરે છે. અમે ઘણા ઘણા યત્નો કરીએ છીએ પણ પોતે કદી અમૃતપાન પણ કરતા નથી. તે આજે ઓધલાની ભકિત જોઇ પાનિયાં પ્રેમથી જમે છે. બ્રાહ્મણ તથા સુવાસીની જમ્યા પછી ઓધલાને ઉચ્છિષ્ટ અન્ન આપ્યું. પછી આંખનો પલકારો ન થાય તેટલીવારમાં બંને અદ્રશ્ય થઈ ગયાં. ત્યારેજ ઓધલાના મનમાં ખ્યાલ આવ્યો કે વિપ્રવેશે ચક્રપાણિએ આવીને મારા મનનું સમાધાન કર્યું અને પછી જતા રહ્યા એવું લાગે છે. પાત્રમાં જે પ્રસાદ વધ્યો હતો તે ઓધલો પ્રેમથી જમ્યો અને પછી દેવળમાં જઇ તે દેવને કહે છે કે :—

ભકતવત્સલા, જગજીવના, આજે તારા મનને કદન્ન ભાવ્યું. મોટા મોટા તારી આરાધના કરનારાઓને ત્યજીને આ દીન ઉપર કૃપા કરીને તેની સંભાળ લઈ આવ્યા અને પ્રસાદ લીધો. તે સાંભળી જગજીવન કહે છે કે બ્રાહ્મણો પકવાન પીરસે છે ત્યાં હું જાઉં છું ખરો પણ કોઈ મને ભોજન કરાવતું નથી. વિઠોબા પછી ઓધલાને કહે છે કે કાલે તને કૌતુક બતાવીશ. ત્યાં એક શાહુકારે એક હજાર બ્રાહ્મણ જમાડવાનું નક્કી કર્યું હતું. સર્વ સાહિત્ય તૈયાર કરી રાત્રે બ્રાહ્મણોને આમંત્રણ આપી દીધાં હતાં. બધાંના નામોની યાદી કરીને લખી રાખી હતી. પછી નદીકિનારે કંતાનનો મંડપ બાંધી બીજે દિવસે સ્વયંપાક શરૂ કર્યો...શાહુકારે વિપ્રોને સ્નાન કરીને આવવાનું કહેતાં સર્વ આવીને પાત્ર આગળ બેસી ગયા. કાગળમાં લખેલા નામ સાથે મેળવી જોતાં બરાબર હજાર વિપ્રો આવીને બેઠેલા જણાયા. પછી ઓધલાને અધોક્ષજ કહે છે કે હવે તને કૌતુક બતાવું. પછી પોતે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લીધું. ફાટેલું જીર્ણ વસ્ત્ર પહેર્યું,

હાથમાં લાકડી લઈને જગજીવને થરથર કંપવાનું શરૂ કર્યું. એવું રૂપ ધારણ કરી સત્વર ચાલવા માંડ્યું. બોધલાને તે સમયે કહેતા ગયા કે તું દૂરથી કૌતુક જોજે. હવે જગજીવન વિપ્રોની પંક્તિ આગળ જઈ બોલવા લાગ્યા કે હું ઉપવાસી ભૂખ્યો બ્રાહ્મણ છું. મારે પકવાન ભોજનની ઇચ્છા છે. ત્યારે તે શાહુકાર કહે છે કે 'પાછો જા' અહીં તારે માટે સમાવેશ થાય તેટલી જગા નથી. આવાં વચન સાંભળી શેષશાયી કહે છે કે હજાર બ્રાહ્મણોને બેઠેલા જોઉં છું ત્યાં એક આવેલો બ્રાહ્મણ કેમ સમાઇ ન શકે ? વૈકુંઠનાયકનું આવું બોલવું સાંભળી શાહુકાર બોલે છે તે સાંભળો. આમંત્રણ કરેલા બ્રાહ્મણો માટેજ ભોજન છે, તો પછી અતિથિ થઈને આવવાનું શું કારણ ? એવા તો અનેક માણસો આવે તે બધાને હું ક્યાંથી અન્ન પૂરું કરું ? પછી તો જગજેઠી બળ કરીને પાત્ર આગળ જઈને બેઠા. બોધલો નજરે કૌતુક જોઈને આશ્ચર્ય પામે છે ! શાહુકાર નોકરોને કહે છે કે આ બ્રાહ્મણને બહાર ઊંચકીને નાખી દો. પરંતુ કોઈ વિવેક કરતું નથી અને વૈકુંઠનાથને પાત્ર ઉપરથી ઉઠાડ્યા. કોઇ નોકરે હાથ તો કોઇએ પગ પકડ્યો કોઇએ માથાની શીખા પકડી તાણવા લાગ્યા. નોકરો કહેતા હતા કે આ બ્રાહ્મણ ઝોડ જેવો છે તેથી બળ કરીને પાત્ર ઉપર જમવા આવે છે. એમ પરસ્પર વચન કહીને તે બ્રાહ્મણને બહાર કાઢી મૂક્યો. એટલે જગજીવન આગળ ખસીને ત્યાંજ ઊભા રહ્યા. હવે અહીં પંગતમાં બેઠેલા બ્રાહ્મણોના પાત્રમાં ઘી પીરસાયું અને પુરોહિતે સંકલ્પ મુકાવ્યો. પછી સમસ્ત બ્રાહ્મણો આપોશન લઈને જમવા બેઠા. આ જોઈને વૈકુંઠવિહારી તે સમયે પાછા ગયા. જેમ સિદ્ધ પાસેથી ત્રિપુરારી રીસાઈને સત્વર જતા રહે, કે અંતરમાંનું સ્થાન ત્યજીને પ્રાણ જાય પછી દેહને કલ્પાંત થાય તેમ સામેથી રૂક્મિણીકાંત પાછા વળતાંજ અદ્ભુત વિઘ્ન ઉત્પન્ન થયું. અપાર પવન છૂટ્યો અને આકાશ ધૂળથી ભરાઇ ગયું. બ્રાહ્મણોનાં અન્નપાત્રો માટીથી ભરાઈ ગયાં; તે ચારે બાજુ ઉડવા લાગ્યાં. કંતાનનો મંડપ તૂટીને છૂટો થઈ પડી ગયો. સઘળા બ્રાહ્મણો જમતાં ઉઠી ગયા. આવું કૌતુક બોધલાને બતાવ્યું એટલે તેને આશ્ચર્ય થયું ! એકલા જગજીવનની પીડ ફરતાં સઘળા બ્રાહ્મણો ઉપવાસી રહ્યા. જેમ મૂળમાં પાણી પીવડાવવાનું બંધ કરતાં ડાળીઓ ક્યાંથી ફૂટે, કે વરની માતા લગ્ન મંડપમાંથી રીસાઈને જતી રહે તો જાનૈયા ક્યાંથી જમે ? જો વાછરડાને ગાય પાનો ન મૂકે તો પછી ધંરધણી દૂધ કેવી રીતે કાઢી શકે ? તેમ વિપ્ર બની ઘનનીલ કે જેનું શિવશંકર હૃદયમાં ધ્યાન ધરે છે, તે પોતે

જમવા આવ્યા, પરંતુ જમ્યા વગર પાછા ગયા, એટલે તરત વિઘ્ન ઉત્પન્ન થયું. બોધલાને વૈકુંઠનાથ કહે છે કે આ સમસ્ત લોકો આવા દંભી છે. તારો શુદ્ધ ભાવ જોઇને મને કોરું અન્ન મીઠું લાગ્યું અને ભાવ્યું. મેં દુર્યોધનનું આમંત્રણ ત્યજીને વિદુરને ઘેર કણકી ખાધી હતી. અને દ્રૌપદી સતીને ત્યાં અર્ધ રાત્રિએ મહેમાન થઈ ભાજીપાન કર્યું; ગોવાળીઆનું ઉચ્છિષ્ઠ પણ મેં નિજ પ્રીતિથી ખાધું. ઋષિપત્નીઓ જે અન્ન લાવી તે પણ હું પ્રેમથી જમ્યો. એમ કહીને દીનદયાળે પ્રેમાળ ભકતને સંતોષ્યો. બોધલો કહે છે કે જગજીવના, તારો પાર કોઈથી પામી શકાય તેવો નથી એમ બોલીને તેમના ચરણમાં નમ્યો. ચોખામેળા પ્રેમાળ વૈષ્ણવ ભકત હતો તેનું આપેલું નૈવેદ્ય મનનીલ પ્રેમથી જમતા હતા. ભીલડી શબરીનાં ઉષ્ટ ફળ પણ પ્રેમથી ખાધાં હતાં. પછી દેવની રજા લઈને બોધલો ધામણગામ જવા નીકળ્યો.

રસ્તે જતાં મોટું જંગલ આવ્યું. બોધલાનો જીવ ભૂખ અને તરસથી વ્યાકુળ થવા લાગ્યો. નજીકમાં ગામ કે નગર દેખાતું નહોતું. પોતાના દાસના અંતરની વ્યાકુળતા જાણી જગજીવન પ્રસન્ન થયા અને ઈચ્છા કરતાં જ રસ્તામાં એક ફળવાડી તૈયાર કરી, કે જેને જોતાં જ પથિકને વિશ્રાંતિ થાય. પોતે વૈકુંઠપતિ માળી થઈને પ્રેમથી કોસ વડે પાણી કાઢતા હતા. રૂક્મિણી માતા માળણ થઈને ભકતોની વાટ જોતાં હતાં. આ દૃશ્ય બોધલે જોયું. પણ વાડીમાં જવાનું મન કર્યું નહીં. ઠંડુ, ગરમ, દુઃખ, સુખ, સર્વ સમાન ગણી ભજન કરતો ચાલ્યો જતો હતો. એટલે રૂક્મિણી માતાએ શું કર્યું ? ટોપલીમાં ભાખરી, છાશ, કંદમૂળ, ફળ લઈને માથા ઉપર મૂકીને બોધલાની આગળ આવી પહોંચ્યાં. પછી તેને કહે છે કે અમારી વાડી ટાળી મૂકીને કેમ જાઓ છો ? દૂરથી તમને જતા જોઈને માળી વાટ જોતા બેઠા છે. તું તો પંઢરીનો વારકરી છે, તો અમારો આશ્રમ પવિત્ર કરીને પછી જજે. ભૂખ તરસ લાગી હોય તો મનમાં સંકોચ કરવો નહીં. બોધલો મનમાં વિસ્મય પામ્યો ! તે કહેવા લાગ્યો કે આ સ્થળે કદી પણ વસતી નહોતી. પછી પાછા વળીને માળીને ત્યાં જઈ ક્ષણભર વિશ્રાંતિ લીધી. ફળ કંદમૂળ વગેરે થોડું ખાઇને સત્વર ધામણગામ જવા નીકળ્યો. થોડે જઈ પાછળ જુએ છે તો કોઈ નજરે પડતું નથી. તે કહે છે કે હું ઘણો ભૂખ્યો થયો હતો એટલે પંઢરીનાથે મારા માટે માયા રચી શાંતિ આપી. પછી ઘેર જઈ સઘળા સમાચાર પોતાની પત્નીને કહી સંભળાવ્યા.

એ દિવસે ઓધરાજ ખેની સાચવતા બેઠા હતા. ત્યાં ધ્યાનમાં અધોક્ષજ લાવીને નામસ્મરણ કરવા લાગ્યા. તેમને મનમાં થયું કે ખેતરમાં ચાડીઓ મૂકી પક્ષી ઉડાડવાં અને તે જીવોને દુઃખ આપવું તો જે નશીબમાં હશે તેટલુંજ અન્ન પાકશે. તો હવે શા માટે ઉડાડવાં? જેના નશીબનું અન્ન જ્યાં હોય તે સુખેથી આ ક્ષેત્રમાંથી ખાઓ. પ્રાણીમાત્રમાં રૂક્મિણીકાંત છે એવું પ્રાચીન સંતોએ કહ્યું છે. એટલે મસ્તક ઉપર ગોફણ વીંટી દઇ અનુતાપથી નામસ્મરણ કરવા લાગ્યો. એ સમયે ટોપલીમાં ભાખરી મૂકીને તેની પત્ની ત્યાં આવી. ઓધલાને જમાડીને મમનાથી તેને કહે છે કે તમે યાચકોને કણુસલાં વહેંચી આપો છો તે આગળ ઉપર કેવી ગતિ થશે? સરકારને પૂરી વીઘોટી આપવી પડશે. આપણા પેટ માટે પણ ધાન્ય જોઇશે. માટે પતિદેવ આજે મારી એક વાત તમે ધ્યાન દઈ સાંભળો. જો પોતાને હાથે કોઇ યાત્રાળુને કણુસલાં આપ્યાં છે તો વિઠોબાની તમને આણ છે. એવું કહીને તેની પત્ની પોતાને ઘેર ગઇ. તે સમયે આનંદથી કીર્તન કરતાં કરતાં એક ભજન મંડળી પંઢરપુર જતી હતી. તેઓને જોઈ ઓધલાના મનમાં અતિ આનંદ થયો. પછી માળા ઉપરથી સત્વર નીચે આવીને તેણે સાષ્ટાંગ નમસ્કાર કર્યા. તેમાં જે બ્રાહ્મણો સાથે ચાલતા હતા તે કહેવા લાગ્યા કે જોયું ઓધલાનું મન કેટલું બધું કોમળ છે. પછી તે તેને કહેવા લાગ્યા કે હે વિષ્ણુભક્ત, તું દુકાળમાં અમારો અન્નદાતા છે તો ચાર કણુસલાં અનાજ આપીશ તો અમારી ક્ષુધા શાંત થશે. બ્રાહ્મણનું કહેવું સાંભળી ઓધલાના મનમાં કરુણા ઉપજી. તે કહે છે કે મારી પત્ની વિઠોબાની આણ દઇને હમણાંજ ઘેર ગઇ છે. માટે તમે પોતેજ ખેતરમાં જઈ પોતાને હાથે કણુસલાં તોડીને લઈ જાઓ. આવું કહેવું સાંભળતાં જ બ્રાહ્મણોના મનમાં સંતોષ થયો. તે સમયે વિપ્રોને કણુસલાં તોડીને ઝટ પટ લઇ જતાં બીજા યાત્રાળુઓએ જોયા. એટલે તેઓએ પણ ઓધલા પાસે જઈ વિઠ્ઠલ નામની ગર્જના કરી અને કહ્યું કે જો અમને પણ કણુસલાં લેવા દઇશ તો શ્રીહરિ તારી ઉપર કૃપા કરશે. અન્ન ઘણું મોંઘું થયું છે. ત્રણ પાલીની ધારણા થઇ છે માટે આ સમયે અન્નદાન કરીશ તો અખૂટ પુણ્ય લાભ થશે. આ વચન સાંભળી ઓધલાના મનમાં સમાધાન થયું. તે કહે છે કે ધન્ય છે આજનો સુદિવસ કે સંત સજ્જનનો મેળાપ થયો. પછી પોતે યાત્રાળુને કહે છે કે પોતાને હાથે કણુસલાં તોડી જાઓ કારણ કે મને સોગન આપીને મારી પત્ની હમણાં જ ઘેર ગઇ છે. બસો જેટલા વારકરી યાત્રાળુઓ હતા તે સર્વ સત્વર ખેતરમાં પેસી ગયા.

જુવારનાં કણસલાં તોડીને ખેતર સાફ કરી નાખ્યું, ત્યારે જ બધા બહાર નીકળ્યા. ગામમાં આ વાતની ખબર પડી કે બોધલે ખેતર લુટાવી દીધું છે. આ સાંભળી ગામનાં સઘળાં નરનારી આશ્ચર્ય પામ્યાં ! કોઇ કહે છે કે બોધલો ઘણો ઉદાર છે, કોઇ કહે દેવાળિયો છે, તો કોઇ કહે છે કે તેનો સંસાર રૂક્મિણીવર ચલાવે છે. પુત્રો તથા પત્ની ગુસ્સે થશે એવું વિચારીને તે ગામમાં પાછો ગયો જ નહીં અને ખેતરના માળામાં જ જગજીવનનું ધ્યાન ધરીને સપ્રેમ ભજન કરવા બેઠો. તે સમયે મોટો પુત્ર આ વૃત્તાંત સાંભળીને ખેતરમાં જોવા માટે આવ્યો. ત્યાં જઈ જોયું તો થોડાં જ ઠૂંડાંમાં કણસલાં રહેલાં જોઈ મનમાં ઉદ્વેગ પામ્યો. તે ચિંતા કરતો ત્યાં બેઠો એટલે તેના પિતાને સઘળી ખબર પડી. તેણે એક અભંગ રચી પુત્રને ઉપદેશ કર્યો.

હે ભાઇ ! જીવનું લક્ષણ સાંભળ. આ નકામું કંજુસપણું રાખવાની જરૂર નથી. મધમાખ પોતે ઉપવાસી રહી મધ ભેગું કરે છે. પછી એક દિવસ પારધી આવીને તે મધ લૂંટી જાય છે ત્યારે અરણ્યમાં જઇને માખીઓ ટળવળે છે. તેવી કૃપણતા મનમાં રાખીને લોકો આ સંસાર રીત ચલાવે છે. પણ જ્યારે ગળે ફાંસો (જમનું–મોત) આવે છે ત્યારે છેવટે ધન ધાન્ય છોડે છે. આજે મેં સત્પાત્રને ખેતર વહેંચી દીધું તો તું મનમાં શા માટે ચિંતા કરે છે ?

એ પ્રમાણે પ્રેમાળ ભકતે કહીને પુત્રના ચિત્તનું સમાધાન કરાવ્યું. હરણનાં બચ્ચાંને લાંબી ફાળ ભરતાં શીખવવું પડતું નથી. તેમજ પક્ષીનાં બચ્ચાને ઉડતાં કષ્ટ થતું નથી. તેવી જ રીતે માછલીનાં બચ્ચાંને માળો જોઇતો નથી. તેમ યમાજી પુત્રને સમાધાન કરાવતાં પ્રયત્ન કરવો પડયો નહીં. તે પિતા બોધરાજને નમન કરી હાથ પકડીને ઘેર તેડી ગયો. પછી માતા મમતાયીને જેવું બન્યું હતું તેવું કહી સંભળાવ્યું. યાત્રાળુઓને ખેતર વહેંચી દીધું જાણી મમતાયીને મનમાં સમાધાન થયું. તે કહેવા લાગી કે સત્પાત્રને અન્ન વહેંચ્યું તે સુકૃત આગળ ઉપર ફળ આપશે. પત્નીને તો મનમાં સમાધાન થયું પણ ગામના કુટીલ દુર્જન લોકો નિંદા કરવા લાગ્યા તેઓ કહે છે કે હવે દિવાનનો કર કયાંથી લાવીને આપશે ? તે કોઇથી જાણી શકાતું નથી. એટલામાં વિયોટી લેવાની તૈયારી થઇ ગઈ અને બોધલા પાસે સાત હોન (સોનાના સિકકા) લેવાનું નકકી થયું. ગામના લોકો ખંડણી પત્ર તૈયાર કરી શું કહે છે ? પોતાની કંઇ તાકાત નહોતી

છતાં પણ બોધલે ખેતર લૂંટાવી દીધું અને રાત દિવસ નિજ પ્રેમથી હરિ નામ કહીને ટાળ વગાડ્યા કરે છે માટે તેની પાસેથી પહેલાં હોન પડાવો. પછી આપણે સર્વે ગામ લોકો આપીશું. એવો દૃઢ વિચાર કરીને તેના ઉપર ઉઘરાણી પત્ર લખ્યો. તે લઈ કયો માણસ ગામમાં જઈને ખોટું દેખાડે કે બોધલા પાસે જઈ તેના વેરાની રકમ માગે ? પછી હવાલદારને તેને ઘેર મોકલી કહેવડાવ્યું કે હોન સત્વર આપી દે. બોધલાના ઘરમાં ત્રણ હોન હતા અને બીજા ચાર માટે તે પ્રયત્ન કરતો હતો. તે ગામમાં એક નાગાઉ બ્રાહ્મણી શાહુકારણ હતી. એક પ્રહર રાત્રી ગયા પછી બોધલો તેને ઘેર ગયો. કહે છે કે આગળથી વ્યાજ લઈને મને સત્વર ચાર હોન આપ. બ્રાહ્મણીએ કહ્યું કે નક્કી કાલે સવારમા આપીશ. પછી બોધરાજ ત્યાંથી સત્વર ઉઠીને પોતાને ઘેર ગયો. શાહુકારણે દ્રવ્ય ચરૂ જમીનમાં દાટેલો તે ઉતાવળે બહાર કાઢ્યો અને તેમાંથી ચાર હોન લીધા. બીજે દિવસે તેણીએ ગામમાંથી અરસપરસ પૂછતાં વાત જાણી કે બોધલે યાત્રાળુઓ પાસે ખેતર લૂંટાવી દીધું છે. નાગાઉ બ્રાહ્મણી મનમાં વિચાર કરે છે કે આને હોન ધીરવાથી પાછા મળી શકશે નહીં ! વ્યાજની લાલચમાં પડતાં મુદ્દલ ડૂબવાનો આ પ્રસંગ છે. જો ભુસાની કાળજી રાખવા જાય, તો બળદ દાણા ખાઈ જાય. જેમ છાશના વાસણનું રક્ષણ કરવા જતાં દૂધ જતું રહે. પ્રત્યક્ષ કહેવત છે કે અધમણ તાણી લેતાં મણ જતું રહે. ટકો વ્યાજનો ખાવા જતાં સઘળા હોન જશે. હવે બીજે દિવસે નાગાઉ પાસે જઈ બોધલે હોન માગ્યા. તે કહેવા લાગી કે એક જણને ભરોસે તમને વચન આપ્યું હતું; પણ હવે તે કહે છે કે હોન નથી. એનો હું શું ઉપાય કરી શકું ! હવે તેના સિવાય ધામણુ ગામમાં બીજો કોઈ ધન ધીરનાર શાહુકાર નહોતો. પ્રેમાળ ભક્ત આ વચન સાંભળી સત્વર તેના ઘરમાંથી ઉઠીને બહાર આવ્યો. મનમાં ચિંતાતુર થઈને વિચારે છે કે હવે ઘેર જઈ પત્નીને શું કહેવું ? કરવેરો ભરવા ઘણી તપાસ કરી પણ ક્યાંયથી ચાર હોન મળ્યા નહીં. તેથી બોધલો સત્વર ગતિએ રાવેરા ગામ જવા નીકળ્યો કે ત્યાંથી એકાદ શાહુકાર મદદ કરે. પત્નીને આ પ્રમાણે કહીને પછી બોધરાજ સત્વર ગતિએ ચાલી નીકળ્યો. રસ્તે ચાલતાં એકાંતમાં શ્રીહરિ ભજન કરતો હતો. ગોવિંદ, ગોપાળ, શ્રીહરિ, શ્રીપતિ, જગદુદ્ધારા, અમૂર્ત મૂર્તિ, સગુણ સ્વરૂપા, તારા ભજનમાં અક્ષયચિત્ત અને અક્ષય પ્રીતિ થવા દેજે. હવે ગામમાં તો ગુમરાણ થયું કે બોધલો ગામ મૂકી નાસી ગયો. તેથી તેને ઘેર સિપાઇ જપ્તિ કરવા આવ્યો. તેને ઘર બહાર જવાનો

રસ્તો બંધ કરી દીધો. તેથી દોરડાંખર ધરમાંજ ઘરમાં બાંધી રાખ્યાં. ઘરમાં જ અન્ન, પાણી, હોય તે વાપરવાનું અને બહાર કંઇ લેવા જવા દેતા નથી. દુર્જનોએ એવી કનડગત શરૂ કરી, ત્યારે પંઢરીનાથને મનમાં દયા ઉપજી. તે કહે છે કે મારા ભક્તને સંકટ પડયું છે માટે હવે તેનું કામ કરવું જોઇએ. જો તેણે ખેતર લુટાવ્યું ન હોત તો તેના ઉપર આવો તકાદો શા માટે થાત? પછી રૂક્મિણીકાંતે અંત્યજનું રૂપ લીધું. તે ગામનો વીઠુ મહાર હતો તેનું રૂપ સારંગધરે ધર્યું. સત્વર ગતિએ હાથમાં સાત હોન લઇને ચાવડીમાં જઇને તલાટીને આપ્યા. કહે છે કે માબાપ જુહાર છે. મારું કહેવું સાંભળો. માણુકોજી બોધરાજ પાટીલે સાત હોન મોકલાવ્યા છે. પછી તલાટીને તે આપીને જગજીવન પાછા ગયા; ગામ લોકોને ખબર પડી એટલે તેમણે સર્વ ખંડણી ભેગી કરી સરકારી ખજાનામાં ભરણું કરવા માટે પૈસાની થેલી મોકલી આપી. ગામ લોક કહેવા લાગ્યા કે આવા સંકટના સમયે બોધલાને દ્રવ્ય કયાંથી મળ્યું? બીજે દિવસે પ્રેમાળ ભક્ત બીજે ગામથી હોન લઇને ગામમાં આવ્યો. ત્યારે ગામમાં ખંડણી કારકુન નથી. અને દિવાનની ખંડણી ભરેલાં નાણાંની કોથળી ચાલી ગઈ છે. ગામનો ચૌગુળે તલાટી કહે છે કે કાલે તેં વિઠુ મહારને હાથે સાત હોન મોકલ્યા, તે અમે જમે કરી સત્વર ગામની ખંડણી ગજદારે મોકલી આપી. પછી પોતે ઘેર જઈ પત્ની તથા પુત્રને પૂછી જોયું તો કોઈ કંઇ જાણતું નથી. પછી વિઠુ મહારને બોલાવી બોધલો પૂછવા લાગ્યો. વિઠુ કહે છે કે મારે ઘેર એક દિવસ ચાલે તેટલું અન્ન નથી તો પછી હું તમારો એટલો બધો કર વેરો કયાંથી ભેગો કરી આપુ? આવાં વચન સાંભળી પોતાના મન સાથે વિચાર કરે છે કે મારું દુઃખ જોઈ પ્રેમથી રૂક્મિણીપતિ પ્રસન્ન થઇ આવી ગયા. કંઠ ગદ્ ગદ્ થઇ ગયો અને તેના નેત્રમાંથી અશ્રુપાત થવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે —

દીનદયાળ, અનાથનાથા, મારે માટે તેં કેટલો ત્રાસ વેઠયો,
ક્ષીરાબ્ધીવાસી, પંઢરીરાયા, તેં અંત્યજ વેષ કેમ ધર્યો.
હું તો સંસાર માયા ત્યજી દઈ, તારા ચરણમાં જડાયો છું,
અને લોકોની નથી કંઈ પરવા, આ નાશવંત જડ શરીર છે.
તેને સારૂ મને કંઇ કોડ નથી, દીન દયાળા અનાથનાથા,
હવે તો સગુણ રૂપ ધરી સત્વર, ભેટ મને આપો સાક્ષાત શ્રીહરિ.

બોધલાનું શુદ્ધ મન જોઇ પંઢરીનાથ પ્રસન્ન થઇ તે સમયે પ્રગટ થયા. બોધલો દેવને ભેટીને કહે છે કે મારો દરવેરો કેવી રીતે આપ્યો? એવું ચતુર ભક્ત પૂછે છે ત્યારે અનાથનો સખો શું કહે છે? તું રાવેરા ગામ ગયો ત્યારે ગામ લોકે ઘણું ધાંધલ કર્યું. એટલે નાગાઉના ચાર હોન ચોરી લાવ્યો અને તારા ઘરમા ત્રણ હતા એમ સાત ભેગા કરીને ચાવડીમાં જઈ આપી આવ્યો. પંઢરીનાથે એવું કહ્યું એટલે બોધલો હસવા લાગ્યો. તે કહે છે કે દીનદયાળ, પંઢરીનાથ ગરીબના હોન શા માટે લીધા? હવે જે હોન વ્યાજે હું લાવ્યો છું તે તેને જઇને આપી આવું? જગજીવન તે સાંભળી કહે છે કે જો તું તેને હોન આપીશ તો તેનું હોન રાખવાનું ગુપ્ત પાત્ર છે તે સઘળું હું ક્ષણમાત્રમાં ઉડાવી દઈશ. બોધલે પગે લાગીને કહ્યું કે સમર્થ આગળ કંઈ પણ ઉપાય નથી. એવાં કૌતુક શેષશાયીએ ઘણાંક ગામમાં કર્યાં હતાં. જે યાત્રીઓએ કણસલાં તોડયાં હતાં તે ઠૂંઠાંને ફરીથી કણસલાં આવ્યાં. કેટલાક દિવસ ગયા પછી તેમાં સંપૂર્ણ દાણા ભરાયા. આવું કૌતુક નજરે જોઇને સઘળા ગામલોકોને મનમાં આશ્ચર્ય થયું. તે કહેવા લાગ્યા કે બોધલાને જગજીવન પ્રસન્ન થયા છે; જે દીનદયાળ રૂક્મિણીકાંત નિજ ભક્તોની કીર્તિ વધારે છે. મહીપતિ તેનો લહીઓ છે અને તે સંતોના ગુણનું વર્ણન કરે છે.

**સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે.**

**પ્રેમાળ ભાવિક ભક્તોએ આ ત્રેપનમો રસાળ અધ્યાય સાંભળ્યો.**

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



# અધ્યાય ૫૪ મો.

## સંત બોધરાજનું ચરિત્ર. (ચાલુ)

### ( ચાર પ્રસંગો )

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી ધેનુકાસુરમર્દનાય નમઃ ॥

જય જય વિશ્વવ્યાપક રૂક્મિણીપતિ, તું જ મારી ધનસંપત્તિ છે. તું જ મારો પિતા, માતા કે બંધુ છે. તારા વિના મને ક્યાંય વિશ્રાંતિ નથી. તું જ મારું અધ્યાત્મજ્ઞાન છે. તું જ મારું શ્રવણમનન છે. તું જ મારું પ્રાકૃત ભાષણ છે. માતૃભાષા પણ તું જ મારી પાસે બોલાવે છે. તું જ મારી ચતુરાઈની કળા છે. હે ઘનશામળા, તું જ વક્તા છે, તું જ બોલાવે છે, તું જ મારો પ્રેમજીવન છે, હે શ્રીપતિ તું દીનદયાળ છે. તું જ મારા હાથે લખાવે છે, હે વૈકુંઠનાયક, તારી જ વિશાળ બુદ્ધિ છે, તું જ મારું અક્ષય સુખ છે, તું જ મારો તારણહાર સદ્‌ગુરુ છે, તું જ મારો પ્રેમાળ શ્રોતા છે. સમય આવે તું જ શબ્દો યાદ કરાવે છે. હે અનંતા! તારી કૃપા હોય ત્યારે લોભ, મમતા, બાધારૂપ થાય નહીં. હે શ્રીપતિ, તું કૃપા કરે તો અજ્ઞાનીને જ્ઞાન થાય છે. જેમ અંધકારે રાત ઘેરાયેલી હોય અને અચિંતો સૂર્ય ઊગે, એટલે અંધારામાં પ્રકાશ થાય તેમાં કંઈ સંશય હોય નહીં, તેવી રીતે તારી કૃપા થતાં પ્રકાશ મળે છે અને મૂળમાંથી અજ્ઞાન જતું રહે છે. જેમ લોઢાને પારસમણિનો સ્પર્શ થતાં કાળાશ ક્યાંથી રહે? જેમ વહેળો ગંગામાં ભળી જઈ વહેવા લાગે પછી તે પવિત્ર જ થાય ને! તેવી રીતે તું કૃપાનિધિ કૃપાદૃષ્ટિથી જેના તરફ જુએ છે ત્યારે તેની અનુપમ કીર્તિ ત્રિભુવનમાં થાય છે. જે પ્રેમાળ ભક્ત અતિ વિરક્ત હોય અને જે ક્ષણમાત્ર પણ તને વીસરતો નથી તેવા સંતોનાં અનુપમ ચરિત્રો તું જ ખરેખર મારા હાથે લખાવે છે.

આગળના અધ્યાયના અંતમાં જગજ્જીવને કૌતુક બતાવી યાત્રિકોને ધાન્ય આપીને એનર લુટાવી દીધું. પછી તૂટેલાં ડૂંડાને કણસલાં લગાડી

ક્ષણમાત્રમાં ધાન્યથી ભરપૂર કર્યાં. આવું કૌતુક જોઈને સર્વ ગામ લોકોને આશ્ચર્ય થયું ! તેઓ કહેવા લાગ્યા કે બોધલો ઇશ્વરનો અવતાર છે. એને કળિયુગનો માણસ કહેવો નહીં. અમે અતિ પામર અજ્ઞાન માણસો છીએ એટલે તેનું છળણ કરીને ત્રાસ આપ્યો. કણસલાં ભરેલી દાંડીઓ હતી તે બોધલાએ યાત્રિકોને હાથે લુટાવી દીધી. જેમ મોગરાનાં ફૂલો વિલાસી જનોને વહેંચી દેવામાં આવે, જેમ મેઘ વાદળમાં પાણી ભરી પૃથ્વી ઉપર નીચોવી નાખે, તેવી રીતે હરિકેશીએ પ્રસન્ન થઇને બોધલાને ધાન્યનો વરસાદ આપ્યો, પણ બોધલે તો મનમાં ઉદાસ ભાવ લાવીને તે સર્વ વિપ્રોને વહેંચી આપ્યું. તોડેલાં ઠૂંઠાંને કણસલાં આવ્યાં તે દશ્ય જોવાને ગામ પરગામથી લોકો આવતા હતા. દેશેદેશમા તેની કીર્તિ ફેલાઈ. લોકો કહેવા લાગ્યા કે સંતોનો મહિમા મોટો છે.

એક દિવસ બોધનો પ્રેમાળ ભકત ખેતર સાચવતો હતો ત્યાં હાંસી નામે કણબણ આવી તેને પગે લાગી. કોઇ કહેશે કે હાંસી કોણ હતી, તો અનુસંધાનમાં સવિસ્તર વાત સાંભળો એ ગાઉ ઉપર ધામણગામ પાસે રાબેરા નામે ગામ છે. ત્યા મોકાદમ પાટીલ હતો. તે બોધલાનો સસરો હતો. તેના અવસાન પછી મમતાયી (બોધલાની પત્ની) સાસરે ગઈ. તેના બને ભાઇ દુર્બુદ્ધિ હતા અને તેની કદી સંભાળ લેના નહોતા. જેને અહંકારરૂપ વ્યાધિ થયો તેની કર્મવશાત્ બુદ્ધિ ગઇ. તેને ઘેર હાંસી કણબણ દાસી થઈ રહેતી હતી. તે અંતરથી પરમ ભાવિક હતી. ઘરનો કામધંધો કરતાં કરતાં હમેશાં શ્રીહરિનું ભજન કરતી. રાબેરા અને ધામણ ગામની એક જ સીમ છે. એક વખતે આ વૈષ્ણવ ભકતે ત્યાં ખેતર રાખ્યું હતું. તેનો સાળો નામે રાબેરાસકર કે જે અભકત હતો તેનું ખેતર બાજુમાં હતું. તેની ખેતી સાચવવા હાંસી કણબણ રાખી હતી. પોતાના ખેતરમાં માળા પર બેસી બોધલો રોજ હરિગુણ ગાતો હતો અને હાંસી કણબણ ત્યાં આવીને પ્રેમથી સાંભળતી હતી. એક દિવસે તેણીએ બોધલાના ચરણ પકડીને તે પ્રેમાળ ભકતને પૂછવા લાગી કે સંસાર સફળ થાય તેવો ઉપાય કહો. આ સાંભળી બોધલો મનમાં વિચાર કરે છે કે આનું શરીર પરાધીન છે. જપ, તપ, ધ્યાન તીર્થાટન એનાથી કદી થાય નહી; દાસી, દાસ, પત્ની, એ સર્વનું જીવન પરાધીન કહેવાય. તેમજ ગાય, બળદ, અશ્વ એ પ્રાણીઓને પણ પરાધીન ગણવાં. જેણે ઘણાંજ પાપ એવાં કર્યાં હોય ત્યારે આ પ્રાણીઓની યોનીમાં જન્મ થાય છે. કંઈ

નિત્યનેમ એનાથી થાય નહીં. માટે હવે જો મૌન રાખું તો તેના પ્રેમનું ખંડન થાય એવો વિચાર કરીને વૈષ્ણવજન કહે છે. હાસી! મારું વચન સાંભળ. તેં મને સાધન માર્ગ પૂછ્યો. માટે કહું છું કે સંસારધંધો કરતાં કરતાં શ્રી હરિનું ચિંતન કરવું અને દર પંદર દિવસે એકાદશી આવે ત્યારે તારે ઉપવાસી રહેવું. સાંજે ધામણગામમાં કીર્તનમાં આવવું. ચાર પ્રહર શ્રવણ કરીને પ્રાતઃકાળે પાછું તારે ગામ જવું અને પોતાનો માલીકને પૂછીને પોતાનો નિયમ ચાલુ રાખવો તો તારું સાર્થક થશે : તે કહે છે કે હું ધામણગામ દરેક એકાદશીએ નકકી આવીશ :

સંત સાધન એવું કહે કે જેને જેવો અધિકાર હોય; જેમ ચતુર વૈદ્ય રોગ પારખીને તે પ્રમાણે ઔષધ આપે છે, જેમ રાજા સિંહાસન ઉપર બેસીને પ્રધાનને હુકમ કરે છે, જેમ ઘરધણીઆણી શાણપણ વાપરીને પોતાની વહુને વિવેક શીખવે છે, જેમ જ્ઞાની શાહુકાર હોય તે સામાનો ઉદ્યમ શું છે તે જાણીને પરીક્ષા કરીને પછી જ નાણાં ધીરે છે, જેમ ચતુર વકતા જેવી સભા તેવું પ્રવચન કરે છે કોઇ મૃદુ, કઠણ, પાષાણ જેવા જનો માટે યોગ્યતા તપાસીને સંતે તેને યોગ્ય જે સાધન હોય તે કહે છે

બોધલાની શિખામણ હાંસી કણબણે તેના ચિત્તમાં દૃઢ કરી. પછી સંસારકામ કરતા કરતાં પ્રેમથી શ્રીહરિ નામસ્મરણ કરવા લાગી. અગીઆરસને દિવસે વહેલી ઊઠીને ઝટ ઝટ કામ પૂરું કરી પછી માલીકને પૂછીને કીર્તન સમયે ધામણગામ આવતી. બોધલાની કથા પ્રેમ ભરેલી હોવાથી અજ્ઞાનીને પણ તેનો અર્થ તરત સમજાતો. આજુબાજુના ગામના સઘળા લોકો તે કથા પ્રેમથી સાંભળવા આવતા. કથા સાંભળવા ઘણા માણસો આવવા લાગ્યા, તેથી વાડીમાં અડચણ પડવા લાગી. પછી ચવડી ઉપર ઉભા રહીને સપ્રેમ કીર્તન કરવા લાગ્યો હાસી બે માટલા પાણી ભરીને લોકોને પીવા માટે ત્યાં મૂકતી. પોતાના હાથમાં સાવરણી લઇને બધાને બેસવાની જગા સ્વચ્છ કરતી. આકાશ તેજ મંડપનો આકાર છે. પૃથ્વી એજ મોટું આસન છે. બોધલાના કીર્તનનો અવાજ સાંભળી દેવતાઓને પણ આનંદ થતો અને તે અદૃશ્ય રહી સાંભળતા. એક દિવસે એકાદશીનું પર્વ હતું અને રાબેરા ગામનો માણસ બોધલાનું કીર્તન થતું હતું ત્યાં આવતો હતો. રસ્તામાં તેને મોટો સર્પ કરડ્યો, તરત જ ઝેર ચઢી ગયું અને ત્યાંજ તેના પ્રાણ નીકળી ગયા. સાથે જે માણસો હતા

તેમણે તે પ્રેતને ઊંચકીને કીર્તનમાં લાવીને બેસાડયું એકમીજા સાથે વાત કરે છે કે આ વાત કોઈને કહેવી નહીં કે જાણવા દેવી નહીં બોધનો શ્રીરામનામની ઘણી ખ્યાતિ લોકોને કહી સંભળાવે છે તે કહે છે કે રામ નામથી ભક્ત પ્રહ્લાદને અગ્નિમાં નાખતા તે બળી ગયો નહીં ઝેરનું અમૃત થઇ જાય છે એવી નામમહિમાની પ્રતીતિ કહેવાય છે માટે તેના ઉપર નિમિત્ત મૂકીએ કે કીર્તનમાં આ માણસના પ્રાણ ગયા તેથી જો તેને ઉઠાડે તોજ નામમહિમા સત્ય છે એ પુરવાર થશે. દુર્જનો દુર્મતિથી એવી વાત કરી નિગતે કથા સાંભળવા લાગ્યા તે સમયે બોધરાજ લોકોને કહે છે નામસ્મરણ કરવાનો મહિમા અનુપમ છે તે સઘળા શ્રોતાજનો સાંભળો પ્રભુનું નામ અતિ પાવન છે અને તે અમૃતથી પણ વધારે મીઠુ છે તે હું પ્રતીતિ થવાથી જ કહું છું માટે સઘળા જનો તાળી પાડી વિઠ્ઠલ નામની ગર્જના કરો આવાં વચન સાંભળી શ્રોતાઓએ પણ પ્રેમથી વિઠ્ઠલ ગર્જના કરી જે દુર્જનોએ પ્રેતને બેસાડયું હતું તે બોધનાને કહે છે કે અમારી સામે બેઠેલો આ માણસ હરિનામ બોલતો નથી સાપે કરડવાથી તેના પ્રાણ ગયા છે તે બોધરાજને ખબર નથી પછી તે મૃત પ્રેતને ઉદ્દેશીને પ્રેમાળ ભકત શું કહે છે તે સાંભળો

બાપ! નરદેહ મેળવીને શ્રીહરિ ભજન કરવામાં આળસ કરીશ નહીં માટે હવે તાળી પાડીને ઉલ્લાસથી મુખ વડે શ્રીરામ નામની ગર્જના કર

બોધલાના કીર્તનમાં નાટક પ્રમાણે લીલા બનાવનાર શ્રી પંઢરીનાથ પોતાના ભકતનું કહેવું સાંભળી મન સાથે વિચાર કરે છે કે આ ગૃહસ્થનો પ્રાણ જતો રહ્યો છે તેની બોધલાને ખબર નથી હવે જો તે નામ ઉચ્ચાર નહીં કરે તો બોધલાના મનમાં વિક્ષેપ થશે હું પાંડુરંગ પાસે હોવા છતાં કીર્તનમાં રંગનો ભંગ થઇ જશે તેથી યમરાજને રૂક્ષ્મીણીરંગ સ્વમુખે કહે છે કે કીર્તનમાં જે પ્રેત બેસાડયું છે તેનો પ્રાણ પાછો મૂકી આવ કૃપાસિંધુનું વચન સાંભળી યમદેવ કહે છે કે અવશ્ય તેમ કરૂં છું તે પ્રમાણે યમરાજે કરતાંજ તે પ્રેતે ઉભા થઈને નામઘોષ કરી તાળી પાડી અને તે સ્થળેથી ચાલીને બોધના પાસે જઈ તેના ચરણકમળમાં પડી નમસ્કાર કર્યા આ જોઇ તેના સાગરીતો ઉઠીને સત્વર બોધના પાસે ગયા અને સર્વ વૃતાંત કહેવા લાગ્યા શ્રોતાઓએ આવી વાત સાંભળી ત્યારે તેઓને ઘણું આશ્ચર્ય થયું! જયજયકાર કરી સર્વ શ્રોતાઓએ તાળી પાડી અને ત્યાં ભકતમંડળમાં આનંદ આનંદ થઇ રહ્યો બોધરાજના નેત્ર કમળમાંથી અશ્રુપાત થઈ રહ્યો છે કહે છે કે—

હે દેવાધિદેવા ! ભકતવત્સલા, અનાથની આબરૂ તેં જ રાખી છે. જો મને ખબર પડવા દીધી હોત તો કીર્તનમાં શું વિક્ષેપ થવાનો હતો ! જેવી રીતે અન્નમાં માખી પડે ત્યારે માતા બાળકને કહ્યા વિના તે કાઢી નાખે છે તેમ અમારી અડચણોનું હે રૂક્મિણીકાંત, તું કહ્યા વિના જ નિવારણ કરે છે.

ત્યારપછી કમલાપતિનું ધ્યાન ધરીને મંગળ આરતી કરી શ્રી રૂક્મિણીપતિને સર્વેએ નમસ્કાર કર્યા. ધામણગામના લોકો કહેવા લાગ્યા કે બોધલો ઇશ્વરનો અવતાર છે. તે ખરેખર માણસોનો ઉદ્ધાર કરવા મૃત્યુ લોકમાં આવ્યો છે. કીર્તનમાંથી પ્રેત સજીવન કર્યું, એવું નજરે જોઇને હાંસી કણબણનો પ્રેમભાવ દિવસે દિવસે વધવા લાગ્યો. દર પદર દિવસે તે ધામણગામ આવીને કીર્તન શ્રવણ કરતી. એમ ત્રણ વર્ષનો સમય જતાં તેનું અરિષ્ટ દૂર થયું.

સાધકો જ્યારે ઇશ્વર ભજન કરે છે ત્યારે જ તેની સમક્ષ મહાન વિઘ્ન ઉત્પન્ન થાય છે. જેમ દૂધથી ભરીને વાસણ મૂકો કે બિલાડી સંતાઇને તે જોઈ જાય છે, જો કુપથ્ય રાખે તો સઘળા રોગ પેદા થાય, જેમ દેહની પાછળ એક સરખો કાળ ટાંપી રહે છે, જેમ યોગી પાસે સિદ્ધિ આવી લાગે છે અને તેને ગુંચવવાની પળ શોધે છે, જેમ દ્રવ્ય પાછળ ચોરની નજર હોય છે, જેમ અહિંસક પ્રાણી પાછળ વાઘની નજર હોય છે, જેમ ચંદ્રને ગ્રહણ કરવા રાહૂ આવે છે, તે પ્રમાણે ઇશ્વરભકિત કરનારની પાછળ ઓચિંતાં વિઘ્નો આવી લાગે છે.

હવે આગળની વાતના અનુસંધાનમાં કથા કહું છું તે સજ્જનો પ્રેમથી સાંભળજો. બોધલાનો અનુગ્રહ લીધા પછી હાંસી કણબણને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું. એકાદશીએ કીર્તન સાંભળી એકલી પોતાને ગામ જતી. નામજપમાં તેનો વિશ્વાસ બેઠો એટલે તે હંમેશાં તેના અભ્યાસમાં રહેતી. એમ કરતાં ત્રણ વર્ષનો સમય ચાલ્યો ગયો. એટલામાં તેની ભકિતમાં મહાવિઘ્ન ઉત્પન્ન થયું. મમતાયીના બંને ભાઇઓ કે જે દુર્જન હતા તેમણે હાંસી તથા તેની દીકરીને વેચવાનો વિચાર કર્યો. ગામમાં એક બીજા વાત કરતા હતા એટલે તેણીએ તે વાત જાણી, પછી તેના મનમાં ઘણી ચિંતા થઇ. તે કહેવા લાગી કે મારું નસીબ ફૂટયું. પછી કામ ધંધો પૂરો કરીને સત્વર ધામણગામ ગઈ. ત્યાં એકાંતમાં જઇ બોધલાના બંને ચરણ પકડી પગે

લાગી તેનો કંઠ ગદગદ થયો આંખમાં આંસુઓ વહેવા લાગી તેની આવી અવસ્થા જોઈ પ્રેમાળ મન બોધનો તેને પૂછે છે કે દાસી, આજે તારા મનમાં કંઇ નવાઇ જેવું લાગે છે! તારી વિપરીત અવસ્થા જોતાં મારા મનમાં ચિંતા ઉત્પન્ન થઇ છે, માટે તું મને ઝટ કહે દાસી કહે છે કે હે બોધનાયા! માબાપ, તું ઉજાગર ભાઈ, આજથી તારા ચરણથી હું દૂર થઈશ માનીકે મને વેચવાનું નક્કી કર્યું છે દૂરથી પ્રગટ આવ્યા છે હવે માગથી, હે સ્વામી! તમારું કીર્તન સાંભળવાનું ક્યાંથી બનશે? બોધનો આ સાંભળી કહે છે કે મારી વાત સાંભળ:—

દેહને પ્રારબ્ધથી જ્યાં જવાનું હશે ત્યાં નક્કી તેને જવું જ પડશે તું શા માટે ચિંતા કરે છે?

જેમ સાગરની અંદર તરંગ છે તે સાગર પાણી વડે છે પણ તે કંઇ પાણી વિનાના તરંગ હોતા નથી તેવું સર્વજાને તે નજરે દેખાય છે તેવી રીતે આનંદસાગર શ્રી પાંડુરંગ છે અને આપણા જીવ તે તેના તરંગ છે એવું તું અંતરથી સમજજે પછી તને વિયોગનું દુ:ખ લાગશે નહીં. આ સાંભળી દાસી કહે છે કે હું એટલા માટે રડતી નથી પણ તમારો સત્સંગ થશે નહિ અને મારું આવવાનું બંધ થશે એટલું બોલતાં બોલતાં તે ત્યાંજ મૂર્છા ખાઈને પડી થોડીવારે શરીર સંભાળી ઊભી થઈ બોધનાના ઘરમાં ગઈ ત્યાં જઇ મમતાઇને કહે છે કે તમારા ભાઈઓએ મને વેચવાનું નક્કી કર્યું છે તેથી હે માતા! હું દુ:ખ સાગરમાં પડી છું તો તમે મને તમારા ઘરમાં રાખીને તમારા ભાઈને જોઈતા પૈસા આપો એવું કહીને તે મમતાઈને પગે પડી દાસીની આવી અવસ્થા જોઇને મમતાઈના મનમાં દયા ઉપજી બોધરાજને તે પછી કહેવા લાગી કે ગમે તે ઉપાય કરી આને છોડાવવી જોઇએ આપણી પાસે પુરતું દ્રવ્ય નથી તેથી ધામણ ગામની જમીન વેચીને પણ આ અનાથનું રક્ષણ કરવું મનમાં આવો દૃઢ વિચાર કરીને બોધરાજે ઘરમાં જઈ દાસીને અભય વચન આપ્યું તેણે કહ્યું કે તું આગળથી ઘેર જા અને હું પાછળથી આવું છું આવાં વચન સાંભળીને દાસીના મનનું સમાધાન થયું તે જાણે કે મૃત પ્રેત ઉપર અચાનક અમૃતની વર્ષા થાય કે વડવાનળ લાગતાં વરસાદ પડે અને તેથી અગ્નિ બુઝાઇ જાય, એટલે તરૂવરને શીતળતા થાય અને નવા પાંદડાં ફૂટે તે પ્રમાણે બોધનાનું અભય વચન સાંભળી દાસીના મનનું સમાધાન થયું.

પછી ત્યાથી ઉઠીને તે સત્વર રામેરા ગામ ગઈ થોડા વખત પછી બોધરાજ ત્યા જઈ પોતાના આળાને કહે છે, તમે હામીને ખરેખર વેચી દો છો? મે એવી વાત સાભળી છે માટે જો તમારા મનમા તે પ્રમાણે હોય તો તે અમને વેચાતી આપી દો તેની જે કઇ કિમત લેવી હોય તે લ્યો એટલે સત્વર મોકલી આપુ બોધરાજનુ કહેવુ કાને પડતાજ તેના દુર્બુદ્ધિ સાળાઓ મનમા ગુસ્સે થયા અને કહેવા લાગ્યા કે અમારુ માણસ તારે ત્યાં તો કદી આવવા દઇશુ નહી આડોસી પાડોસી, વતનદાર, જુના પાડોસી કે બીજા ગમે તે કોઇને મફત આપી દઈશુ પણ તને તો આપીશુ જ નહીં આવી અભિમાનની વાત સાભળી વિષ્ણુભક્ત શાત રહ્યા હામી ઘરમા બેઠી બેઠી રડે છે અને કહે છે કે મારુ કર્મ વિચિત્ર દેખાય છે પછી બોધરાજ આળાના દેખતા હાસીને કહે છે કે હુ તારે માટે વિઠોબાને વિનતી કરીને મોકલુ છુ એવુ કહીને તે સમયે ત્યાથી નીકળી પોતાને ગામ ધામણગામ પાછો આવ્યો અને પોતાની પત્નીને સર્વ સમાચાર કહ્યા આ તરફ ગમેગમા દુર્જનોને મનમા ઘણો ભય ઉપજ્યો કહે છે કે બોધનો વિઠોબાને કહીને હામીને મારી લઈ જાશે અહીંથી પ્રતિજ્ઞા કરીને ગયો છે તેનુ વચન કદી અસત્ય થશે નહીં, માટે હવે સત્વર વનાક લાવીને તેને વેચી દઈએ એટલામા પરગામથી તે જ દિવસે ઘરાક આવ્યુ એટલે હામી અને તેની દીકરી બન્ને વેચી દીધી પચીસ ટૉન લઇને વેચાણખત કરી લીધુ હવે હાસી કણસણુ આક્રદ કરીને રડે છે તે કહે છે કે પઢરીનાથ કેમ આવ્યા નહીં? દીનદયાળ પઢરીનાથ, મારી અરજ સાભળી હવે તમે જલદી આવો નહીં તો દેહમમતા ત્યજીને તમને મારા પ્રાણ અર્પણ કરીશ બોધરાજ મને કહીને ગયા છે કે વિઠોબા આવીને મને લઇ જશે પણ આજે તેનુ વચન અસત્ય થાય તેવુ લાગે છે હામીના મનની વાત જાણીને પઢરીનાથ તત્કાળ વિપ્રનો વેશ લઇને ત્યા પ્રગટ થયા અધોક્ષજ તે પીશુનને આગળ આવીને હામીને કહે છે કે બોધરાજે તને બોલાવી છે એવુ તે વિપ્રનુ કહેવુ સાભળી હામીના મનમા હર્ષ થયો તે બહાર આવીને તે બ્રાહ્મણના ચરણમા પ્રેમથી નમસ્કાર કરવા લાગી તેટલામા અદ્‌ભુત કૌતુક થયુ તે ભાવિક શ્રોતાઓ ભાવથી સાભળો હામી તથા પઢરીનાથ ત્યા જ ગુપ્ત થઇ ગયા. હામીની નાની દીકરી હતી તેને પણ વૈકુઠમા મોકલી દીધી સઘળા લોકો આ કૌતુક જોઇને મનમા આશ્ચર્ય પામ્યા! તેઓ કહેવા લાગ્યા કે આ તો મોટી નવાઈ થઇ! છોકરી સાથે હાસી ક્યા ગઇ? જે ઘરાકે વેચાતી લીધી હતી તે કહે છે કે અમારુ નસીબ ખરાબ હોય એવુ

દેખાય છે. અમે તે કણબણને અમારે ગામ લઈ જવાના હતા પણ તે તો અહીં જ અદૃશ્ય થઈ ગઈ. માટે અમારા હોન પાછા આપી દે એવું કહેતાં તે દુર્જનો કહે છે કે અમારા હાથમાં તેં ખરીદીખત લખી આપ્યું છે એટલે અમારા માથે વાંધો રહ્યો નહીં. તેને બોલાવવા માટે જે બ્રાહ્મણ આવ્યો હતો તેણે બોધલાનું નામ દીધું હતું માટે તમે ધામણગામ જઈને તેની સાથે વાત કરો. આ ઉપરથી ઘરાક કહે છે કે અમે પરસ્પર વાત સાંભળી હતી કે બોધલે તમારી પાસે તે કણબણ વેચાતી માગી હતી. તમે તેને આપી નહીં. તેથી તે બોલ્યો હતો કે વિઠોબા આવીને હાંસીને નક્કી લઈ જશે અને થયું પણ તેવું જ. તેની સાથે અમારે કંઈ વાદ નથી માટે દુર્જનો તમે અમારા હોન એકદમ પાછા આપી દો. એવી રીતે બોધરાજના બે સાળા અને ઘરાક વચ્ચે ઝઘડો થયો. ભકતોની વારે જનારા પંઢરીરાણા ભકતોની કીર્તિ વધારે છે.

બીજું પણ એક અદ્દ્ભુત ચરિત્ર ભાવિક ભકતોને સાંભળવામાં આવશે. ધામણગામમાં એક અંત્યજ રહેતો હતો. તે ચાલાક અને બડબડ કરનારો હતો. તે બોધરાજને એકાંતમાં કહે છે મને ઉપદેશ આપો કારણ મને તમારા ચરણમાં પ્રીતિ લાગી છે. તેને ઉપદેશ લેવા માટે વિનંતી કરતો જોઈ પ્રેમાળ ભકત કહે છે કે હું કોઈને ઉપદેશ આપતો નથી. છતાં હું પંઢરીનાથને એકાંતમાં પૂછી, તેની આજ્ઞા મુજબ વર્તીશ. પછી વૈકુંઠનાથનું ધ્યાન ધરીને કહે છે કે હે દેવ ! મારી એક વિનંતી સાંભળ. અમારા ગામમાં એક હરિજન છે તે મને તો ભાવિક લાગે છે. તે મને ઘણા દિવસથી વિનવે છે કે મારે મસ્તકે હાથ મૂકીને શિષ્ય બનાવો. માટે જો તમે મને આજ્ઞા કરો તો હું તેનો અંગીકાર કરીશ. બોધલાનું કહેવું સાંભળી જગજીવન કહે છે કે "નીચ જાતિને સર્વથા ઉપદેશ કરવો નહીં."

જે અખંડ અવિશ્વાસ મનમાં રાખે અને શાસ્ત્ર શ્રવણમાં અપ્રીતિ ધરે
તો સદ્દગુરુએ તેવા જનોનો, સર્વથા અનુગ્રહ કરવો નહીં.
પુસ્તકોમાં ફળ શ્રુતિ જોઈને, સ્વાર્થીજન પ્રાર્થના કરે;
એવા શિષ્યોને સદ્દગુરુએ, સર્વથા અનુગ્રહ કરવો નહીં.
જે મનમાં ચાવટપણું કરે, વાચકોને કપટે ગોષ્ઠી પૂછે,
તેવા ઉપર સદ્દગુરુએ કૃપાદષ્ટિ સર્વથા કરવી નહીં.
શિષ્ય જોઈએ સજ્ઞાન વિરકત અથવા ભાવિક પ્રેમાળ ભકત.

આ પ્રમાણે બોધલાને એકાંતમાં રૂક્મિણીકાંતે કહ્યું. ખરેખર, તે અંત્યજ દુષ્ટ બુદ્ધિનો હતો. જો આ વાત તને મનથી સત્ય ન લાગતી હોય તો તેની પ્રતિતી તને સત્વર કરાવીશ. હે ભકતરાજ, તારા ખેતરના ખળામાં આવતી કાલે રાસપુજા છે. તે અંત્યજને બોલાવી તારો પાડો તેની પાસે મારી નંખાવજે. પછી તેને એવું કહેવું કે તારે આ વાત કોઇને કહેવી નહીં. જો આ વાત તે ઢાંકી રાખે તો તેને તું ઉપદેશ કરજે. બોધલો કહે છે કે હે પંઢરીનાથ ! હું કદી હિંસા કરાવીશ નહીં. નકામો પાડો શા માટે મારી નાખવો ? આ વાત મારા મનમાં ઉતરતી નથી આ સાંભળી રૂક્મિણીરમણ કહે છે કે મારી તને આજ્ઞા છે. હિંસા કર્મનો દોષ તને લાગશે નહીં. બીજે દિવસે તે અંત્યજ આવીને બોધલાના ચરણ પકડીને કહે છે કે આ સમયે મને ઉપદેશ આપવાની કૃપા કરો. માણકોજી બોધલો કહે છે કે હે મહાર સાંભળ ! મારો પાડો કાપી નાખ અને તે વાતની કોઇને જાણ પડે નહીં. તો જ તું મારો શિષ્ય થઈ શકે. તેણે કહ્યું અવશ્ય તેમ કરીશ. પછી તેનો વધ કરીને બીજે ઘેર માંસ રાંધીને ભાત, ભાખરી કરાવી. બોધલે રાસપૂજા કરવા સગાંસ્નેહીને તેડાવ્યાં હતાં તે સઘળાં ગોત્રજ આવ્યાં એટલે માંસ ભાખરી તેઓને આપ્યાં. આ જોઈ સર્વને અદ્ભુત નવાઈ લાગી. તે કહેવા લાગ્યાં કે બોધલાની બુદ્ધિ બગડી છે કે આજે તેણે હિંસા કર્મ કર્યું છે. આજે રાત્રે બકરો મારીને પ્રેમથી કણબીઓને જમાડે છે. પણ પાડો મરાવી તેનું માંસ ખવડાવ્યું છે એવો વિચાર કોઇને થયો નહીં. બધાં જમીને સત્વર પોતાને ઘેર ગયાં. અનામીકને બોધલો ભકત કહે છે કે પાડાનું માથું ઘાસમાં સંતાડજે અને ચામડું ભુસામાં દાટી દેજે અને કોઇને પણ આ નિશાની બતાવીશ નહીં કે આ વાત પણ કરીશ નહીં. તે અછૂતને પેટ ચઢયું. તેને એમ મનમાં થવા લાગ્યું છે કે કયારે સવાર પડે અને આ વાત તે લોકોમાં જાહેર કરે. તેના મનમાં આ પ્રમાણે ચળવળ થયા કર્યું. પછી સૂર્ય ઉગ્યો એટલે તે દુરાચારી ગામમાં ગયો અને ઘેર ઘેર રોટલા માગવા લાગ્યો. પછી કણબીના ઘરોની બાજુમાં જઇ બેઠો. ત્યારે તેઓ કહેવા લાગ્યા કે દૂર બેસ, છેક અંદર સુધી કેમ આવ્યો છે ? ત્યારે તે કણબી સાથે વાદ કરવા લાગ્યો. તે કહે છે કે તમારા અને અમારામાં હવે ફેર શું છે ? કાલેજ ખેતરમાં ખળા આગળ બોધરાજે પાડો મરાવ્યો અને તેનું માંસ તમે સર્વેએ ખાધું છે. માટે હવે મને દૂર શા માટે કરો છો ? એ પ્રમાણે તે ઘેર ઘેર બધે કહી વળ્યો. ગામમાં વાત ચર્ચાવા લાગી, લોકો કહે છે કે બોધલે અનુચિત કર્મ

કર્યું છે. તે પોતાને હરિભક્ત કહેવડાવે છે અને પોતાનો જ પાડો કાપી નંખાવ્યો. કોઇ કહે છે કે એ અસત્ય વાત છે. તો કોઈ કહે એ ખરી વાત છે. હમણાં ગમાણમાં બોધલાનો પાડો દેખાતો નથી. ગોત્રજ સગાં વહાલાં સર્વે ભેગાં થઇ વિચાર કરવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે બોધલાને બધું પૂછવું કે અમને તેણે શા માટે વટલાવ્યાં. અનાગીકને સર્વ લોકો પૂછે છે કે અમને મુદ્દો બતાવ. તે કહે છે કે પાડાનું માથું કાપીને ઘાસમાં દાટયું છે અને ચામડું ભુસામાં દાટયું છે. તો તમે ચાલો સર્વને હું મુદ્દો બતાવું. તે દુર્જનની વાત સાંભળી સઘળા સંતપ્ત થયા. સઘળા માણસો કહેવા લાગ્યા કે બોધલાનો પ્રાણ શરીરથી જુદો કરવો. પછી રાજા આપણને કારણ પૂછશે ત્યારે જે દંડ ભોગવવો પડશે તે ભોગવીશું. દુરાચારીઓએ એવું કહીને હાથમાં ડાંગો લીધી અને બોધલા પાસે સત્વર આવીને ઊભા રહ્યા. તે વખતે તેણે આંખો બંધ કરી હૃદયમાં શ્રી વિઠ્ઠલ મૂર્તિનું ચિંતન કર્યું અને એકાંતમાં પ્રેમથી નામસ્મરણ કરતો બેઠો. લોકો તેને કહે છે કે સાવધ થઈજા, અમે તારો વધ કરવા આવ્યા છીએ. એવો કેવો તું ઢોંગી છે કે તેં સઘળાને જાહેરમાં વટલાવ્યા. બોધલો કહે છે હે પંઢરીનાથ, આવું સંકટ આવી પડતાં તારા વિના હે કૃપાવંત ! બીજો કોઈ બચાવી શકશે નહીં. હે કૃપાવંત ! આ દીન અનાથનું કોણ રક્ષણ કરશે ? તે સમયે ગામલોક કહે છે કે દુરાચારી હવે તને રૂક્મિણીવર મળવાના નથી. અમને ઢોર કાપીને ખવડાવ્યું અને ભ્રષ્ટ કર્યા. લોકો અંત્યજને કહે છે કે અમને મુદ્દો લાવીને બતાવ. તે દુરાચારી કહે છે કે હમણાં જ લઇ આવું છું. ઢગલામાં જઈને જુએ છે તો જ્યાં પાડાનું માથું હતું તેને પંઢરીનાથે બકરાનું માથું કરી દીધું. તેનું જે ચામડું હતું તેને પણ બકરાનું કરી દીધું. તેવો અકસ્માત તે નજરે જોવા લાગ્યો. અંત્યજ તે હાથમાં લઇને નીચું મોં રાખી ઊભો રહ્યો. છતાં તે દુર્જન કહે છે કે મેં જ પાડો માર્યો છે અને તે વાત ખરી છે. તે સમયે ગામલોક બોધલાને પૂછે છે કે તારો પાડો ક્યાં છે ? ત્યારે પંઢરીનાથે કૌતુક કરીને જેવું કદી થયું નહીં હોય તેવું કરી બનાવ્યું. જે પાડો કાપી નાખ્યો હતો તેવો જ પાડો ત્યાં ઉત્પન્ન કરી દીધો. તે જોઈ લોકોને આશ્ચર્ય થયું ! તે કહેવા લાગ્યા કે આ અંત્યજ લુચ્ચો છે. ગામ લોકો પછી અંત્યજને કહે છે કે હવે તારા પ્રાણ લેવામાં આવશે. તેં જૂઠું બોલીને ગામમાં તોફાન ઊભું કર્યું અને બોધલાને ત્રાસ અપાવ્યો. સઘળાનાં આવાં ક્રોધ વચન સાંભળી તે અંત્યજ થરથર કંપવા લાગ્યો. પછી તે પ્રેમથી વિષ્ણુભક્તને પગે લાગ્યો.

તે કહે છે કે હું અનંત અપરાધી છું માટે મારો અપરાધ ક્ષમા કરી મારા પ્રાણ બચાવો. દુર્જનની વાણી સાંભળી બોધલાના મનમાં દયા આવી. પછી ગ્રામવાસીઓને કહે છે કે હવે આને મારશો નહીં. પછી સર્વગ્રામજનોએ અહંતા ત્યજીને બોધલાને દંડવત્ પ્રણામ કર્યા. અને મનમાં ઘણા શરમીંદા થઇ ગયા. તે કહેવા લાગ્યા કે બધાંએ ઘણું ખોટું કર્યું. આ તરફ બોધલાને ધ્યાનમાં આવીને રૂક્મિણીકાંત કહે છે કે મેં જે તને ગુપ્ત વાત કહી તેની અનુભવથી ખાત્રી થઇ ને ? બોધલો કહે છે કે હે જગજ્જીવન તારો પાર કોઈ પામી શકયું નથી. એમ કહીને ચરણમાં પ્રણામ કર્યા. તે જોઇ વૈકુંઠરાણા આનંદ પામ્યા !

બીજું એક ચરિત્ર અમૂલ્ય છે અને તે ભાવિક ભકતો સાદર સાંભળો. ધામણગામના સઘળા લોકોને આમ જુદાં જુદાં કૌતુક જોવા મળતાં તે કહેતા કે બોધલો માણસ નથી. તે પરમ જ્ઞાની, અતિ ઉદાર અને કેવળ ઈશ્વરનો જ અવતાર છે. પ્રતિતી આપી સઘળાને ભવપાર કરે છે. એક વર્ષ દુકાળ પડયો અને પૃથ્વી ઉપર વરસાદ પડતો નહોતો. ધામણગામમાં પહેલી ખેતી મુખ્ય ધાન્યની નકામી ગઇ. પછી કાર્તિક માસમાં સ્વાતિ નક્ષત્રમાં અપાર વરસાદ થયો. આમો મહિના સુધી તો વરસાદ પડયો નહોતો. એટલે બોધલો બીજ રોપવા માટે ઉધારે ઘઉં લઈ આવ્યો. ગામના માણસોને દહાડીયાં કરીને બીજ વાવવા ખેતરમા ગયો. તે સમયે હાથમાં દંડ, ધજા લઈ ને પંઢરપુર યાત્રાળુ જતા હતા. તે નજરે જોતાં બોધરાજને મનમાં ઘણો આનંદ થયો. યાત્રિઓને દંડવત્ પ્રણામ કર્યા. સદ્ભાવે નમન કર્યું. તે કહેવા લાગ્યો કે આજે મારું ભાગ્ય ઉઘડયું છે કે સંતોનો મેળાપ થયો. તે સમારંભમાં બ્રાહ્મણો હતા. તે બોધલાને કહે છે કે અમે એવું સાભળ્યું છે કે તું દુકાળમાં અન્નદાન કરે છે તેથી અમે અહીં આવ્યા છીએ. બ્રાહ્મણોનું કહેવું સાંભળી તે કહે છે કે મારા ઘરમાં તો ધાન્ય નથી અને, સંતજનો તેના વિના પાછા જશે તો મારા સત્ત્વને હાની પહોચશે. પછી પોતાના પુત્રને બોલાવી એકાંતમાં તેને પોતાનો વિચાર કહે છે કે આ બીજ માટેના ઘઉં ઘેર લઇ જઇને સંતોને ભોજન કરાવીએ.

ભૂમિ પાક આપે નીર્જીવ છતાં, જ્યારે સંતો છે સજીવ.
આના ઉદરમાં સર્વ બીજ વાવતાં, શું ના થઈ શકે તે કહો.

એવું પિતાનું કહેવું સાંભળી યમાજી પુત્રના મનમાં સંતોષ થયો. જે કામ કરનાર ખેતરમા ભેગાં થયાં હતાં તેમને ગામમાં પાછાં મોકલી

દીધાં. સવામણ ઘઉંનું બી હતું તે દળીને રસોઇ કરી યાત્રાળુઓને જમાડી દીધી. પછી કડવી તુંબડીનાં બીજ લઇને ખેતરમાં વાવી દીધાં. ઇશ્વરી કરણી અગાધ છે. તુંબડીને ઘણાં ફળ આવ્યાં. ગ્રામવાસી હસીને મશ્કરી કરવા લાગ્યા કે આ કેવું વિપરીત થયું છે. તે કહે છે કે બોધલો પાટીલ ગામનો રાજા અને અમે બધા તેની પ્રજા. આપણને લૌકિક કામકાજથી છોડાવવા એવો તેનો વિચાર હશે. બધાંના હાથમાં એક એક તુંબડું આપશે એટલા માટે તુંબડાનાં બી વાવ્યાં છે. દુર્જનોનું એવું કહેવું સાંભળી સર્વ લોક ખડખડ હસવા લાગ્યા. તે કહેવા લાગ્યા કે બોધલાને ખેતરે જઇને આપણે સર્વ જણે કૌતુક જોવું જોઇએ. કેવો ઉત્તમ પાક થયો છે એવું કહી સર્વ ઊઠયા ! ખેતરમાં જઇને જુએ છે તો તુંબડીને ઘણાં ફળ આવ્યાં છે. એક તુંબડુ તોડીને બધા જોવા લાગ્યા, તો અદ્દભુત નવાઈ જેવો બનાવ જોયો. તે તુંબડામાંથી ઉત્તમ ઘઉં નીકળ્યા. કહેવા લાગ્યા કે ઈશ્વરે અલૌકિક કાર્ય કરી બતાવ્યું છે. સઘળાના મનમાં આશ્ચર્ય થયું ! તે ગામનો હવાલદાર હતો તે કહે છે કે રાજાને આ વાત કરવી જોઈએ. તેણે આવંધ રાજાને પત્ર લખીને સત્વર સઘળા વૃત્તાંત જણાવ્યા. રાજા પત્ર વાંચી કહે છે કે એણે જાદુગરી કરી છે. એટલે પાચ હથીયારબંધ સિપાઇ ધામણગામ મોકલ્યા. તેઓએ આવીને બોધલાને આગળ કરી રાજ દરબારમાં લઇ ગયા. મુસલમાન રાજાએ પૂછ્યું ત્યારે બોધલે જે બન્યું હતું તે સઘળું સત્ય કહી બતાવ્યું. રાજા ક્રોધે ભરાઈ કહે છે કે તુંબડામાં ઘઉં કયાંથી આવ્યા ? ત્યારે બોધલો કહે છે કે મને ખબર નથી. આતો પંઢરીનાથે કર્યું છે. એવું ભકતનું કહેવું સાંભળીને તે રાજાને મનમાં વિશ્વાસ આવ્યો નહીં. જેમ શ્રીરામ ચરિત્ર સાંભળીને પિશાચના મનમાં ક્રોધ થાય, જેમ ગીતાશાસ્ત્ર સંજય વાંચતા હતા ત્યારે ધૃતરાષ્ટ્રને વિશ્વાસ આવ્યો નહીં. તેજ રીતે બોધલાના શબ્દોમાં યવનને વિશ્વાસ આવ્યો નહીં. પછી રાજા ક્રોધાયમાન થઇને કહે છે કે માણુકોજી બોધલાને યવન બનાવી દો. પછી તેને જમવા માટે મુસલમાની ખાણું તત્કાળ મંગાવ્યું. બોધલાને ભોજન કરવા બેસાડયો એટલે તે ખાણું ફૂલ અને તુળસીમાં ફેરવાઇ ગયું. આ પ્રત્યક્ષ બનાવ જોઇ રાજાએ ઊઠીને બોધલાને નમન કર્યું. પછી કહ્યું કે તારા મનમાં ઇચ્છા થાય તે ધનસંપત્તિ મારી પાસેથી માગી લે. આ સાંભળી બોધલાના મનમાં કંટાળો આવ્યો. તે ત્યાંથી સત્વર ઊઠીને ચાલવા લાગ્યો. જતાં જતાં રાજાને કહે છે કે મારા મનમાં કંઈ જ ઇચ્છા નથી. ઘરમાં કામધેનુ બાંધી છે પછી ઘેર ઘેર શા માટે ભટકવું ? આંગણામાં કલ્પતરુ ઊગ્યું હોય પછી સીંદરીનું

વન શા માટે રોપવું ? ઐરાવત ઉપર બેસવાનું ત્યજીને ગર્દભ ઉપર બેસવું અનુચિત છે. આંબાના ઝાડની છાંય ત્યજીને બાવળ નીચે શા માટે બેસવું ? નર દેહ ત્યજીને પશુજન્મ શા માટે લેવો ? બકુલ, સેવંતીનાં ફૂલ ત્યજીને પુંગળવેલ શા માટે હાથમાં લેવી ? સંતસંગતિ ત્યજીને ફ્ગાણું શા માટે ગાવું ? ઘરમાં દૂધ, દહીં હોય પછી છાશ માટે ફાંફાં શા માટે મારવાં ? જેણે પરમહંસ દીક્ષા પ્રાપ્ત કરી પછી તે સર્વથા ગૃહસ્થાશ્રમ કરશે નહીં.

જેને શ્રીરામ ભજનમાં પ્રીત થઇ તે રાજસન્માન કદી નવ લે. તે સમયે એ પ્રમાણે કહીને બોધરાજ ધામણગામ પાછા આવ્યા. દેહમાં પ્રેમાળ ભક્તિ ભરી છે. તેને જરાપણ અહંતા નથી. નામરૂપમાં તેનું ચિત્ત જડયું છે. દાસને ખબર નથી પડતી કે તે ભકત છે તેવી જ રીતે રૂક્મિણીકાંત પણ જાણતા નથી કે પોતે દેવ છે. જેવી રીતે સોનાનો મુગટ અને પૈંજણ બંનેને મુસમાં મૂકી ભઠ્ઠીમાં નાખીએ પછી બંનેનું નામ નિશાન તત્કાળ જતું રહે છે. તેવી રીતે પાંડુરંગનું ભજન કરતાં કરતાં — બોધરાજનું હુંપણું હણાઇ ગયું; પછી તે જગજીવનનું ધ્યાન ધરીને અખંડ ભજન કરે છે. એક સદ્‌ભાવ અંતરમાં ધરીને તેણે ધામણગામનું પંઢરપુર કર્યું છે.

એ પ્રમાણે જુદાં જુદાં ચરિત્ર બતાવી જડમૂઢનો નિજપ્રેમથી ઉદ્ધાર કર્યો.

આગળના અધ્યાયમાં પ્રેમાળ ભકત ગણેશનાથનું અદ્‌ભુત ચરિત્ર કહેવાશે તે પ્રેમાળ ભકતો પ્રેમથી સાંભળજો. જે દીનદયાળ રૂક્મિણીકાંત તેની કૃપાથી ગ્રંથનો અર્થ બોલાવે છે. મહીપતિ તો માત્ર તેનો શરણાગત છે કે જે નિજ પ્રેમે ભજન કરે છે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે.
પ્રેમાળ ભાવિક ભકતોએ આ ચોપનમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૫૫ મો.

### ચાર સંતોનાં ચરિત્રો

### (૧) ગણેશનાથ (૨) કેશવસ્વામી
### (૩) ગોમાઇ (૪) લતિબશાહ

શ્રી ગણેશાય નમઃ ।। શ્રી રાધાકૃષ્ણાય નમઃ ।।

જય જય અચળા, અવ્યયા, અવિનાશી, અનામા, અરૂપા, પરમપુરૂપા, બ્રહ્માંડનાયકા, જગન્નિવાસા, આનંદાધીશા, શ્રીહરિ નિજભક્ત તારૂં સ્મરણ કરે છે. તારા માટે તેઓનું નિદિધ્યાસન છે. જેમ ચાતક અને મેઘ મિત્રપણે આનંદે છે, જેમ બાળક માતા સાથે પ્રેમ કરે છે, તેવોજ માતાનો બાળક ઉપર પ્રેમ હોય છે. તેવીજ રીતે પ્રેમાળ ભક્તોની જેવી વૃત્તિ હોય તે પ્રમાણે રૂક્મિણી પતિ થાય છે. જેવી રીતે પૂર્ણિમાનો પૂર્ણ ચંદ્રનો પ્રકાશ જોઈ સાગરને મનમાં ઉલ્લાસ થાય છે તે પ્રમાણે ભકતોની કીર્તિ સાંભળીને તું જગજીવન સંતોષ પામે છે. ભકતોએ તારી સ્તુતિ વર્ણવી છે અને તને ભકતોની કિર્તી ગમે છે એટલે તેઓનાં ચરિત્રો ભકત વિજય ગ્રંથમાં મારા હાથે તુંજ લખાવે છે. પાછળના અધ્યાયમાં ઓધરાજે અવિધ રાજાને પ્રતિતી બતાવી અને ધનસંપત્તિનો ત્યાગ કરીને હરિભજનમાં પ્રીતિ લગાડી. હવે જ્ઞાની વિવેકી, અતિવિરકત, સદ્દગુરુ ઉપાસક ગણેશનાથનું અતિ અદ્દભુત ચરિત્ર ભાવિક ભકતો સાંભળજો

વાલેવાટ પ્રાંતમાં સારસી અને ઉજ્જની નામે બે ગામ હતાં. ત્યાં ગણેશનાથનું રહેવાનું સ્થાન હતું. ત્યાં રહી તે સપ્રેમ કીર્તન કરતો હતો. તેને કાને શેલી મુદ્રા હતી. તે પ્રેમથી કૌપીન ધારણ કરતો હતો. આ સિવાય કોઈ ઉપાધિ તેના મનને ગમતી નહોતી. દિવસે અરણ્યમાં જઇને શ્રીહરિનું ભજન કરતો અને રાત્રે ગામમાં જઇ પ્રેમથી હરિગુણ ગાતો. કોઇ તેને સન્માન આપે તે ગમે નહીં. લૌકિક પૂજા કે દાંભિક ભજન પણ તેને રુચે નહીં. તેને વસ્ત્રો સંપતિ કે ધન ગમે નહીં. મિષ્ટાન્ન

ભોજન પણ તેને ગમે નહીં. એક સમયે શિવાજી મહારાજ પંઢરપુર યાત્રા કરવા આવ્યા. ગણેશનાથની કીર્તિ સાંભળી રાજા તેને મળવા આવ્યા. સાષ્ટાંગ નમસ્કાર કરીને કીર્તન શ્રવણ કરવા રાજા બેઠો છે. ગણેશનાથનું જ્ઞાન વિશાળ હતું અને તે પ્રાસાદિક કવિત્વ બોલતો હતો. જુદાં જુદાં દૃષ્ટાંત આપીને રામબાણ જેવા અભંગ રચીને શ્રોતાઓના કાનને ઘણું સુખ આપતો. તે રાજાએ પોતાને સુવા માટે એક પલંગ બનાવડાવ્યો હતો તેણે વિચાર કર્યો કે એ પલંગ ઉપર પહેલે દિવસે ગણેશનાથને નક્કી નિદ્રા કરાવવી. પછી બે હાથ જોડી રાજા કહે છે કે હે સ્વામિ, એક રાત્રિ મારા આશ્રમમાં ગાળશો તો મારા ઉપર ઉપકાર થશે. મેં એક પલંગ કરાવ્યો છે તેમાં નિદ્રા લેશો. એમ કહીને રાજા ચરણે નમ્યો રાજાનો આદરભાવ જોઇને ગણેશનાથને માથે મોટું સંકટ આવ્યું જેમ હરણીને વાઘ પકડી જવાનું કહે ત્યારે ભયથી તે કંપે છે, તેવું ગણેશનાથને થયું. તે સંકટ જાણીને પછી વૈરાગ્યશીલ ગણેશનાથે કહ્યું કે આવીશ, પછી એક ઝોળી ભરીને કાંકરા સાથે લીધા. આ જોઈ રાજા તેને પૂછે છે કે કાંકરા વીણીને શા માટે સાથે લીધા છે. તેનો ઉત્તર આપે છે કે નામ સ્મરણમાં ગણત્રી કરવા કામ લાગે માટે લીધા છે. તે અવસરે શિબિકામાં બેસાડીને રાજા ગણેશનાથને પોતાના મહેલમાં લઇ ગયા. ગણેશનાથને સુવા માટે પલંગમાં ફૂલની શય્યા બનાવી હતી. સામે સુગંધી પાનબીડું બનાવીને તેમની સામે રાખ્યું હતું. ચારે બાજુએ સમઇ ગળગાવી અને પછી પલંગની ચારે બાજુએ પડદા નાખી દીધા. જાતજાતનાં અત્તર તેલ સુવાસિત વિલાસ ભોગ સંપત્તિ ત્યાં મૂકી હતી. પછી રાજા સત્વર બહાર આવ્યો આ સ્પર્શવિષય નજરે જોઈ ગણેશનાથના સર્વ અંગમાં પશ્ચાતાપ થયો. જાણે કે કોઈ અગ્નિહોત્રી બ્રાહ્મણને યવનના મકાનમાં ધકેલી મૂકયો હોય તેવું થયું. જેમ વાઘ ગાયને ગળે પકડી પોતાની બોડમાં લઇ જતો હોય તેને ભયથી જેવું ઝટપટ નાસી જવાનું મન થાય તેવું ગણેશનાથને થયું; અથવા જેમ જંગલમાથી હરણને પકડીને રાજમંદિરમાં લાવી બાંધે ત્યારે તેના મનમાં એક માત્ર ઇચ્છા હોય કે તે કયારે ત્યાંથી છૂટી જઇ શકે. જેમ ધીમા જીવતી માછલી નાખે ત્યારે તે જેવી તળમળ કરે તેવો રાજાનો ભોગ ઉપચાર જોઇ ગણેશનાથ ટળવળવા લાગ્યા. જેમ નવો પોપટ પાંજરામાં પૂરે ત્યારે તેને ચારોપાણી રુચતો નથી તેવી તલપથી તે ભલા ભોળા વિરકતનું મન કંટાળ્યું. સાથે જે કાંકરા લાવ્યો હતો તે બધા પલંગ ઉપર પાથર્યા અને પછી તે ઉપર ચાર ઘડી સૂઇ રહ્યો. જ્યારે સૂર્યનો.

ઉદય થયો ત્યારે રાજા ઝટ દઈને દર્શન માટે આવ્યા ત્યાં પલંગ ઉપર કાંકરા પડેલા જોયા તેથી પોતાના મનમાં વિસ્મય પામ્યા ! તે સાષ્ટાંગ નમસ્કાર કરી ગણેશનાથને બે હાથ જોડીને કારણ પૂછે છે ત્યારે તે પ્રત્યુત્તર આપે છે કે પલંગ ઉપર શયન કરતાં અઘોર નિદ્રા લાગે પણ તારું હેત પૂરું કરવા કાંકરા પાથરીને ઉપર શયન કર્યું . જે શરીરને સુખ આપીએ તો આગળ તેટલું દુઃખ ભોગવવું પડે જેવી રીતે ખરજવું ખજવાળતાં તે સમયે પરમ સુખ લાગે છે પણ બંધ કરતાં દઈ તે સુખ કાયમ રહેતું નથી, જેમ ભોજન કરતાં સ્વાદિષ્ટ લાગે છે પણ જ્યારે ઉલટી થાય છે ત્યારે જીવને ઘણું કષ્ટ પડે છે તે પ્રમાણે શયનસુખ પહેલાં સારું લાગે છે પણ પરિણામે દેહને મર્દન કરવું પડે છે જેમ વછનાગ ખાતાં મીઠો લાગે છે પણ તે ખાનારનું મૃત્યુ થાય છે

તે પ્રમાણે વિષય ભોગીને મૃત્યુનો ભય નક્કી છે, તે નૃપનાથ સાચું માનજે

આવાં વચન સાંભળી રાજાને મનમાં પશ્ચાતાપ થયો તે કહેવા લાગ્યો કે આજથી હું પલંગ ઉપર શયન કરીશ નહીં પોતાના મનમાં નિશ્ચય કરીને તે પલંગ બ્રાહ્મણને આપી દીધો સંત સમાગમનો મહિમા એવો જ છે. તે બ્રહ્માદિકથી પણ અગમ્ય છે ગણેશનાથની એવી સ્થિતિ હતી •

ત્રણે અવસ્થામાં વૈરાગ્યયુક્ત, રહે નહીં વાસો કોઈ ગામમાં દિવસે અરણ્યમાં રહેતા પોતાના ગામમાં કીર્તન કરતા ભાવિકજનો દર્શન માટે આવતા તે રોજ એક જણને પોતાની ઈચ્છા પ્રમાણે ઉપદેશ આપતા મસ્તક ઉપર હાથ મૂકતાં જ શિષ્યની સંસારિક બુદ્ધિ નષ્ટ થઈ જતી તે વનવગડે ફરતો થઈ જતો અને સંસાર કાર્ય ત્યજી દેતો પછી ભલે તે ખળ હોય, દુરાચારી હોય, નિંદક હોય કે જ્ઞાનવાળો માણસ હોય પણ ગણેશનાથનો હાથ જેના માથા ઉપર પડે તેને અપાર વૈરાગ્ય પ્રાપ્ત થતો એમ એક વર્ષ થયું એટલે ૩૬૦ શિષ્ય થયા લંગોટ બંધ વૈરાગ્યમાં પૂર્ણ અને આત્મજ્ઞાન સ્પષ્ટ જાણનારા શિષ્યો થયા જગન્નાથપુરીમાં કે પૈઠણમાં લોકો કહેવા લાગ્યા કે જે ગણેશનાથ પાસે ઉપદેશ લેશે તેની પ્રપંચ ભ્રાંતિ તત્કાળ ઉડી જશે અને તે સદ્‌ગુરુને પગને પગને ચાલવા લાગશે કોઈ વળી કહે છે કે તે ચમત્કારવાળો છે, કોઈ કહે છે કે તે જાદુ કરે છે, તો કોઈ કહે છે કે તેણે આત્મજ્ઞાન મગજમાં બરાબર ઠસાવ્યું છે

કોઈ કહે છે કે એ પોતેજ પાંડુરંગનો અવતાર છે, કોઇ કહે છે કે એ સર્વ ઢોંગ છે. કોઈ એક કહે છે કે તેનો સંગ કરતાં માયા સંસારનો નાશ થશે. એક કહે છે કે તેને મળવા બીજા કોઇને જવા દેવા નહીં. કોઈ કહે છે કે નશીબમાં જે બનવાનું છે તે બનશે, તેમાં કદી ચૂક પડશે નહીં. કોઇ એક કહે છે કે તેને મળીને બેચાર વાત કહેવી છે કે તેણે ઘણા જીવોને ઉપદેશ આપી તેઓનો સંસાર તોડાવ્યો છે. એવું કહેનારા એક દિવસે ગણેશનાથના દર્શને આવ્યા. તે સમયે પોતે આંબાના ઝાડના છાંયે ધ્યાનસ્થ બેઠા હતા. માનસપૂજા કર્યા પછી સત્વર ગણેશનાથે તેઓની સામું જોયું તે કહેવા લાગ્યા કે અહીં આવો તમને શિષ્ય બનાવવા તમારા મસ્તક ઉપર હાથ મૂકું. ત્યારે નિંદક ખળ લોકો શું કહે છે કે તમે ભોળા લોકોને ભરમાવી શિષ્ય બનાવી તમારા માર્ગે લગાડયા છે; પણ તેથી ઘણાંના સંસાર તૂટયા છે તેથી તેમનાં કુટુંબીઓને કષ્ટ પડે છે. હવે અમે તમને એક વાત કહેવા આવ્યા છીએ તે રસ્તે તમારે જવું અને તેવી રીતે વર્તવું. તમે તો સંત અને આત્મજ્ઞાની છો. તમારી નજરે સર્વ સરખાં છે. માટે તમારી કૃપાથી ઝાડ–વનસ્પતિ–ને ઉપદેશ કરવા માંડો. ગણેશનાથે કહ્યું કે અવશ્ય તેમ કરીશ. એમ કહીને તત્કાળ તેમની આંખોને કૌતુક કરી બતાવ્યું. જે મૃત્યુલોકમાં અનેક સાધનો કરવાથી પણ કદી બની શકે નહીં. ત્યાં એક જૂનું આંબાનું ઝાડ હતું તેને ઉપદેશ આપી થડ ઉપર હાથ મૂકી તારક મંત્ર કહ્યો. એવું નજરે જોઇ ટીકાકારો કહે છે કે માણસને અનુગ્રહ આપે એટલે તે સંસાર ભાન ભૂલે છે. પણ આ વૃક્ષને ઉપદેશ થયો તે કેવી રીતે સમજાય. માટે કંઈક ચમત્કાર બતાવી કૃપા કરી અમારા સર્વના સંશય દૂર કરો એટલામાં નૈવેદ્ય માટે કોઇએ ભાજી ભાખરી લાવી ત્યાં સામે મૂકી હતી. તે ગણેશનાથે પોતાના હાથમાં લીધી. જે વૃક્ષને ઉપદેશ આપ્યો હતો તેને વચન કહ્યું કે આ દેવનો પ્રસાદ છે તેમાં પહોળું કરી પ્રીતિથી ભક્ષણ કર. એવું સદ્‌ગુરુએ કહ્યું એટલામાં ત્યાં અદ્‌ભુત કૌતુક થયું. તે ઝાડની છાલ અકસ્માત સર્વના દેખતાં ઉખડી એટલે તેમાં ભાજી અને ભાખરી મૂકી દીધાં એટલે તે છાલ આપોઆપ બંધ થઈ ગઇ અને પહેલાંના જેવું ઝાડ થઇ ગયું. આ જોઇ સર્વ લોકો આશ્ચર્ય પામ્યા ! સઘળા તન્મય થઈ ગયા. તે પ્રસંગે ગણેશનાથ પાસે આવી વિચક્ષણ અને ખળ એમ સર્વ લોકોએ નમસ્કાર કર્યા અને કહેવા લાગ્યા કે તારા જેવો પ્રેમાળ, સજ્ઞાન અને નિર્મળ ભક્ત દુનિયામાં થશે નહીં કે હશે પણ નહીં. અમે મનમાં અહંકાર ધરીને તમારૂં નકામું

છળણ કર્યું છે. એવી રીતે પશ્ચાતાપ કરીને પોતાને ઘેર ગયા.

એક દિવસ ગણેશનાથ અરણ્યમાં કીર્તન કરતા હતા તે સાંભળવા જ્ઞાની અને પંડિતો આવ્યા હતા. સાથે વિવેકી વૈષ્ણવ ભકતો પણ હતા. વૈદિક, શાસ્ત્રજ્ઞ અને ભાવિક એમ અઢારે વર્ણના લોકો ભેગા થયા હતા. તેઓ કીર્તન પ્રેમથી ઉપજતું નિજ સુખ જોવા આવ્યા હતા. ટાળ, વીણા, મૃદંગ વાગતાં હતાં. વિઠ્ઠલ નામની ગર્જના થતી હતી. તે અવાજથી આખું આકાશ ભરાઇ જતું હતું. ત્યારે હાથ ઊંચા કરી ગણેશનાથે તાળી પાડવાની સંજ્ઞા કરી. આ જોઇ જ્ઞાનાભિમાની પંડિતો કહે છે તે તમે સાંભળો. તેઓ કહે છે કે તું નીચ જાતનો છે અને અમે બ્રાહ્મણો ઉંચવર્ણના છીએ. માટે તારા કહેવાથી અમે કીર્તનમાં કદી તાળી પાડીશું નહીં. આ સાંભળી ગણેશનાથ ઉત્તર આપે છે કે ખરેખર તાડનું ઝાડ ઘણું ઉંચું હોય છે પણ તેની છાયા કોઇને ઉપયોગી નથી. તે પ્રમાણે અઢારે વર્ણમાં હોંશિયાર તમે વિપ્રો પૂજ્યમાન છો, છતા કીર્તનના ઉપયોગમાં પણ તમારા હાથ કામ લાગતા નથી. માટે હવે તમે માત્ર સ્વસ્થ મન કરીને કીર્તન શ્રવણ કરો. હે વિપ્રો, તમારી કૃપાથી પથ્થર તાળી પાડવાનું કામ કરશે. આવુ વૈરાગ્યશીલ ગણેશનાથે કહેતામાં બધાના જોતાં નવાઇ જેવો બનાવ બન્યો. માળા ઉપર પથ્થરના ગોળા પડયા હતા તે એકાએક હાલવા લાગ્યા અને જેમ બે હાથની તાળી પડતી હોય એમ એક બીજા સાથે વાગવા લાગ્યા. આવું કૌતુક નજરે જોઇને સર્વ સ્તબ્ધ થઇ ગયા! તે કહેવા લાગ્યા કે આતો નવીન કૌતુક છે પથ્થરમાં કેવી રીતે જીવ આવ્યો? ગણેશનાથનો ભાવ અનુપમ છે. તેનું માપ ઇંદ્રાદિક દેવ પણ જાણી શકશે નહીં. પછી મનમાં પશ્ચાતાપ કરીને સઘળા બ્રાહ્મણો કીર્તનમાં તાળી પાડવા લાગ્યા. આ જોઇ ગણેશનાથના મનમાં સમાધાન થયું. એટલામાં સૂર્ય મધ્યાહ્નને આવ્યો હતો. તેથી મંગળ આરતી કરી. પછી પ્રસાદ લઇને લોકો પોતાને ઘેર ગયા. લોકો કહેવા લાગ્યા કે આપણે નકામો અહંકાર કરી ગણેશનાથનું છળણ કર્યું. એમ બોલી તેનાં વખાણ કરતા હતા. ગણેશનાથ પ્રેમળ ભકતને પંઢરીનાથે વરદાન આપ્યું. ઉજ્જની અને સારસી ગામમાં આજે પણ યાત્રા ભરાય છે. ત્યાં જાગૃત સ્થળ છે અને ચમત્કાર થાય છે. ત્યાં સંત, મહંત, વૈષ્ણવ પ્રેમળ ભકતો આવે છે. અને નિજ ભકતની કીર્તિ ચીરકાળ દીનદયાળ વધારે છે.

★

# શ્રી કેશવ સ્વામીનું ચરિત્ર.

હવે જે વિષયોના કાદવમાં પડ્યા નથી એવા પરમ ભાવિક કેશવ સ્વામીનું ચરિત્ર મનોભાવથી ભાવિક શ્રોતાઓ સાંભળજો. પોતાની ઈચ્છા પ્રમાણે ભ્રમણ કરતાં એક વખત તે વિજાપુર ગયા. ત્યાં જઇ ચવડી ઉપર એકાદશીને દિવસે સપ્રેમ કીર્તન શરૂ કર્યું. કેશવ સ્વામીની કીર્તિ સાંભળીને કથા શ્રવણ કરવા ઘણા લોકો આવ્યા. વૈદિક વિપ્ર, પંડિત, સંત, મહંત અને વિરક્ત પણ આવ્યા. અઢારે વર્ણનાં નરનારી, જ્ઞાની, અજ્ઞાની, નાનાં મોટાં સર્વે આવ્યાં. મોટી મેદની ભરાઈ અને પુષ્કળ ભીડ થઇ. સામે મશાલો સળગે છે. ટાળ, મૃદંગનો ઘોષ થાય છે. કેશવ સ્વામી સપ્રેમ ચિત્તથી કીર્તનમાં આનંદથી નાચે છે. ત્યારે એક વૃદ્ધ વિપ્ર જે તેમનો શિષ્ય છે તેને કહે છે કે આજે એકાદશી વ્રત છે અને સઘળાને ઉપવાસ છે તો તું વાણિયાને ઘેર જઈ સૂંઠ અને સાકર લઇ આવ, તેનો પ્રસાદ કરીશું અને પછી લોકોને તે જતી વખતે આપીશું. એવી આજ્ઞા થતાં તે બ્રાહ્મણ સત્વર ગતિએ બજારમાં ગયો. તે વાણીઆની દુકાને ગયો પરંતુ તે ઊંઘતો હતો. હાક મારીને તેને જગાડ્યો અને કહ્યું કે મને સૂંઠ અને સાકર આપો. આપું છું કહીને તે વાણીયો ઊઠયો પણ દુકાનમાં અંધારૂં હતું. સૂંઠ શોધવા જતાં વછનાગની થેલી હાથમાં આવી, તે લઈ સાતશેર વછનાગ તોળી આપ્યો. તેના મનમાં ભ્રાંતિ પડી તેથી સૂંઠને બદલે વછનાગ બાંધી આપ્યો. તેટલીજ સાકર જોખી આપીને કહ્યું કે મારો પુત્ર હાટમાં ગયો છે તેથી કીર્તનમાં આવી શકાયું નથી. ઘણાં માણસો ભેગાં થયાં હશે અને આટલી સૂંઠ પૂરી પડશે નહીં એમ કહી ખોબો ભરીને બીજે વછનાગ નાખી આપ્યો. જેમ અભય જાણીને ગર્વ કરે, કે પ્રાર્થના થાય ત્યાં ઘણા અપશબ્દ બોલે કે પુષ્પહાર જાણી મોટો સર્પ કંઠમાં ધારણ કરે, કે પછી અનુષ્ટાન છે જાણી પ્રયોગ કરે, ઔષધ છે માટે રોગને આમંત્રણ આપે, કે વરસાદ પડશે એમ ધારીને જંગલમાં અગ્નિ સળગાવે, તેવુંજ વાણીઆએ કર્યું. સૂંઠને બદલે વછનાગ આપ્યો-વિષ આપ્યું-નિદ્રા આળસ તેને ઘણું આવ્યું હતું તેથી તેણે સૂંઠને બદલે વછનાગ આપ્યો તેનું તેને ભાન રહ્યું નહીં, કે તે લઇ જનારને પણ કંઇ સમજ પડી નહીં. એતો સામગ્રી લઇ સંકેતજ સ્થાન ઉપર પહોંચ્યો અને સુડી લઇ કકડા કરી વછનાગ સાકરમાં ભેળવી દીધો. સર્વની જાણ બહાર આ મહાન

સંકટ તૈયાર થઈ ગયું. આ સર્વથી અજાણ હતું. પણ પંઢરીનાથે તે જાણ્યું. કહે છે કે શ્રોતાઓ આ પ્રસાદ ખાશે એટલે મહાન અનર્થ થશે. એકાદશીના ઉપવાસી છે તે વછનાગનો પ્રસાદ ખાતાં મરણ પામશે. પછી આગળ મારું કીર્તન શ્રવણ કોઈ કદી કરશે નહીં અને નિજ ભકતોના વચનમાં કોઇ વિશ્વાસ રાખશે નહીં. તો પછી પહેલાંની મારી સરસ કીર્તિ તે લોકોને ખોટી લાગશે. એમ વિચારી પંઢરીનાથ કહે છે કે આજનો અનર્થ ટાળવો જોઇએ. પછી પોતે વછનાગનું સમસ્ત વિષ ચૂસી લીધું. અને વિષનું અમૃત કર્યું કે જેનું સેવન કરતાં દાસજનોને સુખ થાય અને જન્મ મરણનો ફેરો ટળી જાય આવું જગજીવને કરી દીધુ. અહીં કીર્તનમાં કેશવભક્ત પ્રેમપૂર્વક નાચગાન કરે છે. બે હાથથી તાળીઓ પાડી શ્રી હરિના ગુણનું વર્ણન કરે છે. ચાર પ્રહર કીર્તન થયું. પછી રૂક્મિણી-રમણની આરતી ઉતારી. વછનાગવાળો પ્રસાદ (ખીરાપત) બધાને વહેંચી દીધો. હરિપ્રસાદ જાણી કોઇએ કપડાને છેડે બાંધ્યો અને કેટલાક ત્યાંજ ખાઈ ગયા. પછી સર્વ પ્રેમાનંદમાં ડોલતા ઘેર ગયા.

હવે સૂર્ય ઉગ્યો ત્યારે વાણીઓ જાગૃત થયો. તેણે નજર સામે વછનાગની કોથળી જોઈ અને જે અકસ્માત ભૂલ થઇ તે જાણી ગયો. તે કહેવા લાગ્યો કે મહાન અનર્થ થયો છે. હવે શું વિચાર કરવો. સૂંઠની ભ્રાંતિમાં વછનાગ આપી દીધો. સાધુસંત, પ્રેમાળ ભકતો વગેરે કીર્તનમાં આવ્યા હશે. તે બધાય મૃત્યુ પામ્યા હશે અને તે નિમિત્ત મારી ઉપરજ આવશે અને મૃત્યુ પામ્યા પછી પણ રૌરવ નર્કમાં યાતના ભોગવવી પડશે. હવે આ લોકમાં અને પરલોકમાં મારી દુર્ગતિ થશે. મારા જેવો પાતકી ત્રિજગતમાં નકકી કોઇ નહીં હોય. ચાર પગવાળાં પ્રાણીમાં જેને માણસો નિંદે છે તે ગધેડું અને કુકકર છે. હું તેનાથી પણ વધુ નિંદાવા લાયક છું. એમ તે વાણીઆને ઘણો પશ્ચાતાપ થયો. કહે છે કે હવે જીવીને શું કરવું. કૂવામાં પડીને પ્રાણ આપી દેવા. મનમાં એવો નિશ્ચય કરીને તે ઘર બહાર નીકળ્યો. ગામમાં ખબર પૂછતાં જણાયું કે કોઈપણ મૃત્યુ પામ્યું નથી. કાન દઇને સાંભળે તો કોઈ રડતું સંભળાતું નથી. પછી તે લોકોને પૂછે છે કે કોઇ હરિકથામાં ગયું હતું કે? જો પ્રસાદ તમારી પાસે હોય તો મને આપો. તેઓ કહેવા લાગ્યા કે અમે તો ભૂખ્યા હતા તેથી રાત્રે સૂંઠ સાકરનો પ્રસાદ વહેંચ્યો તે ત્યાં ખાધા પછી પોત પોતાને ઘેર ગયા. તે સાભળી વાણીઓ કહે છે કે

તમારે કાલનો ઉપવાસ હતો તેથી પેટમાં કાસાવીસ થતું હશે માટે જલદી ભોજન કરી લેજો. તેઓ કહે છે કે અમે કંઇ તારા જેવા અન્ન ભૂખ્યા નથી. હજુ એક રાત વધુ ભૂખ્યા રહેવાનું બળ અમારામાં છે. એવો ઉત્તર સાંભળી પરસ્પર સમાચાર લીધા. પછી તે વાણીઓ સત્વર ગતિએ સ્મશાનમાં ગયો. ત્યાં જઇ જોયું તો એક પણ પ્રેત ત્યાં નજરે પડયું નહીં. એટલે વાણીઆના મનમાં ચમત્કાર લાગ્યો. તે કહે છે કે પંઢરીનાથે અરિષ્ટ દૂર કર્યું. અનેકનું અપમૃત્યુ અટકાવ્યું. આ તરફ કેશવ સ્વામી સ્નાન કરીને ધાતુમૂર્તિ સામે જુએ છે તો તે તેમને કાળી પડેલી દેખાઈ. એટલે તે મનમાં વિસ્મય પામ્યા ! જેમ ચંદ્રમાને ગ્રહણ લાગતાં તે તત્કાળ તેજહીન થાય તેવી રીતે રૂક્મિણીરમણ નીલ વર્ણના દેખાયા. આ જોઇને કેશવ ભક્ત મનમાં આશ્ચર્ય પામે છે. તે કહેવા લાગ્યા કે મૂર્તિ ઘણી ઝગઝગાટ હતી તેને આજે અદ્દભુત રીતે કાળાશ લાગી છે. આ નવાઇ સાંભળી ગામનાં અનેક નર નારી તે જોવા માટે આવ્યાં. એટલામાં તે વાણીએ આવી કેશવ સ્વામીને કહ્યું કે રાત્રે અંધારામાં સૂંઠ શોધતાં વચ્છનાગની થેલી હાથ આવી અને મેં મારા હાથે સાત શેર જોખીને આપ્યો તે અરિષ્ટ પંઢરીનાથે દૂર કર્યું અને સઘળા શ્રોતાઓના જીવ બચાવ્યા છે. આ અપરાધ માટે શું પ્રાયશ્ચિત છે તે હે સ્વામી, તમે મને કહો. કેશવ સ્વામીએ વાત સાંભળી ત્યારે તેમની આંખોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. કંઠ ગદ્દગદ્દ થયો. પોતે દેવને કહે છે કે :—

જય જય દીનદયાળ વિઠ્ઠલા, આજનો મોટો આપઘાત તેં દૂર કર્યો છે અને તમારૂં બીરદ સત્ય કર્યું છે. નિજકૃપાથી દાસભક્તોનું રક્ષણ કર્યું છે. હે નીલવર્ણ, હવે સમજાયું કે વચ્છનાગનું દારૂણ વિષ તને ચઢયું છે. અનેકનો પ્રાણ બચાવી તું પોતે શ્યામ વર્ણ થયો છે ! તારું નામ જપતાં પ્રહ્લાદ ભક્તને આપેલું મહા વિષ અમૃત થઇ ગયું. અને આ કિંચિત વચ્છનાગના વિષથી તમને કેવી રીતે બાધા થઇ ? તું સર્વથી મોટો દેવનો દેવ છે, તારું ભજન કરતાં શિવજીની વિષયાતના શાંત થઇ અને આજે તને વચ્છનાગથી ઉપદ્રવ થયો. તેથી હે વિઠ્ઠલા ! નવાઈ લાગે છે. તેં તારી જાતે કાળીનાગનું દમન કર્યું હતું, તેથી તને કંઇ બાધા આવી નહીં અને આજે વચ્છનાગે તારામાં કાળાશ ઉત્પન્ન કરી. તેથી શ્રીહરિ આ નવું કૌતુક લાગે છે. પૂતના મહાવિષથી સ્તન ભરીને તારી પાસે આવી હતી તેને ચુસીને મોક્ષપદ આપ્યું હતું. તેના કરતાં આજે વચ્છનાગનું

વિષ ભારે પડયું કે જેથી તમે નીલ વર્ણના થયા ? આજે અમૃતથી મરણ થાય કે ભાગીરથીને પાપ લાગે અને તેથી સર્વાંગે મલીન થાય તેવું થયું લાગે છે; અથવા પૃથ્વીને તૃણનો ભાર લાગે કે પર્વતની બીકથી વજ્ર નાસી જાય; કે ધૂળથી આકાશ ઢંકાઈ જાય એવો વિચાર કેમ કર્યો ? ચંદ્રમાને ઉકળાટ થાય એવું થયું હોય તેમ લાગે છે; કે જાણે ક્ષાર સમુદ્રને ભૂખ લાગી, કે મહાદેવજીને પિશાચ બાધા થઈ એવું થયું હોય તેમ લાગે છે. ગરીબાઈ કુબેરને માથે આવી પડી કે બ્રહ્માએ કહેવું ખોટું પડયું; કે તેજથી સૂર્ય દેખાતો બંધ થયો એવું દેખાય છે. હે ગોવિંદ ! આવું ન થવાનું થાય તો પણ તને કદી વિષ બાધા નડે નહીં. માટે આ દીન દાસની કીર્તિ વધારવા તેં આવું કર્યું લાગે છે અને તેં સગુણ લીલા ફરી બતાવી છે. હે પંઢરીનાથ, તું અજન્મા, અજીત છે: તું કળિકાળ ઉપર પણ રાજ્ય કરનાર છે. માટે કૃપા કરીને અનાથના નાથ પહેલાંના જેવો ઉજ્જવળ થઇ જા.

આવી સ્તુતિ સાંભળી રૂક્મિણી પતિને સંતોષ થયો અને ધાતુની મૂર્તિ ઝગઝગાટ પ્રકાશવા લાગી. આવું કૌતુક નજરે જોતાં સઘળા લોકોને આશ્ચર્ય થયું.

**કહ્યું છે કે કળિયુગમાં કીર્તન સિવાય બીજું કોઇ સાધન નથી.**

તે વાણીઆને પૂરેપૂરો પશ્ચાતાપ થયો. તેણે સઘળો સંસાર ભાર ત્યજી દીધો અને કેશવ સ્વામીની સાથે રહીને શ્રીહરિકથા શ્રવણ કરી કાળ નિર્ગમન કરવા લાગ્યો.



## ગોમાઇની કથા.

હવે બીજી એક રસાળ કથા શ્રોતાઓ સાદર સાંભળજો. ગોમાઇ નામે એક વિધવા બ્રાહ્મણી પંઢરપુર જાત્રાએ જતી હતી. તે ઘણી ગરીબ અને દુર્બળ હતી. ખાવાને અન્ન મળતું નહોતું. વસ્ત્ર ફાટેલાં અને જીર્ણ થયેલાં પહેર્યાં હતાં. ઘેર ઘેર ભિક્ષાનું અન્ન માગતી હતી. તે ગુળસરા આગળ આવી ત્યારે ચંદ્રભાગામાં પૂર આવ્યું હતું. મનમાં ચિંતાતુર થઈને કહે છે કે હવે મને નદીની પેલે પાર કોણ ઉતારશે ? હવે આજે અષાડ સુદી દશમે

મારે યાત્રિક તરીકે ઉપવાસી રહેવું પડશે. ગોમાઇ કોળીને કહે છે કે મને નદીને પેલે પાર ઉતાર, ત્યાં યાત્રિક ઘણા આવ્યા હશે. મોટા મોટા ભાગ્યશાળી લોકો આવ્યા હશે. તે સર્વે કોળીને પૈસા આપીને નદીને પેલે પાર ગયા હશે અને જાય છે. ગોમાઈ ઉતાવળે દોડીને હોડીમાં બેઠી એટલે તેને ઉંચકીને પાણીમાં ઉતારી દીધી. તેનાં વસ્ત્ર ભીંજાયાં અને તે રડતી રડતી કિનારે પાછી આવી દીર્ઘ સ્વરે રુદન કરવા લાગી. હવે પેલે પાર કોણ લઇ જશે? નાવડીવાળો ડોશીને કહે કે પૈસા આપ અને હોડીમાં બેસી નદી ઉતરી જા. ગોમાઈ કહે છે કે મારી પાસે પૈસા નથી પણ આ લોટ છે તેમાંથી ખોબો ભરીને લોટ આપું તે લઇને મને સત્વર નદીની પેલે તીર ઉતાર. એમ કાલાવાલા કરે છે પણ તે કોળીના ચિત્તમાં દયા આવતી નથી. તીર્થક્ષેત્રના દુર્મતિઓ કઠણ મનના છે. સઘળા યાત્રિકો નદી ઉતરી ગયા અને ગોમાઈ એકલીજ રહી ગઇ. તેના મનમાં કોઇ ઉપાય આવતો નથી. તેથી એકલી બેસીને મુક્ત કંઠે રુદન કરે છે. તે કહે છે મને રૂક્મિણીવરનાં દર્શન થશે નહીં. અહીં સુધી નકામી દોડતી આવી. ક્ષેત્રવાસી લોકો ઘણા કઠણ મનના છે. કોઇનું અંતર ભીનું થતું નથી. એવું પંઢરીનાથે જાણ્યું એટલે પોતે કોળીનુ રૂપ લીધું અને દીનાનાથ નજીક આવી પહોંચ્યા. શ્રી હરિ આવે રૂપે ગોમાઈ પાસે જઇને શું કહે છે? હે બુઢ્ઢી! જો તારે નદીની પેલે પાર જવું હોય તો ઝટ ઉઠ. તે કહે છે કે બાપા! હું દુર્બળ છું. મારી પાસે આપવાને દ્રવ્ય નથી. તો હથેળી ભરીને લોટ મહેનતાણામાં લઇને મને પેલે તીર લઈ જાય તો આવું. આ સાંભળી શેષશાયી કહે છે કે "હું કોઈની પાસેથી કંઈ લેતો નથી. કોઇનાં રંજાડેલાં દુઃખિયાં હોય તે સર્વને ઝટપટ પાર ઉતારૂં છું. આ કામ માટેજ ઘણા દિવસથી હું પંઢરપુરમાં રહયો છું." આવી વાત સાંભળી ગોમાઇને સંતોષ થયો. પછી કહે છે કે હે તારણહાર મારૂં વચન સાભળ. એક પ્રહર રાત્રી ગઈ છે. મારી પાસે બીજું પહેરવાને વસ્ત્ર નથી. તે સાંભળી પંઢરીનાથ કહે છે કે તારા હાથ પગ પણ ભીના થવા દીધા સિવાય ખભા ઉપર બેસાડી તને ક્ષણવારમાં પેલે કિનારે લઇ જઇશ. એવું કહીને દીનદયાળે ઉંચકી લીધી; અને એક પળવારમાં તત્કાળ પેલે તીરે લઈ ગયા. ગોમાઈ તે તારનારને કહે છે કે તારૂં અંગ ભીનું થયા વિના મને કેવી રીતે આ પાર લઈ આવ્યો? આતો અદ્‌ભુત નવાઇ જેવું છે. આ સાંભળી ચક્રપાણિ કહે છે:

હું કંઈ સાધારણ તારનાર નથી. મારા દાસને ભવસિંધુની પેલેપાર કોરા ને કોરા પાર ઉતારૂં છું.

તે સમયે ગોમાઇ કહે છે કે તેં મારા ઉપર ઉપકાર કર્યો છે. તો ખોબો ભરીને લોટ આપું છું. તે તારા પદરમાં લઇ લે. આ સાંભળી દેવ કહે છે કે હું કોઈની પાસેથી કંઈ લેતો નથી. માટે આ લોટનાં પાનિયાં કરજે અને બારશને દિવસે કોઇ બ્રાહ્મણને આપજે; એમ કહીને ક્ષણવારમાં અદશ્ય થઈ ગયા. પછી ગોમાઇએ મહાદ્વાર આગળ જઇને દેવનાં દર્શન કર્યાં. એકાદશીએ કીર્તન સાંભળ્યું. બીજી સવારે ચંદ્રભાગામાં સ્નાન કર્યું અને પછી લોટ પદરે બાંધીને નદીકિનારે જઈ બેઠી. કહે છે કે આજે બારશનું પર્વ છે. પણ બ્રાહ્મણને સીધું આપવા જેટલું દાળમીઠું પણ મારી પાસે નથી. કોઇ બ્રાહ્મણ નજરે પડે તેને મધુર શબ્દથી કહે છે કે, સ્વામી, મારા ઉપર કૃપાદષ્ટિ કરીને મુઠીભર લોટનું સીધું લો. પણ કોઇ બ્રાહ્મણ નજીક આવતો નથી. તે કહેવા લાગી કે શરૂઆતમાં જ અપશુકન થયા. હવે આજે કેવી રીતે યજમાન મળે ? આ વિધવા બ્રાહ્મણીનાં દર્શન કયા યજમાનને ગમે ? ગોળ, ચોખા, ઘી વગેરે મૂકીને કોને લોટ લેવાનું ગમે ? હવે કોઈ વિપ્ર તેની નજીક આવતો નથી, તેથી ગોમાઈ કહે છે કે હે પંઢરીનાથ ! હવે શું ઉપાય કરૂં ! આજે બારસને દિવસે વિપ્ર આવીને (લોટ) નહીં લે તો હું પણ આજે અન્ન લઇશ નહીં. એવો તેનો દઢ ભાવ જોઇને તત્કાળ પંઢરીનાથ પ્રસન્ન થયા. પોતે દેવાધિદેવ વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ લઈને તે સમયે ત્યાં આવ્યા. ગોમાઈને કહે છે કે આજે બારશનું પર્વ છે, હું બ્રાહ્મણ અતિ દુર્બળ છું અને તારી પાસે આવ્યો છું. જો તારી પાસે પાનિયાંનો લોટ હોય તો સદ્‌ભાવે મારે પદરે આપ. એવું શ્રીહરિએ કહેતાં ગોમાઇને મનમાં સંતોષ થયો. પછી દ્વિજવર કહે છે કે મારે કોઇ ઠામ ઠેકાણું નથી તેથી દેવળમાં રહેવાનું રાખ્યું છે. હવે ભૂખ બહુ લાગી છે. જો તું પાનિયાં શેકી આપીશ તો સંતોષથી ભોજન કરીશ. પંઢરીનાથે એમ કહ્યું ત્યારે ગોમાઇના ચિત્તમાં સંતોષ થયો. પછી છાણાં વીણીને સ્નાન કરીને પાનિયાં શેક્યાં. તે પાનમાં લઈ પાંડુરંગ પ્રેમથી જમવા લાગ્યા. એટલામાં વૃદ્ધ રૂપ ધરીને માતા રૂક્મિણી નજીક આવ્યાં અને કહેવા લાગ્યાં કે ચક્રપાણિ, મને જણાવ્યા સિવાય એકલા આવીને ભોજન કરવા લાગ્યા છો ? તે સાંભળી બ્રાહ્મણ ગોમાઈને કહે છે કે હવે મારી પત્નીને પણ ભોજન કરાવ. તારૂં પણ ભાગ્ય સારૂં છે કે અનાયાસે દંપતિ જમવા આવ્યાં. એ પાનિયાંનો લોટ હતો પણ તેમાં બરકત આવી. રૂક્મિણીમાતા પંઢરીનાથ અને પછી ગોમાઈ પણ જમ્યાં. મુખશુદ્ધિ માટે તુળસીપાન આપ્યું. આ પછી

ક્ષણવારમાં દીનદયાળ તથા માતા અદૃશ્ય થઇ ગયાં. એવાં અનેક રસાળ ચરિત્ર ભાવિક વૈષ્ણવજનો સાંભળજો.

## લતિબશાહની કથા.

લતિબશાહ નામે મુસલમાન હતો. તે પરમભાવિક વૈષ્ણવજન હતો. તે ગીતા, ભાગવત શ્રવણ કરતો હતો. તે રાતદિવસ શ્રીરામભજન કરતો હતો. પોતાનો યવનધર્મ ત્યજીને હરિકીર્તનમાં અદ્દભુત પ્રેમ રાખતો હતો. અર્ચન, પૂજા, નિત્યનેમ, ઘણાજ પ્રેમથી કરતો. આથી યવનોએ ભેગા થઈ યવનરાજાને ખબર કહી કે લતિબશાહ દિનરાત આપણો ધર્મ ત્યજી શ્રીરામભજન કરે છે. તે અવિંધ રાજા ઘણો અવિવેકી હતો. તેણે તેનું છળણુ કરવા દૂત મોકલ્યો કે લતીબશાહનો આશ્રમ સત્વર લૂટીને તોડી નાખો. રાજાનો હુકમ થતાંજ કેટલાક નોકરો, સિપાઇઓ દોડતા ત્યાં ગયા. પણ લતીબશાહનાં દર્શન થતાં જ સર્વને શાંતિ સુખનો અનુભવ થયો. તેઓના મનમાં પશ્ચાતાપ થયો અને કહેવા લાગ્યા કે હવે રાજસેવા કરવી નથી. ભગવદ્ગીતાનું શ્રવણ કરતાં ત્યાંજ હંમેશાં રહેવા લાગ્યા. રાજા મનમાં વિસ્મય પામ્યો કે કોઇ સિપાઈ પાછો કેમ આવ્યો નહીં? હવે હું જાતેજ જઇને તપાસ કરું. બાદશાહ જોવા માટે આવતો હતો, તે સમાચાર લતીબશાહના જાણવામાં આવ્યા. પછી ભાગવત કાઢીને વૃંદાવનમાં બેઠો. ઘણા પ્રેમાળ ભાવિક સજ્જનો પ્રેમભાવથી ભાગવત કથા સાંભળતા હતા. એટલામાં તે યવન રાજા સત્વર ત્યાં આવીને ઉભો. ચારે બાજુ જમીન ઉપર જુએ છે તો લીપીને તે સ્થળ નિર્મળ કર્યું હતું. જમીન ઉપર સુવાસિત પુષ્પની સુગંધ આવતી હતી વચમાં તુળસી વૃંદાવન છે અને ભીંતો ઉપર ચુનો કર્યો છે. તેના ઉપર ચિત્રો ચિતર્યાં છે. દશાવતારની આકૃતિઓ ભીંત ઉપર ચીતરેલી છે. બીજાં કેટલાંક તીર્થક્ષેત્રો, શહેરો, વૈકુંઠ, કૈલાસ, વગેરે ચીતરીને સુંદર રંગ પુરી શોભાયમાન કર્યાં છે. આવું સુંદર સ્થળ જોઇને રાજા વધારે ક્રોધાયમાન થયો. પછી ત્રાસ આપવાની શરૂઆત કરવા જતો હતો. એટલામા રાધાકૃષ્ણનું ચિત્ર વૃંદાવનમાં ચીતરેલું જોયું. ચિતારાએ રાધાના હાથમાં પાનનું બીડું ચીતર્યું હતું અને તે કૃષ્ણને આપતી હતી. લતીબશાહને રાજાએ ક્રોધથી પૂછ્યું કે આ બે કોણ છે તે મને સત્વર કહે. ત્યારે તેણે ઉત્તર આપ્યો કે બને જણ રાધાકૃષ્ણ છે. તેના હાથમાં શું

છે એમ પૂછતાં વિપ્રભક્ત કહે છે કે રાધા-પ્રેમથી કૃષ્ણને પાનબીડું આપે છે. આ સાંભળી યવન રાજાના મનમાં સંતાપ થયો પછી તે કહેવા લાગ્યો કે રાધિકા પાનબીડું આપે છે તો તારો કૃષ્ણ તે કેમ ખાતો નથી? આવું કહેવું સાંભળી પ્રેમાળ ભક્ત ઉભા થયા અને બે હાથ જોડી કૃષ્ણની કરુણ વચને પ્રાર્થના કરવા લાગ્યો :

"ભક્ત કૈવારીયા, જગમોહના, આજે મારી એક વિનંતી સાંભળો તુજ સામે સદ્ભાવે પાન બીડું લઈ રાધિકા ઉભી છે, તે હે હૃષિકેશ! કૃપા કરીને નિજ, મુખે પાન આરોગી ભક્ત પ્રેમની પ્રતીતિ આપો."

નિજ ભક્તનો સપ્રેમ ભાવ જોઈને દેવાધિદેવ પ્રસન્ન થયા" અને ચિત્રમાં ઉભેલા શ્રીકૃષ્ણે તત્કાળ મુખ પહોળું કર્યું અને રાધિકાએ તે સમયે પાનબીડું મુખમાં મૂકી દીધું. તેની સાક્ષી કેવી રીતે માનવી તો રાધિકાનાં હાથમાં પાનબીડું હતુ ત્યાં લીલો રંગ હતો તે ભુસાઇ ગયો. આવું કૌતુક જોઈને રાજાએ લતીબશાહને નમન કર્યું. કહે છે કે ધન્ય છે તારા શુદ્ધ ભજનને ! હું નકામો તને હેરાન કરવા આવ્યો હતો એવું કહીને રાજા તે સમયે પાછો પોતાની રાજધાની ગયો. નિજ ભક્તોની વારે ધાનારા શ્રીપતિએ આકૃતિમા પ્રવેશ કર્યો

અનંત ભક્ત, અનંત ચરિત્ર, અનંત અવતાર રાજીવનેત્ર
મહીપતિ તેનો શરણાગત, કીર્તનમા ગુણ ગાઇ ગાઈ વર્ણન કરે

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે.
પ્રેમાળ-ભાવિક ભક્તોએ આ પંચાવનમો રસાળ અધ્યાય સાભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



# અધ્યાય ૫૬ મો.

## ત્રણ સંતોની કથા.

### (૧) સંતોબા પવાર (૨) નિળોબા અને (૩) ઉદ્ધવચિદ્ઘન

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી દીનાનાથાય નમઃ ॥

જય વૈકુંઠવાસી મનમોહના, ક્ષીરાબ્ધીતનયાના પ્રાણજીવના, અવિનાશી કલ્પદ્રુમા, પુરૂષોત્તમ પાંડુરંગા, હે કૃષ્ણ, હે વિષ્ણુ, હે સદાશિવ, સકળ જીવનો તું વિસામો છે. હે કરૂણાકર દેવાધિદેવા, નિજ સૌખ્યનો આશરો તું એક જ છે. નિરાધારનો તું આધાર છે. દુર્દેવી લોકો ઉપર પણ તું ઘણી ઉદારતા રાખે છે. દુરાચારી લોકો જ્યારે ભકતોને છળે છે ત્યારે તું તારી જાત ઉપર તે સંકટ લઈ લે છે. જેને કોઈની સોબત ન હોય તેનો તું સોબતી છે. કોઇ નિરપેક્ષ થાય તો તું તેની આગળ પાછળ હંમેશાં રહે છે. પોતાના દાસને કાયમનો ભજનમાં પ્રેમી બનાવી તેઓનું ભવદુઃખ દૂર કરે છે. તું અનાથનો નાથ અને દીનનો આશરો છે. તું નિર્મળને આશ્વાસન આપે છે. હે જગજીવના, હું મૂઢમતિ છું; છતા તું આ મહાન ગ્રંથની રચના કરાવે છે.

પાછળના અધ્યાયને અંતે લતિબશાહને અવિંધર રાજા છળવા ગયો ત્યારે ચિત્રમાની મૂર્તિ સપ્રેમભાવ અને ભકિત જોઇને ક્ષણભર સજીવન થઇ. હવે વૈષ્ણવોમાં એક વીર પુરૂષ થઇ ગયો કે જે વૈરાગ્ય મંડપના સ્તંભ જેવો હતો. તેમનું નામ સંતોબા પવાર હતું. હવે તેમનું ચરિત્ર સાદર સાભળજો. તેને ઘેર જાહોજલાલી હતી. ઘોડાં, હાથી, ધનસંપત્તિ, રાજ્યમાં સન્માન વગેરે સર્વ હતું. એક વખત તુકારામનું કીર્તન સાંભળી તેને મનમાં પશ્ચાતાપ થયો. કહે છે કે સંસાર મિથ્યા છે અને માયાની ભ્રાંતિ છે. નરદેહ તો નાશવંત છે માટે હવે આપણે નકામું જીવન શા માટે ગુમાવવું જોઇએ? પાસે થોડીકઈ સેના હતી તેને ઝટ પાસે બોલાવીને હિસાબ કરી પગાર વિગેરે ચૂકવી દીધું. પછી કહ્યું કે તમે સર્વ તમારે ગામ જતા

રહો પછી બ્રાહ્મણોને બોલાવીને પોતાની સર્વ સંપત્તિ લુટાવી દીધી ઘોડા, હાથી, રથ વગેરે બ્રાહ્મણોને વહેચી આપ્યા ચાર હાથનુ જીર્ણ વસ્ત્ર પોતે પહેર્યું અને તદ્દન ઉપાધિ રહિત થઇને નામસ્મરણ કરવા લાગ્યો રાજેણ ગામમા તેનુ રહેઠાણ હતુ સાચો વૈરાગ આવતા જ પોતે કીર્તનમા લાજ શરમ મૂકીને નાચવા અને ગાવા લાગ્યો ભીમરથી અને મૂળા મુઠાના સગમમા અરણ્યવાળો બેટ હતો ત્યા જઇને બેઠો જેમ પીજરામાથી પોપટ નીકળી તે ઝાડ ઉપર જઇને બેસે, જેમ ભ્રમર સુવાસના લોભે ભૂલા પડીને કમળની અંદર ગોંધાઈ જાય પછી કરુણ મન કરીને પશ્ચાતાપ કરતો તે બહાર નીકળી જાય, અથવા ઘણો જૂનો નાગ હોય તે કાચળી કાઢી નાખતા સતેજ દેખાય, તેવી રીતે પ્રપચ માયા તજતા સતોબા તેજસ્વી લાગ્યો આ સમાચારની ગામમા ખબર પડી તે સાભળી લોકોને નવાઇ લાગી ! તેની માતા રુદન કરવા લાગી કહે છે કે કેવુ વિપરીત થયુ છે ? એના સપત્તિ બધુ લુટાવી દીધુ અને પુત્રને દેહબુદ્ધિ રહી નહી તેના વડીનાી લોકઆબરૂ જોઈ દુષ્ટ લોકો મશ્કરી કરશે પછી તેની પત્નીને પાલખીમા બેસાડી અલકાર આભૂષણોથી સજ્જ કરી તેની પાસે મોકલી માતાએ એવો વિચાર કર્યો કે તરુણ સ્ત્રી જોઇને તે પાછો સસારમા આવશે તે સમયે બેટમા એકાતમા શિવાલયમા બેસીને સતોજી નામસ્મરણ કરતો હતો તેની પત્ની શિબિકામા બેસીને ત્યા આવી છે સતોબા આખ ઉઘાડીને પત્નીને જોઇ કહે છે કે તુ અહી શા માટે આવી છે ? હવે સત્વર પાછી જા પત્નીએ મક્કમપણે જવાબ આપ્યો કે હુ તમારી પાસેથી દૂર જઇશ નહી જો જળચર દરીઆથી દૂર થાય તો પછી તેની બીજી ગતિ નથી જેમ ઝાડના મૂળ સાથે છાલ જડેલી છે, જેમ સોના સાથે ચળકાટ લાગેલો છે તે કોઇ દૂર કરવાનુ કહે તો તે અસત્ય થશે તે પ્રમાણે પતિવ્રતાનો પતિ તેને ત્યજી જાય તો પછી તેની શુ ગતિ થાય ? આવુ પત્નીનુ કહેવુ સાભળી સતોબા પ્રતિવચન આપે છે કે મારી આવી ઉદાસ વૃત્તિ છે અને તારી પાસે વસ્ત્ર અલકાર ઘણા છે, તેવુ તને કહેતા મને લાજ આવતી નથી જા મન મજબુત કરીને યાચકોને તારા વસ્ત્ર આભૂષણ આપી દઈશ તો ઠીક, નહી તો અહીથી સત્વર ઘેર જતી રહે આવા વચન સાભળી તેની પત્નીને પણ વૈરાગ્ય આવ્યો પછી પોતાના હાથે સર્વ અલકાર કાઢી નાખ્યા દિવ્ય વસ્ત્રો પહેર્યા હતા તે પણ કાઢીને ઝાડ ઉપર નાખી દીધા આ વીખ્યા દેવી જોઇ તેના મનમા સંતોષ થયો પછી સતોબા પાસે જૂનુ ધોતિયુ હતુ તે અર્ધું કાઢીને

પત્નીને પહેરવા આપ્યું. આ પ્રમાણે બંને પતિપત્ની ઉદાસ થઇને હરિસ્મરણ કરવા બેઠાં. એટલામાં જઠરાગ્નિ પ્રદિપ્ત થયો અને ક્ષુધાથી જીવ વ્યાકુળ થવા લાગ્યો. સંતોબા પત્નીને કહે છે કે નગરમાંથી ભિક્ષા માગી લાવ. આ સાલોમાલોનું ગામ છે. ત્યાં સગાં અને મિત્રો ઘણાં છે. ત્યાં સત્વર જઇને નિર્લજ્જ થઇને ભિક્ષા માગી લાવ. કોઈ માયા કરીને બોલાવે તેને પ્રત્યુત્તર આપીશ નહીં. વળી કોઇ આખી ભાખરી આપે તે પણ લઇશ નહીં. પ્રાણનાથ અવશ્ય તેમ કરીશ; એમ કહીને તેની પતિવ્રતા પત્ની સત્વર ગામમાં જવા નીકળી. લૌકિક લજ્જા, મમતા ત્યજીને પારગામમાં પ્રવેશ કર્યો. તે ઘેર ઘેર ભિક્ષા માગે છે ત્યારે નરનારી કહે છે કે જન્મોજન્મ સુકૃત કર્યાં હશે તેથી જ અંતરમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો છે. ઘેર ઘેર જઇને સત્વર "હરિ વિઠ્ઠલ" શબ્દ બોલે છે. એટલામાં ભિક્ષા ન મળે તો ઝટ આગળ જાય છે. અકસ્માત તે તેની નણંદના ઘર પાસે આવી. દરવાજે હરિ વિઠ્ઠલ સાદ કર્યો એટલે સંતોજીની બેન સત્વર દોડની બહાર આવી અને તેને ગળે વળગી પડી-રડતી રડતી મોહથી કહે છે કે ભાભી તું ઘણી સુકુમાર છે, લાવણ્ય ગુણથી અતિ ગંભીર છે. પણ એકાએક ઇશ્વરનો કોપ કેમ થયો તે સમજાતું નથી. તું શિબિકામાં બેસનારી તે હવે પગે ચાલતાં કાંકરા વાગતા હશે. ચળકતાં આભૂષણ ત્યજીને કેમ ઉદાસવૃત્તિ મનમાં ધારણ કરી છે? જરી ભરેલાં વસ્ત્રો ત્યજીને હવે ફાટેલાં જીર્ણ વસ્ત્રો પહેર્યાં છે. ઘરનાં પકવાન ત્યજીને ઘરોઘર અન્નના ટુકડા માગે છે. પછી બે રોટલીમાં ગોળ ઘી મૂકીને સત્વર લઇ આવી. અતિ આગ્રહ કરીને તેની ઝોળીમાં મૂકી. આ જોઈ સંતોજીની પત્ની કહે છે કે આટલું અન્ન શા માટે આપો છો? આ જોઇ પ્રાણનાથ મારા ઉપર ક્ષોભ પામશે. નણંદનો કંઠ ભરાઇ આવતાં કહે છે કે શાણી ભાભી હું મમતાથી આપું છું તો આશ્રમમાં જઇને બંને સાથે ભોજન કરજો. તેણે પોતાના સોગન આપતાં તેની ભાભી તે લઇને આશ્રમ તરફ જાય છે. પતિવ્રતા એટમાં આવીને કહે છે કે પ્રાણનાથ, ભોજન કરો. ભિક્ષા માગી લાવી હતી તે ઝોળી સામે મૂકી. તો આખી રોટલી જ સંતોબાની નજરે ઓચિંતી પડી. તે જોઇ વૈરાગ્યશાલે તે સમયે પત્નીને પૂછ્યું કે આખી રોટલી કેમ લાવી? ત્યારે તેણીએ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. આ સાંભળી સંતોબાને અનુતાપ થયો. તે કહે છે કે પારગામ પાછી જા અને જેને ત્યાંથી આ ગોળ રોટલી લાવી હોય તેને પાછી આપી આવ. જો વચન માનીશ નહીં તો હું ભોજન કરીશ નહીં. પતિની આજ્ઞા થવાથી તે પાછી નણંદ પાસે ગઈ અને સર્વ

વૃત્તાંત કહી રોટલી પાછી આપી. ત્યાંથી આશ્રમમાં આવવા નીકળી, તે સમયે સૂર્ય આથમી ગયો હતો અને આકાશમાં અંધારૂં થઈ ગયું હતું. ઉગમ દિશાએ,પુષ્કળ વરસાદ પડ્યો હતો તેથી સરિતામાં ઓચિંતુ પૂર આવ્યું. તેના મનમાં ઘણી ચિંતા થઇ. હવે શું કરવું તેનો વિચાર કરે છે. દેવ, ગુરુ કે ભરથાર જે ગણે તે નદીને પેલેપાર બેટમાં છે અરી સંસાર કાર્યમાં અડચણ આવી છે. કર્મ દુસ્તર બળવંત છે. હે દેવ! નસીબમાં સુકૃત ન હોય તેથી ભરથારની સેવા કરવાનું ન મળે. હવે હે કેશવ! તું દોડતો આવીને આ અનાથને મદદ કર. એમ કહી કાલાવાલા કરે છે, આક્રંદ કરે છે. તેને આવા સંકટમાં આવેલી જોઇ પંઢરીનાથ તત્કાળ પ્રસન્ન થયા. દીનાનાથે તરનારનું રૂપ લઈને પાસે આવીને તેને કહે છે કે તું અહીં ચિંતાતુર થઇને બેઠી છે અને પેલી પાર સંતોબા પવાર બેઠા છે. જો તારે ત્યાં જવું હોય તો હું તને પેલેપાર ઉતારી આવું. આ સાંભળી સંતોબાની પત્ની તેને કહે છે કે હું તારી ધર્મની બેન છું. તું મને સત્વર પેલે પાર લઇ જા. એવું સાંભળી શ્રીહરિએ તેને ખભા ઉપર બેસાડી નિમિષવારમાં પેલે પાર લઇ જઇ નીચે ઉતારી. દૂરથી આશ્રમ બતાવી પંઢરીનાથે કહ્યું કે પેલા સંતોબા દેખાય છે. રૂક્મિણીકાંત એવું કહીને તે સ્થળે ગુપ્ત થઇ ગયા. પતિવ્રતાએ ઝટ પતિ પાસે જઇ સર્વ વૃતાંત કહી સંભળાવ્યો. સંતોબા કહે છે કે તને તો વૈકુંઠનાથ મળ્યા અને મને કેમ મળતા નથી? તો હવે શ્રી હરિનાં દર્શન નહીં થાય ત્યાં સુધી અન્ન જમીશ નહીં. એવો નિશ્ચય કરીને પ્રતિજ્ઞા લીધી બીજે દિવસે પારગામમાં એક ભાવિક વણિક ભક્ત હતો. તેને સ્વપ્નમાં આવી પંઢરીનાથ આજ્ઞા કરે છે તે સાંભળો. કહે છે કે તારે ઘેર પકવાન બનાવી સંતોબાને ભોજન કરાવ. તારા નસીબમાં સુકૃત છે તેથી મેં તને દર્શન આપ્યું છે. આ અદ્દભુત ચમત્કાર જોઇને વાણીઓ તત્કાળ જાગૃત થયો. ઘેર સત્વર પકવાન કરાવી સંતોબા પાસે લઈ ગયો. પછી તેમને સ્વપ્નની સર્વ હકીકત કહી. કહે છે કે મને પંઢરીનાથે આજ્ઞા કરી છે માટે ત્વરિત ભોજન કરો. એમ કહી ચરણે લાગ્યો. આ સાંભળી સંતોબા કહે છે કે તને રૂક્મિણીકાંત મળ્યા અને મારા નસીબે શું દુષ્કર્મ છે કે જેથી મને દર્શન આપતા નથી. હું તો આ અન્ન કદી જમીશ નહીં એવો તેનો નિશ્ચય જાણીને તે વાણીઓ પાછો ગયો કળિયુગમાં અન્નમય પ્રાણ કહેવાય છે પણ સંતોબાનો અડગ નિશ્ચય છે. તેનું અંતર જાણીને રૂક્મિણીકાંતે સાક્ષાત્ આવીને તેને દર્શન

આપી પાવન કર્યો. ત્યારપછી ગજણગામમા ત સંતોષા નિત્ય ભિક્ષા માટે જતા હતા.

રાજણ ગામમા એક બ્રાહ્મણ હતો તે હમેશા તેની પત્નીને ત્રાસ આપ્યા કરતો હતો ગમે તે બહાનુ કાઢીને રોજ કજીઓ કરતો પત્ની કઇ ઉત્તર આપે કે તેને બીક બતાવતો. તે કહેતો કે સતોબા પવાર જેવો. હુ વૈરાગી થઈ જઇશ. પછી તારી દુર્દશા થશે. હુ સસાર આશા ત્યજી દઇશ. એ પ્રમાણે ઉપર ઉપરથી કહેતો હતો. તે સાભળી તેની પત્ની શાત રહેતી. જેમ કોઇના અગમા તાકાત ન હોય છતા શસ્ત્રનો ખડખડાટ કરે, જેમ શરીરમાં ગર્ભ ન હોય છતાં વધ્યા તેવો દેખાવ કરે, જેમ સ્તન ન હોવા છતા હીજડા તેના જેવો આકાર બનાવે તે નકામુ છે તેવી રીતે ચિત્તમા શાતિ કે વિરક્તિ ન હોય તેની વૈરાગ્યની વાત પણ વ્યર્થ છે તેવા માટે તો સસાર કે પરમાર્થ એમાથી એકે ઠેકાણે પ્રગતિ થતી નથી. હવે તે બ્રાહ્મણ પત્નીને રોજ બીક બતાવે છે તેથી તેને અપાર ચિતા થાય છે. એક દિવસ સતોબા ભક્ત તેને આગણે ભિક્ષા માગવા આવ્યા. તેણીએ સઘળી હકીકત સતોબાને કહી સભળાવી તે કહે છે કે ઘરધણી રોજ કહે છે કે તે તમારા જેવો થઇ જશે. એનો શુ ઉપાય કરવો? તમે કહેશો તેવી રીતે હુ કરીશ વિષ્ણુભક્ત તેને ઉત્તર આપે છે કે જ્યારે તારો પતિ તારી સાથે કજીઓ કરે ત્યારે ચિતા કર્યા વિના તેને સત્વર મારી પાસે મોકલજે. પછી તેને કઇ મત્ર ઉપદેશ કરીને તારે સ્વાધીન કરી દઇશ જેમ મદારી વાદરાને લઇને ઘેર ઘેર ફરે છે તેમ તે પણ તારી પાછળ ફરશે બ્રાહ્મણ પત્નીએ કહ્યું કે અવશ્ય તેમ કરીશ સંતોબા પછી ભિક્ષા લઇને પોતાને આશ્રમે ગયા થોડી વાર થતામાં તેનો પતિ બહારથી ઘેર આવ્યો. તે કહેવા લાગ્યો કે રસોઈનુ કેમ મોડુ થયુ ? મને ભૂખ લાગી છે. હુ સસારનો ત્યાગ કરુ છુ. હુ સતોબા પવાર જેવો થાઉ છુ. મારા મનમા આવશે ત્યા જઇશ. એવો કજીઓ કર્યો તેની પત્નીએ તરત જવાબ આપ્યો કે હવે વાર શું કરવા કરો છો! જેવા સતોબા થયા તેવા તમે પણ થઈ જાઓ પત્નીના વચન સાભળી તે બ્રાહ્મણ વિચારમા પડી ગયો પછી કહે છે કે હવે જીવીને શુ કામ છે એનો મનમા ક્રોધ લાવીને ધોતિયુ અને લોટો લઇને સત્વર બેટ ઉપર ગયો. સંતોબાને કહે છે કે હું તમારા જેવો નક્કી થવાનો છું. હવે તમારી સોબત કદી ત્યજીશ નહી. મારા ઉપર અનુગ્રહ કરીને મને પરમાર્થમા

જોડો. વિષ્ણુભકત કહે અવશ્ય તારું કાર્ય કરી આપું મને પણ અનાયાને મોગત મળી છે તારા જેવો વૈરાગી વિરક્ત ત્રણે ભુવનમા નજરે પડતો નથી હવે તારા હાથમા તુંબડું લઇને પાણી ભરી લાવ તારાં વસ્ત્રો અને પાઘડી અહી મૂકી દે ચોર બહુ આવે છે તે લઇ જશે અવશ્ય કહીને તે તરત જ નદીને કાંઠે પાણી ભરવા ગયો પેટમા ભૂખ ઘણી લાગી હતી તેથી કષ્ટ થતુ હતુ તેના ગયા પછી સતોબાએ તેના વસ્ત્રો ફાડી ચીંદરડીઓ કરી ઝાડના ઉપર નાખી દીધા અને તેના લોટાને વહેળામાં નાખી દીધો. તે બ્રાહ્મણ પાણી ભરીને સત્વર પાછે આવ્યો અટલે સતોબા કહે છે કે દોરીનો કંદોરો અને લગોટી પહેરી લે બ્રાહ્મણે મનમા સકોચ લાવી ધોતિયું ફાડી નાખીને લગોટી પહેરી તે હવે વિષ્ણુભક્તને કહે છે કે પેટમા ભૂખ બહુ લાગી છે અને મારો કંઠે પ્રાણ આવ્યો છે પછી સતોબાએ ઝાડના પાદડા તોડી પત્ની સહિત ખાવા બેઠા બ્રાહ્મણ કહે છે કે આતો ઘણા કડવા છે અને મને ભાવતા નથી સતોબા કહે છે કે હવે સસાર તજ્યા પછી જીભને ભાવે તેવુ શા માટે ખાવુ જોઇએ ? તુ સર્વ ત્યાગ કરીને મારી પાસે આવ્યો છે તો કંઇક કડુ તને આપુ છુ તેથી તારી ક્ષુધા શાંત થશે સતોબાનુ વચન સાભળી તેને સંતોષ થયો પછી લીંબડો તોડી પોતે ખાવા લાગ્યા અને તેને ખાવા માટે કહ્યો હવે તે વિપ્ર કહે છે કે મારુ નસીબ કંઇ સારૂ લાગતુ નથી ઘરમા તાજી ભાખરી ખાઇ સુખે રહેતો હતો પણ મારી બુદ્ધિ બગડી અને સસાર ત્યજીને અહી આવ્યો પછી ડુસકા ભરી રુદન કરવા લાગ્યો તે કહે છે કે હવે શુ ઉપાય કરવો ? શરીરને ટાઢ પણ ઘણી લાગે છે. પેટમા ભૂખ પણ લાગી છે તેના અતરની એવી અવસ્થા જાણીને સતોબા તેને પૂછે છે કે તુ સસારથી ઉદાસ થઇ શા માટે અહી આવ્યો ? તેણે કહ્યુ મારૂ નસીબ ફૂટ્યુ. નકામુ પત્ની સાથે કજીઓ કરીને પછી મનમા ઉદાસીનતા આવવાથી તમારી પાસે આવ્યો, પણ તમારી મોગત ઘણી કઠણ છે વસ્ત્ર પણ ફાડી નાખ્યા છે. એટલે હવે ઘેર પાછા જતા મનમા લાજ આવે છે તે જતા રાત્રે ઘેર જાઉ તો પત્ની ઘરમા પેસવા દેશે નહીં.
૧ કહેશે કે લગોટ બધ ગોસાઇ ક્યાથી આવ્યો તે તેને સમજાશે નહી. તે સાભળી વિષ્ણુભકત કહે છે કે તુ તારી પત્નીને હમેશા કહેતો હતો કે સંતોબા જેવો વીરકત થઇને અરણ્યમા જતો રહીશ એવુ આજ પછી કદી કહીશ નહીં એના માગન આ સમયે લઈ લે તો પછી તને ઘેર મુકવા આવુ " બહાર કોઇને પણ ખબર પડશે નહી આ સાભળી તેણે

તત્કાળ સંતોબાના ચરણ પકડયા. તે કહે છે કે જો હું કદી મારી પત્ની સાથે હવે કજીઓ કરું તો મારી જીભ કપાય, તેવી દેવની આણ છે. પછી રાત્રે ઊઠીને સંતોબા ભક્ત તે બ્રાહ્મણને ઘેર ગયા અને પછી તેની પત્નીને કહે છે કે મેં મંત્ર દીક્ષા આપી છે અને હવે તારા સ્વામીને તરસ સ્વાધીન કરૂં છું તો તેની સાથે કદી કજીઓ કરીશ નહીં. તે લંગોટી પહેરીને અહીં આવશે એટલે તેને સત્વર વસ્ત્ર આપજે. આ વાત સાંભળી વિપ્રપત્નીને સંતોષ થયો. આટલું કહી સંતોબા પાછા આશ્રમે ગયા. બ્રાહ્મણને પછી કહે છે કે હવે તું તારે ઘેર પાછો જા. જો તારી પત્ની સાથે કદી કજીઓ કરીશ તો મારા જેવો કોઇ ભૂંડો નથી. તે બ્રાહ્મણ તેમના પગમાં માથું મૂકીને સત્વર ઘેર જવા નીકળ્યો. અંધારે અંધારે ગામમાં જાય છે કારણ કે કોઈ તેને જોઇ જવાની બીક હતી. કદાચ બ્રાહ્મણો આ વાત જાણી જાય તો તેને નાત બહાર મૂકે. એમ બીતો બીતો પોતાના ઘરમાં પેસી ગયો. આ સમયે તેની પત્નીએ કજીઓ કર્યો નહીં અને બંનેનો સંસાર સુધરી ગયો.

એક સમયે સંતોબા અષાડ મહિનામાં પંઢરપુરની યાત્રાએ જતા હતા. જેમ કન્યાને પિયેર જતાં તેના મનમાં ઉલ્લાસ માતો નથી, તેવી રીતે વૈષ્ણવ ભક્ત સપ્રેમ નાચતો ગાતો પોતાની સાથે એએક હજાર યાત્રિકોને લઇને નીકળ્યો. આ સર્વ વારકરીઓ અષાડ સુદી દશમે નરસિંહપુર આવી પહોંચ્યા. જ્યાં નીરા અને ભીંવરા નદીઓ એક પરે વહે છે. બંને નદીઓનો ત્યાં સંગમ છે. અષાડ માસ વરસાદનો મહિનો છે. નદીમાં ઘણું પૂર આવ્યું છે. આ જોઈ સઘળાને ચિંતા થઇ. બધા કહેવા લાગ્યા કે આજે નદી પાર જવાય નહીં તો કાલે પંઢરપુર પહોંચાય નહીં. અને એકાદશીને દિવસે રૂક્મિણીવરનાં દર્શન થઇ શકે નહીં. એમ કહેતાં તે સમયે સર્વ યાત્રિકો નદીને આ કિનારે આવીને ઊભા રહ્યા. કોઈ કહે છે કે જો હોડી મળે તો બધાં સત્વર નદી ઉતરી શકે. આ જોઇ સંતોબા ભક્ત પોતાના મનમાં વિચાર કરે છે અને કહે છે કે —

દેહની આસ્થા ધરતાં રહીએ તો ભગવંત કેવી રીતે મળે ? માટે તારનાર અને મારનાર શ્રીહરિ છે; એવો મનમાં નિશ્ચય કરી નદીના પાણીમાં સત્વર પ્રવેશ કર્યો અને પગે ચાલવા લાગ્યા. વિષ્ણુભક્ત પ્રેમાળ છે તેમને પાણી ડુબાવી શકતું નથી. તેમને પેટ સુધીજ પાણી આવ્યું. તે સમયેઃ

સંતોબા હાથમાં વીણા લઇ નામસ્મરણ કરતા ઝટપટ નદીમાં ચાલવા લાગ્યા. આવી નવાઈ જોઇ બધા યાત્રાળુઓ કહેવા લાગ્યા કે સંતોબા અમને અહીં મૂકીને તમે એકલા પેલે કિનારે કેમ જાઓ છો ? તમે પોતે કેવળ ઇશ્વર મૂર્તિ છો તેથી અમે તમારી સંગાતે આવ્યા છીએ. પણ નસીબની વિચિત્ર ગતિ છે કે અમારું સંચિત પુણ્ય નહીં હોય. તમારી પાસે અનુપમ મહિમા સાભળીને અમે પંઢરપુર વિઠોબાના દર્શન માટે આવ્યા છીએ. હવે અમે સઘળા અહીંથી પાછા દર્શન કર્યા વિના જઇએ છીએ. યાત્રિકોની વાત સાંભળી સંતોબા પાણીમાં ઉભા રહ્યા. પછી હાથ ઉંચા કરીને તે શું કહે છે તે સાભળો.

"સઘળી વર્ણનાં નરનારી, ચાર પગવાળાં પ્રાણી, નાનાં મોટા સર્વજનો કંઈ પણ વિચાર કર્યા વિના સત્વર મારી પાછળ પાછળ મારા રસ્તે આવો. મનમાં ભય રાખશો નહીં. તમને પંઢરીનાથ તારશે."

આ વાત સાંભળી સર્વના ચિત્તમાં સંતોષ થયો. બધા કહેવા લાગ્યા કે સંતોબા પંઢરપુર જાય છે. તેને પેટ સુધીજ પાણી આવે છે તો આપણે પણ તેની સાથે જઇએ. એવું કહી ઘોડા ઉપર સામાન મૂકીને સઘળા યાત્રિકો ક્ષણવારમાં ઉભા થયા. એકની પાછળ એક જાય છે. તેઓ નદી પાસે આવી પહોંચ્યા. તે જાણી પંઢરીનાથ મનમાં વિચાર કરે છે કે નદીમાં પૂર ઘણું આવ્યું છે અને સઘળા યાત્રિકો જળમાં ડુબી જશે. સંતોબા નામ સ્મરણ કરનાર છે તે તરી જશે પણ તેના જેવા સઘળા લોકો નથી જેમ લાકડું જાણી પથ્થરને પાણીમાં નાખો તે ડુબી જાય તેમ હું જો તેમની મદદે નહીં જાઉં તો ભક્તનું વચન અસત્ય ઠરશે. યાત્રિકો જળમાં ડુબી મરશે, તો મારું દર્શન કોણ કરશે અને પહેલાંના સંતોનાં વચનો પણ ચિકિત્સકો જૂઠાં માનશે. એવું. વિચારીને જગજીવને શું કર્યું ? પીઠ ઉપર સર્વ યાત્રિકોને ઉતારવા એવો વિચાર કરીને દેવાધિદેવે કાચબાનું રૂપ ધારણ કર્યું. જેને આધારે સઘળા જીવો બ્રહ્માંડમાં વસે છે તેમણે કાચબાનું રૂપ ધર્યું. નદીનો પટ જેટલો પહોળો હતો તેટલા પહોળા કાચબાનું રૂપ રૂક્મિણીકાંતે ધર્યું. નિજ દાસનાં સંકટ જગન્નાથ દૂર કરે છે. બ્રહ્માદિકને પુજ્ય જગજેઠી જેનું અંતરમાં ધૂર્જટિ ધ્યાન ધરે છે તેણે યાત્રિકોને પીઠ આપી એ વાત મને અપૂર્વ લાગે છે. હવે અહીં નરનારી અઢારે વર્ણના નાના મોટા હરિ નામનો ગજર કરતા એક હારમાં ચાલ્યા. અશ્વ, બળદ અને ખર કે જેના ઉપર સામાનનો ભાર હતો. તેઓને લઇને વૈષ્ણવો કીર્તન કરતા પાણીમાં

પ્રવેશ કરી ચાલવા લાગ્યા. હવે તે સર્વને ઘુંટણ જેટલુંજ પાણી નદીમાં લાગ્યું. સઘળાંના મનમાં આશ્ચર્ય થયું ! તેઓ કહે છે કે આપણે નકામી બીકથી આ તીરે ઊભા રહયા હતા. કોઈ આનંદથી તાળી પાડી કહે છે કે સંતની સોબતને ધન્ય છે! એવી રીતે સંતોષ માનીને પેલે તીરે ઉતર્યા. પછી કાચબાનું રૂપ ધરીને દેવે તાર્યા તેની કોઇને ખબર પડી નહીં. માયાને લીધે સઘળા જીવો મોહ ભ્રમમાં પડયા છે. સર્વ યાત્રિકોની સાથે સંતોબા પંઢરપુર આવ્યા. ચંદ્રભાગામાં સ્નાન કર્યું અને સપ્રેમ કીર્તન કરવા લાગ્યા. મહાદ્વાર આગળ જઇને સઘળાંએ લોટાંગણ કર્યા. દેવને આલિંગન આપીને સદ્દભાવે ચરણ વંદન કર્યાં. સંતોબા કહેવા લાગ્યા કે હે શ્રી હરિ! તું ભકતોનું જુદી જુદી રીતે રક્ષણ કરે છે. તારી કીર્તિનું વર્ણન કરતાં શેષનાગની જીભ ચિરાઈ ગઈ. કાચબાનું રૂપ ધરીને પીઠ ઉપર લઇને હે દેવ! તેં જડ જીવોને તાર્યા છે. હવે મને તારા ચરણમાં સ્થાન આપ. એવી સંતોબાએ વિનંતી કરી તે સાંભળી દીનદયાળ હસવા લાગ્યા. તે કહે છે કે તું તો મારો પ્રેમાળ ભક્ત છે તેથી સર્વ કાળ મારી પાસે જ રહે છે. બીજી કથા આગળ રસાળ છે તે સભાગ્ય શ્રોતાઓ સાંભળજો.



## નિળોબાની કથા.

નિળોબાની ભકિત જોઇને તેને શ્રીપતિ પ્રસન્ન થયા...જેને તુકારામે સ્વપ્નમાં આવીને ઉપદેશ આપી કૃપા કરી, તેનું ચરિત્ર રસાળ વાણીમાં ભાવિક ભકતો સાંભળજો. તેને નહોતું માન કે દાંભિકપણું. તે સદ્દભાવે હરિકીર્તન કરતો હતો. પપેલાંના સંતોનાં ચરિત્રનું વર્ણન પ્રેમથી કરતો હતો.

બાળ ગોપાળ છે સર્વ તેને, પણ હું મારું એને ન આવે ચીત્તમાં,
સહેજ મળે જે અયાચક વૃતિથી, તેમાંથી કરે અતિથિ પૂજન.

કોઈ એક દિવસે નિળોબાએ પોતાને ઘેર કન્યાનું લગ્ન લીધું. તેનાં સગાંવહાલાં સર્વ દંભી અને અભકત હતાં. તેના ઘરમાં સામગ્રી જૂજ હતી. તેની પત્ની કહે છે કે તમારી એવી ઉદાસીન વૃતિ છે એટલે દુષ્ટ લોકોમાં ફજેતી થશે એવું મને લાગે છે. આવું દુઃખ જાણીને જગજ્જને જીવ

બ્રાહ્મણનું રૂપ લીધું. ફાટેલાં જીર્ણ વસ્ત્રો પહેરીને સત્વર નીળોબાને ઘેર આવ્યા. બીજું ઉપવસ્ત્ર ખભા ઉપર મૂકી તેમાં થોડી સામગ્રી બાંધી સાથે લેતા આવ્યા. તે નીળોબાને કહે છે કે હું નિર્બળ દીન બ્રાહ્મણ છું. કિંચિંત સામગ્રી લઈને આવ્યો છું. તેનો સ્વયંપાક કરીને મને ભોજન કરાવજો. નિળોબા વિપ્રને નમન કરીને કહે છે કે તમારી સામગ્રી શા માટે જોઈએ? હવે દેવને નૈવેદ્ય ધરાવીને અહીંજ પ્રસાદ લેજો. આ સાંભળી શ્રીહરિ કહે છે કે મારી ઇચ્છા મિષ્ટાન્ન જ જમવાની થઈ છે માટે પુરણપોળી કરીને મને પેટ ભરીને સત્વર જમાડો. નિળોબા તેની પત્નીને કહે છે કે આ બ્રાહ્મણની સામગ્રી રાખીને સ્વયંપાક કરીને આ સમયે ઝટ ભોજન કરાવો. અવશ્ય કરીએ, તેમ કહીને તે બ્રાહ્મણનું સીધું લીધું. પછી કહે છે કે આ સામગ્રી તો થોડી છે પછી તું પેટ ભરીને કેવી રીતે જમીશ? આ સાંભળી રૂક્મિણીકાંત કહે છે કે આ લગ્નની સામગ્રીમાં નાખી દે અને તું તારા જ અન્નથી મારી ક્ષુધા શાંત કર. અને જો તું મારું સાહિત્ય લેવાની ના પાડીશ તો હું કદી અહીં જમીશ નહીં. આવા વચન સાભળી પ્રેમાળ ભકત પત્નીને કહે છે કે એક બ્રાહ્મણને ભોજન કરાવતાં કરાવતાં કયું સંકટ આવવાનું છે? માટે હવે સત્વર સ્વયંપાક કરીને વિપ્રના મનનું સમાધાન કર. હવે રૂક્મિણીકાંત કહેવા લાગ્યા કે રસોઇ કરતાં વાર લાગશે માટે ઘરમાં જે અન્ન તૈયાર હોય તે જ સત્વર ખાઇ લઇશ. પછીથી નિજ ભકતની પંકિતમાં બેસી જગન્નિવાસે પ્રેમથી ભોજન કર્યું, રાત્રિના સમયે સ્વસ્થ મન કરીને પોતે નિળોબાને કહે છે કે આવતી કાલે તારે ઘેર લગ્ન પ્રસંગ છે. રસોડામાં પાણી લાવવા બ્રાહ્મણ નથી તો તે કામ માટે મને રાખીશ, તો મને મિષ્ટાન ભોજન કરવાનું મળશે અને દેવને માટે પણ તારે ત્યાં ચાર ગાગર પાણી લાવીશ. અવશ્ય રહો; એમ કહીને નિળોબા તે વિપ્રને ચરણે નમ્યા. બીજે દીવસે સવારમાં વનમાળી વહેલા ઊઠયા અને કોઇને ખબર ન પડે તેમ ઝાડુ કાઢી સાફસૂફ કરી નાખ્યું. એટલામાં વરનો બાપ એચિંતો પાંચસો માણસો લઈ આવી પહોંચ્યો. સીમાપૂજન કરીને જાન ઉતારાની જગાએ સર્વ ગયા. જગજીવન સાહિત્ય પાસે આવ્યા એટલે કદી ઓછું પડે જ નહીં. કલ્પતરુની છાયામાં બેસતાં કોણ ભૂખ્યું રહે? સૂર્ય પોતે જ ઘેર મહેમાન થઈ આવે ત્યારે અંધારું ક્યાંથી રહે? જેમ ગંગા પોતે રસોડામાં બેસે પછી પાણી ક્યાંથી ઓછું પડે? મેઘરાજા જમીન છાંટવા બેસે પછી કોઇ જગા કેવી રીતે કોરી રહે? જેને ગણપતિ વિદ્યા આપે તે મૂર્ખ કેવી રીતે રહી શકે?

વિધાતાએ જ સૌંદર્ય આપ્યું પછી સામુદ્રિકમાં ઉણપ આવે નહીં. જ્યારે સરસ્વતી લખવા બેસે ત્યારે વ્યંજનની પણ ભૂલ હોય નહીં, તેમ લગ્ન પ્રસંગે હૃષિકેશી હાજર હોય પછી સાહિત્ય ઓછું પડે નહીં. પોતે ખભે કાવડ લઈને ઝટપટ પાણી ભરી લાવે છે. તે વિપ્રનું સીધું સામગ્રી કોઠીમાં ભેગું કર્યું એટલે સામગ્રી અખૂટ થઈ ગઈ. રોજ પાંચસો માણસ જમતા હતા છતાં તે ઓછી થતી જ ન હતી. કામમાં અડચણ જેવું લાગે કે પોતે ઝટપટ જોઈતી સામગ્રી પહોંચાડતા. ઉચ્છિષ્ટ પણ એકદમ કાઢીને આંગણું વેગથી સાફ કરતા. જમવાના પદાર્થ પતરાળાંમાં ખૂટે કે પોતે જગજીવન પીરસવા જતા. સર્વને બે હાથ જોડી વિનંતી કરતા કે સ્વસ્થપણે ભોજન કરજો. નિળોબાના મનમાં આશ્ચર્ય થતું કે આ વિપ્ર બહુ સજ્જન છે. તેણે જ મારા સમારંભમાં સર્વ ઠેકાણે વ્યવસ્થા જાળવી છે. જરા પણ ઉણું પડવા દીધું નથી. પછી તે પ્રેમાળ ભકત વિપ્રને કહે છે કે તમે ઘણું કાર્ય કર્યું છે. માટે તમે મને તમારું નામાભિધાન કહો. તે સાંભળી જગજીવન કહે છે કે મારું નામ વિઠોબા છે. ચાર દિવસ તમારે ત્યાં ઈચ્છા પ્રમાણે મિષ્ટાન ભોજન કર્યું છે. નિળોબા વિચાર કરે છે કે આ તો ઉપકારનો બદલો વાળી શકાય તેવું મારાથી થઇ શકે તેમ નથી. પણ એ જાય ત્યારે મનોભાવથી એક વસ્ત્ર તેને આપીશ. એમ વિપ્ર વેષ ધરીને શ્રીહરિ નિળોબાને ઘેર પાંચ દિવસ રહ્યા. પોતે જાતે ભકતને ઘેર કષ્ટ વેઠી કામ કરતા હતા. જાન વળાવીને છઠ્ઠે દિવસે નિળોબા ઘેર આવ્યા. તેમની સાથે હૃષિકેશી પણ ઘેર આવ્યા. દેવ ઘરમાં જઈ નિમિષ માત્રમાં અદૃશ્ય થઇ ગયા. નિળોબા કહે છે કે હવે વિઠોબાને બોલાવો. કોરું શેવું લાવીને કહે છે કે તેનાથી ઓઢી શકાય તેવડું વસ્ત્ર આપું. વિઠોબા કહી હાક મારે છે પણ રાજીવનેત્ર દેખાતા નથી. એટલે તેના મનમાં સમજણ પડી કે એતો પંઢરીનાથ જ હતા અને મેં તેમને કષ્ટ આપ્યું. પછી પશ્ચાતાપ કરવા લાગ્યો કે બળી જાઓ આ પ્રપંચી સંસારની સોબત. આજે ઘણું વિપરીત થયું છે. તે દિવસે સ્વપ્નમાં રૂક્મિણીવરે આવીને નિળોબાના મસ્તક ઉપર હાથ મૂકી, પોતે કહેવા લાગ્યા કે હું કમર ઉપર હાથ રાખી નિરંતર તારી (ભકતની) પાસે જ રહું છું. તેની ભક્તિથી પ્રસન્ન થઈ શ્રીહરિ હજુ પણ પીંપળનેરમાં રહ્યા છે. ફાગણ વદી ૨ ને દિવસે ત્યાં મોટો મહોત્સવ થાય છે.

★

# ઉદ્ધવ ચિદ્‌ઘન

હવે બીજું એક રસિક અને ગહન ચરિત્ર સાંભળજો. ધારૂરકર ઉધ્ધવ ચિદ્‌ઘન નામનો કીર્તનકાર સપ્રેમભાવે કીર્તન કરતો કરતો દેશાવર ચાલી નીકળ્યો. તેણે અનેક પદો રચ્યાં છે જેમાં રસિક અદ્‌ભુત અનુભવ ભરેલા છે. તે પ્રેમાળ વિરકત ભાવિક ભકત ભજનમાં મસ્ત રહેતો હતો. તે એક વખત ચૈત્રી પડવાને દિવસે ઓચિંતો બેદર નગરમાં આવ્યો અને ત્યાં તે દિવસે પ્રેમ ઉલ્લાસથી કીર્તન શરૂ કર્યું. તે કીર્તન સાંભળવા જ્ઞાની, પંડિત અને બીજી જ્ઞાતિના ભાવિક ભકતો આવ્યા હતા. પ્રેમપૂર્વક કીર્તન સાંભળીને તેઓના ચિત્તમાં આનંદ થયો. નગરજનોએ કથા ચાલુ રાખવા કહ્યું ત્યારે ઉદ્ધવે તેઓને કહ્યું કે શ્રી રામજયંતિ ઉપર કથા કરવા ધારૂર જવાનું છે. લોકો તે સમયે કહેવા લાગ્યા કે રામનવમીનો ઉત્સવ અહીંજ કરો. બધાનું સારૂ હેત જોઇને તેમ કરવા કબુલ કર્યું. પછી એક મોટો વાડો જોઇને તેમાં મંડપ ઉભો કર્યો. ત્યાં મંદિર બનાવીને અયોધ્યા-નાથને બેસાડયા. હરિદાસે વૈષ્ણવજનોને બોલાવીને રોજ હરિકીર્તન કરવા માંડયું. જુદાં જુદાં પકવાન બનાવીને બ્રાહ્મણોને જમાડવા માંડયા. એક દિવસે દીંડયા પતાકા લઈ ભજન મંડળી સાથે હરિદાસો ચાલ્યા. આગળ વાજીંત્રો વાગતાં હતાં અને ઘણો ઉલ્લાસ થઇ રહ્યો હતો. હરિદાસ સપ્રેમ ગાતા હતા તે સમયે દુષ્ટ બુદ્ધિના યવનો મસ્જીદમાં કામ વિનાના બેઠા હતા. તે એકબીજા સાથે શું વાત કરે છે! ઉદ્ધવ-ચિદ્‌ઘને હરિદાસો તથા બીજા અનેક માણસો એકત્ર કરી ગામમાં ગોંધળ કરવા માંડયું છે. તો આ મંડળીને આપણે છાણના ગોળા મારીને ત્રાસ આપીએ. તે સમયે યવનોનું જોર વધતું જતું હતું. કોઇ ન્યાય અન્યાય જોતું નહોતું. શહેરમાં ઉન્મત્ત ગુંડા ઘણા હતા. તે મસ્જિદ-માંજ પાંચસો જેટલા ગુંડા વ્યર્થ બેસી રહેતા. જ્યારે હરિદાસો પ્રેમાનંદથી • નાચતા ગાતા આવતા હતા અને આગળ વાજીંત્રો વાગી રહ્યાં હતાં ત્યારે મસ્જિદ પાસેથી પસાર થતાં ઓચિંતા ગુંડાઓ ધસી આવ્યા અને વૈષ્ણવો ઉપર છાણના ગોળા મારવા લાગ્યા કેટલીક ધજાઓ લૂટી લીધી અને વીણાના તાર તોડી નાખ્યા, વૈષ્ણવોને મુક્કા લાત મારવાનું શરૂ કર્યું, પ્રેમ રંગમાં ભંગ પાડયો; અને હરિદાસો અને બીજા લોકોના મનમાં વિક્ષેપ થયો. તેવી સ્થિતિમાં સર્વે ઘેર પાછા આવ્યા! શિષ્ય સંપ્રદાયે આવીને સત્વર આ બીના ઉદ્ધવ ચિદ્‌ઘનને કહી. આવી વાત સાંભળી તેમના

મનમાં વિક્ષેપ થયો. જેમ દૂધમાં લીંબુની કણી પડે એટલે ક્ષણવારમાં તે બગડી જાય, જેમ પકવાન બનાવી મૂક્યું હોય અને કુતરૂં આવીને એઠું કરી જાય ત્યારે રસોઇ કરનારનો જીવ બળે, જેમ વધુવર ભોજન કરવા બેસે અને પતંગીયું આવી દીવો બુઝાવી નાખે ત્યારે વરની માતાના મનમાં વિક્ષેપ થાય તેવું જ આજે ઉદ્ધવના મનમાં થયું. જેમ ભૂખ્યો માણસ કોળિયો જમવા જાય અને અકસ્માત માખી મોંઢામાં આવે તેવું મુસલમાનોએ હરિદાસોનું છળણ કર્યું. ઉદ્ધવને લાગી આવવાથી મંડપમાંના મંદિર પાસે જઇ સ્તુતિ કરવા લાગ્યો કે :—

જય જયાજી રઘુનાથા, જ્યારે તારા મનમાં અહીં કીર્તન કરાવવું નહોતું તો પછી મારો અટ્હાસ શા માટે કરાવ્યો ? તું વિશ્વાત્મા; જાનકીવર સર્વના અંતરમા બેઠેલો છે. હું શા માટે ખેદ કરૂં છું કે સંતોનો અનાદર થયો છે.

પછી ત્યાંથી શ્રી રઘુનાથની મુર્તિ ઉચકીને દેવળમાં લઈ જઈ મૂકી. મંદિર તોડી નાખ્યું, મંડપ ઉખેડી નાખ્યો અને હરિદાસોને નમન કરી શ્રીરામ ભજન કરવા બેઠા. આ જોઈ મારુતિ કોપાયમાન થયા. તે કહેવા લાગ્યા કે બેદરગામને તોડી નાખું. મારા સ્વામી શ્રી રઘુનાથનો ઉત્સવ થવાનો હતો. હરિદાસો પ્રેમભજન કરવાના હતા. તેમના ઉપર અહીં સંકટ આવ્યું તો હવે મારૂં જીવવું વ્યર્થ છે. પછી તે મસ્જિદ ઉપર જઈને અંજની સૂત હનુમાન ઉભા રહ્યા. પાંચસો ગુંડા તેમાં ભરાયા હતા અને ઠઠ્ઠા મશ્કરી કરતા હતા. તે સમયે મસ્જિદની ભીંત પકડીને મારુતિએ હલાવવા માંડી નીચે જ એક ફકીરની ઝુંપડી હતી. તે ઓચિંતી નજરે પડી. તેમના સમજવામાં આવ્યું કે ફકીર પરમ જ્ઞાની છે એટલે સામું જોયું. તેના સમજવામાં આવ્યું કે રામભક્તોનું છળણ ગુંડાઓએ કર્યું છે તેથી મારુતિને ક્ષોભ થયો છે. તેથી તે બે હાથ જોડી હનુમંતને તે સમયે કહે છે કે મારી ઝુંપડી નીચે છે તેને બચાવજો. ફકીરને આવું બોલતાં સાભળી ગુંડાઓ કહે છે ફકીરને ગાંડપણ આવ્યું છે તેથી તે વાનર સાથે વાત કરે છે. ફકીરે તેમને કહ્યું કે તે વાનર તમારી મસ્જિદ પાડે છે માટે તમે સત્વર ઉઠીને બહાર જતા રહો. ત્યારે ગુંડાઓ કહે છે કે મસ્જિદ મોટા પત્થરની બાંધેલી છે તે ખરેખર વાનરના બાપથી પડશે નહીં. આવું સાંભળી શ્રી રામદૂતને વધારે ક્ષોભ થયો. ક્ષણવારમાં મસ્જિદની ભીંતો પાડી નાખી. એકદમ હાહાકાર થઇ ગયો. કહેવા લાગ્યા કે મોટો અઘટિત

બતાવાઇ બની ગયો છે. કોઇએ મુસલમાનોના કસ્બામાં જઇને કહયું કે અકસ્માત મસ્જિદ પડી ગઇ છે અને તે સાથે ઘણા ગુંડા કચરાઇને મરી ગયા છે. જે જીવતા રહયા છે તેમના પેટમાં શૂળ ઉપડયું છે તેથી જમીન ઉપર પડીને આમતેમ ગબડે છે. જે ફકીરે વાનર શ્રેષ્ઠને જોયો હતો તે । મુસલમાનોને જઇને સત્વર કહયું કે ઉદ્ધવ ચિદ્ઘન મોટા ભક્ત છે. તેના હરિદાસોનું ગુંડાઓએ છળણુ કર્યું અને તેમના ઉપર છાણના ગોળા માર્યા તેથી મારુતિ ક્રોધાયમાન થયા છે. મારતિએ આ મસ્જિદ સત્વર પાડી નાખી છે. આ વાત સાંભળી કસ્બાના સર્વ યવનો ભયભીત થયા. પછી ઉદ્ધવ ચિદ્ઘન પાસે જઈ ભાવથી પગે લાગ્યા. એક હજાર રૂપિયાની થેલી તેમના ચરણમાં મૂકી અને કહયું કે તમારો મહોત્સવ સુખરૂપે ઉજવો. હવે મનમાં સંકોચ કરશો નહીં. તમારૂં જેમણે છળણુ કર્યું હતું તે બધા મરી ગયા છે. હવે મારતિની પ્રાર્થના કરી અમને બચાવો. નગરવાસીઓએ એકદમ ભેગા થઇને મોટા મંડપ તૈયાર કર્યો. અંદર મંદિર બનાવી શણગાર્યું, અને તેમાં ફરીથી જાનકીવરને પધરાવ્યા. અનેક હરિદાસો ટાળ, વીણા, મૃદંગ વગેરે લઇને પ્રેમથી ભજન ગાવા લાગ્યા અને વાજીત્રો વગાડવા લાગ્યા. વૈષ્ણવો આનંદથી નાચવા લાગ્યા અને રામનવમીનો ઉત્સવ પ્રેમભાવથી પૂર્ણ કર્યો.

જે કોઈ સાધુ સંતોનો દ્વેષ કરે છે તેને જન્મભર દુઃખ રહે છે. તેનું ઘર શોધીને તેને ત્યાં જુદાં જુદાં વિઘ્નો ઉત્પન્ન થાય છે.

જ્યારે શ્રી વિઠ્ઠલના ચરણને યાદ કરતાં સર્વ વિઘ્નો દૂર દૂર નાસી જાય છે. શરીરમાંથી રોગ વ્યથા પણ નીકળી જાય છે. હવે લલિત ગાઇને સર્વ હરિભક્તોનું સન્માન કર્યું તે સંત ભજનનો પ્રસાદ લઈ મહીપતિ શ્રોતાઓને પીરસે છે.

સ્વસ્તિ શ્રી ભકતવિજય ગ્રંથ સાંભળીને શ્રી જગન્નાથ સંતોષ પામે છે. પ્રેમાળ ભાવિક ભકતોએ આ છપ્પનમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥



## અધ્યાય ૫૭ મો.

## (૧) વિસોબા સરાફનું ચરિત્ર
## (૨) ૫૭ અધ્યાયનું પુનરાવર્તન
## (૩) ભક્તવિજય ગ્રંથ મહિમા

શ્રી ગણેશાય નમ.॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ॥

શ્રી મેઘશ્યામા અનંતરૂપા, અનંતનામા, અનંત અવતારા પુરૂષોત્તમા, વેદોથી પણ તારો મહિમા સમજી શકાયો નથી જય જય વૈકુંઠનિવાસીયા, ગુણસમુદ્રા કરૂણાલયા તારા ચરણનો મહિમા જાણીને સમુદ્રતનયા તલ્લીન થઈ ગયા, જય ગોકુળવાસી, ઘનનીલવર્ણા, ગોપ્સચોર મનમોહના, મથુરા વાસી, કંસમર્દના, ધર્મ સ્થાપનાર શ્રીહરિ, જય દ્વારકાવાસી, ગરુડધ્વજા, લીલાનાટકી અધોક્ષજા, તારો અનુપમ સ્વરૂપ મહિમા એક ભીમક આત્મજા (રૂક્મિણી) જ જાણે છે જય જય ભીમાતીર નિવાસીના, પુંડરીક વરદાનીયા, ભક્તોને અભય વચન આપીને તારી કૃપાની છાયા નીચે રાખે છે હે રૂક્મિણીપતિ, અશક્યને શક્ય કરીને મારા જેવા મૂઢમતિને હાથે આ ગ્રંથ લખાવ્યો છે મૂષક જેવાને પ્રેમથી અભયવર આપીને તેને હાથે મેરૂ ઉચકાવ્યો છે જેમ રીંછ વાનર ભેગા કરીને તેમને હાથે લંકા નગરી છતાવી છે, જ્ઞાનદેવે પાડાને વરદાન આપીને તેની પાસે શ્રુતિપાઠ કરાવ્યો છે, કે પારસમણિએ પોતાનો ગુણ આપીને લોઢાનું શુદ્ધ સોનું બનાવ્યું છે, ગંગાએ પોતાનું પવિત્રપણું વહેળાને આપ્યું છે, જેમ કસ્તુરીએ પોતાની સંગતમાં આવેલી માટીને પોતાની કિંમતે જોખાવી, તેવી રીતે મારા વચનો વૈકુંઠનાથે નિજ કૃપા કરી આ ગ્રંથ લખાવ્યો છે હે અધોક્ષજ ! તું સર્વ શ્રેષ્ટ છે, પ્રીતિથી નિજ ભક્તોની સેવા કરે છે જુદા જુદા ઉપચાર કરી ભક્તોનો બોજો લેતા તને લાજ શરમ આવતી નથી નિજ ભક્તો તારી સ્તુતિ ગાય છે અને તને તેઓના ચરિત્ર બહુ ગમે છે અને આગળ કરીને નિમિત્ત માત્ર બનાવે છે પણ તું સ્વતંત્ર એક જ બોલનાર છે

હવે શ્રોતાઓ, સાવધાન થઈને સાંભળો. છેલ્લા અધ્યાયની આ કથા છે. જેમ દહીં વલોવતાં ઓચિંતું માખણ નજરે પડે; જેમ આંબાના ઝાડને પાણી પાતાં તેને અમૃતફળ આપતાં નજરે જુઓ, જેમ રત્નજડિત પદકવાળી રત્નમાળા કંઠમાં આવીને પડે, જેમ જમણ બનાવવાની ખટપટ કરવા જતાં ઓચિંતો પકવાન ભરેલો થાળ આવી મળે, જેમ ખેતરમાં કષ્ટ કરતાં અન્નનો ઘણો પાક ઉતરી આવે, જેમ પંઢરપુરમાં ઉલ્લાસ થાય અને પુર્ણિમાએ ગોપાળગાન શરૂ થાય તેવો આ છેલ્લો અધ્યાય છે એવું હવે મને લાગે છે. અનંત સંતની ગહન કથા, સંખ્યા ગણતાં થાય છપ્પન એટલે છપ્પન દેશનાં મહારત્નો જાણજો. જે તેજસ્વીપણે ઝગમગે છે. છપ્પન ભાષાનું ભાષાંતર તે આ ભક્તિવિજય ગ્રંથ છે કે જેના શ્રવણ માત્રથી ભાવિકજનોને જય મળે છે. જેમ છપ્પન દેશની મોટી મોટી નદીઓ પ્રેમરસ રૂપી જળ લઇને આવી હોય અને શ્રી પાંડુરંગ આનંદસાગરને પ્રેમથી ભેટતી હોય તેવું લાગે છે, જેમ છપ્પન દેશના રાજાઓ હાથમાં વિજયધ્વજ લઈને 'મમતા' રૂપી શત્રુનું સૈન્ય નાશ કરીને કલ્યાણકારી મોક્ષ ભોગવતા હોય તેવું લાગે છે. તેવા છપ્પન અધ્યાયથી શ્રેષ્ટ આ સત્તાવનમો અધ્યાય પારસમણિસમ છે તે ભાવિક શ્રોતાઓ પ્રેમથી શ્રવણ કરજો. જેમ મિષ્ટાન્ન જમણને અંતે શ્રીમંતો પ્રેમથી દહીંભાત જમે છે. તેવો આ છેવટનો અધ્યાય છે. પાછળના અધ્યાયના અંતે યવનોએ ઉદ્ધવ ચિદ્દઘનનું જીવણ કર્યું પછી મારુતિએ ચમત્કાર બતાવી મહોત્સવ પૂર્ણ કર્યો.

હવે વિસોબા શરાફ પ્રેમાળ ભક્ત પંઢરપુર ક્ષેત્રમાં રહેતો હતો. તે લેવડદેવડનો એટલે ધીરધારનો ધંધો કરતો હતો. છતાં પણ સંસારી બાબનમાં વિરક્ત હતો. ચાર સુપુત્રો હતા. અને પત્ની પતિવ્રતા હતી તે હંમેશાં તેના કાર્યમાં અનુકુળ નહોતી. કદી પણ પતિના વચનની અવજ્ઞા કરતી નહોતી. ગમે તેવો કપરો સમય આવ્યો હોય; તો પણ પતિ વચન માન્ય રાખતી.

સંસાર ધંધો કરતાં કરતાં, વિસોબા ન બોલે અસત્ય વચન,
ભૂખ્યાને અન્ન જળ આપી, કરે તેમનું આદર સન્માન.

એટલામાં મોટો દુકાળ પડ્યો. રૂપીયે બે પાલી અનાજનો ભાવ થયો. ભૂખ્યા બ્રાહ્મણો તેને ઘેર આવીને બેસતા તેમને ભોજન કરાવતો. એમ દુકાળમાં અન્નદાન કરતાં કરતાં ઘરમાંનું સર્વ ધન-ધાન્ય ખરચાઇ ગયું.

તો પણ યાચકો ઉપર તે દાતારનું મન કંટાળે નહીં. માતાનું દૂધ પૂર્ણ-પણે પીધા પછી પણ બાળક તેના સ્તનમાં માથું મારે છે. જેમ રાજાની ખોટમાં પ્રજાએ ઘણી રકમ ભરી હોવા છતાં રાજાને ખોટ જ રહે છે. પિતા શ્રીમંત છે કે ગરીબ તેની બાળકને કંઇ સમજ હોતી નથી. તેમ દાતાનું દુઃખ યાચકને અંતરમા સમજાતું નથી. વિસોબાના ઘર પાસે અન્ન માગનારા આવીને બેસતા, તેમને પોતાની શકિત પ્રમાણે તે ભોજન કરાવતો. કયાંયથી પૈસા ન મળતા અલંકાર, આભૂષણ વેચવા માડયાં અને ત્યારપછી મોટાં મોટાં વાસણ પણ વેચીને પૈસા મેળવી યાચકોને ભોજન કરાવ્યું. લૌકિક મમતા ત્યજીને પંઢરીનાથનું ધ્યાન ધરતો હતો. ભૂખ્યાને આપવા હવે અન્ન નથી અને કોઈ ઉઢીનું ગામમાથી આપતું નથી લોકો કહેતા કે વિસોબા શાહુકારીથી હાથ ધોઇ બેઠો છે. કોઇ કહે છે કે તે અજ્ઞાની છે. પોતાનું હિત તે સમજતો નથી. સંસારમાં રહીને પરમાર્થ કરવો હોય તો જ્ઞાની માણસ તે વિવેકથી કરી શકે છે. હવે વિસોબામાં જે કોઈ વિશ્વાસ રાખશે તેની પણ તેના જેવીજ ગતિ થશે. એ પ્રમાણે ગામના નરનારી કહેવા લાગ્યાં; સઘળા લોકો તેની નિંદા કરવા લાગ્યા. એક કહે છે કે તેનું નસીબ ફૂટયું છે. પોતાનું ધન-ધાન્ય આપી દીધું અને બીજેથી અન્ન લાવી યાત્રિકોને જમાડી દે છે. તે કામમાં તેને આળસ નથી. હવે કામે ગામમાં એક પઠાણ હતો. તેને આ બધી વાતની ખબર નહોતી તેની પાસેથી દેવું કરીને પણ વિસોબા ભૂખ્યાને અન્ન આપતો હતો. એમ રોજ દ્રવ્ય લઇ આવતાં કુલ સાતસો રૂપીયાનું દેવું પઠાણને ઘેર થયું. વિસોબાએ પઠાણને બમણા પૈસા આપવાનું લખી આપ્યુ હતું. તે સમયે રામપુરી બાબા નામે એક સિદ્ધ પુરુષ હતા. તે પંઢરપુરમાં યાત્રા કરવા આવ્યા હતા.

તેમણે વિસોબાની પરીક્ષા કરવા મલિન વેશ ધારણ કર્યો. વિસોબાની મનની સ્થિતિ જેવા, પ્રાણીમાત્રમા સમવિષમ નજરે જુએ છે કે સર્વ પ્રત્યે એક સરખી દષ્ટિ રાખે છે, એ જેવાનો તેમણે વિચાર કર્યો. પછી મોરીમાથી ગંધ મારતો કાદવ લઈ પોતાને શરીરે લગાડયો. કમરે ચીંથરાંનો કંદોરો બાંધ્યો અને અમંગળ લંગોટી પહેરી. જમવાને માટે હાથમાં પાત્રને બદલે ખોપરી લીધી. પછી એક પહોર રાત્રી ગઈ એટલે તે સત્વર વિસોબાને ઘેર આવ્યા. મૂર્ખની જેમ હાક મારીને કહે છે કે મારા પેટમાં ભૂખ લાગી છે આવાં વચન સાંભળી વિસોબા બહાર આવ્યા. તેને

મહાપુરૂષ તરીકે ઓળખ્યો નહી, તે છતા કહ્યુ કે સ્વામીએ ઘણી કૃપા કરી છે માટે ધીર ધરીને ભોજન કરીને પછી પોતાને આશ્રમે જજો પછી તેના અંગને ઘણો કાદવ લાગ્યો હતો અને તેમાથી દુર્ગંધ મારતી હતી એને સત્વર ગરમ પાણી લાવીને પોતાને હાથે તે કાદવ ધોઇ નાખ્યો પછી સ્વચ્છ મને તેનુ અંગ સાફ કરીને બીજી લંગોટી પહેરાવી કંકુ અને અક્ષત પુષ્પથી પૂજા કરી તેના ગળામા તુળસીની માળા પહેરાવી પછી અન્નપાન તેની સામે મૂકી પતરાળુ આપી જાતે જમાડવા બેઠા. ભોજન કર્યા પછી તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા મુખશુદ્ધિ માટે તુળસીનું પાન આપ્યુ અને પછી તે અતીતને વળાવ્યો તે રામપુરી બાવા મનમા વિચારે છે કે આના મનમા આત્મજ્ઞાન ઠસી ગયુ છે વાઘ, ગાય અને કીડી એ સર્વમા સરખો ભાવ છે પરીક્ષક શોધવા જાય તો સતરીરનો કોઇજ મળશે જેમ રાય અને રંકનુ એક સરખુ સન્માન કરે તેવાની પૃથ્વી ઉપર શોધ કરીએ તો બહુ જડે નહીં પરદ્રવ્ય અને પરસ્ત્રી એ બંનેને વમન જેવાં ગણે તેવા ત્રિભુવનમા શોધવા જઇએ તો ઘણા મળે નહી અનાથ યાચક અથવા બ્રાહ્મણ એ બંનેને સરખી રીતે પૂજ્ય ગણે તેને ઘેર શ્રી રૂક્મિણી રમણ રાત્રીદિવસ રહે છે વિસોબાની એવી વૃત્તિ હતી તેથી તેણે મારી પૂજા કરી છે એવુ પોતાના મનમા સમજી રામપુરી બાવા પોતાને આશ્રમે ગયા

હવે કાસે ગામમા કોઇ દુર્જનો ગયા અને તે પઠાણને વિસોબાના સર્વ વૃત્તાંત કહ્યા કે તે દેવાળુ કાઢી હાથ ધોઇ બેઠો છે માટે આ સમયે તુ જઇને તેની પાસે તારુ દ્રવ્ય માગી લે આ સાંભળી પઠાણ ઝપાટે પંઢરપુર ગયો ત્યા આવીને શુ કહે છે ? વિસોબા મારુ દ્રવ્ય ઝટ આપી દે નહી તો તારે બારણે આ વખતે જપ્તિ બેસાડીશ આવુ સાંભળી પ્રેમાળ ભકતને ચિંતા થઇ અને મનમા વિચાર કરવા લાગ્યો કે આપણાને સંપત્તિ નથી તો હવે શુ વાત કરવી ? પછી પોતાના મનમા ધીરજ ધરીને પઠાણને કહે છે કે આજથી સાતમે દિવસે તને દ્રવ્ય મોકલી આપીશ ત્યારે પઠાણ કહે છે કે હે બ્રાહ્મણ, મને તારો વિશ્વાસ નથી માટે કોઇ સાક્ષી લાવ એટલે ગામના ચાર માણસો ભેગા કરી તેમની સમક્ષ વાયદો કર્યો તે ગૃહસ્થો પઠાણને કહે છે કે વિસોબા કદી અસત્ય બોલશે નહી સાતમા દિવસ પહેલા દ્રવ્ય મોકલી આપશે આવો ઉત્તર સાંભળી લેણદાર ત્યાંથી ઊઠયો વાયદો પુરો થતાજ ક્ષણ માત્રમા દ્રવ્ય લઇશ એમ ધમકી આપી પઠાણ કાસે ગામ ગયો છ દિવસ એમને એમ ગયા એટલે વિસોબાને મનમા

ઘણી ચિંતા થઇ તેણે વિચાર કર્યો કે લેણદાર વાટ જોતો હશે હવે શુ ઉપાય કરવો ? આજ સુધી અસત્ય વાત ગોલ્યો નથી અને છેવટે નસીબમા એવો વખત આવ્યો મનમા ઉદ્વેગ કરી વિવેક વિચાર કરતો દેવપૂજા કરવા બેઠો પણ તેનુ મન સ્વસ્થ રહેતુ નથી લેણદારનુ ધ્યાન લાગ્યુ છે મનનુ ચચળપણુ દૂર થતુ નથી આવુ સકટ વિસોબાને માથે આવેલુ જોઈ રૂક્ષ્મણીરમણ શુ કરે છે ? વિસોબાનો જૂનો ગુમાસ્તો હતો તેનુ રૂપ ધરીને મુદ્દલ સાતસો રૂપીઆ અને બીજા તેટલાજ વ્યાજના લઇને પઢરીનાથ કાસેગામ ગયા પછી પઠાણને કહે છે કે હુ વિસોબાનો જૂનો ગુમાસ્તો છુ તે તમને ખબર હશે તમારો વાયદો પૂરો થયો એટલે મને અહીં મોકલ્યો છે માટે વ્યાજમુદ્દલનો હિસાબ કરીને રૂપીઆ ગણી લો ચક્રપાણિ એવુ બોલ્યા કે લેણદાર મનમાં વિસ્મય પામ્યો ! પછી પઠાણ તેને પૂછે છે કે વિસોબાને દ્રવ્ય મળતુ નહોતુ ત્યારે આ સમયે બીજો શાહુકાર કોણ મળ્યો ? તેની મારા મનમા નવાઇ લાગે છે આ સાભળી રૂક્મિણીપતિ કહે છે કે વિસોબાની સાત્વિક વૃત્તિ છે અને તે કદી જૂઠુ બોલતો નથી એ તારા મનમા નક્કી જાણજે જગજીવને પોતે બેસી, ગામના ચાર લોકોને સાક્ષી રાખી જમે ખત લખાવી પૈસા રોકડા મળ્યાની પહોચ લઇ લીધી પછી નિજ ભક્તમિત્ર શુ કરે છે ? પોતે સત્વર ગતિએ વિસોબાને ઘેર જઇને તેની પોથીમા તે ખતરસીદ વગેરે બાધીને મૂક્યા વિસોબાએ જ્યારે પોથી છોડીને જોયુ, તો પોતાના નામનુ ખતરસીદ જોયા હસ્તાક્ષર બરાબર ઓળખીને મનમા નવાઇ પામ્યા કહે છે કે આજે આનુ દેવુ આપ્યુ નથી છતા ઋણખત કોણ ફાડી લાવ્યુ ? પછી તે પોતાની પત્ની તથા પુત્રને આ બાબત પૂછવા લાગ્યો ફાટેલા ખતને બરાબર ચોટાડીને કહેવા લાગ્યા કે જેનુ છે તેને આ ઘડીએ જઇ આપી આવુ એમ કહીને સત્વર કાસેગામ ગયા ત્યા બજારમા તેમને તે પઠાણ મળ્યો તે પૂછે છે કે શા કામે અહીં આવ્યા છો ? આજે તમારો જૂનો ગુમાસ્તો આવ્યો હતો અને વ્યાજ સુદ્ધા લેણા દ્રવ્યની રકમ આપી ગયો છે અને કરજ ખત પાછુ લઇ ગયો છે વિસોબાએ વિસ્મય પામી કહ્યુ કે મને કઇ ખબર નથી પણ આજે પોથીમાથી અકસ્માત ખત મળી આવ્યુ મારી પાસે તો આપવા માટે દ્રવ્ય નથી અને કરજ ખત પણ પાછુ મારી પાસે આવ્યુ છે એટલે હું ઝટ તારી પાસે ખરી બીના શુ છે તે જાણવા આવ્યો છુ પ્રેમાળ ભક્તે આ પ્રમાણે કહ્યુ ત્યારે પઠાણે કહ્યુ કે ખોટી વાત છે, જેના દેખતા ઋણ ચૂકવ્યુ તે માણસને બોલાવી લાવો તેમણે

પણ તે જ વાત કરી. એટલે વિસોબાના મનમાં આશ્ચર્ય થયું. પછી તે સત્વર ઊઠીને પંઢરપુર ક્ષેત્રમાં ગયો અને પોતાના જૂના ગુમાસ્તાને બોલાવીને તેને સઘળી વાત પૂછી કે તેં કેવી રીતે મારું દેવું ચૂકવ્યું તે યથાર્થ રીતે મને કહી બતાવ. ગુમાસ્તો કહે છે કે પાંડુરંગના સોગન છે મને જરાપણ ખબર નથી. આ સાંભળતાં જ વિસોબા સમજી ગયા. તેમની આંખમાંથી અશ્રુપાત શરૂ થયો, તે કહે છે કે :—

હે કૃપાસાગરા જગજેઠી, મારે માટે તારે કષ્ટ વેઠવું પડયું એમ કહી તેણે દેવળમાં જઈ દેવના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા અને ગદ્‌ગદ્ કંઠ થયો. આ જોઇ રૂક્મિણીકાંત વિસોબાને કહે છે કે તારે ચિંતા કરવી નહીં. જે અનન્ય ભાવે મારું ચિંતન કરે છે તેનું યોગક્ષેમ હું સંભાળું છું. આ બાબતની સર્વને ખબર પડવાથી ગામના નરનારી આશ્ચર્ય પામ્યાં! પ્રેમાળ ભક્ત સંકટમાં પડે છે ત્યારે તત્કાળ ઘનનીળ તેના ઉપર પ્રસન્ન થાય છે, અને વેળાકવેળાનો વિચાર કર્યા વિના દીનદયાળ કૃપાળુ મદદ કરે છે.

આગળ સત્યયુગ, ત્રેતાયુગ, અને દ્વાપર યુગમાં સાક્ષાત્ દેવો પૃથ્વી ઉપર અવતાર લેતા હતા અને ભગવાન ભક્તોનું રક્ષણ કરતા હતા, એ કહેવામાં કંઈ નવાઇ નથી. આ કળિયુગમાં શ્રીપતિ પાષાણ મૂર્તિમાં બૌદ્ધરૂપે પ્રત્યક્ષ રહે છે અને લોકોને જુદી જુદી રીતે પ્રતીતિ આપે છે અને સંતોની કીર્તિ વધારે છે. તેથી પહેલાંના ત્રણ યુગો કરતાં કળિયુગનું મહાત્મ્ય અધિક છે એવું ભાગવતમાં શુકદેવજીએ કહ્યું છે. આ યુગમાં સાડાત્રણ ઘડીમાં વૈકુંઠનાયક નિજભક્તોને દર્શન આપે છે.

પણ એક અડચણ છે ભલા, ભક્ત જોઇએ ભાવિક ભોળા.
જેને લેશ સંકલ્પ મનમાં નહીં, તે સંશય રહિતજ પામે ભગવંત.

જેના અંતરમાં એમ થાય કે "કાર્ય થશે કે નહીં" એવા સંશયથી જે સેવા કરે તો તે પોતાના હિતનો વેરી થઇને હરિચરણથી દૂર થશે. શ્રી રૂક્મિણીકાંતના મનમાં એવી ઇચ્છા થાય છે કે મારા ભક્તને સંકટ પડે, પછી હું સત્વર દોડી જઇને તેની અદ્‌ભુત કીર્તિ વધારું. જેમ તરનારો નદીકિનારે બેસી ઇચ્છા કરે કે કોઇ ડૂબતો મારી નજરે પડે કે હું પાણીમાં કૂદી પડીને તેને સંકટમાંથી બહાર કાઢું. જેમ કોઇ દાનેશ્વરી સદાવ્રત શરૂ કરે ત્યારે રાતદિવસ તેને એવીજ ઇચ્છા થાય છે કે ક્યારે



## " પુનરાવર્તન "

હવે ગ્રંથારંભ જ્યાંથી થયો ત્યાંથી ફરીથી મનન કરશો.

પહેલાં શ્રીગણેશ સરસ્વતીને વંદન કરીને સદ્‌ગુરુચરણનું ચિંતન કર્યું. કળિયુગમાં ઘણાં પાપ થાય છે તેની ક્ષીરસાગરમાં શ્રીશેષશાયી ભગવાનને ખબર પડી. પછી ભક્તોને શ્રીલક્ષ્મીકાંત કહે છે કે તમે મૃત્યુ લોકમાં જન્મ ધારણ કરો. અને મારા નામનો મહિમા પ્રગટ કરીને સઘળાં માણસોને ભજન ઉપર પ્રીતિ ઉત્પન્ન કરો. એ પ્રથમ અધ્યાયનું નિરૂપણ સઘળા શ્રોતાઓએ શ્રવણ કર્યું.

બીજા અધ્યાયમાં જયદેવ સ્વામીને ચોરોએ દગો દીધો. પદ્માવતી સતીના પ્રાણ ગયા અને જગજીવને તેને સજીવન કરી તે પ્રસંગ સાંભળ્યો.

ત્રીજા અધ્યાયમાં પાપણના નંદીએ અન્નભોજન કર્યું તુળસીદાસના આશીર્વાદથી મૃતપ્રેત સજીવન થયું અને તેમને શ્રીરામદર્શન થયાં તે કથા સાંભળી.

ચોથા અધ્યાયમાં દામા શેટીને છીપદામાથી નામદેવ મળ્યા એમને આનંદ થયો. ગોણાઇની સાથે પંઢરીનાથે વાત કરી તે હકીકત સાંભળી.

પાંચમા, છઠ્ઠા અને સાતમા અધ્યાયમાં અયોનિસંભવ કબીર ભક્ત મોમીનને ઘેર ઉછરીને મોટા થયા. કબીરનાં શેલાં સારંગધર વણવા લાગતા હતા. તેમણે કૃપા કરી કબીરને સત્ત્વધીર બનાવ્યો. સંતો મહેમાન થઈ આવ્યા તેમને જમાડવા માટે કબીરે અર્ધી રાત્રે ચોરી કરી અને સ્વદસ્તે પુત્ર કમાલનું માથું કાપ્યું, પછી કમાલપ્રેતને રાજાએ શુળી ઉપર ચઢાવ્યું. ત્યાંથી ઉતારીને સંતોએ તેને ઝટપટ સજીવન કર્યો. દુર્જનોએ કબીરના નામથી દેશાવર આમંત્રણો મોકલ્યાં. ત્યારે તેને આંગણે મોટો વૈષ્ણવ મેળો થયો. આ સમયે અયોધ્યાનાથ કબીરને પ્રસન્ન થયા. કબીરનાં અગણિત રૂપ ધારણ કરી સર્વની સ્વાગતા કરી.

આઠમા અને નવમા અધ્યાયમાં જ્ઞાનેશ્વરના પિતા વિઠ્ઠલપંતનું ચરિત્ર છે. નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાનદેવ અને મુક્તાબાઈએ સન્યાસ ત્યજીને સંસારી થયેલા પિતાને ત્યાં અવતાર લીધો. તેઓને બ્રાહ્મણોએ ન્યાત બહાર મૂક્યા. પછી પૈઠણમાં જ્ઞાનેશ્વરે પાડાના મુખમાંથી વેદ બોલાવ્યા, મંત્રઆરાધના કરી પિતૃઓને બોલાવી જમાડયા; એવી અગાધ લીલા કરી બતાવી.

દસમા, અગીઆરમા, બારમા અને તેરમા અધ્યાયમાં જ્ઞાનદેવ પોતે નામદેવને સાથે લઈને પંઢરપુરથી તીર્થાટન કરવા માટે જાય છે. હસ્તિનાપુરમાં હરિકીર્તન કરતાં નામદેવે મૃત ગાય સજીવન કરી. તીર્થાટન કરતાં કબીરને ઘેર જાય છે. કબીરની પત્ની મોટી પતિવ્રતા છે તેને છળવા જતાં વાણીઆને ઘણો પશ્ચાતાપ થાય છે. પછી નામદેવ મારવાડ દેશમાં જાય છે ત્યાં તેમને ઘણી તૃષા લાગે છે. નામદેવની ભક્તિથી કૂવામાં પાણી ઉભરાય છે અને નામદેવ તરસ છીપાવે છે. દક્ષિણમાં તીર્થયાત્રા કરતાં અવઢા નાગનાથ મહાદેવનું દેવળ ફરી જઈ પૂર્વથી પશ્ચિમાભિમુખ થઈ ત્યાં નામદેવના કીર્તન સમક્ષ દ્વાર થાય છે. હવે નામદેવની યાત્રા પૂરી થતાં પંઢરપુર આવે છે ત્યાં તીર્થ કર્યા પછીની પૂર્ણાહુતિનું મહત્વ સમજાય છે. તે સમયે બ્રહ્મભોજન કર્યા પછી નામદેવ અને સંતમંડળી સાથે બેસીને પંઢરીનાથ જમે છે. તે જોઈ બ્રાહ્મણોએ દેવને ઓળખ્યા વિના કર્મઠપણાની ચર્ચા કરી દેવને પ્રાયશ્ચિત કરાવે છે.

ચૌદમો અધ્યાય ભાગવતના દશમ સ્કંધ જેવો શ્રેષ્ટ છે. અધોક્ષજ રૂક્ષ્મિણી માતાને કહે છે કે મારા ભક્તો મને ઘણા વહાલા છે. સત્યભામાએ નારદજી અને જગજીવનનો ભક્તો સાથેના સંબંધ બાબત ગુપ્તવાત પૂછી તાત્પર્ય જાણ્યું.

**તેવીસમા** અધ્યાયમાં ચોખામેળાનું વૃત્તાંત છે. જીવો અને તત્વો એ બે બ્રાહ્મણને કબીરના શિષ્ય થવા માટે નાતિ બહાર મૂકવાની કથા છે.

**ચોવીસમા** અધ્યાયમાં પદ્મનાભની કથા છે. તેણે 'શ્રીરામ' નામ કહેવડાવી શાહુકારની વ્યથા દૂર કરી. બીજી કથામાં કબીરે પોતાની પત્નિને વાણીઆને ત્યાં એક દિવસનું સંત માટે ભોજન કરવા અન્ન આપે તેટલા માટે વેચી હતી.

**પચીસમા** અધ્યાયમાં રાજા પીપાજી પશ્ચાતાપથી રાજ્ય ત્યજી દ્વારકાં જતા હતા. રસ્તામાં વાઘને રામ મંત્રથી ઉપદેશ કર્યો.

**છવીસમા** અધ્યાયમાં રોહિદાસ ભક્ત ચામડાની કોથળીમાં શાલીગ્રામ રાખતા. તેથી બ્રાહ્મણોએ ત્રાસ આપ્યો ત્યારે છાતી ચીરીને તેમાંથી જનોઇ બતાવી.

**સત્તાવીસમાથી ત્રીસમા** અધ્યાયમાં નરસિંહ મહેતાનું પાવન ચરિત્ર છે. તેને શંકર ભગવાને રાસમંડળનાં દર્શન કરાવ્યાં, પછી તેના પુત્રનું લગ્ન, હુંડી, પુત્રીનું મામેરું અને છેલ્લે ભગવાને હાર પહેરાવ્યો; તે કથા છે.

**એકત્રીસમા** અધ્યાયમાં રામદાસ બોડાણાની ભક્તિને વશ થઇ ભગવાન દ્વારકાંથી ડાકોર આવ્યા.

**બત્રીસમા** અધ્યાયમાં મથુરાંથી શ્રી જગજીવનની મૂર્તિ ચાલીને હરદ્વાર આવી.

**તેત્રીસમા** અધ્યાયમાં શ્રીપતિએ સુરદાસ ભક્તને મથુરામાં દર્શન આપ્યાં.

**ચોત્રીસમા** અધ્યાયમાં રૂક્મિણીવરે સેના નાવીનું રૂપ લઈ રાજાને નિજ સ્વરૂપનાં દર્શન કરાવ્યાં.

**પાંત્રીસમા** અધ્યાયમાં સાત્વિક રાજાએ પોતાનો હાથ કાપી નાખ્યો. તેથી જગજીવને પ્રસન્ન થઇ પહેલાંના જેવો કરી આપ્યો. બીજી કથા કર્માબાઇની છે, તેની ભક્તિ જોઇ પાષાણમૂર્તિએ ભોજન કર્યું.

**છત્રીસમા** અધ્યાયમાં સુરદાસ ભક્ત મદનમોહનની કથા છે. જન-જસવંતને પણ પાણીમાં ડૂબતાં શ્રી રઘુનંદને ઉગારી રાખી કૌતુક કર્યું હતું.

સાડત્રીસમા અધ્યાયમાં પ્રેમાળ ભક્ત રસિકમુરારે કાશીમાં ઉપદેશ કરીને રાજાને પણ ક્ષણમાત્રમાં વિદેહી બનાવ્યો.

આડત્રીસમા અધ્યાયમાં પ્રેમાળ ભક્ત મીરાંબાઈનું ચરિત્ર છે. તેને વિષ આપતાં અમૃત થયું તે સર્વ જાણો છો.

ઓગણચાળીસમા અધ્યાયમાં કાન્હોપાત્રાને પંઢરીનાથે પ્રસન્ન થઇ દર્શન આપી શરણે લીધો.

ચાળીસમા અધ્યાયમાં મામાજી પંતનું શ્રી રૂક્મિણીકાંતે રક્ષણ કર્યું.

એકતાળીસમા અધ્યાયમાં મૃત્યુંજયે કર્મઠ લિંગાયત બ્રાહ્મણોનાં લિંગ શ્વાનમુખથી પાછાં આવ્યાં.

બેતાળીસ અને તેંતાળીસ અધ્યાયમાં ભાનુદાસનો અશ્વ હાથમાં પકડી રાખીને શ્રીપતિ તેને મળ્યા. પંઢરપુરથી વિઠોબાની મૂર્તિ રાજા વિદ્યાનગર લઈ ગયા. ત્યાંથી ભાનુદાસ તે મૂર્તિ પાછી લઇ આવ્યા. ભાનુદાસને શૂળી ઉપર ચઢાવતાં શૂળીની ઝાડની ડાળી થઇ ઉપર પાન ફૂલ લાગ્યાં.

ચુંવાળીસમા અધ્યાયમાં બહીરંભટની શંકા દૂર કરવા તેને મારી નાખી નાગનાથે તરતજ નવો જન્મ આપ્યો અને તેનો સંશય દૂર કરી આત્મજ્ઞાની બનાવ્યો.

પીસ્તાલીસમા અધ્યાયમાં એકનાથનું આખ્યાન છે. જનાર્દન સ્વામીનાં દર્શને ગયો ત્યાં શ્રી દત્ત ભગવાનનાં દર્શન કરાવી પ્રસાદ આપ્યો.

છેંતાલીસમા અધ્યાયમાં દ્વારકાધીશે બાર વર્ષ સુધી એકનાથને ત્યાં રહી સેવા કરી અને તેને ખબર પડતાં જતા રહ્યા.

સુડતાલીસમા અધ્યાયમાં સાક્ષાત્ મારુતિનો અવતાર રામદાસ સ્વામીના કથા છે. તે લગ્નમાંથીજ નાસી ગયા અને પંઢરપુરમાં રૂક્મિણી-રમણે શ્રી રામરૂપે દર્શન આપ્યાં.

અડતાલીસમા અધ્યાયમાં તુકારામના વૈરાગ્યની કથા છે. હૃષિ-કેશીએ તેના કીર્તનમાં આવી શિવાજી મહારાજનું રક્ષણ કરી યવન સૈન્ય દૂર કર્યું.

ઓગણપચાસમા અધ્યાયમાં તુકારામે પત્નીને ઉપદેશ કર્યો અને ઉદારતા બતાવી પોતાનું ઘર બ્રાહ્મણોને લુટાવી દીધું.

**તેવીસમા** અધ્યાયમાં ચોખામેળાનું વૃત્તાંત છે. છવો અને તત્વો એ બે બ્રાહ્મણને કબીરના શિષ્ય થવા માટે નાતિ બહાર મૂકવાની કથા છે.

**ચોવીસમા** અધ્યાયમાં પદ્મનાભની કથા છે. તેણે 'શ્રીરામ' નામ કહેવડાવી શાહુકારની વ્યથા દૂર કરી. બીજી કથામાં કબીરે પોતાની પત્નિને વાણીઆને ત્યાં એક દિવસનું સંત માટે ભોજન કરવા અન્ન આપે તેટલા માટે વેચી હતી.

**પચીસમા** અધ્યાયમાં રાજા પીપાજી પશ્ચાતાપથી રાજ્ય ત્યજી દ્વારકાં જતા હતા. રસ્તામાં વાઘને રામ મંત્રથી ઉપદેશ કર્યો.

**છવીસમા** અધ્યાયમાં રોહિદાસ ભકત ચામડાની કોથળીમાં શાલીગ્રામ રાખતા. તેથી બ્રાહ્મણોએ ત્રાસ આપ્યો ત્યારે છાતી ચીરીને તેમાંથી જનોઇ બતાવી.

**સત્તાવીસમાથી ત્રીસમા** અધ્યાયમાં નરસિંહ મહેતાનું પાવન ચરિત્ર છે. તેને શંકર ભગવાને રાસમંડળનાં દર્શન કરાવ્યાં, પછી તેના પુત્રનું લગ્ન, હુંડી, પુત્રીનું મામેરું અને છેલ્લે ભગવાને હાર પહેરાવ્યો; તે કથા છે.

**એકત્રીસમા** અધ્યાયમાં રામદાસ બોડાણાની ભકિતને વશ થઇ ભગવાન દ્વારકાંથી ડાકોર આવ્યા.

**બત્રીસમા** અધ્યાયમાં મથુરાંથી શ્રી જગજીવનની મૂર્તિ ચાલીને હરદ્વાર આવી.

**તેત્રીસમા** અધ્યાયમાં શ્રીપતિએ સુરદાસ ભકતને મથુરામાં દર્શન આપ્યાં.

**ચોત્રીસમા** અધ્યાયમાં રૂક્મિણીવરે સેના નાવીનું રૂપ લઈ રાજાને નિજ સ્વરૂપનાં દર્શન કરાવ્યાં.

**પાંત્રીસમા** અધ્યાયમાં સાત્વિક રાજાએ પોતાનો હાથ કાપી નાખ્યો. તેથી જગજીવને પ્રસન્ન થઇ પહેલાંના જેવો કરી આપ્યો. બીજી કથા કર્માબાઇની છે, તેની ભકિત જોઇ પાષાણમૂર્તિએ ભોજન કર્યું.

**છત્રીસમા** અધ્યાયમાં સુરદાસ ભકત મદનમોહનની કથા છે. જનજસવંતને પણ પાણીમાં ડૂબતાં શ્રી રઘુનંદને ઉંચકી રાખી કૌતુક કર્યું હતું.

સાડત્રીસમા અધ્યાયમાં પ્રેમાળ ભક્ત રસિકમુરારે કાશીમાં ઉપદેશ કરીને રાજાને પણ ક્ષણમાત્રમાં વિદેહી બનાવ્યો.

આડત્રીસમા અધ્યાયમાં પ્રેમાળ ભક્ત મીરાંબાઈનું ચરિત્ર છે. તેને વિષ આપતાં અમૃત થયું તે સર્વ જાણો છો.

ઓગણચાળીસમા અધ્યાયમાં કાન્હોપાત્રાને પંઢરીનાથે પ્રસન્ન થઇ દર્શન આપી શરણે લીધો.

ચાળીસમા અધ્યાયમાં દામાજી પંતનું શ્રી રૂક્મિણીકાંતે રક્ષણ કર્યું.

એકતાળીસમા અધ્યાયમાં મૃત્યુંજયે કર્મઠ લિંગાયત બ્રાહ્મણોનાં લિંગ શ્વાનમુખથી પાછાં આવ્યાં.

બેતાળીસ અને તેંતાળીસ અધ્યાયમાં ભાનુદાસનો અશ્વ હાથમાં પકડી રાખીને શ્રીપતિ તેને મળ્યા. પંઢરપુરથી વિઠોબાની મૂર્તિ રાજા વિદ્યાનગર લઈ ગયા. ત્યાંથી ભાનુદાસ તે મૂર્તિ પાછી લઇ આવ્યા. ભાનુદાસને શૂળી ઉપર ચઢાવતાં શૂળીની ઝાડની ડાળી થઇ ઉપર પાન ફૂલ લાગ્યાં.

ચુંવાળીસમા અધ્યાયમાં બહીરંભટની શંકા દૂર કરવા તેને મારી નાખી નાગનાથે તરતજ નવો જન્મ આપ્યો અને તેનો સંશય દૂર કરી આત્મજ્ઞાની બનાવ્યો.

પીસ્તાલીસમા અધ્યાયમાં એકનાથનું આખ્યાન છે. જનાર્દન સ્વામીનાં દર્શને ગયો ત્યાં શ્રી દત્ત ભગવાનનાં દર્શન કરાવી પ્રસાદ આપ્યો.

છેંતાલીસમા અધ્યાયમાં દ્વારકાંધીશે બાર વર્ષ સુધી એકનાથને ત્યાં રહી સેવા કરી અને તેને ખબર પડતાં જતા રહ્યા.

સુડતાલીસમા અધ્યાયમાં સાક્ષાત્ મારુતિનો અવતાર રામદાસ સ્વામીની કથા છે. તે લગ્નમાંથીજ નાસી ગયા અને પંઢરપુરમાં રૂક્મિણી-રમણે શ્રી રામરૂપે દર્શન આપ્યાં.

અડતાલીસમા અધ્યાયમાં તુકારામના વૈરાગ્યની કથા છે. હૃષિ-કેશીએ તેના કીર્તનમાં આવી સિવાજી મહારાજનું રક્ષણ કરી યવન સૈન્ય દૂર કર્યું.

ઓગણપચાસમા અધ્યાયમાં તુકારામે પત્નીને ઉપદેશ કર્યો અને ઉદારતા બતાવી પોતાનું ઘર બ્રાહ્મણોને લુટાવી દીધું.

**પચાસમા** અધ્યાયમાં તુકારામની પત્નીએ તેના ખરડામાં શેરડીનો સાંટો મારતાં શાંતિ રાખી. વળી કરુણાભર્યો પત્ર લખી પંઢરપુર મોકલી, દેહુ ગામે પંઢરીનાથને બોલાવી પોતાને ઘેર દર્શન કર્યાં.

**એકાવનમા** અધ્યાયમાં નીંબરાજના કીર્તનમાં સુક્ષ્મરૂપ ધરી તેમના ખભા ઉપર ઊભા રહી ચમર કરતાં વાણિયણને દર્શન આપ્યાં.

**બાવનમા** અધ્યાયમાં તુકારામના કીર્તનમાં મશાલથી મંડપ સળગ્યો, તે બીજા ગામમાં શેખ મહંમદ કીર્તન કરતો હતો તેણે બુઝાવ્યો. તુકારામના અભંગનાં પુસ્તકો બ્રાહ્મણોએ નદીમાં નાખ્યાં, ત્યાંથી તેર દિવસે તે કોરાં જ પાછાં નીકળ્યાં.

**ત્રેપનમા** અધ્યાયમાં બોધલે પોતાનું ખેતર યાત્રિકોને લુંટાવી દીધું. તે તૂટેલાં ઠૂંઠાંમાં પંઢરીનાથે નવાં કણસલાં ઉગાડી અપાર અન્ન પેદા કરી આપ્યું.

**ચોપનમા** અધ્યાયમાં હાંસી કણબણને મોક્ષ આપ્યો અને મહારને ફજેત કર્યાની કથા છે.

**પંચાવનમા** અધ્યાયમાં ચાર સંતોનાં ચરિત્રો છે. ગણેશનાથે ઝાડને ઉપદેશ કર્યો. કેશવસ્વામીના કીર્તન વખતે પ્રસાદમાં સુંઠને બદલે વછનાગ ખાવા છતાં શ્રીપતિએ રક્ષણ કર્યું. ગોમાઇને નદી ઉતારી તેનાં પાનિયાં પ્રેમથી આરોગ્યાં. લતિબશાહનો પ્રેમ જોઇ રાધીકાના હાથનું પાન ચિત્રમાંના શ્રીકૃષ્ણે ખાધું.

**છપ્પનમા** અધ્યાયમાં સંતોબા પવારની ભક્તિ જોઇ, યાત્રાના માણસોને નદીના પૂરમાંથી કાચબાનું રૂપ ધરીને પાર લઈ ગયા. નીળોબાના ઘરમાં પુત્રીના લગ્નમાં બ્રાહ્મણ થઈ, સામગ્રી પૂરી પાડી. હરિભક્તોને યવનો ત્રાસ આપતા હતા. તેમની મારુતીએ મસ્જિદ તોડી ઉદ્ધવ ચિદ્દ્ઘનનો ઉત્સવ પૂર્ણ કરાવ્યો.

**સત્તાવનમા** અધ્યાયમાં વિસોબા શરાફનું પોતે ગુમાસ્તા બનીને ઋણ ચૂકવ્યું. એ સર્વ કથા શ્રોતાઓએ પ્રેમથી સાભળી છે.

આ છપ્પન દેશનો રાજહંસ ભક્તકથારૂપી મોતીનો હાર લઈને સત્તાવનમા માન સરોવરમાં ક્રીડા કરવા આવ્યો છે. સંસાર અને પરમાર્થ એ પાણી અને દૂધ ભેગાં થયેલાં જાણજો. તેમાંથી વિવેકરૂપી ચાંચથી દૂધ શોધી કાઢી સેવન કરજો. આ છપ્પન રત્નો જડીને બેસાડ્યાં છે અને તે

પાત્રથી વિઠ્ઠલપૂજા કરી છે. નિષ્કામ પ્રેમાળ ભકતો એ તુળસીની કોમળ મંજરીઓ છે, તેની માળા ગૂંથીને દીનદયાળની પૂજા કરી છે. આ છપ્પન દેશના નિર્મળ આરસ છે અને સત્તાવનમું ઉત્તમ સ્થળ છે ત્યાં તે આરસનું દેવળ બન્યું છે અને તેમાં ઘનનીળને પધરાવ્યા છે.

આ દેશમાં બીજા ઘણાયે સંત, વૈષ્ણવ, મહંત, ભકતો પ્રગટ થયા હતા. તે છૂટાં છૂટાં ફૂલો લઈને પુષ્પાંજલીથી શ્રી વિઠ્ઠલને અર્પણ કર્યાં છે. જેમણે શ્રીહરિને પ્રસન્ન કર્યા હતા તેઓનાં નામઃ ભર્તુહરિ, જાલંધર, સદાનંદ, શંકરાચાર્ય, ગોપીચંદ રાજા, હીરાસિંહ, માલુકદાસ, કબીરગંગ, ચર્પટીનાથ, ચોરંગીનાથ, ધનો જાટ, બાજીદખાન બાબા, નાનકસદન, નરસિંહ ભારતી, નારાયણ, અચ્યુતાશ્રમ, હવસી, અવગઢ, મુકુંદરાજ, (આ ભકતે વિવેકસિંધુ નામે અધ્યાત્મ ગ્રંથ લખ્યો હતો.) કૃષ્ણભટ, યાજ્ઞવલ્કય, કૃષ્ણદાસ, મુદ્‌ગળ, કાન્હા, હરિદાસ, નામા પાઠકી, લોલીંબરાજ, ચાંદબોધલા, શેખ ફરીદ, શેખહુસેન, નરહરી, જયરામ, માલોપંત, નરસિંહ સરસ્વતી, એકલીંગ મરાળસિદ્ધ, સુમતિ કમળાકર રેણુકાનંદ, શ્રીપતિ, દાસોપંત, માધવદાસ, પ્રહ્‌લાદ બડવા, બાપુજીપંત એ પણ દેવને વહાલા હતા. ગોસાવીનંદન સ્વામી, વામન, ગીરીબાઇ ચીન્મયનંદન વિશ્વલિંગ, અંતોબા, ભગવંત ભટ, વિઠ્ઠલ પુરંદર, મૈનાવતી, લાલન ખોજી, પરમાનંદ, દાદુ પીંજારી, પૂર્ણાનંદ અને બહિણાબાઇની પ્રેમ કવિતા સાંભળી ગોવિંદ પરમાનંદ થઇ નાચતા હતા. ગ્રંથોમાં હરિવિજય, રામવિજય અને પાંડવપ્રતાપ મોટા છે. શ્રીધરસ્વામી નાઝરેકર પંઢરપુરનિવાસી, શીવરામ ગોસાવી પૈઠણકર, નારાયણ નીંબયાના પુત્રનો કીર્તનગજર સાંભળી રૂક્મિણીવરને સંતોષ થતો. તુકારામનો બંધુ કાન્હયા અને નાનો પુત્ર નારાયણ સંસારત્યાગ કરીને દ્વારકા ગયા હતા. બોધલા પાટીલનો પૌત્ર ભગવંત બાબા તેમજ પૈઠણકર નરોબા બાબા દેવપ્રેમથી કીર્તનમાં અખંડ આનંદ આપતા હતા. આનંદ, તનય જનસમાજમાં પ્રસિદ્ધ હતા. રઘુપતિ શેષ પૂર્ણ જ્ઞાની હતા, જેનું કીર્તન કાને સાંભળી અતિ મૂઢ જ્ઞાની થયા હતા. સીંદુરવારીઓમાં મધ્વ મુનીશ્વર મોટા ભકત હતા. જેની કવિત્વ શકિતથી સારંગધર વશ થયા હતા. શંકરજી બાબા શીઉરકરનું કીર્તન ઘણું લાંબુ ચાલતું. પોતે સિદ્ધાંત જ્ઞાની અને અતિ ઉદાર હતા. પણ પાખંડી ઉપર સિંહની જેમ ગર્જના કરતા. અમૃતરાય પ્રેમાળ ભકત હતા, જેમનું કવિત્વ રસાળ હતું. તે સાંભળતાં નિંદા કરનારનું મન દ્રવી જતું. એવા અનેક સંત

પ્રેમાળજનો આ ભારત ભૂમિ ઉપર થયા હતા. જેને ઇશ્વરકૃપાનું વરદાન મળ્યું હતું. તે સર્વના ચરણમાં મારા સાષ્ટાંગ નમસ્કાર છે. મોરેશ્વરબાબા તાંબવેકર ભાગવત ધર્મમાં ઘણા તત્પર હતા તેમને પણ પ્રણામ છે. જેજે અંતરમાં એકનિષ્ટા ધરીને પંઢરીના વારકરી થયા તેવા પ્રેમાળ ભક્તોના ચરણમાં મારા સાષ્ટાંગ નમન છે. જેમણે પ્રેમ ઉલ્લાસ ધરીને પંઢરપુરમાં વાસ કર્યો તે ક્ષેત્રવાસી નિજભક્તોને મારા સાષ્ટાંગ નમન છે.

### નમન પછી મનન પછી અમન.

હજુ આગળના જમાનામાં બીજા અનેક વૈષ્ણવ ભક્તો ગુપ્ત અથવા પ્રગટ રીતે અવતાર લેશે. તેમના ચરણમાં મારા સાષ્ટાંગ પ્રણામ છે. ઇશ્વર પરમાત્માની વિભૂતિ અસંખ્ય છે. બુદ્ધિથી તેની ગણતરી થઇ શકે નહીં. જેમ પૃથ્વી ઉપર અંકુરો ફૂટતાં દેખાય છે તેની કદી ગણતરી થઇ શકે જ નહીં. સાગરમાં મોજાંતરંગ અનેક થાય છે તેની પણ ગણત્રી થાય નહીં. માટે આ લીલાનાટકી રૂક્મિણીકાંતની લીલા અદ્દભુત છે તેનો કોઈ પાર પામી શકે નહીં. રૂક્મિણીકાંત પોતે જ દેવ થયા અને પોતે જ ભક્ત થયા તેમનાં દર્શન થતાં સઘળા સંતોના દર્શન થયાં છે તેમ જાણજો. જેમ સાગરનાં દર્શન કરતાં સઘળી નદીઓનાં જળનાં દર્શન થયાં ગણાય. જેમ સૂર્યને નમન કરતાં સઘળાં કિરણોને નમન કર્યાં, દર્શન કર્યાં; એમ કહેવાય. જેમ પીપળાને પ્રદક્ષિણા કરી એટલે તેની સર્વ ડાળીઓ અંદર આવી ગઇ. તેવી જ રીતે વૈકુંઠનાયક અને ભક્તમાં જુદાપણું નથી. જેમ ગળપણ અને સાકર જુદાં પડી શકતાં નથી તેવી જ રીતે નિજભક્ત અને ભીમાતીર નિવાસી જુદા નથી એ નક્કી જાણજો. આ બંનેની કૃપાથી ભક્તવિજયનું નિર્માણ થયું છે અને તેના શ્રવણ માત્રથી શ્રોતાઓના સર્વ મનોરથ પૂર્ણ થાય છે.

જે ભક્તવિજયનુ અખંડ પઠન કરે,
તેને પ્રગટે જ્ઞાન અતિ અદ્દભુત;
પંઢરીનાથ કૃપા કરે તેની ઉપરે
પોતે દર્શન આપે તેને ઘડી ઘડી.

જે કોઈ તેના ઘરમાં આ ભક્તવિજય ગ્રંથનો સંગ્રહ કરે છે તેના ઘરમાં વિઠ્ઠલકૃપાથી કદી વિઘ્ન આવતું નથી. સુદર્શન ચક્ર તેનાં વિઘ્નો નાશ કરે છે એવો નિશ્ચય અંતરમાં દ્દઢ કરજો. આ ગ્રંથમાં એજ કથન છે કે

ભકતોને જગજીવન પ્રસન્ન થયા, તેથીજ શ્રોતાઓનું અને વકતાઓનું રૂક્મિણીરમણ રક્ષણ કરે છે. કળિયુગના સંતોનાં ચરિત્રો સાંભળીને ટીકા કરનારે તેને સામાન્ય ગણવો નહીં, સત્યયુગ, દ્વાપરયુગ અને ત્રેતાયુગમાં મોટા મોટા મુનિઓ વર્ણન કરતા હતા. કળિયુગ આવતાં સુરવરોને ઘણો આનંદ થયો કારણ કે સાડાત્રણ ઘડી ધ્યાન ધરતાંજ વૈકુંઠનાથનાં દર્શન થાય છે. એટલામાં નારદમુનિએ કૌતુક કર્યું અને એક હાથે જીહ્વા અને બીજે હાથે લિંગને સ્પર્શ કર્યો. સર્વ દેવોને આશ્ચર્ય થયું અને તેમને તેમ કરવાનો અર્થ પૂછવા લાગ્યા. ત્યારે નારદજી કહે છે કે કળિયુગમાં આ બંને ત્યજે તેનેજ વૈકુંઠનાથ મળી શકશે. આવો પ્રકાર સાંભળી સુરવરને મનમાં ઘણી ચિંતા થઈ. એટલે નારદજીએ કહ્યું કે કળિયુગમાં જે વૈષ્ણવ ભકતો થશે તેમનાં ચરિત્રો જે સાંભળશે તેમને વૈકુંઠપતિનાં દર્શન થશે. નારદજીએ આ પ્રમાણે ખુલાસો કર્યો ત્યારે દેવોને પૂરેપૂરો આનંદ થયો અને કહેવા લાગ્યા કે આ ટૂંકુ સાધન અમને પસંદ પડયું છે તેથીજ મહર્ષિ-ઓને તથા ઈંદ્રાદિક દેવોને પણ ભકતચરિત્ર પાવન કરે છે. ચિકિત્સકોએ આવાં વચન સાંભળીને મનમાં સંશય કરવો નહીં. જેવી રૂક્મિણીવરે આજ્ઞા કરી તેટલાજ અક્ષરો આ ગ્રંથમાં લખ્યા છે. વાજીંત્ર વગાડનાર જેવી ફૂંક મારે છે તેવોજ તે વાજીંત્રમાંથી અવાજ આવે છે. ખેતરમાં બીજ રોપ્યાં છે પણ તેને અંકુર ફૂટવાં તે પાણી મળ્યા ઉપર આધાર રાખે છે. જેમ મંડપમાં દોરી બાંધીને લટકાવેલી ઢીંગલીનો નાચ તેના સૂત્રધાર ઉપર આધાર રાખે છે તે પ્રમાણે આ ભકતવિજય ગ્રંથના લખાણ માટે બુદ્ધિદાતા શ્રી રૂક્મિણીપતિ છે. તેમણે મારી બુદ્ધિને પ્રકાશ આપી પોતાની ઇચ્છા પ્રમાણે આ ગ્રંથનું લખાણ કરાવ્યું છે. શકે સોળસેચોરાશી, ચિત્રભાનુ નામ સંવત્સર, વૈશાખવદી ૧૨ તિથિએ આ ગ્રંથ પ્રથમ લખાયો. પ્રવરાની દક્ષિણે તાહારાબાદ ગામ પાંચ કોસ દૂર છે તે સ્થળે આ અતિસુરસ ભકત વિજય ગ્રંથનો અવતાર થયો હતો.

હવે મારી છેવટની વિનંતી પંઢરીનાથ સાંભળજે. તુંજ શ્રોતા અને તુંજ વકતા નિજકૃપાથી આ ગ્રંથનું રક્ષણ કરજે. તું અખિલ અવિનાશી જગદ્ગુરુ, માયાથી પર, સર્વેશ્વર, નિરાધારનો આધાર, આ દાસને ભવપાર ઉતારજે. ભકતોએ જે ઇચ્છા કરી તે તે સર્વ તત્કાળ તેં પૂરી કરી છે. તેઓનો નિર્મળ પ્રેમ જોઈને હૃદયકમળમાં સ્થાન આપ્યું છે. કોઇએ માગ્યું આત્મજ્ઞાન અને કોઇએ માગ્યો મોક્ષ (સાયુજ્યસદન) પણ મારા

મનમાં તો એવી ઇચ્છા થાય છે કે હું હંમેશાં હરિગુણ વર્ણન કરતો રહું. કોઈ બેસા વજ્રાસને તો કોઈ બેઠા વૈકુંઠભુવનમા, પણ હું તો તારા દાસ ભક્તોના કીર્તનમાં સપ્રેમ લીન થયો છું.

હરિના ભક્ત તો મુક્તિ ન માગે
માગે જન્મ જન્મ અવતાર રે.

કે જેથી જન્મો જન્મ હરિગુણ ગાવાનો લાભ મળ્યા કરે. મનમાં પ્રેમભાવ લાવીને તારા દાસની સ્તુતિનું વર્ણન કરવું એજ મારા માટે તો યોગ્ય છે અને હું પ્રેમથી નિરંતર એટલું જ માગું છું.

સ્વસ્તિ શ્રી ભક્તવિજય ગ્રંથ સાંભળતાં શ્રી જગન્નાથ સંતોષ પામશે. પ્રેમાળ ભાવિક ભક્તોએ આ સત્તાવનમો રસાળ અધ્યાય સાંભળ્યો.

॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥

॥ ઇતિ શ્રી ભક્તવિજય ગ્રંથ સમાપ્ત ॥

॥ શુભં ભવતુ ॥

નકો ખેદ કરૂં કૌશલ્યા ગોષ્ટી ચા
પતિ લક્ષુમીચા સર્વ જાણ તસે.
આવડીને ભાવે હરીનામ ઘેસી
તુઝી ચીંતા ત્યાસી સર્વ આહે.
સકળ લોકાંચી કરી તો સંભાળ
તુજ મોકલીલ ઐસે કદી નાહીં.
જૈસી સ્થિતિ આહે તેશા પરી રાહે
કૌતુક તું પાહે સંચીતા સે.
એકા જનાર્દની ભોગ પ્રારબ્ધાચા
શ્રીહરી કૃપે ત્યાચા નાશ ઝાલા

ૐ શાન્તિઃ શાન્તિઃ શાંતિઃ

# શ્રી સદ્‌ગુરુ ભાઉસાહેબ મહારાજ ઉમદીકરનો પરિચય

શ્રી ભક્તવિજયના મૂળ ગ્રંથમાં જે ચરિત્રો વર્ણવ્યાં છે તે અઢીસોથી ત્રણસો વર્ષ પહેલાં થઇ ગયેલા સંતોનાં છે. આત્મજ્ઞાની થઈને પૂર્ણ બ્રહ્મસ્થિતિએ પહોચેલા આ સંતોની પરંપરા મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં એક સરખી રીતે ચાલુ રહી છે અને તેઓ થકી હજારો ભક્ત અને ભાવિક સજ્જનોના ઉદ્ધારનું કાર્ય થયું છે અને આજે પણ ચાલુ છે. આ ગ્રંથમાં ચાલુ જમાનાના ત્રણ સંતોનાં ચિત્રો આપ્યાં છે. તેમાંથી એક શ્રી ભાઉસાહેબ મહારાજ ઉમદીકર, જે થોડાક સમય પહેલાં કાળ કરી ગયા, તેમનું ચરિત્ર અહીં ટૂંકમાં આપવામાં આવ્યું છે. મહારાજના હજારો શિષ્યો આજે પણ મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં સાધન માર્ગ બતાવી જગદ્દ્‌દ્ધારનું કાર્ય કરી રહ્યા છે. તેમના બે મુખ્ય શિષ્યોમાંથી પહેલા શ્રી સદ્‌ગુરુઅંબુરાવ મહારાજ થઇ ગયા. સર્વસંગ પરિત્યાગ કરીને હીચગિરિ મઠમાં તીવ્ર સાધન કરતા હતા. મહારાજે પોતાની હયાતિમાં તેમને ઉપદેશ આપવાનો અધિકાર આપ્યો પણ તેમણે કહ્યું કે જ્યાં સુધી મહારાજ છે ત્યાં સુધી હું તેમનો દાસાનુદાસ કેવી રીતે અધિકારી થઈ શકું? મહારાજના નિર્વાણ પછી પોતે જીવ્યા ત્યાં સુધી મઠમાં રહીને ઉપદેશકાર્ય કર્યા કર્યું. નિર્વાણ પહેલાં પોતે વીજાપુર ગયા હતા અને ત્યાં દેહ મૂકયો. પણ તેમના દેહને હીચગિરિ મઠમાં લાવી સમાધિસ્થ કર્યા. મહારાજના બીજા મહાન શિષ્ય શ્રી રામભાઉ ગનડે પહેલાં પુનાની ફર્ગ્યુસન કોલેજમાં પ્રોફેસર હતા. પછી અલ્હાબાદ યુનિવર્સિટિના વાઇસ ચાન્સેલર થયા હતા. ત્યા દુપટ્ઘાટ આગળ અધ્યાત્મ મંદિર સ્થાપ્યું અને ઉત્તર હિંદુસ્તાનમા શ્રી ભાઉસાહેબ મહારાજની કીર્તિ વધારી. તેમણે સંત વાઙ્‌મય અને તત્ત્વજ્ઞાન ઉપર અનેક ગ્રંથ લખ્યા છે. રાષ્ટ્રપતિભવનમાં અધ્યાત્મજ્ઞાન ઉપર પ્રવચન કર્યું હતું તેનું ટેઈપ રેકોર્ડીંગ કરવામાં આવ્યું છે. તેમણે હમણાં થોડા વખત ઉપર જ સમાધિ લીધી છે. તેમનો મઠ તથા સમાધિ શોલાપુર પાસે નિંબાળમાં છે અને ત્યાં સાધન કાર્ય હજુ ચાલુ છે.

નવનાથ ભક્તિસાર નામે મહારાષ્ટ્ર ભાષામાં એક મહાન ગ્રંથ પ્રસિદ્ધ થયો છે. તેના ૨૪, ૩૫ અને ૩૬મા અધ્યાયમાં શ્રી રેવણનાથ સિદ્ધનું

ચરિત્ર વર્ણન કરેલું છે. શ્રી ભાઉસાહેબ મહારાજે જે ઉમદી સંપ્રદાય ચાલુ કર્યો છે તે રેવણનાથથી પાંચમી ગાદીએ આવેલા છે. બ્રહ્મદેવના બિંદુમાંથી અઠયાશીહજાર ઋષિ ઉત્પન્ન થયા. તેમાંથી કોઇ બિંદુ રેવા (નર્મદા) નદીમાં પડયું. તેમાં ચમસ નારાયણે સંચાર કરી અવતાર લીધો. રેવા નદીમાં અવતર્યા તેથી રેવણનાથ નામ પડયું. એક સમયે રેવણનાથ ખેતરમાં કામ કરતા હતા ત્યારે શ્રી દત્તાત્રેય તેમને મળ્યા અને તે મહિમા સિદ્ધિ આપી પછી મત્સ્યેંદ્રનાથ તેમને મળ્યા. તે તેમને ગીરનાર પર્વત ઉપર શ્રી દત્તના સ્થાનમાં લઈ ગયા. ત્યાં લઇ જઇ શ્રી રેવણનાથને આત્મજ્ઞાનમાં પારંગત કર્યા. તેનું વિગતવાર વર્ણન નવનાથ ભક્તિસાર ગ્રંથમાં છે. શ્રી રેવણનાથની પરંપરા આ પ્રમાણે છે.

રેવણનાથ, મરળસિદ્ધ, કાડસિદ્ધ, નારાયણ,
મહારાજ નીંબરગી, રઘુનાથપ્રિય સાધુ ઉમદી,
શ્રી સદ્‌ગુરુ ભાઉસાહેબ મહારાજ ઉમદીકર.

શ્રી ભાઉસાહેબ મહારાજનો જન્મ રામનવમી, શકે ૧૭૬૫ને દિવસે થયો હતો. અટક દેશપાંડે દેશસ્થ બ્રાહ્મણ અને ઉમદી ગામના વતનદાર હતા. તેમના બે ભાઇ નાનાસાહેબ અને દાજીબા નામે હતા. તે બન્નેએ શ્રી રઘુનાથ પ્રિય સાધુ પાસે દીક્ષા લીધી હતી. શ્રી ભાઉસાહેબ મહારાજને નાનપણમાં નિર્ગુણ ઉપાસના ઉપર શ્રદ્ધા નહોતી. તેથી બંને ભાઇઓ ગુરુસેવા કરતા તે ખોટી માનતા. સગુણ ઉપાસના ઉપર તેમને શ્રદ્ધા હતી. તેથી તે નિયમિત મારુતિની પૂજા કરતો. આ હનુમાનજીના દેવળમાં શ્રી રઘુનાથ પ્રિય સાધુ દર્શન માટે આવતા હતા. તેમણે ભાઉસાહેબ મહારાજને જોયા. તે સમયે તેમની ઉંમર સોળ વર્ષની હતી. સાધુના સમજવામાં આવ્યું કે આ છોકરો મહાન સંતપુરૂષ થઇને જગતમાં ઉદ્ધાર કાર્ય કરશે. તેથી તે સાધુએ પોતે દેવળમાં જઇ ભાઉસાહેબને નમસ્કાર કરવા લાગ્યા. આ પ્રકારથી ભાઉસાહેબનું મન તે સાધુ તરફ વળ્યું પછી ભાઉસાહેબને લઇને તે સાધુ પોતાના ગુરુ નારાયણ મહારાજ પાસે નીંબરગી લઈ ગયા. ગુરૂએ આગળનું ભવિષ્ય જોઇને તે સાધુનેજ કહ્યું કે તમે ભાઉસાહેબને દીક્ષા આપો. આવી આજ્ઞા થતાં જ રઘુનાથ પ્રિય સાધુએ ભાઉ સાહેબને દીક્ષા આપી ત્યારપછી ભાઉસાહેબ નિત્યનેમ કરતાં પોતાનો ઘરસંસાર વ્યવસ્થિત રીતે ચલાવતા હતા. તુકારામ મહારાજે કહ્યું છે કે :—

હવે મહારાજ ભાઉસાહેબનું સાધનકાર્ય વધતું ગયું તેમ તેમ વૈરાગ્યબળ પણ વધતું ગયું. એક સમયે પોતાના ગુરુ સમક્ષ સાધન કાર્ય કરતાં એક ભમરો આવી પગે કરડવા લાગ્યો. પણ મહારાજ જરા પણ હાલ્યા ચાલ્યા નહીં. જંગલમાં પણ નિત્યનિયમ સમયે સાપ, વીંછી પાસે આવે અને કદી શરીર ઉપર ચઢી જાય તો પણ બીક રાખ્યા વિના પોતાનું કાર્ય કરતા. વરસાદ કે તડકાની કે નિદ્રાની પરવા કર્યા વિના અઢાર વર્ષ ઉભા રહીને સખત તપશ્ચર્યા કરી. દર ગુરુવારે પોતાના ગુરુને ત્યાં જઈને સર્વ રીતે સેવા કરતા. જેઠા ઉંચકતા, ગમે તે કામ કરતાં સારું નરસું મનમાં લાવતા નહીં. ગુરુ શ્રી રઘુનાથ પ્રિયે પોતાના નિર્વાણ સમયે ભાઉસાહેબને કહ્યું કે હવે પછી તારે પરમાર્થ કાર્ય ચાલુ રાખવાનું છે.

ગુરુએ સમાધિ લીધા પછી ભાઉસાહેબ મહારાજને કંઈ ચેન પડતું નહોતું. પાર્થિવ શરીર છોડવું જોઈએ અને ગુરુઆજ્ઞા પ્રમાણે કાર્ય થવું જોઈએ તે વિચારે પોતાનું સઘળું લક્ષ સાધન માર્ગ ઉપર કેંદ્રીત કર્યું. ગામેગામ ફરવું, સવારમાં ભજન, બપોરે પોથીવાચન, રાત્રે ભજન પછી શંકાસમાધાન એમ કાર્ય શરૂ કર્યું. મહારાજે પંઢરીનાથની પ્રતિજ્ઞા લીધી કે શ્રી સદ્‌ગુરુનું દેવળ બંધાવી કીર્તિ વધારીશ ત્યારે જ પંઢરપુર આવીશ અને દંડવત્ પ્રણામ કરીશ. અને તે પ્રણામે દેવળ બંધાયું અને સમુદાય વધતો ગયો. આવનાર માણસનો ભાવ જોઇ તેનો યોગ્ય સત્કાર કરતા. શ્રીમંત માટે માન અને ગરીબ એટલે અવગણના એવું તેમની પાસે નહોતું. પરમાર્થ સાધનમાં જાતિ, વર્ણ, ધર્મ એવું કંઈ પણ મનમાં લાવતા નહોતા. આ માટે કહેવત છે કે–

પરમાર્થમાં નથી નાના કે મોટા, કે નથી વિદ્યાધન વર્ણ વિચાર,
પણ પ્રપંચમાં રહી જેના તેના સંબંધી કરે વિચાર.
પ્રપંચમાં જાણી શકે પૃથક્કરણ, પરમાર્થે જાણે એકીકરણ,
અંત્યજ ગુરુ બંધુ હોય તો પણ, પ્રેમે ભેટે એક બીજાને.

નકામો વાદવિવાદ કરવા માટે કોઈ આવે તેને મહારાજ પોતે જ નમસ્કાર કરતા અને વાદ કરતા નહીં. જો કોઇ પરમાર્થ વિષયની ઇચ્છાવાળો આવે તેને તત્કાળ અનુભવ આપતા. અને આગળ માર્ગદર્શન કરતા પોતે કોઈ પણ શિષ્ય પાસે આર્થિક માગણી કરતા નહીં કે કોઈ ચીજ વસ્તુ પણ માગતા નહીં. સેંકડો લોકોની અડચણો મહારાજની કૃપાથી દૂર થઇ હતી. વ્યાધિગ્રસ્તને માત્ર નામસ્મરણ કરાવતાં જ સારું થઇ જતું.

સામાન્ય માણસોના મનમાં એવી કલ્પના હોય છે કે ચમત્કાર વિના સાધુ નહીં. જ્યાં ચમત્કાર ત્યાં નમસ્કાર. પણ મહારાજ કહેતા કે અરે! હું તો ભરવાડ છું. મને વેદ, વ્યાકરણ કંઈ આવડતું નથી. પણ જે જે ભાગ્યશાળી પુરૂષો મહારાજના સહવાસમાં આવ્યા તે સર્વને સમજાયું કે મહારાજ ખરેખરા જ ભરવાડ છે. ઘેટાં જેવાં હજારો અજ્ઞાન માણસો સંસારમાં છે. ખાવાપીવાની વાસના તૃપ્ત કરીને દિવસ ગુજારતા અનેકજનો કે જેને સ્વતંત્ર રીતે મોક્ષ માર્ગ જડતો નથી તેવા મૂઢ, ઘેટાં જેવા માણસોને ખરો કલ્યાણ માર્ગ બરાબર રીતે સમજાવનાર આ ભરવાડ મહારાજને ખરેખર ધન્ય છે! મહારાજ કહેતા કે જ્ઞાની થવાથી સિદ્ધિરૂપી દોષ લાગુ પડે છે. પણ તે કૃપાળુ ગોવિંદ ભક્તો માટે કરે છે. તેથી તેમને દોષ લાગતો નથી. ખરા સંતો મહંતપણું કરતા નથી તે છતાં સર્વત્ર તેમનો પ્રભાવ પડે છે અને ચમત્કાર થાય છે કારણ કે તે હંમેશાં પુણ્ય માર્ગે ચાલે છે.

મહારાજ કહેતા કે હું ચમત્કાર કરતો નથી. પણ તેમના શિષ્યોને અને તેમને માનનારાઓને તેમના પ્રભાવનો હર ઘડીએ અનુભવ થતો હતો. તે કહેતા કે જે કોઇ પુણ્ય માર્ગે ચાલે છે તેવા સંતો ઉપર પ્રત્યેક ઘડીએ વિઠોબાની રક્ષા હોય છે. તે ભક્તવત્સલ ગોવિંદ કૃપાળુ, ભક્તોની આગળ આગળ જઇને તેઓનું કામ કરે છે.

આગળ જેમનો ઉલ્લેખ કર્યો છે તે શ્રી પ્રો. રામભાઉ રાનડે જેમને છેલ્લાં પંદરેક વર્ષથી લોકો ગુરુદેવ કહે છે તે પોતાના બાળપણમાં અશક્ત હતા. તેમની પાડોશમાં આ ચરિત્ર લેખકના પિતા રહેતા હતા. તેમણે મહારાજનો અનુગ્રહ બાળપણમાં જ લીધો હતો. શ્રી રાનડે ગુરુદેવનું બાળપણનું ક્ષયપીડિત શરીર જોઇ તેમની માતાને રાત્રીદિવસ ચિંતા થયા કરતી. તેમની આઠ વર્ષની ઉંમરે તેમને મહારાજના ચરણમાં મૂકી માતાએ તેમનો આશીર્વાદ માગ્યો. મહારાજે કહ્યું તું કાળજી કરીશ નહીં. આ છોકરો મોટો ભાગ્યશાળી અને સત્પુરૂષ થવાનો છે. તેને ભજન તથા સપ્તાહમાં બેસાડજે. નામસ્મરણ નિત્યનિયમ પ્રમાણે કરવું બીજી ચિંતા કરવી નહીં. તે બાળક પ્રોફેસર થઇને પછી યુનિવર્સિટિના વાઈસચાન્સેલર થયા. તેમનું રાષ્ટ્રપ્રમુખ શ્રી રાજેંદ્રપ્રસાદ અને શ્રી રાધાકૃષ્ણે પણ ગુરુદેવ કહીને ગૌરવ કર્યું છે. તે હજારો લોકો જાણે છે. એક સમયે શ્રી રાધાકૃષ્ણે કહ્યું હતું કે ગુરુદેવ રાનડે સાક્ષાત ઈશ્વર સાથે

હવે મહારાજ ભાઉસાહેબનું સાધનકાર્ય વધતું ગયું તેમ તેમ વૈરાગ્યબળ પણ વધતું ગયું. એક સમયે પોતાના ગુરુ સમક્ષ સાધન કાર્ય કરતાં એક ભમરો આવી પગે કરડવા લાગ્યો. પણ મહારાજ જરા પણ હાલ્યા ચાલ્યા નહીં. જંગલમાં પણ નિત્યનિયમ સમયે સાપ, વીંછી પાસે આવે અને કદી શરીર ઉપર ચડી જાય તો પણ બીક રાખ્યા વિના પોતાનું કાર્ય કરતા. વરસાદ કે તડકાની કે નિદ્રાની પરવા કર્યા વિના અઢાર વર્ષ ઉભા રહીને સખત તપશ્ચર્યા કરી. દર ગુરુવારે પોતાના ગુરુને ત્યાં જઈને સર્વ રીતે સેવા કરતા. જોડા ઉંચકતા, ગમે તે કામ કરતાં સારું નરસું મનમાં લાવતા નહીં. ગુરુ શ્રી રઘુનાથ પ્રિયે પોતાના નિર્વાણ સમયે ભાઉસાહેબને કહ્યું કે હવે પછી તારે પરમાર્થ કાર્ય ચાલુ રાખવાનું છે.

ગુરુએ સમાધિ લીધા પછી ભાઉસાહેબ મહારાજને કંઈ ચેન પડતું નહોતું. પાર્થિવ શરીર છોડવું જોઇએ અને ગુરુઆજ્ઞા પ્રમાણે કાર્ય થવું જોઇએ તે વિચારે પોતાનું સઘળું લક્ષ સાધન માર્ગ ઉપર કેંદ્રીત કર્યું. ગામેગામ ફરવું, સવારમાં ભજન, બપોરે પોથીવાચન, રાત્રે ભજન પછી શંકાસમાધાન એમ કાર્ય શરૂ કર્યું. મહારાજે પંઢરીનાથની પ્રતિજ્ઞા લીધી કે શ્રી સદ્ગુરુનું દેવળ બંધાવી કીર્તિ વધારીશ ત્યારે જ પંઢરપુર આવીશ અને દંડવત્ પ્રણામ કરીશ. અને તે પ્રણામે દેવળ બંધાયું અને સમુદાય વધતો ગયો. આવનાર માણસનો ભાવ જોઇ તેનો યોગ્ય સત્કાર કરતા. શ્રીમંત માટે માન અને ગરીબ એટલે અવગણના એવું તેમની પાસે નહોતું. પરમાર્થ સાધનમાં જાતિ, વર્ણ, ધર્મ એવું કંઈ પણ મનમાં લાવતા નહોતા. આ માટે કહેવત છે કે–

> પરમાર્થમાં નથી નાના કે મોટા, કે નથી વિદ્યાધન વર્ણ વિચાર,
> પણ પ્રપંચમાં રહી જેના તેના સંબધી કરે વિચાર.
> પ્રપંચમાં જાણી શકે પૃથકકરણ, પરમાર્થે જાણે એકીકરણ,
> અંત્યજ ગુરુ બંધુ હોય તો પણ, પ્રેમે ભેટે એક બીજાને.

નકામો વાદવિવાદ કરવા માટે કોઈ આવે તેને મહારાજ પોતે જ નમસ્કાર કરતા અને વાદ કરતા નહીં. જો કોઇ પરમાર્થ વિષયની ઇચ્છાવાળો આવે તેને તત્કાળ અનુભવ આપતા. અને આગળ માર્ગદર્શન કરતા પોતે કોઈ પણ શિષ્ય પાસે આર્થિક માગણી કરતા નહીં કે કોઈ ચીજ વસ્તુ પણ માગતા નહીં. સેંકડો લોકોની અડચણો મહારાજની કૃપાથી દૂર થઇ હતી. વ્યાધિગ્રસ્તને માત્ર નામસ્મરણ કરાવતાં જ સારૂં થઇ જતું.

૧. સામાન્ય માણસોના મનમાં એવી કલ્પના હોય છે કે ચમત્કાર વિના સાધુ નહીં. જ્યાં ચમત્કાર ત્યાં નમસ્કાર. પણ મહારાજ કહેતા કે અરે! હું તો ભરવાડ છું. મને વેદ, વ્યાકરણ કંઈ આવડતું નથી. પણ જે જે ભાગ્યશાળી પુરૂષો મહારાજના સહવાસમાં આવ્યા તે સર્વને સમજાયું કે મહારાજ ખરેખરા જ ભરવાડ છે. ઘેટાં જેવાં હજારો અજ્ઞાન માણસો સંસારમાં છે. ખાવાપીવાની વાસના તૃપ્ત કરીને દિવસ ગુજારતા અનેકજનો કે જેને સ્વતંત્ર રીતે મોક્ષ માર્ગ જડતો નથી તેવા મૂઢ, ઘેટાં જેવા માણસોને ખરો કલ્યાણ માર્ગ બરાબર રીતે સમજાવનાર આ ભરવાડ મહારાજને ખરેખર ધન્ય છે! મહારાજ કહેતા કે જ્ઞાની થવાથી સિદ્ધિરૂપી દોષ લાગુ પડે છે. પણ તે કૃપાળુ ગોવિંદ ભકતો માટે કરે છે. તેથી તેમને દોષ લાગતો નથી. ખરા સંતો મહંતપણું કરતા નથી તે છતાં સર્વત્ર તેમનો પ્રભાવ પડે છે અને ચમત્કાર થાય છે કારણ કે તે હંમેશાં પુણ્ય માર્ગે ચાલે છે.

મહારાજ કહેતા કે હું ચમત્કાર કરતો નથી. પણ તેમના શિષ્યોને અને તેમને માનનારાઓને તેમના પ્રભાવનો હર ઘડીએ અનુભવ થતો હતો. તે કહેતા કે જે કોઇ પુણ્ય માર્ગે ચાલે છે તેવા સંતો ઉપર પ્રત્યેક ઘડીએ વિઠોબાની રક્ષા હોય છે. તે ભકતવત્સલ ગોવિંદ કૃપાળુ, ભકતોની આગળ આગળ જઇને તેઓનું કામ કરે છે.

આગળ જેમનો ઉલ્લેખ કર્યો છે તે શ્રી પ્રો. રામભાઉ રાનડે જેમને છેલ્લાં પંદરેક વર્ષથી લોકો ગુરુદેવ કહે છે તે પોતાના બાળપણમાં અશકત હતા. તેમની પાડોશમાં આ ચરિત્ર લેખકના પિતા રહેતા હતા. તેમણે મહારાજનો અનુગ્રહ બાળપણમાં જ લીધો હતો. શ્રી રાનડે ગુરુદેવનું બાળપણનું ક્ષયપીડિત શરીર જોઇ તેમની માતાને રાત્રીદિવસ ચિંતા થયા કરતી. તેમની આઠ વર્ષની ઉંમરે તેમને મહારાજના ચરણમાં મૂકી માતાએ તેમનો આશીર્વાદ માગ્યો. મહારાજે કહ્યું તું કાળજી કરીશ નહીં. આ છોકરો મોટો ભાગ્યશાળી અને સત્પુરૂષ થવાનો છે. તેને ભજન તથા સપ્તાહમાં બેસાડજે. નામસ્મરણ નિત્યનિયમ પ્રમાણે કરવું બીજી ચિંતા કરવી નહીં. તે બાળક પ્રોફેસર થઇને પછી યુનિવર્સિટિના વાઈસચાન્સેલર થયા. તેમનું રાષ્ટ્રપ્રમુખ શ્રી રાજેંદ્રપ્રસાદ અને શ્રી રાધાકૃષ્ણે પણ ગુરુદેવ કહીને ગૌરવ કર્યું છે. તે હજારો લોકો જાણે છે. એક સમયે શ્રી રાધાકૃષ્ણે કહ્યું હતું કે ગુરૂદેવ રાનડે સાક્ષાત ઇશ્વર સાથે

વાતચીત કરે છે. "Rande is in direct Communication with God" મહારાજ ભાઉસાહેબે શ્રી રાનડે ગુરૂદેવને માર્ગદર્શન કર્યું હતું ને જે ભવિષ્યવાણી તેમના આઠમા વર્ષે કહી હતી તે સત્ય થઈ.

આ ચરિત્રલેખકના કાકા શ્રી વિનાયકરાવ આપ્ટેએ પણ બે ત્રણ અનુભવની વાત કહી. તે કાકા મહારાજના અનન્ય ભક્ત હતા. અત્યંત નિરપેક્ષ રીતે અને નિસ્પૃહપણે સંસારકાર્ય કરતા હતા. તેમણે શોલાપુરમાં ભક્ત સંપ્રદાય વધારી છેવટપર્યંત ભજનપૂજન ચૂકયા નહોતા. એક સમયે શ્રી વિનાયકરાવ સહકુટુંબ રેલ્વે મુસાફરી કરતા હતા. એટલામાં કોઇએ તેમનું ખિસ્સુ કાપ્યું તેમાંથી રેલ્વે ટિકિટો તથા સર્વ વાટખર્ચીની રકમ પણ ચોરાઈ ગઇ. પરદેશમાં મદદ પણ કોણ કરે? તેથી એક સ્ટેશન ઉપર ઉતરીને મહારાજને યાદ કરવા શરૂ કર્યા. થોડા સમયમાં એક મારવાડી તેમની પાસે આવીને પૂછે છે કે તમારે કંઈ મદદની જરૂર છે કે? ગયા અડધા કલાકથી મારા કાનમાં કોઈ કહ્યા કરે છે કે પ્લેટફોર્મ ઉપર કોઇ ઉતારૂને મદદની જરૂર છે તેને જલદી મદદ કર. આ સાંભળી હું તપાસ કરવા આવ્યો છું. આવું સાંભળી કાકાની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં, તે મારવાડી ગૃહસ્થને ખિસ્સુ કપાયાની સર્વ વાત કહી અને પછી જરૂર પુરતા જ પૈસા તેમની પાસેથી લીધા અને તેમનું સરનામું લખી લીધું કે ઠેકાણે પહોંચ્યા પછી તેમને તે પાછા મોકલી શકે. જ્યારે તે કુટુંબ હીંચગિરિ પહોંચ્યું ત્યારે મહારાજના મુખ્ય શિષ્ય શ્રી અંબુરાવે તરત જ કહ્યું કે ખિસ્સું કપાયું તો ભલે પાપ ગયું. તારુ કામ તો થયું ને! આ શબ્દો સાંભળતાં જ કાકાએ તેમના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા અને આંખમાં આંસુ સાથે કહ્યું કે મહારાજ સમર્થ છે પછી મારે શા માટે ચિંતા કરવી જોઇએ. એક સમયે કાકા વિનાયકરાવ મહારાજને ત્યાં જવા નીકળ્યા. જંગલમાં રાત પડી ગઇ અને રસ્તો ભૂલ્યા. ઘોર જંગલમાં શું કરવું? સામે નજર કરે તો કંઇજ દેખાય નહીં. કાકાએ મહારાજના નામનો જયજયકાર કરવો શરૂ કર્યો. કાકા કહેતા કે તે સમયે સામે ચમત્કાર થયો. દીવા સળગતા હોય તેવું સામે દેખાયું. તે સામે લક્ષ રાખીને ચાલવા માંડયું તો એક ગામમાં પહોંચી ગયા. ત્યાં એક માણસને ઘેર રાત્રી ગાળી સવારમાં ઊઠીને આગળ જઈશું એમ કહી, ત્યાં ભજન કરીને પછી સૂઈ ગયા. સવારમાં ઊઠીને જુએ છે તો ત્યાં ઘર નથી, દીવે ...તે માણસ

નથી અને ગામ પણ નથી. જંગલમાં સુતા હોય અને ઊઠયા તેવું નજરે જોયું. રાત્રે તે માણસે રસ્તો બતાવ્યો હતો તેની યાદ કરીને તે પ્રમાણે જતાં બરાબર દીર્ઘગિરિ મહારાજને ત્યાં પહોંચ્યા. કાકાને જોતાં જ મહારાજ કહે છે કે રસ્તો ભૂલ્યો પણ તારૂં નામજપનું જોર ઘણું તેથી અજવાળું દેખાયું. કાકા કહે છે કે મહારાજ હું તમારું બાળક અને તેથી જ તમે પિતારૂપ બાળકની સંભાળ રાખો છો, સદ્‌ગુરુ સમર્થ છે.

આ ચરિત્રલેખકના પિતાને એ મહીનાથી તાવ આવતો હતો. અંત કાળ નજીક આવતો જાણી ગળામાં રૂદ્રાક્ષની માળા પહેરાવી, કામળી ઉપર સુવાડી મૂકયા હતા. પાડોશમાં શ્રી ભાઉરાવ આપ્ટેની વાડીમાં મહારાજ ભજન કરવા આવ્યા હતા. મહારાજનો અનુગ્રહ મારા પિતાએ ૧૨ વર્ષની ઉંમરે લીધો હતો. મહારાજ મારા પિતાને રોજ કંઈ ભકિતનાં પદ, શ્લોક કહેતા અને તેમના ઉપર અતિશય પ્રેમ રાખતા. ભજન પૂરું થયા પછી તે અમારે ઘેર આવ્યા. મારા પિતાના આખા શરીર ઉપર હાથ ફેરવી પોતાના હાથે તેમને કપાળે ભસ્મ લગાડી. પછી કહે છે કે ગણપતિ ઊઠ, હવે ઘણું સુઇ રહ્યો. જે મરણ પથારીએ પડેલા તે મહારાજ ભકતની ઉંમર આજે ૬૭ વર્ષની છે અને હંમેશાં શાંતિથી ગુરુસ્મરણ કર્યા કરે છે.

આ ચરિત્રલેખકે મહારાજનાં દર્શન કર્યાં, નથી પરંતુ નાનપણથી મહારાજની મૂર્તિ તેનાં ચર્મચક્ષુ સમક્ષ છે. પ્રારબ્ધ કર્મ ભોગવતાં ખરેખર મારા ઉપર મહાભયાનક પ્રસંગ આવ્યા હતા. પોતાના દુરાગ્રહીપણાને લીધે અને અજ્ઞાનપણાને લીધે અનેક અડચણો ને મુશ્કલીઓનો સામનો કરવો પડયો હતો. પણ ગર્ભવસ્થામાંથીજ ભકિતના સસ્કાર અતિપ્રબળપણે પડયા હતા તેથી મુશ્કેલીના સમયે મહારાજના નામની આરાધના કરતો કે વિઠોબાનું નામ સ્મરણ કરતો હતો. હે મિત્રો ! આ બીના આધુનિક બુદ્ધિવાળા કબુલ કરશે નહીં. પણ ખરેખર કલંક લાગે તેવી છેવટની અણીએ ભયંકર સંકટો (રાજકીય ને સંસારીક)માંથી પ્રભુકૃપાથી મને શુદ્ધ બહાર કાઢીને સંભાળ રાખી છે.

આની રીતે અનેક અનુભવ હજારો લોકોને થયા છે. મારા કરતાં અતિ પ્રબળ ભકતો મહારાજના ગુણ વર્ણન કરીને તેમનો મહિમા વધારે છે. હું પામર શું વર્ણન કરી શકું ? એ પ્રમાણે પરમાર્થ સાધન કરતાં કરતાં મહારાજની કીર્તિ દૂર દૂર વધતી ચાલી. જેમકે જમખંડી તે મુખ્ય

સ્થળ પછી વિજાપુર, જત, સોલાપુર, પુના, મુંબઇ એમ હજારો માણુસો અને શિષ્યોનો સમુદાય વધતો જાય છે. સર્વ ચરિત્ર લખતાં મોટો ગ્રંથ થઈ જાય પણ આટલો માત્ર પરિચય આપ્યો છે. દૂધની ભૂખ છાશથી મટાડવી એવું છે.

કોઇ દિવસ આ નશ્વર દેહ પડવાનો છે એનું વર્ણન મહારાજે આગળથી કર્યું હતું.

સપ્લેસે વાટે અવતાર કાર્ય, મ્હણોનીયાં કાય ત્વરા કેલી.
જાતો મ્હણોનીયાં સાગીતલે આધી, સર્વહી ઉપાધી ત્યાગીયેલી.
શિષ્ય વિનવીતી આપણાંસી જાણે, માગે ભક્તિ કોણે ચાલવાવી,
તુમ્હાંસી હો ત્યાચી કાય અસે ચિંતા, ભક્તિ ચાલવીતાં દેવ અમે.
ચિંતા કેલી તરી હોઇલ તે હોતે, કદા ચુકેના તે દેવકાજ,
ઐસે વદોનીયાં વાણી બંધ કેલી, આંત નામાવળી ચાલલીમે.
નામ ચાલવીલે એકાદશ દિન, ભોજન જીવન ત્યાગી યેલે,
માઘ સુદી તૃતીયા દિન ગુરૂવાર રાત્ર એક પ્રહર ઝાલી અસે.
શિષ્ય મીળોનીયાં કરીતી ભજન, સપ્રેમ જીવન ડોળાં લોટે,
ભજનાંચે અંતી વિઠ્ઠલ ગર્જના, અતિપ્રેમે જાણા ચાલલીમે.
કાપુરાચી જ્યોતી નિમતાં દેખોતી, ટાળી વાજોનીયાં દેહ સોડી
સોડી દેહ આમુચા ધન્ય ગુરૂનાથ, જ્યોતી મધ્યે જ્યોત ગુપ્ત રંગલી

શ્રી ભાઉસાહેબ મહારાજ જન્મ રામનવમી શકે ૧૭૬૫
નિર્વાણ : માઘ સુદી ૩, શકે ૧૮૩૫ ૨૯-૧-૧૯૧૪

— શંભુ આપ્ટે.



## શ્રી સદ્‌ગુરુ વામનરાવજી દત્તાત્રેય ગુલવણી મહારાજનો પરિચય

ઈ. સ. ૧૯૫૫ના ફેબ્રુઆરી મહીનાના ત્રીજા અઠવાડીએ બનેલી વાત છે. કોઇ કારણને લીધે આ પરિચય આપનાર લેખકને અનાજ પાણીનો ત્યાગ કર્યાને છ દિવસ થઇ ગયા હતા. પણ આ સમયે અંતરમાં પૂર્ણ સાવધતા હતી. સ્વપ્નું નહોતું કારણ કે નિદ્રા આવતી નહોતી. તેવામાં માટુંગાથી નીકળી પુના ગયો. ત્યાં એક ચોકની અંદર એક બાજુએ બંધ એવી નાની ઓરડીમાં દાખલ થયો. ત્યાં ખાચોખાચ ભરાઈને પંદર-વીસ માણસો બેઠેલાં હતાં. મને અંદર આવતો જોઈ એક વૃદ્ધ પણ તેજસ્વી પુરૂષ, મધ્યમ ઉંચાઇવાળા ઝટ દઈને ઉભા થયા અને બંને હાથ ઉંચા કરીને કહેવા લાગ્યા આવો ! આવો ! આપે મહારાજ, અમે તમારી કેટલાયે દિવસથી વાટ જોતા હતા. ત્યારપછી તે ગૃહસ્થની સામે જોઇને મેં સસ્મિત વદને નમસ્કાર કર્યા. તે ઓરડીનું નીરિક્ષણ કર્યું અને તે ગૃહસ્થોને પણ જોયા. તે તેજસ્વી પુરૂષના માથા ઉપર ચોટલી હતી અને તેમના બેસવાની જગાએ પાછળ ટેકો દેવા માટે તકીઓ હતો. ત્યાર પછી કેટલીક વાતચીત કરીને હું પાછો માટુંગા આવ્યો. આ પહેલાં તે મહાત્માને મેં કદી પ્રત્યક્ષ જોયા નહોતા. મારા ઓળખીતા ગૃહસ્થ શ્રી. રા. અનંત પટવર્ધન B.A .D.A. E.A Ordnance, જબલપુરની પાસે પુનામાં શ્રી ગુલવણી નામે એક સિદ્ધ પુરૂષ છે અને તે તેમની પાસે હંમેશાં જાય છે, તેવી વાત સાંભળી હતી. ઉપર લખેલા પ્રસંગની હકીકત મેં ટૂંકમાં શ્રી પટવર્ધન તથા શ્રી મહાજન, વાઇસ પ્રિન્સિપાલ, રૂપારેલ કોલેજ, માટુંગાવાળાને કહી હતી કે હું ગુલવણી મહારાજને મળી આવ્યો છું. તેમને મારી માંદગીને લીધે ઉપરની વાત ખોટી લાગી. તેથી કંઇ ખાત્રી કરવા લાગ્યા. ત્યારે ઉપરની બીના સ્પષ્ટ રીતે કહી સંભળાવી. તેથી તેમના મનનું સમાધાન થયું. પછી શ્રી મહાજન કહેવા લાગ્યા અરે આપે ! મને શ્રી ગુલવણી મહારાજની ખબર છે. હું તમને તેમને ત્યાં બરાબર લઇ જઈશ. પછી બીજે દિવસે અમે બંને બપોરે બે વાગે ૨૭, નારાયણ પેઠ, ગોમાઇકરની ચાલીમાં ગયા અને તે સિદ્ધ પુરુષને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા.

તે પછી પ્રસંગોપાત યોગીરાજ ગુળવણી મહારાજનો પરિચય વધતો ગયો. તેમની શિષ્યશાખા આખા હિંદુસ્તાનમાં ફેલાયેલી છે. પંજાબથી શરૂ કરીને નાગપુર, મુંબઈ, પુના, દક્ષિણ હૈદ્રાબાદ વિગેરે સ્થળોએ હજારો શિષ્ય સાધકોને શક્તિદાન કરીને તેઓને અધ્યાત્મ માર્ગ ઉપર જવાનો વેગ આપ્યો છે આ પરમાર્થ કાર્ય છેલ્લાં ૩૦ વર્ષથી ચાલુ છે. મહારાજના શિષ્યો પૈકી એક શ્રી અગ્રવાલ કે જે પંજાબમાં વિકાસ યોજનામાં નોકરી કરે છે તેમને મળવાનો યોગ સને ૧૯૫૬ના મે મહિનામા થયો. તેમણે કહ્યું કે મહારાજ વિષે મેં કલ્યાણ માસિકમાં વાંચ્યું. પછી તેમને પંજાબથી પત્ર લખ્યો કે મને કૃપા કરી દીક્ષા આપો. મહારાજે અઠવાડીઆમાં ઉત્તર આપ્યો. પોસ્ટમેને તેમનો પત્ર શ્રી અગ્રવાલના હાથમાં મુકતાંજ વીજળીનો ધક્કો લાગે તેવું થયું અને શરીરના અણુએ અણુમાં આનંદનો સંચાર થયો. મહારાજની શક્તિ અને ભક્તોને આગળ પ્રગતિ કરાવી આપવાની શક્તિ અલૌકિક છે. આ પ્રસંગનું વર્ણન કરતાં શ્રી અગ્રવાલના નેત્રમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. દીક્ષા લેનારને સામે આવવાની કંઈ જરૂર નથી, મનની જેવી તત્પરતા. પછી પત્રદ્વારા પણ દીક્ષા આપી શકાય છે. આવી શક્તિની પ્રતીતિ આપનાર શ્રી ગુળવણી મહારાજનો જન્મ માર્ગશીર્ષ વદી ૧૩ને ગુરૂવાર શકે ૧૮૦૮ દી ૨૩-૧૨-૧૮૮૬ ના દિવસે રાત્રે ૮ ક. ૧૯ મિનિટે કોલ્હાપુર જીલ્લાના રાધાનગરી તાલુકામાં શ્રી ગૈનીનાથના સ્થાનથી બે માઇલ દૂર આવેલા કુડુત્રી ગામમાં થયો હતો.

બીજા એક મહારાજના શિષ્ય શ્રી જોશી, બેડેકર સદન, ગીરગામમાં છે. તેઓ એક પરદેશી તેલની કંપનીમાં મોટા હોદ્દા ઉપર હતા અને પશ્ચિમની ઢબથી રહેતા હતા. તે ધર્મમાં કંઈજ માનતા નહોતા. કાંદા, લસણ વિના તેમને ચાલતું નહોતું. એક સમયે તેમની કંપનીના ભાગીદાર એક મારવાડી ગૃહસ્થે કહ્યું કે હિમાલયથી એક સંત જ્યોતિષિ એક મોટા મારવાડી શેઠને ત્યાં આવ્યા છે. માટે તમારી જન્મોત્રી લઇને તેમને બતાવવા જઇએ. ઘણી આનાકાની પછી શ્રી જોશીએ ત્યાં જવાનું કબુલ કર્યું. ત્યાં હોલમાં દાખલ થતાંજ તે સંતે કહ્યું કે શ્રી જોશી તમારે માટે મારી પાસે કહેવાનું કંઇ નથી. તમે પુના જાઓ ત્યાં નારાયણ પેઠમાં શ્રી ગુળવણી મહારાજ તમને દીક્ષા આપશે. આ સાંભળતાંજ શ્રી જોષીને નવાઇ લાગી. ક્યાં હિમાલય ને ક્યાં પુના? પછી પોતાની મોટરમાં પુના જઇ મહારાજની રૂમ શોધી કાઢી શ્રી જોશી કહે છે કે એક નાની

સરખી રૂમમાં તદ્દન સાદા વેષમાં પણ તેજસ્વી પુરૂષને જોઇ પહેલાં તો જરા અવિશ્વાસ ઉત્પન્ન થયો. પણ હિમાલયથી કહેવામાં આવ્યું હતું એટલે શ્રી જોષીએ લગભગ ૭ મહીના સુધી મહારાજ પાસે આવજા કરવા માંડયું. જ્યારે અંતરમાં તળમળતા તીવ્ર થઈ છે એમ મહારાજે જાણ્યું ત્યારે કહ્યું કે કાલે સવારમાં ૭ વાગે સ્નાન કરી આવજો. તે પ્રમાણે જોષી ત્યાં ગયા. અંદરની રૂમમાં તેમને બેસાડી મહારાજે પોતાનો વરદ હસ્ત તેમના મસ્તક ઉપર મૂકતાંજ શ્રી જોષી સમાધિસ્ત થઇ ગયા. તે સમયે જે દશ્યો જોયાં તેનું વર્ણન કરી શકાય તેમ નથી એટલો આનંદ થયો. પિતૃદર્શન થયાં, દેવદર્શન થયાં. દિવ્ય પ્રકાશ જોયો વગેરે વગેરે શ્રી જોષી આ કહેતાં અતિ આનંદમાં આવી જતા હતા જ્યારે સમાધિમાંથી જાગ્રત અવસ્થામાં આવ્યા ત્યારે દસ વાગ્યા હતા. બરાબર ચાર કલાક સમાધિ અવસ્થામાં ગયા તેની ખબર પડી નહીં. જ્યારે તેમને કહેવામાં આવ્યું કે દસ વાગ્યા ત્યારે તેમને ઘણી નવાઇ લાગી! કે આટલો બધો વખત થઇ ગયો! ત્યાર પછી પોતે સેવા નિવૃત્ત થઇ ગયા અને સવાર સાંજ નિત્યનેમ કરે છે ત્યારે જે અપાર શાંતિ ભોગવે છે તેનું વર્ણન શ્રી શાન્તિલાલ વરીઆ મળે છે ત્યારે આનંદથી કહે છે અને મહારાજની શકિત અપાર છે તેની પ્રતિતિ આપે છે.

શ્રી ગુળવણી મહારાજના પિતાશ્રીનું નામ શ્રી દત્તભટ હતું તથા માતુશ્રીનું નામ સૌ. ઉમાબાઇ હતું. તે પરમ સાત્વિક હતાં. ભજન, પૂજન, અધ્યયન, વિષ્ણુ સહસ્ત્ર નામ, નિત્યનેમ વગેરે ચાલુ હતાં. દર પુનમે શ્રી નરસિંહ સરસ્વતીની વાડીએ સહકુટુંબ દર્શનાર્થે જતાં ત્યાં શ્રી દત્તાત્રેય ગુરુની પાદુકા પ્રાપ્ત થાય તેવી ઇચ્છાથી બંને જણ તીવ્ર તપશ્ચર્યા કરતાં હતાં. ઘણા દિવસ થયા પણ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ ન થવાથી માતુશ્રી ઉમાબાઇને ઘણી બેચેની થઇ. તેથી તેમણે સાત દિવસના સખત ઉપવાસ કરવાનું નીમ લીધું કે જેથી શ્રીદત્તગુરુ પાદુકા પ્રાપ્ત થાય સાતમે દિવસે બપોરે બાર વાગતાં સૌ ઉમાબાઇ ધ્યાનમગ્ન હતાં. તે સમયે શ્રીદત્તગુરૂદેવે એક કાગળના પડીકામાં ચાંદીનાં પગલાં અષ્ટગંધયુકત માતુશ્રીના પાલવમાં પ્રસાદરૂપે મૂકયાં. તે પાદુકાની પૂજા સૌ. ઉમાબાઇએ મરતાં સુધી કરી અને આજે તે પાદુકા મહારાજશ્રીની દેવપૂજામાં હયાત છે.

શ્રી વામનરાવ મહારાજ એ શ્રીદત્ત ભટજીના પાંચમા પુત્ર છે. તે બાળપણથી સારી સમજણવાળા અને અંતર્મુખ હતા. તારલે ગામની

પ્રાથમિક શાળામા ચોથી મરાઠી સુધી અભ્યાસ કર્યો. પછીનો અભ્યાસ કોલ્હાપુરમા તેમની કાકી સૌ. તારાબાઈ પંડિતને ત્યા રહીને કર્યો. અભ્યાસમા તેમની હોશિયારીને લીધે કેટલીક શિષ્યવૃત્તિઓ મળી. ઈ. સ. ૧૯૦૭મા તેમણે મેટ્રિકની પરીક્ષા આપી અભ્યાસ પૂરો કર્યો ડ્રોઈંગ આવડતું હતું તેથી પહેલી બે પરીક્ષા આપીને પછી મુંબઈમા સર જે. જે. સ્કૂલ ઓફ આર્ટમા દાખલ થયા; પણ મુંબઈની હવા માફક ન આવવાથી પાછા ગામ ગયા ઈ. સ. ૧૯૦૯મા ડ્રોઈંગ ટીચર્સની પરીક્ષા પાસ કરીને પોતે કોલ્હાપુર રાજારામ હાઈસ્કુલમા ડ્રોઈંગ માસ્તરની નોકરી શરૂ કરી. તેજ સાલમા તેમના પિતાશ્રી દેવલોક પામ્યા. તે પછી પ. પૂ વાસુદેવાનંદ સરસ્વતીના દર્શનનો લાભ તેમને મળ્યો. કચ્છ પ્રવાસ પણ કર્યો ઈ સ ૧૯૧૫ થી ૧૯૧૭ સુધી કોલ્હાપુરમા ફોટોગ્રાફીનુ કામ કર્યું ૧૯૧૭ની આખરમા સોના-પુર જીલ્લામા બારશી મ્યુનિસિપાલીટિની શાળામા ડ્રોઈંગ માસ્તરની નોકરી શરૂ કરી તે ૧૯૨૬ સુધી ત્યા રહયા.

શ્રી વામનરાવજીની યોગ સાધનાનો પાયો બારશી ગામમા પૂર્ણ થયો કાશીથી એક યોગાનંદ નામના બ્રહ્મચારી ત્યા આવ્યા હતા. શ્રી ભગવતના મંદિરમાં તેમના પ્રવચનો અને યોગાસનો ચાલતા હતા. શ્રી વામનરાવજી અને તેમના મિત્ર શ્રી વૈદ્ય માસ્તર ત્યાં જતા હતા અને યોગાનંદ સાથે ચર્ચા કરતા હતા બારશી ગામલોકે યોગ શીખવાની ઇચ્છા બતાવતા યોગાનંદે કહ્યુ કે તમારી સર્વ ઇચ્છા શ્રી વામનરાવજી પૂર્ણ કરશે. તમારે બીજે કોઈ ગામ જવું પડશે નહીં તેમ કહીને ત્યા યોગાસન શીખવવાનો વર્ગ શરૂ કર્યો

મ્યુનિસિપાલિટિની નોકરીથી કંટાળીને શ્રી વૈદ્યની સલાહ પ્રમાણે શ્રી વામનરાવે નોકરી છોડી દીધી કુડુત્રી ગામે જઇને પોતાની વડીલોપાર્જીત મિલ્કતની વહેચણી સર્વ ભાઇઓને કરી આપી પોતાને માટે કંઈપણ રાખ્યુ નહીં પછી સંત પુરુષોની શોધ માટે ભ્રમણ શરૂ કર્યું. શ્રી વૈદ્યને સાથે લઇને વાડી, પંઢરપુર, ઔઢયા, નાગનાથ, હૈદ્રાબાદ, કુળગઢી વગેરે સ્થળે ફરીને ગાયચૂરને રસ્તેથી પાછા બારશી આવ્યા. બારશીની નોકરી છોડયા પછી શ્રી વૈદ્યની ખટપટથી જૂન ૧૯૨૬મા નુતન મરાઠી વિદ્યાલય, પૂનામાં ડ્રોઈંગ શિક્ષકની નોકરી શરૂ કરી. પોતે અતિશય પ્રેમથી અને શાંતિથી શિષ્યોને ચિત્રકામ શીખવતા. તેમની ઉત્તમ વર્તણુકથી તે સર્વને પ્રિય થયા ઈ. સ ૧૯૪૨મા પોતે સેવા નિવૃત્ત થયા

આગળના ફકરામા તેમના લૌકિક જીવનનો પરિચય આપ્યો છે ઈ સ ૧૯૦૭મા ગુરૂ બારશને દિવસે શ્રી વાસુદેવાનદ સ્વામીનો મુકામ નરસોબાની વાડી (સાગની)મા હતો તે સમયે સ્વામી મહારાજનો એક શ્લોક આગા રૂપે બનાવી લાવના માટે શ્રી વામનરાવના મોટા ભાઈ શકર ભટે તેમને કોલ્હાપુર લખ્યુ હતુ શ્રી દત્ત ભગવાનના ગળામા એમ એવો હાર ચઢાવવો કે તે હારના ફુલની દરેક પાખડીમા સ્વામી મહારાજે તૈયાર કરેલા શ્લોકનો એકેક અક્ષર લખેલો હોય આવી કલ્પના પ્રમાણે ફોટો તૈયાર કરીને શ્રી વામનરાવ વાડીએ પહોચ્યા અને તે સમયે જ સ્વામી મહારાજનો અને અમારા ગુળવણી મહારાજનો પહેલો સમાગમ થયો સ્વામી મહારાજે પ્રસન્ન થઇને શ્રી વામનરાવ મહારાજના હાથ ઉપર બાધવાને એક તાવીજ આપ્યુ તેનુ આજે પણ દર્શન થાય છે તેમને કહ્યુ કે તારા માટે મુબઈ નથી માટે ત્યા જઈશ નહી મુબઈ આર્ટ સ્કુલમા રહી છ મહીને પાછા ગામ ગયા ત્યારે મહારાજને પ્લેગનો તાવ આવ્યો તાવ ઓછો થયો પણ ગાઠ ઓછી થઈ નહોતી આ સમયે તેમણે ગુરુચરિત્ર પારાયણ શરૂ કર્યું અને ગાઠ ફરી સારૂ થઈ ગયુ આ સમયે સ્વામી મહારાજના ભાઇ સીતારામ મહારાજે શ્રી વામનરાવને સકલ્પ કરાવ્યો તે પ્રમાણે વાડી જઇને સાત સપ્તાહ કરી શ્રી વાસુદેવાનદ સ્વામીની મુલાકાત થયા પછી શ્રી વામનરાવને તેમના સહવાસ માટે ઘણી ઉત્કઠા થવા લાગી ઈ સ ૧૯૦૯મા તેમના પિતાશ્રી દેવલોક પામ્યા પછી સ્વામી મહારાજે પવનીમા ચાતુર્માસ કર્યો હતો શ્રી વામનરાવ પોતાની માતુશ્રી તથા બ્હેનને સાથે લઇને પવની ગયા મોટા ભાઈ પણ પિતાની ક્રીયા ત્યા કરીને આવ્યા તે સમયે શકે ૧૮૩૯મા અનત ચૌદશને દિવસે સ્વામી મહારાજે તે સર્વેને દીક્ષા આપી તે દિવસથી શ્રી વામનરાવની ઉપાસના કોઇપણ કષ્ટની પરવા કર્યા વિના આજ દિન સુધી ચાલુ છે શ્રી સ્વામીની સેવા કરવા માટે મિત્ર રઘાળકરને ત્યા સરસામાન મૂકીને થોડી રકમ સાથે લઇને મુબઇથી પ્રયાણ કર્યું રસ્તામા પાડ ઉતર્યા તે દિવસે ચૈત્ર સુદી એકાદશી હતી તે દિવસે તેમને ઉપવાસ પડ્યો ત્યારથી એકાદશી વ્રત કરવાનુ આજસુધી ચાલુ છે

ગાણગાપુરમા શ્રી વામનરાવે ૭ સપ્તાહ કર્યા પછી સાતમી સપ્તાહ એકજ દિવસમા પૂર્ણ કરીને અન્નગ્રહણ કર્યું દક્ષિણા આપવા માટે પુરતા પૈસા પાસે ન હોવાથી પૂજારીને છત્રી તથા પોતાના વસ્ત્ર આપીને ગાણગાપુરથી ચાલી નીકળ્યા ત્યાથી સ્વામી મહારાજની શોધ માટે ભ્રમણ

शरू कर्युं. पासे पैसा नहीं. काचुं कोई भिक्षान्न खावाथी शरीर कृश थयुं. एवी परिस्थितिमां गामे गाम पगे चालीने जता हता. छेवटे दावनुर गाममां स्वामी महाराजनो भेटो थयो. ते समये तेमनो आनंद आकाशमां पण न समाय तेवो हतो. अहीं सहवासनुं प्रमाण वधतुं गयुं. पोते स्वामी महाराज साथे भिक्षा मागवा जता. तेमनां एंठां वासण साफ करता ने शक्य तेटली सर्व सेवा करता. त्यारपछी स्वामी महाराजे तेमने गीता तथा विष्णुसहस्त्रनामनी पोथी जाते आपी. तेमना पितानी श्राद्धतिथि पासे आवता स्वामी महाराजे तेमने घेर जवानी रजा आपी.

घेर जवाना समये अंतःकरण उभरायुं, मुखमांथी शब्द पण नीकळी शकतो नथी. स्वामी महाराजना पगमां माथुं मूकी पुछ्युं के हवे फरीथी क्यारे मळी शकाशे ! आवुं पुछ्युं त्यारे महाराज पोताना शरीर सामे जोई बोल्या "आ जोयुं–एनुं ज ध्यान धरजे"

आ समय पछी स्वामी महाराज तेमने पीपरीमां मळ्या. त्यां योगासन कार्यक्रम चालु कर्यो. शके १८३३मां कुळगढीमां चातुर्मास कर्यो. शके १८३४मां चीखलदामां चातुर्मास कर्यां पण स्वामी महाराजे कह्युं के त्यां आवीश नहीं. तेथी श्री वामनरावे श्रीक्षेत्र औदुंबर जई महाराजकृत श्री दत्तात्रेय माळामंत्रनुं अनुष्ठान कर्युं. शके १८३५मां चातुर्मास गरुडेश्वर (नर्मदा तट)मां कर्या ते छेल्ला हता. स्वामी महाराज शके १८३६ (ई. स. १९१४)मां समाधिस्थ थया. ते पहेलां श्रीवामनरावने धौतिक्रियामां पारंगत कर्या हता.

त्यार पछी श्रीवामनरावे कुंडलीनी जागृत करवा माटे अनेक संतोने मळीने चर्चा करी. छेवटे महाराजनी कृपा थई. ई. स. १९२२मां गणेश चतुर्थीना दिवसे हुसंगाबादमां खरीघाट उपर श्रीदत्त मंदिरमां पोते बेठा हता. त्यां नागपुरथी एक योग जिज्ञासु श्री दादापरांडे अने एक तरुण बंगाळी सन्यासी आव्या तेमनी मुलाकात थई.

तंत्रशास्त्रमां वेध दिक्षानी रीतथी कोइ दिक्षा आपी शके तेवो कोइ छे के एवी तपास करतां ते बंगाळी सन्यासी (श्रीलोकनाथतीर्थ)ए कह्युं के हुंज तेवी रीते दिक्षा आपुं छुं त्यां केटलाक जिज्ञासुए ते प्रमाणे दिक्षा लीधी. एक दिवस श्रीलोकनाथतीर्थ स्वामीए श्रीवामनरावने सामे बेसाडी

દિક્ષા આપી. ત્યાર પછી ઇ. સ. ૧૯૨૬ સુધી પોતે બારસી રહ્યા. તેમને તેડી જવા માટે શ્રીલોકનાથતીર્થ ત્રણ વખત બારસી આવ્યા. ત્યાર પછી તે શ્રીવામનરાવ તથા શ્રીશંકરરાવ માર્તંડ પાસે પુના પણ આવ્યા હતા. એક સમયે શ્રીબાપુ કુળકે, શ્રીવ્યંકટ કુલકર્ણી વગેરે શ્રીલોકનાથતીર્થ પાસે દિક્ષા લેવા આવ્યા ત્યારે તેમણે પાસે બેઠેલા શ્રીવામનરાવજીને ઉદ્દેશીને કહ્યું "વામન— ઉન લોગોંકો દેખો" એમ કહીને સાંપ્રદાયીક દિક્ષા આપવાનો અધિકાર આપ્યો.

શ્રીવામનરાવજીનું જગદુદ્ધાર કાર્ય ત્યાર પછી આજ સુધી અખંડ રીતે ચાલુ છે, તેમણે શ્રીવાસુદેવાનંદ સરસ્વતીનાં સર્વ અપ્રસિધ્ધ કાવ્યો શ્રીગુરૂકૃપાએ ૫૦૦૦ પાન છાપીને શ્રાવણ વદી ૧ શકે ૧૮૭૬ તા. ૧૬-૮-૫૪ સ્વામી મહારાજની શત સંવત્સરી હૈદ્રાબાદમાં ઉજવી તે સમયે પ્રસિધ્ધ કર્યાં છે. તે સર્વ બાર પુસ્તકનો સેટ રૂા. ૫૧)માં મરાઠી ભાષામાં પુનામાં મળે છે. હજારો લોકો આજ સુધીમાં શ્રી ગુળવણી મહારાજની કૃપાથી દીક્ષા લઇ સાધન માર્ગી થયા છે. પ્રત્યેક મનુષ્યને પૂર્વ જન્મ કર્મ પ્રમાણે અને પ્રારબ્ધ પ્રમાણે તેની પ્રગતિ થઇને અનુભવ મળતા જાય છે. સર્વને એક સરખો અનુભવ મળતો નથી. કોઇ સર્વ અનુભવ એકત્ર કરીને પ્રસિદ્ધ કરશે તો આ માર્ગના સાધકોના ઉપર ઘણો ઉપકાર થશે.

ઇ. સ. ૧૯૫૬માં શ્રી વામનરાવ ગુળવણી મહારાજને ૭૦ વર્ષ પૂરાં થયાં. તે સમયે એક ઉત્સવ થયો હતો. તે સમયે સામુદાયીક પૂજનમાં આ પરિચયના લેખકને ભાગ લેવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું હતું. સાંપ્રદાયિક સાધન કેવી રીતે થાય અને તે સમયે લગભગ ૨૫૦ માણસો કઇ કઇ સાધનામાં મગ્ન થયા હતા તે જોવાનું મળ્યું. તે કાર્યક્રમ લગભગ દોઢ કલાક ચાલુ હતો. શ્રી ગુળવણી મહારાજનો મારા ઉપર ખરેખર અનુગ્રહ થયો એમ હું માનું છું.

મુમુક્ષુનો માર્ગ સુલભ કરીને તેને આગળ ધપાવવાનું દીવ્ય ઇશ્વરી કાર્ય આજસુધી ચાલુ છે. શ્રી મહારાજનું લૌકિક ચરિત્ર જે ઉપર વર્ણવ્યું છે તેવું સર્વ સામાન્ય માણસ જેવું જ છે પણ તેમની પાસેથી જેણે દીક્ષા લઈ શક્તિ પ્રાપ્ત કરી સાધનમાર્ગમાં આગળ વધ્યા છે તેમને મુખેથી જ્યારે અનુભવ સાંભળવા મળે છે ત્યારે મન આનંદથી ઉભરાય છે. ખરેખર

આ પરિચય લેખકને જે અનુભવ થયો હતો તેજ મહારાજનું ચરિત્ર લેખી શકાય.

આ સામર્થ્યવાન મહાત્માનો પરિચય તેમની ઇચ્છા ન હોવા છતાં અત્રે આપ્યો છે કારણ કે અનેક સાધકો સાધન માર્ગ દર્શક માટે ઠેકાણે ઠેકાણે ભ્રમણ કરે છે તેમની નજરે આ પરિચય આવે તો તે પણ મહારાજનો સહવાસ મેળવી પોતાનો માર્ગ સ્વચ્છ કરી આત્મોદ્ધાર કરી શકે. એવા હજારો અનુભવો છે અને તે લખવા માટે ગ્રંથ જોઇએ તે વિસ્તાર ભયથી આટલેથી જ સંતોષ માનીશું

ઠે. શ્રી વામનરાવજી દત્તાત્રેય ગુળવણી
૨૭ નારાયણ પેઠ, પુના સીટી

"શંભુ આપ્ટે"
તુલસી પાઇપ રોડ-માહીમ
માટુંગા રોડ (W. R.)





શ્રી સ કોઠારે બાબા તથા સૌ ચપુમાતા



શ્રી સ કોઠારે બાબા બેરીસ્ટર, વીલેપારલે ( મુંબઈ)

## —: સ્વાનુભવો :—

હરિકૃપા તબ જાનીયે, દે માનવ અવતાર;
ગુરૂકૃપા તબ જાનીયે, જબ ઉતારે ભવપાર;

પ્રથમ ભૂમિકામા જેમ માતા બાળકને ખાવાનુ થોડુ થોડુ આપીને ભોજનનો આનદ આપે છે, તેમ પરમેશ્વર પણ ગુરુ થકી અનુભવ આપે છે તે સમજવાની અ તરદૃષ્ટિ કેળવે છે તેમનુ અનુભવજન્ય જ્ઞાન સચોટ અસર કરે છે

સન ૧૯૪૮–૪૯ : કેટલાક સમયથી શીરડી જઇ સાઇબાબાની સમાધિના દર્શન કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ હતી, પણ બે વખતના પ્રયત્નો નિષ્ફળ ગયા ત્રીજે વખતે કાદરથી જ અનુભવની શરૂઆત થઇ એક અજાણ્યા માણસે આવીને પૂછ્યુ કે શીરડી જવુ હોય તો હુ સાથે આવુ છુ ત્યાથી મનમાડ ગાડી બદલી અને કોપરગામ સુધી સાથે રહ્યા, પરતુ તે પછી ભીડમા છૂટા પડી ગયા ! તે દિવસે રામનવમી હતી અચાનક અનેક મોટરો અને માણસોની ભીડમા હુ જે બસગાડીમા બેઠો હતો ત્યા આવી કહે છે કે જગા મળી ગઇને ! હવે હુ શીરડીમા મળીશ ત્યા પછી કોઇ મળ્યુ નહી સમય જતા સમજાયુ કે આ કોણ હતુ બોરીવલીમા હવાફેર કરવા જતા બાજરૂ પાસે સફેદ સર્પ રૂપે આવી ત્યાથી જતા રહેવાની સૂચના કરી સાઇબાબાના જીવનચરિત્રનુ એક પુસ્તક મળતા તે વાચ્યુ અને પછી નામસ્મરણની ધૂન લાગવાથી રાતના બાર એક વાગ્યા સુધી કેટલોક સમય નામ જપ કર્યા જ કર્યો તે નિષ્કામ ભજન હતુ માત્ર એક કામના હતી કે સદ્ગુરુ અથવા સન્મિત્ર મળે કે જે પરમાર્થ માર્ગને રસ્તે દીવો ધરે

માર્ચ ૧૯૫૩ : માટુગાથી એક દિવસ બોરીબદર જતો હતો હાથમા નામજપના મહાત્મ્યનુ પુસ્તક હતુ ત્યા બાજુમા બેઠેલા એક અજ્ઞાત સજ્જને પૂછ્યુ–તમને આ વિષયમા રસ છે કે ? હુ તમને તે માટે પેટ ભરીને ખોરાક (પુસ્તકો) આપીશ માત્ર તમારૂ સરનામુ આપો : થઈ ગઇ શરૂઆત–પોલ બ્રુન્ટનનુ લખેલુ પુસ્તક–ગુપ્ત ભારતકી ખોજ–પછી સમર્થ રામદાસનો દાસબોધ અને અલાહાબાદના શ કરાચાર્યકૃત મ ન સગ્રહ ગ્ર થ વાચ્યો, નરનાથ ભક્તિ સાર, કિમિયાગર ગ્રથ, નર્મદ પ્રદક્ષિણા, હિ દુસ્થાનનાં તીર્થક્ષેત્રો અને શ્રી ભક્તવિજય ગ્ર થ મહીપતિ કૃત પણ વાચ્યો

મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમ્
યત્કૃપા તમ હું વંદે પરમાનંદમ્ માધવમ્

ઘરમાંથી તબિયત અશકત, ઝાડાનું દરદ, છતાં સન્મિત્ર કહે છે કે પાલીના ગણપતિ તે અષ્ટ વિનાયક પૈકી એક છે ત્યાં દર્શન કરી આવો. રસ્તે જતાં કનકેશ્વર મહાદેવનાં દર્શન કરજો. તે પ્રમાણે જતાં કનકેશ્વરની ત્રણેક માઇલ ઉંચી ટેકરીએ માંદુ માણસ ચઢે ત્યારે 'પંગું લંઘયતે ગિરિમ્' એ સૂત્રની સત્યતાનું ભાન થયું. રસ્તામાં 'નાગાવ' ગામ આવ્યું. ત્યાં એક સુદામા બ્રાહ્મણ નામે શ્રી ગણપતરાવ લેલે રહે છે. તેને અયાચક વ્રત છે. પણ ઈશકૃપા એટલી બધી છે કે દેવ તેની સાથે વાત કરે છે. પાલીના ગણપતિનાં દર્શન કરી મુંબઇ પાછા આવતાં લેશમાત્ર અડચણ પડી નહીં અને અશકત પ્રાણીને જાત્રા કરાવી; દરદ પણ મટયું. એ નામ જપનો મહિમા છે તેની પ્રતિતી થઇ. એક દિવસ કરજત પાસે કડાવ ગામે ગયો. ત્યાં અખંડ ગણપતિ પૂજન કરનાર રીટાયર્ડ તલાટી શ્રી. રાહતેકરને મળી એકનિષ્ઠ ભક્તિ કેવી હોવી જોઇએ તેનો અનુભવ મેળવ્યો. તેમનો મોટો પુત્ર રેલ્વે અકસ્માતથી મરણ પામ્યો, તે સમાચાર મળતાં પણ સ્વસ્થ મને કહયું કે તેનો તેવો અંત થવાની મને ખબર હતી. ઉત્તરક્રિયા કરી પૂજામાં શાંત ચિત્તે મન પરોવી દીધું. આ મનને જીતનારનાં દર્શન કરી મનને મજબુત બનાવવાનો બોધ લીધો. પોચા મનનો માનવી-માતાની ગંભીર માંદગીનો સમય-હુમાયુની માંદગીના સમયે તેના પલંગ પાસે બેઠેલા બાબરની યાદ આવી-હું પણ તેમ બેઠો હતો. શ્રી સાંઈબાબાને યાદ કર્યા કે લાજ રાખજે તારા બાળકની. પછી બેભાન સ્થિતિમાં જમીન ઉપર પડી ગયો. વીજળીના ઝટકાની જેમ દર્દ દૂર થયું અને માતાએ ઊઠીને રસોઇ કરી અમને જમાડયા. શીરડી જઇને બાબાનાં દર્શન કરી ઉપકાર માન્યો. સમય જતાં પિતાશ્રીની ગંભીર માંદગીનો પત્ર આવ્યો અને હું રડી પડયો. સન્મિત્રને મળ્યો. સદ્‌ગુરૂ ભાઉસાહેબ મહારાજના ફોટા સામે કપુર આરતી કરી 'અન્નદાન'ની પ્રતિજ્ઞા કરી. ઘેર જતાં પિતાશ્રીને ધીરેથી આરામ થઇ ગયો. પ્રભુ શકિત આપો, તક આપો, કે જેથી મન મજબુત થાય અને ધીરે ધીરે કુદરતની સાથે એક થવામાં મદદ રૂપ થાય.

'(દત્ત જયંતી)' કુટુંબ સાથે શીરડી જતાં ગાડીમાં કોઈની રીઝર્વેશન જગાએ બેસી ગયા જતાં તેઓએ ઉઠાડયા નહીં અને સુખેથી શીરડી પહોંચ્યા. ત્યાં બેડીંગ મૂકવાની જગા નહીં. બધાને ઉપર હોલમાં ઉભા

રાખ્યા. મેં નીચે જઈને મહેતાજીને કહ્યું, 'ભાઈ! સામાન મૂકવા જેટલી તો જગા કરી આપો.' તે કહે છે કે અહીં તો સાંઈબાબા જેને જગા આપે તેને મળે એક સન્યાસીએ તેજ સમયે મારી પત્નીને બોલાવી ડબલ રૂમ આપી જતા રહ્યા. શું તે સાંઈબાબા નહોતા? તેઓએ દર્શન આપ્યાં.

એક શનિવારે બપોરે બે માં દસ મિનિટ બાકી હતી, તે વખતે ખબર મળી કે વીલે પારલે એકસંતને મળવા જવા માટે બે ને પાંચની ગાડીમાં બોરીબંદરથી જવાનું છે. ઓફીસમાં સાહેબ કડક હતા તેથી પાંચ મિનિટ પણ વહેલું નીકળાય તેમ નહોતું; પણ તે દિવસે સાહેબ વહેલા ગયા અને પછી સંતને મળવાનું કાર્ય સરળ બન્યું. અંતરની ઇચ્છા પરમાત્મા જાણે છે અને તે દયાળુ તેને અનુકુળતા કરી આપે છે. તે સંત કોઇકારે બાબા પાસે જઇએ ત્યારે જે કંઈ પુછવાનું હોય તેજ એક અથવા બીજા રૂપમાં ત્યાં ચર્ચાય. તેમના ઉપર પણ સાંઇબાબાનો અનુગ્રહ થયો હતો અને અગમ વાણીમાં તેમની આ સ્થિતિનું વર્ણન તેમની વીસ બાવીસ વર્ષની ઉંમરે કર્યું હતું. સંતો સર્વ સૃષ્ટિનિયમથી પર હોય છે તેનો અનુભવ સ્પષ્ટ થાય છે. આપણે મારા મિત્રના કહેવા પ્રમાણે સેકંડરી ચીજોને પ્રાયમરી ગણીને તેની પાછળ ભરમાયેલા ફરીએ છીએ અને પ્રાયમરી છે તેનું વિસ્મરણ કરીએ છીએ. સર્વ જગ આવુંજ છે. કોઈ વીરલો હોય તેજ જાણે છે કે દેખાય છે તે સર્વ મિથ્યા છે, સ્વાર્થી છે, દંભી છે. આંખો બંધ કરીને જે દેખાય તેજ સત્ય છે. એક વખત મિત્ર પૂછે છે કે અહીંથી દિલ્હી સુધી ગાડી જાય છે? મેં હા કહી. ફરીથી પૂછે છે કે કેટલાં સ્ટેશન જોયાં છે? તો કહ્યું કે ગોધરાથી આગળ દોહદ સુધી. આગળ સ્ટેશનો છે કે નહીં? તો મેં હા કહી. ત્યારપછી વખત જતાં સમજાયું કે આ જીંદગી રેલગાડી જેવી છે અને તેની મુસાફરી પણ નક્કી કરેલી છે. તેમાં આવતાં સ્ટેશનો (સુખ:દુખના પ્રસંગો) વગેરે. પણ ઉજ તેમાં ફેરફાર થતો નથી, તેમ જીવનમાં પણ જે થવાનું છે તે થશે જ. કોઇ ઉપાયે મિથ્યા થશે નહીં. તો પછી તે માટે હર્ષ કે શોક શા માટે? સમભાવ રાખી મનને મજબુત બનાવવા માટે આ દાખલો આપ્યો હતો. કેટલાક સમય પછી કહેવા લાગ્યા કે સલાટને આરસના પત્થરની લાટ મળી પણ શું કામની? પછી ટાંકણું લઇ ટાંકવા માંડતાં મૂર્તિ બનવા લાગી. સંતનો ચાલુ સત્સંગ પથ્થરનો માનવી બનાવી તેમાં પ્રાણ પ્રતિષ્ઠા કરે છે; ત્યારે જ સમજાય છે કે :—

જાણવું હતું તે જાણીયું, હવે નથી જાણવું કાંઈ,
પોતે પોતામાં ભળ્યો, જ્યમ પ્યાલો પાણી માંહી.

ઝાડની ડાળીએ ડાળીએ બેસી કૂદકા મારવા કરતાં એકજ ડાળી ઉપર બેસી નીચે નજર કરતાં થડ, મૂળ અને બીજ પણ નજરે પડશે.

સન ૧૯૫૪. આખો શિયાળો પત્નીને ઝાડાનું દર્દ અને અશક્તિ રહી. કોઈ ઉપાય ચાલે નહીં. દવાનું પાણી થઈ જાય. આવું શાથી થાય છે તે સમજાણું પડે નહીં. દેહના દંડ દેહ ભોગવે છે. સંજીવની કાર્યાલયની દવા ચાલુ કરી. હૈદ્રાબાદની થોડી દવા કરી. પછી ફાયદો ન દેખાતાં આર્તનાદ કર્યો કે હવે ક્યાં સુધી? ઉત્તર મળ્યો કે એપ્રીલમાં બહારગામ જઈ શકાશે અને તેમ થતાં સારું થયું.

સન ૧૯૫૫ : મોટી પુત્રીની સગાઈ બાબત ચિંતા રહેતી હતી. સન્મિત્ર તરફથી એકજ ઉત્તર મળતો કે "દેવને તેની કાળજી છે, ત્યારે શા માટે વિચાર કરવો?" ગાડીના સ્ટેશનોની વાત કરી હતી ને! શુ દ છે કે! વખત જાય છે. એક ભલા માણસની સાથે કોઈ મારે ત્યાં આવીને દીકરીનાં સગપણ માટે વાત કરે છે. દેખીતી રીતે સર્વ ઘણું આકર્ષક હતું અને તેથી થોડી વાતચીત વગેરે કરી વાત વધારવા માંડી. તેમાં કેટલાક વિરોધી તત્ત્વો પણ હતાં. જ્યાં લગભગ નક્કી જેવા લખાણનો પત્ર આવ્યો. સન્મિત્રને વાત કરી ત્યારે માટુંગા રેલ્વે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર કહ્યું "Don't be overjoyed" ઘણા ખુશી થશો નહીં. તેજ અઠવાડીઆમાં બીજો પત્ર આવ્યો કે આ બાબતમાં આગળ વિચાર કરવાનું એકદમ બંધ કરશો. આ બીના પણ સન્મિત્રને કહેતાં જવાબ મળ્યો કે "જીંદગી ની પીડા ગેલી". આ જીંદગીની પીડા ગઈ. મને કંઈ સમજણ પડી નહીં. પાછળથી તે વ્યક્તિ માટે કેટલીક પ્રતિકુળ બાબતો જાણવા મળી, ત્યારે જ ઉપરનાં વાક્યોનો અર્થ સમજાયો. આ પછી થોડાજ સમયમાં એવી રચના પ્રભુએ ગોઠવી કે મારા પૂજ્ય પિતાશ્રી તથા માતુશ્રી બન્નેએ અત્રે (મુંબઈ) આવી એક જુના સ્નેહીના સુપુત્ર સાથે સગપણ કરી આપ્યું કે જે દાદર રહેતા હતા. આ વાતની ખબર મિત્રને આપતાં તેમને આનંદ થયો. ત્યાર પછી લગ્ન મુલતવી રાખવાનું કહ્યું. એક દિવસે અમે આ જ બાબતની વાત કરવા દાદર જતા હતા, પણ માટુંગા થઈને જઈએ એમ કરી. સન્મિત્રને ઘેર ગયા. ત્યાં વાતોમાં ઘણું મોડું થઈ ગયું. વચમાં દાદર જવું

છે એનો ઉલ્લેખ થયો હતો પછી પાછા ઘેર આવ્યા ત્યારે લગ્ન ઉના ળામા નક્કી કરવા માટે સામેથી જ કહેવા માટે આવીને એના ભાઈને જોયા આ અનુભવ સમજે તેને માટે અમૂલ્ય છે લગ્ન સમયે બીજા ગોળમા સગપણ કરવા માટે અહરખાનેથી સોનો ઘણો જ વિરોધ હતો પણ સૌ કોઈ આવ્યા બે તડ હતા, તો પણ બે ગમ્યો નહી બાર અભગતનુ જ જોર મારી પાસે પાસે હતુ અને સન્મિત્ર ી અતરની મદદ હતી પોતે ગોધરા સુધી આવી ડાકોર ગયા અને અમારે જનદી ગામડે જવાનુ હતુ તેથી અમે ત્યા ગયા લગ્ન ઉપર માગ મિત્ર આવી શકયા નહીં તે તો મારે ત્યા અવસર ઉપર આવતી ગરમડ જોઈ ન શક્વાથી માથે રાત જઈ વજ્રાસનવાળી બેઠા અને કહેવા લાગ્યા કે હે દેવા! તારા બાળકને સભાળજે લાજ જશે તો તારી નરસિહ મહેતાના જેવો જ આ અનુભવ નહીં તો બીજુ શુ કહેવાય? લગ્ન સમયે આગને નિમે આખા ગામને ભોજન કરાવવાનુ હતુ રસોઈ અવસરમા ખૂટતી દેખાઈ મારા અભગતનુ રટન ચાલુ હતુ, બાવાની ઉદી મુખમા મૂકી, સ્મરણ ચાલુ હતુ ન સમજાય તેવી રીતે રસોઈ વધવા માડી તે એટલે સુધી કે મુખ્ય કાર્યકર્તા મારા પિતાશ્રીને કહેવા લાગ્યા કે "મામા, હજુ વીસ વીસ માણસો આવે તોપણ વાધો નહીં આવે" દયાળુ પ્રભુ આ પ્રમાણે સૌની લાજ રાખો બીજા બે દિવસ પણ કેટલાક અનુભવ થયા તે નાજુક હોવાથી અત્રે લખતો નથી પણ —

અનુભવીનુ અતર જાણે રે, કળી ન શકે માનવી હોજી

સન ૧૯૫૬ · પત્નીને માદગી ૧૯૫૪ની જેમ શરૂ થઈ દવા ચાલુ કરી અસર થઈ નહી દવાગીને સન્મિત્રને દવા આપવા કહ્યુ કઈક દવાની અસર થાય ને ફરીથી પાછો ઉથલો મારે માનસિક નબળાઈ વધી પછી પૂછ્યુ કે શુ થશે? ક્યારે સારુ થશે? તો કહે તમારે શુ કામ છે? ને મહારગામ જવાની ઈચ્છા કહી ત્યારે કહ્યુ કે ૧૫મી એપ્રીલે જવાશે ૧૪મી એપ્રીલે ઝાડા બધ થઈ ગયા અને મને રજા મળવાથી જુન ૧૯૫૬મા એકલા ગોધરા રહેવાનુ નક્કી થયુ કૌટુબીક વિરોધો થયા પણ શાતિથી રહેવાનો પ્રયત્ન કર્યો અતે અનુભવ થયો કે —

"દુર્વૃત્તિઓ જ્યારે જાગે જનોની, તે એન માંડે ભયનો ભરેનો"

એવો અસહ્ય આક્ષેપ મુકાયો પણ જાણ પડી તે આક્ષેપની ડીસેબર ૧૯૫૬મા ત્યારે ઘણુ દુ ખ થયુ કહે છે કે ઈશ્વર પોતાના ભકતને પાસે

લેવા ઇચ્છે છે ત્યારે પહેલાં તેનો વાટોળો કરી નાખે છે એટલે કે તેના ઉપર કારણ ન હોવા છતાં પણ હેરાનગતિનો પાર રહે નહીં. આ એક કસોટી છે પણ તબીયત માટે ભારે પડી. She got the shock of her life and will not be out of it upto the end of her life, unless by God's grace she may be able to reconcile her *mind.*

**જુલાઈ ૧૯૫૬ :** હજુ તબિયતમાં સુધારો થયો નથી એટલામાં મુંબઈમાં બેનને અકસ્માત થયો અને દાઝી ગઈ. હોસ્પીટલમાં દાખલ કરી, માનસિક ટેન્શનથી ગાંડપણ શરૂ થયું. સન્મિત્રની સહાય માગી. તેમણે કહ્યું કે ઘેર લઈ જાઓ અને તમારા બનેવીની 'હા' હોય તોજ હું પ્રયત્ન કરું. તેમણે હા પાડી અને બેનને ઘેર લઈ આવ્યા. રોજ નામસ્મરણ કરવાની અટક આપી. શુદ્ધ ભાવ, શુદ્ધ ખોરાક લેવાનું કહી માત્ર સંજીવનીનાં પોતાં કપાળ ઉપર મુકવાનું કહ્યું. દોઢ મહીનામાં આરામ થઇ ગયો. આ ભક્તિનો પ્રભાવ કેટલો અજબ છે તેની ખાત્રી આપે છે.

**ઓકટોબર ૧૯૫૬ :** પોતાને ઓચિંતો પેટમાં દુખાવો અને અસહ્ય ચૂંક બોતેર કલાક સુધી રહી. સન્મિત્રે દવા આપી થોડા સમયમાં આરામ થયો. મનમાં નામજપ ચાલુજ હતા અને ચાલુ રાખવાનું કહેવામાં આવ્યું હતું.

**નવેમ્બર ૧૯૫૬ :** પિતાશ્રીને ટાયફોઇડ તાવ. પોતાની અશક્ત તબિયત. પણ મનની મજબુતી વધી. તેથી ધૈર્યથી સેવા કરી. તેમને ઇશકૃપાથી આરામ થયો તે સમયે પણ બાર અભંગ નામજપ ચાલુ હતા. પહેલાંનું અતિશય પોચું મન ધૈર્યવાળું થયું તે નામ જપનોજ પ્રભાવ છે. અમારાથી છાની રીતે કેટલીક કૌટુંબીક ઘટનાઓ બની. હવેજ ખબર પડવા માંડી કે :—

**સબ સ્વારથકે સાથી મનવા, જગમેં અપના કોઈ નહીં.**

અનુભવ થાય ત્યારે જ વૈરાગ્ય આવે. પણ માયાનો પાશ ઘણો જુનો છે તેથી અંતર તે પાશ તરફ ખેંચાય છે. પછી અનુભવ એવો થાય છે કે :—

**વૈરાગ્ય ને ત્યાગની વૃત્તિએ હૈયું હચમચાવી નાખ્યું.**
**મૃદુ ને કોમળ ફુલ પરાગ જેવું હૃદય, વજ્ર જેવું કઠોર બનવા લાગ્યું.**

૧૯૫૭ : કહેવત છે કે દાસીની રાણી થઇ પણ મૂળ સ્વભાવ જાય નહીં. પત્ર સ્વરૂપે માયાએ ઉપરા ઉપરી પ્રહાર કરવા માંડયા. ચારે બાજુએથી વટોળીયો શરૂ થયો. કુટુંબી જનોએ પ્રહાર કરવા માંડયા. એક સામટો વિરોધ, કડવાં વેણ ભરેલા પત્રો ચાલુ થઈ ગયા. ગંભીરતા વધતી ગઇ. સમુદ્ર જેવાં મોજાં પણ અથડાઇને શરમથી પાછાં જતાં દેખાયાં. ગંભીરતા વધે, તેમ ઘુઘવાટ વધે, પણ છેવટે ગુરૂકૃપાથી આવાં ભયાનક મોજાં સામે શાંતિથી સહન કરવાની શકિત આવી. દાવાનળ વચ્ચે બેસી શાંતિનો અનુભવ લેવો એ પણ આ કળિયુગમાં નવાઇ નહિ તો શું કહેવાય ?

મે, જુન ૧૯૫૭ : શાંતિથી ભ્રમણ કર્યું શીરડી સાંઇસ્થાન, ઔરંગાબાદ, ઇલોરા, અજંટા, ધૃષ્ણેશ્વર મહાદેવ; નર્મદાતટે–ચાણોદ, કરનાળી, વ્યાસ, શુકદેવજી, ગરૂડેશ્વર, બદ્રીનારાયણ (નવુંમંદીર), શેષશાયી, તથા એકસતે કરનાળીમાં યજ્ઞ કર્યો હતો તેની પૂર્ણાહુતિના દર્શન થયા. ત્યાંથી ગોધરા રહી–ત્રણ દિવસ માતૃભૂમિમાં માતાપિતાના દર્શન કરી પાછા મુંબઇ આવ્યા.

ઓકટોબર ૧૯૫૭ : શ્રી ડાકોરજીનાં દર્શન કરવા શરદ પુનમે ગયો. ત્યાંથી પાછા આવતાં રસ્તામાં પાલઘર આવતા ખિસ્સું કપાયું. તે સમયે એક ઉંચા ટી. ટી.એ આવી સાવધ કરી ટિકિટ માગી ત્યારે ખબર પડી. પાંચ મિનિટ સુધી ટિકિટ બીજા ખિસ્સામા હતી તે કાઢી આપતાં જોઈ પછી જતા રહ્યા. થોડા સમય પછી પાટલી ઉપર સો રૂપીઆનું થોકડીવાળું કવર કપાયેલા ખિસ્સામાંથી નીકળીને પડેલું નજરે પડયું. ત્યારેજ જણાયું કે મારો રણછોડરાય આવી ગયો પણ મારાથી ઓળખાયો નહીં. મુખમાથી શબ્દો નીકળ્યા કે —

**પ્રભુ આમજ આપદ તું હરતો, મમ મૂર્ખપણું ઉર ના ધરતો**
**રથમાં વણ ભાન પડી હું રહ્યો, ટી. ટી. થઈ તું ત્યાં આવી ગયો.**

જાન્યુ. માર્ચ, ૫૮ : ફરી પાછી પત્નીને માંદગી. દવા ચાલુ કરી. અશકિત વધતી ચાલી. જેમ તેમ કરીને વખત નીકળે છે. બહારગામ જવાનો વિચાર કરતાં સન્મિત્રે અનુકૂળ સમય નથી એવી આડકતરી રીતે સૂચના કરી તે છતાં મે–જુનમાં ગોધરા ગયા ત્યારે મને રજા મળી નહીં તેથી એકલાં રહેવું પડયું. ઝાડાનું દરદ તો બંધ થયું. પણ ગરમી અને એવી બીજી કેટલીક અડચણોથી કંટાળીને એકાદ મહીનામાં પાછાં મુંબઈ

આવ્યાં ત્યારે જ શાંતિ થઈ. આ માંદગી વખતે એક ગાડીવાળા જેવા પોષાકમાં સન્મિત્રે ઘરમાં આવીને જાણે મારવાની વાત કરતા હોય એવું દ્રષ્ટાંત પડયા પછી તરત જ દરદ બંધ થયું હતું.

**જુન ૧૯૫૮ :** સન્મિત્રના કહેવાથી જુન ૧૯મીએ શ્રી સદ્‌ગુરૂ ગુલવણી મહારાજનાં દર્શને સહકુટુંબ પુના ગયો. ત્યાં ૨૦મી તારીખે આળંદી શ્રી જ્ઞાનેશ્વરની સમાધિનાં દર્શન કરીને પછી બાર વાગે શ્રી ગુરૂમહારાજનાં દર્શન કરી પ્રસાદ લઇને કાકાને ઘેર ગયા. ત્યાંથી જમીને સાંજની ગાડીમાં મુંબઈ આવવા નીકળ્યા. સ્ટેશન ઉપરથી જ પત્નીને બેચેની શરૂ થઇ. સોડા પીતાં કંઇક શાંતિ વળી. પણ ગાડી ચાલતાં પેટમાં શળ શરૂ થયું. અને તેથી ગભરામણ થવા લાગી. મારુંશસ્ત્ર-બાર અભંગ શરૂ કર્યા કે એને ક્ષેમકુશળ માટુંગા સુધી લઈ જવાય તો સારૂં. રસ્તામાં ચા મળે તો સારૂં એવી ઇચ્છા થઈ; પણ અત્યંત ભીડને લીધે એક સ્ટેશન ઉપરથી ઉતરાયું નહીં અને ગાડી ઉપડી. પત્ની પાટલી ઉપર પેટ દાબીને આંખો મીંચીને દરદનો સામનો ધીરજથી કરે છે તેવામાં તેને એક ચમત્કાર થયો. શ્રી સ. ગુલવણી મહારાજ તેના ચક્ષુ સમક્ષ આવી ઉભા રહ્યા અને કહ્યું "શાંતિ રાખ-આવતા સ્ટેશને ચ્હા મળશે" એમ કહી અદ્રશ્ય થઈ ગયા. ખરેખર બીજે સ્ટેશને ગાડી ઉભી રહેતાં પાસે બેઠેલા માણસે નીચે ઉતરી એ કપ ચ્હા લાવી આપતાં અમને શાંતિનો અનુભવ થયો. પછી દાદર સ્ટેશને ઉતરતાં કોઇ ટેકસીવાળા માટુંગા જવા તૈયાર થાય નહીં અને તેથી દરદ થતું હતું છતાં પણ કઠણ મન કરી ચાલવા માંડતાં, દસ પગલાં જતાં જ એક નાની ટેકસીવાળાએ અમને ચાર પેસેંજરને લઇ ઉપકાર કર્યો. તે શું ઇશ્વરની દયાનો અનુભવ ના કહેવાય કે ?

**ડીસેંબર ૧૯૫૮ :** પત્નીની માંદગી ઉપર માંદગી ચાલુ જ રહી. પેટના દુખાવા પછી પડખામાં શળ શરૂ થયું, પછી શરીરમાં પાચનક્રિયા ઘટતી ગઇ ખબર પડી નહીં અને શરીરનો રંગ પીળો થવા લાગ્યો તે એટલે સુધી કે મૂળ શ્યામ રંગ તદન અલોપ થઇ ગયો. સન્મિત્રને દવા આપવાનું કહેતાં સંજીવનીની દવાઓ ચાલુ રાખી. એક દિવસ મેંદીના પાનનો રસ પીવાનું સૂચન કર્યું. થોડે થોડે ૪૦ દિવસ તે રસના સેવનથી પીળાશ જતી રહી. એક દિવસ સ્વપ્નું આવ્યું કે તે તેને પિયર ગઇ છે અને એટલામાં એક પાડો મોટા શીંગડાંવાળો આંખો લાલ કરીને તેને મારવા આવે છે. તે જોરથી દોડવા લાગી, પાછળ પાડો દોડતો આવે છે.

નવેકુળીએથી જુને ફળીયે તેના કાકાના ઘેર આશરો લેવા દોડની જતાં વિચાર કરે છે કે મોટો રસ્તો મૂકી બોડના ઘર પાસેની ગલીમાંથી દોડી જાઉં તોજ બચાશે. તેમ કરીને કાકાના ઘરમાં જઈ બેઠી, ત્યારે જીવમાં જીવ આવ્યો. પાડો જતો રહ્યો અને સ્વપ્નું પણ જતું રહ્યું.

**જાન્યુઆરી ૧૯૫૯ :** પહેલા જ અઠવાડીઆમાં મંદવાડનાં ચિહ્ન વધી પડયાં. સોમવારને પમી જાન્યુઆરીએ સવારમાં ટેકરી કરીને સન્મિત્રને બોલાવી લાવ્યો. ગેસથી પેટ નગારા જેવું થયું છે. ઝાડા ઘણા થાય છે. આંખોમાં જીવ આવ્યો છે. ગભરાટ થવા છતાં ઉપરથી શાંતિ બતાવવાનો પ્રયત્ન કરે છે. કંઠમાંથી અવાજ નીકળતો નથી. હાથપગના દેવ જતા રહેતા હોય તેવો પ્રસંગ દેખાતો હતો. મનમાં થયું કે —

શું આવ્યું જમનું તેડું, કે સ્વપ્ને પાડો દેખીયો રે,
મનડું વ્યાકુળ વ્યાકુળ થાય, કે હૈયું હાથ રહ્યું નહીં રે:
સદ્ગુણ સંભારીને તેના, હું મનમાં રડી રહ્યો રે,
કરી કરૂણા સમર્થા દીનાનાથ, કે તું વહેલો પધારજે રે.

સન્મિત્રે 'એનીમા' આપવાનું કહેતાં તેણીએ કબુલ કર્યું. પરંતુ ચાર દિવસ એનીમા આપવા છતાં પેટ પત્થર જેવુંજ રહ્યું. ગેસ સવાર સાંજ થાય ત્યારે વ્યાકુળતા અનુભવે. મિત્રનું હૈયું પણ હચમચી ગયું. સદ્ગુરૂ ભાઉસાહેબ મહારાજનો ફોટો તરત કાઢી તેના સામું જોઇ તેને અર્પણ કરી દીધી. તે ફોટાની પ્રદક્ષિણા કરાવી કહ્યું કે પ્રતિજ્ઞા કરો કે મરીશ તો તારા ચરણમાં જ, પથારીમાં નહિ. તે પ્રમાણે પ્રદક્ષિણાનો ક્રમ ચાલુ રાખ્યો. પેટ ઉપર ડાબા પડખે જ્યાં પત્થર જેવું હતું તે ઉપર ભીલામાનું ગરમ તેલ કાઢી સ્વસ્તિક ચિહ્ન કર્યું. જો કે દસ જુલાબ થયા પણ બધું દરદ નીચોવી કાઢયું. બીજે દિવસે પણ જરા જરા તે જ તેલ ચોપડયું અને પેટમાંનું દરદ કાઢી નાખ્યું. અશક્તિ હોવા છતાં રોજ સવારે બસો પ્રદક્ષિણા (ફોટાની) કરે છે. તે વધીને સવારમાં અને સાંજે દર વખતે પાંચસો પ્રદક્ષિણા અને બપોરના બસો પ્રદક્ષિણા હવે કરી શકે છે. આ બધું અડગ શ્રદ્ધા અને એકનિષ્ઠાનું જ બળ છે. આ પંદર દિવસમાં અનેક શુભેચ્છકોએ મોટા ડોક્ટરને બોલાવવાની અથવા દવાખાનામાં દાખલ કરવાની એમ અનેક શિખામણો આપી હતી પણ ગુરૂકૃપાથી શ્રદ્ધાની કસોટીએ ચઢીને એક જ જવાબ તેણીએ આપ્યો કે મરીશ તો પ્રદક્ષિણા કરતાં કરતાં

પણ તેને નહીં તજું. તેનામાં આ દઢતા મારા સન્મિત્રની શુભેચ્છાને લીધે ઉદ્દભવી હતી. મને તેમની પોતાની ૧૯૫૫ની માંદગીના અનુભવનું વર્ણન કરતાં એક સાંજે કહ્યું કે તેમને કંઈ જ શક્તિ ન હતી તથા વજન પણ વીસ પચીસ રતલ ઘટી ગયું હતું. ત્યારે મુંબઈમાં ક્રાઈસ્ટનો દિવસ ઉજવાતો હતો. તે દિવસે સ્વપ્નમાં જોયું અને સાંભળ્યું કે કસોટીમાંથી પાર પડતાં અદ્દભુત સુખ મળશે; એમ કહીને એક મોટું સુંદર ગુલાબનું ફૂલ તેમને આપવામાં આવ્યું. આવું જ મારી પત્નીને પણ માંદગીના એક દિવસે સ્વપ્નું આવ્યું. તે એક ખેતરમાં જતી હતી ત્યાં ખેતરના છેડે ફૂલ ઝાડ જેવું જોયું. તેમાં જોતાં એક ઘણું મોટું ત્રણ ગુચ્છાથી એક થયેલું એવું સુંદર ફૂલ જોયું. એમ ભવિષ્ય કહેતું હશે કે તારી સુવાસ પણ ત્રણે લોકમાં ફેલાશે. " દિગંબરા દિગંબરા શ્રી પાદ વલ્લભ દિગંબરા " બ્રહ્મા, વિષ્ણુ, મહેશ સ્વરૂપ શ્રી ગુરૂ દત્તાત્રેય મહારાજની તેના ઉપર કૃપા થતી હોય તેવું લાગે છે. ઉપર પ્રમાણે મારો જીવન સંગ્રામ ચાલુ હતો ત્યારે સંત કવિ શ્રી મહીપતિ કૃત 'શ્રી ભકતવિજય ગ્રંથ'નું મરાઠીમાંથી ગુજરાતીમાં ભાષાંતર થયું અને પછીથી અનાથાશ્રમ પ્રેસ, નડીઆદમાં છાપવાનું શરૂ થયું તે લખતાં એક રાત્રે ફાઉન્ટન પેનમાં શાહી થઇ રહેતાં પાણી જેવા અક્ષરે લખાયું અને બીજે દિવસે શાહીના અક્ષરો થયા. એક દિવસ બપોરે ઓફીસમાં શ્રી બાળકૃષ્ણની ઝાંખી થઇ હતી. તે ગ્રંથમાં મૂકવાના ફોટા વગેરેનું કામ ઇષ્ટ કૃપાથી થયું છે. સન્મિત્ર કહે છે કે પ્રકાશકની તપશ્ચર્યા ઘણી મોટી છે. માત્ર પ્રવાહી પદાર્થ લઇને એકસો દિવસનું તેનું તપ પૂરું થયું છે. તેમ થવાનો અર્થ તમને નહીં સમજાય પણ હું જોઇ શકું છું કે તેમના નામથી 'શ્રી ભકતવિજય ગ્રંથ' પ્રસિદ્ધ કરવાની લાયકાત તે મેળવી શક્યાં છે.

"ઉપસંહાર"

મનમાં હવે દઢ થયું છે કે જગત સ્વાર્થીઓની સોનેરી ટોળી જ છે. દુનિયામાં સૌ કોઇ સ્વાર્થી છે અને દુનિયાની સર્વ ચીજો પણ જુદી છે તે પણ સમજાયું :- તેમાં આવી ગયું ઘરબાર, સંપત્તિ વિગેરે. તે પણ મારે શું કામનું છે ? બે ટંક ભોજન મળે અને બે કપડાં અંગ ઢાંકવા મળે તેજ સારૂં છે, તે સિવાય કંઇ નહીં. તો પછી મમતા ધરીને સર્વ પાછળ શા માટે શ્રમ લઇને ભટકે છે ? જ્યાં જવાનું છે તે રસ્તો હજુ તારા ચર્મચક્ષુ સમક્ષ કેમ દેખાતો નથી.! પણ હવે ધીરે ધીરે પ્રકાશ પડે છે. તેથી કંઈક ઝાંખુ ઝાંખુ દેખાય છે તેવો ભાસ

થાય છે. કંઈક સમજાય છે કે સહજ સ્થિતિમાં જે કંઇ બને કે થાય તે જ યોગ્ય છે. કોઈપણ કાર્ય માટે હું કરું છું, મારાં છે માટે કરું છું એવું સમજી દોડધામ કરવી નકામી છે. એ સર્વ ખોટું જ છે, એ સર્વ ભ્રમ છે. માટે તે ભ્રમનો નાશ થવો જોઇએ—"ભ્રમ" ન થવો જોઇએ. મનમાં નિવૃત્તિ થવી જોઇએ એટલે કે આવી કોઈપણ ચીજ કે વસ્તુ કે જન માટે વૃત્તિજ ન થવી જોઇએ, ત્યારે જ માણસ ખરો નિવૃત્ત થયો કહેવાય. ચિત્તમાં વૃત્તિ કરી તેનો નિરોધ કરતાં કષ્ટ થાય છે માટે તે માર્ગ ખોટો છે. એ નક્કી છે. તેથી જ વૃત્તિ ન થાય તેમ રહેવું-તેવી સ્થિતિ પ્રાપ્ત કરવી. તે સ્થિતિ બાળકની જન્મે તે સમયથી થોડા વખત સુધી હોય છે. તેનું તાળવું પોચું હોય છે તેથી તેનો 'પર' સાથે સંબંધ હોય છે. તેથી તેને કંઇ વૃત્તિ થતી નથી અને તે પડી જ રહે છે. 'પર' એટલે પૃથ્વીની આસપાસ વાતાવરણ છે તેની ઉપર જતા જે આવે તે. એ બાળકનું તાળવું કઠણ થતા "પર" સાથેનો સંબંધ તૂટે છે અને પછી બોલવું કે રડવું વગેરે શરૂ કરે છે, ત્યારે આપણે કહીએ છીએ કે બાળક સમજવા લાગ્યું...પણ ખરૂં જોતાં તેની પ્રકૃતિ વૃત્તિમય થવા લાગી અને ખરૂં તત્ત્વ ભુલાઈ ગયું. (નિવૃત્તિ=વૃત્તિ નહીં તે) માટે મુમુક્ષુએ નિવૃત્ત થવાની જરૂર છે. એવું મારા મનમાં ઠસવા લાગ્યું છે. આમ થવા માટે આસક્તિનો ત્યાગ કરવો, મમતા રાખવી નહીં અને સહજ સ્થિતિમાં રહેવું. પછી તેમ કરતાં અનેક વિઘ્ન ઉપસ્થિત થશે અને થાય છે પણ ખરા જેને જેમ કહેવું કે કરવું હોય તેને ભલે તેમ કરવા દેવું આપણે જાતે નિર્લેપ રહેવું તો પછી તે વિઘ્નો આપોઆપ દૂર થશે. મનનું ઘડતર આમ "મમતા" માંથી વળતું જાય છે, કોઇ વખત વિચારશૂન્ય અવસ્થા થાય છે. કોઇ બોલાવે તો પણ સંભળાય નહીં. ત્યારે કહે કે હવે બહેરાપણું આવતું લાગે છે પણ સત્ય વસ્તુ જુદીજ છે. જગ જાણે કે મૂર્ખ, પણ અંતરમાં શાણો-તેવો ઘાટ થતો જાય છે-ધીરે ધીરે જાએગો સબ માયાકો સાથ-અને પછી તો પોતાનો દેહ પણ પોતાનો નથી તેવી જ્યારે પાકી સમજ આવશે ત્યારે જ 'મીરાનરી'નો અર્થ સમજાશે. To miss oneself into "ion"=પરતત્ત્વમાં લીન થવું તે પછી નથી બીજો જન્મ કે મરણ કે એવી કોઈ ઉપાધિ. જેમ કેટલાક ભક્તો દેવમાં આ દેહ સાથે લીન થઇ ગયાનું શ્રી ભક્તવિજય ગ્રંથમાં લખાણ [illegible] ...ન્હોપાત્રા [illegible] લીન થઇ ગઇ હતી.

# " શુદ્ધિ પત્ર "

" જે શબ્દોથી અર્થ તદ્દન ફેરવાઇ જાય તેવા જ શબ્દો આપ્યા છે. બીજા કાના માત્ર જેવી ક્ષતીઓ સુધારી લેવાની વાંચકને વિનંતિ છે. "

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨ | ૨૫ | ૧૯૧૩ | ૨૦૧૩ |
| ૩ | ૧૫ | બંગાળ | મન (દક્ષીણમાં હતો) |
| ૯ | ૧૯ | કમતી | કિમતી |
| ૧૬ | ૧૪ | જોરને | જોઇને |
| ૨૧ | ૯ | ટાલ | ટાળ (મંજીરા) |
| ૪૯ | ૯ | અવગુણો | સદ્ગુણો |
| ૫૪ | ૨ | રાહુ | સહુ |
| ૫૫ | ૫ | સંસારમાં | સાગરમાં |
| ૫૫ | ૬ | તજી | તુજ |
| ૫૫ | ૯ | તારા | અંતરી |
| ૭૫ | ૨ | રામનંદ | રામાનંદ |
| ૮૭ | ૫ | પરી | પરી |
| ૧૦૫ | ૨૦ | વાયાતીત | વાચાતીત |
| ૧૦૫ | ૨૦ | તેથી | તેથે (ત્યાં) |
| ૧૧૩ | ૮ | તમને | તેમને (વિઠ્ઠલને) |
| ૧૩૩ | ૧૯ | રાક | શક |
| ૧૩૩ | ૨૯, ૩૦ | પરખી | પરણી |
| ૧૪૬ | ૨૧ | કમરો | કમળો |
| ૧૬૧ | ૨૫ | તે | તેનો |
| ૧૬૨ | ૩૧ | સગુગરૂપ | સગુણરૂપ |
| ૧૭૫ | ૨૮ | નિજકાળ | નિજકળા |
| ૧૭૬ | ૧૪ | એમ | અને |
| ૧૮૭ | ૩૧ | મવાડા | પવાડા |
| ૧૯૫ | ૩૧ | આપે | આપણે |
| ૨૦૦ | ૨૦ | વિનોબાની | વિઠોબાની |
| ૨૧૩ | ૨૦ | શોધ | સોપ |
| ૨૧૫ | ૧૦ | ભક્યવિજય | ભક્તવિજય |
| ૨૩૫ | ૪ | તારો | મારો |
| ૨૩૬ | ૬ | ભજ્યો | ભજ્યો |
| ૨૩૬ | ૬ | પ્યાલો | પાલો (ઝાકળ) |
| ૨૩૮ | ૧૭ | સંભાળી | સાંભળી |

| પાન | લીટી | અશુદ્ધ |
|---|---|---|
| ૨૬૪ | ૨ | નાથદેવ |
| ૨૬૫ | ૧૭ | દ્રુ |
| ૨૮૪ | ૪ | પાવન |
| ૨૮૮ | ૯ | વૈકુંનાથ |
| ૨૯૮ | ૨૬ | માલતી મંડળ |
| ૩૦૦ | ૨૯ | અહો |
| ૩૩૯ | ૨૨ | ગયન |
| ૩૬૧ | ૫ | ભીમાનીરવાસી મહીપતી, |
| ૩૯૯ | ૧૦ | સ્વપ્નમાં |
| ૪૨૧ | ૭ | નિગુણું |
| ૪૩૦ | ૨ | લિકલ્પ |
| ૪૩૫ | ૩૨ | ગથ્યા |
| ૪૪૫ | ૧૬ | ઉપાસક |
| ૪૪૭ | ૭ | સમાધાન |
| ૪૪૯ | ૨૭ | વૈકુઠ |
| ૪૫૮ | ૧૫ | અકલાપુરી |
| ૪૫૮ | ૧૬ | અજાત જ્ઞની |
| ૪૬૩ | ૧૬ | વૈકુઠે |
| ૪૬૮ | ૧૫ | જેબગામ |
| ૪૯૦ | ૧૮ | કહે |
| ૫૧૬ | ૧૩ | બોધસેવુઆ |
| ૫૨૯ | ૧૦ | સત્ર |
| ૫૩૧ | ૧૨ | ગૃત્તન |
| ૫૪૧ | ૧૩ | નખ્યો |
| ૫૫૭ | ૧ | એ |
| ૫૭૧ | ૧૯ | ગળગાર્ |
| ૫૯૧ | ૨૦ | પંપલાં |
| ૫૯૮ | ૧૬ | આ તોં |
| ૫૯૮ | ૨૨ | નરોતી |
| ૬૧૭ | ૨૧ | સંચીતા |
| ૬૩૩ | ૨ | પ્યાવો |
| ૬૩૪ | ૨૬ | રેજા મ |
| ૬૩૪ | ૨૯ | |

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬૪ | ૨ | નાયદેવ | નામદેવ |
| ૨૬૫ | ૧૭ | ઘ્ર | તો |
| ૨૮૪ | ૪ | પાવન | પાપ ન |
| ૨૮૮ | ૯ | વૈકુંનાથ | વૈકુંઠનાથ |
| ૨૯૮ | ૨૬ | માલતી મંડળ | માલતી મંડપ |
| ૩૦૦ | ૨૯ | અહો | અખંડ |
| ૩૩૯ | ૨૨ | ગયન | ગાયન |
| ૩૬૧ | ૫ | શ્રીમાતીરવારી મહીપની, | શ્રીમાતીરવામીની કૃપાથી મહીપતી |
| ૩૯૯ | ૨૦ | સ્વપ્નમાં | સ્વપ્નમાંથી |
| ૪૨૧ | ૭ | નિગુર્ણ | નિર્ગુણ |
| ૪૩૦ | ૨ | લિકલ્પ | વિકલ્પ |
| ૪૩૫ | ૩૨ | ગળ્યા | મળ્યો |
| ૪૪૫ | ૧૬ | ઉપાસક | ઉપદ્દાસક |
| ૪૪૭ | ૭ | સમાધાન | સાવધાન |
| ૪૪૯ | ૨૭ | વૈકુંઠ | વૈકુંઠપતિ |
| ૪૫૮ | ૧૫ | અક્લાપુગી | અલ્કાપુરી |
| ૪૫૮ | ૧૬ | અજ્ઞત વૃક્ષની | અજાનવૃક્ષની |
| ૪૬૩ | ૧૬ | વેકુંઠે | વૈકુંઠે |
| ૪૬૮ | ૧૫ | જાંબગામ | જાંબગામ |
| ૪૯૦ | ૧૮ | કુહે | કરે |
| ૫૧૬ | ૧૩ | બોધલેલુઆ | બોધલેબુઆ |
| ૫૨૯ | ૧૦ | સવ | સર્વ |
| ૫૩૧ | ૧૨ | વૃત્તન | વૃતાત |
| ૫૪૧ | ૧૩ | નખ્યો | રાખ્યો |
| ૫૫૨ | ૧ | એ | એક |
| ૫૭૧ | ૧૯ | ગળગાવી | સળગાવી |
| ૫૯૧ | ૨૦ | પંપલાંના | પહેલાંના |
| ૫૯૩ | ૧૬ | આ તો | આનો |
| ૫૯૮ | ૨૨ | નહોતી | રહેતી |
| ૬૧૨ | ૨૧ | સંચીતા સે | સંચીતાચે |
| ૬૩૬ | ૨ | પ્યાલો | પાલો (ઝાકળ) |
| ૬૩૪ | ૨૬ | રજા મળવાથી | રજા ન મળવાથી |
| ૬૩૪ | ૨૯ | સારૂં | મારૂં |